આવતે અઠવાડિયે બહાર પડે છે

વહેતાં પાણી પ્રકાશનમાળા : પુસ્તિકા ત્રીજી

# આપણો સાગર-સૈનિક

-ગયા ફેબ્રુઆરીમાં જેણે શાંતિમય હડતાલે એકાએક વિફરી બેસીને ખુલ્લા બળવાનું સ્વરૂપ ધારણ કરેલું તે હિંદી નાવિકની પિછાન આપતું પહેલવહેલું પુસ્તક

અનેક ચિત્રો સહિતનાં

એના ૨૬૦ પાનામાં

- હિંદી નૌકાદળની સ્થાપનાથી તે આજ સુધીની સળંગ કથા.
- નાવિકોના બળવા વચ્ચે ઘુમી આવનારનું લખેલ એ દિવસોનું વર્ણન.
- અને બળવાનાં કારણોની તપાસ કરવા નિમાયેલી સમિતિ સમક્ષ નાવિકોએ ઠાલવેલી પોતાના દિલની કથાનો માહિતિપૂર્ણ અને રસિક અહેવાલ.

કિંમત રૂ. ૩-૦-૦ ૨જી. ટ. ખ. ૦-૬-૦

: પ્રાપ્તિસ્થાન :

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ભીમરાજ બીલ્ડિંગ, કાલબાદેવી, મુંબઈ-૨

ફરનાન્ડીઝ પુલ નીચે, અમદાવાદ

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૬ : 'નવરચના' વર્ષ ૧૧ : અંક ૭

ઓક્ટોબર : ૧૯૪૬



અનુક્રમ

| | | | |
|---|---|---|---|
| ૧ | આત્મસંકટ અને આંકડા | | ૯ |
| ૨ | વહેતાં પાણી | માસિક નોંધ | ૧૧ |
| ૩ | કાળચક્ર | ઝવેરચંદ મેઘાણી | ૧૯ |
| ૪ | હિંદમાં વિમાની સફરો | | ૨૪ |
| ૫ | કમલેશ અને શિરીષ | પ્રશાંત | ૨૫ |
| ૬ | નવી પ્રજા અને ધર્મવૃત્તિ | સ્વ. હરજીવન સોમૈયા | ૩૨ |
| ૭ | એક મસ્ત મુસાફર | પુરાતન બુચ | ૩૪ |
| ૮ | સ્વતંત્ર દેશનું શિક્ષણ | | ૩૬ |
| ૯ | વિજ્ઞાનદર્શન | બંસી ગાંધી, પ્રો. જયંતિલાલ દે. ઓઝા, ડૉ. નરસિંહ મુ. શાહ | ૩૭ |
| ૧૦ | ગળચટાં વખ | ચુનીલાલ મડિયા | ૪૧ |
| ૧૧ | દવાખાનાના બાંકડા પર | સૌજન્ય | ૪૬ |
| ૧૨ | વિતૃષ્ણ ! | અશોક હર્ષ | ૫૧ |
| ૧૩ | ત્રીજા પ્રયાણને છેલ્લે ખાંભે | ઝવેરચંદ મેઘાણી | ૫૩ |
| ૧૪ | કલકત્તાનો હત્યાકાંડ | એક પત્ર | ૬૦ |
| ૧૫ | ગ્રંથસમીક્ષા | अ. म. रा. | ૬૫ |
| ૧૬ | હરીફ | ભૂપેન્દ્ર ઉપાધ્યાય | ૬૮ |

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૬-૦-૦ : પરદેશમાં રૂ. ૯-૦-૦

છૂટક નકલ ૧૨ આના

ભારતી સાહિત્ય સંઘ લિ.

ભીમરાજ બીલ્ડિંગ, ત્રીજે માળે, નવી હનુમાન ગલીના નાકે, કાલબાદેવી રસ્તો, મુંબઈ ૨.

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ



To beautify the hair and keep it in place all day, use...
HAIRCHIP




ઊર્મિ વર્ષ : ૧૬ મું ● નવરચના વર્ષ : ૧૧ મું ● અંક : ૭ મો : ઓક્ટોબર ૧૯૪૬

# અન્નસંકટ અને આંકડા

હિંદુસ્તાનની જમીનની ફળદ્રુપતાના પ્રમાણમાં આજે એમાંથી ઘણું ઓછું અનાજ પેદા થઈ રહ્યું છે. પણ વધુ સારી જાતનાં બીનું વાવેતર કરવાથી અત્યારની નીપજમાં ૨૯ ટકાનો વધારો થઈ શકે તેમ છે.

તમારા ગામના અભણ ખેડૂત પાસ જઈને એને આ સાદી વાત સમજાવશો? વધુ સારું બિયારણ ક્યાંથી અને કઇ રીતે મેળવશો!

હિંદુસ્તાનની બે અબજ ને પિસ્તાલીસ કરોડ એકર જમીનનો ખેતીવાડીમાં ઉપયોગ થાય છે. એમાંથી માત્ર ૩૨ કરોડ એકરમાં જ વર્ષે બે પાક લેવાય છે. નવી નહેરો અને નવા કૂવાઓ ખોદાવાય તો હજી વધુ જમીન એનું પાણી પીને બે પાક આપી શકે તેમ છે.

તમારા ગામના ગરીબ ખેડૂતના ખેતરમાં એક કૂવો ખોદાવવા, કે બની શકે તો પાણી ખેંચવાનું એંજિન ખરીદવા, બસો–પાંચસો રૂપિયા એને ઉછીના આપશો? એથી દેશને, તમને અને અમને જે લાભ થશે તેની વિસાતમાં બેંકનું વ્યાજ તો કાંઈ નથી.

હિંદુસ્તાનની જેટલી જમીન ખેતીને લાયક છે તેમાંથી નવ કરોડ એકર તો વણખેડાયેલી પડી રહે છે.

આ વાંચીને તરત જ આ માસિક હાથમાંથી પડતું મૂકીને એક હળ ને બે બળદની ખરીદી કરવા ઊપડી જવાની જરૂર નથી–તમારે ખેડૂત બનવાની જરૂર નથી. જે ખેડૂત છે, જેની પાસે સાધનો છે, જેને કામ કરવાની ધગશ છે—

પણ જેની પાસે જમીન નથી એવા માનવીને જમીનનો કટકો અપાવશો? બે-પાંચ વર્ષે એની પાસેથી જમીનની કિંમત વસૂલ કરી લઈને એ કટકાનો માલિક એને બનાવશો?

હિંદુસ્તાનમાં અનાજ સંઘરવાની પૂરતી સગવડ ન હોવાથી દર વર્ષે પોણા ત્રણ કરોડ [બંગાળી] મણ કરતાંય વધુ અનાજનો ઉંદર અને જીવાતને હાથે નાશ થાય છે.

ઉંદર અને જીવાતને મારી હઠાવવા બીજા દેશોમાં ઈલાજ લેવાય છે તે જાણી લઈ ગામના ખેડૂતને એ શીખવશો? એને માટે જરૂરી દવાઓ ખેડૂતને સસ્તે ભાવે મળે તેવી વ્યવસ્થા કરશો?

દુનિયાના જુદા જુદા દેશોમાં દર એકર જમીને સરેરાશ આટલા ઘઉં અને આટલા ચોખા નીપજે છેઃ—

| દેશ | ચોખા | | ઘઉં | |
|---|---|---|---|---|
| ૧. ઈજીપ્ત........... | ૩૪૪૭ | રતલ | — | |
| ૨. જાપાન........... | ૩૯૦૯ | ,, | ૨૦૧૦ | રતલ |
| ૩. ઈટાલી........... | ૪૮૧૦ | ,, | ૧૩૭૪ | ,, |
| ૪. કેનેડા........... | —— | | ૧૧૯૭ | ,, |
| ૫. ઇગ્લાંડ........... | —— | | ૨૦૮૫ | ,, |
| ૬. હિંદુસ્તાન........... | ૯૩૯ | ,, | ૭૭૪ | ,, |

કુદરતી રીતે જ આપણા દેશના સરેરાશ માણસને ભાગે ઉપલા બીજા બધા દેશોના સરેરાશ માનવી કરતાં ઓછું અન્ન આવે છે પરિણામે, તેની શકિત ઓછી થતી જાય છે, રોગિયલપણું વધતું જાય છે અને આવરદા ઘટતી જાય છે.

અને હિંદનો સરેરાશ માનવી એટલે, ત્રીજું કોઈ નહિ પણ, તમે અને હું—ત્રીજું કોઈ જ નહિ.

ॐ

### સ્વાધીન હિંદના પ્રહરી બનીને ઘણું જીવો !

એકસો ને પચીસ વર્ષ જીવવાની જેણે મહાકાળની સાથે હોડ વદી છે, તેવા ગાંધીજીને અઠ્ઠોતેરમા વર્ષમાં પ્રવેશ કરતા જોઈને આપણે આપણી જાતને અભિનંદીએ છીએ. એમની પ્રત્યેક જન્મગાંઠ સારાય રાષ્ટ્રની જન્મગાંઠ બની ગઈ છે. એટલે કે રાષ્ટ્ર અને ગાંધી બેઉ એકરૂપ, એકરસ; એકબીજાના પર્યાય થઈ પડ્યા છે. ગાંધીજી વ્યક્તિ નથી રહ્યા, સમષ્ટિ રૂપને પામ્યા છે. ભારતવર્ષની સમગ્ર સંસ્કારિતા એમનામાંથી લળકી રહી છે. આદર્શવાદ અને વ્યવહારપટુતાનો, સાદાઈ અને સૌંદર્ય, રસિકતાનો, વજ્ર સમી નિશ્ચય બુદ્ધિ અને પુષ્પ સમી કુમાશનો, ગહન ગંભીર ચિંતન અને બાળસુલભ હળવા હાસ્યકલ્લોલનો, વ્યક્તિવિકાસ અને સંઘરચનાનો, ગગનસમી સર્વગ્રાહિતા અને અણુ અણુ વિગતની ધારણશક્તિનો, પરસ્પર વિરોધી તો બેશક નહિ જ છતાં સામસામે છેડે આવેલાં આવાં તત્ત્વોનો ગાંધીજીએ સાધેલો સમન્વય આપણા દેશના સંસ્કૃતિકાર રાષ્ટ્રનિર્માતાઓની અવિચ્છિન્ન રહેલી અનેરી પરંપરાનું એક મંગલ દર્શન કરાવે છે. એ દર્શન દેનારા ગાંધીજી ઘણું જીવો, ગૌરવભેર જીવો, સ્વાધીન હિંદના પણ જાગ્રત પ્રહરી બની રહો.

મહાત્માજીનું પોતાનું પરમભાગ્ય છે કે પોતે પોતાની ઘડેલી વિચારસરણી તેમજ આચારસરણી મુજબ આ દેશને આખરે મુક્તિનાં દ્વાર સુધી દોરી લાવી શક્યા છે. આઝાદીના દરવાજા હજુ ઊઘડ્યા નથી એ તો સાચી વાત છે. એની લોખંડી ભોગળો હજી ભીડાયેલી છે. આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં અણધાર્યો કોઈ પલટો આવે—ને હિંદને એ દરવાજા પરથી પાછા હડસેલાઈ જવું પડે. બ્રિટનના ઘરઆંગણામાં સત્તાનો હાથપલટો થાય—અને તે જ પળે હિંદની સ્વાતંત્ર્ય ઉષા કાળી રાતમાં પલટાઈ જાય. એવી આસમાનીસુલતાનીને તો આખી દુનિયા હરઘડી આધીન છે. એક પણ માનવજાતિનું પ્રારબ્ધ આજે સ્થિરતાને, સ્વસ્થતાને ઓળખતું નથી. પોતાને સંપૂર્ણ સ્વાધીન કહેવરાવતા સમર્થ શિરોમણિ રાષ્ટ્રોને ઘેર પણ જનતા અનિશ્ચિત ભાવિના ભયથી કમ્પતી ધ્રૂજતી ઊભી છે. એનો વર્તમાન પણ વણસી રહ્યો છે, આ વર્તમાનને ખરીદવા માટે એ દેશોએ ચૂકવેલાં આંસુ અને શોણિત બેહિસાબ છે. તેમ છતાં તેમનાં જ્યારે ઠેકાણાં નથી, ત્યારે ગાંધીજીની આધ્યાત્મિક રાજનીતિજ્ઞતાએ હિંદને, મોટું કોઈ શોણિતસ્નાન કરાવ્યા વગર લાંબી મજલના એક આખરી સીમાચિહ્ન સુધી પહોંચાડી દીધું છે. હવે તો આ ભોગળ–ભીડાયાં તકદીર–દ્વાર પર પ્રજા પોતાનું સમગ્ર સંઘબળ એકઠું કરી હડસેલો મારે તેટલી વાર છે.

### હાકેમોની ફેરબદલી જરૂરની છે

આવી ભગીરથ સિદ્ધિથી ધન્ય બનેલી આ વર્ષગાંઠ પર સાચેસાચ શું ગાંધીજી સુખ પામ્યા હશે ? રક્તપાતની જરૂર ટાળ્યાની શું એમને ખાતરી થઈ હશે ? અઠ્ઠોતેરમી વર્ષગાંઠ આંતરવિગ્રહનાં પહેલાં લોહી-છાંટણાએ ખરડાઈ રહી છે. કર્યું કારવ્યું ધૂળ મળવાની ચિંતા આ રાષ્ટ્રપર્વના ઉલ્લાસને આવરતી ઊભી છે. પરાયી મહાસત્તા સમજપૂર્વક પોતાનો પંજો ઉઠાવી લઈને, બિરાદરીના સંબંધો બાંધી આપણા દેશને છોડી જાય છે. એવા અભુતપૂર્વ સત્યમાં રાચી રહેલા આપણે અબુધોના સ્વર્ગમાં મહાલીએ છીએ. એમ માનનારાની સંખ્યા જેમ મોટી હશે, તેમ તેમની દૃષ્ટિ પણ વેધક હશે. એ લોકોનું પરિસ્થિતિ–વાચન જુદું છે. મુસ્લિમ લીગે આરંભેલી જેહાદને તેઓ આંતરવિગ્રહમાં ઘટાવવા ના પાડે છે. કલકત્તા, મુંબઈ ને અમદાવાદમાં, ઢાકા, અલ્હાબાદ વગેરે સંખ્યાબંધ સ્થળોમાં રમણ કરી રહેલી આ છુરીઓ ને ખંજરો રિવોલ્વરો, રાઈફલો ને મશીનગનો, ફોસ્ફરસ, એસીડ અને અન્ય સ્ફોટક પદાર્થો. લાખો–કરોડોની લૂંટણુ-લીલા, પોલીસ, મિલિટરીની વ્યવસ્થામાં રહેતાં પોલાણો –પાકે પાયે સુવ્યવસ્થિત અને નિયમબદ્ધ પ્રવર્તી રહેલા

આ હત્યાકાંડની પાછળ દોરીસંચાર બ્રીટનનાં જ ચોક્કસ હિતોનો હોય. સામગ્રી પણ તેમના તરફથી સાંપડતી હોય, અને ઉદ્દેશ એનો હિંદ પર કબજો ચાલુ રાખવાનો છે. એવા એક વહેમને સજ્જડ બનાવનારી હકીકતો અજવાળે આવી છે. ગોરા લશ્કરો હજુ અહીં ખડાં છે, વધુ ઊતરી રહેલ છે, પોલીસ-ખાતાં પર ગોરા ઉપરીઓની કુલમુખત્યાર સત્તા પ્રવર્તે છે. રૂઢિચુસ્ત મનોદશાના ગવર્નરો હજુ પ્રાંતો પર ચોંટી રહ્યા છે, ખુદ વાઇસરોય પણ નવા ફેરફારનો 'સ્પિરીટ' રગેરગમાં અપનાવી શકે તેવી ઉદાર મનોવૃત્તિથી રંગાયેલ માનવી નથી એવું સૂચવતી એક કરતાં વધુ હકીકતો બહાર આવી છે. સિંધ, બંગાળાની દુર્વ્યવસ્થાને ઠંડે કલેજે નહિ તો ઢીલીપોચી રીતથી નિભાવી લેનાર ગવર્નર જનરલ પોતાની મજૂર-સરકાર અને હિંદી પ્રજા એ બેની વચ્ચે સ્થપાયેલી ઊંચી સમજના હાર્દમાં ઊતરી શકતા નથી. એમાં એનો દોષ પણ નથી. ચર્ચિલ-સરકારના એ વારસદાર છે. આજે આ દેશ લોહીતરબોળ બની રહ્યો છે ત્યારે, એ દેશદશાની જવાબદારી જેમના શિર પર ઝઝૂમી રહી છે તે જ પક્ષ સાથે આ વાઇસરૉય ફરી પાછા સીધી વાટાઘાટ ચલાવી રહેલ છે. ઝીણા-વેવલ મંત્રણા જવાહરલાલની સંમતિથી બલ્કે એમની જ પ્રેરણાથી ગોઠવાઈ છે એવો પણ હવાલો અપાય છે. પરંતુ નવા પરિવર્તનની સાથે આવી બારોબાર ચાલતી મંત્રણાનો મેળ મળતો નથી. જેમણે ગંભીર જવાબદારી વહોરીને રાષ્ટ્રીય સરકાર રચવાની હામ, વાઇસરોયના ખાસ નિમંત્રણથી ભીડી છે, તે પક્ષની પાસે જ મી. ઝીણાને જવા કહેવું જોઈતું હતું. નવી ક્રાંતિના હાર્દને ન ઓળખી શકનાર અને આ મહાન પરિવર્તનના સારથીપદને સારુ આવશ્યક એવી વિશાળ કલ્પનાદૃષ્ટિથી વંચિત એવા પુરુષને અત્યારે હવે વાઇસરોયપદે કેમ ચાલુ રખાયા છે તે સમજાતું નથી. મજૂર-સરકારની સારીમાઠી નિષ્ઠા વિષે શંકા કરવાનો પ્રશ્ન હો કે ન હો, મજૂર-સરકારે હિંદમાં આવડું મોટું પરિવર્તન કરવા ટાણે એ પરિવર્તનને અપનાવે તેવા હાકેમોને અહીં ગોઠવવા જોઈતા હતા. એવા ફેરફાર ત્વરાથી થાય તો જ વચગાળાનું ગાડું સમેસૂતર ચાલશે. નહિતર તો અમદાવાદના કોટના ચણતર જેવું બનશે. દિવસે જેટલું ચણાતું તેટલું માણેકનાથ રાતે પાડી નાખતા. અહીંના વાઇસરોય, ગવર્નરો, ગોરા સનંદી નોકરો અને જેમણે ગર્ભકાળે જ નફટાઈપૂર્વક ધારાસભામાં લીગ-સરકાર સામેની અવિશ્વાસની દરખાસ્ત પર 'તટસ્થતા' ધારણ કરી તેવા ગોરાઓની જમાત, બધાં મળીને માણેકનાથનો જ ભાગ ભજવશે, ને ક્રાંતિ આવશે તો ખરી, પણ એ મહાત્માજીના ભગીરથ પ્રયત્નનાં પરિણામ પર પાણી ફેરવીને લોહિયાળ માર્ગે આવશે. આજે ઉપર ગણાવી તે જમાતોના આશરા, પ્રેરણા કે આંખમિંચામણાં હેઠળ જે તોફાનો ચાલે છે તેને આંતરવિગ્રહ જેવું મોભાદાર નામ ન આપી શકાય, એ તો કાવતરું છે.

*આંતરવિગ્રહની [illegible]* તો એક પ્રમાણિક અને ઉઘાડી વસ્તુ છે. એ તખ્તો અનિવાર્ય હો તો ભલે આવે, એની બરદાસ્ત ઘરમેળે કરી લેવાશે. એનો અંજામ પણ જે આવશે તે ઉપકારક હશે. બાકી આ વર્તમાન સ્થિતિ તો વિભ્રમમાં ધકેલી દેનારી છે.

## રશિયાનો હાઉ

આ વિભ્રમિત દશામાં રશિયાનું નામ, રશિયાના નામનો હાઉ મોટો ભાગ ભજવી રહ્યો છે. આજ સુધી બ્રિટિશ સરકાર કહેતી કે રશિયાની હિંદ પર ટાંપ છે. રાજાઓ કહેતા કે રશિયા પેસી જશે. કાશ્મિર રાજ્યે શેખ અબ્દુલ્લાના આંદોલનને રશિયા પ્રેરિત ઠરાવ્યું. હિન્દી સામ્યવાદીઓનું મુસ્લીમ લીગની સોડમાં ભરાઈ જવું, એ સોવિયેટ રશિયાના તેમ કરવાના ફરમાન વગર અશક્ય અને ન સમજાવી શકાય તેવું લાગે છે. ફિરોઝખાન નૂને દિલ્હીની લીગ મોવડી સમેલનના મંચ પરથી પહેલી બાંગ દીધી કે 'અમે રશિયાની મદદથી પાકીસ્તાન મેળવીશું.' તે પછી તો મુસ્લીમ લીગ તરફથી એક પ્રતિનિધિ મંડળ મોસ્કો મોકલવાનું ઉઘાડું આંદોલન ચાલ્યું છે. આજે જો કે મિ. ઝીણા રશિયાની અગર કોઈ પરાઈ સત્તાની મદદથી પાકીસ્તાન હાંસલ કરવાની તૈયારીનો ઈન્કાર કરે છે અને રશિયાનું નામ લેનારાઓને મૂર્ખા કહે છે, છતાં આગલી જ એક અખબારી મુલાકાતમાં પોતે આપણને સીમાડા પરથી રશિયા લાગ જોતું ટાંપી

રહ્યું હોવાનો ડર દેખાડતા ચૂકયા ન હોતા, એટલું જ નહિ પણ જાન પર આવેલો લીગપક્ષ આવે તબક્કે કોઈ પણ બહારની સત્તાની મદદ સ્વીકારી લ્યે એવું ગર્ભિત વાકય પણ પોતે વાપર્યું હતું. મુસ્લીમ લીગના આ મનોરથોને અખ્તિયારી કહેનારો ફકત એકજ સૂર, સામ્યવાદી આગેવાન શ્રી ડાંગેએ કાઢયો છે. પાકીસ્તાન પક્ષે રશિયાને હિંદ પર ઉતારવા માટે મોકલનારા પ્રતિનિધિમંડળના વિચારને એણે તિરસ્કારી કાઢીને કહ્યું છે, કે રશિયાને પાકીસ્તાન સાથે કશું સ્નાનસૂતક હોઈ શકે નહિ. સામે પક્ષે રશિયાની હિંદ પરની નેમને આપણા શ્રી પટ્ટાભી સરખા રાષ્ટ્રમોવડીએ પણ તાજેતરમાં સાચી કહી છે. આપણી રાષ્ટ્રસરકારને મળેલા પરરાષ્ટ્રોના અભિનંદન સંદેશાઓમાં સોવીએટ સરકારના એકાદ સીધા આડકતરા શુભ સન્દેશની ગેરહાજરી, એ પણ સૂચક ગણાઈ છે.

## નવાઈ નહિ પામીએ

રશિયાને વિશે પુષ્કળ ગપગોળા હંકાય છે તેનું કારણ એ છે કે એ દેશની પ્રજા, શાસનપ્રણાલિ, સંસ્કૃતિ, સમાજવ્યવસ્થા કે કશી પરિસ્થિતિથી આપણે સીધા સાચા વાકેફ નથી. એને વિશે ચિતરાતું સ્વર્ગીય અગર દોજખી, એમાંથી એકેય વાસ્તવ આપણને શુદ્ધ સ્વરૂપે સુજ્ઞાત નથી. હિંદ ખાતે સોવીએટ એલચીખાતા જેવી કોઈ સંબંધ-કડી નથી. સોવિયેટ આદર્શભ્રષ્ટતાની ઘણી વાતો પરદેશીઓ કરી રહેલ છે. એ જે હો તે હો, ઘરઆંગણે રશિયા આદર્શનિષ્ઠ હોય તે છતાં વિશ્વપરિસ્થિતિની શતરંજ ખેલવામાં એજ રશિયા, બ્રીટન, અમેરિકાની બાજી ઉથલાવવામાં ઉપકારક બને તેવી કોઈ પણ પારકી સ્થિતિનો ઉપયોગ કરી લ્યે એ તો સ્વાભાવિક છે. હિંદમાં બખેડા પ્રવર્તે તો એ રાજી હોય. એ બખેડાને પોતે પ્રેરી શકતું હોય તો પ્રેરે પણ શા માટે નહિ? મુસ્લીમ લીગને પાછળથી તો ચોરની માની માફક ભલેને કોઠીમાં મોં ઘાલી રોવું પડે, આજે તો રશિયા એનેય પોતાની કુહાડીનો હાથો બનાવે તે શકય છે. હિંદુસ્તાનને બીજા કોઈ કારણથી નહિ પણ મધ્યપૂર્વના મામલામાં હિંદુસ્તાનને બ્રિટન-અમેરિકાનાં પરિબળનું એક બુલંદ સાધન મિટાવી દેવાને ખાતર પણ સોવીએટ રશિયા અંધાધૂંધીમાં ઓરાતું જોવા ઉત્સુક હોય તો નવાઈ શી?

પોતાના કટ્ટર શત્રુઓનું હિન્દ એક અખૂટ શસ્ત્રાગાર છે, અન્નાગાર છે, વસ્ત્રાગાર છે, વ્યૂહ-રચનાનું મર્મબિન્દુ છે, માટે એને રોળવું જોશે, ને એ માટે આંતરવિચ્છેદક બધાં જ બળોને હિંદમાં જોતરવાં જોશે-જેમ સામ્યવાદીઓને જોતર્યા છે તેમ-ને એમાં મી. ઝીણા ય જો ઝડપાતા હોય તો એથી વધુ રૂડું શું! આવી વિચારસરણી કાલે બ્રિટનની હતી, આજે રશિઆની હોઈ શકે. કોઈ દેવ નથી, સંત નથી, સત્ય, પ્રામાણિકતા કે સિદ્ધાંતનાં પૂતળાં નથી.

## સીધો સંપર્ક સાધવો પડશે

રશિયાના નામે ચાલતાં આવાં ડોળાણનો તાગ લેવાનો સીધો ને સાચો માર્ગ તો એ છે, કે નવી રાષ્ટ્રસરકારે મોસ્કો પોતાનું પ્રતિનિધિમંડળ મોકલવું. સીધો સંપર્ક એ એક સચોટ વસ્તુ છે. રશિયા આપણું અડીને આવેલું પડોશી છે, એનો પ્રેમ અને ઈતબાર જીતવો જોશે. પરસ્પરને માટે ગેરસમજણ અને મનોમાલિન્ય પેદા કરી રહેલાં તત્ત્વોનો વચ્ચેથી છેદ ઉરાડી નાખવો ને રસ્તો સાફ કરવો હોય તો રશિયા ને હિંદ વચ્ચે એલચીખાતાંની આપ-લે સત્વર થવી જોઈએ. પડોશી મુસ્લિમ રાષ્ટ્રોનો સંપર્ક પણ તેટલો જ જરૂરી છે. મૌલાના આઝાદ સમાન પ્રખર ઈસ્લામી તેમજ રાષ્ટ્રવાદીની આગેવાની નીચે એક પ્રતિનિધિમંડળ મુસ્લિમદેશોમાં જવાનું છે તે ઘણું સુયોગ્ય છે. પં. જવાહરલાલે એશિયાઈ રાષ્ટ્રોની પરિષદ નોતરી છે એ આ દિશામાં એક સચોટ પગલું છે. ઘરઆંગણે ઉલ્કાપાત પેદા કરનારાં વિઘાતક બળોને પરાસ્ત કરવામાં પણ આવો અખિલ એશિયાઈ સંપર્ક કારગત નીવડશે. કારણ કે પ્રત્યેક રાષ્ટ્ર આખરે તો હિંદમાં કોણ માત્ર મુસદ્દી છે ને કોણ ખરા રાજનૈતિકો છે તેનું હિંદમાં આવીને દર્શન કરશે. મુસ્લિમ રાષ્ટ્રોમાં લીગ-પ્રતિનિધિઓ પણ પહોંચનારાં છે. એ વાતની કશી ધાસ્તી નથી. તૂર્કી, મિસર, અરબસ્તાન કે ઈરાક, ઈરાન આ પાકીસ્તાનીઓની દુરિચ્છાને પંપાળે એવો સંભવ નથી.

વતનનું ત્રિખંડન માગનારાઓ, માતૃભૂમિનો જ ઈન્કાર કરનારાઓ, ચર્ચિલ જેવા માણસની સાથે હિંદનાશક કાવતરાંમાં ઊતરનારાઓ વિદેશોમાં પહોંચી હિન્દી મુસ્લીમો પરના કલ્પિત અત્યાચારોની જે ગુબ્બાંગો હાંકશે તેને તોળ્યા તપાસ્યા વિના ઝટ ગળા હેઠ ઉતારી જાય એટલું બધું બુદ્ધિ-દેવાળું પશ્ચિમી દેશોએ નથી કાઢ્યું. એ ગમે તે હો, રાષ્ટ્રીય સરકારનાં પ્રતિનિધિમંડળો તો અવશ્ય આ બધે ઠેકાણે મોકલવા ટાણું છે. કારણ કે જેટલા પ્રમાણમાં અત્યારે આપણે બ્રિટનની સાથે સંડોવાયા છીએ તેટલા પ્રમાણમાં આપણે વિશે, હિંદ બહારની બ્રિટિશ નેમોના સંબંધમાં ભાગેરણી થવી સંભવિત ને શક્ય છે. આજે જ્યારે બ્રિટન પ્રત્યે વ્યાપક નફરત અને અણુઈતબાર છે, ત્યારે હિંદ-બ્રિટન વચ્ચેનું રાજકારણી સમાધાન એક કઢંગી સ્થિતિમાં આવી પડ્યું છે. માટે પરરાષ્ટ્રોની નજરમાં રાષ્ટ્રસરકારે પોતાની સ્થિતિ સ્વચ્છ કરવી જરૂરી છે.

## હોમ-ગાર્ડની યોજના

'સીધાં પગલાં દિન'ની સરકારમાન્ય ઉજવણીમાંથી પરિણમેલી કલકત્તાની કત્લેઆમ જાણે કે અધૂરી હતી, એટલે મુસ્લીમ લીગે રાષ્ટ્રીય સરકારની સ્થાપનાને કાળા વાવટા બતાવવાનું વિશેષ એક કાળું પર્વ દેશમાં ઊજવ્યું. અને એમાંથી પણ અનિવાર્ય હત્યાકાંડ પરિણમ્યો. એ પર્વને હજુ ચાલુ રખાયું છે. એના સંધાનમાં ફરી પાછી અમદાવાદની ખંજરબાજી જારી કરાઇ છે. પોલીસખાતાને માટે કામ અતિ કપરું બન્યું છે. તેઓ મોટી જહેમતે ફરજ બજાવે છે, છતાં પ્રધાન શ્રી ખેરે જેમની કામગીરીને આ મામલામાં પ્રમાણિકતા અને કાર્યદક્ષતાનું ઉતાવળું પ્રમાણપત્ર આપી દીધું છે તે મુંબઈ-પોલીસની તેમજ અમૂક માજીસ્ટ્રેટની સામે તાત્કાલિક તપાસને પાત્ર એવા ગંભીર આક્ષેપો જવાબદાર અખબારોએ સાદર કર્યા છે. બંગાળાની ધારાસભામાં ત્યાંના વડા પ્રધાન શ્રી સુહરાવર્દીએ પોતાની પોલીસ પર કલકત્તાના ગુનાનો ટોપલો ઢોળ્યો છે. યુક્ત પ્રાંતનો ગોરો પોલીસ વડો પ્રાંતસરકારની સામે ગંભીર નાફરમાની આચરતો હોવાનું પ્રકરણ ધુંધવાઈ રહ્યું છે. તારતમ્ય એટલું જ કે. સનંદી નોકરોના સિતમસંચા જેવું હિંદનું પોલીસખાતું, એક તો એને પાવામાં આવેલા આજપર્યંતના પ્રજાવિરોધી ઝેરને પરિણામે અને બીજું તે ખાતાનાં જવાબદાર માણસો કોમી વફાદારી અને કોમી ઝનૂનથી રંગાઈ ગયાને લીધે, ધરમૂળના ફેરફારો વગર નવી ભાવનાને અપનાવી શકે તેમ, અને આવા ફેરફાર માટે મૂળ પાયામાંથી જ એનું જે પુનર્વિધાન કરવું પડે તેમ છે. તેની પ્રાંતશાસનોને બંધારણમાં સત્તા નથી. આવી સાંપટમાંથી નીકળવાનો માર્ગ યુક્તપ્રાંતની સરકારે શોધ્યો છે. હોમ ગાર્ડ નામની નવી જ પ્રાંત-સંસ્થા એ વસાવે છે. પ્રાંત-સરકારના આગવા કબજા હેઠળનું આ ખાતું આઝાદ હિંદ ફોજના બેકાર ફોજીઓથી ભરતી થશે, પૂર્ણપણે શસ્ત્રસજ્જ હશે, કોમી ઐક્યનો પ્યાલો પીધેલ આ સંરક્ષકો જ્યાં જ્યાં ખડા થશે ત્યાં ત્યાં એ નિડરપણે બંદોબસ્ત તો રાખશે, પણ એ વ્યક્તિઓનો જનસંપર્ક જનતામાં બિરાદરી, તાકાત ને હિંમતની હવા ફેલાવશે એ વધુ મોટો લાભ થશે.

## પ્રજાજનોપર ફરજિયાત પોલીસફરજ નાખો

અન્ય પ્રાંત-સરકારોને માટે યુ. પ્રાં.નું આ પગલું અનુકરણીય થશે. જૂનાકાળની ખરાબ ઘરેડને રેવાડેને નાકામિયાબ બનેલા આજનાં પોલીસખાતાંની ચૂંકમાંથી છૂટવા માટેનું આ હશે પહેલું પગલું. ને તે પછીનું પગલું તો પ્રજા સમસ્ત પર પોલીસકામ ફરજિયાત કરવાનું હશે. હરએક પુખ્ત ઉમરનો આદમી-પુરુષ જ શા માટે, ઓરત પણ કાં નહિ ? વર્ષના અમૂક દિવસો માટે નાગરિક પોલીસ તરીકેની બધા પ્રકારની ફરજ બજાવવાને બંધાયેલો જોવા આપણે આતુર છીએ. એને કવાયત, બંદૂકબાજી, ટ્રાફીક-નિયમન વગેરે પોલીસ-કામગરીની તાલીમ ફરજિયાત આપો; અને એને માટે નાણાં જોઈએ તો લોનો કાઢો. રક્ષણનો પ્રશ્ન આજે જે સ્વરૂપ ધરી આપણી પાસે ઊભો છે, આપણી અરક્ષિતતા ને લાઈલાજી જે રીતે શોચનીય સ્વરૂપે ઉઘાડી પડી ગઈ છે, તે આપણને નવેસર વિચારવા પ્રેરે છે. ચાલુ પોલીસ મિલિટરીની બેદિલીથી આપણે ગળે આવી ગયા છીએ. એના

પ્રત્યાઘાત રૂપે આપણામાં ખૂનને બદલે ખૂન, આગને બદલે આગ અને લૂંટને બદલે લૂંટનો પ્રતિકાર એક સ્વધર્મના સ્વરૂપે સ્થાન પામી રહ્યો છે. આપણો આ પ્રતિકાર માર્ગ ભૂતલમાં ઊતરી રહ્યો છે, એટલે એની ગુપ્તતા એ વળી વધુ જોખમી છે. આ દોજખી રીતરસમોને આશરે દેશના યુવાનોને ન જવા દેવા હોય તો સત્વર તેમની શક્તિઓને પોલીસ-કાર્યમાં જોતરી લેવી જોઈએ. ચાલુ પોલીસખાતામાં પણ સંસ્કારી ને શિક્ષિત માણસોને ભરતી થવા માતૃભૂમિના નામથી અપીલ કરવા જેવું છે. પણ હજુ કોઈ પ્રાંત સરકારે એ ધર્મ વિચાર્યો નથી.

### અમદાવાદની નવી મર્દાઈ

આવું બધું ન બની શકે ત્યાં સુધી જનતાએ તો લમણે હાથ દઈને બેસી રહેવાનું હોય નહિ. શ્રી. પટ્ટાભીએ સમજાવ્યા મુજબ આપણું હરએક ઘર આપણો દુર્ગ બની જવું જોઈએ. પ્રત્યેક પોળ ને ગલી આપણો કિલ્લો છે. દૂરદૂરના ગામડાએ પણ એવા ભ્રમમાં નથી રહેવાનું કે અહીં તો કશું થવાનું નથી. બંગાળાનાં ગામડાંમાં બનતા બનાવો ચેતવણી આપનારા છે. બાંધવતાના મીઠા સંબંધમાં ઝેર સિંચાઈ રહ્યું છે. એ ઝેર પ્રજાની રગેરગમાં પ્રસરશે. આજે મુંબઈ અમદાવાદ 'પોલીસ! પોલીસ! લશ્કર! લશ્કર!' કહી શકે છે, ગામડાં કઈ પોલીસને અને કયા લશ્કરને સાદ કરશે? અરે મુંબઈ અમદાવાદ પણ એ ઇંદ્રિજાળમાંથી છૂટયાં છે, એની આંખો ઊઘડી ગઈ છે, એણે આત્મરક્ષાની સજાવટ આદરી છે, એણે દરેક ઘરને કિલ્લો બનાવવા માંડેલ છે. અને અમદાવાદે તો એની શોભા વધારી છે. ખંજરબાજીના પુનરાવર્તનથી નાસી-જવાની, ગભરાવાની, દુકાનો બંધ કરવાની, રોજંદા વ્યવહારમાં કશો જ ફરક પાડવાની એ નગરે એના શત્રુઓને શાંતિમય તિરસ્કાર સાથે ના કહી દીધી છે. અમદાવાદની એ મર્દાઈ અને જિન્દાદિલીનું નવું દર્શન છે. હર એક ગામડું એનું અનુસરણ કરે, તો આ ભાઈની ખૂનરેજીનું આયુષ્ય જલદી ખતમ થાય.

### મુસ્લિમ આમસંપર્ક

એક તરફથી આત્મરક્ષાની શાંત યોજના, અને બીજી તરફ મુસ્લીમ આમસંપર્કનું આંદોલન: બન્ને જોડાજોડ ચાલે. જાણીતી વાત છે કે જે કરોડો મુસ્લિમો આજે લીગમાં ભળેલા છે તેમાંના સંખ્યાબંધ ભાઈઓ ધાકધમકી, દમદાટી, બહિષ્કારભય અને અજ્ઞાનજન્ય આવેશના ભોગ બન્યા છે. બીજા જેઓ સાચા લીગરંગી હશે તેમનામાં પણ સુલેહ પ્રેમી સંસ્કારી ભાઈઓનો સમાવેશ થાય છે. એમની રાજકારણ આકાંક્ષાઓ કોમી હોવા માત્રથી આપણે છેડાઈ ન પડીએ. સંખ્યાબંધ હિંદુઓનું માનસ તો રાજકારણના મેદાનમાં પેટા-કોમી પણ છે એ કોણ નથી જાણતું! માટે આ મુસ્લીમ બંધુપ્રજા પ્રત્યેનો વિનય, શિષ્ટતા, તેમની ગામના સારાં કામોમાં ગણના, તેમના ઉત્સવોમાં શામિલગીરી, તેમના વ્યાપારીઉદ્યોગો પ્રત્યે સમાન દૃષ્ટિ, અને તેમની બઢતી બહેતરી પ્રત્યે પ્રોત્સાહનવૃત્તિ દાખવીએ. પણ એવા વર્તાવની પાછળ આપણી બીકણવૃત્તિ ન હોવી જોઈએ. દિલેરી તો બળવાનની જ શોભે.

### મસાણીએ બતાવેલો સચોટ માર્ગ

દેશમાં અનાજની કટોકટીના છેલ્લા બે ત્રણ મહિના શરૂ થયા છે. નવો પાક હાથ પર આવતાં સુધીનો આ આકરો તબક્કો છે. દેશ દેશાવરોથી દાણા મેળવવા માટે રાષ્ટ્રીય સરકાર શક્ય કોશિશો કરી રહી છે. પરંતુ હાલ તુરત હાથ પર જેટલો છે તેટલા જથ્થાની સાચવણ અને જરૂર મુજબની વહેંચણ માટે પ્રજા પોતે ઘણું કરી શકે છે. પ્રજા શું કરી શકે તે મુંબઈમાં શ્રી મીનુ મસાણીએ બતાવ્યું હતું. જે વર્ગ સાધનસંપન્ન છે, પોતાની ખોરાકીની ઊણપ દૂધ, શાકો, ફળમેવા વગેરે અન્નેતર પદાર્થો ખરીદી પૂરી કરી શકે તેમ છે-વસ્તુત: એ આડે દહાડે પણ આ પદાર્થોનો છૂટથી ઉપભોગ કરે જ છે—તે વર્ગની વ્યક્તિઓ રાજીખુશીથી પોતાનું અરધું અન્ન-રેશન આગામી ત્રણ મહિનાને માટે જતું કરે તો હાલ દેશમાં છે તેટલા સંઘરા પર પણ કેવળ અન્નજીવી પ્રજાસમૂહને ગુજરાવી શકાય. આ માર્ગ સીધો સાદો, બે ને બે ચાર જેવો હતો. છતાં ગણ્યાં ગાંઠયા માણસોએ જ

એનો પડઘો પાડયો. અમને લાગે છે, કે ગાંધી-સપ્તાહના પર્વ પર જેમ શુદ્ધ ફંડફાળા, સામૂહિક કાંતણ-યજ્ઞ, અમુક આંટી સૂતરની ભેટ ઇત્યાદિનો કાર્યક્રમો રખાયો છે, તેની સાથે, અત્યારે તો જે સર્વોપરી મહત્ત્વનો ગણાય તેવો આ સ્વૈચ્છિક અર્ધરેશન-ત્યાગનો કાર્યક્રમ રખાયો હોત તો પર્વપ્રસન્ન પ્રજાજનોએ એને સારો એવો જવાબ વાળ્યો હોત. એવો મરજિયાત માર્ગ જો હજી પણ લેવાય તો કોંગ્રેસ-સમિતિઓ ગામે ગામના સુસંપન્ન કુટુંબોની ટીપ કરી તેમને આંગણે જઈ જઈ રેશન-પોથીઓમાં અર્ધાન્ન ત્યાગ સ્વીકારાવી શકે તેમ છે. પણ એ કશું ન બને તો રાષ્ટ્રીય સરકારની અણછૂટકો ફરજ થઈ પડે છે, કે જેમને જેમને ઘેર મોટરગાડીઓ, ટેલીફોનો જેવાં સાધન સંપન્નતાનાં દેખીતાં ચિહ્નો હોય, તેવાં તેવાં કુટુંબોનું અરધું અન્ન રેશન સત્તાની રૂએ કાપી નાખવું. લાખ્ખોને ભૂખમરામાંથી બચાવવા વિદેશો પાસે અનાજ માટે આપણા આગેવાનો દર્દભરી અપીલો કરી રહ્યા છે ત્યારે આપણા સાધન સંપન્ન વર્ગમાંથી આટલો મામુલી ભોગ આપવા પણ સ્વેચ્છાએ આગળ નથી આવતા એ શરમજનક જ નહિ, ઘાતકી પણ છે.

સરકારના હાથમાં સત્તા છે એટલે એ તો ધારશે ત્યારે કલમને એક જ ઝાટકે સાધનસંપન્ન શહેરીઓનું રેશન અરધું કરી નાખી શકશે. પણ એવી બળજબરી ગુલામો ઉપર જ શોભે. સ્વતંત્ર માનવીને પોતાની ફરજનું સદાય ભાન રહેતું હોય છે. શહેરીઓએ એ નક્કી કરવાનું છે કે પરદેશી અમલના અંત પછી પોતે સાચે જ સ્વતંત્ર બનવાના છે કે પછી કોઈ સ્વદેશી સત્તાના ગુલામ તરીકે ચાલુ રહેવાના છે.

**બેઉનું અપમાન :**

**એ રાજાનું ને આપણા પ્રજાત્વનું**

'ગૉડ સેવ ધ કીંગ' વાળું રાજગીત શાળાઓના પાઠ્યપુસ્તકોમાં રાખવાની પ્રથાને મદ્રાસની રાષ્ટ્રીય સરકારે તિલાંજલિ આપીને સારી પહેલ કરી છે. ઈંગ્લંડના રાજાને ઈશ્વર ઝાઝું જીવાડે તેમાં આપણને વાંધો નથી. અંગ્રેજ પ્રજાના પોતાના નૃપતિ પ્રત્યેના વિલક્ષણ તથાપિ પ્રકૃતિગત આદર પર આપણે ઈતરાજ પણ નથી. પણ આપણા પક્ષે આ રાજભક્તિ નરાતર બનાવટી હતી. હિન્દની ઉપર એક શહેનશાહ ઠોકી બેસારવામાં આવેલ છે. એ ગીત ગોખવા કે ગાવાથી જ ઊલટું આપણે એ રાજવીનું અપમાન અને આપણો તેજોવધ કરી રહ્યા છીએ. એ ઢોંગ કુમળાં બાળકોનાં માથામાં પેસારી રહ્યા છીએ. સમગ્ર હિંદની શાળાઓમાંથી આ બનાવટ નામશેષ થવી જોઈએ. એ જ રીતે સિનેમાઘરોમાં પ્રત્યેક 'શો'ની સમાપ્તિએ વગાડાતું આ ગીત રૂખસદ માગી લે છે. હિંદી પ્રેક્ષકો પર ગીતનું શ્રવણ પોતે જ એક ત્રાસરૂપ હોવા ઉપરાંત, વગડે છે તેટલી વાર એના માનમાં ઊભા થઈ રહેવાનો શિષ્ટાચાર પણ એક દંભને પોષનો હોય છે. પ્રેક્ષકોનો ગોરો સમૂહ એ ગાનની ભાવનાને કોરે મૂકી દઈને, પોતાના રાજા પ્રત્યેની અદબ ભૂલી જઈને, પોતાના શિષ્ટાચારમાં શામિલ ન બનનાર હિન્દીવાનનાં અપમાન કરવા લાગી પડે છે, ચાલી નીકળનાર પ્રેક્ષકો પ્રત્યે બેઅદબી ને તુમાખી દાખવે છે. એવા સ્વમાની હિંદીઓને માર પડયાના પણ દાખલા બન્યા છે. એમાંના એક તો જાણીતા લેખક શ્રી ખ્વાજા અહમદ અબ્બાસ છે. આપણે ઈંગ્લંડના કોઈ પણ જલસામાં ગયા હોઈએ તો બેશક ત્યાં આવી કોઈ પણ માનવિધિને વખતે એ રાજા તેમજ પ્રજાની લાગણીને માન આપવાનો આપણો ધર્મ બને છે, પણ આપણા જ ઘરમાં આપણે જેને આપણું અપમાન ગણતા હોઈએ તેવી પરદેશી ક્રિયાને બળજબરીથી અપનાવવા જેવી પરિસ્થિતિ ચાલુ રાખી ન શકાય. તાજજુબીની વાત તો એ છે કે આ સિનેમાઘરોના હિંદી માલિકો પણ આ ગીત સ્વેચ્છાથી જ વગાડતા હોય છે. રાષ્ટ્રીય સરકાર સ્થપાઈ હોય કે ન હોય પણ પોતાના સેંકડો પ્રેક્ષકો ઉપર બળજબરીથી આવું વિદેશી ગીત લાદનારા સિનેમાઘરોના માલિકો સામે પ્રબળ લોકમત ઊભો થવો જરૂરી છે. શું કામ કરવું? એવો પ્રશ્ન આગેવાનોને પૂછ્યા કરનારા વિદ્યાર્થી મંડળોમાંથી કોઈક આની સામે પીકેટીંગ કરવા જેવું છે.

## આપણી
### કલાસંપત્તિનું રક્ષણ

આપણાં ઐતિહાસિક ચિત્રો, શિલ્પો, હસ્તલેખો, કલા–કારીગરીના અપ્રાપ્ય અને અજોડ નમૂનાઓ જે દેશ આખાનો અમૂલ્ય વારસો છે. તેને અહીંથી વિદેશમાં લઈ જવાતો અટકાવવા માટે આ દેશમાં કોઇ કાયદો નથી. એ બાબત પ્રત્યે નવી રાષ્ટ્રીય સરકારનું ધ્યાન શ્રી. તેંડુલકર અને શ્રી. વિઠ્ઠલભાઈ ઝવેરીએ એક નિવેદન દ્વારા દોર્યું છે. આવા કાયદાઓ દુનિયાના સહુ દેશોમાં હોય છે. આપણે ત્યાં એ ન હોવાને કારણે દેશમાંથી કેટલીય કિંમતી ચીજવસ્તુઓ વિદેશી કલારસિકો ઉપાડી ગયા છે અને જેનું સ્થાન મુંબઇ કે કલકત્તાના સંગ્રહસ્થાનોમાં હોવું જોઇએ એવી ઘણી વસ્તુઓ આજે બર્લિન અને લંડનમાં પડી છે.

આવો કાયદો કરવાથી ભવિષ્ય અંગે એક જાતની સલામતી મેળવી શકાશે. પરંતુ ભૂતકાળમાં જે કાંઇ જતું રહ્યું છે તે પણ કોઈ રીતે આ દેશમાં પાછું લાવવાનું રાષ્ટ્રીય સરકારનું કર્તવ્ય છે. લંડનની ઇન્ડીઆ ઑફિસ (હિંદી કચેરી)ના આખા પુસ્તકાલયને પણ હિંદ ખાતે ખસેડવાની માગણી, આ વિષય પર લખતાં, 'નેશનલ હેરાલ્ડ' નીચેના શબ્દોમાં કરી છેઃ 'પૂર્વના દેશો અંગે અભ્યાસ કરવા માટે આ પુસ્તકાલય દુનિયાનાં સર્વશ્રેષ્ઠોમાંનું એક છે. દોઢસો વર્ષો સુધી એમાં ખંતીલું સિંચન થયું છે અને એની સારી જાળવણી થઇ છે. બેશક એનો સંગ્રહ કરનારા પાશ્ચાત્ય સંશોધકો પોતે નિઃસ્વાર્થી હતા. પણ હિંદી સંશોધકોની નિઃસહાયતા અને હિંદી રાજવીઓની વિચારહીનતાને કારણે હિંદુસ્તાને આ ખજાના ગુમાવ્યા છે. એ હિંદુસ્તાનના જ છે અને હિંદમાં એને પાછા લાવવાજ જોઇએ.

બ્રિટનથી પાછા લવાનારા એ હિંદી ખજાનાઓના બદલામાં અહીંથી કેટલીક વસ્તુઓ બ્રિટન પાછી મોકલવા સહુ કોઈ રાજી થશે.

એ છે બ્રિટિશ ગવર્નરો, વાઇસરોયો અને સમ્રાટ–સામ્રાજ્ઞીઓનાં પૂતળાં અને છબીઓ. પોતાની ગુલામીનાં આ સ્મરણો સ્વાધીન હિંદુસ્તાનને ખપતાં નથી. જો કોઇ લોહીયાળી ક્રાંતિ દ્વારા હિંદુસ્તાન આઝાદ બન્યું હોત તો તેની ઝનૂની આગમાં આ ચિત્રો–પૂતળાંઓ ખાખ થઇ ચૂક્યાં હોત અને તેનો કોઇ સવાલ રહ્યો ન હોત. પણ સ્વતંત્રતા સુંવાળે માર્ગે આવી રહી છે તો આ ચિત્રો, પૂતળાં હોય એમ પાછાં આપી દેવાની આપણી ફરજ છે. એ પાછાં મંગાવતો સાદ અંગ્રેજો ન પાડે ત્યાં સુધી આપણી ફરજ રાજમાર્ગો, બગીચાઓ અને જાહેર મકાનોમાંથી એમને ખસેડીને કોઇ એકાંત સ્થળે મૂકવાની છે. લાહોરના મુખ્ય રસ્તા 'મૉલ' ઉપર ઊભેલા લૉરેન્સના પૂતળાને ત્યાંથી ખસેડવાની દરખાસ્ત લાહોરની સુધરાઇમાં આવી છે. મુંબઇમાં કાળા ઘોડાને નામે ઓળખાતું પાંચમા જ્યોર્જનું પૂતળું છે. એ અને એવા બીજા તમામ બ્રિટિશ રાજસત્તાના ચિહ્નો પ્રજાકિય સુધરાઇઓએ અને પ્રાંતિક સરકારોએ વહેલી તકે લોકનજર સમક્ષથી ખસેડી લેવાં જોઇએ.

### સર્વાંગી દૃષ્ટિ

'લોકગીતો અને લોકનૃત્યના વિકાસને માટે તેમજ આ દેશી કળાઓને જીવન્ત રાખી રહેતા ગ્રામ્ય કલાકારોને મદદ કરવા માટેની એક યોજના યુક્ત પ્રાંતની સરકાર ઘડી રહેલ છે. તાજેતરમાં તેમણે આ કલાકારોની સભા બોલાવી હતી અને મજકુર યોજના ઘડવા એક સમિતિ નીમી છે.' આટલા સમાચાર લખનૌના 'નેશનલ હેરાલ્ડ'માંથી સાંપડયા છે; 'રાષ્ટ્રીય સરકાર' એ નામમાં રહેલા રહસ્યનું એ સમાચારમાંથી દર્શન થાય છે. રાષ્ટ્રીય સરકાર એનું નામ કે જે રાષ્ટ્રના પ્રજાજીવનનું સર્વાંગી નવોત્થાન કરે. આર્થિક આયોજન, રાજકારણી જાગૃતિ, સામાજિક અનિષ્ટોચ્છેદન વગેરેની સાથે દેશનાં સાંસ્કૃતિક સૌન્દર્ય–અંગોનો હ્રાસ મિટાવવાની ઝુમ્બેશ જોડાજોડ ને તાલબદ્ધ ચાલે તો જ તે સર્વે પરસ્પરનાં પૂરક બનીને એક નવશક્તિ પેદા કરે. મદ્રાસની સરકારે માત્ર દવાખાનાં અને દાક્તરોની જમાત વધારવાને બદલે ત્વરાથી આપણી આયુર્વેદિક, યુનાની ઇત્યાદિ તમામ દેશી વૈદક–પદ્ધતિઓનો સમન્વય કરીને સર્વસાધ્ય, સર્વને પરવડી શકે તેવી હિન્દી તબીબી પદ્ધતિનું શોધન કરવા માટે તપાસ ઉઠાવી છે; એટલે

અત્યારે તો, બ્રિટિશ સરકારના ઇરાદાઓમાં ઇતબાર રાખનારાઓ ને ન રાખનારાઓ સહુ કોઈને માટે આ એક સમજ તો સ્પષ્ટ છે, કે આપણી ક્રાંતિને સિદ્ધ કરવાની મળેલી આ તકનો શક્ય તેટલો લાભ ઉઠાવી લેવો; અને એક વાતની ગાંઠ વાળવી, કે પાયાથી લઈ ઘુમ્મટ સુધીનું સર્વાંગી ચણતર કર્યા વગર ક્રાંતિની ઇમારત ટકવાની નથી.

## સ્વ. મહાદેવભાઈનું સ્મારક

આ સંબંધમાં સ્વામી આનંદ તરફથી નીચે પ્રમાણે પત્ર મળ્યો છેઃ—

'મહાદેવભાઈનું સ્મારક હજુ કેમ રઝળાવાય છે?' એવા મથાળા હેઠળ આવેલી નોંધ વાંચીને ખેદ થયો. 'ઊર્મિ' ગુજરાતનાં હાલનાં માસિકોમાં પહેલી હરોળનું માસિક ગણાય છે. તેના તંત્રીને સ્વ. મહાદેવભાઈના સ્મારક તેમજ ચરિત્રલેખનની દિશાએ તેના સંયોજકો તરફથી થઈ રહેલ પ્રયાસની ગતિ-પ્રગતિની ભાળ મેળવવાનું 'કામ અઘરું' ન હોવું જોઈએ. આમ છતાં આ નોંધ લખતી વેળાએ તેમને કલ્પના કે અફવાનો આશ્રય શા સારુ લેવો પડ્યો તે સમજાતું નથી.

'ગુજરાતના દસ લાખમાંથી ગ્રામસેવકોને તૈયાર કરનારી જે શિક્ષણસંસ્થા ગુજરાતમાં સ્થાપવાની યોજના થઈ છે એની વિગતો નવજીવન કાર્યાલય-વાળા શ્રી. જીવણજી દેસાઈ અથવા શ્રી. નરહરિભાઈ પરીખ, સાબરમતી આશ્રમ પાસેથી હરકોઈને મળી શકે એમ માનું છું.

'જીવનચરિત્ર'ની બાબતમાં તો એ પ્રગટ થઈ ચૂકેલી બીના છે કે ગાંધીજીએ પોતે એ ચરિત્ર લખવાની ઇચ્છા જાહેર કરી હતી અને એ કામમાં સહકાર આપવા સ્વ૦ ના સંપર્કમાં આવેલા અનેક લોકોને દેશ તેમજ પરદેશમાં સ્વ૦ના ૫–૭ નિકટના સાથીઓની સહીવાળી એક અપીલ મોકલવામાં આવી હતી. આમ સ્વ૦ના સાથીઓએ આ કાર્ય ઉપાડવાનો કે તેને અંગે અંદરોઅંદરની સ્પર્ધા કે વિવાદનો પ્રશ્ન નહોતો રહ્યો.

ગાંધીજીએ એકથી વધુ વેળા આવું ચરિત્ર લખવા કલમ ઉપાડી પણ લાગણીનાં પૂર ઊલટ્યાં ને લખી શક્યા નહિ. આ પછી શ્રી પ્યારેલાલજીએ તેવું વિસ્તૃત ચરિત્ર તૈયાર કરવું તથા ગાંધીજીનાં અન્તેવાસીઓ અને સ્વ.ના સાથીઓએ તેમજ બીજાં સૌએ તેમાં સહકાર આપવો એમ ઠર્યું. પણ શ્રી પ્યારેલાલજીને પણ અત્યારનાં એમનાં રોકાણો વચ્ચે આવું વિસ્તૃત ચરિત્ર તૈયાર કરવાનો તેમજ એને અંગેની સામગ્રી વિશાળ સમૂહ પાસેથી મંગાવવાનો અવકાશ મળવો વસમો જણાયાથી એ કામને લાંબો સમય જશે એમ લાગ્યું. આ પરિસ્થિતિમાં વિસ્તૃત ચરિત્રની અપેક્ષાએ ઝુરતને માટે સારું એવું નાનું ચરિત્ર લખવાનું કામ સ્વ.ના મદદનીશ સાથી અને મૂળ જીવનચરિત્રની યોજના અંગેની અપીલ પર સહી કરનારાઓમાંના એક શ્રી. ચંદ્રશંકર શુક્લે ગાંધીજીની સંમતિ તથા આશીર્વાદ સાથે માથે લીધું છે અને એ દિશાએ હું જાણું છું ત્યાં સુધી કામની શરૂઆત પણ થઈ છે.

'આપે કલ્પેલા 'આશ્રમવાસીઓના આંતરકલહની વાટ જોયા વિના' ગુજરાતના 'બીજા' ઓછામાં ઓછા એક લોકસેવકે તો 'આ કામ પૂરું' કરી જ નાખ્યું છે. એ બીના આ નોંધ લખતી વેળાએ આપના ધ્યાનમાં રહી જણાતી નથી. સ્વ. મહાદેવભાઈને ગુજરાતે અને આખા ભારતવર્ષે બલ્કે સેંકડો પરદેશવાસી નરનારીઓએ પણ પોતાના આત્મીય સ્વજન તરીકે જાણ્યા હતા. એમનાં નાનાં મોટાં ચરિત્રો કોઈને પણ હાથે લખાય તે સામે ગાંધીજીએ કે સ્વ.ના 'આશ્રમવાસી સાથીઓમાંથી કોઈએ કશો પ્રતિબંધ મૂક્યાનું કે વાંધો જાહેર કર્યાનું જાણ્યું નથી : વાપી ૧૯-૯-'૪૧

શ્રી. ચંદ્રશંકર શુક્લે હાથમાં લીધેલા કાર્યની જાણ અમને એમણે મોકલેલ પરિપત્રથી થોડા દિવસ પૂર્વે જ થઈ અમારી ગેરસમજ હવે ટળી છે. તે ટાળવા માટે સ્વામીજીના આભારી છીએ.

(અનુસંધાન પાન ૫૮)

# કાળચક્ર

ઝવેરચંદ મેઘાણી

## પ્રકરણ પાંચમું

### છેલ્લો જવાબ પકડાયો નહિ

વરાળ છોડતા એન્જીનનો ફુંફાડો બે ત્રણ મિનિટ ચાલુ રહ્યો. કાન ફોડી નાખે તેવો અવાજ એકધારો નીકળતો હતો. એ તકનો લાભ લઇને આ મુસ્લીમ છોકરી પોતાને ગાળો દેતી બરાડા પાડતી હતી એવી સુમનચંદ્રને, છોકરીના હાથ લાંબા થતા જોવાથી પાકી શંકા પડી ગઇ.

કોઇને ખબર પડે નહિ તેવી જુક્તિથી અનાડી એન્જીન 'ભક્' કરતું અટકી ગયું અને બંદૂકાની ફડાફડી વચ્ચે પણ સ્વસ્થ રહેનારો સુમન ચમકી ઊઠ્યો, ત્યારે છોકરીના છેલ્લા બોલ ઊંચે અવાજે સંભળાણા: 'મોટા મૂછાળા મરદ થ્યા છો તે!'

ભોંઠી પડીને છોકરી મોં આડે ઓઢણાનો છેડો કરી આડી ફરી ગઇ, અને રાતાપીળા બનેલા સુમનચંદ્રે પોતાની સામે પૂરેપૂરું ફરેલું બીજી યુવતીનું મોં જોયું. એન્જીનની વરાળે એ મોં પર પાણીનાં મોતીઓ ટાંકી દીધાં છે!

'નીકળો એઇ! નીકળો ત્યાંથી.' છેટેથી સાંધાવાળાનો અવાજ આવ્યો.

'શું છે તી?' મુસલમાન છોકરીએ સામો છણકો કર્યો.

'શું છે શું! મરી રે'શો, ચીભડાંની જેમ ચેપાઇ જશો. માલગાડી આવે છે વાંસલે પાટે.'

'તો ઓછાં એટલાં! પારકાં છોકરાવને નિરાંત થાશે.' એ જ છોકરીએ સાંધાવાળાના સમાચારને હળવે સાદે વધામણી દીધી અને બીજીને કહ્યું: 'લે! તારે ય અલાં મે'રબાન થ્યો! કરાસીન (ટ્રેનનું ક્રોસીંગ) જ આંઇ છે. કરી લે તું તારે પેટ ભરીને કજિયો.'

પોતાની ટ્રેનને સામેથી આવતી ગુડ્ઝ ટ્રેનના આવતા સુધી અહીં અટકવાનું છે એ જાણી સુમનચંદ્ર લેવાઇ ગયો.

'ગાડીને સાથે રાતાપીળા થ્યે શું કામ આવે?' મુસ્લીમ છોકરી એવું કહી કહીને વળી પાછળ ફરી જતી હતી; પછેડાનો પાલવ એના દાંત વચ્ચે પકડેલો ને પકડેલો હતો.

બેઉ છોકરીઓ બે પાટાની વચ્ચેથી ખસવાને બદલે ફક્ત પેસેન્જર-ગાડીની વધુ નજીક જઇ ઊભી.

'જાત છે કાંઇ જાત! પોતે તો મરશે પણુ બીજાને ય મારતી જશે.' સાંધાવાળો આગળ સાઇડીંગના ક્પ્લીંગ પર જતો ડાંડો ફેરવતો બબડતો ઊભો.

'મારતી જાશે શું! મારી નાખેલા જ છે કેટના!' એન્જીનમાંનો એક આદમી નીચે ઊતરી ગાભો લઇ સંચા તપાસતો તપાસતો સાંધાવાળાની વાતમાં ટૌકો પૂરતો હતો.

'ઇ નૈ ખસે! ઇ જાત કોણ? અસ્ત્રી! નવાણું ટકાનો ધક્કો લગાડતાં વાર નૈ!' સાંધાવાળો હજી બબડતો હતો. 'પાસે જાઇએ' ના, તો નવાણું ટકાનો ધક્કો!'

'તમારો કાગળ મળ્યો હતો.' હિંદુ છોકરીએ પહેલી વાર હોઠ ખોલી સુમનચંદ્રના સાંધાવાળાની ફિલસૂફ-વાણી સાથે સંધાયેલા તાર તોડી નાખ્યા.

એ વિમળા છે તે તો સુમનચંદ્ર સમજી ગયો હતો, પણ એને અહીં એકલી દેખીને થયેલું વિસ્મય

હજુ વિરમ્યું નહોતું. ભાવતરે જ મોકલી લાગે છે ગળે પડવા !

'ત્યારે સ્ટેશને કેમ ન આવ્યું કોઇ ?' બાજુએ જોરથી થૂંક ફેંકીને એણે કરડો પ્રશ્ન કર્યો.

'તમે આ આવી છે ઈ શું લેખામાં નથી ? લ્યો ! પૂછે છે મોટા કે કેમ ન આવ્યું કોઇ !' મુસ્લીમ છોકરીએ ચાહૂકિયાં પાડ્યાં, વિમળાએ વિનયથી કહ્યું : 'બીજું કોઈ ઘેર નથી. ગામ ગયાં છે.'

'ક્યારે ?'

'કાલ.'

'કાગળ તો પરમ દા'ડે મળ્યો હોવો જોઈએ.'

'મળ્યો' તો.'

'ત્યારે !'

'નહોતો બતાવ્યો. મારા હાથમાં આવેલો.'

બેઉ વચ્ચેનો આ વાર્તાલાપ સામસામાં જોયા વિના ચાલી ગયો. છેલ્લું વાક્ય કહીને વિમળા હેઠું જોઈ ગઈ; ને સુમનચંદ્રના મોંમાથી શબ્દ પડ્યો : 'વાહ !' એ વાહ શબ્દ શાનો સૂચક હતો, સસરા પર પોતે ખાનગીની રાહે ચીતરેલો વિગતવાર લાંબો કાગળ, આ જેને વંચાવવાનો જ નહોતો, તે જ માનવી વાંચી ગયું તેનો ? આ યુવતીએ બાપ પરની ટપાલ દબાવી રાખી તેનો ? કે પોતે એકલી જ આંહીં આવીને મળી શકે તે માટે માબાપને ગામતરે જવા દીધાં તેનો ? સુમનચંદ્ર મનમાં ને મનમાં તપી ગયો. વિમળા ન વાંચવાનો કાગળ વાંચી બેઠી ! એવું એવું વિમાસી રહ્યો છે તેની વચ્ચે વિમળાનો તાજો બોલ પડ્યો :

'આમ કાંઇ ચાલ્યા જવાનું હોય ?'

સુમનચંદ્ર એ વાક્યને સમજી શક્યો નહિ. શાંત રહ્યો. વિમળાએ પોતાના બોલનું ભાષ્ય કર્યું :

'જાવું હોય તો'— પાલવની કોર ચંચવાળતી ચંચવાળતી બાજુએ જોઈને જરીક ખમચાયા પછી બોલી, '...પછી ભલે જવાતું.'

એ શબ્દોનો કંઈ ઉત્તર ન મળ્યો એટલે વિમળાએ એકવાર ઊંચી દૃષ્ટિ કરી. એને જોવું તો હતું —સુમનચંદ્રનું મોં : પણ જોનારીનું જ મોં વંચાઈ ગયું એ મોં પર રાતી રાતી ટશરો હતી.

સુમનચંદ્રથી કેવળ સ્વભાવને કારણે હો કે પછી 'જવું હોય તો......પછી ભલે જવાતું' એ વાક્યમાં વિમળાએ અણુચ્ચર્યો છોડેલો શબ્દ 'હમ' પોતાને દુરુચ્ચારણ લાગવાથી, પણ એક બાજુ થઈને થુંકાઈ ગયું.

રાતી ટશરો વિમળાના મો પર હતી તેમ આખો-માંયે ફૂટી ઊઠી. સુમનચંદ્રને બીક લાગી કે હમણાં પોતાને ધસડીને નીચે પટકશે. ત્યાં તો બીજી કન્યાએ ટમકું મૂક્યું.

'કાંઈ મરદ છે ને ! મરદાઇને આપે ને આપે બાંગી જાશે. વળ જ મેલે ને આ તો.'

'તું અક્ષરે અક્ષર સાચું બોલી બાઇ !' સુમનચંદ્ર એકાએક પોતાને જે કહેવાનું હતું તે માટેના શબ્દો શોધી આપનાર એ મુસ્લીમ બેનુકન્યા તરફ જોઇને બોલ્યો: 'હું જાઉં છું તે અમારી ઇજ્જતને માટે. પાછો વળીને આપકમાઈની અસલ જેટલી જમાવટ ન કરી બતાવું ત્યાં લગી પરણવા-ઝરણવાની વાત નથી. આજ આંહીં પરણીને ઘોલકું માંડી બેસું તો મારા પૂર્વજ દુભાય અને દુનિયા ખી ખી દાંત કાઢે, એને મરદ કહે, વળ કહે કે વટ કહે, તારે હૈયે બેસે તે કહે.' પેલી બેઉ છોકરીને વધુ તાન ચડ્યું. એણે શરીરને સહજ સુંદર મરોડ આપીને બરાબર સન્મુખ બની પૂછ્યું :

'પણ પાછા આવીને ય પરણવું છે તો મૂળ ઠેકાણે જ ને ? કે ઈ પે દેશાવરથી લેતા આવવું છે ?'

## પ્રકરણ છઠ્ઠું

### ત્રણ વરસે

છેલ્લા પ્રશ્નનો સુમનચંદ્રે આપેલા ઉત્તરને એન્જીનની વ્હીસલ અને ચાલતી થયેલી ટ્રેનનાં ચક્રો ચાવી ગયાં, તે વાતને પાકાં ત્રણ ત્રણ વર્ષ વીતી ગયાં હતાં.

ખેરાળી ગામની હેમાણી ખડકીમાં ભાઈજી લૂખસને ખજવાળતા ખજવાળતા અને 'ઘેલી' વિમળા મોં પર છેડો ઢાંકીને તથા ભેંસો ભારવિહોણી બનીને ભર નીંદરમાં પડ્યાં હતાં ત્યારે જાગતાં હતાં ફક્ત ઘેલીની વિધવા બા,

આ ત્રણ વર્ષમાં જમાઈના હાથની કાગળની ચબરખી પણ આવી નહોતી. કોઈ કોઈ વાર ઊડતા સમાચાર મળતા કે મુંબઈમાં ને પછી કલકત્તામાં રહી ને પછી મલાકા–સિંગાપુર તરફ ચાલ્યો ગયો છે. કોઈ કે વળી એને ત્યાં મલાયામાં ગામડાંની સડકો પર બાઈસિકલ ઉપર કાપડની ફેરી કરતો પણ જોયો હોવાના વાવડ આપ્યા હતા, ડમરાળે પુછાવતાં તો ત્યાંથી પણ મલાકે છે એટલો જવાબ જડતો ત્યાં યે કોઈના ઉપર એના હસ્તાક્ષરનો કાગળ નહોતો. ડમરાળાને ઘેર બાકી રહેલાં કુટુંબીજનોમાં સુમનચંદ્રનાં માવતર કે માજણ્યું કોઈ ભાંડરડું તો હતું નહિ, એથી 'આંગળીથી નખ વેગળા એટલા વેગળા !' એ ન્યાયે એ વિસારે પડ્યો હતો. ત્રણ વરસ–ને તે પણ તાર ટપાલ કે ખરખબર વિનાનાં—એ કાંઈ થોડી વાત છે !

ત્રણ વરસ !—ઘેલીનાં બા પણ વિચારતાં વિચારતાં ગભરાઈ ઊઠયાં. ઘેલીની હઠીલાઈ ને પરિણામે અન્ય ઠેકાણે સંબંધ જોડવાની કોશિશ થઈ શકતી નહોતી. દીકરી દિ'એ ન વધે એટલી રાતે, ને રાતે ન વધે એટલી દિ'એ વધતી વાર્તા–સુંદરીઓની પેઠે યૌવનના ભરયૌવનના, અને પછી ઝલકાતા યૌવનના હિંચોળા ખાતી હતી તે જોતો, જોઈ જોઈ ઊંડાણે શોષાતો શોષાતો ધણી પણ ગામતરુ કરી ગયો હતો.

આજ જમાઈ હોય, તો આ ઉઘરાણીના પથારા પતાવે, આ વાડી–ખેતરની વ્યવસ્થા કરે, ને રોજ ઊઠીને પ્રભાતથી અધરાત સુધી લોહી પીતા પિતરાઈઓ પણ ચૂપ બની જાય. જમાઈ હોય તો દીકરા કરતાં ય સવાયું કરી દેખાડે.

ને હવે આ છોકરીના જોબનનો ક્યાં સુધી ભરોસો ! આજ અમલદારની કોરટમાં જઈ તડાકુડી કરી આવી તેથી તો ગામ જરાયું યસું. કાલ ઊઠીને કોણ જાણે શું ય વાયરા વાય.

પણ આ છોકરી ભારી વહેમીલી છે, એના બાપ બેઠે ક્યાંઈ બહારગામ મોકલવાની વાત નીકળતી ત્યાં જ કળી જતી કે હાય નવું વેશવાળ ગોતવા માટે મોકલશે. હવે તો મારી સોડમાંથી ખસે જ શેની ?

એવા વલોપાત સંઘરીને એ સૂતી–પણ કાગાનિંદરમાં. એમ જ પરોઢ થયું, મા–દીકરીએ જાગીને સાથે દોવાં વલોણાં વગેરે આદર્યાં. પણ માની નજર દીકરીના દેહ પર કરડકણી બની ગઈ હતી—રાતોરાતના આ ફેરફારની ઘેલીને કશી ખબર નહોતી એટલે એનું શરીર તો પ્રત્યેક ક્રિયામાં તાલબદ્ધ તેમ જ મોકળી રીતે લોલાયમાન હતું. એના છલકાટ અને હિલ્લોલપર અર્ધો દિવસ તો મહામહેનતે રોકી રાખેલી મેલી છૂલ એ સમી સાંજથી વહેતી મૂકી. ભૂમો પાડીને કપડો દેનારું સારું, પણ કાળા ઘૂમટામાંથી હસતાં ને ફરતાં ટમકાં મૂકનારી છૂલ જુવાન દીકરીને વીંછીના ડંશની વેદના પહોંચાડી.

માની ખીજ વધતી ગઈ, કારણ કે ગામમાંથી આગલા દહાડાનાં પરાક્રમ માટે વિમળાને મુબારકબાદી દેનારાં વધતાં ગયાં, તે બાપાંની મુલાકાત દરમ્યાન ભાઈજી પાછા હાજર જ હતા, પહેલો તો ખુદ મામલતદારનો એક કારકૂન જ આવીને કહે :

'અમારા સાહેબને કોઈક માથાનું ભેટવાની જરૂર જ હતી, વિમળાએને ઠીક દાઢી ખેંચી કાઢી, એવો ગાભા જેવો કરી નાખ્યો છે, કે અમને સ્ટાફને મહાસુખ થઈ ગયું.'

ભાઈજીથી આ સાંભળ્યું જતું નહોતું. માથે પાઘડી મૂકી બહાર નીકળવા કરે ત્યાં વળી એક વેપારી ખડકીમાંથી હાક દેતા આવી ચડ્યા : 'કાં હેમાણી ! બાકી કામ હાઈકલાસ કરી બતાવ્યું કાલ કોરટમાં તમારી વિમળાએ. મામલતદારની આબરૂ ખગાડી નાખી. ઈ દીકરો હવે આંહીંથી બદલી માગીને ન જાય તો મૂછ મૂંડાવી નાખું, આ 'મૂછ.' બોલતે બોલતે એણે ચપટીમાં ઝાલેલી મૂછ આંડ પાંચેક વાળની હશે.

ભાઈજીને માટે તો આ શબ્દોનું શ્રવણ વિષપાન તુલ્ય હતું પણ એનાથી બોલાય તેવું રહ્યું નહોતું. રાતે પોતે જે ચિત્ર રજુ કર્યું તેનાથી આ તો જુદું જ

નીકળી પડ્યું. મા દીકરી બેઉ સાંભળતાં હતાં, કે વિમળાની ગેરઆબરુ તો થઈ જ નહતી!

પણ ભાભીજી જેમ જેમ ખસિયાણા પડતા ગયા તેમ તેમ વિધવા ઉશ્કેરાતી ગઈ, પુત્રીને મળતી આ બધી શાબાશીઓમાં એણે આઘાત વાંચ્યો. એના છણકા બે દિવસમાં તો એટલા વધ્યા કે વિમળાને પણ થયું કે ક્યાંક બહારગામ જવાનું મળે તો લૂગડાં બદલવા યે ઊભી ન રહું.

જવાનું સ્થાન નહોતું. પણ આના વર્તનના ફેરફારથી અકળાઈ ને એકાદ કલાક બહાર નીકળવાનો આશરો સ્ટેશન પાસેની વાડીમાં હતો. ઘર, વાડી ને સ્ટેશન ત્રણે નજીક નજીક હતાં. વાડીએ લૂગડાં ધોવા નિમિત્તે પણ જવું ગમતું, કારણ કે ત્યાં સુધી રેલગાડીના પાટા હતા, ને એ પાટા પર, ત્રણ વરસ પર, એક ટ્રેન એક જુવાનને લઈ, એનો છેલ્લો ઉત્તર સમજાવા દીધા વગર ચાલી ગઈ હતી.

હુરબાઈ—ત્રણ વર્ષ પહેલાં સાથે આવીને ટ્રેનપર સુમનચંદ્રને તડકાવનાની પેલી મુસ્લીમ બેકુ છોકરી આજે તો એક બાળકની માતા—એને સાસરેથી આવી હતી. ઘેલો એનના બાપાને ખરખરે ઘેર પણ ડોકાઈ ગઈ હતી. તે પછી કંઈ મળાયું નહોતું. સાવ કરમાઈ કેમ ગઈ હશે? આખો ફરતી કાળી દાઝ્યો કેમ પડી ગઈ હશે! ભણું તો ખરી.

વાડીમાં પોપૈયા, બકાલા, અને ઘઉંના ક્યારા વાળતી હુરબાઈ એક ચણીઆના કોટાનો, બીજે ઘૂંટણ સુધી ઉઘાડા પગનો, ને ત્રીજે પીંડી સુધી કાળી માટીના કાદવનો, એમ કમર હેઠળના ત્રિરંગી ફરસા સાથે કોદાળીના હાથાની ટોચે આંકડા બીડેલા હાથ પર હડપચી ટેકવીને ઊભી હતી. વિમળાને દેખી એણે કોદાળી ઉપાડી પણ વિમળાએ હાથની ઇશારતથી 'હું જ ત્યાં આવું છું' એમ સૂચવ્યું. કપડાંની ગાંસડી કૂવાને ઘેરીએ ટૂંકીને હઠે મૂકી વિમળા ત્યાં પોપૈયામાં ગઈ.

'કાંઈ કાગળ પતર નથી ના?'

હુરબાઈના પ્રશ્નના જવાબમાં વિમળાએ માથું હલાવ્યું. સહેજ મલકાઈ.

'કાંઈ ખરખબર?'

'ઈશ્વરને.'

બેઉ જાણે કે થોડી ઘડી, 'ઈશ્વર' શબ્દ પર, માથું ઝુકાવી મૂંગી મૂંગી ઊભી રહી. પછી વિમળાએ પૂછ્યું:

'તું કેમ આમ થઈ ગઈ છો!'

'કેમ!'

'હતેરું આગલી હુરબાઈ જ નહિ.'

'લે, જો તો ખરી! આગલું તે કોઈ રહી શકતું હશે!'

'એમ નહિ. પણ તું કરમાઈ કાં ગઈ છો!'

'રત પાલટી.'

'કાં, શું થયું?'

'તારો બનેવી હાલ્યો ગયો પલટનમાં,'

'હાલ્યો ગયો!'

'હાલ્યો શું જાય! ફોસલાવીને લઈ ગયા, બીડું આપી, સીગરેટું દીધી. રૂપિયા થોડા દીધા. ખીલો ડ્રેસ દીધો, રાંક ન પાવાનાં પાયાં, નશા કરાવ્યા, ને કહ્યું હશે કે આમ આગળ તો તને રૂપમાં એકએકથી ચડિયાતી એવી છોકરીઉં મળશે. આ એમ કરીને કાંઈક કાગળને માથે અંગૂઠાની છાપ લઈ લીધી. હું બહુ રોઈ, મેં કહ્યું, મુવા, તારે નશા કરવા હોય તો આંઈ ને આંઈ ફરીથી કર ને, હું તો મારે વાડી બેગર ને ઢોરઢાંખર સંભાળ્યા કરીશ, તું નશો કરવો હોય તો ય કરજે આંઈ. પણ તું જા મા, અમને મેલીને જા મા.'

'પછી?'

'ન માન્યો. માને કાંઈ? બેપાંચ સરખેસરખા મળીને અંગૂઠાની છાપું દઈ દીધીયું, પાનપટી ચાવતો ને સીગરેટના ધુંમાડા કાઢતો મારી તો ઠીક પણ આ બચાડાં ભમે હાથે હીંડેય એવા બાળકની યે સામું જોયા વિના ગાડીમાં ચડી બેઠો. હું તો આને કાખમાં

લઇને ટેશનની બહાર વાડય માથે મોં રાખીને ઊભી થઈ રહી.'

'કોણુ લઈ ગયા?'

'ઇને મલકમાં કૈ' છે ને, રંગરૂટીવાળા. ઠેકાણે ઠેકાણે એના માણસો ફરે, ને જેમ ખાટકીના દલાલ ગામેગામ ને સીમેસીમ કતલખાના માટે ઢોર ગોતતા ફરે એમ આ મુઆ જુવાનોને લડાઇમા લઈ જવા ફરે.'

'પણુ હવે કાંઈ પતો?'

'કાંક કાગળ બે ત્રણુ આવ્યા, કંઇક રૂપિયા આવ્યા, ૭ મહિના તો છાત્રણીનું નામ આવ્યું, પણુ હવે કાંઇ નામ કે ઠામ? અલ્લાને ખબર કયાં હશે. વાતું કરે છે કે મલકપાર ઉતારી ગયેલ છે. જ્યાં મોટો હોબાળો હાલે છે.'

બોલતી, આંસુડાની ધારા લૂછતી અને કયારા વાળતી જતી હતી હૂરબાઇ. વિમળાની સામે તો એક નવી દુનિયા ઊઘડી પડી હતી. હૂરબાઇએ વાત પૂરી કરી:

'પછી હું તે ત્યાં રહીને શું કરું? કોણુ નિરાંતે રહેવા દે?' એના માવતરને પછી પારકી જણીનો ભરોસો કેટલા દી' પડે! વરસ થઇ ગિયું. પછી ટકટકાટ આદર્યો: 'વઉ વાડીએ સાથીની હારે છૂટથી બોલે છે, ને વઉ રસ્તે ફલાણા શેઠીઆ હારે ખીખિયાટા કરતી હાલે છે! આ ત્યાં સુધી વાત વધી ગઇ એટલે હું તો મૂંગી મૂંગી મનમાં ઇ ધરયે અલાબેલી કરીને આવતી રહી છું, હવે માલિક એને પાછા ઘેર લાવે, અને એનો કયાંક પતો પણુ લગાડી અપાવે—કે એ તે જળમાં છે, થળમાં છે, કયાં છે, એટલું ય જો જાણું, અરે મરને બિચાડાને ત્યાં કોઇક થોડા દનની ઘરવાળી ય મળી ગઇ હોય, એથી આપણે શું બોન! કોઇનો યે એને માથે ત્યાં હેતનો હાથ ફરતો હોય તો મારો ખુદા રાજી! પણુ કોઈ એનો પતો જ ન આલે ત્યાં હુ શું કરું? બોબો આંસુ આજ ફક્ત તારી આગળ પાડયાં છે. બાકી દીકરાના કસમ જો મા આગળે ય મે મોઢે ઝાંખપ બતાવી હશે તો.'

એમ કહેતી એ ખૂબ ખૂબ રડી. વિમળાએ પાસે જઈને હૂરબાઇનું માથું પોતાને ખંભે લઈ લીધું.

( ચાલુ )



# હિંદમાં વિમાની સફરો

જાન્યુઆરીની ૧લીએ હિંદમાંના વિમાન-માર્ગો ઉપર વેપારી પેઢીઓના વિમાનોએ ઊડવાની શરુઆત કરી. ૭ મહિનાને અંતે બધા મળીને ૯૨૨૫ માઇલ લાંબા અગિયાર જુદા જુદા હવાઇમાર્ગો ઉપર વિમાની સફર ચાલુ થઇ ગઇ હતી. આ માર્ગો ઉપર ઊડનારા વિમાનોએ એ ૭ મહિના દરમિયાન કુલ સાડા-સોળ લાખ કરતાં પણ વધુ માઇલનો પંથ કાપેલો.

એક વરસ અગાઉ જેટલી ધારણા હતી તેથી ઘણી વધારે ગતિએ લોકો વિમાની સફર કરતાં થઇ ગયાં છે. ૧૯૪૫ના આખા વર્ષ દરમિયાન ૨૪,૦૯૦ મુસાફરોએ હિંદમાં વિમાની સફર કરેલી. જ્યારે ૧૯૪૬ના તો પહેલા જ ૭ માસમાં ૩૭,૬૮૩ માણસો એવી સફર કરી ચૂક્યા છે. ગયા જુન મહિનામાં રોજના સરેરાશ ૨૩૬ મુસાફરોએ વિમાની સફર કરેલી. જ્યારે ૧૯૪૫ના એ જ મહિનામાં સંખ્યા માત્ર ૬૫ની જ હતી.

વિમાની સફરમાં આટલો વધારો થવાનું કારણ નવી નવી વિમાની પેઢીઓની સ્થાપના છે. જુલાઇની ૧લીએ એવી ચાર જુદી જુદી પેઢીઓ મળીને કુલ ૧૯ મોટાં અને ૬ નાનાં વિમાનોનો ઉપયોગ કરતી હતી. બધા મળીને ૧૩૦ વિમાનીઓ તેમ જ વિમાનમાં ઊડનારા અન્ય કારીગરો એમાં કામ કરતા હતાં. એ ચાર પેઢીઓનાં નામ અને જે માર્ગો ઉપર તેઓ મુસાફરોની સાવજ કરે છે તે નીચે મુજબ છેઃ—

૧. ઇન્ડિયન નેશનલ એરવેઇઝ લિ૦ : (દિલ્હી-કલકત્તા, દિલ્હી-કરાંચી, દિલ્હી-પેશાવર, દિલ્હી-લખનૌ, દિલ્હી-મદ્રાસ, દિલ્હી-લાહોર-અમદાવાદ.

૨. ટાટા એર લાઇન્સ (ટાટા સન્સ લિ૦ ): (દિલ્હી-મુંબઇ, કરાંચી-મુંબઇ, મુંબઇ-કોલંબો, મુંબઇ-કલકત્તા.)

૩. એર સર્વિસીઝ ઓફ ઇન્ડિયા લિ૦: (મુંબઇ-ભુજ, ભુજ-કરાંચી, મુંબઇ-લખનૌ.)




૪. ડેક્કન એરવેઇઝ લિ૦ : ( દિલ્હી-મદ્રાસ, હૈદ્રાબાદ-બેંગ્લોર. )

દર અઠવાડિયે આ પેઢીઓ તરફથી કુલ ૭૫,૬૩૦ માઇલની હવાઇ સફર થતી હોય છે.

× × ×

હિંદુસ્તાનને પૂર્વના તેમજ પશ્ચિમના બીજા દેશો સાથે સાંકળનારી વિમાની સફરોમાં વધારો થઇ રહ્યો છે. પણ લોકોની જરૂરિયાતના પ્રમાણમાં એ ઘણી ઓછી છે. ખાસ કરીને હિંદ-બ્રિટન વચ્ચેની સફર

[અનુસંધાન પૃષ્ઠ ૫૯]

# કમલેશ અને શિરીષ

પ્રશાંત

હરિનંદ અને તેના નાના ભાઈ શિવનંદ વચ્ચેનો ઝગડો જેણે જોણે જોયો હતો એ હજી પણ કહેશે કે એવો ઝગડો–ભાઈ ભાઈ વચ્ચેના વેરનું જાણે મૂર્તિમંત સ્વરૂપ–કદી ય દીઠું નથી એમ નહિ, કાને પણ સાંભળ્યું નથી. એ ઝગડાનું પરિણામ એ આવ્યું કે, નાનો ભાઈ શિવનંદ ત્યારે ને ત્યારે જ જુદા થઈ જવાનો નિશ્ચય પોતાની પત્ની કૃષ્ણાને જણાવી ઘર બહાર નીકળી ગયો.

હરિનંદ આ વખતે એક ખૂણામાં બેસી સ્કૂલના કાગળિયા તપાસતો હતો. ઝગડામાં જાણે પોતાને કશી લેવા દેવા ન હોય તેમ ક્યારેક ઝગડા કરનારની સામે નિસ્પૃહ ભાવે જોઈ પાછો સ્વકાર્યમાં એવો લાગી જતો કે પોતાની પત્નીના–સૌતાની ઝગડો કરવાની પ્રવીણતા બતાવવાના–લાખ પ્રયત્નોમાંથી એક પણ સફળતાને પામતો નહિ.

આમ છતાં ય હરિનંદની પત્ની કંઈ હારી જાય એવી નહોતી. દાદરો ઊતરતાં શિવનંદને સંભળાવવાને કહ્યું "નોખા થવાનું તો ઘણી યે વખત તમે કહ્યું છે. એ કંઈ તમારે માટે નવીન નથી. જૂદું થવું છે તો ભાઇ, કોણ તમને રોકીને બેઠું છે! અમને તો હેરાન કરી દીધાં, આલે ભવ પાપ કરતાં પાછું વાળી નહિ જોયું હોય તે આ ભવમાં આવાં બધાં અમારે પનારે પડ્યાં!

આટલું બોલીને જ માત્ર ઊભી રહે તો હરિનંદની પત્ની જ શાની? પોતાના વ્યકતવ્યની અસર પાડવા માટે પોતે સિદ્ધ કરેલા રૂદનને પણ આવાહન આપ્યું.ખૂણામાં લાજ કાઢીને ઊભેલી કૃષ્ણાને જોઇ બોલી, "દિ અને રાત ધણીના કાનમાં ઝેર રેડ્યા કરે છે, તે એવી કામ તો હું જ કરું છું. એ તો ઠીક, આ તારા જેઠ અહીં બેઠા છે–અહીં આવીને ઊભી છો તે શરમાતી નથી?"

હરિનંદ હજુ પણ સ્કૂલના કાગળિયામાં ગૂંચવાયેલો હતો. કજિયામાં પોતાનો ઉલ્લેખ સાંભળ્યો એટલે તેને પણ કંઇ બોલવાનું તાન ચડી આવ્યું, બોલ્યો, "નીલાની બા, કહે છે આજે અગીઆરસ છે: જરા પંચાંગમાં—" મોટી વહુ ટેબલ પાસે આવી કાગળિયો ઝૂંટવી બોલી, "પંચાગમાં મૂકોને આગ! દેખતા નથી, હોળી છે આજે તો!

કાગળિયાં માંડ માંડ પાછાં લઈ કંઈક એકલો એકલો બોલ્યો, 'એ તો રોજ હોય છે–એમાં શંકા નથી; પણ અગીઆરસમાં શંકા જેવું છે... હરામખોર પંચાંગ પણ કંઈ સાચાં આવતાં નથી... કહી કામે વળગવા જતો હતો ત્યાં પત્નીએ કહ્યું, "સાંભળ્યું? આ બધું પડ્યું છે અને આ તમારી નાની વહુ લડવા નવરી થઈ ગઈ છે. કામ કોણ એનો બાપ..."

શિવનંદ હજી બહાર ગયો ન હતો. બહાર જ ઊભો હતો. એકાએક અંદર આવી બોલ્યો, "હું સાફ કહી દઉં છું કે એ કંઈ કહેવાતું નથી! કામ નહિ કરે–સોતવાર નહિ કરે!

હરિનંદને એકાએક કજિયાનું મૂળ સૂઝી આવ્યું. કાગળિયા બાજુપર મૂકી બેઠો થઇ બોલ્યો, 'નશીબદાર, અલ્યા, બૈરા કામ નહિ કરે તો શું હું કે તું કરશું? નાલાયક ક્યાંનો!' કહી પાછો પૂર્વવત બેસી ગયો.

લાજ કાઢેલ હોવા છતાં આ બધાં બોલે છે અને પોતે રહી જાય એ કંઇ સારુ ન કહેવાય એમ સમજી કૃષ્ણા પણ ધીમે છતાં બધાં સાંભળે એમ બોલી, 'કામ તો બધું હું જ કરું છું. તમે તો સવારથી સાંજ સુધી, 'ફલાણી બાઇ અને પૂંછડી બાઈ" માંથી નવરાશ જ ક્યાં મેળવો છો? કામ કરવાની કોણ ના ય પાડે છે, પણ જીભમાં જે આવે તે બોલો એ હવે અમારાથી નહિ સંખાય..."

હરિનંદ કાગળિયા ઊંચા કરી બોલ્યો–'જરૂર–જરૂર.'

'અને પછી 'મારા બાપે તમારું શું બગાડ્યું છે તે એને નકામાં ગાળો દો છો" કહી બધાના

અવાજને દાબી જાય એવા રુદનની આગાહી કરતું એક ડૂસકું ભર્યું.

ઝઘડાથી બહુ લાગી આવ્યું હતું એટલે નહિ પણ કૃષ્ણા પોતાના સામાનસરંજામ જુદાં પાડતી હતી એટલે–'પોતાની ન હોય એવી એક પણ ચીજ લેવી હરામ કરી હતી'–ત્યાંય મોટી વહુ તથા તેનાં છોકરાં કાકા કાકી શું શું ચીજ લે છે એની ઝીણી નજરે તપાસ કરતાં હતાં એટલે બંધવાનો કોઈને વખત જ મળ્યો ન હતો.

'કદીય જમીને નિશાળે ગયા હોઈએ એવું સાંભરતું નથી, બધાં જ નાલાયક ભેગાં થયાં છે' કહી હરિનંદ નિશાળે ચાલ્યો ગયો. અને એની પાછળ પાછળ ફરતા લપાતા બે છોકરા પણ ચોપડીઓ લઈને ભૂખ્યા પેટે ચાલી નીકળ્યા, એ બન્નેનો આ ઝઘડામાં કોઈ હિસ્સો નહોતો, છતાં ભૂખ્યા રહેવામાં એમનો હિસ્સો પૂરેપૂરો હમેશાં રહેતો. શિવનંદ હરિનંદના એ બે નાના ભાઈઓ હતા. મોટો કમલેશ છએક વર્ષથી અહીં રહી હાઈસ્કૂલમાં અભ્યાસ કરતો, પણ નાનો શિરીષ ગામડેથી માબાપ પાસેથી તાજો જ ભણવા ભાઈને ઘેર આવેલો.

લોકો હજી પણ કંઈક ધરી-ધુમાડો હજી પણ નીકળે છે, કદાચ ભડકો થશે–એવી ચિર આશામાં ઘર આગળના રવેશમાં આંટા મારતા હતા. ખસ કરીને એક બે સ્ત્રીઓને પાસે બોલાવી મોટીવહુ જરા જોરથી બોલી, 'એને જે લેવું હોય તે લઈ જાય. ઘણું ય ઘસાયાં છીએ, આપણે કંઈ બોલવું જ નથી ને! આખું ઘર ભલે લઈ જાય પણ પછી તો નિરાંત! કેમ કાંઈ બોલતાં નથી હેં'?

નાની છોકરી નીલા પોતાની માની ઉદારતા સાંભળીને તેને ધન્યવાદ દેવા કે પછી પાડોશીનું મંતવ્ય સાંભળવા તેની મા પાસે આવીને ઊભી રહી. મોટીવહુ બોલી "બીજું તો કાંઈ નહિ, અમને કોઈએ જશ ન આપ્યો–ભૂંડાઈ ગયાં અમે તો" પછી પેલી બાઈઓને ખબર ન પડે તેમ નીલા સામે ડોળા કાઢી ધીમેથી બોલી, 'અહીં શું કામ્યું ફાડીને ઊભી છો રાંડ, ત્યાં મરને! કહી કૃષ્ણા ચીજ વસ્તુ જોયી કરતી હતી તે તરફ હાથ લાંબો કર્યો.

ચોમાસું બેસી ગયું હતું અને સાંજ પડેલાં વરસાદ જરા આવવો શરૂ થઈ ગયો હતો. બધી ચીજ વસ્તુ બંધાઈ ગઈ હતી, માત્ર શિવનંદની જ વાટ જોવાતી હતી. રખેને વરસાદને લઈને આટલી તૈયારી ધૂળમાં મળી જાય એવી બીકથી મોટીવહુ રવેશમાં આવજા કરતી હતી. વરસાદની ગતિ વધતી જોઈ બોલી. "આને ય જો ને ઉધામો ચડ્યો છે! બહુ વરસ્યો, હવે તો બંધ થા વેલા!

કૃષ્ણાએ કહ્યું, 'ગભરાવમા જેઠાણી, ગમે એટલો વરસાદ હશે તો ય ચાલ્યા જઈશું. વરસાદને નાહક શું કામે ગાળ દો છો!

'દઈશ–ધરાર દઈશ. તું મને કોણ કેનારાવાળી!

સાંજ પડી ગઈ હતી, વરસાદ પણ ઝરમર ઝરમર વરસતો હતો. બન્ને ભાઈઓને આવવાનો વખત થઈ ગયો હતો. રસોડાનું કંઈ ઠેકાણું હતું નહિ–ઠેકાણું કરવાની કોઈને ફુરસદ ન હતી. હરિનંદના નાના બે ભાઈઓ પણ નિશાળેથી ઘેર આવી ગયા હતા. નિશાળેથી ઘેર આવતાં વેંત રસોડા સામી નજર ફેંકી–જોયો ચૂલો હતો એવો જ નિસાસો મૂકી કમલેશ એક ખૂણામાં બેસી કંઈક ગાવા લાગ્યો અને શિરીષ રવેશમાં આવી છાનોમાનો ઊભો રહી ગયો.

શિવનંદ જ્યારે બન્ને હાથમાં પોટકાં લઈ રવેશમાં આવી ઊભો ત્યારે શિરીષ કમલેશના ગાયનની ધૂનમાં ઊભો હતો. શિવનંદે તેનો હાથ પકડીને કહ્યું, 'એલા, ચાલ. તારે અમારી સાથે આવવાનું છે. અમારે પણ એક છોકરો જોઈશે."

કૃષ્ણા પાછળ જ ઊભી હતી. ધીમેથી બોલી, 'ક્યારેક તમારામાં એક સામટી અક્કલ આવી પડે છે. આવા ડાહ્યા થવાનું કોણે કહ્યું હતું!"

અત્યાર સુધીમાં શિવનંદનું એકેય વેણ મોટીવહુને ગમ્યું હોય તો આજ હતું. શિરીષ જાય એના જેવું બીજું શું સારું હોઈ શકે! રસોડામાંથી ફરી વાર બોલી ઊઠી. 'એને જે લેવું હોય તે લઈ જાય.'

નીલા રસોડામાં તેની મા પાસે જ બેઠી હતી

તેણે ધીમેથી કહ્યું, " મા, આ ખૂમચો કાકીનો છે એને દઈ...'

'ચૂપ મર દોઢડાહી, અમારા તો છોકરાં રોયાં ડાહ્યાં. જા નળેથી પાણીની ગાગર ભરી આવ.'

નીલા ચૂપચાપ ઊઠી અને ગાગર લઈ નીચે ચાલી ગઈ.

છેવટમાં, 'આ રસ્તે નીકળવું હરામ છે' વગેરે વગેરે કહી, શિરીષનો હાથ પકડી, કૃષ્ણાને લઈ શિવનંદ દાદરો ઊતરી ગયો.

રસોડામાંથી બહાર આવી બીજું બારણું ખોલી મોટીવહુએ બહાર નજર કરી જોઈ. બરાબર દાદરો ઊતરી ગયાં છે જોઈ, કંઈક રાજી થઈ, નીલા જે રવેશમાં પાણીની ગાગર ભરી અને કાકા કાકીને જતાં જોઈ રહી હતી એનું બાવડું પકડી અંદર ખેંચી લીધી– 'જે કામમાં જાય છે ત્યાં જ ચોંટી રહે છે. બેસ અહીં, ઊઠી છો ને તો તારો ટાંટિયો સાજો નહિ રહે!

બરાબર આ વખતે હરિનંદે આવી અને કોટ ટોપી ઊતારી. પત્ની એકદમ પાસે આવી બોલી–'કંઈ અત્યાર સુધી? ક્યાં હતા?'

'ક્યાંય નહિ. નીચેની દુકાને જ બેઠો હતો.'

'ત્યારે તો આ બધાં ગયાં તે તમે જોયું હશે!

'હા જ તો– નાલાયક...'

શિવનંદ વગેરે ગયા પછી જ પોતે દાદરો ચડયો ત્યાં સુધી દુકાનમાં જ બેઠો રહ્યો એ કામ મોટીવહુને બહુ જ બુદ્ધિવાળું લાગ્યું. આવા બુદ્ધિશાળીને અત્યાર સુધી ભૂખ્યો રાખી જાણે પસ્તાવો કરતી હોય તેમ બોલી 'એણે તો હેરાન હેરાન કરી મૂક્યાં! બે પાંદડે ન થવા દીધાં–આજ આખો દિવસ તમારે ભૂખ્યાં રહેવું પડયું! આપણે તો સાંખી રહીશું પણ ભગવાન કંઇ સાંખશે?'- પછી રસોડામાં જઈ એક ચાનો પ્યાલો લઈ આવી કહ્યું, 'આ જરા પીલો. ત્યાં હમણાં રસોઈ બનાવી નાખું છું,' કહી રસોડામાં ચાલી ગઈ.

કમલેશ ગાડી ને કંટાળ્યો ત્યારે ઊઠી અને રસોડામાં ડોકું તાણી–જે કહેવાનું છે તે કહેવા માટે પૂર્વ તૈયારી કરી પૂછ્યું–'ભાભી, જમવાનું ક્યારે થશે? મારે વાંચવા...'

'થાય છે, વાંચવા જવું છે તે કંઈ ચૂલે નહિ ચડાય. અરે ભગવાન! તેં મને કેટલા હાથ આપ્યા છે. બે કે બાવીસ?

પોતે સમજતી હતી કે કમલેશને આટલું કહેવું પૂરતું હતું છતાં ત્રાંસી નજરે જોઈ, કમલેશ ચાલ્યો ગયો છે એની ખાતરી કરી, નીલાને કહ્યું, 'આ લે. તારા બાપુજીને દઈ આવ! કદી એક રકાબીમાં કંઈક ખાવાનું ભરી નીલાના હાથમાં મૂક્યું.

× × ×

ગાડીમાંથી બધો સામાન એક નાનકડા ઓરડામાં ઉતારી શિવનંદ ગાડીવાળાને પૈસા ચૂકવતો હતો ત્યાં કૃષ્ણા બોલી– 'સાંભળ્યું, તમારા ભાઈને ભૂખ લાગી છે. જરા મીઠાઈ લાવી આપોને?

કૃષ્ણાના કહેવાનો ભાવ શિવનંદ કંઈ સમજી શક્યો હોય એમ લાગ્યું નહિ બોલ્યો, "પાસે જ દુકાન છે. કંઈક લાવી આપું.'

"હવે બેસો છાનામાના. આ બધું ગોઠવશે કોણ મારો બાપ! ભૂખ્યો તમારો ભાઈ જ નથી. અમે પણ ભૂખ્યાં છીએ–"

'તું પણ કંઈક ખાજે!'

વાત કંઇ ખોટી ન હતી પણ જે રીતે થઈ અને કેવા સંજોગમાં થઈ એ જોતાં, અને બીજું, શિરીષ સાથે આવ્યો એજ ન ગમ્યું હોવાથી ક્રુદ્ધ થઇને કૃષ્ણા બોલી–'ના, રહેવા દો. એવી કંઈ જરૂર નથી. બે ઘડી ભૂખ્યાં રહીશું તો મરી નહીં જઈએ.

ત્રીજે કે ચોથે દિવસે શિરીષ છાનો માનો–ટેક સાંજ પડયે હરિનંદના ઘર સામે આવી ઊભો રહ્યો. સાંજ પડી હોવા છતાં ય અંધારું એટલું બધું લાગતું ન હતું. મોટી વહુ ઉંબરમાં જ નીલાના માથામાં માથું નાખી બેઠી હતી. નજર પડી નીલા બોલી–'નાના કાકા."

મોટી વહુએ જરા ઊંચે જોઈ લીધું. પછી નીલાને વાંસામાં મારતાં બોલી–"તને લાજ ક્યાં છે! કાકા કાકા કરીને મરી જાઓ છો તો ય કોઈ હોંકારો પણ દે છે? પછી શિરીષ સામે જોઈ બોલી, 'કાંન સમાણા ત્યાંય! દયામણે મોંએ શિરીષે કહ્યું– 'મને ત્યાં નથી ગમતું ભાભી! હું તો ચાલ્યો આવ્યો.

'ન્યાલ થઈ ગયાં અમે–' પછી નીલાને વઢતી વઢતી એણે ઝીણવટથી અને ચતુરાઈથી કુટુંબ તરફથી પોતાને થયેલા અન્યાયનું પૃથક્કરણ કરી છેવટે ન્યાયશાસ્ત્રીની અદાથી ચૂકાદો આપ્યો કે જેવો શિવનંદ એવો જ પેલો રખડુ કમલેશ અને એવો જ શિરીષ. એમાં જરાપણ ફેર નહિ.

ઘરમાંથી હરિનંદનો અવાજ આવ્યો. 'કોણ છે નીલુ?

"નાના કાકા છે બાપુ–અને આ કહેવા બદલ નીલાને પ્રસાદી આપતાં મોટીવહુ ન ભૂલી

હરિનંદ 'આવ શિરીષ-આવ, અંદર તો આવ –કરતો પોતે ઉંબર પાસે આવી ઊભો રહ્યો.

નીલાને દીવાબત્તી કરવાનું કહી, મોટી વહુ ઊભી થઈ. હરિનંદને કહ્યું: 'કજિયો તમને જ કરવો ગમે છે.'

પત્નીનું આ સંબંધ વગરનું વાક્ય સાંભળી હરિનંદ બાઘાની જેમ બોલ્યો: "મને?"

'હા, તમને જ.'

'હું કજિયો કરું છું?'

'બીજું શું? ભાઈ પર હેત બહુ રાખો છો એ તો ખબર છે! પેલો પરસતે વરસાદે નોખો થઈ ચાલ્યો ગયો અને પોતે દુકાને જ બેઠા રહ્યા! આવું તમારું હેત! અને આજે 'આવ, આવ, કરી રહ્યા છો પણ તમને ખબર નહિ હોય કે તમારા શિવનંદ ભાઈઓના પણ ભાગ પાડના ગયા છે.'

હરિનંદ ચૂપ થઈ ઊભો રહી ગયો.

'આવીને કહેશે–છોકરાને ફોસલાવી અને તમે અહીં તેડી આવ્યા. કરશે કજિયો. પછી કજિયો કરવા જજો તમે–મારામાં તો બહુ કરવાની હવે ત્રેવડ રહી નથી. ચૂસી ગયાં એમાં થઈને–હવે તો કેડો મૂકો!'

શિરીષ પાછો જ્યારે શિવનંદને ઘેર પહોંચ્યો ત્યારે રાત ઠીક ઠીક પડી ગઈ હતી સાંજે જમ્યા વગર જ ચાલ્યો આવ્યો હતો અને હવે અહીં જમવાનું માગવું એ નકામું હોવાથી બહારની પરસાળમાં એમને એમ સૂઈ રહ્યો.

વચ્ચે શિરીષને થોડો થોડો તાવ લાગુ પડ્યો. શરીર પહેલેથી જ કંઈક નાજુક હતું અને તાવને લઈને વધારે નબળું બન્યું, પણ કદી કોઈને કહ્યું નહિ. કહેવું, ન કહેવું એ બધુ સરખું હતું છતાં ય એક દિવસે કહ્યું. 'મને રાત્રે રોજ તાવ આવે છે ભાઇ!"

બીજે જ દિવસે ઉકાળાના બે શીશા ભરી રાખી મૂકયા, એમાંથી રોજ થોડો થોડો ઉકાળો પીવાનો હુકમ છૂટ્યો અને કહેવામાં આવ્યું કે થોડા દિવસ જો બરાબર તેનું સેવન કરવામાં આવશે તો તાવનું નામ નહિ રહે.

કૃષ્ણાએ આ વખતે કહ્યું: 'ખાવા વખતે જરા ધ્યાન રાખતા...'

શિરીષે કહ્યું: 'હું ક્યાં વધારે પડતું ખાઉં છું ભાભી!'

'સામો જવાબ તો આપવો જ! હું શું ખાવાની ના પાડું છું?'

શિવનંદે પણ કહ્યું: બેશક નહિ, એ તો તારા ભલા માટે કહે છે શિરીષ!

પણ શિરીષનું એમાં કંઇ ભલું ન થયું. ઉકાળો જેટલી નિયમિતતાથી પેટમાં જતો એટલી નિયમિતતાથી ખોરાક પેટમાં ન જતો. શક્તિ જેવું કંઈ રહ્યું નહિ. ઉકાળો પોતે જ જાણે આખા શરીરને રુંવાડે રુંવાડે અગ્નિ બની ધૂમતો હોય એમ લાગ્યું.

તાવ જેમ શિરીષને અચૂક આવતો એમ હમણાં હમણાં વરસાદ પણ આવવાનું ચૂકતો નહિ. વરસાદને

લઈને ઠંડી પણ કંઈક વધારે પડતી હતી. આજે શિરીષને તાવ પણ વધારે હતો એ ગોદડાના ગાભા-ના ઢગલા ઉપર અંધારામાં શિરીષ બેઠો હતો. પાથરવાનું કરતો હતો પણ હાથ ઉપડતો જ ન હતો. ઠંડીએ અને ભૂખે બાળક શિરીષને બેચેન જ બનાવી મૂક્યો.

રાતના કંઈક અગીઆરેક વાગ્યા હશે. વરસાદના છાંટા હજી પણ ધીમે ધીમે પડતા હતા. તે વખતે શિરીષે હરિનંદના મકાન પાસે આવી જરા બારણું ધકેલ્યું, બારણું બંધ ન હતું, હાથ પડતાં જ ઊઘડી ગયું. જોયું તો એક નાનો ગ્યાસતેલનો દીવો ખૂણામાં ઝાંખો ઝાંખો બળતો હતો અને એના પ્રકાશમાં કમલેશ કંઈક વાંચી રહ્યો હતો. આ ભાગ રસોડા તરફનો હતો. વચ્ચે એક બીજો ઓરડો કોઠાર તરીકે ઉપયોગમાં આવતો હતો અને તે પછીના ઓરડામાં હરિનંદ વગેરે સૂવાનું રાખતાં હતાં. બધે શાંતિ હતી. કમલેશની પાસે જઈ તેના ખોળા પાસે શિરીષ ઢગલો થઈ બેસી પડ્યો. ચોપડીમાંથી જરા ડોકું કાઢી કમલેશ બોલ્યો.

'અરે! શિરીષ—અત્યારે ?'

કમલેશને શિરીષ પ્રત્યે ખાસ પ્રેમ હોય એમ બહારથી જોનારને લાગતું જ નહતું. કદાચ બન્ને વચ્ચેના અભ્યાસ અને ઉમરની અસમાનતાને લઈને એવું દેખાતું હોય તો પણ ના નહિ, છતાંય પોતાની પાસે શિરીષ આમ સૂઈ ગયો જોઈ, ચોપડી નીચે મૂકી, માથે હાથ ફેરવી પૂછ્યું, 'કેમ રે ! શું થયું ? અરે! તાવ જ લઈને આવ્યો છે કે શું ? વરસાદમાં આમ નીકળવાની શું જરૂર હતી ? અને નીકળવું જ હતું તો અહીં આવવાનું કોણે કહ્યું હતું હેં ? મરીજ જવું છે તારે ?'

શિરીષે ધીમેથી કહ્યું : 'મને ભૂખ લાગી છે ભાઈ !'

કમલેશના અહંકારમાં કોણ જાણે કેવો ય ફેરફાર થઈ ગયો. એકલો એકલો બોલતો હોય એમ બોલ્યો 'ભૂખ શું તને પણ લાગે છે ? તને ય ભૂખ વળગી છે હેં ?

'તમે જમીને બેઠા છો, એટલે મશ્કરી સૂઝે છો!'

કમલેશ કંઈક અલૌકિક હસીને બોલ્યો : 'એવું જ જો હોત તો......ખેર! જો એક વાત કહું. તારા માસ્તર ગઈ કાલે મળ્યા હતા. તારાં તો તે બહુ વખાણ કરે છે, કહે છે 'શિરીષ તો બહુ હોશિયાર છે !'

શિરીષના માંદા મોં પર કમલેશે આ વખતે ચળકાટ જોયો.

'કહેતા હતા. આવો ને આવો જ હુશિયાર રહેશે તો આગળ જતાં ઈનામ મેળવશે.'

'મને કંઈક ખાવાનું આપોને !'

કમલેશે ચોપડી બંધ કરી, જરા આમતેમ જોઈ એક કિંમતનું ચોપાનિયું શિરીષ સામે ધર્યું, બોલ્યો; તેં સિનેમા જોયું નથી, કેમ ? કાલે તું મારી સાથે આવજે. આપણે બન્ને......'

'મને ભૂખ......'

કમલેશે આ વખતે શિરીષને બે હાથે પકડી બેઠો કર્યો. જરા ખીજાઈ અને તેના ખભા પકડીને કહ્યું, 'ભૂખલ, ભૂખ ભૂખ કરે છે તે મને ખાઈ જૈ!'

શિરીષનાં આંસુએ કમલેશનો હાથ ધોવાઈ ગયો, કમલેશે ખૂબ દિલગીર થઈ, શિરીષને નજીક ખેંચી કહ્યું, 'મારી ભૂલ થઈ, ભાઈ, રોઈશ નહિ. મારું કહેવાનું એ હતું કે તાવમાં ન ખાતો સારું.'

'ખાવાથી મારો તાવ ઊતરી જાય છે. બા મને તાવમાં હંમેશાં ખવડાવતાં. મને બા પાસે મૂકી જશો? તમને કોઈને મારા પર દયા નથી.

ખૂબ દુઃખી થઈ કમલેશ બોલ્યો: 'બીજું તારે જે બોલવું હોય તે બોલજે—માત્ર અહીં દયાનું નામ નહિ લેતો !'

'અહીં મોટી ભાભી ખાવા દે છે. તેનામાં દયા છે.'

પણ તુરતના આવતા શિરીષને એ દયાની પૂરી

શી ખબર પડે ! અરે શિરીષ, તો શરૂઆતમાં કમલેશે તારી જે મશ્કરી કરી એ કદી ન કરી હોત. તને એ શું ખબર પડે કે તારી અને કમલેશની સ્થિતિમાં અત્યારે કંઇ ફરક નથી !

બે દિવસ પહેલાંની જ વાત છે. મોટી વહુએ હરિનંદને કહ્યું: 'તમારો ભાઇ મારી સોનાની વીંટી ચોરી, વેચી અને ખાઇ ગયો છે !

હરિનંદે તાબડતોબ કમલેશને બોલાવીને પૂછ્યું: કેમ રે ? વીંટી ક્યાં નાખી ? આવો ઉડાઉ ક્યારથી થઇ ગયો છે હેં ?

કમલેશે કહ્યું: મેં વીંટી જોઇ નથી. મને એની કંઇ ખબર નથી.

હરિનંદે આ વખતે પત્ની સામે જોયું, પૂછ્યું "તો પછી ? "

પત્ની બોલી: 'બીજું ઘરમાં લે એવું કોણ છે?'

હરિનંદે કહ્યું: 'આ ખાવછો પીઓછો એ ઓછું છે કે આવા ચોલટા થઈ ગયા છો ? નાલાયક.'

બે દિવસ થઇ ગયા છે આ વાતને, ત્યારથી ઘરના અનાજનો એક દાણો પણ કમલેશે મોંમાં નાખ્યો નથી, એ શિરીષ શું જાણે ?

'બહુ ભૂખ લાગી છે ભાઈ ! '

કમલેશ આ વખતે ઊઠી પડ્યો. ધીમેથી પાસેનો ઓરડો ઉઘાડ્યો. એક ખૂણામાં હરિનંદનો કોટ ટીંગાતો હતો તેમાં હાથ નાખી કંઈક લઇ અને બહાર આવી ઊભો. કહ્યું, 'ચાલ, મારી સાથે' કહીને પોતે જ બે હાથે શિરીષને બેઠો કર્યો.

હોટેલમાં પહોંચ્યા ત્યારે લગભગ સાડાબાર વાગ્યા હશે. દૂધ અને કંઇક ખાવાનું મંગાવી કમલેશે શિરીષ સામે ધર્યું, બોલ્યો—' ખા.'

' તમે ય ખાઓ.'

' મારું પેટ તો ભરેલું જ છે—તું જ ખા ! '

ભૂખ કોઇને આગ્રહ કરવા દે એમ હતું જ નહિ શિરીષે ખાઇ લીધું ત્યારે ય ચેવડાની એક મૂઠી રકાબીમાં બાકી રહી હતી કમલેશે કહ્યું : ' આટલું ખાઇ જા. '

'ના, હવે નહિ ખવાય, જરા ય નહિ.'

'અરે ! આટલું તારાથી નથી ખવાતું ?'

શિરીષે હાથ ધોતાં ધોતાં કહ્યું—' ના.'

' ત્યારે જો આમ ખવાય ' કહી કમલેશ પોતેજ બાકી વધેલું ખાઈ ગયો. પાણી પી-'હાશ' કરી બહાર આવ્યા ત્યારે શિરીષને ખાવાથી તાવ કંઈક વધારે ચડ્યો હોય એમ લાગ્યું. ગાડી થઇ શકે એટલા પૈસા હજુય વધ્યા હતા પણ કોઇ ગાડી દેખાણી નહિ. શિરીષના હાથ પકડી કમલેશે કહ્યું : 'ચાલ્યા જઇશું—બીજો રસ્તો નથી !'

રસ્તામાં કમલેશ અને શિરીષ વચ્ચે નીચે પ્રમાણે વાત થઇ.

' ભણવું ગમે છે ? '

' બહુ જ. '

'તને અમુક ચીજ વસ્તુ ભાવતી ન હતી. અહીં ભાવે છે ? '

' બધું ભાવે છે હવે તો. '

એક ઓટલો બતાવી કમલેશ બોલ્યો ' કહું કે અહીં જ સૂઇ રહે તો ?'

' સૂઇ રહું !'

'હં'—બધું થઇ શકે છે, માત્ર ભૂખ જ હેરાન કરે છે !' પણ થોડીવારે ગંભીર ભાવે બોલ્યો, 'તું અહીં ભણવા આવ્યો છે શિરીષ. જ્યાં સુખ જેવું નામ નથી ત્યાં એની મિથ્યા આશા રાખીને ફરવાથી શું ફાયદો ? હું અહીં સાત વરસ થયાં રહું છું. તારે ય રહેવું પડશે—રહેવું જોઇએ. માણસ હો તો ભૂખ, ઠપકો, આરોપ એ બધું સહન કરજે. ખાવાપીવા બાબત કદીય ઝગડો ન કરતો. તું કહીશ 'ગામડામાં આમ હતું અને તેમ હતું'—પણ ત્યાં આપણી મા હતી એ તું કેમ ભૂલે છે ?

શિરીષે તાજુબભાવે કહ્યું : 'તો સ્વમાનનું શું કંઈ નહિ !'

'ના, કંઈ નહિ. જે સમજે એની પાસે સ્વમાન. અહીં એમ ચાલે ભાઇ. મારો જ દાખલો લે. એ દિવસથી મેં ઘેર ખાધું નથી, એ લોકો કોઇ કહેવાનાં નથી કે તું ખાઈ લે. એટલે શું હું નહિ ખાઉં ? ખાવાનો જ વળી. કંઈ ભૂખે નહીં મરી જઉં. પણ મારું કે તારું દુઃખ સમજવાનો કોઇ પ્રયત્ન પણ નહિ કરે. પ્રયત્ન કરશે દુઃખ વધારવામાં. કહેશે, ' ખાશે જ્યારે ભૂખ લાગશે ત્યારે–નાસ્તો બારતો કર્યો હશે !' ખેર ! દુનિયામાં આવાં જ બધાં માણસો નથી વસતાં. આપણી આસપાસ જ મા, બહેન, ભાઈ બધાં જ વસે છે. જ્યારે જ્યારે અહીંથી ભાગી છૂટવાનું મન થાય છે ત્યારે કયાંકથી આવી માતાઓ, બહેનો અને ભાઈ ઓ આવી સામાં ઊભાં રહે છે અને હિંમત આપે છે. ખોટું નથી બોલતો શિરીષ એ મારો અનુભવ છે.'

ઘર લગભગ પાસે આવતું હતું, ખિસ્સામાં બાકી રહેલા પૈસા શિરીષના હાથમાં મૂકતાં કમલેશ બોલ્યો, ' તારી પાસે રાખ કામ લાગશે.'

શિરીષને શું બોલવું એ કંઇ સૂઝ્યું નહિ. મ્યુનિસિપાલિટીના ફાનસના પ્રકાશમાં કમલેશ સામું જોયું તો દુઃખભર્યા મોં પર પણ સ્મિત રમી રહ્યું હતું.

'એ લોકો અજ્ઞાની છે, એને જ્ઞાન નથી મળ્યું એ એના કમભાગ્ય છે અને એટલે જ તો દયાને પાત્ર છે. કદીય એવા ઉપર ક્રોધ ન કરતો ભાઈ, બધું સહન કરી ભણવાનું મૂકીશ નહિ. જે વસ્તુઓ તુચ્છ છે એને મોંએ આણી તું તુચ્છ ન બની જતો.'

શિરીષ બોલ્યો : આજે ન ખાધું હોત તો જ સારું હતું.

કમલેશે ગભરાઈને કહ્યું, ' કેમ તાવ કંઇ... '

' તાવની બીક હવે ન રાખશો ભાઈ, ભૂખને હરાવવાનો પ્રયત્ન થયો હોત !' હું એ કહેવા માગતો હતો.

કમલેશે આનંદમાં આવી જઈ શિરીષનો હાથ દબાવ્યો. તાવ એવોને એવો હતો પણ હવે વધારે ચડે એવું લાગતું હતું.

ઘેર પહોંચી પોતે હાથે પથારી પાથરી દઈ શિરીષને સૂવાડયો ચારે તરફ ઓઢાડી તેને પૂછ્યું, ' તારે માથે હાથ ફેરવું ? અર્ધા ચેનમાં શિરીષ બોલ્યો: ફેરવો.'

ફરીવાર જ્યારે જોયું ત્યારે તાવ હટી ગયો હતો. પરસેવો વળ્યો હતો તેને ધીમેથી લૂછી નાખી માથા તરફથી અને પગે પાછું બરાબર ઓઢાડી જ્યારે કમલેશ રસ્તા પર આવ્યો ત્યારે પાંચ વાગવાને ઝાઝીવાર ન હતી.

# નવી પ્રજા અને ધર્મવૃત્તિ

સ્વ હરજીવન સોમયા

[ સ્વ ની નોંધપોથીમાંથી અત્યારના સમયમાં ચર્ચવા યોગ્ય પ્રશ્ન પર ઉપરનો નિબંધ પ્રાપ્ત થયો છે એ પ્રશ્ન આપણી રાષ્ટ્રીય શિક્ષણપદ્ધતિમાં પૂર્ણ જ ચર્ચાસ્પદ રહ્યો છે હવે એનો નિર્ણય કરવાની ઘડી આવી પહોંચી છે ત્યારે આ લેખ સમયસરનો થશે ]

—ભરત ટોપરાણી

એક વડીલને અમે મળવા ગયા હતા વાતોમાં એમણે નવી પ્રજામાં ધર્મ અને અધ્યાત્મવૃત્તિના અભાવ તરફ નિર્દેશ કરતા કહ્યું 'હવેના જુવાનોમાં અધ્યાત્મવૃત્તિ જ નહિ એ એક ભારે દુખની વાત છે ' એ વડીલની વાતનો ઝોક બીજી તરફ હતો અને જે ખાસ પ્રસંગના અનુસંધાનમાં એમણે એ અભિપ્રાય ઉચ્ચાર્યો તેમાં એમના કહેવાનો જે ભાવ હતો તે સાચો હતો એટલે એ સમયે આ વિધાન ઉપર ચર્ચા કરવા જેવું નહોતું નહિતર એ વિધાન એટલેથી જ સ્વીકારી લેવા જેવું નથી એમ મને લાગેલું નવી પ્રજા ઉપર આ જે આરોપ મૂકવામાં આવે છે તેની સાથે જૂની પ્રજાની ધર્મ ઘેલછા નિષ્પન્ન થતા અધર્મની વાતનો પણ વિચાર કરવો જોઈએ જો એમ ન થાય તો આપણી પ્રગતિ ઘટલેક અંશે રૂંધાય

શાળામાં ધાર્મિક શિક્ષણ નથી અપાતું તેથી નવી પ્રજામાં આ-તે દોષો આવે છે ' આવાં વિધાનો પણ ઘણી વખત આપણે સાંભળીએ છીએ આથી પ્રેરાઈને કેટલીક શાળાઓના સંચાલકો પોતાને ત્યાં પ્રાર્થનાના ક્રમો રાખે છે ગીતાના બોધો ગોઠવે છે કુરાનના અને બાઇબલના વર્ગો ફરજિયાત રાખે છે

આ વિધાનો શું સાચાં જ છે ? ને એ જે અર્થમાં લેવાયાં છે તે અર્થમાં તેનો ઉપાય શોધવાથી પ્રજા-શું ખરેખર ધાર્મિક થશે ? ને એમની ધાર્મિકતા વ્યક્તિને, સમાજને, દેશને ખરેખર લાભકારી બનશે ?

મને લાગે છે કે અધ્યાત્મવૃત્તિ ધાર્મિકવૃત્તિને એ સાંપ્રદાયિક વલણના અર્થમાં નહી પણ ધર્મ-ફરજ-વૃત્તિના અર્થમાં તો જ એ વિધાન સાચાં ઠરી શકે છે બીજા અર્થમાં એને લઈને એનો ઉપાય શોધવથી ધર્મવૃત્તિ આવે જ એની ખાતરી નહી, કેટલીકવાર તો એ ધર્મ'ની વિધિઓ કટાળો કે જડતા લાવે છે વ્યક્તિને એ એક વાડામાં બાંધી લે છે વિચાર કરતા લાગશે કે આ માન્યતા તે વ્યક્તિને તેના સમાજને, દેશને અને માનવજાતને નુકસાન પહોંચાડે તેવી છે

એક શાળા છે ત્યાં હિંદુધર્મની વિધિઓ થાય છે કે તેવી જાતની પ્રાર્થનાઓ થાય છે, એ શાળામાં થોડા મુસલમાનો પણ હોય તો ? જો શાળા સમભાવી હોય અને તેને વ્યવસ્થા કરવી પોસાઈ શકે તેમ હોય તો એ મુસલમાનો માટે કોઈ મુલ્લાં માનવીની અને તેમને માટે જુદી વિધિઓની વ્યવસ્થા કરે પણ કોઈ શાળા એવી પણ હોય કે જ્યાં હિંદુ મુસલમાન પારસી ખ્રિસ્તી યહુદી એમ ના ધર્મોના વિદ્યાર્થીઓ હોય ત્યાં એ શાળાએ એ દરેક માટે તેમની પોતાની વિધિઓ માટે અલગ ગોઠવણ કરાવી દેવી ને ?

મને તો લાગે છે કે આ બધી અવળી રીત છે ધર્મ એટલે વિધિ નહી, ધર્મ એટલે અમુક એક ભાષામાં જ રજૂ કરેલા વિચારો નહી ધર્મ એટલે વાડા નહી શાળામાં ધાર્મિક શિક્ષણ આપવાની આ રીત જ અવળી છે

મને તો એટલે સુધી કહેવાનું મન થાય છે કે શાળામાં બધા જ વિદ્યાર્થીઓ એક જ ધર્મના હોય ત્યાં પણ એ ધર્મની વિધિઓ નહીં હોવી જોઈએ. વિદ્યાર્થી પુખ્ત વયનો થઇ જાય ને તાત્ત્વિક દષ્ટિએ અમુક વિધિનું મહત્ત્વ સમજી શકે એવો ન થાય ત્યાં સુધી એને એ વિધિમાં ભાગ ન લેવડાવવો જોઈએ. એ વિદ્યાર્થી અમુક એક ધર્મનો છે તેનું ભાન એને શાળામાંથી તો ન જ થવા દેવું જોઈએ. એના સંસ્કારને જ પ્રગટવા દેવા જોઈએ ને તેમાં માનવધર્મની દૃષ્ટિએ કાંઇ ઊણપ જણાય તો શિક્ષકે અથવા તો શાળાના વાતાવરણે શબ્દો દ્વારા નહીં પણ કાર્ય દ્વારા તેમાં સુધારો લાવવો જોઈએ.

ધર્મ એટલે માનવતા. અને એ માનવતાનું શિક્ષણ શબ્દોથી નહીં પણ કાર્યથી, વાતાવરણથી વિદ્યાર્થીને મળવું જોઈએ. એટલે જ લોકો એમ કહે છે કે શાળામાં ધાર્મિક શિક્ષણ હોવું જરૂરી છે. તેમણે એ બધું આપતાં પોતાનો અર્થ પણ પ્રગટ કરવો જોઈએ, સાંપ્રદાયિક શિક્ષણ તો પહેલાંની શાળાઓમાં અપાતું જ હતું. નાનાં નાનાં પાંચ સાત વર્ષની ઉમરનાં બાળકોને 'સનાતન ધર્મ એટલે જે ધર્મ નિત્ય એક જ છે' આ જાતનું ગદ્યવાક્ય બહુ લાંબા લહેકાથી કવિતાની પેઠે બોલતાં મેં સાંભળ્યાં છે; એ બોલતાં હતાં ત્યારે તેઓ શું બોલે છે તે હું સમજી શકયો નહોતો, એ બોલાવનાર શિક્ષકો શબ્દો સમજી શકતા હશે તો તેઓ તેનો અર્થ નહિ સમજતાં હોય, શબ્દાર્થ સમજનારને માટે પણ એનું રહસ્ય સમજવું સહેલું નથી તો બાળકોની કયાં વાત કરવી? સાચી માનવતાનાં ઉદ્દિપનમાં નાનાં બાળકો પાસે આ વાકય બોલાવવાનો કંઈ અર્થ છે ખરો? કિશોર વિદ્યાર્થીઓની વાત કરીએ, नत्वहं कामये राज्यं.... એ શ્લોક ઘણો જ સારો છે ને એ ભાવના જેમ બને તેમ વધુ ખીલવવાના પ્રયત્નની બહુ જરૂર છે. છતાં વિદ્યાર્થીઓને એ શું કામની છે? એમની એ જિંદગી રમવાની છે. આનંદ કરવાની છે, અભ્યાસ કરવાની છે. એમને તો રમવામાંથી જ શીખવવું જોઈએ કે સાહસ શું છે, દક્ષતા શું છે, ખબરદારી શું છે, ઉદારતા શું છે, એ જ રીતે આનંદ અને અભ્યાસમાંથી એને શીખવવું જોઈએ કે પોતાના આનંદમાં એ બીજાને પણ લાભ આપવાની વૃત્તિ ધરાવે, એમાં નિર્દોષતા રાખે, ચીવટ, ધીરજ, ઉદ્યમ મહેનત વગેરે ગુણો ખીલવે. આવી રીતે માનવતા બધા ધર્મોનું જ્ઞાન અને સંસ્કાર તેનામાં પ્રગટાવવા અને વિકસાવવાના પ્રયત્નો થવા જોઇએ. આ રીતે કેળવાયેલ ગુણો જ એનામાં સ્થાયી થશે ને તે સર્વને ઉપકારક બનશે.

આ ગુણો એ જ ધર્મ, સામ્પ્રદાયિકતા એ ધર્મ નહિ. પહેલાં આ ગુણોનો પ્રભાવ આવી જાય તે પછી જ વિદ્યાર્થીને સમ્પ્રદાયનું જ્ઞાન મેળવવું હોય તો તે જાતે મેળવી શકે તેવાં સાધનો ઊભાં કરવાં જોઇએ. વડીલોએ તેમાં અંગુલિનિર્દેશ કે માર્ગદર્શન કે સ્પષ્ટીકરણમાં જ મદદ કરવાની છે.

આધ્યાત્મિકતા એ સ્થૂલદષ્ટિએ ધર્મવૃત્તિ કરતાં જુદી જ વસ્તુ છે, ઘણા માણસો ધર્મવૃત્તિવાળા હોય, એમનામાં માનવતા પૂર્ણપણે હોય પણ છતાં તેઓ આધ્યાત્મિક ન હોય એ સંભવિત છે, એ લગભગ ખરું છે કે નવી પ્રજામાં આધ્યાત્મિકતાનો અભાવ છે પણ એ આધ્યાત્મિકતા એના રૂઢ અર્થમાં. બાકી તો મને લાગે છે કે જેનામાં માનવતા છે તેનામાં આધ્યાત્મિકતા છે જ, જેમ ચાર બોલીએ એટલે એમાં બે આવી જાય તેમ. રૂઢ અર્થમાં આધ્યાત્મિકતા જેને કહેવાય છે તે આધ્યાત્મિકતાની જરૂર દરેકને હોવી જ જોઈએ,-દરેકમાં એ કેળવાઈ શકે-આ વિષે જુદો વિચાર થવો જોઇએ. શાંતિથી, એકાગ્રતાથી ઊંડા ઊતરીને સ્થિર આસને એક બાબતનો વિચાર કરવો, અંતરીક્ષ પ્રાકૃતિક બળો પણ કાર્યના પરિણામ પર અસર લાવનારાં હોય છે, એટલે આપણા અંતરમાંથી પણ મલિનતા માત્રને દૂર કરીને કાર્યો કરવાં એ અર્થમાં આજે આધ્યાત્મિકતા ઓછી દેખાય છે તે સાચું છે; પણ એ આધ્યાત્મિકતા વ્યક્તિગત અનુભવ ઉપર વધારે આધાર રાખે છે. એ અનુભવ વિના પૂરી આધ્યાત્મિકતા આવી શકતી નથી.

પણ અત્યારે તો આપણને જરૂર છે દરેકને માનવધર્મની સમજની. એ માનવધર્મની સમજની બાબતમાં પહેલાંની પ્રજા જ્યાં હતી ત્યાં જ-કદાચ કોઈ જુદા સ્થાને, પણ સપાટી તો એ જ-નવી પ્રજા છે. એ વધુમાં વધુ વિકાસ પામે એવી તો અપેક્ષા આપણા સૌની હોય જ.

# એક મસ્ત મુસાફર

પુરાતન બુચ

"આ દુનિયામાં વધુ જીવવાનું મન થાય એવું છે શું કે મને દુઃખ થાય?"

એમ કહેતો એક પડછંદ કાયાવાળો હાથપગમાં બેડીઓ પહેરેલો કેદી પોતાની ખોલીના બારણાના જાડા સળિયા ઝાલીને ઊભો રહ્યો.

ખોલીની સામે જેલરની કચેરીનો કારકૂન આવીને ઊભો હતો. તેણે પોતાના હાથમાં રાખેલા કાગળિયા વાંચીને પેલા કેદીને કંઈક વાત કરી હતી તેનો તેણે ઉત્તર દીધો હતો.

"પણ, તને ફાંસીની સજા કાયમ આપી છે તો પણ દુઃખ નથી લાગતું?" કારકૂને પૂછ્યું.

"અરે મારા સાહેબ, મેં તમને કહ્યું ને કે મને આ દુનિયામા વધારે જીવવાનું મન થાય એવું કાંઈ જ નથી લાગતું. પછી હું શા માટે દુઃખી થાઉં?" એમ કહેતો એ કેદી ધીમું હસવા લાગ્યો.

કારકૂન ઉત્તર સાંભળીને લગભગ અવાક થઈ ગયો. તેનો તો અનુભવ હતો કે જો કોઈ કેદીને ફાંસી કાયમ રહી છે એવી ખબર આપીએ તો એ તરત જ રડી પડે. પણ આ તો કોઈ જૂદી જ માટીનો, આદમી નીકળ્યો!

"કેટલાં વરસ જેલમાં કાઢ્યાં છે?"

કારકૂને પોતાની પાસેનાં કાગળિયા ઉથલાવતા કેદીને પૂછ્યું

"કેટલા શું, આખો જન્મારો તો જેલમાં કાઢ્યો. હવે શું પૂછો છો!" એમ કહીને ફરીથી એ મસ્તીમાં આવીને હસ્યો.

"શાથી સજા થઈ?"

"સાહેબ, એ વાત જવા દો ને"

"કેમ! કહે તો ખરો?"

"અરે એ તો લાંબી વાત છે."

"તો પણ બન્યું શું?"

કારકૂને પોતાના હાથમાંના કાગળિયા ઉકેલતાં ઉકેલતા પ્રશ્નો પૂછીને તેનો પૂર્વ ઇતિહાસ જાણવાની કોશિષ કરી ત્યારે હું એ બન્નેની વાતો સાંભળતો થોડે દૂર ઊભો હતો. મારી તરફ આંગળી ચિંધીને કેદીએ કહ્યું.

"આ ભાઈ ઊભા છે તેમને પૂછો."

"પણ, તું જ કહે ને?"

"ના, ભાઈને મેં વિગતથી બધી વાત કરી છે."

"તો પણ મારે તો તારી પાસેથી જ વાત સાંભળવી છે." કારકૂને આગ્રહ કર્યો. ને મારી તરફ ફરીને બોલ્યા;

"કેમ, મારે એને જ મોઢેથી એની વાત સાંભળવી જોઈએ ને?"

હું ઉત્તરમાં હસ્યો. મને એક ફાંસીની સજા સંભળાવવા આવેલા કારકૂનમાં એ સમયે ગંભીરતાની ઊણપ તો લાગી પણ એ વિષે હું કાંઈ ન બોલ્યો.

"તો બોલો તમને શી વાત કહું?" કેદીએ પોતાના બેડી પહેરેલા હાથ વડે પગની બેડી સરખી કરતા કારકૂનને પૂછ્યું.

"મને એ વાત કર કે તને સજા ક્યારે થઈ?"

"મને પહેલી સજા તો આજથી આશરે પચ્ચીસ વરસ પહેલાં થઈ" એમ કહીને કેદીએ પોતાની આંખો દૂરની દીવાલો ઉપર તાકી રાખી.

"કયો ગુનો કર્યો હતો?"

"ગુનો? ગુનો તો એવો હતો કે—" એટલું બોલીને એ ખડખડાટ હસી પડ્યો.

"કેમ શું થયું?"

"ના રે, એ તો ગુનાનો પ્રસંગ યાદ આવવાથી મને અત્યારે મારી જિન્દગી ઉપર હસવું આવે છે."

"કેમ એવું તે શું બની ગયું?"

કારકૂને પ્રશ્ન પૂછયો. તેના ઉત્તરમાં એ કેદી હસો ને ફરીથી ગંભીર બન્યો. ને જાણે પોતાની જૂની વાતને સંભારવા મથતો હોય એમ લાગ્યું.

' સાહેબ, વાત તો સાવ નજીવી છે. વાતમાં કંઇ માલ નથી મારે એક ઓરત સાથે મહોબ્બત હતી ' એ વાત કહેતાં રોકાયો.

" હં પછી " કારકૂને તેની સામે જોઈને પૂછયું.

" પછી ઓરતે મારી સાથે શાદી કરી. ને થોડા જ મહિના થયા ત્યાં એ બીજાની સાથે ચાલી ગઈ. " વળી એ અટકયો.

" હં.. પછી. "

" પછી તો મારો ગુસ્સો હાથમાં રહે ? મેં એ આદમીને રસ્તા વચ્ચે છૂરી મારી દીધી. એ મરી ગયો. હું પોલીસ પાસે જાતે હાજર થયો. મેં ગુનો કબૂલ કરી લીધો. " આટલું કહેતાં તેની આંખો જાણે તેજથી ચમકી ઊઠી. જૂના પ્રસંગનું વર્ણન તેની નજરની સામે બની રહેલું લાગ્યું. એ ફરીથી બોલ્યો:

" મારો કેસ ચાલ્યો. મને જનમટીપની સજા થઈ. " એણે વાત પૂરી કરી હોય એવું તેના ધીમા પડેલા અવાજ પરથી લાગ્યું.

" પછી તને કઈ જેલમાં રાખેલો ?"

" તરત તો અહીં સાબરમતીમાં જ મને લાવેલા ?"

" પણ, પાછળથી ? " કારકૂને પૂછયું.

" પછીથી મને કાળાપાણીએ આન્દામાનમાં મોકલ્યો. "

" ત્યાં કેટલાં વરસ કાઢયાં ? "

" પૂરાં બાવીસ વરસ કાઢયાં. ? "

" પછી ? "

" પછી તો હું છૂટયો "

" ત્યારે વળી પાછો શું ગુનો કરીને આજે ફાંસીની સજા મેળવી ? કારકૂને આશ્ચર્યથી પૂછયું.

" એ તો એજ જૂની વાત બની ગઈ. " તેણે કંઈક બેદરકારી ભરેલું સ્મિત કર્યું ને પોતાના પગની બેડી સરખી કરી તેનો ખણખણાટ થયો. શાન્ત વાતાવરણમાં એ લોખંડી બેડીનો અવાજ ગાજી ઊઠયો.

' શું જૂની વાત ?..'

' ખૂન જ '

' શું કહે છે ? કોનું ? '

' જે ઓરત નાસી ગઇ હતી તેનું. ' કેદી ફરીથી બેપરવાઈથી હસ્યો.

" તું આટલાં વરસ કાળાં પાણીમાં રહ્યો તોપણ એ બધું ભૂલી ન ગયો ?'

" સાહેબ ભૂલાય શી રીતે ?"

" કેમ એમ કહે છે ?"

" સાહેબ મને સજા મળી તે પછી જાણે પથ્થરના દિલનો આદમી હોઉં એવું જ મારી ચોકી કરનાર સિપાહીથી માંડીને મોટા અમલદારો માનતા ને મને મારતા પછી હું મારી વાત શાથી ભૂલું ? તમે એમ ના માનતા સાહેબ કે હું કોઈ ભયંકર ખૂની છું. મારી પાસે પણ તમારા જેવું એક ધડકતું હૈયું છે. પણ શું કરું ? જરા ગુસ્સામાં આવીને મેં ન કરવાનું કામ કર્યું ને પછી તો મને એ કામ ફરીથી ન કરવાનાં વિચાર સૂઝે એવું વાતાવરણ જ ન મળ્યું પછી મને સમજાવો કે હું ફરીથી ખૂન ન કરું તો બીજું શું કરું ? " કેદીએ પોતાના દિલની વ્યથા ઠાલવવા માંડી ત્યારે મને ને પેલા કારકૂનને એક સરખો જ સહાનુભૂતિનો ભાવ થયો એમ અમે પરસ્પરની સાથે એ વખતે એક નજરની આપ લે કરી લીધી તે ઉપરથી હું કળી ગયો,

થોડી વાર કેદી કાંઈ ન બોલ્યો ને શૂન્યવત ઊભો રહયો. કારકૂન પણ તેને કાંઈ જ વધુ પૂછી ન શકયો. ત્યારે ફરીથી કેદીએ કહયું :

" તમે મને ફાંસી કાયમનો સરકારનો હુકમ સંભળાવવા આવ્યા છો પણ હું મારો અવાજ કોને ને કી રીતે આ દીવાલોની બહાર પહોંચાડું કે આ દીવાલોની ભીતરમાં ઇન્સાનિયત સાવ પરવારી બેઠેલી છે. હું કોને કહેવા જાઉં કે મારા જેવા કેટ-

લાયે સમજદાર માણસોને જેલમાં લાવીને તેની ઉપર જુલમ કરવાની મનાઈ ફરમાવશો ત્યારે જ ખૂન પણ રોકાશે ને મારા જેવાની ઇન્સાનિયતનું દેવાળું નીકળતું અટકશે ”

કેદીએ પોતાની દયાવરાળ ઠાલવતા ઠાલવતા ચહેરા ઉપર રોષ પ્રગટ કર્યો તે થોડી જ વારમાં શમી ગયો લાગ્યો ને હસીને બોલ્યો

“ પણ આ બધી વાતનો કાંઈ અર્થ નથી મને સુખેથી ફાંસીએ લટકાવજો, આ દુનિયાની સામે હું હસતા શીખ્યો છું ફાંસીએ ચડીશ તો પણ હું કોઈને દોષ દીધા વગર હસીશ મોજથી હસીશ કે દુનિયા કેટલી અવિચારી છે ! ” એમ કહીને તેણે એક અટ્ટહાસ્ય કર્યું એ જ સમયે એની ઓરડીના ગોખ પાસે બેઠેલું એક કબૂતર ચમકીને ફડ ફડ કરતું ઊડી ગયું

મને એ ઊડી જતા કબૂતરની સામે જોઈ ને એમ જ વિચાર આવ્યો કે એક મૂગું પક્ષી પણ પેલા કેદીની સાથે સૂર પૂરાવવા જ જાણે કહી રહેતું હતું

“ ફટ રટ છે દુનિયા તને !

અને ખરેખર એ ખૂબ હસી રહેલા કેદીને ચારેક દિવસ પછી ફાંસી આપનારાઓએ કહ્યું પણ ખરું કે ફાંસીને માચડે હસતો હસતો ઊભેલી ઘડી સુધી ઊભો રહેનાર એ એક જ કેદી એ જેલના ઇતિહાસમાં મળી આવેલો હતો ! આ દુનિયામાં એક મસ્ત મુસાફર તરીકેની પોતાની સફર તેણે પૂરી કરી હતી એ કાંઈ નાની સૂની સિદ્ધિ નહોતી



## સ્વતંત્ર દેશનું શિક્ષણ

યુનાઇટેડ સ્ટેટ ઑફ અમેરિકામાં પ્રાથમિક કેળવણી ફરજિયાત છે અને મફત પણ છે–મફત એટલે કે ફરજિયાત પ્રાથમિક કેળવણી લેનાર વિદ્યાર્થીને તેને માટે કોઈ ફી ભરવી પડતી નથી પણ પ્રજા સમસ્તના કરવેરામાંથી એ કેળવણીનો ખર્ચ નીકળે છે

એ દેશની ૧૩ કરોડની વસ્તીમાં બે કરોડ નેવું લાખ વિદ્યાર્થીઓ છે એમાંના બે કરોડ દસ લાખ દેશની પ્રાથમિક નિશાળોમાં ભણે છે રાષ્ટ્રના આ વિદ્યાર્થી સમૂહને શિક્ષણ આપવા માટે દસલાખથી પણ વધુ શિક્ષકો અને અધ્યાપકો રોકવામાં આવેલા છે અમેરિકામાંની સરકારી નિશાળો પાછળ તેની સરકારે ૧૯૪૦ના એક વર્ષ દરમિયાન પોણાનવ અબજ રૂપિયા જેટલી રકમ ખરચેલી

અમેરિકાને ઉદ્યોગ પ્રધાન દેશ મનાય છે અને એ મુખ્યત્વે મોટા શહેરોનો બનેલો હશે એવી કલ્પના થતી હોય છે પણ એ દેશની દર ૧૦૦ માંની ૮૮ શાળાઓ ગ્રામવિસ્તારોમાં આવેલી છે એ શાળાઓમાં જ અમેરિકાના અરધો અરધ વિદ્યાર્થીઓ ભણે છે અને દેશના કુલ શિક્ષકોનો અરધો ભાગ એમને ભણાવવામાં રોકાયેલો છે

અમેરિકાના ગ્રામવિસ્તારોમાં એક સ્થળથી બીજા સ્થળ વચ્ચેના અંતર એટલા મોટા છે કે અમેરિકન ગામડાંના નિશાળીઆઓના છઠ્ઠા ભાગને ઘરથી નિશાળ અને નિશાળથી ઘર સુધીનું અંતર મોટી હવાગાડીઓ (મોટરબસ) માં કાપવું પડતું હોય છે આખા અમેરિકામાં કુલ જેટલી મોટી હવાગાડીઓ છે તેની અરધી સંખ્યા ૮૩,૦૦૦ ત્યાંની ગ્રામશાળાઓની સેવામાં રોકાયેલી છે પોતાનાં બાળકોને નિશાળે પહોંચાડવામાં થતા મોટા હવાગાડી-ખર્ચ પાછળ અમેરિકા દરવર્ષે ત્રીસ કરોડ રૂપિયા ખર્ચે છે

છતાં એવા પણ હજારો અને લાખો બાળકો અમેરિકામાં છે કે જે ઘરથી નિશાળ સુધીની લાંબી વાટ પગે ચાલીને કે ઘોડા અથવા ખચ્ચર ઉપર સવારી કરીને જતા હોય છે

વૈજ્ઞાનિક જગતના આંદોલનો લોકભોગ્ય ભાષામાં વર્ણવતી માસિક નોંધ :

# વિજ્ઞાનદર્શન

શ્રી. બંસી ગાંધી બી.एससी.
પ્રોફે. જયંતિલાલ દે. ઓઝા, एम. एससी.
ડો. નરસિંહ મુ. શાહ एम. एससी. पीएच. डी.

આજે વિજ્ઞાનને માત્ર મોઢેથી માન આપનારાં ઘણાં જડી આવે છે : પરંતુ જીવનના અનેકવિધ પ્રશ્નોના ઉકેલ માટે વિજ્ઞાન અને તેની રીતો અખત્યાર કરનારા જૂજ નીકળે છે. સંસ્કારી હોવાનો દાવો કરતો ભાગ્યે જ કોઈ દેશ હશે, જે વિજ્ઞાનની બાબતમાં આપણા હિંદુસ્તાન જેટલો પછાત હોય.

પંડિત જવાહરલાલ નહેરૂ

## આંબલીયા [કચુકા]નું રાસાયનિક અન્વેષણ

ઈન્ડીયન જર્નલ ઓફ એગ્રિકલ્ચરલ સાયન્સ નામના કૃષિવિજ્ઞાનના અંગ્રેજી માસિકમાં (ઓગસ્ટ, ૧૯૪૫નો અંક) રાજનારાયણ અને શિખીભૂષણ દત્તનો ઉપર દર્શાવેલ શીર્ષકવાળો એક રસદાયી તેમજ મહત્ત્વપૂર્ણ લેખ છે. તેનો ઉપયોગી સાર અહીં આપ્યો છે.

આંબલીને વનસ્પતિશાસ્ત્રીઓ Tamarindus Indica ( ટેમેરિન્ડસ ઈન્ડીકા ) કહે છે. તે શિંબી-લેગ્યુમીનોસી વર્ગનું ઝાડ છે. હિંદુસ્તાનના લગભગ બધા ભાગોમાં તે મળી આવે છે. તેનું વાવેતર પણ કરવામાં આવે છે. ઊંચાઈમાં તે કેટલીક વાર ૭૦થી ૮૦ ફૂટ સુધી પહોંચે છે. રસ્તાની બંને બાજુએ શીતળ છાંયડા માટે તેને વાવવામાં આવે છે. આંબલીના પાન નાના ઝીણા હોય છે. આંબલીને મોર આવે: એમાંથી કાતરા થાય. કાતરા રંગે લીલા હોય અને સ્વાદે ખાટા લાગે. એ પાકે એટલે આંબલી થાય. કાતરા સામાન્ય રીતે આંગળી જેટલા જાડા, ૩થી ૬ ઈંચ લાંબા અને આકારમાં લગભગ સીધા અગર વળેલા હોય છે. બહારની કઠણ અને બરડ છાલની અંદર ખાટો રસદાર માવો હોય છે. તેની અંદર ૪થી ૧૨ બી-કચુકા આવેલા હોય છે. બીની આસપાસ સહેજ કઠણ પાતળા પડનું ઢાંકણ આવેલું હોય છે, અને તેની આસપાસ ખાટો રસવાળો માવો ( pulp ) હોય છે. ખાટા પદાર્થમાં સાકરના જૂજ પ્રમાણ ઉપરાંત મુખ્યત્વે કાર્બનિક તેજાબો ( organic acids ) હોય છે, જેમાં એસેટિક, સાઇટ્રીક તેજાબો ઉપરાંત ખાસ કરીને ૬-૮ ટકા ટાર્ટારિક એસીડ હોય છે. તેનું અર્ધું પ્રમાણ સ્વતંત્ર એસીડ રૂપે અને બાકીનું પોટેશિયમના ક્ષાર રૂપે આવેલું હોય છે.

કચુકા રંગે ભૂરાકાળા, આકારમાં સામાન્ય રીતે સમચોરસ, પરંતુ કેટલીક વાર ગોળ યા લંબગોળ હોય છે. આશરે અર્ધો તસુ લાંબા અને આશરે એટલા જ પહોળા અને પા એક તસુ જેટલા જાડા હોય છે. તેમાં રહેલા તુરા પદાર્થોને લીધે કચુકા તુરા લાગે છે. તેને ઉકાળીને ગુમડાં પર પોટીસ તરીકે, ખાસ કરીને ખીલ મટાડવા માટે તેનો ઉપયોગ કરવામાં આવે છે. તેનો ભૂકો પાણી સાથે મેળવી ખાંસી અને દમમાં કપાળ ઉપર લગાડવામાં આવે છે. મલબાર, મદ્રાસ, આંધ્ર, બંગાળ અને મધ્ય પ્રાંતોમાં ઉપરનું ફોતરું કાઢી નાખી, અંદરનું મીંજ શેકી અગર પાણીમાં ઉકાળીને ખાવાના ઉપયોગમાં લેવામાં આવે છે. કમેરોનના લખવા મુજબ કચુકામાંથી તૈયાર કરેલી સીમેન્ટ અગર લુબ્દી

ધામળા પર લગાડવા માટે વપરાય છે મધ્ય પ્રાંત અને મદ્રાસમા કસુકાને શેકી તેના ફોતરા કાઢી નાખી બીજને દળી તેનો લોટ કરવામા આવે છે આ લોટ ઘઉં કે મકાઈના લોટની માફક ઉપયોગમા લેવાય છે આ લોટની ઘણી જાતની મીઠાઈઓ પણ બનાવવામા આવે છે જુનાની પદ્ધતિમા કસુકા તુરા, વાયુ ઉત્પાદક, આંખે અંધારા આવતા હોય તો તેમા ઉપયોગી, અને કાળજાની ફરિયાદો અને સોજામા બહારના લેપ તરીકે વપરાય છે મરડામા પણ તેનો ઉપયોગ થાય છે

કસુકાની આવી ઉપયોગિતાને અંગે તેનું રાસાયનિક પૃથક્કરણ થાય તે અત્યંત જરૂરી છે ૧૯૪૨મા ઘોષ અને કૃષ્ણાએ આ અન્વેષણ કરેલું તેમના પૃથક્કરણ પરથી એમ લાગે છે કે કસુકામા પેકટીનનું ખૂબ મોટું પ્રમાણ આવેલું છે તેમણે શોધી કાઢયુ કે ૫૮૫ ટકા પેક્ટીન કસુકામા છે

તાજેતરમા આ પૃથક્કરણ રાજનારાયણ અને દત્તે ફરી ચોકસાઇથી કર્યું અને તેમના પરિણામો, પ્રમાણ પ્રથમ થયેલ અન્વેષણ, બરાબર નથી તેમના આકડા નીચે આપીએ છીએ

| | રાજનારાયણ અને દત્ત | ઘોષઅનેકૃષ્ણા |
|---|---|---|
| સ્ટાર્ચ | ૬૫૨૦ ટકા | — |
| આલ્બ્યુમીન | ૨૦ ૧૨ ટકા | ૧૫૪૦ ટકા |
| તેલ | ૬ ૮ ટકા | ૬ ૪ ટકા |
| સાકર | ૨ ૮ ટકા | ૨ ૮ ટકા |
| રેસા વગેરે | ૨ ૪૩ ટકા | ૫ ૦ ટકા |
| એશ | ૨ ૪૫ ટકા | ૨ ૫ ટકા |
| પેક્ટીન | — | ૫૮ ૫ ટકા |
| પાણી | — | ૧૦૨ ટકા |

એ સ્પષ્ટ છે કે કસુકામા સ્ટાર્ચ અને આલ્બ્યુમીનવાળા પદાર્થોનું પ્રમાણ સારુ છે એટલે તેનો ઉપયોગ અગત્યના ખોરાક તરીકે થઈ શકે ઉપરાંત તેમા આવેલા સ્ટાર્ચના મોટા પ્રમાણને લીધે કસુકા વણાટના ઉદ્યોગમા સાઈઝીંગ માટે વપરાય છે

કસુકામા પેક્ટીનનું અસ્તિત્વ છે કે નહી એ નક્કી કરવા વિશેષ સંશોધનની જરૂર લાગે છે અન્વેષકો એકમત નથી

[ પુરવણી —તાજેતરમા બહાર પડેલા સાયન્ટીફીક અને ઇન્ડસ્ટ્રીયલ રિસર્ચના જર્નલમા ઘોષ કૃષ્ણા અને રાવે કસુકાના પેક્ટીન પર પોતાનું વિશેષ સંશોધન પ્રગટ કર્યું છે કસુકાના પેક્ટીન સામાન્ય ફળોમાથી કાઢવામા આવતા પેકટીન કરતા જુદા પડે છે તેમાથી જેલી સારી બને છે કસુકાના પેકટીનનું રાસાયનિક બધારણ બહુ સાકરી (poly saccharide) જાતનું છે તેમાથી ગ્લુકોઝ, લુકોઝ અને ગેલેક્ટોઝ નામની સાકરો મેળવી શકાય છે

કસુકામાથી બનાવેલ શુદ્ધ પેક્ટીનના નમૂનામા પણ થોડો નાઈટ્રોજન અને ફોસ્ફરસ હોય છે આ તત્ત્વો પેક્ટીનના અંશ રૂપ છે કે અશુદ્ધિરૂપે છે એ સમજાતું નથી ]

*

## આયોડીન : તેની બનાવટ અને ઉપયોગો

“દોડો, દોડો, બાબાને છરી વાગી લોહી ચાલ્યુ જાય છે'

'જરા ઘાસલેટ નાખો ' એક જણે કહ્યુ '

“એને ઘાઇ નાખો અને પાટો બાધો” બીજાએ કહ્યુ

એનાપર જરા ટીંક્ચર આયોડીન નાખોને !” મે ધીમેથી કહ્યુ બાબાને એ પ્રમાણે કરવામા આવ્યુ અને પાટો બાધ્યો પછી બાબાની બાએ સવાલ કર્યો “આ ટીકચર આયોડીન શુ છે ? કેમ બનાવાય ?”

“આ રહ્યુ આયોડીન' મે આયોડીનની શીશી બતાવી

આયોડીન મૂળતત્ત્વ છે તેને ગમે તેવી રાસાયનિક રીતે પણ તોડી ન શકાય તેમજ તેનું એકીકરણ પણ ન કરી શકાય આયોડીનમા કપુરના જેવો ગુણ છે કે તે સ્વતં ઘનમાથી વાયુરૂપ બની ઊડી જાય છે વચ્ચેની પ્રવાહી સ્થિતિમા આવતું નથી ખરુ પ્રવાહી આયોડીન દુષ્પ્રાપ્ય છે માત્ર વૈજ્ઞાનિકો જૂજ પ્રમાણમા સંશોધન અર્થે ખાસ પ્રયોગોદ્વારા બનાવે છે

"ત્યારે આ પ્રવાહી નાખ્યું તે શું?" સવાલ પૂછાયો.

"આપણે ઔષધ તરીકે જે પ્રવાહી વાપરીએ છીએ તે તો ઘન આયોડીનને દારૂમાં ઓગાળીને બનાવેલું દ્રાવણ છે. પાણીમાં આયોડીન અદ્રાવ્ય છે. ઘન પાસાદાર આયોડીન ભુરું-કાળું હોય છે: તે ધાતુની માફક ચળકે છે. છતાં તે ધાતુ નથી; અ-ધાતુ છે:

આયોડીન એક વિરલ અ-ધાતુ છે અને જમીનની સપાટી પર લગભગ બધે અત્યંત જૂજ પ્રમાણમાં ફેલાયેલું મળી આવે છે. ખડક, ખનીજ કે જમીનનો ભાગ ભાગ્યે જ એવો હશે કે જેમાં આયોડીનનો જરાક અંશ ન હોય.

દરિયાના પાણીમાં પણ તે છે: બધી વનસ્પતિમાં પણ છે: ઉચ્ચ શ્રેણીના પ્રાણીઓમાં પણ તે છે અને તેમના જીવનનો એક આવશ્યક અંશ છે. કુદરતમાં આયોડીન સ્વતંત્ર અવસ્થામાં કદી મળી આવતું નથી: પણ બીજાં તત્ત્વોની સાથે સંયુક્ત સ્થિતિમાં મળી આવે છે, જેમાંથી તેને જુદું પાડવામાં આવે છે. પથ્થર, જમીન, પાણી, વનસ્પતિ અને પ્રાણી–ગમે તેમાં હોય પણ તેનું અસ્તિત્વ પૂરવાર કરવા રાસાયનિક અન્વેષણની જરૂર પડે છે. આ બધાંમાંથી માત્ર બે ત્રણ વસ્તુઓમાં–દરિયાઈ ખડસલાં, વાદળી (Sponge) અને પરવાળાંમાં આયોડીન ઠીક પ્રમાણમાં હોય છે–સરખામણીની દૃષ્ટિએ. આ ઉપરાંત, કેલીફોર્નીયા, જાવા, રશિયા અને ઇટલીમાં, કેટલાક ઝરાના પાણીમાં અને ઊંડાં તેલના કૂવાઓના ઓરિંગના પાણીમાં આયોડીનનું અસ્તિત્વ હોય છે. પરંતુ ઉત્તરચીલીના કુદરતી નાઇટ્રેટમાંથી નીકળતું આયોડીન ખૂબ ધ્યાન ખેંચે એવું છે, જોકે આમાં પણ તેનું પ્રમાણ અત્યંત જૂજ (૧:૫૦૦) છે.

દરિયાઈ ખડસલાં, વાદળી અને પરવાળાંમાં બીજાં કરતાં આયોડીનનું પ્રમાણ વધારે હોવાથી એવી માન્યતા પ્રવર્તે છે કે દરિયામાં ખૂબ આયોડીન છે. પણ આ માન્યતા સાચી નથી. વજનના હિસાબે, દરિયા કરતાં જમીનપર સો ગણું વધારે આયોડીન આવેલું છે: દરિયાના એક ટન પાણીમાં એક ઔંસનો હજારમો ભાગ હોય છે એમ સારામાં સારું પૃથક્કરણ દર્શાવે છે. અમુક દરિયાઈ વનસ્પતિમાં આયોડીનનું પ્રમાણ ખૂબ છે એટલે આ માન્યતા ઉત્પન્ન થઈ લાગે છે. કેટલીક દરિયાઇ વનસ્પતિમાં આયોડીનનું પ્રમાણ ખૂબ છે એ નિર્વિવાદિત છે. એ દર્શાવે છે કે દરિયાના પાણીમાં અત્યંત જૂજ પ્રમાણમાં આવેલું આયોડીન એ વનસ્પતિ સંઘરે છે.

એંસી વર્ષો પૂર્વે એ વનસ્પતિની રાખ આયોડીન મેળવવાનું મુખ્ય સાધન હતું. આ રાખને કેલ્પ (kelp) કહેવાય છે. આ ઉદ્યોગ ફ્રાંસ–નોર્મંડી અને સ્કોટલેન્ડમાં મુખ્યત્વે ચાલતો.

અને તેમાંથી સોડા કાઢવામાં આવતો. પરંતુ સોડા બનાવવાની નવી રીતો અસ્તિત્વમાં આવતી ગઈ તેમ તેમ આ ઉદ્યોગ પડી ભાંગવા લાગ્યો. આયોડીનની શોધ ૧૮૧૨માં કોર્ટોઇસે કરી. તેને માલુમ પડ્યું કે સોડા કાઢી લીધા પછી જે દ્રાવણ રહે તેને અમુક રાસાયનિક પદાર્થો સાથે ગરમ કરવાથી જાંબલી વરાળ નીકળે છે.

આયોડીનની માગણી વધવા લાગી: કેલ્પની બનાવટમાં તેજી આવી. તેમાંથી પોટેશિયમના ક્ષાર પણ મળતા. પરંતુ જર્મનીમાં સ્ટાસ્ફર્ટના પોટેશિયમના ક્ષાર સસ્તા મળવા લાગ્યા. છતાં દરિયાઈ વનસ્પતિમાંથી આયોડીન કાઢવાનું કાર્ય હજી ચાલે છે.

ઓટ વખતે જે દરિયાઈ ખડસલાં ઉઘાડાં પડે તેમાંથી કેલ્પ બનાવીને પછી તેમાંથી સોડા કાઢવામાં આવતો. પણ આયોડીન આપનાર કેલ્પ ખાસકરીને લેમીનેરીયા નામના દરિયાઈ ખડસલાંમાંથી બનાવાય છે. આ ખડસલાં હંમેશાં દરિયાના પાણીમાં રહે છે અને તોફાન વખતે ખડકમાંથી ઉખેડાઇને કિનારે ઘસડાઈ આવે છે. આ ખડસલાના કેલ્પમાંથી આયોડીન હજી પણ કાઢવામાં આવે છે.

પરંતુ ઉપર દર્શાવેલ રીત અનુસાર પેદા થતું આયોડીન ઉત્તર ચીલીના નાઇટ્રેટના થરોમાંથી મળતા આયોડીનના હિસાબે સાવ નિર્માલ્ય લાગે છે. પૃથ્વીની સપાટી પર ખૂબ આયોડીન ભેગું થયું હોય તો આ જગ્યાએ છે.

આ નાઇટ્રેટનું રણ દરિયાની સપાટી કરતા ૩૦૦૦ ફૂટની ઊંચાઇએ આવેલ છે ૫૦૦ માઇલ લાંબુ અને આશરે ૧૦૦ માઇલ પહોળુ છે આ પ્રદેશમા ૩૦૦ માઇલ લાંબા અને ૧૫-૨૦ માઇલ પહોળા પટમા નાઇટ્રેટના થર આવેલા છે આ જગ્યા સાવ નિર્જન છે વરસાદ ભાગ્યેજ આવે છે સૂર્ય નિરભ્ર આકાશમાથી અગ્નિ વર્ષાવે છે વનસ્પતિ ઊગતી નથી પશુ પખી પણ રહેતા નથી

જમીનની સપાટી નીચે ૨થી૫૦ ફુટ નીચે ખોદ વાથી નાઇટ્રેટના ખનિજ મળી આવે છે, જેમાથી નાઇટ્રેટ અને આયોડીન કાઢવામા આવે છે આગ પ્રકારના આ ખનીજને કલીશે કહેવાય છે અને હલકા માલને કોસ્ટ્રા તરીકે ઓળખવામાં આવે છે આ ખનિજમા ૦ ૩ ટકા કરતા વધારે આયોડીનનું પ્રમાણ હોતુ નથી એથી ઓછુ હોય છે, એટલે કે એક ટન દીઠ આશરે ૮ ઔંસ આયોડીન આમાં હોય છે આ પ્રમાણ તદ્દન નજીવુ લાગે છે પણ બીજી વસ્તુઓની સરખામણીમા તે ૪૦૦ ગણુ વધારે છે

કલીશેમાથી આયોડીન કઢવાની ક્રિયા ખૂબ ગૂચ વણભરી છે ટુકામા તેને આમ વર્ણવી શકાય કલી શેનો ભુકો કરી તેને પાણી સાથે ભેળવવામા આવે છે જેમાથી નાઇટ્રેટ જૂદુ પાડવામા આવે છે અને દ્રાવ્ય આયોડેટ ક્ષારો પાણીમા રહે છે આ આયો ડેટ ક્ષારોવાળા પાણીને લાકડાના મોટા પીપમા રાખી તેમા સોડિયમ હાયડ્રોજન સલ્ફાઇટ નાખવામા આવે છે આયોડીન છૂટું પડે છે આ અશુદ્ધ આયોડીનને એકઠુ કરી પછી તેને શુદ્ધ કરવામા આવે છે

એક લીટર દ્રાવણમાથી રાસાયનિક ક્રિયાઓ કરીને ૬-૧૨ ગ્રામ આયોડીન મળી શકે છે આખી દુનિયાની આયોડીનની વાર્ષિક વપરાશ ૧૫૦૦ ટન છે અને આનો ૬૬ ટકા જેટલો ભાગ ચીલીના નાઇટ્રેટ ક્ષેત્રોમાથી આવે છે

આયોડીનમાથી આયોડોફોર્મ, પોટેશીયમ આયો ડાઇડ વગેરે ઔષધો બનાવાય છે આયોડીન જતુઘ્ન છે તે ઘસવાથી દુખ ઓછુ થાય છે આયોડેક્ષ આયોડીપીન, આયોડીવાન જેવી પેટન્ટ દવાઓમા આયોડીન હોય છે આયોડીન રાસાયનિક પૃથક્કરણમા રંગોની બનાવટમા પણ વપરાય છે આયોડીનના સ્ફટિક ટેલીવિઝનમા પણ ઉપયોગમા લેવાય છે

માનવીના શારીરિક વિકાસમા આયોડીન અગ ત્યનો ભાગ ભજવે છે આપણા ગળા પાસે થાઇરોઇડ નામની ગ્રંથિઓ છે તેમા થાઇરોક્ષીન નામનો પદાર્થ હોય છે તેમા આયોડીન હોય છે જો ગ્રંથિ બરાબર કાર્ય ન આપે તો માણસનો વિકાસ રુધાય છે આવા માણસોને આયોડીનવાળી દવાઓ આપવાથી ઘણો ફાયદો થાય છે

*

## સરગવો

સરગવાના ઝાડ પશ્ચિમ હિમાલયના જંગલોમા આન્ધ્રપ્રાંત અને હિંદુસ્તાનના અન્ય પ્રદેશોમા લગ ભગ બધે થાય છે આ ઝાડને લાબી સીગો થાય છે, એટલે અંગ્રેજીમાં તેને 'ડ્રમસ્ટીક' પ્લેન્ટ કહે છે તેનું શાસ્ત્રીય નામ મોરીંગા ટેરીગોસ્પર્મ (moringa Pterygosperm) છે

સરગવાના ઝાડ બે જાતના થાય છે મીઠી સીગોવાળા અને કડવી સીગોવાળા, કડવી સીગોવાળા છોડ મોરીંગા કોનીયાનેન્સીસ (moringa Conea nensis) કહેવાય છે

મીઠી સીગો શાક બનાવવામા વપરાય છે સર ગવાના પાન પણ શાકભાજી તરીકે ઉપયોગમા લેવાય છે તેમાં વિટામીન એ, બી સીનું પ્રમાણ સારી રીતે હોય છે સરગવામા વિટામીન 'સી' સારા પ્રમાણમા માલુમ પડે છે

સરગવાની સીગોના બીમાથી તેલ નીકળે છે તેને બેનઓઇલ કહેવામા આવે છે આ તેલ સારી જાતના નાજુક સચા ઉજનામા વપરાય છે આ બીયાં ઉત્તેજક હોય છે અને સિધમા જાતીય દર્દો મટાડવા માટે ઉપયોગમા લેવાય છે બેન તેલ કોસ મેટિક્સની બનાવટમા વાપરવામા આવે છે તેમા ઓલિઇક એસિડ પુષ્કળ ૬૫ ૫ ટકા જેટલો હોય છે આ ઉપરાત તેમા બીહેનીક એસિડ ૮ ૯ ટકા લીગ્નોસેરીક એસિડ ૩ ૦ ટકા અને બીજા એવા એસિડો માલુમ પડે છે

# ગૂંચળચટાં વૃખ

ચુનીલાલ મડિયા

ગલોફાં ફાટી જાય એટલા બધા ગાલ ફૂલાવી ફૂલાવીને જાખરો મદારી એની ધોળી ફૂલ જેવી કોડીઓ અને આભલાંએ મઢેલી મોરલીમાં લુવારની ધમણની ઝડપે હવા ઠાંસ્યે જતો હતો. ખરેખરી રમત જામી હતી. હજી ગઈ કાલે જ ઉજ્જડિયા ખરાબાના રાફડામાંથી પકડેલું ફૂંફાડા દેતું નાગ–નાગણીનું જોડલું અટાણે પાળેલ–પઢાવેલ પોપટની જેમ હાથહાથ વા ઊભું થઈ ને જાખરાની મોરલી ઉપર સૂપડા જેટલી ફેણ્યું ફૂલાવીને હકડેઠઠ ડાયરા વચ્ચાળે ડોલી રહ્યું હતું.

નાગ–નાગણીનું ડોલન વધતું ચાલ્યું તેમ તેમ ગોઠણિયાભર બેઠેલો જાખરો વધારે ને વધારે ઊભડક થતો જતો હતો. પેટની ઊંડી ઊંડી બખોલોમાંથી જાણે કે પ્રાણવાયુ ખેંચી લાવીને ગલોફાં વાટે મોરલીમાં ઠાલવતો જતો હોય એમ એની દર ક્ષણે તંગ બનતી જતી મુખમુદ્રા ઉપરથી લાગતું હતું.

કારણ હતું. જિંદગીભરમાં કોઈની મૂઠ કે મંતરમાં ન આવે અને આવે તોપણ કેમે કર્યા કરંડિયે ન પૂરાય એવા ધ્રુંકાડા દેવાંશી નાગનાગણીને જાખરાએ પોતાના મૃત બાપ તરફથી વારસામાં મળેલી આ પંથકમાં તો અજોડ ગણાતી વિદ્યાને બળે પોતાના કરંડિયામાં પૂર્યાં હતાં; અને એમની પહેલી જ રમત અટાણે રોંઢા ટાણે ગામના ઠાકોરના આગ્રહથી એણે માંડી હતી. પાંચીકા પાંચીકા જેવડા બાજરાના કણોથી લચપચ બનીને ઊગી નીકળેલા ઠૂંઠા સીમને વાયરે ઉત્તર–દખ્ખણ ડોલતા હોય એમ મોરલીના મીઠામધ લય અને હલનચલનની દિશામાં નાગનાગણી ડોલ્યે જતાં હતાં. જોનારાં સૌ મુગ્ધ બનીને એકાકાર થઈ ગયાં હતાં સોટા જેવી સીધી ને પાતળી દેહલતા લાંક આગળથી લચકાઈ ને ઊભી હોય એમ ફેણ આગળ અજબ બાંકી છટાએ વળેલા આ જોડલા ઉપર સૌની આંખો એક થઈ હતી.

જાખરાના જીવનની આ સર્વોચ્ચ ઘડી હતી. પિતાએ અત્યંત પવિત્ર ગણેલી જે વિદ્યા પુત્રને શીખવાડી હતી, અને જેની ઉપાસના અર્થે એના ઉપાસકને અત્યંત કઠિન કરી પાળવાની હતી એની સિદ્ધિની આ ઘડી હતી.

વર્ષો પહેલાંનો એ પ્રસંગ હતો. વિદ્યાની સિદ્ધિ અર્થે પોતે સર્વાંગી પાવિત્ર્ય જાળવવાને અસમર્થ બનેલ; એ વિદ્યા એળે ન જાય એવા લોકોત્તર આશયથી લધુ ડોસો પોતાના એકનાએક પુત્રને એ અધૂરી ઉપાસનાનો ઉપાસક બનાવે છે. સાથોસાથ એ ઉપાસનામાં રહેલી ભારે કઠિનતા તથા જોખમીપણાથી પણ પુત્રને સાવચેત કરે છે. જલંધર જોગીઓ પાળે છે એના કરતાં ય વધારે આકરું સાત્ત્વિત્વ આ ઉપાસનામાં જરૂરી છે. એ વિદ્યાની સિદ્ધિ માટે મન વચન કાયાનું ત્રિવિધ પાવિત્ર્ય અનિવાર્ય છે, એમાં જરીકે ચૂક થઈ એટલે સાધનાના શૃંગેથી સીધા સડેડાટ તળેટીમાં જ પછડાવાનું.

જાખરો એ વેળા હતો તો હજી નાનો, છતાં આ ધંધામાં છેક બિનઅનુભવી નહોતો રહ્યો. બાપ જ્યારે 'જનાવર'નો કરંડિયો ખભે નાખીને ગામોગામ ફરતો ત્યારે જાખરો એની મોરલી, તૂંબડું રાફડિયાની કોથળી, અલકમલકની ચીજો ઠાંસવા માટેનો ટાટનો સડેલો કોથળો વગેરે સરંજામ લઇ ને સાથે જતો. રમતમાં બાપની નજર જનાવર ઉપર હોય ત્યારે પ્રેક્ષકો તરફથી ફેંકાતા પાઈ પૈસા ઝીણી નજરે ધૂળમાંથી વીણી લેવાનું કામ જાખરો કરતો. રમત શરુ થતાં પૂર્વેની તખ્તાની પ્રાથમિક સજાવટો–જેવી કે ડુગડુગિયું વગાડીને છોકરાંઓની–અને પછી મોટાંઓની–ઘીંગ ભેગી કરવાની, પટને વાળીચોળીને સાફ કરવાની, કોથળીમાંથી નોળિયાને બહાર કાઢીને ભોંયમાં એનો ખીલો ઠબકારવાની વગેરે વગેરે ક્રિયાઓ જાખરો જ કરતો. લધુ એ સમય દરમ્યાન, જનાવરોને રમાડવાની મહેનતું ફરજ માટે ઘંતુરો ફુંકીને તૈયાર થતો. અને રમત ખતમ થયે જ્યારે 'સા છોકરાં ધીરેથી ચપટી ચપટી

લોટ ને કા રોટલો ન લઈ આવે એની માનુ ના સમ!' એવું ધમકી ભર્યું ફરમાન કરતો ત્યારે બી કણ છોકરા જે કાંઈ એઠાઅજીઠા રોટલા લાવ્યા હોય તે ઉઘરાવીને ટાટના કોથળામા ભરવાનુ કામ પણ જાખરો જ કરતો

દિવસ આથમ્યે બાપદીકરાને નાગરિક વસાહતોની બહાર ચાલ્યા જવુ પડતુ—એવો એક અણલખ્યો સર્વવ્યાપી કાયદો હતો આમા જરીકેય સરતચૂક થાય તો પોલીસના ભારે ખાવા પડતા આમે ઝાંપા બહાર નીકળતી વેળા તો એમનો સઘળો સાજ-સરંજામ પસાયતાને બતાવવો જ પડતો રખેને કોઈ ઊજળિયાતનુ છોકરુ તફડાવીને આ કરંડિયામા પૂરી દીધુ હોય તો!

દૂરદૂર વગડામા જઈને ભૂખ્યા થયેલા બાપદીકરો દિ સઅરમા ભીખ ગવેના રોટલા કોથળામાથી બહાર કાઢતા રોટલા ઓછા થાય તો લઘુ પોતે ભૂખ્યો રહીને પણ જાખરાને તો પેટભર જમાડતો જ ઠીબડીમા દૂધ રેડીને સાપને પાતો કોઈ કોઈ વાર થેલૂગ આમનીની ઝીણી ચાળણીમાંથી ચળાતી ચાંદનીના કિરણો જાખરાના કૂનગુનાથી કૂગડા મો ઉપર સતાકૂકડી રમી જતા ત્યારે એટલી જ કૂનગુનાથી ને કૂગડી જાખરાની મૃત માતા લઘુને યાદ આવી જતી પણ તુરત લઘુમાં રહેલો તપોભ્રષ્ટ સાધક લાગણીતંત્રની લગામો ખેંચીને એને જાગૃત કરી દેતો એની વાહે ગાંડો થવા ગ્યો ને ઈલાજ મારી આ લાખ રૂપિયાની વેના ખોઈ બેઠો ને? વેદાધારીને તો વળી અંતરીના મોહ પોષાતા હશે? જનમના ભોરીંગ હારે બાથોડાં ભીડવાના એમા જરાક જ સરતચૂક થઈ તો ઝપટભેગા જીવ લઈ લ્યે એનો ઈલમ જાણવો તો અઘરો છે પણ એને જાણ્યા પછી જીરવી જાણવો ઈ તો અદકો અઘરો છે કાચાપોચાના ઈમાં કામ નથી પારો પચાવવા જેવુ ઈ કઠણ કામ છે સિંહણનુ દૂધ ઠારવા સારુ તો સોનાનું જ ઠામડું જોઈ ઠીકરાના ઠામડે ઈ નો ઠરે ગગાભાને આ વરડી ઉપર ઊભા ટાણે જટાધારીએ ખડ્યે આવુ પડ્યુ 'તુ ને?'

બરોબર આ જ સમયે લઘુમાં રહેલો દુર્દમ્ય મહત્ત્વાકાંક્ષી પણ સળવળીને બેઠો થતો અને લઘુના કાનમા ઘણુ બોલાવતો 'તારી અધૂરી મનેખા દીકરા પાસે પૂરી કરાવજે' મા કરીને હાથ લાગેલો ઈલમ એળે જવા દેતો નહિ તારાથી ન થયુ, ઈ દીકરા પાસે કરાવજે ને આખા પંથના મદારીને ગારુડી એના અરમાન ઊતરાવજે'

આવા અહમને આકાંક્ષાથી પ્રેરાઈને એણે જાખરાને કછોટાબંધ બ્રહ્મચારી બનાવ્યો સાધક માટે જરૂરી એવી અનેક આકરી 'કરી' એને પાળવી પડતી નાનપણથી જ જાખરો કોઈ ભેખધારી સાધકના જેવુ કઠણ અને મનોનિગ્રહી જીવન જીવતો હતો ૭ મહિનાની છોકરી સામે ઊંચી આંખ કરીને ન જુવે, સ્ત્રીઓની આખી જાતને પોતાની મા-બેન સમાણી ગણે કોઈની અભડામણી, કારજ કે વરથીનું નિષિદ્ધ ભોજન ન જમે ઢોલત્રાસાના અવાજ ન સાંભળે કોઈનું એઠું કે બોટેલુ પાણી ન પીએ પોતાના આઠેય અંગ ચોખ્ખા રાખે, ખખરખાને ત્રણ વાર ખખેરીને મતર ભણ્યા વિના પગમા ન ઘાલે કોઈ 'અપવિત્ર' માણસને ભૂલથી અડાઈ ગયુ હોય તો માથાબોળ નહાય

જુવાનીમા આવતા તો જાખરાએ કળાયેલા મોરના જેવુ રૂપ કાઢ્યું બાપના ચહેરાનું પૌરુષ જેમ અને માના ચહેરાની ચારુ મૃદુતાનું સમપ્રમાણ મિશ્રણ પુત્રના અંગેઅંગમા ઊતર્યું હતુ ઉગ્ર મનોનિગ્રહ અને ઇન્દ્રિયદમનની દીપ્તિ એના નમણા ને ઘાટીલા મો ઉપર ઝગીહલી ઊઠી હતી તપસ્વીની પ્રતિભા અને આંજી નાખતી મુખમુદ્રા સાથે આવડી તરુણ વયમા કરેલી કલાસાધનાની સુકુમારતા જાખરાની એકેએક રેખામાથી નિતરતી હતી

સાધનાનો શ્રેષ્ઠતમ રંગ એણે નાગનાગણીના એક જોડા ઉપર ચડ્યો રાફડિયે ખેતરે એક જોડલુ રહે છે, પણ અવળના મદારીઓ મોરની ફૂંકાફૂંક કરીને મરી ગયા પણ જનાનગ રફડામાથી બહાર ઊંચા નથી કરતા એવી વાયકા હતી જાખરાએ જઈને પોતાની રંગીન ધોળાફૂલ દાંતની બત્રીસી જેવી ચમકતી કોડીઓએ મઢેલી મોરલી વગાડવા માંડી એક દિવસ બે દિવસ અને ઠેઠ ત્રીજે દિવસે મોરલીના સૂરની મીઠાશ અસહ્ય બનતા જનાવરોથી એ ન ખમાણું એ સૂરની ભરકર મીઠાશ ઉપર ડોલ્યા વિના એમને

માટે છૂટકો જ નહોતો. છટાપૂર્વક બન્નેએ શાફડામાંથી બોડાં બહાર કાઢ્યાં અને આવેશથી મોરલી બજાવે જતા જાખરાએ ધડ દેતાકને મૂક નાખી દીધી. નિર્જીવ લાકડાં પડયાં હોય એમ 'નાગનાગણી મૂકમાં ઝડપાઈ ગયાં અને જાખરોના કરંડિયામાં પૂરાયાં.

લધુ મરતી વખતે કહી ગયો હતો કે બેટા, 'જનાવર'ને પણ પેટના જણ્યા જેવાં ગણીએ તો જ ઇશ્વર આપણા ઉપર રાજી રહે. જનાવરને પંદર દિવસની અવધે પકડયાં હોય તો બરોબર પંદરમે જ દિવસે એને કરંડિયામાંથી છૂટા મેલી દેવાં જોઈએ. પંદર ઉપર સોળમો દિવસ થાય તો ઉપરવાળો આપણા ઉપર કોપે અને આ મૂંગા જનાવરને કષ્ટ આપવાની સજા પણ ભોગવવી પડે. આ શિખામણને અનુસરીને જ જાખરાએ નક્કી કર્યું હતું કે જનાવરની દાઢ પાડીને ઝેરની કોથળી દૂર કરીને તો નાનકડું છોકરું પણ એને રમાડી જાય. પણ જે માણસ પોતાની મોરલીની અદ્ભુત મીઠી સૂરાવલિ ઉપર જ મુસ્તાક છે એણે તો ભલભલા ભોરીંગોને પણ દાઢ પાડયા વગર જ ડોલાવવા જોઇએ. અને એવી રીતે જ જાખરાએ આ બેડલું કરંડિયામાં પૂર્યું હતું.

વા ફેલાય તેમ વાત ફેલાઇ ગઈ કે જાખરાએ એક નવું જોડલું પકડયું છે ને મોરલી ઉપર નચાવે છે. ડાયરામાં વાત આવી અને ડાયરાએ જાખરાને તેડી મંગાવ્યો.

જાખરાએ ખરેખર રંગત જમાવી હતી. જોનારાં હકડેઠઠ હતાં. સૌ આંખો અત્યારે મસ્ત બનીને ડોલતા નાગનાગણી ઉપર મંડાઈ હતી. માત્ર બેજ આંખો મોરલી અને મંત્રમુગ્ધ નાગનાગણીને જોવાને બદલે એ મોરલી વગાડનારની દેહકાન્તિને જોવામાં રોકાણી હતી. એ આંખોને ડોલતાં નાગનાગણી કરતાંય એમને ડોલાવનાર વ્યક્તિ વધારે નમણી લાગતી હતી. એ આંખો હતી ગઢની દોઢીના ઝરુખાના જાળિયા પાછળ સંતાઇને ઊભેલાં નવાં ઠકરાણાં તેજબાની. તેજબા તો હતાં રૂપરૂપના અંબાર. બાપની રાજધાનીનું ગામ આખું એની પાછળ ગાડું થયું હતું. પણ તેજબાને તો પોતાના રૂપનું એટલું બધું અરમાન કે ભલભલા રાજકુંવરોની સામે જોવા જેટલીય દરકાર ન કરે. તેજબાને આજ દિ' લગણુ ઓરતો તો એ વાતનો રહી ગયો હતો કે દેવકન્યા જેટલાં પોતાનાં રૂપને શમાવી શકે એવો કોઇ સમોવડિયો ન મળ્યો જાખરાને જોઇને એમને થયું આજ મારા મનનો માનેલો માનવા!

જાખરો તો નાળિયેરની કાચલી જેટલાં ગલોફાં ફૂલાવી ફૂલાવીને આમથી તેમ ડોલ્યે જતો હતો અને નાગનાગણીને ડોલાવ્યે જતો હતો. નાગની સુડોળ ફેણના મધ્યવિસ્તાર ઉપર ઝાંખું તિલક શોભતું હતું. અને એ નીલી ઝાંયવાળી ધોળીફૂલ ડોક ઉપર ઢાલ જેવી કાળીભમ્મર ફેણ જાણે કે લીંગ ઉપર ટીંગાતા છત્રનો ખ્યાલ આપતી હતી. બાજુમાં ડોલતી નાગણી પૂરદ્દારની બંકી કમાન જેવો ઠસ્સાભર્યો વળાંક લઇને પોતાની અત્યંત ઉગ્ર તેજસ પ્રકૃતિનો ભાવ બતાવતી હતી. જાખરાની આંખ કાન, નાક, જાખરાનું સર્વસ્વ અત્યારે નાગની મૂંઝો અને નાગણીની તગતગતી આંખો ઉપર એકાગ્ર થયું હતું. જાખરો મોરલીમય બની ગયો હતો, મોરલી સાથે એકાકાર થઈ ગયો હતો, મોરલીમાં સમરસ થઇને મનોહર સૂરાવલિયો રૂપે હવામાં લહેરાઇ રહ્યો હતો.

મનોરમ્ય ત્રાંસી અદાથી ઢળેલી એ બે આંખો મટકું મારવા જેટલી વાર પણ ક્યાં ઊંચી થાય છે?

છેવટે તેજબાએ જ એ નીચી ઢળેલ દૃષ્ટિને પોતા તરફ વાળવા જાળિયા સાથે ચૂડલી ખખડાવી.

અનાયાસે જ જાખરાની પાંપણ એક પલક વાર માટે...હા, એક જ પલક માટે ઊંચી થઇ.

એ એક પલકારા જેટલી વારમાં—એ એક જ પલકારામાં તો છવાઈ ગયેલી એક જિંદગીના આઘાત પ્રત્યાઘાતો જાખરો અનુભવી રહ્યો.

મોરલીની સૂરાવલિના આરોહ પરાકોટિએ પહોંચતાં ડોલનનો ઉત્કૃષ્ટાનંદ અનુભવી ચૂકેલા સર્પયુગલનું રમણાનું ડોલન ધીમું પાડવા માટે મોરલીના સૂરોમાં જે ધીમો ધીમો ક્રમશઃ અવરોહ આવવો જોઇતો હતો એને બદલે સૂરાવલિ એકાએક અટકી

પડતાં સર્પયુગલની ઉત્કૃષ્ટ રસાનુભવની સમાધિદશામાં ઓચિન્તો ભંગ થયો. એ રસસમાધિના ભંગની યાતના અસહ્ય હતી. એ યાતનામાંથી પરિણમતા ક્રોધ અને ઝેર તો એથીય વધારે વિષમ હતા.

એક જોરદાર ફૂંફાડા સાથે જાખરાના હાથના પોંચા ઉપર ફેણ પછડાઈ અને તીણા દાંતનો ડંખ લાગ્યો. જાખરના હાથમાંથી મોરલી સરી પડી. રંગમાં ભંગ પડ્યો. પ્રેક્ષકોમાં નાસાનાસ થઈ રહી, પણ સમયસૂચકતા વાપરીને જાખરાએ જનાવરોને માંડ માંડ કરંડિયામાં તો પૂરી દીધા.

થોડી વારમાં જ, હાથના પોંચા ઉપર થયેલા ડંખની જગ્યાએ લીલું કાચ ચકરડું ઊપસી આવ્યું. કદરદાન પ્રેક્ષકોએ ફેંકેલા પાઈપૈસા એને ઠેકાણે એમને એમ પડી રહ્યા અને જનાવરોને કરંડિયામાં પૂરીને માથે ઢાંકણું ઢાંકી, એ ઢાંકણા ઉપર ગાભું દાબી દઈને જાખરાએ ઘેનમાં ઘોરવા માંડ્યું.

તુરત ગામ આખામાં વા-વેગે વાત ફેલાઈ ગઈ કે જાખરા મદારીને પોતાના જ એરૂ આભડ્યા છે.

પીઢ સમજવાળા ગામ લોકો બોલવા લાગ્યા:

'સાપ દૂધ પાઈને ઉછેર્યો હોય, પણ સરપ ઈ સરપ. ઈ પોતાનો સભાવ છોડે જ નંઈ.'

'ને ભાઈ, નાનો તોય નાગનો કણો. ઝેર તો એક રતીભાર હોય તોય જીવ લિયે ને મદિયાણો હોય તોય જીવ લિયે.'

'કે'તા નથી કે કડિયાનાં મોત ઈમારતુંમાં ને મરજીવાનાં મોત મેરામણુમાં ? એમ મદારીનાં મોતેય એનાં જનાવરને હાથે જ થાય. કોઈએ જૂની કહે-વતની જોડીમાં એક ત્રીજું ઉદાહરણ ઉમેરી આપ્યું.

'મુંડલા મુંડલા જેવડા ભોરીંગને સાચવવા ઈ કાંઈ જેવા તેવાનાં કામ છે ? ખાંડાની ધાર ઉપર હાલવા જેવું આકરું તપ છે ઈ તો. મોટા જાલમ-ધર જોગી જેવી તપસાઉ કરવી પડે ને કરી પાળવી પડે. એટલા સતને જોરે તો માંડ જનાવર ઝાલ્યાં રિયે. રાફડાનાં રે'નારાંને મુંડલામાં પૂરવા કાંઈ સે'લાં પડ્યાં છે ?'

'ઈ તો જેણે દશવીસ દીવાળિયું વધારે દેખી હોય ઈવા મદારીનું કામ છે. આવાં છોકરડાંવના ગજા છે!'

'ભાઈ, મદારીનો ધંધોય એક કસબ છે. ઈ કસબ ભાર્યે અઘરો છે. જનાવરનેય સગા પેટના દીકરાની ઘોડ્યે રાખવાં જોઈં. પંદર દિ'ના ઓધાને મૂકેલાં જનાવરને સોળમે દિ' કરંડિયામાં નોજ રખાય.'

'ને ઈ ઓધાનના દિ'માંય વારે ઘડીએ ચાર કાવડિયાં ઊઘરાવવા સારુ મોરલી ઉપર જોડલાંને નચ વવાં ઈ ય રમત વાત છે શું ? લોઢાની છાતીનાં ઈ કામ છે, ને લોઢાની છાતી કાંઈ અમથી થોડી થાય છે ? મનની ચોખાઈ હોવી જોઈએ. આંખ્ય જોઈએ તેગની ધાર જેવી ચોખ્ખી ફૂલ. એમાં જરાય મેલ નો હાલે. ભગવાને મદારીને અવતાર ભીખવાનો આપ્યો એટલે ઉંબરે ઉંબરે ચપટી લોટ ભીખવા તો જવું પડે, પણ ઈ નીચી મૂંડીએ ભીખી લેવાનો. લોટ દેનારીના હાથનાં બલોયાં ખખડે તોય ભીખનારાની પાંપણ જરાય ઊંચી નો થાવી જોઈએ.'

'વેદાની ઉપાસના તો એમજ થાય ને ભાઈ! વેદા તો કાચો પારો છે એને વેદાધરજ પચાવી શકે. સરપ પાળવા ને રમાડવાની ય કળા છે. ઈ કળા હાથ કરવી ઈ કાચા પોચાનાં કામ નથી. મદારીની કળા શીખવી તો સહેલ છે, પણ પછી જીરવવી કઠણ છે. ઈ તો કળાધરનાં જ કામ.'

આખા પંથકમાં કાબેલ ગણાતો વાછડા ડાડાનો ભૂવો જાખરાના સર્પદંશનું ઝેર ઉતારવા આવ્યો છે. ભૂવો મંત્ર ભણી ભણીને થાકી ગયો. માથાકૂટ કરી કરીને કંટાળી ગયો પણ ઝેર ઊતરતું નથી.

સહુ હતાશ થઈ ગયા. જાખરો તો ભરનીંદરમાં પડ્યો હોય એમ લાકડું થઈને પડ્યો છે. એને જરા ય શુધસાન નથી લાગતી.

લોકોના ટોળામાંથી નિરાશાસૂચક ઉદ્ગારો સંભ-ળાવા લાગ્યા. એથી તો ભૂવાને ચાનક ચડી અને જાણે કે જીવ ઉપર આવીને મંત્રો ભણવા લાગ્યો. એમાં પણ એને સફળતા ન મળી ત્યારે એણે સર્પદંશ સામે-

નો છેલ્લો નૂસખો અજમાવ્યો. એણે લૂગડાનો લાંબો લીરો લઇને મંતરવા માંડયો, પછી એણે સર્પને જાણે કે છેલ્લી ચેતવણી આપી. હવે તો સહુએ ધાર્યું કે સરપ હમણાં જ આવીને જાખરાનું બધું ઝેર ચૂસી જશે. અને એ નહિ ચૂસી જાય તો પછી ભૂવો પેલા મંતરેલા ચીથરાને ઊભું ચીરવાં માંડશે તેમ તેમ સરપ પણ ચીરાઈ જશે.

જાખરાના દેહની પડખે બેઠેલાઓ કહે છે કે આ વેળા જાખરો એની અર્ધસભાન અવસ્થામાં આવું કશુંક બબડેલો: 'આ મૂંગા જનાવરને એના દરંડિયામાં હાલો શું કામ હેરાન કરો છો, ભૂવા? એનું એકલાનું ઝેર હોત તો તો ઝપટ ભેગું ઊતરી ગયું હોત. આ તો એનાં ઝેર ભેગાં બીજાં ગળચટાં ઝેર ભળ્યાં છે. મૂંઠ મંતરનો ત્યાં કાર નહિ ફાવે.'

ભૂવો એનો છેલ્લો મહાન નૂસખો હજી તો પૂરેપૂરો અજમાવે એ પહેલાં જ જાખરો નિશ્ચેતન બની ગયો.

અને ગોખ-જાળિયામાંથી તગતગતી બે આંખો એના નિશ્ચેતન દેહ પરથી પણ હજુ ઊખડી નહોતી.



# દવાખાનાના બાંકડા પર

સૌજન્ય

ગામડે હતો ત્યારે તો સાંભળ્યું હતું કે શહેરમાં રોટલો મળે પણ ઓટલો ન મળે એનું રહસ્ય મને મુંબઈમાં સમજાયું નોકરી મળી તે પણ મારા ભણતરના પ્રમાણમાં સારી કહી શકાય તેવી હતી ઓફીસનું કામ પણ ફાવી ગયું સાહેબ પણ કહેતા કે માણસ નવો છે પણ કામ ઝટ શીખી ગયો મારો સ્વભાવ કેવો છે તે તો મને શું ખબર ! પણ ઓફીસના માણસો કહેતા કે રામુ જેવો કોઈ મળતાવડા સ્વભાવનો માણસ ન જોયો આમ મને બધી રીતે મુંબઈમાં ગોઠી ગયું હતું પણ ઓરડીની ભારે મુશ્કેલી હતી ત્રણેક મહિના તો મારા એક દૂરના સગાને ત્યાં જેમ તેમ કરીને ખેંચી કાઢયા, પણ હવે તો તેમણે પણ નોટીસ આપી દીધી 'રામુ ! મારા ઘેરથી પરમ દિવસે આવવાના છે તો તું કાલથી ક્યાંક સગવડ કરી લેજે પછી કહેતો નહિ કે મને કહ્યું ન હતું' હવે ક્યાં જવું ! ઓરડી તો શોધીએ જડતી ન હતી જમવાનું તો વીશીમાં પતાવી લેતો હતો પણ સૂવાનું શું કરવું ? આ પ્રશ્ન મને હવે સતાવી રહ્યો હતો ઓફીસના સાથીદાર મિત્રોને વાત કરી પણ એકે કહ્યું કે તેય બીજાને ત્યાં સૂઈ જાય છે, બીજાએ કહ્યું કે તેને ત્યાં તો પગ મૂકવા જેટલીએ ખાલી જગ્યા નથી ખોબા જેવડી ઓરડીમાં ચાર છોકરા અને તે પછી ધણીઆણી જેમ તેમ કરીને સમાવેશ કરે છે, હવે ક્યાં જવું ? ક્યાંય આશા દેખાતી ન હતી પાઘડી ખર્ચે પણ જગ્યા ક્યાં મળી આવે છે ? અને મારા જેવો હજાર, દોઢ હજાર જેટલી પાઘડીયે કેવી રીતે ખર્ચી શકે ? મારી પાસે એવી બચત પણ શું હતી ?

ઓફીસમાં ગયો પણ મારું ચિત્ત કામમાં ન હતું માથાપર તલવાર લટકતી હોય અને જેવી દશા થાય તેવી મારી દશા થઈ હતી કાલથી તો સૂવાની સગવડ બીજે કરવાની હતી આવડા મોટા મુંબઈમાં મારે માટે સૂવા જેટલીએ જગ્યા ન હતી મુંબઈમાં કીડીઆરાની પેઠે માણસો ઊભરાઈ રહ્યા હતા બધા ક્યા દરમાં સમાઈ જતા હશે ! એક મને જ કેમ પડ્યા રહેવા જેટલીએ જગ્યા મળતી નથી ? પેલા સગાને પણ શું ઠપકો દઉં ? એમણે ત્રણ માસ રહેવા દીધો એ જ ઉપકાર એમાં વળી એમના ઘરવાળાં સુવાવડપર દેશમાં ગયા હતા તે મારો મેળ ખાઈ ગયો, નહિ તો મુંબઈમાં પગ જ ક્યાં મૂકત ? જો કે સ્વાર્થી મન તો કહેતું હતું ભલા માણસ પડ્યો રહેવા દેને તમારી ઓરડી આગળ પડ્યો રહીશ જાણે તમારી સાથે રહેતો જ નથી એવી રીતે રહીશ પણ એમનો સ્વભાવ હું જાણતો હતો, એ તામસી સ્વભાવના હતા એ બોલે તે પ્રમાણે કરવું જ જોઈએ નહિ તો મગજ ગુમાવે અને તો તો ઊભા રહેવું એ ભારે પડે એકવાર નજીવી બાબતમાં મારાં કપડાં અને બેગ બહાર ફગાવી દીધા હતા તે દિવસથી તેમની જોડે જીભાજોડી કરવાનું છોડી દીધું હતું મેં સાંભળ્યું હતું તેમ પાછા એ વહેમીલા માણસ હતા મારા જેવા અરે કુંવારા માણસનો પડછાયો પણ ઘરમાં શાનો પડવા દે ? એટલે ત્યાંથી તો ખાલી કર્યા વગર તો છૂટકો જ ન હતો

જેમ જેમ ઓરડીનો વિચાર કરતો ગયો તેમ તેમ દિન નિરાશાથી ભરાતું ગયું આંખે અંધારાં આવી ગયાં હોટલમાં રહેવા જેટલો પગાર ન હતો પાઘડી આપી શકું તેવી બચત ન હતી નોકરી મળી ત્યારે કેવો હર્ષ થયો હતો ? એ નોકરી રહેવાની અગવડે છોડવી પડશે ? બીજે ક્યાં જઈશ ? આવી સુખની અને પ્રમાણમાં સારા પગારની નોકરી બીજે ક્યાં મળશે ? નોકરી મળી એ સમાચારથી ઘેર માને કેટલો આનંદ થયો હતો તેમના કાગળમાં તેમણે લખાવ્યું હતું 'ભૈ ! ભગવાનની કૃપાથી સર્વે સારાં વાનાં થશે તારો નોકરી મળ્યાનો કાગળ મળ્યો તેજ દિવસે સત્યનારાયણની કથા કહેવડાવી હતી. હવે એક કથા માની રાખી છે તે એ ઉપરવાળાની અમીદૃષ્ટિ હશે તો આજ વર્ષે કરાવી દઈશું ' માને આનંદ કેમ ન થાય ? આજ સુધી નોકરીની આશામાં તો મને ભણવા દીધો હતો મેટ્રિક પાસ થયો તે સાલ તો પિતાજી ચાલ્યા ગયા ઘરમાં રળનાર બીજું કોઈ ન હતું બે નાના ભાઈ અને એક બેન હતા એ વખતે જ મારે નોકરી શોધી લેવી પડે તેમ હતું, છતાંએ

માએ મને ભણવા દીધો. બી. એ. સુધીનાં ચાર વર્ષ કેવાં કાઢ્યાં છે તે તો એક બિચારી મા જાણે છે. પિતાજી પાછળ દેવું અને થોડીક જમીન મૂકી ગયા હતા. ઘરમાં જાતે ખેતી કરનાર કોઇ ન હતું એટલે મા ભાગમાં જમીન વવરાવતી. કામ થાય ન થાય તોયે મજૂરી કર્યા કરતી. હું એમને ના પાડતો તો કહેતાં, "લે! હવે આટલું વરસ છે. તું ભણીને નોકરીએ વળગે એટલે મારે નિરાંત જ છે ને? આટલું એ ન જોઉં તો ખેતી ભેળાઈ જાય." હું ટ્યુશન કરીને ભણતો. ઘેરથી પાઈએ લેતો નહિ. તો યે મા સમ ખવડાવીને મથીને બચાવેલા વીસ પચીસ રૂપિયા મને દર રજાઓમાં આપતાં. એમની એક જ ગણત્રી હતી કે ભણીને એ તો સારું વાળી દેશે. અને થયું હતું પણ એમ જ! પરીક્ષાનું પરિણામ પડ્યું અને અઠવાડિયામાં તો મને આ નોકરી મળી ગઈ. મોંઘવારી અને પગાર મળી સવાસો જેટલી માસિક આવક શરુ થઈ. સવાસો...આ આંકડો મારા માટે, અને માને માટે તો ઘણો મોટો હતો. ગામેગામ વાત પહોંચી ગઇ કે વશરામના રામુને મુંબઈમાં સવાસોની નોકરી મળી છે. મહિને ને મહિને સો ઉપર પચીસ. એનું તો ઊલટી ગયું. આ પગારની ગણત્રીમાં જ મા પણ બીજી સત્યનારાયણની કથાની ગણત્રી કરતાં હતાં. હું નોકરીએ વળગી ગયો છું એ જાણી કોઇને કોઈ કન્યા વાળો આવી પહોંચશે એમ સૌની માન્યતા હતી. એવી આ નોકરી મારે છોડવી પડશે?

ઓફીસના કાગળ પર નજર તો હતી પણ મને અક્ષરો નહિ મારી માનું મોં, મારું ઘર, નાના ભાઈ બેન દેખાતાં હતાં. બધાંએ મારી સામે એકી ટશે જોઇ રહ્યાં હતાં. આ બધાંનો આધાર મારી નોકરી જ હતી, બેકાર બનું તો એમની શું દશા થાય! આ મોંઘવારીમાં પણ કરકસર કરીને મેં બે મહિના પછી દોઢસો રૂપિયા ઘેર મોકલાવ્યા ત્યારે ઘરમાં કેવી ખુશાલી થઇ ગઈ હતી! મુંબઇમાં મારા ગામનું બીજું તો કોઈ ન હતું પણ કાલબાદેવી પર એક ગાંયજો શોપમાં નોકરી કરતો હતો તે ખબર લાવ્યો હતો કે મનીઓર્ડર આવ્યું તે દિવસે તો મા ગાંડાઘેલાં બની ગયાં હતાં. જેને ને તેને કહેતાં : "સાંભળ્યું; મારા રામુએ પૈસા મોકલાવ્યા, સોને ઉપર પચાસ." પુનમચંદ શેઠને પણ જઇને કહી આવ્યાં કે શેઠ હવે ગભરાશો નહિ. મારો રામુ છો મહિનામાં તમારું દેવું ભરી દેશે. આખાયે ગામમાં થઈ ગયું હતું કે, ના... છોકરો બાપનું નામ કાઢશે. વરસ થતાં થતાં તો એને ગમે ત્યાંથી કંકુ ને કન્યા મળી જશે. આ નોકરીપર તો માએ શું શું સરવાળા–બાદબાકી નહિ કરી હોય? એ નોકરી છોડવી પડશે? ઘરનો, માનો વિચાર આવતાં મારી આંખમાં ઝળઝળીઆં આવી ગયાં.

આ દિવસો યે વરસાદના છે. નહિ તો વળી ક્યાંક આંકડા પર લાંબા થઇ રાત કાઢી નંખાય. મુંબઇનો વરસાદ આળવીતરા છોકરા જેવો છે, ક્યારે આવશે તેયે ન કહેવાય, ક્યારે બંધ રહેશે તેયે ન કળી શકાય. ક્યારે મીજાજ ગુમાવશે તેયે ન કહી શકાય. આવા વરસાદમાં બહાર કોઈ ઓટલા પર પડ્યા રહેવું એ મુશ્કેલ છે.

મેં અનેક પ્રકારની શક્યતાઓ વિચારી જોઈ પણ કોઇ જોગ ખાતો ન હતો. ઊલટો અંધકાર વધે જતો હતો. ક્યાંક માત્ર સૂઇ જવાનો મેળ ખાય તોયે જગ જીત્યા. કપડાં લત્તાં હું મારા ગામના ગાંયજાની ઓરડી પર રાખી શકું. એટલો ઘસારો તો એ વેઠે એવો હતો; પણ સૂવાની જગ્યા ક્યાં શોધવી? આ ગડમથલમાં તો એક વાગી ગયો અને બધા ચા પીવા નીકળ્યા. રોજના નિયમ પ્રમાણે અમે ત્રણચાર જણા સાથે જ નીકળતા. તેમણે બધાએ મને સાથે લીધો. તેઓ મારી મુશ્કેલી જાણતા હતા. તેમની સહાનુભૂતિ પણ હતી. પણ બધા નાઈલાજ હતા, પણ મારી ગમગીની દૂર કરવા તેઓ ટીખળ કરવા લાગ્યા. અમારામાં એક આધેડ વયના ભાઇ હતા. તેમને અમે કાકાજ કહેતા, તે સ્વભાવે રમુજી હતા, તેમણે કહ્યું:

'રામુ! નકામો ગભરાય છે. તારે માટે તો ઊલટું સારું છે. એક જાહેરખબર આપી દે કે એક ભણેલા ગણેલા દેખાવડા યુવાનને ઘરજમાઇ રહેવું છે. તને ઘર અને ઘરવાળી બેયે મળશે.' એમની બોલવાની ઢબછબ પર તો હુંએ હસી પડ્યો.

'ખરી વાત છે, રામુ કોઈક એવું જ શોધી

કાઢ. આ બધી ખટપટ નીકળી જાય.'

'અરે કોઈક એકલી રહેતી હોય તેવી શિક્ષિકા કે નર્સને પકડને. તમારા બન્નેનો પ્રશ્ન ઉકલી જશે.'

બધા મ ખડખડાટ હસવા લાગ્યા. હું પણ તેમના હાસ્યમાં સામેલ થયો. બીજી ઘણી વાતો થઈ પણ હું રોજની પેઠે તેમાં રસ ન લઈ શક્યો. ઊઠતાં ઊઠતાં કાકાએ મને ધીમેથી કહ્યું: 'એમાં ગભરાય છે શું કામ? ક્યાંય ગોઠવણ ન થાય તો મારે ત્યાં આવજે એ તો થઈ પડશે...'

ઓરડીની ચિંતામાં કંઈ કામ ન થયું અને દિવસ પૂરો થયો. ઓફીસમાંથી નીકળી ફરતો ફરતો ઘેર જતો હતો. આજે ઓરડીની તલાસમાં નીકળ્યો. ફાલબાદેવી પર પેલા મારા ગામના ગાયજીને મળ્યો. તેના ધ્યાનમાં તો કોઈ જગ્યા ન હતી તે બે ત્રણ સાથે સૂઈ જતા હતા. જગ્યા પણ અંધારી ઘોર હતી. દિવસે દીવો કરે ત્યારે તો મોં દેખાય. 'ત્યાં તો તમને ઠીક ન પડે' કહી તેણે અગાઉથી જ પાળ બાંધી. ત્યાંથી ફરતો ફરતો પ્રાર્થનાસમાજ બાજુ નીકળ્યો. જેમ તેમ કરીને હું વખત પસાર કરી રહ્યો હતો, ઓરડી પર તો જવાનું દીલ પણ થતું ન હતું.

આમથી તેમ આંટા જ મારતો હતો અને મનમાં કેમ જોગ કરવો તે ગોઠવતો હતો. મને એક જગ્યા એકાએક યાદ આવી. અમારી ઓફીસવાળા કાકાની દીકરી ખૂબ માંદી હતી. કાકાને પણ હોસ્પીટલમાં રહેવું પડે તેમ હતું. તેમણે મને કહેલું કે આજનો દિવસ રાતના ન રહે! અને હું તેમની સાથે બે રાત હોસ્પીટલમાં જ સૂઈ ગયેલો, ત્યાં બાંકડા પર ઘણા લોકો આવીને સૂઈ જતા. મને થયું સૂઈ જવા માટે એ ઠીક જગ્યા છે. કોઈ પૂછે તો કહેવાનું કે દર્દી ગંભીર હાલતમાં છે એટલે રાત રહેવું પડે તેમ છે. જેટલા દિવસ કપાયા તેટલા તો ઓછા! મને હોસ્પીટલમાં સૂઈ જવાનો આ વિચાર ખૂબ ગમી ગયો; આખરે કંઈ રસ્તો નીકળ્યો હોય એમ હું ખુશ ખુશાલ થઈ ગયો.

ઘેર ગયો ત્યારે પેલા ભાઈએ મને યાદ પણ દેવડાવી.

'કેમ રામુ! રહેવાની ગોઠવણ કરી કે?'

'હા, એક જગ્યાએ ગોઠવાઈ જશે, કાલે સવારે હું સામાન લઈ ચાલ્યો જઈશ.' મેં કહી પણ દીધું, તેમણે વિવેક કરવા કહ્યું:

'આ તો મારે સંકડાશ છે, નહિ તો હું તને ના ન પાડું પણ શું કરું! ગોખલી જેવડી ઓરડીમાં..'

મારે તો એમાંનું કંઈ સાંભળવું ન હતું. તેમને ત્યાં આ છેલ્લી રાત હતી. આગે દેખા જાયગા... નવો અનુભવ મળશે

બીજે દિવસે હું મારો સામાન પેલા ગાયજીની ઓરડીએ મૂકી આવ્યો. 'મેં સૂવાની સગવડ કરી લીધી. સામાન ભલે પડ્યો રહેતો. સવારે કપડાં બદલવા આવીશ.' કહી હું જમીને નોકરીએ ગયો. હવે કંઈ જ ચિંતા નથી એવા ભાવથી હું સૌની સાથે હસવા બોલવા લાગ્યો અને કામ પણ કરવા લાગ્યો. સાંજના લોજમાંથી જમીને ચોપાટી પર ગયો, ત્યાં નવેક વાગ્યા સુધી બેઠો. પરસાદ આવ્યો એટલે ધીમે ધીમે હોસ્પીટલ તરફ વળ્યો, જાણે મારું કાયમી ઘર હોય એવા ભાવથી હોસ્પીટલમાં આવ્યો. ખૂણાનો એક બાંકડો ખાલી હતો, બીજા બાંકડાપર તો લોકો સૂઈ ગયા હતા. કોઈ વાતો કરતા બેઠા હતા, કોઈ બીડી પીને રાત કાપતા હતા, મેં કોટ કાઢી ઓશીકું બનાવ્યું અને લાંબો થઈ નિરાંતે સૂઈ ગયો. દર્દીઓની ચીસો, નર્સોની અવરજવર, અજાણ્યું સ્થાન એ બધા કારણે ઊંઘ ઝટ ન આવી. પણ બીજા ત્રીજા દિવસે તો ઘરની પેઠે ઊંઘ આવવા લાગી. આ કંઈ કાયમી યોજના ન હતી એટલે ઓરડીની તલાશમાં પરાઓમાં આંટો મારી આવતો, શહેરના ભરચક લત્તાઓમાં ઓરડી મળવી મુશ્કેલ હતી. પણ પરામાં ક્યાંક મળી જાય એવી આશામાં રોજ ઓરડીની શોધમાં જતો, આવીને ચૂપચાપ એ જ બાંકડા પર ગોઠવાઈ જતો, પગ લાંબા કરી ઘસઘસાટ ઊંઘી જતો.

x

એક દિવસે દાદરથી આવતો હતો, ચર્નીરોડ સ્ટેશને ઉતર્યો, વરસાદ તો ઝરમર ઝરમર પડ્યા કરતો

હતો. એથીયે વધુ જોશથી પવન ફુંકાતો હતો, છત્રી હોય તોયે અડધા તો ભીંજાઇ જઇએ એવી ઝાપટ આપતી હતી. સ્ટેશન બહાર નીકળી થોડીવાર ઊભો રહ્યો. કેટલાક ગાડી કરીને, કોઈક ભીંજાતા, કોઇ છત્રીને ટેકે ચાલ્યા જતા હતા. વરસાદ બંધ રહે તેવું ચિહ્ન તો દેખાતું ન હતું. ક્યાં સુધી ઊભા રહેવું ? મારી બાજૂમાં એક યુવતી ઊભી હતી; તેના હાથમાં ચોપડીઓ હતી. મને લાગ્યું કે કોલેજના વિદ્યાર્થિની હશે; તેની પાસે છત્રી ન હતી એટલે વરસાદ બંધ થાય તેની રાહ જોતી ઊભી હતી. તેના કપડાં પરથી લાગતું હતું કે તે મહારાષ્ટ્રીયન યુવતી છે, મને થયું એને પૂછું ક્યાં જવું છે? પણ હિંમત ન ચાલી. હું આવી બાબતમાં જરા નાહિંમત બની જાઉં છું. છોકરીઓ જોવી ગમે છે, તેમની સાથે વાત કરવી ગમે છે પણ અજાણી છોકરી સાથે વાત કરવાની પહેલ કરતાં આવડતું નથી. 'મુંબઇમાં તો વાત વાત માંથી ભાઇબંધી થઈ જાય છે. ગભરાતો રહીશ તો એકલો જ રહી જઇશ.' કેટલાક મિત્રો ટીકા કરતા. મને થયું પૂછવામાં શું જાય છે અને મેં હિંદીમાં પૂછ્યું પણ ખરું.

'તમારે ક્યાં જવું છે ?'

'ગીરગામ' મારી સામે નજર કરી તેણે જવાબ પણ આપ્યો.

'આપને જો કંઇ વાંધો ન હોય તો હું આપને ત્યાં સુધી પહોંચાડું.

'તમને ક્યાં તકલીફ આપવી...'

'અરે એમાં તકલીફ શાની ? મારે પણ એ જ બાજુ જવાનું છે' અને તેને વધુ બોલવાની તક આપ્યા વિના મેં છત્રી પણ ઉઘાડી દીધી; અમે બંને એક જ છત્રીમાં ચાલવા માંડ્યું. હું ભીંજાઉં તેની મને ફિકર ન હતી પણ તે ન ભીંજાય તે માટે તેના પરજ છત્રી ધરી રાખતો હતો. હું ભીંજાઉં તેની કાળજી રાખતી હોય તેમ તે મારી નજીક, મને ઘસાઇને ચાલતી હતી. અમારા બેમાંથી કોઇ કંઈ બોલતા ન હતા, જો કે મનમાં તો હું ઘણું ઘણું બોલતો હતો; એનું ઘર આવવા થયું એટલે તેણે હાથ લંબાવીને કહ્યું: 'પેલા માળા તરફ.' હું તેને એ માળા નીચે મૂકી ઊભો રહ્યો. તેણે આભાર ભરી નજરે મારી સામે જોયું. એની નજર જોઇ મારી છાતી જ થીજી ગઇ, હું હાથથી નમસ્તે કરી ચાલવા જતો હતો ત્યાં તેણે કહ્યું:

'જો ઉતાવળ ન હોય તો ચા પીને જજોને ?

'ચાની શી જરૂર છે ?' કહેતો કહેતો હું તેની પાછળ દાદર ચડવા લાગ્યો. ત્રીજા માળે એક બે ખંડની ઓરડીમાં તે રહેતી હતી. ઘરમાં બીજું કોઇ ન હતું એટલે સ્વાભાવિક રીતે જ મેં પૂછ્યું.

'તમે એકલા જ રહો છો ?'

'હા' મને પાણી આપી તે મારી બાજુમાં ઊભી રહી.'

'અભ્યાસ કરો છો ?'

'ના, હું દાદરમાં એક શાળામાં શિક્ષિકા છું.'

મને પૂછવાનું તો મન થયું કે 'કુંવારાં છો કે પરણેલાં ?' પણ એ પ્રશ્ન મનમાં જ ગળી ગયો; તે અંદર જઇ પ્રાઇમસ સળગાવી ચાની તૈયારીમાં પડી. ઓરડી નાની હતી પણ તેની ગોઠવણ આકર્ષક હતી, ભીંતપર દેશનેતાઓની અને કુદરતી દૃશ્યોની છબીઓ હતી, એક પલંગ હતો, તેની બાજુમાં ટેબલ હતું; ટેબલપર અંગ્રેજી અને મરાઠી પુસ્તકો ગોઠવેલાં હતાં, ઘર સાદું છતાં સુઘડ હતું, અંદરના ખંડમાં રસોડાનો સરસામાન હતો; તે યે એવી સીફતથી ગોઠવેલો હતો કે મોકળાશ દેખાય. આ બાઇની ગોઠવણીની મનમાં તારીફ કરી રહ્યો હતો ત્યાં તેણે અંદર બેઠે બેઠે પૂછ્યું:

'આપ ક્યાં રહો છો.'

શું જવાબ આપું ! હું ક્યાં રહું છું ? હસીને મેં જવાબ આપ્યો.

'ક્યાંય નહિ...'

'એમ તો હોય ?'

'સાચી વાત કહું છું, તમે સાંભળશો

એવો જવાબ આપ્યો.

'કાગળ વાંચેલો ?'

'સજા આપ્યા પછી ચેમ્બરમાં વાંચેલો.'

'સજા કરી ! કેટલા વરસની ?'

'ફાંસીની.'

'ફાંસીની !'

'હા.'

'હાય, આપણો વદન...' યશસ્વતીથી ડૂસકું મેલાઈ ગયું.

'યશુ, આપણો, નહિ તારો. 'વદન મારો નહિ પણ તારો છોકરો હતો. છાતીએ હાથ મૂકીને ખાતરી કરી જો કે આપણા પરણ્યા પછી સાતેક મહિનામાં તો એનો જન્મ નહોતો થયો ? ત્યારે એ વાત હું ગળી ગયો હતો પણ એનો ભાર મને નહોતો સતાવતો એમ નહિ. આપણી ન્યાતની સરસમાં સરસ છોકરી તરીકે તને પસંદ કરવામાં આવેલી અને વદનના આઘાતજનક જન્મ છતાં તારા શરીર તરફની મારી તૃષ્ણા ઓછી નહોતી થઈ. વદનના જન્મ પછી તું માંદી પડતા મેં એ બહાનું પકડી લઈને જાણી જોઈને જ તારું ઓપરેશન કરાવી નાખેલું. તારાથી સંતાનપ્રાપ્તિનો મારો ઉત્સાહ તે દિવસથી જ મર્યો ગયેલો, પણ તારો બીજો ઉપયોગ મને હતો અને એ ઉપયોગ ઓપરેશન કરાવીને મેં સરળ બનાવી દીધો. અને છેલ્લે એ પણ કહી દઉં કે આ ઉમરે હવે તો એ પણ તૃષ્ણા રહેવા નથી પામી.'

નીચે મોંએ જ આ અલ્પ વચનની સમાપ્તિ કર્યા પછી દીવાન બહાદુરે ઊંચું જોયું ત્યારે યશસ્વતી બે હાથે મો ઢાંકી દઈને પાસેના સોફામાં ઢગલો થઈને પડી હતી.



# ત્રીજા પ્રયાણને છેલ્લે ખાંભે

જવેરચંદ મેઘાણી

રાયદે બહારવટિયાની આખી કથા મેળવવા માટેનો સુયોગ આ રીતે બન્યો. હરદાસ રાણસૂર લુણા નામના એક ચારણભાઈ મળવા આવ્યા. કહે કે થોડાક છંદો રચીને લાવ્યો છું. આ રીતે નવાં જોડકણાં કરી કરીને લાવવાનો જે શોખ અત્યારના ચારણોમાં લાગ્યો છે તેની છાપ મન પર સારી નથી. એ કૃતિઓ નકલી હોય છે. વિશેષમાં એની અંદર રાષ્ટ્રીય ભાવનાનું પોતુ મારેલ હોય છે. મને એમાં રસ નહોતો. જુવાન હરદાસને કહ્યું : 'તમારી રચનાને તો શું કરું ! પણ તમે તુંબેલ ચારણ છો, તો જાવ બાગડીમાં, રાયદેનો કડીબંધ કિસ્સો લઈ આવો.' ભલો જુવાન, થોડે મહિને સાંગોપાંગ, એના હસ્તાક્ષરોમાં જ આવડ્યું તેવું ઊતરડી આવ્યો.સૂચના આપેલી, કે રાયદે વિશે જે શબ્દોમાં વાતો સાંભળો તે જ શબ્દો, રૂઢ પ્રયોગો, વાક્યો, વહેમો, માન્યતાઓ, બિલકુલ ઓપ ચડાવ્યા વગર ટપકાવજો. એ સૂચનાનું હરદાસ ગઢવીએ અણીશુદ્ધ પાલન કર્યું, પરિણામે આપણને, ગતાંકે જોયું હશે કે, તાદૃશ શબ્દચિત્ર મળ્યું. કેટલા લાક્ષણિક બોલી-મરોડો પ્રાપ્ત થયા ! અને રાયદેનાં જેમ જવાંમર્દીના મરોડદાર પ્રસંગો સાંપડ્યા. આંદામાનને કાળે પાણીએથી, એક તકલાદી લાકડાપર બેસીને અફાટ દરિયામાં ઝુકાવ્યું, એ વાત સાચી છે, ને કલ્પના સમક્ષ એકવાર ખડી કરવા જેવી છે. આંદામાનથી પાછા કાઠિયાવાડને કિનારે ઊતરીને પણ અસલના અધૂરા રહી ગયેલા ભયંકર જીવન-પ્રવાસને ફરી જારી કરનાર એ તુંબેલ જુવાન કેવીક માટીનો ઘડેલો હશે તે વિચારપાત્ર છે. હરદાસ પાસે આખો દિવસ બેસી, ખૂબ શ્રમ લઈ, એ ભાષાને પણ મગજમાં બંધ બેસતી કરી.

× × ×

તુંબેલ શાખાના ચારણોમાં માનવ-વંશશાસ્ત્રના અભ્યાસીને માટે એક વિશિષ્ટ રસવાળું પ્રકરણ પડેલું છે. આ ચારણ-કાયરાને છંદો, વાર્તાઓ, કાવ્યો, કવિતો ઈત્યાદિ, મારુ સોરઠિયા ચારણોની, સભારંજની સામગ્રી પ્રત્યે, રાજરજવાડાંની પ્રશસ્તિ કરવાના ધંધા પ્રત્યે ઊંડી અને હાડોહાડ ઘૃણા છે. તેને તેઓ નીચેના નાનકડા દુહા દ્વારા બતાવે છે—

ધોકે વેરી ધસ્સિયું,
  હિયે તરારે તુંબેલ;
ગાલીએં છંદાં ગેલ
  સોંપ્યાં સોરઠિયેં કે.

અર્થ—અમે તુંબેલો તો વેરીજનોને ધોકે ધોકે ઢાળી દેનારા, ને તરવારે ઢીમનાગ રહ્યા. વાતો છંદોનાં ગેલગુલતાન તો સોરઠિયા ચારણો ! તમને જ સોંપ્યા છે અમે !

આવી ખુમારીને પોષનારો તેમની ઉત્પત્તિ વિશેનો તેમનો પૌરાણિક ખ્યાલ છે. તુંબેલોના પ્રભવ વિશે તેઓ આ કથા કહે છે—

શિવજીને ઘેર ચાર પ્રાણી હતાં : સિંહ, પોઠિયો, સર્પ ને ઉંદર. ચારેને ચારવા લઈ જવાની મુશ્કેલી. કારણ અંદરોઅંદર લડી પડે. એટલે પાર્વતીએ કપાળનો મેલ ઉતારી પૂતળું ઘડ્યું, તેમાં જીવ મૂક્યો. એને બનાવ્યો ગોવાળ. આ ગોવાળે ચારે પ્રાણીઓને શંકરની આણ દઈ ક્ષેમકુશળ ચાર્યાં. પાર્વતી પ્રસન્ન થયાં. કહે કે, તને અપ્સરા પરણાવું. ગોવાળે માગી આવડ નામે અપ્સરા. આવડે એવી શર્ત કરી, કે તારા ઘરમાં રાજ તો મારું ચાલે. જે દિ' મારું રાજ ન ચાલે તે દિ' ચાલી જાઉં. ગોવાળ કહે કબૂલ. બેઉના ગૃહસ્થાશ્રમમાંથી છંડેસર, કતાણંદ, સીરવરાસ, તંમર, નાદ, ગણ, ગંધર્વ, જખ, જેવજે (જયવિજય), નીલ, અનિલ, એટલા દીકરા ને લાંચબાઇ દીકરી થયાં. તેરમો-ગર્ભ પેટમાં હતો. એવે એક વાત બની. આવડ ભેંસ દોવા બેઠાં. ત્રાંબડી

ઊંધી ગબ્બીને રોવા લાગ્યા ચારણ કહે-'તાબડી ઊંધી છે, સીધી કરો

ચારણી કહે, ના, સીધી જ છે

ચારણ.-તાબડી સમી ગીન, સરખી મેઈ કે મીંડ, નકા હકડી લઠ ડિનો, મથ્થો ભેરી વિજનો (તાબડો સરખી રાખ, ને બેસને સરખી રીતે દો, નહિતર એક લાકડી લગાવીશ ના, તો માથું ભાગી જશે.)

અંતે ઊભા થઈ ગયા તાંબડી ફેંકી દીધી પેટમાં ગર્ભ હતો, તે પેટ ચીરી બહાર કાઢી એક તૂંબડામા નાખ્યો, લઈને ઊડ્યાં, ઊડતા ઊડતા ગૂગણા નામે સમુદ્રમાં તૂંબડું નાખ્યું, તે સમુદ્રને ભલામણ કરી કે 'ચાર મહિના મારા પેટમાં હતો, હવે પાંચ મહિના તું સાચવજે'

પછી આ તૂંબડું સિંધ સમોઇના રાજા સમાને હાથ આવ્યું. એણે ઘેર લઈ જઈ કુંવર તરીકે એ બાળકને ઉછેર્યો, એનું સગપણ ઝાલા અને સોઢામાં કર્યું. માતાએ સ્વપ્નમાં આવી કહ્યું કે ચારણ બાળને રાજકન્યા ન પરણાવાય, રાજા કહે કે મારું વચન નહિ ફરે. માતા કહે કે, ઠીક, હું પોગ કરીશ એણે લગ્ન-ચૉરીમાં આવી રાજકન્યાને શિરે લોબડી (ચાર ખૂણે ઓઢવાની કામળી) નાંખી તે દિ'થી એ (તુંબેલ-તુંબડામા સેવાયેલ) ચારણનાં બે કુળ સોઢી રાણીના તે મધુડા તુંબેલ અને ઝાલાની કન્યાના તે સાખડા તુંબેલ.

× × ×

સામાન્ય વાચકોને માટે કદાચ નીરસ બની જાય તેવી આ વિગતોને, અભ્યાસીઓ પૂરતી વિશેષ ઉપયોગી બનાવવા માટે હવે તો પૂરી જ આપી દઉં. તુંબેલ ચારણોની શાખા પેટાશાખાઓના નામો આ મુજબ છે

ગૂગણા શાખાની પેટા શાખા—ટા, કાગ, રાગ, ફડાસ. મૂન, મવર, ગઢ, સિંધીયા, બાકચર વરમલ, લીકા.

બાનવાયા શાખાની—લૂણા, જામ, સઢીઆ, બુધીઆ, મોતાણીઆ, ભાદરવા, ધમા, વક, સીહડા, મેઘડા

પરચુરણ—કારીઆ, સુમલીઆ, બાવસૂરા, મથુરા, બૂચડ, સાખરા, મધૂડા

××

×

પાનાં પાછાં ઊલટે છે, અને ફરીવાર ૧૯૩૯ની સાલના એપ્રિલ મહિનામા જૂનાગઢ શહેરના પેલીસ ઉપરી શ્રી છેલભાઇની ડેલીના ચોગાનમાં લઈ આવે છે ચાર પાંચ હુરી (અત્યજ ગાયકો)ની મંડળી સામે બેઠો છું મંડળીમા એક સુંદરી (એ નામનું રંગરંગી-વાદ્ય) વાગે છે બીજા સહવાદ્યો પણ સૂરતાલ પૂરે છે, અને મંડળી ગાય છે. સોન-હલા-મણની, મેહ-ઊજળીની, ખીમરા-લોડણની, સૂરના હેમિયાની, રાણક-રા'ખેંગારની દુહાબંધ લાંબી લોક કથાઓ. એમના ગાનયુક્ત વાર્તા-કથનથી આ વાર્તા ઓનો કલાત્મક ઘાટ વિશેષ સ્પષ્ટ બનતો આવે છે દેશવટે કાઢવામા આવેલો હલામણ માતૃભૂમિ ઘૂમલીથી નીકળી જે માર્ગે ચાલ્યો ગયો, તે માર્ગ પરના એક પછી એક પ્રિય સ્થાને ઘડીક બેસી બેસી વતન અને વતનભાનું સ્મરણ કરે છે. બાયરનનું ચાઈલ્ડ—હેરોલ્ડ બી એમાં ભળ્યો હતો. એ યાત્રીના માતાપિતાની, તેમજ માતાને સ્થળે સ્થળે એણે કરેલા કાવ્યાભિષેકની કડીઓ તાજી થઇ. લોક કવિતા—બ ક ઠાકોરના શબ્દોમા 'હીનસંપન્ન છતાં મહાત્મ્યબીજ'—પણ, પોતાની રંક સંપત્તિની પોટલી સાથે જ એ મહાપથે જ પરવરી છે એ વિચાર સોન-હલામણની ગાથાએ પેદા કર્યો. હલામણ પણ સ્થળનિર્દેશનું પગેરું મૂકતો ગયો છે, તે આ રીતે—

જોઈ જેતાવાવ, નવલખા ન્યાળા નહિ
રામાપોળનું રાજ, માપતમા હોય. પામીએ.

ઢેબરને ઢોરે, ટીંબે મન ટક્યું નહિ,
કાનમેરાની કોરે આવી મન આટા દિયે

બેઠલ બગાધાર, મનામણાં જાણું આવશે,
દેશવટો ધરાર દીધો શિયે બેઠલે

જાળેરાની જોડ, આતમ અધોળ્યું નહિ,
અગ્નપુરીનો સંતોષ, પાછું મન પામે નહિ

વીસળપરને વાસ, મેડીયું બબે મંહાવિયેં
નતનું ગંગાજળ નાત, આભપરે આંખ્યું આગળે

વીશળપરના વાણિયા, એક સંદેશો સુણયે,
સોનલ આંઈથી નીકળે, તો ઝાઝા જુહાર ભણયે.

તન ઊભું ટૂંકડે, મિંયાણીએ મન માને નહિ
ઘેર્યું લૈ ગાંધવીએ, લટક્યું લાંબા ઉપરે.

મિંયાણીની મોર્યે, હાકલ્યું મન હાલે નહિ:
કરંડ કોયલાને, લટક્યું લાંબા ઉપરે.

હાબા ડુંગર હેઠ, હલામણ હિંચોળ્યો નહિ,
આવતો ઊંડળ લેત જતને કરીને જેઠવો

× × ×

ઉપરના ઉદ્‌ગારોમાં જેતાવાવ, નવલખા મહેલો, ઢેઅર નદી, કાનમેરો ડુંગરો, જાળેરા ગામ, વીસાવાડું, ટૂકડું, ગાંધવી, લાંબું ને મિંયાણી નામે ગામો, અને છેવટે સિંધનો ડુંગર હાબો, એ સર્વ વિયોગી વાર્તાનાયકનાં પ્રયાણ પર પરનાં સાચાં વિરામસ્થાનો અદ્યાપિ મોજૂદ છે. દરેક સ્થળે વિયોગનું વેદના-પગેરું પડ્યું છે.

××
×

'મને દુહા ઘણા હૈયે છે ભાઈ.'

આમ કહેનાર તરફ હોઠ હાંસી રમ્યા હતા. આજે એ જુવાન ક્યાં છે? શું કરે છે?

પૂછપરછ કરેલી. એ તો ફકીર થઈ ગયો છે, એવી કંઈક માહિતી મનમાં રહી ગઈ છે.

'૨૯માં એ જુવાન સૌરાષ્ટ્ર-છાપખાનાનો કારીગર હતો. અનાડી લેખે એની નામના હતી. વા સાથે બાઝવા ઊઠતો. એને કોઈ ગણતી નહોતી. એનામાં કોઈ સાહિત્ય હોઈ શકે ખરું? છતાં આવીને આપમેળે કહે કે દુહા આવડે છે, લ્યો લખાવું.

'આ લે.' કહીને નોટ જ આપી. 'તું જ લખી ને લાવ.'

લખીને લાવ્યો હતો. ટાંચણ-પોથીમાં શાહીને અક્ષરે મોજૂદ છે—

હાલામણ જેઠવો

બદલે બીજા લોક, બરહાઈત બદલે નહિ,
કુળને લાગે ખોડ, હીણું કરે હલામણો.

એવા બીજા દુહા જેને છેડે હલામણનું વિજોગી મોત—

હાબાની હદમાંય, પીઠી ભર્યો પેઠાડિયો.
મીંઢળ છૂટ્યાં મસાણ, હારી બેઠાં હલામણો

રાણા પ્રતાપ

અકબર ઘોર અંધાર, ઊંઘાણા હિંદુ અવર
જાગે જગદાતાર, પહોરે રાણ પ્રતાપસિંહ

'બિરદ—છહુંતરીના' જે છોંતેર દુહા ચારણ કવિ દુરશા આઢાએ સોનાના સાચા સિક્કા સરીખા કરીને પાંચસો વર્ષ પૂર્વે આપ્યા, તેમાંના આ ઠેકની રચાએલી એ બિરદાવલિ રાજસ્થાનેથી પાંગરી ક્યાં જતી ફેલાઈ! એક અડબૂત મોલેસલામ પણ જાણે.

ઢોલા-મારૂ

દુવો (હો) દિલમાંય, ઉલટ વિણ આવે નહિ;
ખાવું ખોળામાંય, ભૂખ વિના ભાવે નહિ.
મારૂઈ! મારૂઈ! મન જંખું, મારૂઈ ઘેલડિયાં;
પાણી પીતો માર્યો કેરૂલિયો. ફૂટી બંગડિયાં

પછી તો સોરઠી બોલીની સગી બહેન જેવી કચ્છી પ્રાંતબોલીમાં એણે પ્રેમકથાઓના દુહા ટપકાવ્યા છે. કારાયલ સમો, લીલા ટોરૂ, ઓઢો કેર, લાખો ફુલાણી, હમીર સુમરો, મામઈ, રાણો અને મુમલ; પણ લખાવટ પદ્ધતિ વગરની છે. પંક્તિઓ ને ચરણો અસ્તવ્યસ્ત છે. ખેર, એ અનાડી મુસ્લિમ યુવાનના અડબૂથ હૃદયમાં વસેલી કવિતાએ મારી પોથીમાં વિસામો મેળવ્યો, એ પણ મહત્ત્વની વાત છે.

××
×

ટાંચણ-પાનું ફરે છે:—

મનવેધુ કોઈ મળ્યા નહિ,
મળ્યો એટલા ગરજી;
દિલની ભીતર જામા ફાટયા
કેમ સીવે દરજી!

×

દલહીણા મનમાં દગા,
મીઠું બોલે મોહ;

આવે પલ ત્યારે ઓસરે
નેચળના ! સંગત્યું નો'ય

સજણાં ! ઘરઘર જઈ કરી,
દુઃખ ન ગાયીં રોય;
ભરમ ગમાવે આપણો,
વેચી ન લિયે કોય.

દિલવિહોણા, બેદિલ, કપટી દિલવાળા માણસો પર લોકસાહિત્યમાં ઠેર ઠેર આવા પ્રહારો નજરે પડે છે. થોડા દિવસ પર એક ભાઈ આવ્યા, કહે કે 'એક નવું ભજન શીખી આવ્યો છું.' આબાદ હલકથી ગાયું.

બેદિલ મુખથી મીઠું બોલે,
એને પેટે બ્રેહમંડ ડોલે
રે મુંજા ભેરુલા !
બેદલનો સંગ નવ કરિયેં રે.

કપટી માનવી મીઠું તો એવું બોલી જાણે, કે 'એને પેટે બ્રેહમંડ ડોલે': એના શબ્દોથી બ્રહ્માંડ ડોલી ઊઠે ! એવો તો એનો વાગાડમ્બર હોય છે. રૂડું સ્વભાવાલેખન ! દર્દભર્યો એ વિષય ત્યાં જ અટકી જાય છે.

××
×

ત્રણ ભજનોની, ટાંચણ–પાનાંમાં નવી ભાત પડી છે.

(૧)

વેલા ધણી ! વચન સુણાવ રે
આગમ-વેળાની કરું વીનતિ.

બાળુડા ! બાળુડા !
મુવાં મૈયતને બોલાવશે.
એને હથેળીમાં પરમેશર દેખાડે રે
એવા પાખંડી નર જાગશે.

બાળુડા ! બાળુડા !
જળને માથે આસન વાળશે,
એનાં અધ્ધર પોતિયાં સુકાય રે— એવા૦

બાળુડા ! બાળુડા !
બગલાની વાંસે બાળા દોડશે,
એક નરને ઘણી નાર રે એવા૦

બાળુડા ! બાળુડા !
ઘોડામુખા નર તો જાગશે
એની વાણીમાં સમજે નહિ કોઈ રે—એવા૦
વેલનાથ ચરણે રામો બોલિયા,
ઈ છે આગમના એંધાણ રે— એવા૦

પાખંડી નરોનું આ કળિયુગમાં જાગવું, એ આ ભજનની આગમ-વાણી (ભવિષ્યવાણી) થઈ. મુર્દાને બોલતાં કરી બતાવે, હથેળીમાં પરમેશ્વર દેખાડે, પાણી પર બેસી બતાવે, એવાને પાખંડીઓ કહેનારો ભજનિક એક શિકારીમાંથી પલટાઈને અહિંસાનો ઉપાસક બનેલો કોળી હતો. ગુરુ વેલો બાવો પણ કોળી હતા. ચારિત્રહીન ચમત્કારવિધાયકોની જાદુગીરીમાં સપડાઈ જનારી શ્રદ્ધાળુ દુનિયાને ચેતવનારા આવા શબ્દોથી ભરપુર એવી આપણી લોકભજનોની વાણી આપણને ચકિત કરે છે. જેને આપણે અંધશ્રદ્ધાની પોષક માની હતી તે જ આ વાણી પાખંડોની સામે સાવધાની પુકારે છે; ને એનો એક ચેતવણીસ્વર તો આધુનિક યુવતીઓને માટે શબ્દશઃ સળુગતો છે: 'બગલાની વાંસે બાળા દોડશે:' ઊજળા દેખાતા બેવફા પ્રેમિકોની પાછળ લટ્ટુ બનતી બાળાઓનો ઉલ્લેખ એક કોળીના ભજનમાં થાય એ પણ વિલક્ષણ વાત છે.

'ઘોડામુખા નર' ક્યા તે કળાય છે ! 'એની વાણીમાં નહિ સમજે કોઈ રે !' એટલે કેવા લોકોની વાણી ? વિદ્વત્તાના ડોળઘાલુઓની ? પોકળ દલીલબાજોની ? શબ્દમાત્રથી સત્યને ગૂંગળાવી મારનારા વિપથગામી વાદ પ્રચારકોની ?

નરી શબ્દચાતુરીથી દુનિયાને સર કરનારાઓ પર ભજનવાણી હમેશાં આ પ્રહાર કરતી રહી છે.

× ×
×

[૨]

મને નાતો બંધાણો હરિના નામનો.
તનથી તોડ્યો નહિ જાય,
મનથી મેલ્યો નહિ જાય-મને.

ચાંદ સરીખી મીરાં પાળી હુઇ
  લોક જાણે પંડય રોગ;
ચાર પાંચ લાંઘણું મીરાંને પડિયું,
  આવ્યો હવે હરિ ભજવાનો જોગ—મને૦
ચાર પાંચ વૈદ રાણાએ તેડાવિયાં,
  પકડો મીરાંની બાંયઃ
જાવ વૈદ તમે તમારે ઘેર
  મારે ઓસડ ન કરવું કાંઈ રે—મને૦
ખનુ ચડું ખનુ ઊતરૂં,
  ખનુ નગરની પોળ,
ઘાયલ થઇ ઘરમાં ફરું
  મારી તલપ ન બૂઝે તોય—મને૦
બાઇ મીરાં કે' પ્રભુ ગીરધરના ગુણ,
  દેજો સંતો ચરણે વાસ,
કાશી નગરના ચોકમાં
  ગુરુ મળ્યા રોહીદાસ—નાતો૦

મીરાંના તીવ્ર મનોભાવ; પણ ભાષા અને રચના સોરઠની તળપદી; મીરાં, ગોપીચંદ, ભરથરી, ગોરખ કોઈ પણ પરપ્રાંતીય સંતનો કિસ્સો લ્યો, એનાં ઊર્મિસંવેદનોને આત્મસાત કરીને સોરઠી ભજનિકોએ એને આપેલો કલાત્મક શબ્દદેહ એનો નિરાળો જ છે. એ સાહિત્યધન તળપદું સોરઠી છે, સ્વભૂમિનો જ પાક છે. નહિતર 'ચાંદ સરીખી મીરાં પાળી હુઈ' એવો પ્રયોગ ભાગ્યે જ સાધી શકાયો હોત.

××
×

[૩]

દલ-દરિયામાં અખંડ દીવો રે.
  દેખ્યા વિનાનું મારું મનડું ડોલે રે.
પ્રાંત્યુંના ભરિયલ ઓલ્યા ભવોભવ ભૂલ્યા ને.
  સતગરૂ વિનાં તાળાં કોણ ખોલે રે.
આ રે મારગડે અમે આવતાં ને જાતાં,
  આનંદ ભર્યો મારા મનડાની મેળે રે
છેલ્લી સનંદના તમે સુણો મારા લાઇલા !
  આખર જાવું સંગે જગ છેલે-દલદરિયામાં.
દોરે ને ધાગે સાજા ન થાયે
  જીવ્યાની દોરી એક હરીને હાથ રે,
જડી રે બુટીનું જોર નવ ચાલે,
  (નીકર) ધંતર વૈદ તો મરી કેમ જાત રે—
કુળદાવો છોડયો મેં તો તમ સારુ શામળા !
  બીડો મેરામણ મારે મોલ ન આવે રે,
કે રવિસાબ ગરુ ભાણને પ્રતાપે,
  ખેલ ચૂકે એ ફરી નવ ફાવે રે.

ભજન-વાણીમાં ફરી ફરીને એકોપાસના પર જ આગ્રહ મુકાય છે. દોરા ધાગા ને જડીબુટ્ટીનાં વહેમ-જાળાંને માથે પ્રહારો દેવાય છે. છેક નીચલા થર લગી ઊતરીને પણ આવું પ્રબોધનારી લોકસંસ્કૃતિને પ્રગતિશીલ કહ્યા વિના ચાલે નહિ.

××
×

આ ત્રીજી ટાંચણ-પોથીનાં આખરી પાનાં ગીરના બહારવટિયા રામવાળા વિશેની નોંધથી ભરેલાં છે. એને જોતાં મને યાદ આવે છે ગીર-નાકા પરનું એ લાખાપાદર નામનું પોલીસ-આઉટ પોસ્ટ. આ સંસ્કારહીન અને કોઈએ નહિ ઘડેલા શૈશવનું એ પ્રકૃતિ-પારણું હતું. એજન્સી પોલીસનાં માણસો લાખાપાદર થાણે બદલી થતાં ધ્રુજી ઊઠતા, એને કાળું પાણી સમજતાં. ત્રીશ માઈલ તો જ્યાંથી તે કાળે રેલ્વે વેગળી, શાકપાંદડું પણ જ્યાં સોગંદ ખાવાય ન જડે, પાણી જ્યાં ગીર-ઝાડવાંનાં ઝેરી મૂળિયાં ગળેલાં પીવા મળે, નિશાળ ને દવાખાનું જ્યાં નામનાં, વસ્તી જ્યાં કાઠિયાઈ—છતાં બની ગયેલી, વેપારી જ્યાં સાડા બે: એવા, દંડિત નોકરને સજા રૂપે મોકલવા માટે વપરાતા લાખાપાદર થાણાનું આકર્ષણ મારાં બાળ-ચક્ષુઓમાં ઊલટા જ પ્રકારનું હતું.

×   ×   ×

અંગ્રેજી બીજા ધોરણથી જ જેણે એક અગિયાર વર્ષના બાળકને માવતરથી ઊતરડીને વીશ માઇલ વેગળો અભ્યાસ માટે ફગવી દીધો હતો, પારકાં ઘરના ટુકડો રોટલાનો અને પૂરું છાલિયું પણ નહિ એટલી છાશનો ઓશિયાળો કરી મૂક્યો હતો, તે જ આ લાખાપાદર થાણું એ પરધરાવલમ્બી બાળકને માંદગીના કે લાંબી ટૂંકી રજાના દહાડા આવતાં, ગાય વાછરુને ખેંચે તેમ ખેંચતું. અને પાણીના પ્રવાહ વચ્ચે

આવતાં કદી કદી બેસી જનાર ટારડા ટટ્ટુ પર અગર તો ઊડતા તેમજ બેસતાં અસવારના શિશુ-શરીરને શીર્ષાસનની તાલીમ આપતા ઉસ્તાદ સરીખા અઢાર-વંકા ઊંટની પીઠ પર જ્યારે બેસીને આ અગિયાર વર્ષનો પરજીવી બાળક એક પછી એક ગામડાં પાર કરીને આવતો હતો—એ જામકું, શીશાણું, શેત્રુંજીની આભઊંચી ભેખડ-ટોચે કોઈક ઘરો માટે ને નીચે જઈ પડે એવું જણાતું એ ભશ્ય, એ દરબાર સાહેબનું ગામ ઢસા, દહીંડા, ગરમલી... ત્યાં તો આધેરી ધરતી ઉપર, ઘટાદાર વૃક્ષોની લેલુંબ, હરિયાળીના એક વિરતીર્ણ કુંડાળાની વચ્ચે, વેરાન સૂકા જમીન-ટુકડા પર ઊભેલાં થોડાંક ચૂનાબંધ ખોરડાં દેખાય, પછી શેલ નદીના જળ-ઘૂઘવાટ સંભળાય, ઊંટ કે ઘોડું લગભગ ઊંધે માથે થઈને નીચે ઊતરે એવા એ નદી પાર કરવાના ઊંડગઢ આરામાં તો પગ મહામહેનતે પેધડાંમાં રહે, અને કૈંક બળદોને તોડી નાખનારી તેમજ કૈંક ઊંટિયાઓને લપસાવી ભાંગી નાખનારી એ શેલ ભયંકર છતાં રમ્ય ભાસે.

* * *

આ લાખાપાદર ચાર્યું, જેની ઊંચી ભેખડ પર એ ઊભેલ છે તે વસમો વાંકળો ચમનિયો, અને બીજી તરફ જરાક ખસીને છુપાઈ—જાણે ઘૂમટો કાઢીને વહેતી ગામુખી ગંગા—

આજ સાંભરે છે એ શૈશવના નિસર્ગાશ્રયો, એક તો એ કારણે કે શિશુ-કાળની નધણીઆતી, લાલન-વિહોણી અને ગૃહકલહની મૂંગી મુરઝાતી લાગણીઓને કોમળ શીતળ સ્પર્શ કેવળ આ ગીરપ્રકૃતિ તરફથી જ મળતો હતો; અને બીજા એ કારણે કે બીજી વાર જ્યારે હું બી. એ. માં ભણતો હતો ત્યાર વેળાનું પિતા-ધામ બનેલું આ લાખાપાદર હરહમેશ, રાત્રિ ને દિવસ બહારવટિયા રામવાળાને ભણકારે ધ્રૂજતું હતું. વાવડી ને ધારગણી, રામભાઈનાં વતન-ગામ, એ તો લાખાપાદરને અડીને ઊભાં હતાં. હું જ્યારે મારાં પોથાં વાંચવામાં પડ્યો હતો ત્યારે, બેડી દહીના અને એકવડિયા છતાં કસાયેલ બદનના પિતા ઘોડાની પીઠ પર બહારવટિયાની સામેના બંદોબસ્ત નિમિત્તે ભટકતા હતા. કૈંક જવાંમર્દ અને જાબી ( ગધા જેવા ) મોટા અમલદારોની ત્યાં થતી આવજા, ત્યાંથી પછી હેટના પોશાક કાઢી નાખીને, રામભાઈ ક્યાંક ભેટી જાય તો સામાન્ય સપાઈમાં ખપવા માટે માથા પર બાંધી લેવાતા ખાખી સાફા, રામભાઈ ઊગમણાં ગામડાં ધમેડતો હોય ત્યારે આથમણી કૂચ કદમ કરી જતી મોટી શાયકવાડી ટુકડીઓ—અને બાપુ ઘેર આવે ત્યારે જ એમને જીવતા જાણી પછી 'આજ તો રામવાળો મળ્યા હતા' એ વાળી એમની કનેથી ઊંચે શ્વાસે સાંભળેલી વાતો :

૧૯૧૪-૧૫નાં એ વર્ષો યાદ આવે છે, અને વેકેશન ખૂટી જતાં ફરી પાછા કોઈક ઘોડીની કે ઊંટની પીઠ પર, લપસણી બીહામણી તોયે શિશુહૃદય-સોહામણી શેલને સામે પાર, સપાટ ખુમચા જેવી ઘોમકા પર વહેતું થતું વાહન, પાછળ ફરી ફરીને કેટલી વાર નિહાળેલાં એ ચુનાબંધ ખોરડાં, ફરી પાછાં બીજે માર્ગે આવતાં રંક અને રોટીવિહોણાં એ ગામડાં—એ માણારાવ, પાદરગઢ, હાલરિયું, હૂલરિયું. ફરી પાછી ત્યા એ ભેટતી ને છાનો દિલાસો દેતી મંગળમૂર્તિ ભદ્રવાહિની, પહોળા પટવાળી સુજલા સુફલા સોરઠી શેત્રુંજી :

ઊતરીને એનું પાણી ખોબે ખોબે પીતો, પગ ઝબોળીને ટાઢો થતો—ને સાંજે તો પાછી શરૂ થઈ જતી, પારકા ટૂંબા ખાઈને રોટલો પામતી ઓશિયાળી વિદ્યાર્થી અવસ્થા. રે ! પાયામાં જોઉં તો કશો જ નક્કર કુલ-સંસ્કાર, રક્તસંસ્કાર, નગર સંસ્કાર, ધર્મસંસ્કાર નથી જડતો, જડે છે ફક્ત આ શેત્રુંજી, સાતલ્લી અને શેલ સમી નદીઓનાં નીર સમીરણ મારફતનાં થોડાં નિસર્ગ લાલન; પણ એટલેથી થોડું આ માનવજીવનનું લાકડું ઘાટમાં આવે છે ! ખૂબ બહુ અણઘડ્યું રહી ગયું. મોટો દુમેળ મચી ગયો. ખેર ! પેલો રામવાળો તો બાપડો એટલું પ ન પામ્યો. એનો તો આ દુનિયા સાથે કોઈ મેળ જ ન મળ્યો. કાળને પંથે લમમોડ પહેરીને ચાલ્યો, તો સાથીઓમાં લૂંટારુ-મૈત્રીની નીતિ પણ ન નભી, અને પોતે પ્રારબ્ધને હાટડે મહામોંઘું જીવન પાછું દઈને સસ્તું મોત માગી લીધું હતું તો એ મોત પણ કમોત બન્યું. નહિ તો એ રામવાળો પણ શેલ નદીના જ અંકમાં ક્યાં નહોતો આળોટ્યો !

[ અનુસંધાન પૃષ્ઠ ૨૪ પરથી ]

માટે હજી ઘણી ખેંચ રહે છે. બ્રિટિશ ઓવરસીઝ એર-વેઈઝ કોર્પોરેશન તરફથી ઊડતાં વિમાનો દર અઠવાડિયે ૧૦૨ મુસાફરોની હિંદ–બ્રિટન વચ્ચે લાવજા કરી રહેલ છે. તે ઉપરાંત એ જ પેઢી તરફથી અઠવાડિયે બે વાર બ્રિટન–સિંગાપુર અને બ્રિટન–સિડની (ઑસ્ટ્રેલિયા) વચ્ચે ઊડતાં વિમાનો હિંદમાં કરાચી અને કલકત્તાના મથકો પર ઊતરે છે. હિંદી પેઢીઓ હિંદ બહારની વિમાની સફરો કરી શકે તેને માટે વાટાઘાટો ચાલી રહી છે.

લશ્કરના વિમાની દળ પાસેથી વધુ ને વધુ વિમાની–મથકો નાગરિક વપરાશ માટે છૂટાં થઈ રહ્યાં છે. ગયા જુનમાં જ અમેરિકન વિમાની દળે કરાચીના વિમાની મથકનો કબજો સોંપી દીધો છે. એને હિંદનું મુખ્ય જકાતી–મથક બનાવવા માટે પુનર્રચના ચાલી રહી છે. આ વિમાની મથકોની વ્યવસ્થા સંભાળનારા યાંત્રિક નિષ્ણાતો અને કારીગરો તરીકે હિંદી વિમાની દળ અને નૌકાદળમાંથી છૂટા થયેલા માનવીઓને રોકી લેવામાં આવે છે. મધ્યસ્થ સરકારના 'સિવિલ એવિએશન ડિરેક્ટોરેટ' (નાગરિક વિમાની વ્યવહાર ખાતું) હસ્તકનાં ૨૭ વિમાની મથકો અત્યારે નાગરિક વિમાની સફરો માટે ખુલ્લાં છે અને વપરાઈ રહ્યાં છે. તેની સંખ્યા વધીને ૧૪૬ ઉપર પહોંચે એવી અત્યારની યોજના છે.

હિંદમાં વિમાની સફરનો આ રીતે વિકાસ થઈ રહ્યો છે. પણ બીજા દેશોએ એની પહેલી શરૂઆત કરી હોવાથી એમની સાથે થઈ જવામાં આપણે વિશેષ જહેમત ઉઠાવવી પડશે. ખાસ કરીને તો ઝડપમાં વધારો અને મુસાફરીના દરમાં ઘણો ઘટાડો કરવાની આપણે ત્યાં જરૂર છે. એમ નહિ થાય તો હવાઈ સફરની હિંદી પેઢીઓ પરદેશી હરીફો સામે નહિ ટકી શકે. આપણી રેલ્વેના પહેલા વર્ગમાં માઈલે બે આનાનો ટિકિટનો દર છે. પણ આપણાં વિમાનો દર હવાઈ–માઈલે ત્રણથી ચાર આના લઈ રહ્યાં છે. આ રીતે રેલ્વેની પહેલા વર્ગની મુસાફરી કરતાં ૫ બમણું ભાડું આપણાં વિમાનોમાં મુસાફરી કરનારાઓને આપવું પડે છે. અમેરિકામાં, ન્યુયોર્કથી શિકાગો ( ૮૦૦ માઇલ ) જનારને રેલ્વે માર્ગે પહેલા વર્ગમાં રૂા. ૧૩૦ આપવા પડે છે, પણ વિમાનમાં એ મુસાફરી માત્ર ૧૧૬ રૂપિયામાં થઈ શકે છે. અમેરિકાની ઝડપી આગગાડી કરતાંય ત્યાંનાં વિમાનોની ઝડપ ચારગણી હોય છે.

વિમાનો અને રેલ્વે વચ્ચેની આવી કટોકટીની હરિફાઇનો યુગ આપણે ત્યાં પણ આવશે. જો કે, વિમાની–સફરમાં ગમે તેટલી પ્રગતિ થાય તો પણ ટૂંકી ( સોએક માઈલની ) મુસાફરીઓ માટે લોકો રેલ્વે અને મોટરનો ઉપયોગ કરવાનું ચાલુ રાખશે. પરંતુ, વિમાની–સફરના દર આપણે ત્યાં પણ જ્યારે રેલ્વેના પહેલા વર્ગના દર કરતાં ઓછા થશે ત્યારે પછી લાંબી ( ૫૦૦–૧૦૦૦ માઈલની ) મુસાફરી કરનારાઓનો મોટો ભાગ રેલ્વે છોડીને વિમાનમાં બેસતો થઈ જશે.



( અનુસંધાન પૃષ્ઠ ૧૮ પર થી )

રણ૦ સુવર્ણચંદ્રક

રણજિતરામ સુવર્ણ–ચંદ્રકનો અધિકારી સર્વાનુમતીથી પસંદ થવો જોઇએ એવી મતલબની ગયા પહેલાના અંકની અમારી નોંધના સંબંધમાં શ્રી ગુજરાત સાહિત્ય સભાના મંત્રીશ્રીઓ તરફથી એવો ખુલાસો મળ્યો છે કે, પ્રતિવર્ષ એમની સમિતિની આ કામ માટે મળતી સભામાં પ્રથમ જુદાં જુદાં નામો રજુ થાય છે, તે પ્રત્યેક પર મતો લેવાય છે અને વધારે મત જેની તરફેણમાં પડે છે તેનું નામ ફરીવાર પેશ થાય છે ને સર્વાનુમતે જ સ્વીકાર પામે છે. એટલે વસ્તુતઃ બહુમતીથી નહિ પણ સર્વાનુમતિથી જ ર. સુ. ચંદ્રક અપાય છે.

આ ખુલાસા માટે મંત્રીઓના આભારી છીએ.

તા. ૨૪–૯–૪૬

# કલકત્તાનો હત્યાકાંડ

'સ્વરાજ્ય આશ્રમ' વેડછી.

તા. ૨૬-૮-'૪૬

પૂ. રવિભાઈ.

અમે કલકત્તાથી તા. ૨૨મી એ અહીં આવી પહોંચ્યા છીએ. ત્યાંની હકીકત નીચે લખું છું.

તા. ૧૫મીએ અમને સ્કૂલમાં નોટિસ મળી ગઈ હતી કે, તા. ૧૬મીએ રજા છે.

૧૬મીનું સવાર થયું. બહાર બધે શાન્તિ લાગવા માંડી કારણ કે ટ્રામ અને બસ બંધ હતાં. લોકોનો વ્યવહાર પણ બંધ હતો.– ૬॥ વાગે કસરત કરી બહાર મકાનમાંથી આવ્યા ત્યારે મારકેટમાં "બંધ કરો... બંધ કરો–"ના અવાજ આવવા માંડ્યા. એટલે મેં નીચે જોયું તો લીગના નિશાનવાળા બંધુઓ હાથમાં મોટી મોટી લાકડીઓ લઈને દુકાન બંધ કરાવતા હતા.

ત્યાર પછી તો અમે અમારા કામે વળગ્યા. કારણ કે તોફાનની કલ્પનાજ અમને નો'તી.

હું સેન્ડેપ કરવા બેઠો. અને તડકો માથે બરાબર ચઢ્યો એટલે આજે બંધ કરી આવતી કાલે પૂરો કરવાનું નક્કી કરી ઘરમાં ગયો ત્યાં લલ્લુભાઈ એક આનાના મમરા ક્યાંકથી ખરીદી લાવ્યા. કારણ કે આજે અમે ૧૨ વાગે જમવા જવાના હતા. રોજ ૯॥ વાગે જમતા.

મમરા ખાઇને બહાર નીકળીએ છીએ ત્યાં દૂર-દૂરથી કંઈક અવાજો આવવા લાગ્યા. કોલાહલ જેવા. એટલે એ બાજુની અગાસી તરફ અમે જોવા ગયા તો ત્યાં દૂર ખૂબ દૂર ઢીંગાણું ચાલતું હતું. અને અમારી ગલી આગળ પણ એક મુસલમાન–ટોળું એકઠું થયું હતું. એની આગળની ગલી આગળ પણ એવું જ ટોળું હતું. ત્યાર પછીની ગલીઓમાં પાછળ હિન્દુ ટોળાં હતાં : એમાં કેટલાક પાસે જ લાકડી હતી. બાકીના પથ્થરો મેળવવાના પ્રયાસ કરી રહ્યા હતા. અને આગળનાં ટોળાં ઉપર ફેંકવાની ચેષ્ટા કરી રહ્યા હતા. પેલા દૂરના ટોળામાંથી અવાજ મોટો થતો જતો હતો. મારો... મારો... એવો અવાજ કોલાહલમાંથી સ્પષ્ટ આવતો હતો. અને બે ચાર મિનિટમાં તો દોડાદોડી પણ થવા લાગી. આ ગતિના ચેપે અમારી નજીકનાં ટોળાંને પણ અસર કરી અને એમણે પણ દોડાદોડી શરૂ કરી.

ત્યાં તો અમારા બીલ્ડિંગની દક્ષિણ દિશાના હેરીસન રોડ ઉપર [એ પણ ખૂબ જ નજીક બીલ્ડિંગને અડીને પસાર થતો રોડ] તો બરાબર જામી ગયું : અને અમારા આંગણાના ટોળાએ એ બાજુ ધસારો કર્યો. બીલ્ડિંગ ઉપર પણ પથ્થર અને ઈંટો–બોટલો આવવા મંડી, એ બીલ્ડિંગ (અમે રહીએ છીએ એ મારકેટ) ઉપરથી પણ કેટલાક ઈંટો ફેંકવા માંડી. (ઈંટો ઉપર હતી. કારણ કે ઉપર એક માળ વધારાનો બંધાતો હતો.) ત્યાં તો ભાગો એવી બૂમ પડી અને અમે ઓરડા નજીક આવ્યા. મેં તો પહેલાં ધાર્યું કે પોલિસો આવી હશે. એટલે ગભરાયો નહિ પણ રૂમમાં ભરાઈ જવાનું કહ્યું. અને કહ્યું કે ગુંડા છે ત્યારે તો હાજા ગગડી ગયા અને ખૂબ ગભરાયા.–નીચે ધમાધમ થતું જાય અને ઉપર બધાના જીવ તાળવે ચોંટતાં હતાં. દરેકનાં મોં ઉપરથી નૂર ઊડી ગયું હતું.

૦॥ કલાક પછી શાન્તિ થઈ એટલે બારણાં ખોલી-બહાર જરા જરા કરી કેટલાક નીકળ્યા અને જોયું તો કેટલાક ગુંડાઓ હાથમાં છરા લઇને આમ તેમ ફરતા હતા. દૂર દૂર અને અમારી પેલી દક્ષિણની બાજુએ જબરા કોલાહલ ચાલુ હતા. આ રીતે અમને બે ચાર વાર ઘરમાં મૃત્યુની સોડમાં લપાઈ જવું પડ્યું.

ચારેક વાગે પોલિસ આવી અને ઠગલે ઠગલા ઠલવાઈ નાકે નાકે ફક્ત ઊભી રહી. ગુંડાઓ હાથમાં છરા વગેરે જે હથિયાર હતાં તે સાથે એમની ચારે બાજુ વિંટળાઈ વાતો કરવા લાગ્યા. અને ત્યાં પડેલા લીલાં નાળિયેર કાપી એમને પિવડાવવા લાગ્યા, જે છરાથી ખૂન કરતા એ જ છરાથી નાળિયેર કાપી પિવડાવતા હતા.

આ રીતે ૧॥–૨॥ કલાક વીત્યો. અમને કંઈક શાન્તિ થઈ. પણ થોડી વાર બાદ પાછી દુકાનો ધીરે ધીરે લૂંટવાની શરૂઆત કરી. પોલિસોની હાજરીમાં દુકાનો લૂંટાતી હતી. કલકત્તામાં સારામાં સારી પ્રખ્યાત દુકાનો અહીં લૂંટાવા લાગી. અને છએક વાગે પ્રથમ આગનાં દર્શન થયાં. ધીરે ધીરે આગ વધવા લાગી. આ રીતે એમણે [ગુંડાઓએ] બીજા હથિયારનો ઉપયોગ કરવાની શરૂઆત કરી.

અમને હવે બીજી ચિંતા વધી. તેમાં એક ભાઈએ કહ્યું કે આજે દિવસના તો આપણે બચ્યા છીએ પણ રાતે આપણા ઉપર જરૂર હલ્લો આવશે, અને આગ ચાંપશે. કારણ કે આપણે કોંગ્રેસવાળા છીએ અને એની એ લોકોને ખબર છે.

અમે પંદરેક જણ હતા અને અખિલ ભારત ચરખા સંઘની ઓફીસમાં રહેતા હતા એટલે અમારા શ્વાસ વધી ગયા. પણ છેવટે જે થાય તે. મરી જઈશું આમ વિચાર કરીને ટોળું વળીને બધા બેઠા. કારણ કે ક્યાંય જવાય એવી સ્થિતિ હતી જ નહિ.

રાત્રે ૯ વાગે કરફ્યુનો ઓર્ડર થયો. પણ એની અસર કંઈ જણાઈ નહિ. કારણ કે અવાજો અને આગના ભડકા તો ચાલુ જ હતા.

અમે સૂતા સૂતા વિચાર કરતા હતા કે સવારે જો શાન્તિ દેખાય અને જો ટ્રામ ચાલે તો ભવાનીપૂર સોમાભાઈ ભાવસારને ત્યાં ચાલ્યા જવું. પણ સવારે ઊઠયા ત્યારે તો હોંકાર શરૂ થઈ ગયા હતા. (પછી સાંભળ્યું કે ભવાનીપૂર પણ સલામત નથી)

બીજા દિવસની સવારે કંઈક શાન્તિ હતી. ગુંડાઓનાં ટોળાનું પ્રમાણ ઓછું હતું. છતાં નાકે નાકે બધા હતા તો ખરા જ. અમે અગાશી ઉપરથી નીચે જોતા હતા, આગ તો ચાલુ જ હતી. હવે તો રસ્તાઓ ઉપર લૂંટાએલી દુકાનોની બાકી રહેલી વસ્તુઓ બાળતા હતા. આજે તો એક પણ દુકાન સારી રહી ન હતી.

૯–૧૦ વાગે તો ભયંકરતા ગઈકાલ કરતાં વધી ગઈ એકવાગે અમારા મકાનમાં અને મારકેટમાં દોડાદોડી થઈ ગઈ. ગુંડાઓનો સંગ્રામ અમારા મકાનની નીચે ચાલતો હતો. દરવાજા ઉપર ધમાધમ અવાજો થતા હતા. હવે તો અમારું આવી બન્યું એમ નક્કી માની લીધું. દરેકનાં મોઢાં રડવા જેવાં અને બિલકુલ સુકાઈ ગયાં. પણ પ્રભુકૃપાએ ૨૦ મિનિટમાં કંઈક શાન્તિ થઈ અને ટોળું દક્ષિણ દિશાના હેરીસન રોડ ઉપર દોડી ગયું હતું.

ગઈ કાલનો આખો દિવસ અને આજની ગભરામણ એકધારી ચાલુ હતી. એટલે બધા સુકાઈ ગયા હતા. ૧૦ વાગે અમારી સંસ્થાની મુખ્ય વ્યક્તિઓ અમારી બાજુની ઓફિસ ખોલી નવાં નવાં કપડાં પહેરી તૈયાર થઈ અમારી વચ્ચે આવી. અમે તો જોઈજ રહ્યા. પછી નિરાંતે બેસી એમણે કહ્યું. જુઓ હવે આપણે ક્યારે મરીશું એ કહેવાય નહિ. માટે મને એક વિચાર આવ્યો છે, કે આપણે કોઈ પણ રીતે અહીંથી છટકવું. ક્યાં જવું એ નક્કી ન હતું કારણકે બધાજ કલકત્તાની બહારના હતા. જોકે અમારા સિવાયના બધા બંગાળી હતા. પણ એમણે અમારા વિષે ખાસ વિચાર કર્યો: અને અમને કોઈ પણ ગૂજરાતીને ત્યાં પહોંચાડી શકાય એ રીતે રસ્તાઓ વિચારવા માંડયા.

અને છેવટે અમે પણ કુદરતને આધારે જવા માટે તૈયાર થયા. અમારી પાસે ફક્ત સાડા ૭ આના જ હતા. એટલે અમે વિચાર કર્યો કે આપણી પાસે એવી કઈ વસ્તુ છે કે જે કંઈ પણ ખરીદી શકે :– એક પેન અને એક ઘડિયાળ સાથે રાખ્યાં. અને એક જોડ કપડાં એક સાથે પહેરી લીધાં.

તૈયાર થઈને બેઠા. અને લાગ જોતા હતા. ૧૨ વાગ્યા ત્યારે ત્યાંથી ટોળું આઘુંપાછું થયું એટલે અમે

સામે હિન્દુના લત્તાઓમાં ભરાઈ ગયા.

ત્યાં ગયા એટલે ખબર પડી કે હિન્દુઓની તૈયારી કેટલી છે. ગલીએ તીડની માફક બધા યોદ્ધાઓ લડવા તૈયાર હતા. વચ્ચે વચ્ચે ભુંગળું લઈ–સાવધાન–ગભરાશો નહિ. સૌ સૌને મોરચે ખડે રહોના અવાજો કરતા ફરતા હતા.

અમે એક પછી એક ગલીઓ પસાર કરતા હતા. બધી હિન્દુ વિસ્તારમાં વિસ્તરેલી હતી. પછી એક મારવાડીને ત્યાં પહોંચ્યા. પણ એ ભાઈઓ કલકત્તા છોડી ગયા હતા. એટલે આગળ ચાલ્યા. રસ્તાઓમાં અને ગલીને નાકે હથિયાર સાથે લોકોની સજ્જ સેનાઓ તૈયાર દેખાતી હતી. બધા જ જોશમાં હતા.

મુખ્ય રસ્તાઓ વચ્ચે આગના રથો આવતાં જતાં હતાં.

છેવટે જ્યાં અમે જમતા હતા એ સ્થળે શાન્તિભાઈને ત્યાં પહોંચ્યાં. ૧૫ મિનિટનો રસ્તો, ૧–૧॥ કલાકે પહોંચ્યા.

ત્યાં ઘણી સલામતી દેખાઈ. છતાં વાતાવરણ તો ઘણું જ ઉગ્ર હતું. શાન્તિભાઈ અને બીજા એમના મિત્રો સ્વયંસેવકનું કામ કરતા હતા. શાન્તિભાઈએ એક ૩૫૦ણુ રૂપિયાની મોટર ભાડે લાવ્યા હતા અને ઘેરાએલા હિન્દુઓને બચાવતા હતા.

એમણે અમને બધા સમાચાર પૂછ્યા, બાદ તરત જમવાની વ્યવસ્થા કરી. અમે ત્રણ જણ હતા. બે અમે અને અમને મૂકવા આવનાર બંગાળી યુવાન.

બીજે દિવસે સાંજે ખાવાનું મળ્યું ત્રીજે દિવસે સાંજે જમ્યા હતા.

પછી તો અહીં ભેગા થએલા મિત્રો પાસેથી વાતો સાંભળવા લાગ્યા. આ ઘરમાં ૩૦–૩૨ માણસો ભેગાં થયા હતા. બિલ્ડીંગમાં તો ૨૦૦ એક માણસો હશે.

એ લોકો શાન્તિભાઈ અને એમની મંડળી રેડક્રોસનાં બોર્ડ લગાવી મોટરમાં જતા હતા. રસ્તે ખૂબ જ લાશો પડેલી હતી. એક વાર તો એક હિન્દુ લત્તામાં એક ટોળાની નજીકથી એક સ્ત્રી જતી હતી. એમને ભાગતી જોઈ ટોળાએ માન્યું કે આ મુસલમાન છે એટલે એકે કુહાડીનો ઘા કર્યો અને માથું ફાટી ગયું. લોહીની શેડ ઊડી. અને સ્ત્રી ચીસ પાડી ઊઠી. દેખો મેરે ખૂનખૂનમેં હિન્દુત્વ બહ રહા હૈ। આખું ટોળું જોઈ રહ્યું અને સ્ત્રી ધબાક દઈને નીચે પડી. આગળ હિન્દુઓ મુસલમાની બિલ્ડિંગમાં રહેતા હતા તેમને એક એકને કાપી નાખ્યાં બાળકોને અને સ્ત્રીઓને ત્રીજે અને ચોથે માળથી નીચે ફેંક્યાં. સ્ત્રીઓનાં સ્તન કાપી વસ્ત્ર ઊતારી વાળ તાર જોડે બાંધી લટકાવી. હાથ પગ કાપી બારણેથી ગોઠવી. આ બધું નજરે જોયેલી હકીકત ત્યાં આવતી હતી. કારણકે ભારત દૈનિકના રિપોર્ટરો અમારી બાજુની બિલ્ડિંગમાં રહેતા હતા. છોકરીઓની અને છોકરાઓની હોસ્ટેલમાં ઘુસી જઈ બધાનો નાશ કર્યો છે. આ રીતે જે આવ્યું એનો નાશ કરવામાં જરાએ અચકાયા નથી. બન્ને કોમોનો જુસ્સો બરાબર જામેલો રહેતો હતો.

આ રીતે બીજા દિવસની રાત પણ આવી. અહીં અમારી ગભરામણ શમી હતી. કારણકે ગૂજરાતીઓ વચ્ચે હતા. અને આફતનો સામનો કરવાની તૈયારી હવે તો આવી ગઈ હતી. આ સિવાય છૂટકો જ ન હતો.

રાત્રે ઊંઘતો શેની આવે ! છતાં મગજને થાક એટલો હતો કે આંખ બંધ થઈ જ જતી હતી. ૯ વાગ્યા હતા અને ખૂબજ ભયંકર ઉગ્ર અવાજો આવ્યા એકદમ આ શું. ઘંટ શંખ, વ્હીસલ અને વંદે માતરમ્–જયહિન્દ, સાવધાન અને અલ્લાહો અકબરથી આકાશ ભરાઈ ગયું.

અમારા સ્થળથી દોઢથી બે ફર્લાંગ પર રામસિતાનું મંદિર હતું. એના ઉપર ૨૦૦૦ હજાર મુસલમાનો હલ્લો લાવ્યા હતા.

થોડીવારે એટલે અર્ધોએક કલાકમાં શાન્તિ થઈ. સવારે ખબર પડી કે એમને પાછા કાઢ્યા હતા. મિલિટરી પણ આવી ગઈ હતી. પણ અરધા કલાકમાં એજ હલ્લો પાછો આવ્યો અને પાછો ગયો. આ રીતે ત્રણ ચાર વાર હલ્લો આવ્યો હતો. આ રીતે ઠેર ઠેર આટલી મોટી સંખ્યામાં હલ્લા થયા હતા.

સવારે ખબર પડી કે મુસલમાનો ચાર-પાંચ ચાર-પાંચની ટોળીમાં આમ તેમ હિન્દુ લત્તાઓમાં તપાસ માટે નીકળ્યા હતા. એવી એક ટોળી અમારા લત્તામાં સપડાઈ ગઈ હતી. હિન્દુઓને ખબર પડતાં પાછળ પડ્યા હતા. એ પાંચ ભાગતા સામે મિલિટરી મળી અને બાર થતાં ત્રણ ત્યાં પડ્યા અને બાકીનાં બે ભાગી છૂટ્યા હતા. આ ત્રણ લાશ અમારા મકાનથી ૧૦૦ ડગલાં જ દૂર પડી હતી.

બીજે દિવસ પણ ભયંકરતા સાથે જ ઊગ્યો. આગોના સમાચાર આવ્યે જ જતા હતા.

અમે જ્યાંથી છટક્યા હતા ત્યારે જે આગ લાગી હતી. એનાથી અમારી મારકેટનો એક ભાગ રાખના ઢગલામાં પરિણમ્યો હતો. બીજા ભાગની ખબર પડી ન હતી. અમે નીકળ્યા પછી તરત જ હિન્દુઓએ સામે મુસલમાનો પર ગોળીબાર કરવાથી એ લોકો ખૂબ ઉશ્કેરાયા હતા અને આજુબાજુના હિન્દુઓના ખુરદા કાઢી નાખ્યા હતા. અમે એક કલાક મોડા થયા હોત તો આજે આ લખવા પામ્યો ન હોત. અમે જ્યાં પહેલાં કૉલેજ સ્ટ્રીટમાંથી ભાગ્યા એ જગ્યાએ મુસલમાન અને હિન્દુ બન્ને સાથે જ ૫૦-૬૦ સંખ્યામાં ઘેરાએલા હતા. બન્ને ગરીબ ગાય જેવા હતા.

૯-૧૦ના અરસામાં પ્રતાપભાઈ-ગૂજરાતી શાળાના આચાર્ય, પહેલાં અંબાલાલ સારાભાઈ ને ત્યાં બાલ-શિક્ષક હતા, એ આવ્યા, સાથે બે ત્રણ જણ હતા અમારા ખબર પૂછ્યા પછી કાન્તિભાઈના ખબર આપ્યા. કાન્તિભાઈ એમની સાથે રાવળપીંડીમાં હતા. અને એમના રાહત કાર્યના ડેસીઅર હતા. એમણે ગયા દિવસે ૪૦૦૦ રૂપિયાની મોટર ભાડે કરી હિન્દુઓને ખસેડવાનું કાર્ય કર્યું હતું. એ લોકો બિલકુલ હથિયાર સાથે તૈયાર થઈને આવ્યા હતા

ખબર આપ્યા કે સર્વે વિનાશ થઈ રહ્યો છે.

આ દિવસે લશ્કર આવી ગયું હતું અને મોટરોમાં અને ચાલતા આખા શહેરમાં ઘૂમી રહ્યું હતું.

એ દિવસ પોલિસોની જરા પણ વ્યવસ્થા હતી નહિ. અમારી ટુકડીનાં માણસોમાંથી ભાગી બચીને આવેલાઓએ જોયું હતું કે પોલિસો ક્યાંક ક્યાંક લૂંટમાં ભાગ પડાવતા હતા. પ્રતાપભાઈ કહેતા હતા કે કેટલીક જગ્યાએ પોલિસોએ મુસલમાનોને હથિઆરની પણ મદદ કરી છે.

ત્રીજે દિવસે બપોર સુધીમાં અમારા સામેના પાર્કમાં બસોથી ત્રણસો અસહાય માણસોનું ટોળું ભેગું થયું હતું અને હજી લોરી ભરીભરીને લાવવામાં આવતાં હતાં. ત્યાંતો ત્રણ ટેંક ત્યાંથી પસાર થઈ અને ત્રણ બાર કર્યા અને અમારી નજર સામે પાંચ વ્યક્તિ ઢળી પડી.

આજે લશ્કરનો પણ ખૂબ ભય હતો. બેફામ ગોળીઓ છૂટતી હતી. અને કમનશીબો ધરણીએ ઢળતા હતા.

બપોરે ચારેક વાગે અમે પડ્યા પડ્યા લલ્લુભાઈ સાથે વિચાર કરતા હતા કે હવે શું કરવું.

આમ ક્યાં સુધી પડ્યા રહીશું. જૂઓને આ ૨૦-૨૫ દિવસ સુધી શાન્ત થાય એવી સ્થિતિ નથી. કાલે અષ્ટમી આવશે પછી આવશે ઈદ અને પછી કોંગ્રેસ ગવર્નમેન્ટ આવશે. એટલે આ કોઈપણ રીતે શાન્ત થાય એમ નથી. અને એક માસ પછી તો આપણું પૂજા વેકેશન છે. એટલે આપણાથી બે અઢી માસ સુધી સ્કૂલમાં જઈ શકાશે નહિ. તો આપણે ઘેર જઈએ તો !

આમ વિચારતાં નક્કી કરી નાખ્યું. બીજે દિવસે એટલે હુલ્લડના ચોથે દિવસે અમે સવારે ૧૦ના તુફાન મેઈલમાં નીકળવાનું નક્કી કર્યું.

રાત આવી. અને મિલિટરીની સંખ્યા વધી.

૮-૯ વાગ્યા અને જયહિન્દ, શંખ, ઘંટથી આકાશ ભરાય ગયું, પાછા હલ્લા શરૂ થયા. ગોળીબારના અવાજો તો કાન ફાડી નાખતા હતા. ૨૦૦ ડગલાં દૂરથી જ બાર થતા હતા.

આ રીતે એકધારા હલ્લા ચાલુ રહ્યા. બે ફર્લાંગ-

વાળો મોરચો તૂટે કે તરત અમારા મકાન આગળ જ ટોળું આવીને અટકે. બાકીનો રસ્તો સાફ હતો. એટલે અમારી બધાની ચિંતા ખૂબજ વધી ગઈ હતી. પણ પેલો મોરચો ખૂબજ અડગ હતો.

હવે બધા હલ્લા લગભગ મોટા ભાગના હજારોની સંખ્યામાં રાત્રે થતા હતા.

ચોથા દિવસના સવારે અમે સ્ટેશને હાથમા મૃત્યુ લઈને નીકળ્યા. રસ્તે ભંગાર નજરે પડતા હતા. લાશોનું પૂછવું જ નહિ. છેવટે સ્ટેશન આવ્યા. ત્યા હિન્દુ-મુસલમાન બન્નેનાં હજારોની સંખ્યામાં ટોળાં હિજરત માટે તૈયાર થઈને બેઠાં હતાં.

આખા કલકત્તાનો નાશ થયો છે એમ કહીએ તો જરાએ ખોટું નથી. કરોડોનું નુકશાન થયું છે. ખોરાક પૂરો થયો છે. અમારે ત્યાં જ બે દિવસ ચાલે એટલો જ લોટ હતો. ચોખા ઉપર જ હવે રહેવાનું હતું. આ રીતે સારા નગરની સ્થિતિ હતી.

આટલું અમારી નજર સામે જ બની ગયું.

આવતાં રસ્તામાં કંઈ મુશ્કેલી પડી નથી. હવે અમને બે અઢી માસનો સમય મળશે. એ સમય દરમ્યાન શું કરવું એ નક્કી નથી કર્યું" અત્યારે તો પંદરેક દિવસ ઘેર જ રહેવાનો વિચાર છે.

સૌ મજામાં હશો. અમે આપ સૌની કૃપાથી અને આશીર્વાદથી જીવતા આવ્યા છીએ. સૌને દં. વ. પ્રણામ.

લી. મ. ગોસ્વામી અને

લલ્લુના દં. વ. પ્રણામ.



શક્તિ અને સિદ્ધિ બતાવતો નવો વાર્તાસંગ્રહ:

# ગ્રંથ સમીક્ષા

અ. મ. રા.

## વિલોપન

[ લે. ઝવેરચંદ મેઘાણી : પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિ. મુંબઈ-અમદાવાદ : મૂલ્ય ત્રણ રૂપિયા.

'પ્રજાબંધુ'ના ભેટ-પુસ્તક તરીકે પ્રથમ પ્રગટ થએલ વાર્તાસંગ્રહનું આ દ્વિતીય મુદ્રણ છે. એમાંની પંદર વાર્તાઓમાં ત્રણ સાચા બનેલા ઐતિહાસિક કિસ્સાઓની છે, અને બાકીની સાંપ્રત વાસ્તવજીવનમાંથી ઉપાડેલી છે.

ઐતિહાસિકમાં સંગ્રહની નામદાત્રી 'વિલોપન' માતાજીના મંદિરને તોડવા ન દેવા અમદાવાદનો હરદાસ ચિતારો મુસલમાન બન્યો એ એના ભવ્ય આત્મવિલોપનના ડૉ. હરિપ્રસાદ દેસાઈએ કહી સંભળાવેલા કિસ્સાની પોતાની સર્જક કલ્પના અને કલમકળાને બળે રા. મેઘાણીએ બનાવેલી વાર્તા છે. રા. રત્નમણિરાવકૃત 'ગુજરાતનું પાટનગર' માં નોંધાયેલા સદુબાના સતીત્વ અને ઓતા અને એના જેવો પાપિયો ધંધો કરનારા ચાડિયાઓના અમદાવાદની પ્રજાને હાથે થએલા ભૂંડા હાલના મોતના કિસ્સાને 'સદુબા' વાર્તાવિષય બનાવે છે. રા. ચંદ્રવદન મહેતાએ પણ એ જ વસ્તુનો 'ધરા ગુર્જરી' નાટકમાં અંતર્નાટક તરીકે ઉપયોગ કર્યો છે એ સાહિત્યરસિકોને યાદ હશે. 'મેં તમારો વેશ પહેર્યો!' એ ગારિયાધારના રાણીંગ સોનીએ ચારણનો પહેલાં ધરેલો વેશ ખરે વખતે કેવો દીપાવ્યો એના સાચા પ્રસંગની વાત છે. આ ત્રિપુટીની પહેલી બે વાર્તા આખા સંગ્રહની અનુક્રમે સૌથી વધુ લાંબી અને ત્રીજી સૌથી ટૂંકી વાર્તા છે. આગલી બેઉ વાર્તાઓ અંતઃકથિત દેશકાળ અને પાત્રોને સજીવ બનાવી જાય છે એ રા. મેઘાણીની સર્જક કલ્પના અને ચિત્રાત્મક શૈલીને આભારી છે.

સંગ્રહની બાર સામાજિક વાર્તાઓ ઠીક વિવિધતા બતાવે છે. 'ચાંદી' ને 'ભલે ગાડી મોડી થઈ'નું વસ્તુ આગગાડીમાં, 'ધુંસાલાલ ઠુંઠો'નું જેલમાં, 'દેવનો પૂજારી'નું ગંજેરી મુસલમાન ગવૈયાઓની ચાલીમાં, અને 'અભિમાની' 'ડંકડાટ' તથા 'મારો વાંક નથી'નું ગામડામાં ગોઠવાયું છે. સમય અલબત્ત બધે વર્તમાન જ છે. વિષયોમાં પ્રણય, ગૃહજીવન, જાહેરજીવન, કલાભક્તની નિષ્ઠાળુ કલોપાસના, યુદ્ધની પ્રત્યક્ષ–પરોક્ષ અસરો (જુઓ, 'મારો વાંક નથી' અને 'ડંકડાટ') એમ સારી વિપુલતા નજરે પડે છે. પાત્રસૃષ્ટિ પણ તેને અનુસરી જુદા જુદા થર ને માનસના માનવનમૂનાથી ઠીક વૈવિધ્યવંતી બની છે. 'અભિમાની,' 'ચાંદી,' 'ધુંસાલાલ ઠુંઠો' ને 'પદભ્રષ્ટ' જેવી વાર્તાઓ તો પાત્રા-લેખનની જ વાર્તાઓ છે.

વાર્તાઓમાંનાં પાત્રોના આલેખન સંબંધમા ઊડીને આંખે વળગે એવી હકીકત એ છે કે આજનાં ભણેલાં ગણેલાં યુવકયુવતીઓ કરતાં આગલી પેઢીનાં અને અ-અલ્પ-શિક્ષિત અને અવિદગ્ધ ( Unsophisticated ) માનવીઓની સાચુકલાઈ, અંતરની તાકાત, ખાનદાની અને હૈયાસુગંધ પમરાવવી રા. મેઘાણીને પ્રકૃતિથી જ વધુ ગમે અને ફાવે છે. જેલવાસી પતિની ગેરહાજરીમાં પતિનાં સગાં કે સ્નેહી કોઈની પાસે હાથ લંબાવી ઓશિયાળી ન થનાર 'અભિમાની'ની નાયિકા ગૌરવશીલ આર્યા ત્રિવેણી અને બારબાર વરસથી ચાંદીથી પીડાતા સડી ગયેલા પતિની પોતાના દાગીના મુદ્દાં વેચીને ધીરજથી સેવા કરતી 'ચાંદી'ની સતીની પડખે 'મારો બાલુભાઈ'ની વિશાખાને ને 'અલ્લામિયાંની ટાંક'ની અંજનીને મૂકી જુઓ એટલે આ સ્પષ્ટ સમજાશે. ચળકાટવાળા ફટકિયા મોતી અને ચળકાટ વિનાના પણ સાચા પાણીદાર મોતી વચ્ચેનો ભેદ સમજાવતી વાર્તા 'પદભ્રષ્ટ'ના નાયક-પ્રતિનાયકનું પાત્રાલેખન પણ એ જ વાત કહી

આપશે. સાગરપેટા, ખાનદાન અને મીઠાશથી થતું હોય તો સંઘર્ષથી કામ ન લેનાર છતા સંઘર્ષવેળા ત્યાગની બેકી તાકાત બતાવનાર જૂની પેઢીના પ્રજાસેવક ડુસા શેઠ આગળ એ વાર્તાનો આજનો આગેવાન 'હું' કેટલ દળી, ક્ષુદ્ર ને માટીપગો લાગે છે! પ્રણયની નિરાશામાં ભ્રમિતચિત્ત થઈ જતા હૈયાદૂબળા બાલુભાઈ ('મારો બાલુભાઈ') કે બેપરવાઈનો સ્વાંગ સજી નાટકિયા બની બેસતા જુવાનોમાં દીનાનાથનાં આજનાં પાત્રો કરતા હૈયામાં ધરબેલ દુ:ખનો ઊંહકારો ય ન કરી જીવતર ખેંચી કાઢનારા ઊગેણનો રબારી, અને ગીરના ડાળીવાળાં ડોશી ને હુસેન બાપુ એ 'જાત્રા'નાં જુવાન નાયકનાયિકાને જીવનનું નવું દર્શન કરાવનાર જૂનાં માનવી વધુ તાકાતવંતાં છે. સુશિક્ષિત નવીનો માટે રા. મેઘાણી પાસે કટાક્ષ જ છે એ સંગ્રહની એકથી વધુ વાર્તાઓ સ્પષ્ટ દેખાડે છે. નવીનોનું અતિવાસ્તવિક અને જૂનવાણીનું ભાવનારંગ્યું આલેખન વિશિષ્ટ રીતે ઘડાયેલા મેઘાણીમાનસનું પરિણામ છે.

સંગ્રહની સામાજિક વાર્તાઓ રા. મેઘાણીનાં નિરીક્ષણ અને લોકપરિચયનો બરાબર ખ્યાલ આપી જાય છે. આમ તો દરેક વાર્તા લખાઈ હોય છે કોઈ પાત્ર કે પ્રસંગને ચમકાવવા કે કશુંક રહસ્ય કથવા, છતાં સમગ્ર પણે વાંચનારને તો તેનું ફળ મળવાનું સમાજદર્શનનું જ. 'ચમનની વહુ,' 'ચાંદી,' 'મારો બાલુભાઈ,' 'ભલે ગાડી મોડી થઈ' અને 'જાત્રા' જેવી વાર્તાઓ આ હિસાબે સમાજદર્શી વર્ગની કહેવાય. 'કડેડાટ' અને 'મારો વાંક નથી' એ બે વાતો પણ એક રીતે એ પ્રકારની ગણાય—જોકે એમાં આ વિશ્વયુદ્ધે સર્જેલી પરિસ્થિતિનું દર્શન થાય છે. યુદ્ધની નીપજ જેવા કાળાબજારિયા ને કમાયેલા 'નવા સેકન્ડ કલાસિયા'નીય લેખકે બે વાર્તામાં નોંધ લીધી છે.

સંગ્રહની મોટા ભાગની વાર્તા... દન કરાવે છે એ એને વિશે એક... છે. જે વાર્તાઓમાં રા. મેઘાણીએ... વવાનો પ્રયાસ કર્યો છે ત્યાં પણ દોરો છબકતો, ... આ વાતે... માટે કહેવા! ... રા.

હાસ્યની હળવાશને ઉપાસવાના 'મારો બાલુભાઈ,' 'અલ્લામિયાંની ટાંક' ને 'ભલે ગાડી મોડી થઈ' જેવી વાર્તાઓ દ્વારા સારા અખતરા કર્યા છે. એવા આલેખનમાં ય એ ફાવી શકે છે એ એ વાર્તાઓ બતાવી આપે છે.

વાર્તાઓને કલાવિધાનની દૃષ્ટિએ જોતાં 'વિલોપન' કરતી આવી પ્રયોગશીલતા પહેલી ધ્યાનમાં આવશે. 'અભિમાની,' 'ચાંદી,' 'પદભ્રષ્ટ' ને 'ધુંસાવાલા હૂરો' જેવી વાર્તાઓ પાત્રવાર્તાઓ જ બની છે. એમાં વસ્તુસંવિધાનની કળા કરતાં પાત્રનિરૂપણ જ વાર્તાકારે મહત્ત્વનું માન્યું છે. 'ભલે ગાડી મોડી થઈ' એ એક રમૂજી પ્રસંગની જ વાર્તા છે. 'જાત્રા'માં વાર્તામાં બનાવો ખાસ બનતા નથી, વાર્તાનાં નાયકનાયિકાનું નિરૂપણ રબારી ડોસા ને મુસલમાન બાપુનાં રેખાચિત્રો ઉપસાવવા પૂરતું ટેકણ જ બન્યું છે. 'મારો બાલુભાઈ' અને 'અલ્લામિયાંની ટાંક'ને રંગાટ જરા વધુ પડતો ઘેરો બનાવી દઈ માનસશાસ્ત્રીય વિગતવાળી વાતો બનાવાઈ છે. 'વિલોપન' અને 'સદુભા' એ બે ઐતિહાસિક વાર્તાઓ ખાસ કરીને પહેલી—સારીપેઠે વિસ્તારી બની છે. 'વિલોપન'માં મા બહુચરીના હજદાસના ચિત્રાલેખન, માની આગળ તેણે ગમેલા વાદીવેશ અને બાદશાહની બેગમની એણે આલેખેલી છબી જે વળે મળીને વાર્તાની ભૂમિકા બાંધે છે તેના પર કર્તાની કલમે નિરાંતે કામ કરતાં આમ બન્યું છે. 'સદુભા'ની ભૂમિકાએ પણ આવો જ વિસ્તાર મેળવ્યો છે. સ્ટેશન પરના ઉતારૂઓની વાતચીતમાં ચારપાંચ વાર્તા-સિવા ટુચકા રજૂ કરવાથી 'ભલે ગાડી મોડી થઈ' એ વાર્તા પણ એનો મુખ્ય બનાવ જરૂરી બનાવે તે કરતાં વધુ પડતી પથરાઈ ગઈ છે લખાવટની દૃષ્ટિએ 'મારો બાલુભાઈ' અને 'અલ્લામિયાંની ટાંક' ઘણી ...ક લાગશે. એ બંનેનું મંડાણ જોવા જેવું છે. ...સી વાર્તામાં તિરસ્કૃત બાલુભાઈનો વિથા... સ્વાભાવિક ગણાય તો પણ જોશ જોઈ ...દાનાં વાણીવર્તન અને 'ફ્રાઉ'ની લાગણી ... છે, જેમ ઓ તો He Man ...તાં બનાવતાં એજનીનું

વર્તન થોડું અસ્વાભાવિક થઈ ગયું છે. આમ છતાં એના વાર્તારસને કશી બાધા આવતી નથી. વાર્તારસની તો બધી જ વાર્તાઓ વાચકોને લ્હાણુ કરે છે. મેઘાણીસર્જનોનું જે તો હમેશનું લક્ષણ છે.

સંગ્રહની સર્વોત્તમ વાર્તા ગણાશે 'મારો વાંક નથી.' યુદ્ધ છેક ગામડાં સુધી પહોંચી જઈ રાયારૂડાના સુખી રબારી યુગલના જીવનમાં શો કેર વર્તાવી ગયું એનું કરુણાન્ત નિરૂપણ ખૂબીથી થયું છે. પોતાને આશરે પડેલાં અબોલ પશુઓની ભૂખની વેદના જોઈ ન શકતા અને તેમને ખવડાવવાની કોઈ સવડ ન રહેતાં તેમને વેચી નાખવાની સંમતિ આપતાં છતાં તેમનો વિયોગ વેઠી ન શકતા રૂડાએ 'માતાજી, એમાં મારો વાંક નથી' એવા શબ્દો ગાયમાતાઓના કાનમાં બોલી ગળાફાંસો ખાઈ આપઘાત કર્યો એવો એ વાર્તાનો કરુણ અન્ત વેધક અને હૃદયસ્પર્શી છે. 'વિલોપન,' 'મારો બાલુભાઈ,' 'પદભ્રષ્ટ,' 'અલ્લામિયાંની ટાંક' અને 'ફડેડાટ' જો રા. મેઘાણીની શક્તિ બતાવે છે તો 'મારો વાંક નથી' એમની સિદ્ધિ બતાવે છે.

રા. મેઘાણીની વિકસતી વાર્તાકળાનું દર્શન કરાવનો આ સંગ્રહ વાર્તારસિકોના હાર્દિક સત્કારનો અધિકારી છે.



આપશે. સાગરપેટા, ખાનદાન અને ગીદાશથી થતું હોય તો સંઘર્ષથી કામ ન લેનાર છતાં સંઘર્ષ વેળા ત્યાગની બેઠી તાકાત બતાવનાર જૂની પેઢીના પ્રજાસેવક દુલા શેઠ આગળ એ વાર્તાનો આજનો આગેવાન 'હું' કેવો દંભી, ક્ષુદ્ર ને માટીપગો લાગે છે! પ્રણયની નિરાશામાં ભ્રમિતચિત્ત થઈ જતા હૈયાદૂબળા બાલુભાઈ ('મારો બાલુભાઈ') કે બેપરવાઈનો સ્વાંગ સજી નાટકિયા બની બેસતા જુવાનોમાં દીનાનાથનાં આજનાં પાત્રો કરતા હૈયામાં ધરબેલ દુઃખનો ઊંહકારો ય ન કરી જીવતર ખેંચી કાઢનારા ઊબેણનો રબારો, અને ગીરનાં ઊાળીશળાં ઉાથી ને હુસેન બાપુ એ 'જાત્રા'નાં જુવાન નાયકનાયિકાને જીવનનું નવું દર્શન કરાવનાર જૂનાં માનવી વધુ તાકાતવંતાં છે. સુશિક્ષિત નવીનો માટે રા. મેઘાણી પાસે કટાક્ષ જ છે એ સંગ્રહની એકથી વધુ વાર્તાઓ સ્પષ્ટ દેખાડે છે. નવીનોનું અતિવાસ્તવિક અને જૂનવાણીનું ભાવનારંગ્યું આલેખન વિશિષ્ટ રીતે ઘડાયેલા મેઘાણીમાનસનું પરિણામ છે.

સંગ્રહની સામાજિક વાર્તાઓ રા. મેઘાણીનાં નિરીક્ષણ અને લોકપરિચયનો બરાબર ખ્યાલ આપી જાય છે. આમ તો દરેક વાર્તા લખાઈ હોય છે કોઈ પાત્ર કે પ્રસંગને ચમકાવવા કે કશુંક રહસ્ય કથવા, છતાં સમગ્ર પણે વાંચનારને તો તેનું ફળ મળવાનું સમાજદર્શનનું જ. 'ચમનની વહુ,' 'ચાંદી,' 'મારો બાલુભાઈ,' 'ભલે ગાડી મોડી થઈ' અને 'જાત્રા' જેવી વાર્તાઓ આ હિસાબે સમાજદર્શી વર્ગની કહેવાય. 'કડેડાટ' અને 'મારો વાંક નથી' એ બે વાતો પણ એક રીતે એ પ્રકારની ગણાય—જોકે એમાં આ વિશ્વયુદ્ધે સરજેલી પરિસ્થિતિનું દર્શન થાય છે. યુદ્ધની નીપજ જેવા કાળાબજારિયા ને કમાયેલા 'નવા સેકન્ડ ક્લાસિયા'નીય લેખકે બે વાર્તામાં નોંધ લીધી છે.

સંગ્રહની મોટા ભાગની વાર્તાઓ કરુણનું સંવેદન કરાવે છે એ એને વિશે એક નોંધવાજોગ મુદ્દો છે. જે વાર્તાઓમાં રા. મેઘાણીએ હાસ્યકટાક્ષ ચમકાવવાનો પ્રયાસ કર્યો છે ત્યાં પણ ભીતરમાં કરુણનો દોરો છલકતો દેખાશે. હા, આ વાત પણ આ સંગ્રહ માટે કહેવા જેવી જ છે કે રા. મેઘાણીએ તેમાં હાસ્યની હળવાશને ઉપાસવાના 'મારો બાલુભાઈ,' 'અલ્લામિયાંની ટાંક' ને 'ભલે ગાડી મોડી થઈ' જેવી વાર્તાઓ દ્વારા સારા અખતરા કર્યા છે. એવા આલેખનમાં ય એ ફાવી શકે છે એ એ વાર્તાઓ બતાવી આપે છે.

વાર્તાઓને કલાવિધાનની દૃષ્ટિએ જોતાં 'વિલોપન' કારની આવી પ્રયોગશીલતા પહેલી ધ્યાનમાં આવશે. 'અભિમાની,' 'ચાંદી,' 'પદભ્રષ્ટ' ને 'ધુંસાલાલ દુંદો' જેવી વાર્તાઓ પાત્રવાર્તાઓ જ બની છે. એમાં વસ્તુસંવિધાનની કળા કરતાં પાત્રનિરૂપણ જ વાર્તાકારે મહત્ત્વનું માન્યું છે. 'ભલે ગાડી મોડી થઈ' એ એક સ્ફુટ પ્રસંગની જ વાર્તા છે. 'જાત્રા'માં વાર્તામાં બનાવો ખાસ બનતા નથી, વાર્તાનાં નાયકનાયિકાનું નિરૂપણ રબારી ડોસા ને મુસલમાન બાપુનાં રેખાચિત્રો ઉપસાવવા પૂરતું ટેકણ જ બન્યું છે. 'મારો બાલુભાઈ' અને 'અલ્લામિયાંની ટાંક'ને રંગાટ જરા વધુ પડતો ઘેરો બનાવી દઈ માનસશાસ્ત્રીય વિમતવાળી વાતો બનાવાઈ છે. 'વિલોપન' અને 'સદુભા' એ બે ઐતિહાસિક વાર્તાઓ ખાસ કરીને પહેલી—સારીપેઠે વિસ્તારી બની છે. 'વિલોપન'માં મા બહુચરીના હરદાસના ચિત્રાલેખન, માની આગળ તેણે રમેલા વાદીવેશ અને બાદશાહની બેગમની એણે આલેખેલી છબી જે ત્રણે મળીને વાર્તાની ભૂમિકા બાંધે છે તેના પર કર્તાની કલમે નિરાંતે કામ કરતાં આમ બન્યું છે. 'સદુભા'ની ભૂમિકાએ પણ આવો જ વિસ્તાર મેળવ્યો છે. સ્ટેશન પરના ઉતારુઓની વાતચીતમાં ચારપાંચ વાર્તાંસિયા ટુચકા રજૂ કરવાથી 'ભલે ગાડી મોડી થઈ' એ વાર્તા પણ એનો મુખ્ય બનાવ જરૂરી બનાવે તે કરતાં વધુ પડતી પથરાઈ ગઈ છે લખાવટની દૃષ્ટિએ 'મારો બાલુભાઈ' અને 'અલ્લામિયાંની ટાંક' ઘણી આકર્ષક લાગશે. એ બંનેનું મંડાણ જોવા જેવું છે. એમાં આગલી વાર્તામાં તિરસ્કૃત બાલુભાઈનો વિશાખાપ્રેમ કદાચ સ્વાભાવિક ગણાય તો પણ જોવ જોઈ બેઠેલા એના દાદાનાં વાણીવર્તન અને 'ફાઉ'ની લાગણી અસ્વાભાવિક લાગે એવું છે, જેમ સ્ત્રી તો He Man વાંછે છે એ વિચારની વાર્તા બનાવતાં અંજનીનું

વર્તન થોડું અસ્વાભાવિક થઈ ગયું છે. આમ છતાં એના વાર્તારસને કશી બાધા આવતી નથી. વાર્તારસની તો બધી જ વાર્તાઓ વાચકોને લ્હાણુ કરે છે. મેઘાણીસર્જનોનું એ તો હમેશનું લક્ષણ છે.

સંગ્રહની સર્વોત્તમ વાર્તા ગણાશે 'મારો વાંક નથી.' યુદ્ધ છેક ગામડાં સુધી પહોંચી જઈ રાયાંરૂડાના સુખી રબારી યુગલના જીવનમાં શો કેર વર્તાવી ગયું એનું કરુણાન્ત નિરૂપણ ખૂબીથી થયું છે. પોતાને આશરે પડેલાં અબોલ પશુઓની ભૂખની વેદના જોઈ ન શકતા અને તેમને ખવડાવવાની કોઈ સવડ ન રહે તેમને વેચી નાખવાની સંમતિ આપતાં છતાં તેમનો વિયોગ વેઠી ન શકતા રૂડાએ 'માતાજી, એમાં મારો વાંક નથી' એવા શબ્દો ગાયમાતાઓના કાનમાં બોલી ગળાફાંસો ખાઈ આપઘાત કર્યો એનો એ વાર્તાનો કરુણ અન્ત વેધક અને હૃદયસ્પર્શી છે. 'વિલોપન,' 'મારો બાલુભાઈ,' 'પદભ્રષ્ટ,' 'અક્ષામિયાંની ટાંક' અને 'કડેડાટ' જો રા. મેઘાણીની શક્તિ બતાવે છે તો 'મારો વાંક નથી' એમની સિદ્ધિ બતાવે છે.

રા. મેઘાણીની વિકસતી વાર્તાકળાનું દર્શન કરાવનો આ સંગ્રહ વાર્તારસિકોના હાર્દિક સત્કારનો અધિકારી છે.



# હુરીફ

અનુ : ભૂપેન્દ્ર ઉપાધ્યાય

દોરીવાળા ભાગ્યા તૂટયા બે ખાટલા, ભાંગેલા કાચના ટુકડાનો ફ્રેમ વગરનો આરસો, એક બારણાવાળું ભીંતમાં જડેલું કબાટ, રીકેટી બાળકના પગ જેવા પાયાવાળી ખુરશીની એક જોડ અને ટટાર ઊભા રહેવાનો ઈન્કાર કરતું મેજ—આ છે મારું ફર્નીચર.

પહોળું મોઢું, જાડા ફાટવાળા હોઠ, કર્કશ અને ઘોઘરો અવાજ, કોઈ વાર આંસુથી તો કોઈ વાર ગુસ્સાથી ભરેલી ઝીણી આંખો—આ મારી પત્ની.

નર્યા હાડચામનો બનેલો દેહ, વાનરના જેવી ચપળતા અને કાનમાં બળજબરીથી પેસી જઈ ત્રાસ આપે એવો તીણો અવાજ—આ મારી દસ વરસની છોકરી.

વિસ્મય પમાડે એવી ચબરાકી, છોકરીને પણ શરમાવે એવા રોતલવેડા, માની પાછળ પાછળ જવા સદાએ તૈયાર—આ મારો છોકરો. દેખાય છે પાંચ વરસનો પણ છે સાતનો.

મારું ત્રીજું બાળક બે વર્ષનું—કદમાં વામન સ્વરૂપ પણ ચાળા ચસકા ભીમ જેવા.

અને સુક્કા ભુરા વાળ, નિસ્તેજ મોઢું, ફાટેલાં મેલાં કપડામાંથી જણાઈ આવતું ક્ષીણ છતાં પ્રમાણસર લાગતું શરીર એટલે હું. હું, એક માણસ, મારી પત્નીનો પતિ, ત્રણ બાળકોનો પિતા. મારો ધંધો જાણવો છે ? હું ધંધા વિનાનો માણસ છું. હું એવું કામ કરું છું જે ખરું જોતાં મારી પત્નીએ કરવું જોઇએ.

સવારના પો'રમાં હું વહેલો ઊઠું છું. ઊઠીને ચૂલો સળગાવી ઉપર ચા કરી નાખું. ચા તૈયાર થાય પછી પથારીમાં સૂતેલી મારી પત્નીને આપી આવું. પછી એને માર્કેટમાં જવાનું મોડું ન થઇ જાય એ રીતે વહેલો વહેલો બીજી તૈયારી કરી નાખું. આટલું પતાવીને બાળકો તરફ ધ્યાન આપવું પડે. નવડાવી ધોવડાવીને ખાવાનું એમને હું આપું. આ બધું કામ કાંઈ સહેલું હોતું નથી. અરે, કેટલીએ વાર નાની છોકરી માને કાજે રડવા માંડે. પછી તો એનું અનુકરણ કરવામાં નાનો છોકરો થશે પૂરો. એનું પરિણામ શું આવે ? એમ એમની મા થોડી આવીને મળવાની છે ! નાનીને છાની રાખવા, તેને ઊંચકીને ફરું, બારી પાસે લઇ જાઉં, ઘૂઘરો વગાડું, ટેબલનું ઢોલક બજાવું, વાટકાને દાતણ વડે વગાડું, જીભના ડચકારા કરું. સામે ઊભેલા નાના છોકરાને પણ ખુશ કરવા પ્રયત્ન કરું. એની સાથે ગાડીઘોડાની રમત રમવી પડે, હું ઘોડો થાઉં ને એ ગાડીવાળો થાય તો કોઈ વાર એ ઘોડો બને અને હું ગાડીવાળો થાઉં. એ તો જરા મોટો થએલો એટલે સિપાઈની રમતનો ભારે શોખીન. એ મને હુકમ કરે; લેફ્ટ રાઇટ, લેફ્ટ રાઇટ, ક્વીક માર્ચ, વન ટુ, વન ટુ.

આમને આમ એમને છાના પાડીને પથારીઓ લઈ લેવાની, વાળી કાઢવાનું, વાસણો માંજી નાંખવાનાં અને ચૂલા ઉપર તપેલીઓ ચઢાવી દેવાની. રસોઈ તૈયાર થઇ કે તરત એલ્યુમીનીઅમના મોટા વાટકામાં દાળ અને પતરાની રકાબીમાં ભાત—એ બન્નેને કકડામાં બાંધી હું ઊતાવળો ઊતાવળો નીકળી પડું. ઘડિયાળ જેવી વસ્તુનો જ મારે ત્યાં તો અભાવ એટલે મને હમેશાં એમ જ લાગે કે બહુ મોડું થઇ ગયું છે.

આ રીતે ધડકતે કાળજે માર્કેટે પહોંચું, ત્યાં ત્રણ બાજુ ઓટલાઓ ચણી ઉપર દુકાનો ગોઠવવામાં આવેલી છે. દુકાનોમાં ને બહાર, નીચે અને ઉપર ચારે બાજુએ બટાકા, કાંદા, કોબીજ, ભાજી, આદુ, મરચાં, ખાટી મીઠી તૂરી કડવી એવી દરેક જાતની શાકભાજીના મોટા ઢગ ખડકાએલા છે અને ત્યાં દૂરથી એ બધાની વચ્ચે ઢંકાએલી મારી પત્નીની નજર પકડી પાડું છું.

ઘણી વખત મારા કોટ કે પાયજામા ઉપર દાળના ડાઘા પડેલા હોય છે. હું એ કેવી રીતે જોઇ શકું ? મારી પત્ની જ્યારે એના સર્વ સત્તાધીશ જેવા ડારતા ગુસ્સાભર્યા અવાજે મારા ઉપર ખીજવાય છે ત્યારે એ તરફ મારું ધ્યાન ખેંચાય છે. કંઇ કેટલાએ જન્મારાના દુઃખથી ત્રાહી ત્રાહી પોકારતી હોય એમ શાપ દેતી મારી પત્ની મારું સ્વાગત કરે છે. થોડી શાન્તિ પછી એને નરમ બનાવવા લાડ ભર્યા અવાજે હું પૂછું છું : 'કેમ શું છે?' એ જવાબ આપે છે "તું જ જોઈ લેને ?"

અને હું જોઉં છું. ચારે બાજુ માણસો કિલ્લોલ કરતા હોય છે. સૌ કોઇ ટોળટપ્પા કરે છે. એ બધાના મુખ ઉપર કેવી આનંદની રેખાઓ તરવરતી હોય છે! મારી પત્નીની સામે જ દુકાન માંડીનેબેસતી એક સ્ત્રી ઘણીખરી વખત એટલું બધું હસતી હોય છે કે તેના પેટ ઉપર તેનું આખું શરીર ઝોલા ખાતું હોય એમ લાગે! ઊભા ઊભા બજારના ઢંગ જોવામાં મશગૂલ હોઉં છું ત્યારે મારી પત્ની કોટનો છેડો ખેંચ્યા કરતી હોય છે.

આ રીતે મારું ગાડું ગબડતું રહે છે, કોઈ વખત મારી પત્ની મને ચૂંટીઓ ખણતી હોય છે ત્યારે ભવિષ્યની આફતનું મને ભાન થઇ જાય છે. એ જો માત્ર આટલું વહાલ કરીને અટકી જવાની હોય તો તો મારી સહૃદયતાનો આભાર! કોઇ વખત ઘર આગળ અણધારી આવી ચઢતી ત્યારેં તો આફત. મારા કોઇ પણ પ્રકારના વાંક માટે એને ક્યાં ખોળવા જવું પડે એમ છે ? માત્ર ભગવાનને એ પ્રાર્થના કરે એટલે હું ગૂનેગાર બની જાઉં ? પણ એમ તો હું કાંઇ ઊતરું એવો નથી. એના બે બોલને એક બોલથી તો હું પાછો વાળું જ. કોઈ વાર અરે, ઘણી વાર, આવા જવાબને પરિણામે સાચા યુદ્ધનો આરંભ થાય. એ મને ધક્કો મારે તો હું એનો હાથ ખેંચી કાઢું, એ મારા ગાલ પર તમાચો મારે તો હું એનો ચોટલો ખેંચું. આ બધાનું પરિણામ એને ઉશ્કેરી મૂકે, પછી તો ખરેખરી મારામારી પર એ ઊતરી પડે અને એનાં નાના બાળકો પછી એને સહકાર આપવામાં જરા સરખું મોડું કરવાનાં નહિ.

કોઈ વાર માથે ટોપી મૂકીને મારા પગ મને જ્યાં સુધી લઈ જાય ત્યાં સુધી જવા માટે ઝપાટાબંધ નીકળી પડું છું. દૂરને દૂર જતાં મને ખબર પણ ન પડે એ રીતે મારી ચાલ ધીમી પડતી જાય છે અને અંતે કોઇ એકાદ જગાએ અટકી ચારે બાજુ દૃષ્ટિ ફેરવું છું, આકાશ તરફ મીટ માંડું છું, પગ વડે જમીન ખોતરું છું કે આવતા જતા લોકો તરફ જોયા કરું છું. રસ્તાની બાજુઓ પરનાં મકાનો જોતાં હું કદી ધરાતો નથી......પછી તો જેમ બેધ્યાનપણે આપોઆપ અટકી પડેલો એવી જ રીતે ઘરનો રસ્તો માપવા માંડું છું. દુઃખી હૈયે અને પડી ગયેલે ચહેરે પગ ઘસડતો ઘસડતો હું ઘર લગી આવું ને પછી મીની પગલે બારી વાટે ઘરમાં પ્રવેશ કરું છું. ત્યાં આગળ પેલી ડાકણ મારી સૌથી મોટી પુત્રી ખૂબ કામમાં રોકાએલી મારી નજરે પડે છે. ઉત્સાહપૂર્વક એની માને મદદ કરે છે, બન્ને નાના નાના બાળકોનાં કપડાં કાઢી એક પછી એકને સુવાડી દે છે. પછી કર્તવ્યનિષ્ઠ બની એની માની ચાકરી કરે છે. એનું નાનામાં નાનું કામ પણ આતુરતાપૂર્વક કરવામાં એની બધી શક્તિનો ઉપયોગ કરી નાખે છે....અને મને વિચાર આવે છેઃ ખરેખર એજ છે મારી ભવિષ્યની હરીફ. એમ જ બનવાનું એમાં જરા પણ ફેર નહિ પડવાનો. એના માર્ગમાંથી મને હાંકી કાઢવા માટે એ કેટલી બધી આતુર છે! મારા વિના આ ઘરનો સંસાર નિરાંતે ને સરળતાથી ચાલી શકે એમ છે એવું એની માને ઠસાવી દેવાને એ એની સર્વ શક્તિનો ઉપયોગ કરી રહેલી છે.

પછી દીવા હોલવાય છે. અંધારા ઓરડામાં જોવાનો પ્રયત્ન કરું છું. પણ કશું દેખાતું નથી. છતાં જોઈ શકું છુંઃ એક પથારી પર નાની બાળકી સાથે એક સ્ત્રી સૂતેલી પડી છે, પથારીને છેડે ટૂંટિયું વાળીને દશ વર્ષની એક છોકરી પડી છે. સામેની પથારી પર એ સ્ત્રીનો પતિ પડયો છે— ઇશ્વરની દૃષ્ટિમાં કે બીજા માણસોની દૃષ્ટિમાં કદી

પ્યાર મેળવી શક્યો નથી એવો આગન્તુ કૂતરા જેવો—એની પાસે એક જીવ પડેલો છે—નનો છોકરો—બન્નેની સહિયારી દોલત આ બધાં જ દુબળા પાતળાં અને ઠીંગુજી છે એ બધાની શરીર સંપત્તિ એકઠી કરીએ તો કદાચ એક સમ ખાવા જેવું માણસ બની શકે

જ્યારે જ્યારે મહારથી ઘરમાં આવું છું ત્યારે ખૂબ ભંગ અનુભવું છું ગૂંગળાઈને મૂંઝાઈ મરું છું, ચિંથિયાં વચ્ચે સપડાયના પ્રાણી જેવા મારા હાલ હવાલ થઈ જાય છે ઘણી વખત મૂર્ખ નફ્ફટ છોકરાની માફક હું કોઈ જાણી ન જાય એ રીતે ચૂલા પાસે પહોંચી જાઉં છું અને ટોપલો ઉઘાડી તેની નીચેથી રોટલો કાઢી ચાર દિવસના ભૂખ્યા માણસની ભૂખ જેવી મારી બળવાન ક્ષુધાને સંતોષું છું મારી પત્ની સિવાય બધા તો ઘસઘસાટ ઊંઘતા હોય છે, એની ઊંઘ તો કૂતરાના જેવી, જરા પણ ખખડાટથી એ જાગી જતી મારા ક્ષુધા શાન્તિના પરાક્રમથી એ જાગી ઊઠતી અને ગાળોના આશીર્વાદ વરસાવતી મારું નખ્ખોદ નીકળી જાય એવા એના વચનો સાંભળીને હું તો રીઢો થઈ ગએલો હતો પછી હું એને કરગરતો અને ફરી પાછું આવું તો કદી નહિ કરું એમ કહી સારી ચાલવાળો માણસ બનીશ એમ સમજાવતો ત્યારે એ શાન્ત બનતી એવી શાન્તિની માગી દ્વારા મળેલો સંતોષ જીવનની સુખી પળની સ્મૃતિ જેવો બની રહેતો

આવા કોઈ બનાવ પછી સાધારણ રીતે મારા કપડા ઉતારી એની પથારીમાં જાઉં છું એ નાક બોલાવે છે અને હું પણ એ ઊંઘે છે એમ માનવાનું નાટક કરું છું. છો મને છેતરીને એ ખુશ થતી પણ આમ ને આમ આવી ઘેનભરી અવસ્થામાં જ એણે મને ત્રણ બાળકોનો પિતા બનાવી દીધો છે પછી બીજે દિવસે એકબીજાના કટ્ટર વિરોધી તરીકે અમે જાગીએ છીએ

×

એક બુધવારની વહેલી સવારે ચૂલા ઉપર પાણી ગરમ કરવા ચરૂ ચઢાવી દીધા પછી મારી મોટી છોકરી પાસે ગયો એનું માથું ચોળવાનું હતું એટલે તે પહેલા એનો ચોટલો છોડી નાખવા માટે હું ગયો હતો, પણ ત્યાં તો એ એકદમ સસલાની માફક કૂદીને મારાથી દૂર છટકી ગઈ અને રોષભરી ખીજવાયલી દૃષ્ટિએ મારા તરફ જોવા માંડ્યું મે પૂછ્યું

કેમ તારો શું વિચાર છે?

એણે કાંઈ જવાબ આપ્યો નહિ પણ મારી સામે અસહકારી દૃષ્ટિએ જોયું આ દૃષ્ટિમાં દુષ્ટતા પણ ભળેલી લાગી એટલે ફરી પૂછ્યું

"કેમ તારો શું વિચાર છે?"

એનો પણ જવાબ નહિ મળ્યો

"તારે માથું નથી ચોળાવવું?"

આંગળીઓના આળા કરી માથું હલાવતા એણે કહ્યું 'મારે તમારી પાસે નથી ચોળાવવું

'એટલે?"

"હું મારી જાતે ચોળીશ

"કેમ, હું તને ચોળી આપું તો?"

'ના'

'કેમ?'

"મને ચોળતા આવડે છે

આ વસ્તુ ખૂબ ભયંકર કહેવાય, જો કે આવી વસ્તુ પાછળ આસું સારવા મંડી પડું એટલો હું કાંઈ બાયલો નથી તરત જ ચૂલા પાસે જઈ છાણાં લાકડાં બરાબર કરી ચૂલાને વધારે બળતો કરી પાણી ગરમ કરવામાં ઉતાવળ કરવા માંડી પેલા બન્ને નાનાને નવડાવી કાઢવાના હતા પાણી થઈ ગયું એટલે છોકરાના કપડાં કાઢવા માંડ્યા ત્યાં તો મારી મોટી છોકરી એકદમ ધસી આવી અને એને ગમે ત્યાંથી પકડી મારી પાસેથી ખૂંચવી લીધો

"એટલે? તું શું કરવા માગે છે?' મે પૂછ્યું એણે માત્ર હાથ ઊંચો કર્યો જવાબ દીધો નહિ

"એટલે ? તું શું કરવા માગે છે ?"

એ કાંઇ બોલી નહિ એટલે તેની પાસે જઈ છોકરાને ખૂંચવી લેવા માંડયો પણ એણે એને ખૂબ બળપૂર્વક પકડી રાખ્યો. નાકમાંથી અવાજ કાઢી એ બોલી:

"હું એને નવડાવીશ."

"એમ કે ? તું એને નવડાવશે ?"

હું કાંઈ ગાંજ્યો જાઉં એમ ન હતો. મેં છોકરાને મારા તરફ ખેંચવા માંડયો એટલે એણે એના તરફ ખેંચવા માંડયો. આ હરિફાઈમાં વિસામો લેવા અમે અટક્યા ત્યારે થોડી વાર સુધી મેં એના સામે જોયા કર્યું, પછી પૂછયું:

"તારી જાતે નાં'હી લેવાનું અને એને નવડાવવાનું આજે તારા મગજમાં ક્યાંથી ઊતર્યું ?"

"કારણ મને બિચારી બાની દયા આવે છે; એને કેટલું કામ !"

"તારી બાની દયા આવે છે ?"

"હાસ્તો, બાને બિચારીને ખૂબ કામ કરવું પડે છે અને તમને પોષવા પડે છે."

"બોલ્યા કર, ચાલ હું સાંભળું છું."

"અને એટલે જ જો હું ભાઈને અને નાનીને નવડાવવું-ધોવડાવવું તો તમે છૂટા થઇને કાંઈ કમાણી કરવા જઈ શકો ને ?"

"શું બોલી ?"

એ કાંઈ બોલી નહિ.

"એમ, તું બધાને ખવડાવી પીવડાવી શકશે ? તને રાંધતાં આવડે છે ? વાળતાં આવડે છે ? ધોતાં આવડે છે ? મેં પૂછયું.

"ચોક્કસ, એમાં વળી નવાઈ શું ? એટલે તમે મજૂરીએ જઈ શકશો ને ?"

ઓતારીની ! ના, ના, એમાં કાંઈ નવાઈભર્યું નથી જ. આખો દિવસ આ કજાત છોકરાંને સાચવવાં એમાં કાંઈ નવાઈભર્યું નથી ! મારા માથાના વાળ ખેંચવામાં કે મારાં ફાટેલાં કપડાંને વધારે ફાડીને તેનો અવાજ સાંભળવામાં જ આનંદ લઈને શાન્ત પડી જતાં બાળકોને સાચવવાં ખરેખર જરા અઘરા નથી ! અને એટલે જ આ ચીબાવલી મને કહેવાની કે 'એમાં શું ધાડ મારવાની છે.' મને ઘર બહાર કમાવવા જવાનું કહે છે એનો અર્થ તો એ જ થયો કહેવાય કે ઘરની અંદર હું જે કામ કરું છું એમાંથી મને રોટલો ખાવાનો હક્ક રહેતો નથી, કેટલું સાહસ ! હું જાણે ઘરમાં વધારે પડતો નાંખી દેવાનો માણસ હોઉં એવી રીતે એ વાત કરે છે. એની માના સદાવ્રત ઉપર જીવતા ભીખારી જેવી મારી કિંમત કરીને મને ઘર બહાર ચાલ્યા જવાનું, તેથી જ એ સંભળાવી દે છે !

બહુ સારું, પણ કયો ધંધો કરું ? કોઈ ડૉક્ટરને ત્યાં 'નર્સ' તરીકે જોડાઈ જવું શું ખોટું ? એવું કામ તો જરૂર હું સારી રીતે કરી શકું. બીજા કયા ધંધા મારે માટે લાયક છે ?......અરે, ઘણા ધંધાને માટે હું સાચે જ લાયક છું. નર્સ કરતાં બીજો કોઈ ધંધો મારે માટે નથી એમ માની લેવું એ તો મારી ભૂલ કહેવાય......પણ ના, મારે એ વાત જોઈતી જ નથી. ચાર વેંતની છોકરી શું મને ઘર બહાર કાઢી મૂકે ? ના, એ કદી બનનાર નથી. એ મને કાઢી મૂકવાની વાત કરે એ પહેલાં હું જ એને શા માટે ઘર બહાર ન ધકેલી મૂકું ? હવે જ્યારે મારા રોટલા ઉપર જ તરાપ મારવામાં આવી છે ત્યારે મારે હોશિયાર બનવું જોઇએ, નકામી વાતોમાં ચિત્તને ભટકવા દેવું ન જોઇએ. ભગવાનના સોગન, હવે તો લડી જ લઇશ. એમ કાંઇ હું નમાલો માણસ નથી.

"ચાલ એ, અહીં આવ. આ બધો લવારો તને કોણે શીખવ્યો ? તારી માએ ?"

"નહિ, મારી મેળે."

"તારી મેળે ?"

"મારી મેળે."

"તું તારા મનમાં શું સમજે છે ? તારી મેળે એટલે ? શું તારી માએ આમ કહેવાનું શીખવ્યું નથી ?"

"ના !"

"ના ?"

"ના !"

"તું તારી જાતે આમ કહે છે ?"

"હા હા, હું જાતે. આમ કહેવાનું માએ કદી કહ્યું નથી."

"તું મને ઘરમાંથી બહાર કાઢી મૂકવા માગે છે !

એણે કાંઈ જવાબ દીધો નહિ. મેં એનો કાન પકડ્યો.

"તને ખબર છે કે હું તારો બાપ છું ?

એ મૂંગી રહી.

"તને ભાન છે ખરું કે હું તારો બાપ છું.' પોતાનાં છોકરાંનો બાપ ધારે તે વર્તે કરી શકે છે. હું ધારું તો તને મારી નાખી શકું. તને ખબર છે ખરી કે પોતાના બાળકોને શિક્ષા કરવાનો બાપને અધિકાર છે, અને એથી પણ જો બાળકો સીધાં નહિ થાય તો તેનું ખૂન પણ કરી શકે ! તને આ બધી વાતની ખબર છે ?"

મારામાં જેટલી શક્તિ હોય એટલી શક્તિથી હું અવાજ કાઢીને બોલતો હતો. આ ઘોંઘાટમાં નાનું બાળક જાગી ઊઠયું આ છોકરી એકદમ ત્યાં દોડી ગઈ, તેને પંપાળ્યો, ચાબડ્યો ને સુવાડવા ઝોળીની દોરી ખેંચવા માંડી. તેને સુવાડવા હું હંમેશ હાલરડું ગાતો તે હાલરડું પણ એણે ગાવા માંડ્યું. આ વખતે મેં ખરેખર મારો મિજાજ ગુમાવ્યો. મેં ગોઠવી કાઢેલું હાલરડું ગાવાનો એને શો હક્ક ! અને જ્યારે એણે ગાવા માંડ્યું ત્યારે મારો મિજાજ જાય જ ને ! એટલે ખૂબ નિશ્ચયપૂર્વક ઘોડિયા પાસે જઈ એને દૂર હડસેલી, દોરી હાથમાં લઈ ઝોળી હીંચકતાં ગીત ગાવા માંડ્યું:

"છાનો રે છપ, ટાપલી મારું ટપ
તારી માવડી હીરચીર લાવે
બાળકને હાલરડું વહાલું...
બેટા મા બોલ મારો છે કોલ
તને બાપા નં'વાડે ધોવાડે—
ખાવાનું કૈંક, રમવાનું કૈંક
આવે ને માવડી લાવે—
તને અખિ જો નિંદરું આવે..."

ખરેખર, એની આખી જિંદગીમાં મારા જેટલું સરસ ગીત ગાઈને આવી શાન્તિથી બાળકને એ કદી સુવાડી શકશે નહિ, આ બાબતમાં મારી કુશળતાને એ કદી આંબી નહિ શકે.

"ચાલો, અહીંથી ખસો આઘા. નાનીને હું જ સુવાડી દઈશ."

ઓ હો ! ઉદ્ધતાઈ આટલે સુધી આવી પહોંચ્યું ! જોઉં છું. મારે એને પાઠ ભણાવવો પડશે. એકદમ મેં કમરેથી પટો કાઢયો અને તેને સટાસટ ચોડવા માંડયો—માથા પર, મોઢા પર અને આખે શરીરે.

"લે લેતી જા ! લેતી જા ! તારા બાપને અટકાવવાનું તને શીખવું, આમ આવ તને બરાબર શીખવી દઉં. જિંદગી સુધી યાદ રે' એવું તને આપું. લે, લેતી જા." આવું આવું કહી મેં એને સારી પેઠે ફટકારી. અમારી વચ્ચેનો ઝગડો પેલાં બે બાળકો જોઈ ગયાં અને એમણે પણ ઝંપલાવ્યું. ભાઈ-બહેનનો સુમેળ સધાઈ ગયો ! મેં પણ ઠીક ઠીક સામનો કર્યો. પછી ખૂબ દુઃખપૂર્વક માથું કૂટયું અને મનને હળવું કરવા ધરાઈને રડી કાઢ્યું.

પછી સાંજે જ્યારે એમની મા ઘેર આવી પહોંચી ત્યાં સઘળાં એની આજુબાજુ વીંટળાઈ વળ્યાં અને મેં એમને કેવી રીતે માર માર્યો એની તરફ તરફની વાત કરી ફરી પાછું સમુદરુદન શરૂ કરી દીધું. આ સમાચાર સાંભળીને મારી પત્ની તો બિચારી દંગ જ થઈ ગઈ, ખાટલા પર માથે હાથ દઈ મૂંગી મૂંગી બેઠી અને એની કરુણાભરી નજર મારા તરફ નાંખતી રહી. એને જોઈને મારું તો લોહી જ ઠરી ગયું !

"ભગવાન, આ બધાનો પાર ક્યારે આવશે !" ખાટલા પરથી ઊઠતાં એ બબડી, એ વ્યગ્ર હતી, આંખમાં પાણી હતાં.

હું મૂગો રહ્યો.

"હું તમને પૂછું છું, શું કરવા ધાર્યું છે તમે ?"

હું શું કહું ?

"તમને તો ગાંડાની ઇસ્પિતાલમાં પૂરી દેવા જોઇએ."

# નવું ભારતી સાહિત્ય

## જીવનચરિત્રમાળા

1. ૧ બાપુની છાયામાં પુરાતન બુચ ૨—૦—૦
2. ૨ ગાંધીજીના સાંનિધ્યમાં ,, ,, ૧—૮—૦
3. ૩ મેં પાંખો ફફડાવી , તનસુખ ભટ્ટ ૨—૦—૦
4. ૪ સંત દેવીદાસ ઝવેરચંદ મેઘાણી ૧—૦—૦
5. ૫ સુભાષના સેનાનીઓ નિ૦ વર્મા જ૦ પરમાર ૩—૦—૦
6. ૬ શાહનવાઝની સંગાથે ,, ૨—૦—૦
7. ૭ જીવનશિલ્પીઓ ,, ૨—૮—૦
8. ૮ બુદ્ધ અને મહાવીર, કિ. ઘ. મશરૂવાળા ૧—૦—૦
9. ૯ રામ અને કૃષ્ણ ,, ૧—૪—૦
10. ૧૦ મહાદેવભાઈ વજુભાઈ શાહ ૩—૦—૦
11. ૧૧ રવીન્દ્રનાથ ઠાકુર કાંતિલાલ શાહ ૨—૮—૦
12. ૧૨ મુસ્તફા કમાલ ,, ,, ૧—૮—૦
13. ૧૩ વૈજ્ઞાનિક જગત ચંદ્રભાઈ ભટ્ટ ૧—૮—૦
14. ૧૪ પુરુષાર્થની પ્રતિમાઓ ,, ,, ૨—૪—૦
15. ૧૫ રવિવંદના ટાગોર સ્મારક ગ્રંથ ૨—૮—૦
16. ૧૬ મહાન મુસાફરો મૂળશંકર મો. ભટ્ટ ૨—૦—૦

## બાલકિશોર સાહિત્ય

1. ૧ ધોળી બિલાડી ગુલાબસિંહ બારોટ ૧—૦
2. ૨ તારક મંદિર જયંતિલાલ ઓઝા ૦—૧૦
3. ૩ પતંગિયા રંગરંગી નટવરલાલ છો. દેસાઈ ૦—૮
4. ૪ ચૌબોલા રાણી નિ. વર્મા જ. પરમાર ૦—૧૨
5. ૫ સોના પદમણી ,, ,, ૦—૧૨
6. ૬ દોલતપરી ,, ,, ૦—૧૨
7. ૭ ગંડુ રાજા ,, ,, ૦—૧૨
8. ૮ કાંગરાણી ,, ,, ૦—૧૨
9. ૯ પાંકો પંડિત ,, ,, ૦—૧૨
10. ૧૦ ગૌડ બંગાળાની વાતો ભા. ૧,, ,, ૦—૧૨
11. ૧૧ ,, ,, ભા. ૨,, ,, ૦—૧૨
12. ૧૨ બુંદેલખંડની વાતો ,, ,, ૦—૧૨
13. ૧૩ રાજસ્થાનની વાતો ,, ,, ૦—૧૨
14. ૧૪ કાઠિયાવાડની વાતો ,, ,, ૦—૧૨
15. ૧૫ પંજાબની વાતો ,, ,, ૦—૧૨
16. ૧૬ જંગલમાં મંગલ ભા. ૧ હરજીવન સોમૈયા ૦—૬
17. ૧૭ ,, ,, ભા. ૨ ,, ,, ૦—૧૦
18. ૧૮ હરિયાના મામલા ,, ,, ૦—૮
19. ૧૯ હજીય મને સાંભરે છે. ગિજુભાઈ ૦—૬
20. ૨૦ ધનુર્ધારી ઈંદુલાલ ગાંધી ૦—૬
21. ૨૧ કેમ અને ક્યારે ભા. ૨ ડુંગરશી સંપટ ૦—૮

પ્રાપ્તિસ્થાન

## ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

મી મ રા જ બી લ્ડિં ગ : કા લ બા દે વી : મું બ ઈ-૨.

ફે ર ના ન્ડીઝ પુ લ ની એ : ગાંધી ર સ્તો : અ મ દા વા દ

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણેકચંદ સ્વાણી; ૧૬ શ્રીમાળી સોસાઈટી : અમદાવાદ.
મુદ્રક : હરિલાલ અમનલાલ ભટ્ટ : ભારતી મુદ્રણાલય : ઢાલગરવાડી પોળ : ચાર રસ્તા; ખાડિયા; અમદાવાદ

આ પાન અપની જાહેર ખબરના સોલ એજન્ટ · સાયન્ટીફીક પબ્લીસીટી બ્યુ
મોડેલ ટોકીઝ સામે, અમદાવાદ · મહેતા બિલ્ડિંગ, મેડોઝ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ ૨

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ ગજેન્દ્રચંદ સ્વામી, ૧૬ શ્રીમાળી સોસાયટી : અમદાવાદ
મુદ્રક : હરિલાલ મગનલાલ ભટ્ટ : ભારતી મુદ્રણાલય : ઢાળવાળી પોળ : ચાર રસ્તા; ખાડિયા; અમદાવાદ


'લાલ' એટલે વસ્ત્રોની ફેશનમાં સર્વોત્તમ
'લાલ'નું કાપડ રંગ અને ડીઝાઇનમાં 'મૃગમોહિની' માફક મોહક હોય છે.
સાડીઓ, ધોતિયાં, શર્ટીંગ, કોટીંગ, ડોરિઆ, પોપલીન અને તમામ પ્રકારનું કાપડ 'લાલ'નું જ વાપરો.
લાલ માર્કા
અમદાવાદ.

ઉલ્લાસવંતી દિપાવલી અને નૂતનવર્ષનું ઝળહળતું
નૂતન વર્ષ શુભેચ્છકો, મિત્રો, સહકારીઓ
ચિત્રરસિકો, ચિત્રનિર્માતાઓ, કલાકારોને
પ્રગતિદાયી નિવડો એવી

: નિર્માતા :

## શ્રીયુત્ પી. બી. ઝવેરી

શુભેચ્છા પાઠવે છે.





## કીર્તિ પીકચર્સનું

ગુજરાતી ભાષામાં તૈયાર થતું રસસર્જન




નવિનતાભર્યાં કથાનકથી મઢેલું અને સંગીતથી રળિયામણું રસસર્જન

— અભિનય —

○ રાણી પ્રેમલતા ○ છનાલાલ ○ પાંડે ○ મુળચંદ ○ સગુણા
○ વિઠ્ઠલદાસ ○ દલપત વિ.

| : સંગીત : | : ધ્વનિ : | : છાયા : | પ્રોડક્શન-ઇન-ચાર્જ |
|---|---|---|---|
| અવિનાશ વ્યાસ | શ્રી. વી. ગાંધી | ગુલાબ ગોપાલ | ડૉકટર ટન્ડન |

| વાર્તા-સંવાદ-ગીતો | -દિગ્દર્શન- | -સુપરવીઝન- |
|---|---|---|
| ગુજરાતી રંગભૂમિના | બલવંત ભટ્ટ | શ્રી. રતીલાલ બી. ઝવેરી |

યુવાન નાટ્યલેખક
શ્રી. પ્રફુલ્લ દેસાઇ

અજોડ ઉદારતા અને અનુપમ અતિથિ સત્કાર વડે ગુજરાતની લોકકથાઓમાં અમર બનેલ ગૃહસ્થ દંપતીનાં પુણ્યશાળી અને સ્વાર્પણમય જીવનની ગુજરાતના ઘરેઘરમાં જાણીતી વિરલ બલિદાનની વાર્તા

પ્રાંતીય હક્કો અને બુકીંગ માટે લખો

**મેસર્સ પ્રગતિ પીકચર્સ** ઠે. શાંતિસદન, ફ્રેન્ચબ્રીજ **મુંબઈ ૭.**

# કાળનાં એંધાણ

કાળના મહાસાગરમાં એક વધુ વર્ષ ગાયબ થાય છે. આ મહાન દેશમાં ગરીબી, ભૂખમરો, દારિદ્રય અશાંતિ દૂર થાય એવા પ્રયાસો આપણે સૌ કરીએ છીએ, પણ દેશને એક ખૂણેથી બીજે ખૂણે સુધી જે કાંઇ બની રહ્યું છે તેના એંધાણ સારા નથી. અને જો કોઇ મક્કમ અને સમર્થ પગલું ટૂંક સમયમાં નહિ ભરાય તો વર્ષોનાં સેવેલા રમણીય સ્વપ્નો અને મંગલ આદર્શો હતા નહોતા બની જશે.

સૈકાઓ જૂની ગુલામીના બંધનો કડેડાટ તૂટી રહ્યા છે અને જેને આપણે ઝંખતા હતા તે દિવસોની ગુલાબી ઉષા ઊગી રહી છે આપણો પ્રાણ નાચી રહ્યો છે. પણ હૈયામાં જંપ નથી, શાંતિ નથી. જાણે એ ઊષાની લાલીમા આડે કાળાં વાદળાં છવાઈ રહ્યાં છે.

નવું વર્ષ આ બધી આપત્તિઓને નિવારનારું અને નવા આદર્શોની સ્થાપના કરનારું નીવડે એવી આપણે સૌ અભિલાષા સેવીએ.

લેખકોએ આ માસિકને પોતાનું ગણીને અનેકવિધ સમૃદ્ધ કરવામાં જે ફાળો આપ્યો છે તે ભૂલાય તેવો નથી. તેમજ વાંચકોએ ગ્રાહક બનીને અમારા કાર્યમાં જે સહકાર આપ્યો છે તે માટે અમે સૌના આભારી છીએ. અને નવા વર્ષે પણ અમે એ જ સાથ અને સહકારની માગણી કરીએ છીએ.

સંપાદક

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૬ : 'નવરચના' વર્ષ ૧૧ : અંક ૮

નવેમ્બર : ૧૯૪૬

અનુક્રમ

૧ કાળરાત્રિના તારલિયા ૧૩
૨ વહેતાં પાણી — માસિક નોંધ ૧૫
૩ મધપૂડા બાંધનાર — ઝવેરચંદ મેઘાણી ૨૯
૪ રાહતવેરો — પન્નાલાલ પટેલ ૩૮
૫ કાવ્ય અને સત્ય — રામનારાયણ વિ. પાઠક ૪૧
૬ રોજ ને જોઇએ — દર્શક ૪૯
૭ પરિભ્રમણ અને સાહિત્યવિહાર — રામનારાયણ વિ. પાઠક ૫૩
૮ ખુલ્લું આકાશ. — ઇશ્વર પેટલીકર ૫૭
૯ આજે મને સંગીત દેખાય છે — જીતુભાઈ પ. મહેતા ૬૯
૧૦ ભાષાન્તર કે રૂપાંતર? — ઉમાશંકર જોષી ૭૫
૧૧ શ્રી કાકાસાહેબ કાલેલકર ૭૮
૧૨ એપેન્ડિસાઇટિસ — અનુ. રમણલાલ એન્જિનીઅર ૮૧
૧૩ એટમ બોમ્બ અને વિશ્વશાંતિ — ભૂપેન્દ્ર ઉપાધ્યાય ૯૦
૧૪ હરીફ — ભૂપેન્દ્ર ઉપાધ્યાય ૯૪
૧૫ માનીતી અને અણમાનીતી — સાને ગુરુજી ૯૭
૧૬ ઘડાતા ઇતિહાસનું એક પાનું — સ્નેહરશ્મિ ૧૦૪
૧૭ બાબુ બિપિનચંદ્ર પાલ — રામચંદ્ર સોમણ ૧૧૨
૧૮ વિજ્ઞાનદર્શન — બંસી ગાંધી, પ્રો. જયંતિલાલ દે. ઓઝા, ડૉ. નરસિંહ મુ. શાહ ૧૧૬
૧૯ હિમપ્રદેશમાં — મૂળશંકર મો. ભટ્ટ ૧૨૧
૨૦ ગ્રંથસમીક્ષા — મ. મ. રા. ૧૨૫

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૬-૦-૦ : પરદેશમાં રૂ ૯-૦-૦

છૂટક નકલ સવા રૂપિયો

ભારતી સાહિત્ય સંઘ લિ.

ભીમરાજ બીલ્ડિંગ, બીજે માળે, નવી હનુમાન ગલીના નાકે, કાલબાદેવી રસ્તો, મુંબઈ ૨.

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ




ઊર્મિ વર્ષ : ૧૬ મું * નવરચના વર્ષ : ૧૧ મું * અંક : ૮ મો નવેમ્બર : ૧૯૪૬

# કાળરાત્રિના તારલિયા

*

'ઝંઝાવાતભર્યા આકાશ નીચે આજે જ્યારે મોટી મોટી નૌકાઓ તૂટી રહી છે અને ઊંડાં તોફાની પાણીમાં ડૂબી રહી છે ત્યારે કોઇ પ્રેમાળ અને દયાળુ નાવિક પોતાની નાનીશી નાવડીમાં બે ત્રણ માનવીઓને આ ઘૂઘવતો મહાસાગર પાર કરાવીને કોઈ સલામત સ્થળે લઈ જવા મથતો હોય એવા દાખલાઓ વીણી વીણીને શ્રી હનુમાનપ્રસાદ પોદ્દારે 'કલ્યાણ કલ્પતરુ'માં આપેલા છે. કલકત્તાના કાળાઘોર હત્યાકાંડ વચ્ચે ઝબૂકી ગયેલાં માનવ–કોડિયાંનું દર્શન કરાવનારાં એ પ્રસંગોમાંથી થોડાક અહીં ઉતાર્યા છે.

*

ઝકરિયા સ્ટ્રીટના હિંદુઓ જીવ બચાવવા નાસી છૂટયા હતા. પોતાની પાછળ રેઢાં મૂકેલાં ઘરોમાં એમની લાખોની નિર્જીવ દોલત હતી. તે ઉપરાંત જીવતી જાગતી દોલતરૂપી થોડી ગાયો પણ તેઓ પાછળ મૂકતા ગયા હતા. સૂના ઘરમાં એકલી ઊભી ઊભી ગાયમાતાઓ ભૂખના ભાંભરડા દેતી હતી ત્યારે એક ગરીબ મુસલમાને એમને ઘાસચારો નીરીને જીવતી રાખેલી.

*

હિંદુ લત્તામાં મુસ્લિમોનાં થોડાં ઘર હતાં, એ લત્તામાં એક ગરીબ ઈશ્વર-પરાયણ બ્રાહ્મણ રહેતો હતો. વારતહેવારે લત્તાના શ્રીમંત હિંદુ કુટુંબોમાં જઈને એ પાઠપૂજા કરતો અને ગુજરાન ચલાવતો. હુલ્લડના દિવસો દરમિયાન ઉશ્કેરાયેલા હિંદુઓનું એક વૈરપિપાસુ ટોળું મુસ્લિમ મહોલ્લા ભણી ધસી આવ્યું. મહોલ્લા ભણી જતી સાંકડી અને ગંધાતી ગલીને નાકે એ બૂઢો બ્રાહ્મણ જઈ ઊભો. ટોળાને શાંત પાડવાના એણે પ્રયાસો કર્યા. પણ પોતાની કાકલૂદીઓની કાંઈ અસર ન થતી જોઈને પછી એણે કહ્યું કે, 'મુસલમાનોનાં ઘર સુધી પહોંચતાં પહેલાં તમારે આ બ્રાહ્મણના લોહીથી ખરડાવું પડશે.' ટોળું નિરુત્તર બન્યું અને જતું રહ્યું. તે પછી પણ ભૂખ્યા પેટે ત્યાંને ત્યાં ઊભા રહીને બ્રાહ્મણે એ નાકું સાચવ્યું.

ગુંડાઓએ એક હિંદુ કુટુંબ ઉપર હલ્લો કર્યો ત્યારે પાડોશી મુસ્લિમ કુટુંબની પરદાનશીન સ્ત્રીઓ એમની મદદે આવી. બુરખા ફગાવી દઈને એ તોફાનીઓની સામે ગઈ અને બોલી, 'અમારું ખૂન રેડયા પછી જ તમે એ લોકો ઉપર હાથ ઉગામી શકશો.'

સાંકડી ગલીમાંથી બે મુસ્લિમો જાન બચાવીને દોડયા આવતા હતા. હિંદુઓનું એક ટોળું એમની પૂંઠે હતું. એક વૃદ્ધ હિંદુ સ્ત્રીએ એ બેને પોતાના ઘરમાં લઈ લીધા. એમને જનોઈઓ પહેરાવી અને એમને કપાળે સુખડનાં તિલક કરી દીધાં. પેટના દીકરાની જેમ એ બેને વૃદ્ધાએ ચાર દિવસ સુધી સાચવ્યા. પછી હિંદુ વેશે જ તેઓ પોતાના લત્તામાં પહોંચી ગયા. વૃદ્ધ માતા કહે છે કે, 'પોતાને આંગણે આશરો લેવા આવેલાઓનું રક્ષણ કરવું એ તો હિંદુ માત્રની પવિત્ર ફરજ છે. જે એમ ન કરે તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે છે.'

❀

હિંદુઓના એક મકાનમાંથી બધા ભાડૂતો ભાગી ગયા હતા. પાછળ રહ્યો હતો એકલો ચોકીદાર. ત્રણ ત્રણ દિવસ સુધી એ ખાધા વિનાનો રહ્યો. એક મુસ્લિમ પાડોશીને ખબર પડી. પોતાના રેશનમાંથી પાંચશેર ચોખા લઈને એણે એક પોટલી વાળી અને ઘરના છાપરા ઉપર ચઢીને છાનીમાની એ ચોકીદારને પહોંચાડી.

❀

એક મુસલમાન રસ્તે ચાલ્યો જતો હતો. એકાએક બે હિંદુ જુવાનો લાઠી લઈને તૂટી પડયા, બાજુમાંથી જતી ગાડીનો બૂઢો હિંદુ ગાડીવાળો કૂદીને વચ્ચે પડયો અને મુસલમાનને બચાવવા જતાં એના દેહ ઉપર લાઠીઓ પડી. દરમિયાન મુસલમાન નાસી છૂટયો, બૂઢા ગાડીવાળાએ જુવાન હિંદુઓને પૂછયું: 'ખાલી હાથે ચાલ્યા જતા એટલા માણસ ઉપર બે લાઠીવાળા તૂટી પડયા એમાં શું તમારી બહાદુરી સમજો છો?' જુવાનો મૂંગે મોઢે ચાલ્યા ગયા.

❀

પાડોશમાં વસતા અનેક હિંદુઓને આશરો આપનાર એક મુસ્લિમ વેપારી આંસુભરી આંખે કહેતા હતા કે, 'આપણે અહીં એકબીજા સાથે હળી-મળીને બસો વર્ષોથી રહીએ છીએ. પણ હવે બહારનાઓ આવીને મારે હાથે મારા જ ભાઈઓનું ખૂન વહાવવા માગે છે, લોકોનાં આંસુ, લોહી અને હાડકાં ઉપર જેઓ પોતાની ઈમારત ચણી રહ્યા છે તેઓ થોડા જ વખતમાં અટૂલા પડી જશે; યા ખુદા, એ લોકો ઈસ્લામને નામે કેવાં નાપાક કામ કરી રહ્યો છે!

### પ્રત્યેક વાટાઘાટો દેશને પાછો પાડે છે

વિક્રમનું વધુ એક વર્ષ પૂરું થઈ રહ્યું છે. સંવત ૨૦૦૨ને પ્રથમ દિવસે શરૂ થયેલા આઝાદ હિંદ ફોજના ત્રણ શૂરવીરો ઉપરના મુકદ્દમાએ દેશની નસેનસમાં લડાયક જોમ પ્રસરાવી દીધું હતું. નવા મોરચા ઉપર લડવા જઈ રહેલી કોઈ મહાસેનાની ખુમારીથી આખી પ્રજા હલબલી ઊઠી હતી. અને આજે, વર્ષને અંતે અનિશ્ચિતતાઓ અને બહેકાવી મૂકેલી આશાનિરાશાઓના વાતાવરણમાં એ જ પ્રજા ગૂંગળામણ અનુભવી રહી છે. લાઠીઓ સામે જેનાં મસ્તક ઉન્નત રહ્યાં હતાં, સંગીનો અને ગોળીઓ સામે જેની છાતી સાબૂત રહી હતી એ પ્રજાનો ખરડો વાટાઘાટોએ ભાંગી નાખ્યો છે. પ્રત્યેક સંગ્રામે દેશને આગળ ધપાવ્યો છે અને પ્રત્યેક વાટાઘાટોએ એને પાછો પાડયો છે.

યુદ્ધે ચડેલી તમામ પ્રજાઓને વહેલું મોડું એક યા બીજા પ્રકારની વાટાઘાટોમાંથી પસાર થવું પડતું હશે. પણ આપણી વાટાઘાટોની રીત ન્યારી છે. જે પ્રકારનો અહિંસક સંગ્રામ આપણા દેશે ખેડ્યો છે તેમાં કદાચ વાટાઘાટોનું એક વિશિષ્ટ સ્થાન હશે. પણ આજે તો એ વિશિષ્ઠા મટીને અનિવાર્યતા બની બેઠી દેખાય છે. અને કોઇ અનેરા પ્રકારની–અથવા તો કોઈ પણ ચોક્કસ પ્રકાર વિનાની–આપણી વાટાઘાટો હોય છે. ગમે તેની સાથે, ગમે તે મુદ્દા ઉપર આપણા આગેવાનો પૈકી ગમે તે, વાટાઘાટો ચલાવવા તત્પર હોય છે. ભૂતકાળમાં જેણે અનેક ગુલાંટો ખાધેલી હોય, અનેક વાર જે બોલીને સિફતપૂર્વક ફરી ગયા હોય, આપણા શબ્દોને મારીમચડીને જેણે આપણી બેસુમાર બદબોઈ કરી હોય, કસમ ખાવા એક પણ રચનાત્મક સૂચન જેણે કદી કર્યું ન હોય તેવા ફરેબી માનવીઓ સાથે આપણે એક વાર, બે વાર, ફરી ફરીને વાટાઘાટો કરતા આવ્યા છીએ. ભૂતકાળના એમના વર્તનને કારણે અને વર્તમાનની એમની વાણીને કારણે અમુક વ્યક્તિઓ સાથે તો અમે વાટાઘાટો નહિ જ કરીએ એવું આપણે જાહેર કરી શકતા નથી. એ જ રીતે અમુક મુદ્દા તો અમારે મન મૂળભૂત છે, અમારી ઈમારતના પાયારૂપ છે, એ અંગે કશી જ બાંધછોડને અવકાશ નથી એવું આપણે વર્તનમાં સાબિત કરાવી શકતા નથી. આપણા અસ્તિત્વ માટે જવાબદાર એવા સિદ્ધાંતો ચાહે તેવા લાભદાયી સોદાના બદલામાં પણ વટાવી શકાય તેમ નથી. તેવી સચોટ પ્રતીતિ આપણે કરાવી નથી. અને ત્રીજું, વાટાઘાટો કરવા આવનાર સહુ કોઇએ આપણામાંથી કોઇ ચોક્કસ વ્યક્તિને અથવા તો ચોક્કસ સમૂહને એકી સાથે મળવું જોઇએ, એવો આગ્રહ આપણે રાખી શક્યા નથી. પરિણામે ચાલાક દુશ્મન ઘડીક આને મળે, ઘડીક તેને મળે, અહીં એક વાત કહે અને ત્યાં બીજી, એકને ભરમાવે તો બીજાને ઉલ્લુ બનાવે અને છેવટ હાથતાળી દઈ ચાલ્યો જાય ત્યારે આપણે જોયા કરીએ!

દિલ્હીમાં છેલ્લા એક મહિના દરમિયાન આવું જ બન્યું છે. શ્રી સુલતાન અહમદ, ભોપાળના નવાબ, પટૌડીના નવાબ, એવા અનેક પ્રકારના વિષ્ટીકારો પહેલાં આવે, ખુશામત કરે, ધમકી આપે, લાલચ આપે—છતાં એ બધાને આપણે મળ્યા. તે પછી શ્રી ઝીણા આવે. એની એ વાતો ઉપર ફરી ફરીને એમની સાથે ચર્ચાઓ ચાલે, મુલાકાતો અને પત્રવ્યવહારોનો કાંઈ સુમાર ન રહે. અને એમની સાથે આપણે એક સૂરે વાત પણ નથી કરી શકતા. કોઈ ગાંધીજીને મળે, કોઈ વાઈસરૉયને, કોઈ જવાહરલાલને કોઈ સરદાર અને મૌલાના આઝાદને. કોઈ એમને કહેતું નથી કે, મળવા માટે ખુશીથી આવો. કે બોલાવો, પણ વાટાઘાટો તો ફક્ત વચગાળાની સરકારના વડા જવાહરલાલ સાથે જ કરજો. અમારી સાથે નહિ.

### કલહોદ્યું મેદાન બનેલી વચગાળાની સરકાર

વાટાઘાટો હવે પૂરી થઈ છે, એટલે એની ઉપર અત્યાર સુધી ઢાળી રાખેલા પડદામાં પ્રત્યેક પક્ષકાર પોતાને ફાવે ત્યાં બકોરાં પાડી પાડીને પ્રજા સમક્ષ તેના એકપક્ષી અને વિકૃત સ્વરૂપો રજુ કરવા માંડ્યાં છે. લાંબા સમય સુધી પ્રજાને અંધારામાં રાખીને હવે પછી વિતેલા કાળના ચૂંથણા ચૂંથાવા માંડ્યાં છે, સામસામા આક્ષેપો અને પ્રતિઆક્ષેપોનાં નિવેદનોનો આરંભ થઈ ચૂક્યો છે. પ્રજામાનસને ત્રાસ પમાડનારી આ તમામ બિનાઓના બદલામાં આપણે મેળવી શું શક્યા છીએ? પહેલી હરોળના રાષ્ટ્રનેતાઓના સાથીપદે વિરોધીઓ મહિલા ૪-૫ મધ્યમ કોટિના માનવીઓને બેસાડ્યા છે. અંદરથી એમની કનડગત વધશે, અને બહારના મુખ્ય વિરોધિઓનો ઉલ્કાપાત તો ચાલુ જ રહેશે.

વચગાળાની સરકારમાં લીગના જોડાવાથી દેશની તૃષાતુર ધરતી ઉપર શાંતિ અને ભ્રાતૃભાવનાની કોઈ નવવર્ષા થઈ જવાની છે એવી પ્રજાને બંધાઈ રહેલી આશાઓ વાંઝણી કરી છે. કલકત્તાનો હત્યાકાંડ હજી ભૂલાયો નથી ત્યાં તેનાથી ચાર ચાસણી ચડે તેવી કથા બંગાળના નોઆખલી જિલ્લામાંથી આવી છે. પોતાના હાથમાં સત્તા આવે તો જે વિસ્તારોમાં પારકી કોમની પંદર ટકા વસ્તી છે ત્યાં શું કરી શકાય છે તે પાકિસ્તાનીઓએ દેખાડ્યું છે. મુસ્લિમોને ગેરમાર્ગે દોરવામાં, એમનું મઝહબી ઝનૂન બહેકાવવામાં આગળ ને આગળ જઈ રહેલા લીગવાદીઓને વચગાળાની સરકારમાં જોડાવાથી તો ખુલ્લી આગમાં પવન ફૂંકવાનો મોકો મળ્યો છે. પ્રધાનમંડળ સર્વપક્ષી બન્યું છે. પણ આ સર્વપક્ષીપણું અંતરમાંથી ઊગેલું નહિ, ઉપરથી ઠોકી બેસાડેલું છે.

સરહદના ગાંધીએ વાટાઘાટોના આરંભકાળે જ ઉચ્ચારેલો ચેતવણીનો સૂર આજે લાગે છે તેટલો જ સાચો તે વખતે આપણા આગેવાનોને લાગ્યો હોત તો કેવું સારું થાત.

'મને લાગે છે કે વાઈસરોયે શ્રી ઝીણાને પોતાનો ખાસ હેતુ પાર પાડવા માટે જ મળવા બોલાવ્યા છે. વચગાળાની સરકારનો અનુભવ વાઈસરોયને મીઠો નથી લાગ્યો દેખાતો. પોતાની સરમુખત્યારી સત્તામાં ધીમે ધીમે ઘટાડો થઈ રહ્યો હોય તેવું એમને લાગે છે. એટલે, અત્યારે સરળતાથી ચાલી રહેલી વચગાળાની સરકારને એ જેનાતેના ઝગડાઓ માટેના મેદાનમાં ફેરવી નાખવા માગે છે.'

### પાછા વળવાનો માર્ગ હવે બંધ છે

એટલે કે પંડિત જવાહરલાલ અને એમના અગિયાર સાથીઓ પ્રચંડ વેગથી લોકોન્નતિનાં કાર્યો કરી રહ્યા હતા તેને બદલે હવે આંતરિક વિખવાદ અને કુડકપટનો સામનો કરવામાં એમના પ્રધાનમંડળની શક્તિ ખરચાતી જશે. અનેક મોરચે લડી રહેલા રાષ્ટ્ર સામે એક નવો મોરચો ખૂલ્યો છે, ટેનીસનના 'ચાર્જ ઓફ ધી લાઈટ બ્રિગેડ' કાવ્યે અમર બનાવેલી છસો ઘોડેસ્વાર યોદ્ધાઓની ટુકડીની માફક આપણા લડવૈયાઓની સામે તોપો મંડાયેલી છે, જમણી બાજુ તોપો છે અને ડાબી બાજુ પણ ધુંવાધાર તોપો છે. તફાવત એટલો જ છે કે આપણા લડવૈયાઓની તો પીઠ પણ સલામત નથી, ત્યાં પણ સગાભાઈની તોપો મંડાયેલી છે

અને છતાં આગળ વધીને જંગ જીત્યા વિના છૂટકો નથી. પાછા વળવાનું આપણને પાલવે તેમ નથી; કારણ કે પાછા વળવાનો માર્ગ બંધ છે. રસ્તો હવે એક જ છે—આગળ ધપવાનો. સત્તારોહણ પછીના પ્રથમ વાયુ-પ્રવચનમાં જવાહરલાલ નેહરુએ કહેલા શબ્દો જ નવા વર્ષનો આપણો આશાસંદેશ બની રહે છે—

'દ્વાર ખુલ્લાં છે, અને વિધાતા આપણને સહુને સાદ કરી રહી છે. કોણ જીતશે અને કોણ હારશે એ સવાલ જ નથી, કારણ કે આપણે

સહુએ સાથે મળીને સાથીઓ તરીકે આગળ વધવાનું છે. કાં તો આપણે બધા જ જીતશું અને કાં તો સહુ સાથે ડૂબશું. પણ આપણે હારવાના નથી. સફળતા ભણી, ચાલીસ કરોડની આબાદી અને સ્વતંત્રતા ભણી આપણે કદમ બઢાવીએ છીએ.'

### અન્નસંકટ પાર ઊતારવા હજી વધુ કમર કસો !

અનાજની એવી કારમી કટોકટીને આરે આવીને આપો દેશ ઊભો છે કે તે અંગે ફરી ફરીને ચેતવણીઓ ઉચ્ચારવી એ સૌ કોઈનો ધર્મ થઈ પડયો છે. હિંદી સરકારના ખોરાકમંત્રી શ્રી સેને જાહેર કરેલી નીચેની વિગતો વારંવાર મગજમાં ઘૂંટવાની જરૂર છે.

'હિંદમાં દર વર્ષે ૭ કરોડ ટન અનાજ પેદા થાય છે. પણ આપણા ખેડૂતોનો મોટો ભાગ પોતાની વપરાશ જેટલું જ અનાજ પકાવતો હોય છે. એટલે કુલ નીપજનું માત્ર ૪૦ ટકા –૨૮ લાખ ટન–અનાજ બજારમાં વેચાણ માટે આવે છે.

'લડાઈ પહેલાં આપણે દર વર્ષે સરેરાશ પંદર લાખ ટન અનાજની પરદેશોમાંથી આયાત કરતાં. દેશના કેટલાક ભાગોમાં અનાજનો પાક નિષ્ફળ ગયો હોવાથી આપણે આ વર્ષે ઓછામાં-ઓછાં ચાલીસ લાખ ટન અનાજની આયાત માટે માગણી કરી છે. અત્યાર સુધીમાં દેશાવરથી આપણને માત્ર સાડાબાર લાખ ટન અનાજ મળ્યું છે.'

યુનાઈટેડ સ્ટેટસમાંથી આપણને મળનારું અમુક અનાજ ત્યાંના નાવિકોની હડતાલને કારણે કેટલાય દિવસ સુધી રઝળી પડયું. આરજેન્ટાઇનાથી કટોકટી ભરી વાટાઘાટો પછી મકાઇનાં જહાજો રવાના થયાં. આપણા બાંધવ–રાષ્ટ્ર ઇન્ડોનેશિયાએ સાત લાખ ટન ચોખા આપવાની કરેલી ઉદાર ઓફરનો લાભ ઓછાં જહાજોને કારણે અતિ મર્યાદિત પ્રમાણમાં લેવાઇ રહ્યો છે. પાડોશી બરમામાં રચાયેલી નવી પ્રજાકીય સરકારના વડા મેજર–જનરલ ઑંગ–સાને એક લાખ ટન ચોખાની ઓફર કરી છે. પરંતુ દેશાવરથી આવતું અનાજ બહુમાં બહુ તો આપણને થોડી મદદ કરી શકે, આપણો જુસ્સો ટકાવી રાખી શકે. કટોકટીનો લાંબો ગાળો તો આપણે એકલે હાથે વિતાવવો પડશે. રેશનિંગનો વહીવટ પડી ભાંગે નહિ તેને માટે સરકાર પાસે અનાજનો સારો એવો જથ્થો રહેવો જરૂરી છે. અને એનો શ્રેષ્ઠ માર્ગ મુંબઈની પ્રજાકીય ખોરાક–સમિતિના પ્રમુખ શ્રી મિતુ મસાણીએ દાખવ્યો છે: શહેરોમાં વસતા શ્રીમંતો અને મધ્યમવર્ગના માનવીઓએ પોતાનાં રેશનકાર્ડનું અરધું અનાજ એ મહિના માટે સ્વેચ્છાએ જતું કરવું. આ રીતે છોડી દીધેલા ચોખા કે ઘઉંને સ્થાને ફળો, શાકભાજી અને દૂધ–ઘી લઇને જાતે સશક્ત અને નીરોગી રહેવાની ત્રેવડ આ વર્ગનાં માનવીઓમાં છે. શ્રી મસાણીના આ સૂચનનો પ્રથમ મુંબઈના અને હવે અમદાવાદના થોડા લોકો ઉત્સાહપૂર્વક અમલ કરવા માંડયા છે એ ઘણા આનંદની વાત છે. સ્વતંત્ર પ્રજાને એ જ શોભે. પણ હજી વધુ કમર કસવાની જરૂર છે.

### મિલઉદ્યોગને રૂંધતો મદ્રાસ સરકારનો નિર્ણય

મદ્રાસ પ્રાંતના કોંગ્રેસી વડા પ્રધાન શ્રી પ્રકાશમે પ્રાંતના મિલઉદ્યોગના વિકાસના માર્ગ આડી મોટી શિલા મૂકનારો જે નિર્ણય કર્યો છે તેણે ઘણી ચર્ચા જગાડી છે અને તેની વિરુદ્ધમાં તેમ જ તરફેણમાં વિવિધ–સામાજિક, આર્થિક, રાજનૈતિક અને આધ્યાત્મિક દલીલો થઈ રહી છે. આ એક અત્યંત મહત્ત્વનો પ્રશ્ન છે અને વહેલોમોડો એ એક યા બીજા સ્વરૂપે મદ્રાસ સિવાયના તમામ કોંગ્રેસી શાસન તળેના પ્રાંતોમાં ઉપસ્થિત થવાનો છે, તેથી એ વિશે પૂરી અને ઊંડી વિગતો જાણ્યા પછી જ શાંત ચિત્તે સૌ કોઈ પોતાનો અભિપ્રાય બાંધે તે જરૂરી છે. એ હકીકતો દક્ષિણ હિંદ મિલમાલિક મંડળના પ્રમુખ શ્રી રત્નસભાપતિ મુદાલિયરે કરેલા એક નિવેદનમાંથી તારવીને અહીં આપી છે—

'૩૪૦ લાખની વસ્તીવાળા મુંબઇ પ્રાંતની મિલો પાસે બધી મળીને ૬૦ લાખ સ્પિન્ડલ્સ છે, જ્યારે મદ્રાસ ઇલાકો તેમજ મૈસુર, ત્રાવણકોર અને કોચીનનાં રાજ્યોના બનેલા ૮૩૦ લાખની વસ્તી-

વાળા દક્ષિણ વિભાગની મિલો પાસે કુલ ૨૦ લાખથી પણ ઓછી ત્રાકો છે. દક્ષિણમાંની મોટા ભાગની મિલો માત્ર સૂતર કાંતે છે—વણવાનું કામ પ્રમાણમાં ઓછી મિલોમાં થાય છે. ૧૯૪૫ દરમિયાન મુંબઈની મિલોએ ૩૩૦ કરોડ વાર કાપડ બનાવ્યું અને તેની હાથશાળોએ બીજું ૧૩ કરોડ વાર વણ્યું. એ રીતે મુંબઈ પ્રાંતમાં એ એક વર્ષ દરમિયાન બધું મળીને ૩૪૩ કરોડ વાર કાપડ બન્યું. મુંબઈ પ્રાંતમાં તેના ઉપયોગ કરતાં વધારે કાપડ બને છે મદ્રાસમાં ઓછું. ૧૯૪૫ના વર્ષ દરમિયાન મદ્રાસ ઇલાકામાં મિલોએ ૩૦ કરોડ વાર અને હાથશાળોએ ૬૬ કરોડ વાર કાપડ પેદા કર્યું. આ રીતે મુંબઈના ૩૪૩ કરોડ વારની સરખામણીમાં મદ્રાસે માત્ર ૯૬ કરોડ વાર કાપડનું ઉત્પાદન કર્યું. તેથી એ બે પ્રાંતોના મિલઉદ્યોગમાં મદ્રાસ પ્રાંતે વધુ વિકાસ સાધવાની જરૂર છે.'

શ્રી પ્રકાશમના પ્રધાનમંડળે કરેલો નિર્ણય એ પ્રાંતના મિલઉદ્યોગના વિકાસને રુંધનારો છે તે હકીકત કોઈ છુપાવતું નથી. મદ્રાસની સરકારે ખાદીના ઉત્પાદનની એક જંગી યોજના ઘડી છે. એ યોજનાથી આખી પ્રજાનું ભલું થવાનું છે અને જો એ અખતરો અનુકૂળ સંજોગો નીચે ચાલુ રાખવામાં આવે તો એ જરૂર સફળ થશે તેવી શ્રદ્ધા સાથે એ ખાદી-યોજનાનો આરંભ મદ્રાસના પ્રધાનમંડળે કરી દીધો છે. આ ખાદી-યોજના થોડા જ વર્ષોમાં મદ્રાસના પ્રજાજનને આજે વાર્ષિક દસ વાર કાપડ મળે છે તેને બદલે વીસ વાર પૂરું પાડવાના લક્ષ્ય મનોરથને લઈને જન્મી છે. મિલો એ એના માર્ગમાં નડતરરૂપ છે તેથી પ્રાંતમાં નવી મિલો શરૂ ન કરવા દેવાનો તેમજ અત્યારની મિલોમાં વધુ સ્પિન્ડલો ન બેસાડવા દેવાનો સરકારે નિર્ણય કર્યો છે.

## હાથશાળના વણકરોને પણ નુકસાન પહોંચાડશે?

આ નિર્ણય અને આ નીતિનો વિરોધ કરનારાઓ કહે છે કે મદ્રાસની મિલો એ પ્રાંતના જ નહિ બહેકે પડોશી વિસ્તારોના હાથશાળના વણકરોને પણ સૂતર પૂરું પાડે છે. અત્યારે પણ એ વણકરોને પૂરતું સૂતર ન મળતું હોવાથી અનેક હાડમારીઓ વેઠવી પડે છે. એનો ખ્યાલ કરીને જ કાપડઉદ્યોગના યુદ્ધોત્તર નિયોજન અંગેની મધ્યસ્થ સરકારની સમિતિએ મદ્રાસ પ્રાંતને ફાળે દોઢ લાખ ઝીણા સૂતરની અને બે લાખ જાડા સૂતરની સ્પિન્ડલો આપી હતી. આ કુલ સાડા ત્રણ લાખ સ્પિન્ડલમાંની અડધી તો જૂની અને ઘસાઈ ગયેલી સ્પિન્ડલનું સ્થાન લેવા માટેની છે. આંતરપ્રાંતીય વહેંચણીમાં પોતાને ફાળે આવતી આ સ્પિન્ડલ લેવાની ના પાડી દઈને મદ્રાસ સરકાર મિલઉદ્યોગને જ નહિ, હાથવણાટને પણ ફટકો મારી રહી છે; કાપડની કારમી તંગીમાં અસહ્ય વધારો કરી રહી છે."

ટીકાઓના જવાબમાં શ્રી પ્રકાશમે કહ્યું કે, 'અમારી નીતિ સામે વિરોધ જાગશે એ અમે જાણતા હતા. પણ એનો કટકે કટકે જવાબ આપી શકાય નહિ. યોગ્ય સમયે વિસ્તૃત નિવેદન બહાર પાડવામાં આવશે, હું સીધેસીધો આંકડા અને હકીકતવાળો જવાબ દઈ શકું નહિ.'

કોંગ્રેસની નીતિમાં અને ગાંધીજીના આદર્શોમાં જેમને શ્રદ્ધા છે તેઓ એટલું સ્વીકારે છે કે શ્રી પ્રકાશમે એક ઘણું ક્રાંતિકારી પગલું ભર્યું છે. અને તેની સફળતા-નિષ્ફળતાની આ આખા દેશના સામાજિક તથા આર્થિક જીવન ઉપર દૂરગામી અસરો થયા વિના રહેવાની નથી. એક નવી દિશામાં આખી પ્રજાને દોરવાનો-જોતરવાનો અખતરો થઈ રહ્યો છે. એના કરનારાઓને પોતાની શક્તિમાં તેમ જ પોતાનો નીતિની સદ્ધરતામાં અપૂર્વ વિશ્વાસ ન હોય તો તેઓ આવી ગંભીર જવાબદારી ઉઠાવવાની હિંમત ન કરી શકે. એ પણ સારું છે કે આવા જોખમભર્યા અખતરા માટે સારા યે હિંદુસ્તાનના વિશાળ પટને બદલે માત્ર એક જ પ્રાંતની ભૂમિ પસંદ કરવામાં આવી છે. મદ્રાસમાં યંત્રશાળો કરતાં હાથશાળો ઘણું વધારે કાપડ વણે છે અને એ હાથશાળો મિલના સૂતરને બદલે હાથકંતામણનું સૂતર ઘણી સરળતાથી વણવા માંડી જઈ શકે એ પણ દેખીતું છે.

### પ્રજાને અંધારામાં રાખીને ક્રાંતિકારી પગલાં કેમ ભરાય ?

અને છતાં ગમે ત્યારે એક ફરમાન કાઢીને આવો અભૂતપૂર્વ અખતરો વહેતો મૂકી શકાય નહિ. પ્રજાએ સંપૂર્ણ વિશ્વાસપૂર્વક ચૂંટેલા કોંગ્રેસી પ્રધાનોને પણ આવો નિર્ણય માત્ર પોતાની અંગત જવાબદારી ઉપર કરવાનો અધિકાર નથી. કોંગ્રેસના ધારાસભ્યોને તેમ જ પ્રાંતિક ધારાસભાને આ બાબતમાં અગાઉથી વિશ્વાસમાં લેવા જોઈતાં હતાં—હજી પણ એમને વિશ્વાસમાં ન લેવાય ત્યાં સુધી આ નવી નીતિનો અમલ મુલતવી રાખવો જોઈએ. ધારાસભામાં એની નિખાલસ ચર્ચા થવી જોઈએ. એની સંપૂર્ણ છણાવટમાંથી ફલિત થતા વિરોધપક્ષના મુદ્દાઓનો હકીકત અને આંકડાથી છાજતો જવાબ અપાવો જોઈએ. આર્થિક પ્રશ્નોની ચર્ચા ચાલતી હોય ત્યારે એના જવાબો પણ અર્થકારણની દૃષ્ટિએ સદ્ધર માલૂમ પડે તેવા અપાવા જોઈએ. તે વખતે તેની અંદર આધ્યાત્મિક દલીલો—કે જે વધુ અંશે અભિપ્રાયો હોય છે તે—ન લાવવી જોઈએ. વિરોધીઓના વિરોધનો જડબાતોડ જવાબ દેવાને બદલે મદ્રાસના કોંગ્રેસી વડાપ્રધાન એમ કહે કે, એ બધું નિરાંતે થશે અત્યારે હું હકીકતો ને આંકડા ન આપી શકું—એ તો ભારે શરમની વાત કહેવાય. પોતાની આવી ક્રાંતિકારી નીતિને વાજબી ઠરાવતાં આંકડા–હકીકતો તો મદ્રાસનાં વડાપ્રધાનને જીભે ને ટેરવે હોવા જોઈએ. પ્રધાનમંડળના અને ધારાસભાના સહુ સભ્યો ઠેર ઠેર ભાષણો, નિવેદનો ને વાતચીતો દ્વારા એ નીતિની સદ્ધરતા અંગે પ્રચાર કરતા હોવા જોઈએ, લોકમત કેળવતા હોવા જોઈએ. લોકોનું ભલું તો સરમુખત્યારો પણ અમુક પ્રમાણમાં કરી શકે છે. પણ એ ભલું કરવા ઉપરાંત, જેનું ભલું થઈ રહ્યું છે તે જનતાના સામાન્યમાં સામાન્ય માનવીને તેની સતત પ્રતીતિ કરાવતા રહેવું તેનું નામ જ લોકશાહી. મદ્રાસના કોંગ્રેસી તેમજ બિનકોંગ્રેસી આગેવાનોની સંયુક્ત માગણીને માન આપીને આ બાબત અંગે ધારાસભામાં પૂરતી છણાવટ કર્યા પછી, પ્રજાને પોતાની સાથે રાખીને જ મદ્રાસ-પ્રધાનમંડળે આગળ ડગલું ભરવું જોઈએ. કોઈને ય અંધારામાં રાખીને એકાએક પ્રયાણ કરી દેવાની જરૂર નથી.

### દારૂના દૈત્યે કરેલી અમેરિકાની પાયમાલી

મદ્રાસ પ્રાંતમાં ઑક્ટોબરની ૧લી તારીખથી આઠ જિલ્લાઓમાં દારૂબંધીનો કાયદો અમલમાં આવ્યો છે. કોંગ્રેસના પ્રધાનમંડળોએ પોતાના ૧૯૩૭-૩૯ ના અમલ દરમિયાન પોતાના પ્રાંતમાં દારૂબંધીનો ઓછો અધૂરો અમલ શરૂ કર્યો હતો. કોંગ્રેસે હોદ્દા ત્યાગ કર્યા પછીના પ્રતિપ્રાંતના ગવર્નર રાજે એ અમલ કાં તો પાછો ખેંચી લીધેલો અને કાં તો માત્ર કાગળ ઉપર એનો અમલ ચાલુ રાખીને તેની રેવડી કરાવી હતી. હવે કોંગ્રેસ ફરી સત્તા ઉપર આવી છે તેથી પુનઃ કોંગ્રેસી શાસન તળેના પ્રાંતો દારૂબંધીની બક્ષિસ થોડેક અંશે પામી રહ્યા છે. એ સહુમાં મદ્રાસે વિશિષ્ટ કીર્તિ સંપાદન કરી છે. કારણ કે અગાઉ જે ચાર જિલ્લાઓમાં દારૂબંધી દાખલ કરાયેલી તે ઉપરાંત બીજા ચાર વધુ જિલ્લાઓમાં પણ તેનો અમલ આ વખતે શરૂ કરાયો છે, અને આશરે દેઢ કરોડ માનવીઓ એ દૈત્યના પંજામાંથી છૂટ્યાં છે. ક્રમે ક્રમે પ્રસરીને પ્રજાશાસનની આ બહુમૂલી સોગાદ સારાયે પ્રાંતને આવરી લેશે.

મદ્રાસની ધારાસભામાં દારૂબંધીના ધારા ઉપર થયેલી ચર્ચા દરમિયાન ( અને બીજા પ્રાંતોમાં પણ ) દારૂબંધીના કેટલાક વિરોધીઓ એવી દલીલ કરે છે કે અમેરિકામાં દારૂબંધીનો પ્રયોગ નિષ્ફળ ગયો હતો. આ બહુ ગવાયેલી દલીલના જવાબમાં મદુરાના અમેરિકન મિશનના મંત્રી શ્રી લોરબીઅર 'હિંદુ' ઉપરના એક પત્રમાં કહે છે કે—

> 'દારૂબંધીના કાયદાને જ્યાં પ્રજામતનો ટેકો નહોતો તેવાં કેટલાંક મોટાં શહેરોમાં એ નિષ્ફળ ગઈ હતી તે વાત સાચી છે. પરંતુ મોટા ભાગનાં શહેરો અને ગામડાંઓમાં એને સફળતા વરી હતી......

પણ સાચી નિષ્ફળતા તો દારૂબંધીના કાયદાને રદ કરનારાઓને સાંપડી છે. તાજેતરમાં અમેરિકાના ૫૦ પ્રસિદ્ધ નિષ્ણાતોએ એ ધારો રદ થવાનાં આવેલાં પરિણામો અંગે સંશોધન કરીને પોતાનો અહેવાલ બે ગ્રંથોમાં પ્રગટ કર્યો

છે. એમના આંકડાઓ એમ બતાવે છે કે અમેરિકાના ૨૦ ટકા છૂટાછેડા, ૨૫ ટકા ગાંડપણ, ૩૭ ટકા ગરીબાઈ અને ૫૦ ટકા ગુનાઓ માટે દારૂનાં પીણાં જવાબદાર છે.'

## સંપૂર્ણ રાષ્ટ્રીયકરણ જીવનધોરણ ઊંચું લાવશે ?

જે ભલા આદર્શોને લક્ષ્યમાં રાખીને આપણી પ્રજા આજ સુધી જંગ ખેલતી આવી છે તેને એક પછી એક મૂર્ત સ્વરૂપમાં મૂકવાની ઘડી હવે આવી પહોંચી છે. ત્યારે કોઈ કાલ્પનિક આદર્શોને વધાવવાના ઉત્સાહના અતિરેકમાં આપણા પગ નીચેની જમીન સરકી ન બેસે તે માટે વેળાસરની ચેતવણી ઉચ્ચારનારા થોડાઘણા નિડર અને અખ્યાસી આગેવાનોમાંના એક શ્રી મિનુ મસાણી છે. મોટા ઉદ્યોગો તેમ જ જનતાની સગવડ સાચવતી મહત્ત્વની સંસ્થાઓ (રેલ્વે, ટ્રામ, બસ, ટેલીફોન)નું સંપૂર્ણ રાષ્ટ્રીયકરણ કરી નાખવું જોઈએ એવો નાદ આપણા દેશમાં આજ વર્ષોથી ગાજતો આવ્યો છે. આપણી કેટલીક નવી પ્રાંતિક ધારાસભાઓએ અથવા કોંગ્રેસી સરકારોએ એ અંગે જાહેરાતો પણ કરી દીધી છે. પરંતુ દરેક બાબતમાં રાષ્ટ્રીયકરણ કરવાથી આપણો દેશ આગળ વધી શકશે ? આપણું ઉત્પાદન વધી શકશે ? આપણું જીવનધોરણ ઊંચું લાવી શકાશે ? રાષ્ટ્રીયકરણને આ કસોટીએ ચઢાવતાં એક લેખમાં શ્રી મસાણી કહે છે–

'અત્યારનું આપણું ઉત્પાદન અતિશય ઓછું છે. લડાઈ પહેલાં હિંદના સરેરાશ માનવીની આવક વર્ષે ફક્ત રૂા. ૬૫ હતી. તેથી સૌ પહેલી જરૂરિયાત ઉત્પાદન વધારવાની છે. તેથી રાષ્ટ્રીયકરણની કસોટી એ છે કે અમુક કામ સરકારી માલકી નીચે વધુ સારું થશે કે વ્યક્તિની માલિકી નીચે ?

'આપણું પોલાદનું ઉત્પાદન બ્રિટનના ઉત્પાદનના ૧–૧૨ ભાગ જેટલું અને અમેરિકાના ઉત્પાદનના ૧–૬૦ ભાગ જેટલું છે. લડાઈ પહેલાં હિંદમાં જેટલી વીજળી વપરાતી તેનાથી બ્રિટનમાં ૨૦ ગણી અને અમેરિકામાં ૭૭ ગણી વપરાતી. દર એક લાખની વસતી દીઠ હિંદમાં માત્ર પાંચ મોટર ગાડીઓ છે. ઇંગ્લાંડમાં ૧૨૦૦ અને અમેરિકામાં ૩૦૦૦ છે. હિંદમાં ૪૧,૦૦૦ માઈલ લાંબા રેલ્વેમાર્ગો છે. (રશિયા સિવાયના) યુરોપના આપણા દેશ જેટલા જ વિસ્તારમાં ૧,૯૦,૦૦૦ માઈલમાં રેલ્વેના પાટા પથરાયેલા છે. આવી અળખામણી સરખામણીઓ હજી અનેક ટાંકી શકાય.'

## શોપણની ઊલમાંથી સડા અને અંધેરની ચૂલમાં ન પડીએ

તો પછી અનેક ક્ષેત્રોમાં આપણે જે પ્રગતિ કરવાની છે તેનો બોજો કોણ ઉઠાવશે ? એ સવાલનો જવાબ આપતાં શ્રી મસાણી કહે છે કે 'પંદર વર્ષની યોજના'માં *આપણા આગેવાન ઉદ્યોગપતિઓએ કબૂલ* કર્યું છે કે એકલે હાથે તેઓ આ કાર્ય કરી શકે તેમ નથી. પરંતુ બીજી બાજુ, એકલી રાજ્યસત્તાથી પણ એ થઈ શકે તેમ નથી. આપણું વહીવટતંત્ર સાવ કાચું અને સંદતર શક્તિહીન છે:—

'ગઈ લડાઈ એની સાથે અનેક પ્રકારના આર્થિક નિયમનો લેતી આવી. જુદાં જુદાં સરકારી ખાતાંઓમાં વ્યાપક બનેલા સડા અંગે આપણા રાષ્ટ્રનેતાઓએ વારંવાર આકરી ટીકાઓ કરી છે. આ બધું બ્રિટિશ અમલને પરિણામે જ હતું એવી છેતરામણી માન્યતા આપણે ન રાખવી ઘટે. ઢુમારશાહી, જડ અણઆવડત, અને રૂશવતની બદી એ તમામ અમલદારશાહીના મૂળભૂત ગુણો છે. રૂસી સરકારે પોતાના અનેક અફસરોને બરતરફ કરતા હુકમો હમણાં બહાર પાડ્યા, અને અમલદારોમાં પ્રવર્તતા સડા સામે તેમ જ અમલદારી સત્તાના દારુણ દુરુપયોગ સામે રૂસી અખબારોએ માંડેલી જેહાદ એ આ સધ્ધર હકીકતના ટેકામાં સૌથી છેલ્લી સાબિતી છે. આ રીતે [illegible] ખામાં સપડાયા છીએ: એક [illegible] મૂડીવાદ આ, કાર્ય એકલે [illegible]

મૂડીવાદી શોષણનો એક માત્ર રામબાણ ઈલાજ રાષ્ટ્રીયકરણ છે અને સર્વ દેશોમાં સર્વકાળે તે એક અસરકારક નીવડશે એવી ઝનૂની અને આંધળી માન્યતા સેવનારાઓને બાદ દેતાં, વિશાળ જનસમુદાય એ સ્વીકારશે કે આપણા દેશના વિશિષ્ટ સંજોગોમાં સંપૂર્ણ રાષ્ટ્રીયકરણ કરવું એ તો મૂડીવાદી શોષણની ઊલમાંથી અમલદારશાહીના અમેરની ચૂલમાં પડવા જેવું થશે, અમુક અનિવાર્ય કિસ્સાઓ સિવાય હાલ તુરત તો વ્યક્તિગત માલિકી રહેવા દઈને સરકાર તેને પોતાની જાગૃત અને કડક દેખરેખ નીચે રહેવા દે એ જરૂરી જણાય છે. વહીવટીતંત્ર જેમ જેમ મજબૂત અને પ્રામાણિક બનતું જાય તેમ અત્યારના નિયંત્રણનું સ્થાન વધુને વધુ રાષ્ટ્રીયકરણ લેતું જઈ શકે. પણ રાષ્ટ્રીયકરણની મર્યાદા આપણે સ્વીકારવી પડશે તેમાં શંકા નથી.

## છાપાંના કાગળની વહેંચણી અંગે
## બ્રિટનનો નવો અખતરો

લડાઈ પૂરી થયાને એક વરસથી વધુ કાળ વીતી ગયો અને યુદ્ધમોરચા ઉપરની પળે પળે પલટાતી પરિસ્થિતિના સનસનાટી ભર્યા સમાચારોનો અંત આવી ગયો તે છતાં પણ વર્તમાનપત્રોના વાંચકોનો રસ ઓછો થયો નથી. ઊલટાની વધુ અને નવાં છાપાં માટે એક વિશાળ વાચકસમુદાય તલસી રહ્યો છે, કારણ કે, માનવીના ભાવિ ઉપર યુદ્ધે જેટલી અસર કરી તેથીય વિશેષ અસર આવતા અનેક દાયકાઓના ઈતિહાસ ઉપર કરનારા બનાવો આજે, શાંતિકાળમાં બની રહ્યા છે. કમનસીબે છાપાંનો વાચક યુદ્ધ દરમિયાન હતો તેટલો જ હજી આજે પણ તરસ્યો રહેલો છે. કારણ કે એક લંડનના 'ટાઈમ્સ' સિવાય દુનિયાભરનાં દૈનિક છાપાં જેની ઉપર છપાય છે તે 'ન્યુઝપ્રિન્ટ' કાગળનું ઉત્પાદન તેની ઘણી વધી ગયેલી માંગને હજી પહોંચી શકતું નથી. પેપર કન્ટ્રોલના નિયમન હેઠળ આપણાં છાપાંનાં પાનાં ઉપર અંકુશ મુકાયેલો છે, તેમ પ્રત્યેક છાપાએ કેટલી નકલો છાપવી તે પણ ઠરાવવામાં આવેલું છે. આ બાબતમાં બીજા ઘણા દેશોની માફક બ્રિટન અને હિંદમાં લગભગ સમાન પરિસ્થિતિ પ્રવર્તતી આવી છે, પરંતુ સપ્ટેંબરની ૨૯મીથી બ્રિટનનાં વર્તમાનપત્રો અંગે ત્યાંની સરકારે જે એક નવો અખતરો શરૂ કર્યો છે તેનાથી બ્રિટિશ અખબારો અને તેમના વાચકોએ ઘણી રાહત અનુભવી હશે.

આખી લડાઈ દરમિયાન બ્રિટનનાં રોજિંદા છાપાંનું કદ ચાર પાનાનું રહ્યું હતું. બ્રિટિશ સરકારે છાપાંને અઠવાડિયામાં આ ત્રણ દિવસે બબ્બે વધુ પાનાં છાપવાની છૂટ આપી છે. ઉપરાંત દરેક છાપાંને પોતે પ્રજામાં જેટલી વેચી શકે તેટલી નકલો છાપવાની રજા અપાઈ છે. આ રીતે છાપાંને જે વધુ કાગળની જરૂર પડશે તે પૂરો પાડવાનું સરકારે માથે લીધું છે. વધુ ને વધુ વાચકો સર કરવાની બ્રિટિશ અખબારોની આ હરીફાઈ ત્રણ મહિના સુધી અનિયંત્રિતપણે ચાલશે. ત્યારબાદ, પ્રત્યેક છાપાની નવી વાંચકસંખ્યાને આધારે તેનો 'ક્વોટા' નવેસરથી ઠરાવવામાં આવશે. એટલે કે ભૂતકાળમાં ઉજ્જડ ગામમાં એરંડા હતા અને પ્રજાને ગમે ન ગમે તો પણ અમુક છાપાં તેણે ખરીદીને વાંચવાં પડતાં, અને બીજી બાજુ લોકપ્રિય છાપાં પૂરતા 'ક્વોટા'ને અભાવે પોતાના ગ્રાહકોના હાથ સુધી પહોંચી નહોતાં શકતાં, તેવું હવે નહિ બને. આપણે ત્યાં પણ આજે લગભગ દરેક છાપું પોતાના ખરીદનારાઓની માંગને પહોંચી વળવા 'પેપર કન્ટ્રોલ'ને કારણે અસમર્થ હોવાનો દાવો કરે છે. તેમાંથી કેટલાનો દાવો પ્રામાણિક છે અને પ્રજાને સાચી જરૂર કયા છાપાની છે તે નક્કી કરવા માટે આવો અખતરો કરી જોવા જેવો છે. શક્ય હોય તો તો, અળસિયાંની માફક જન્મ લેવા તલસી રહેલાં અસંખ્ય છાપાંને પણ એ ત્રણ મહિના સુધી પટમાં આવવાની સગવડતા કરી આપવી જોઈએ.

## વધુ છાપાં અને
## વધુ સારાં છાપાંની જરૂર છે

પણ માત્ર ચાલુ છાપાંના ફેલાવવામાં વધારો થવાથી કે નવાં છાપાંનો ઉમેરો થવાથી વાચકોનો રસ છીપવાનો નથી. આપણો વાચકવર્ગ આજે વધુ દળદાર જ નહિ, વધુ સત્ત્વશીલ, વધુ સત્યનિષ્ઠ, વધુ પ્રામાણિક અને સુંદર અખબારોની પ્યાસ અનુભવી રહ્યો છે.

છે. એમના આંકડાઓ એમ બતાવે છે કે અમેરિકાના ૨૦ ટકા છૂટાછેડા, ૨૫ ટકા ગાંડપણ, ૩૭ ટકા ગરીબાઈ અને ૫૦ ટકા ગુનાઓ માટે દારૂનાં પીણાં જવાબદાર છે.'

## સંપૂર્ણ રાષ્ટ્રીયકરણ જીવનધોરણ ઊંચું લાવશે?

જે બધા આદર્શોને લક્ષ્યમાં રાખીને આપણી પ્રજા આજ સુધી જંગ ખેલતી આવી છે તેને એક પછી એક મૂર્ત સ્વરૂપમાં મૂકવાની ઘડી હવે આવી પહોંચી છે. ત્યારે કોઈ કાલ્પનિક આદર્શોને વધાવવાના ઉત્સાહના અતિરેકમાં આપણા પગ નીચેની જમીન સરકી ન જાય તે માટે વેળાસરની ચેતવણી ઉચ્ચારનારા થોડાઘણા નિડર અને અભ્યાસી આગેવાનોમાંના એક શ્રી મિનુ મસાણી છે. મોટા ઉદ્યોગો તેમ જ જનતાની સગવડ સાચવતી મહત્ત્વની સંસ્થાઓ (રેલ્વે, ટ્રામ, બસ, ટેલીફોન)નું સંપૂર્ણ રાષ્ટ્રીયકરણ કરી નાખવું જોઈએ એવો નાદ આપણા દેશમાં આજ વર્ષોથી ગાજતો આવ્યો છે આપણી કેટલીક નવી પ્રાંતિક ધારાસભાઓએ અથવા કોંગ્રેસી સરકારોએ એ અંગે જાહેરાતો પણ કરી દીધી છે પરંતુ દરેક બાબતમાં રાષ્ટ્રીયકરણ કરવાથી આપણો દેશ આગળ વધી શકશે? આપણું ઉત્પાદન વધી શકશે? આપણું જીવનધોરણ ઊંચું લાવી શકાશે? રાષ્ટ્રીયકરણને આ કસોટીએ ચઢાવતા એક લેખમાં શ્રી મસાણી કહે છે–

'અત્યારનું આપણું ઉત્પાદન અતિશય ઓછું છે. લડાઈ પહેલાં હિંદના સરેરાશ માનવીની આવક વર્ષે ફક્ત રૂ. ૬૫ હતી. તેથી સૌ પહેલી જરૂરિયાત ઉત્પાદન વધારવાની છે તેથી રાષ્ટ્રીયકરણની કસોટી એ છે કે અમુક કામ સરકારી માલકી નીચે વધુ સારું થશે કે વ્યક્તિની માલિકી નીચે?

'આપણું પોલાદનું ઉત્પાદન બ્રિટનના ઉત્પાદનના ૧-૧૨ ભાગ જેટલું અને અમેરિકાના ઉત્પાદનના ૧-૬૦ ભાગ જેટલું છે લડાઈ પહેલાં હિંદમાં જેટલી વીજળી વપરાતી તેનાથી બ્રિટનમાં ૨૦ ગણી અને અમેરિકામાં ૭૭ ગણી વપરાતી દર એક લાખની વસ્તી દીઠ હિંદમાં માત્ર પાંચ મોટર ગાડીઓ છે ઈંગ્લાંડમાં ૧૨૦૦ અને અમેરિકામાં ૬૦૦૦ છે. હિંદમાં ૪૧૦૦૦ માઈલ લાંબા રેલ્વેમાર્ગો છે. (રશિયા સિવાયના) યુરોપના આપણા દેશ જેટલા જ વિસ્તારમાં ૧,૯૦,૦૦૦ માઈલમાં રેલ્વેના પાટા પથરાયેલા છે. આવી અળખામણી સરખામણીઓ હજી અનેક ટાંકી શકાય.'

## શાહમૃગની ઊંઘમાંથી – સડા અને અંધેરની ચૂડમાં ન પડીએ

તો પછી અનેક ક્ષેત્રોમાં આપણે જે પ્રગતિ કરવાની છે તેનો બોજો કોણ ઉઠાવશે? એ સવાલનો જવાબ આપતા શ્રી મસાણી કહે છે કે 'પંદર વર્ષની યોજનામાં આપણા આગેવાન ઉદ્યોગપતિઓએ કબૂલ કર્યું છે કે એકલે હાથે તેઓ આ કાર્ય કરી શકે તેમ નથી પરંતુ બીજી બાજુ, એકલી રાજ્યસત્તાથી પણ એ થઈ શકે તેમ નથી. આપણું વહીવટતંત્ર સાવ કાચું અને સંહતર શક્તિહીન છે—

'ગઈ લડાઈ એની સાથે અનેક પ્રકારના આર્થિક નિયમનો લેતી આવી જુદાં જુદાં સરકારી ખાતાંઓમાં વ્યાપક બનેલા સડા અંગે આપણા રાષ્ટ્રનેતાઓએ વારંવાર આકરી ટીકાઓ કરી છે. આ બધું બ્રિટિશ અમલને પરિણામે જ હતું એવી ઉતરામણી માન્યતા આપણે ન રાખવી ઘટે. દુમારશાહી, જડ અણઆવડત, અને રૂશવતની બદી એ તમામ અમલદારશાહીના મૂળભૂત ગુણો છે. રૂસી સરકારે પોતાના અનેક અફસરોને બરતરફ કરતા હુકમો હમણાં બહાર પાડ્યા, અને અમલદારોમાં પ્રવર્તતા સડા સામે તેમ જ અમલદારી સત્તાના દારુણ દુરુપયોગ સામે રૂસી અખબારોએ માંડેલી જેહાદ એ આ સખ્ત હકીકતના ટેકામાં સૌથી છેલ્લી સાબિતી છે આ રીતે આપણે એક દ્વિધામાં સપડાયા છીએ: એક બાજુથી આપણો મૂડીવાદ આ કાર્ય એકલે હાથે કરી શકે તેમ નથી, અને બીજી બાજુ આપણી અમલદારશાહીમાં તો આ કામ માટે બેહદ ઓછી લાયકાત છે.'

મૂડીવાદી શોષણનો એક માત્ર રામબાણ ઇલાજ રાષ્ટ્રીયકરણ છે અને સર્વ દેશોમાં સર્વકાળે તે એક અસરકારક નીવડશે એવી ઝનૂની અને આંધળી માન્યતા સેવનારાઓને બાદ દેતાં, વિશાળ જનસમુદાય એ સ્વીકારશે કે આપણા દેશના વિશિષ્ટ સંજોગોમાં સંપૂર્ણ રાષ્ટ્રીયકરણ કરવું એ તો મૂડીવાદી શોષણની ઊલમાંથી અમલદારશાહીના અંધેરની ચૂલમાં પડવા જેવું થશે, અમુક અનિવાર્ય કિસ્સાઓ સિવાય હાલ તુરત તો વ્યક્તિગત માલિકી રહેવા દઈને સરકાર તેને પોતાની જાગૃત અને કડક દેખરેખ નીચે રહેવા દે એ જરૂરી જણાય છે. વહીવટીતંત્ર જેમ જેમ મજબૂત અને પ્રામાણિક બનતું જાય તેમ અત્યારના નિયંત્રણનું સ્થાન વધુને વધુ રાષ્ટ્રીયકરણ લેતું જઈ શકે. પણ રાષ્ટ્રીયકરણની મર્યાદા આપણે સ્વીકારવી પડશે તેમાં શંકા નથી.

## છાપાંના કાગળની વહેંચણી અંગે બ્રિટનનો નવો અખતરો

લડાઈ પૂરી થયાને એક વરસથી વધુ કાળ વીતી ગયો અને યુદ્ધમોરચા ઉપરની પળે પળે પલટાતી પરિસ્થિતિના સનસનાટી ભર્યા સમાચારોનો અંત આવી ગયો તે છતાં પણ વર્તમાનપત્રોના વાંચકોનો રસ ઓછો થયો નથી. ઊલટાની વધુ અને નવાં છાપાં માટે એક વિશાળ વાચકસમુદાય તલસી રહ્યો છે, કારણ કે, માનવીના ભાવિ ઉપર યુદ્ધે જેટલી અસર કરી તેથીય વિશેષ અસર આવતા અનેક દાયકાઓના ઇતિહાસ ઉપર કરનારા બનાવો આજે, શાંતિકાળમાં બની રહ્યા છે. કમનસીબે છાપાંનો વાચક યુદ્ધ દરમિયાન હતો તેટલો જ હજી આજે પણ તરસ્યો રહેલો છે. કારણ કે એક લંડનના 'ટાઈમ્સ' સિવાય દુનિયાભરનાં દૈનિક છાપાં જેની ઉપર છપાય છે તે 'ન્યુઝ-પ્રિન્ટ' કાગળનું ઉત્પાદન તેની ઘણી વધી ગયેલી માંગને હજી પહોંચી શકતું નથી. પેપર કન્ટ્રોલના નિયમન હેઠળ આપણાં છાપાંનાં પાનાં ઉપર અંકુશ મુકાયેલો છે, તેમ પ્રત્યેક છાપાએ કેટલી નકલો છાપવી તે પણ ઠરાવવામાં આવેલું છે. આ બાબતમાં બીજા ઘણા દેશોની માફક બ્રિટન અને હિંદમાં લગભગ સમાન પરિસ્થિતિ પ્રવર્તતી આવી છે. પરંતુ સપ્ટેંબરની ૨૩ મીથી બ્રિટનનાં વર્તમાનપત્રો અંગે ત્યાંની સરકારે જે એક નવો અખતરો શરૂ કર્યો છે તેનાથી બ્રિટિશ અખબારો અને તેમના વાચકોએ ઘણી રાહત અનુભવી હશે.

આખી લડાઈ દરમિયાન બ્રિટનનાં રોજિંદા છાપાંનું કદ ચાર પાનાનું રહ્યું હતું. બ્રિટિશ સરકારે છાપાંને અઠવાડિયામાં આ ત્રણ દિવસે બબ્બે વધુ પાનાં છાપવાની છૂટ આપી છે. ઉપરાંત દરેક છાપાંને પોતે પ્રજામાં જેટલી વેચી શકે તેટલી નકલો છાપવાની રજા અપાઈ છે. આ રીતે છાપાંને જે વધુ કાગળની જરૂર પડશે તે પૂરો પાડવાનું સરકારે માથે લીધું છે. વધુ ને વધુ વાચકો સર કરવાની બ્રિટિશ અખબારોની આ હરીફાઈ ત્રણ મહિના સુધી અનિયંત્રિતપણે ચાલશે. ત્યારબાદ, પ્રત્યેક છાપાની નવી વાંચકસંખ્યાને આધારે તેનો 'ક્વોટા' નવેસરથી ઠરાવવામાં આવશે. એટલે કે ભૂતકાળમાં ઉજ્જડ ગામમાં એરંડા હતા અને પ્રજાને ગમે ન ગમે તો પણ અમુક છાપાં તેણે ખરીદીને વાંચવાં પડતાં, અને બીજી બાજુ લોકપ્રિય છાપાં પૂરતા 'ક્વોટા'ને અભાવે પોતાના ગ્રાહકોના હાથ સુધી પહોંચી નહોતાં શકતાં, તેવું હવે નહિ બને. આપણે ત્યાં પણ આજે લગભગ દરેક છાપું પોતાના ખરીદનારાઓની માંગને પહોંચી વળવા 'પેપર કન્ટ્રોલ'ને કારણે અસમર્થ હોવાનો દાવો કરે છે. તેમાંથી કેટલાનો દાવો પ્રામાણિક છે અને પ્રજાને સાચી જરૂર કયા છાપાની છે તે નક્કી કરવા માટે આવો અખતરો કરી જોવા જેવો છે. શક્ય હોય તો તો, અળસિયાંની માફક જન્મ લેવા તલસી રહેલાં અસંખ્ય છાપાંને પણ બે ત્રણ મહિના સુધી પટમાં આવવાની સગવડતા કરી આપવી જોઈએ.

## વધુ છાપાં અને વધુ સારાં છાપાંની જરૂર છે

પણ માત્ર ચાલુ છાપાંના ફેલાવવામાં વધારો થવાથી કે નવાં છાપાંનો ઉમેરો થવાથી વાચકોનો રસ છીપવાનો નથી. આપણો વાચકવર્ગ આજે વધુ દળદાર જ નહિ, વધુ સત્ત્વશીલ, વધુ સત્યનિષ્ઠ, વધુ પ્રામાણિક અને સુંદર અખબારોની પ્યાસ અનુભવી રહ્યો છે.

—આપણે જરૂર છે વધુ છાપાંની, અને તેથી ય વિશેષ તો વધુ સારાં છાપાંની.

ટૂંક સમયમાં જ પોતાનો એક વિશિષ્ટ વાચકસમૂહ ઊભો કરી શકનાર, મુંબઈના અંગ્રેજી અઠવાડિક 'ફોરમે' એક તંત્રીલેખમાં હિંદુસ્તાની તેમ જ પ્રાંતિક ભાષાઓનાં અખબારોની નિસ્સીમ શક્તિઓ ઉપર ભાર મૂકતાં કહ્યું છે કે, આજે એક પછી એક હિંદી મૂડીપતિઓને હાથે ખરીદાઈ રહેલાં એંગ્લો-ઇન્ડિયન છાપાં તેમજ હિંદી માલિકીનાં અંગ્રેજી છાપાંની અસર એક દિવસ નાબૂદ થઈ જશે ને તે પછી આપણી પ્રાંતિક ભાષાઓનાં છાપાંની શક્તિ સોગણી વધી જશે. હિંદુસ્તાનની આવતીકાલની સુશિક્ષિત પેઢીના વખતમાં દેશી ભાષાઓનાં છાપાંનો ફેલાવો દસ-વીસ-પચાસ લાખનો આંકડો સહેજે વટાવી જશે. ભાવિના આવા સુભાગી ચિત્રની પડખે 'ફોરમે' આજની કાળી વાસ્તવિકતાની એક બાજુ આલેખી છે.

"હની દેશી ભાષાઓમાં નીકળતાં છાપાંની કાળી દિશા વિશે અમે આજે લખીએ છીએ. આ છાપાંનો એક ભાગ કોમી ઝનૂનને ઉશ્કેરે છે, સાચી હકીકતોને નેવે મૂકે છે, ગપગોળા ઉપજાવી કાઢે છે અને પોતાની માન્યતાઓને હકીકત તરીકે વહેતી મૂકે છે. આ છાપાંને હાથે થતું નુકસાન અનહદ છે—આવાં છાપાંમાં ચાલતાં જૂઠાણાંનાં કારખાનાંને પરિણામે લાઠીઓ, છૂરીઓ અને તલવારો ઊછળી પડી છે."

કોમ-કોમ વચ્ચેની સંપભાવનામાં સુરંગ ચાંપનારા અને અંધ મઝહબી ઝનૂન ફેલાવનારાં આવાં છાપાં સામે સરકાર જરૂર પગલાં લઈ શકે. પણ સરકારી પગલાં અસરકારક બનવા જતાં ઘણીવાર નિર્દય અને અન્યાયી બની બેસવાનો સંભવ રહેતો હોય છે. એવાં આકરાં શિક્ષાત્મક પગલાં વારંવાર લેવાની આદત લોકશાહી સરકારને સરમુખત્યારીનો સ્વાદ ચખાડી દે છે. એટલે પ્રજાના અવ્વલ નંબરના શત્રુઓ સમાન આ અખબારો સામે પ્રબળ લોકમત ઊભો થવો જરૂરી છે. એ પ્રજામત ઊભો કરવાનું, એને નીરોગી રાખવાનું, એનામાં કૌવત પૂરવાનું કાર્ય કરતાં રાષ્ટ્રીય અખબારોને કોઈ રોકતું નથી.

જનતા ઉપર પકડ ધરાવનારાંએ
વિવેકદૃષ્ટિ રાખવી ઘટે.

પણ કોમી છાપાંનું કલંક જો તેઓ જે કરે છે તેમાં રહેલું છે, તો રાષ્ટ્રીય છાપાંની શરમ તેઓ જે નથી કરતાં તેમાં સમાયેલી છે. આ રાષ્ટ્રીય છાપાંએ રાષ્ટ્રસર્જનને આપેલા ટેકાથી પ્રજામાનસ ઉપર એક મહામૂલી પકડ મેળવી છે. એમનાં મથાળાં એમના અભિપ્રાયો, એમની કટારોમાં પીરસાતા સમાચારો હજારો વાચકો અને તેમના લાખો શ્રોતાઓને આશા-નિરાશાની, સુખદુઃખની, માન-અપમાનની લાગણીઓમાં ઝબોળી શકે છે. સાથે જ દેશનાં નાનાં શહેરો અને ગામડાંમાં વસતી પ્રજા છાપાંના શબ્દોની જે કિંમત આંકે છે, એની ઉપર પોતાની લાગણીઓનો જે મદાર બાંધે છે, તેનો પૂરો ખ્યાલ એમાંનાં ઘણાંખરાં છાપાંના સંચાલકોને નહિ હોય, જો એ ખ્યાલ એમને હોય તો ગમે તેવાં સળગતાં, જૂઠાં સનસનાટીભર્યાં, નિર્મૂળ આશા કે નિરાશાવાળાં મથાળાં બાંધે નહિ, અને એ જ કોટિના સમાચારો છાપતાં પૂર્વે અનેક વાર વિચાર કરે.

એક તાજો જ દાખલો લઈએ : આપણાં છાપાંને મુંબઈથી એક સંદેશો મળ્યો કે બે લાખ માણસો હુલ્લડને કારણે મુંબઈ છોડીને ભાગી ગયા છે અને એમને માટે રેલ્વે સત્તાવાળાઓએ ખાસ ગાડીઓ દોડાવેલી. અખબારોએ તરત જ મોટું મથાળું આપીને એ સંદેશો છાપી નાખ્યો. કોઈ વિચાર કરવા થોભ્યું નહિ કે આટલી મોટી સંખ્યા આટલા થોડા દિવસોમાં શહેર છોડી ગઈ હોય તે બનવાજોગ છે કે નહિ. એ બાબત અંગે કોઈએ વિશેષ તપાસ કરી હોય તેવું પણ લાગતું નથી. પણ મુંબઈમાં અને મુંબઈ બહાર હૈયે હામ ધરીને બેઠેલા હજારો વાચકોના દિલમાં શું થયું હશે તેની કલ્પના કરવી અઘરી નથી. રેલ્વેના જવાબદાર અધિકારીઓ મુંબઈમાં હાજર જ હતા. એમના પાસે જઈને કોઈએ એટલું જ પૂછ્યું હોત કે આ વાત સાચી છે? તો પછી હજારોના દિલ સાથે આગની માફક ખેલ કરવાનો આ પ્રસંગ ઊભો ન થયો હોત.

અંતે તો અમેરિકા એસોસિયેટેડ પ્રેસના પરદેશી

ખબરપત્રીએ જાઈને રેલ્વેના સત્તાવાળાએ પાસેથી સાચી હકીકત મેળવી કે કુંભની શરૂઆતના બે એક દિવસ દરમિયાન થોડાક હજાર માનવીઓ મુંબઈ છોડી ગયા હતાં ખરાં, પરંતુ તે પછી તો કેટલાય દિવસથી પૂરતા ઉતારુઓ ન હોવાથી અધખાલી ગાડીઓ દોડી રહી છે !

એવો જ બીજો દાખલો લઈએ. અમુક સમાચાર સંસ્થાએ લંડનથી સંદેશો મોકલ્યો કે ૧૯૪૮ માં વેવેલના વાઈસરૉય પદની મુદત પૂરી થતી હોવાથી એમના હોદ્દા ઉપર આ વ્યક્તિ આવશે, કે મહાત્મા ગાંધી (!) આવશે, એટલે શું આપણે એ સંદેશો છાપી જ નાખવાનો? ૧૯૪૮માં હિંદના રાજવહીવટમાં વાઈસરૉય જેવી કોઈ વ્યક્તિ હશે એમ શા માટે માની લેવું? જે સ્વતંત્ર હિંદુસ્તાનનું બંધારણ લોકપ્રતિનિધિ સભા ઘડવાની છે તેમાં સ્વદેશી વાઈસરૉયનું પણ સ્થાન હોઈ શકે એ કલ્પના વાસ્તવિક છે ખરી?

## તંદુરસ્ત વાંચનને પ્રજા અપનાવે

પ્રજામતે જાતે જ જાગવાનું છે અને ઊઘતા કે આંધળા અખબારોથી ચેતવાનું છે. સારાં તંદુરસ્ત અખબારોને આમજનતાએ અપનાવવાં જ પડશે. ફેરીઓ હાથમાં મૂકે તે કોઈ પણ છાપું વાંચીને સંતોષ પામવાનું સ્વતંત્ર મુલકની પ્રજાને ન પાલવે. ચોક્કસ દૃષ્ટિવાળાં છાપાંઓને પ્રયત્નપૂર્વક અપનાવવાં પડશે, એમને વાંચવાની આદત કેળવવી પડશે, મૂડીવાદીઓ જાહેરખબરના પીઠબળવાળા બીજા હરીફો સામે ટકી રહેવા એમને મદદ કરવી રહેશે. સારા શાક માટે બે પૈસા વધુ આપીએ છીએ, ચોકખા દૂધ માટે આનો વધુ આપીએ છીએ, તેમ સારાં છાપાં કાજે મહિને બે રૂપિયા વધુ ખરચવા પડશે. ઉછીનું વાંચવાની આદત છોડવી પડશે.

જેમ છાપાંનું તેમ જ અન્ય સામયિકોનું અને પુસ્તકોનું. આપણે સારાં સામયિકો જોઈતાં હશે, સારાં પુસ્તકો વાંચવાં હશે તો માત્ર પાડોશીઓ અને સાર્વજનિક પુસ્તકાલયો ઉપર આધાર નહિ રાખી શકાય. વર્ષે દહાડે દસ રૂપિયાનાં પણ સારાં પુસ્તકો ખરીદવાનો આપણા 'બજેટ'માં સંકલ્પ કરવો પડશે. એકાદ સારા માસિક કે અઠવાડિકના જાતે ગ્રાહક બનવું પડશે. છાપાં, સામયિકો અને પુસ્તકો બહાર પાડવામાં મહેનત પડે છે, પારાવાર ખર્ચ થાય છે. એ ખર્ચ પૂરું પાડવા માટે હજારો લાખો વાચકો જ્યારે આગળ આવશે ત્યારે પછી આપણાં છાપાં અને સામયિકોને મિલો, સિનેમાઓ અને પેટન્ટ દવાઓની નરી જાહેરખબરો ઉપર આધાર નહિ રાખવો પડે.

## આમજનતાને રાષ્ટ્રીય સાહિત્ય પહોંચાડવાની જરૂર

હજારો અને લાખો વાચકો પાસે પોતાનાં પ્રકાશનો પહોંચાડવાની મહત્ત્વાકાંક્ષા લઈને એક નવી સંસ્થા આપણે ત્યાં જન્મી છે. સરોજિની નાયડુ, કમળાદેવી ચટ્ટોપાધ્યાય, ગગનવિહારી મહેતા, યુસુફ મહેરઅલ્લી અને હુમાયું-કબીર જેવા સન્માનિતો–વિદ્વાનો ઉપરાંત બીજા ૪–૫ શ્રીમંતોની એ લિમિટેડ કંપનીના ડાયરેક્ટરો તરીકે જાહેરાત થઈ છે. પોતાના ઉદ્દેશો અંગે આ પેઢી લખે છે કે—

'આપણી પ્રજાનો ૮૫% ભાગ હજી નિરક્ષર છે. કેળવણી અંગેની મધ્યસ્થ સલાહકાર સમિતિએ દરેક હિંદીને સુશિક્ષિત બનાવી દેવા માટે ૪૦ વરસની મુદત આંકી છે. પણ મધ્યમાં રાષ્ટ્રીય સરકાર હોય તો એ આ ગાળો ટૂંકાવી શકે. જનતામાં શિક્ષણનો પ્રચાર કરવાની પોતપોતાની યોજનાઓ પ્રાંતેપ્રાંતના પ્રધાનમંડળો અમલમાં મૂકવા માંડયા છે. એકલી બિહારની સરકાર જ પોતાના પ્રાંતમાં ૧૦,૦૦૦ પુસ્તકાલયો ખોલવા ધારે છે. આ રીતે સમગ્ર પ્રજા સુશિક્ષિત બનશે ત્યારે ચોપડીઓની માગ ઘણી વધી જશે. એ માગને પહોંચી વળવાનું કામ આપણી પ્રકાશનસંસ્થાઓનું છે. આજે હજી આપણી ૧૫ ટકા પ્રજા સુશિક્ષિત છે છતાં આપણાં પુસ્તકો માટે આપણે વિદેશી પ્રકાશકો પાસે જવું પડે છે. આપણી શાળાઓ માટે મંજૂર કરાયેલાં પુસ્તકોનો મોટો ભાગ હિંદમાંથી કે હિંદ બહારથી પરદેશી પ્રકાશકો બહાર પાડે છે. ૧૯૩૯–૪૦ દરમિયાન રૂ. ૫૩,૬૯,૦૦૦ની કિંમતનાં પુસ્તકો આપણે પરદેશોમાંથી આયાત કરેલાં. તે પછી, ૧૯૪૫ના એપ્રિલથી નવેંબર સુધીના આઠ મહિના દરમિયાન, ઇંગ્લાંડ અને અમેરિકામાં કાગળની

સખત તંગી હોવા છતાં અને માલની લાવજા કરનાર જહાજોની કારમી ખેંચ હોવા છતાં લગભગ ઓગણત્રીસ લાખ રૂપિયાનાં પુસ્તકો આપણે આયાત કરેલાં. આ ઉપરાંત હિંદમાં જ પોતાનું કામ ચલાવતી વિદેશી પ્રકાશનસંસ્થાઓએ અનેક પુસ્તકો બહાર પાડ્યાં છે તેની કિંમત પણ હિંદી પ્રકાશકોના ઉત્પાદનના મૂલ્યથી ઘણી મોટી થવા જાય છે. જો આપણાં પુસ્તકો પરદેશી કે પરદેશથી આયાત કરેલાં હોય તો પછી સાક્ષરતા અને શિક્ષણનો શો અર્થ રહે? ઉપર કહી તે સંસ્થા આ ખાલી જગા પૂરવા માટે ઊભી કરવામાં આવી છે. વિશાળ આમજનતાને માટે એ રાષ્ટ્રીય સાહિત્ય પેદા કરશે અને હિંદનાં શહેરો તેમજ ગામડાંની પ્રજા સુધી એને પહોંચાડવા મથશે.'

સાથે સાથે બીજા પણ એક પ્રશ્નનો ઉકેલ આ સંસ્થા લાવવા માગે છે. એ છે હિંદ વિશેનાં પુસ્તકોને પરદેશોની બજારોમાં મોટી સંખ્યામાં પહોંચાડવાનું કાર્ય. ૧૯૪૪ દરમિયાન બ્રિટને લગભગ પોણા સાત કરોડ રૂપિયાની કિંમતનાં પુસ્તકોની નિકાસ કરેલી, જ્યારે ૧૯૪૪ના આઠ મહિનાઓ દરમિયાન હિંદુસ્તાનમાંથી પોણા ત્રણ લાખનાં પુસ્તકોની નિકાસ થયેલી. આ આંકડા સુધી આપણી નિકાસ પહોંચી તે પણ મુખ્યત્વે મિત્રરાજ્યોનાં સૈન્યોને માટે અહીંથી પુસ્તકો રવાના કરાયેલાં તે કારણે જ. બાકી સામાન્ય કાળ દરમિયાન તો આપણાં પુસ્તકોની નિકાસ શૂન્યવત્ જ ગણાય. પરદેશોમાં જતાં પુસ્તકો એ આપણા દેશના નાના-નાના એલચીઓ જ છે. આવા એલચીઓ લાખોની સંખ્યામાં નિકાસ થઈને દેશદેશમાં ફરી વળીને નૂતન હિંદુસ્તાનના પિછાનદારો, સાથીઓ અને પ્રશંસકોમાં જલદી વધારો કરવા માટે એવી હોંશ કોને નહિ હોય?

### થોડો આનંદ અને તેથી અનેકગણી શરમ

સૂરત જિલ્લાના કાર્યકર શ્રી કલ્યાણજી મહેતાનો પોતાનો ઉપર આવેલો એક કાગળ ગાંધીજીએ 'હરિજન બંધુ'માં છાપ્યો છે તેનો સારાંશ આ છે—

'૧૭મી તારીખે જલાલપુર તાલુકાના સતિમ ગામે ગામનો મીઠા પાણીનો એકનો એક કુવો હરિજન માટે ખુલ્લો મૂકી આ કામની શરૂઆત કરી. આપે હરિજનવાસમાં ઊતરવાનું પસંદ કર્યું તેથી લોકોના દિલ હાલી ઉઠ્યાં છે. લોકો હરિજનવાસમાં તેમને કૂવે આમંત્રણ આપવા ગયા, અને શંખ તથા ઘંટનાદ સાથે ગામના ભાઈબહેનોના સરઘસ સાથે હરિજન ભાઈબહેનો કૂવે ગયાં. પહેલાં ભંગી દંપતી પાસે પાણી ભરાવ્યું અને તે પછી પાંચ હરિજન બહેનોએ તે ક્રિયા કરી. આ પછી જિલ્લામાં એની હવા ચાલી. બીજી ઓક્ટોબર સુધીમાં આ રીતે સોએક કૂવા હરિજનો માટે ખુલ્લા મુકાશે તેવો અંદાજ છે.'

કહેવાતા સવર્ણ હિંદુઓના દિલમાં હરિજનો પ્રત્યેના પ્રેમની આવી સરવાણી કોઈક કોઈક સ્થળે ફૂટે છે તે આંખમાં હર્ષનાં આંસુ લાવનારી બીના છે. પરંતુ આ સમાચાર ઉપર ગાંધીજીએ ટીકા કરી છે તેમ—

'આ કૂવા ખૂલ્યા, તે આનંદની વાત છે. પણ એથી વધારે શરમની વાત એ છે કે, અસંખ્ય કૂવેથી હરિજનો પાણી નથી ભરી શકતાં. તેથી જો ઉપરના કૂવા ખોલ્યાની વાત જાણી બીજાઓને પણ કૂવાઓ ખુલ્લા મૂકવાનો ઉત્સાહ આવશે, તો શરમનો ભાર હળવો થશે.'

અલ્પ આનંદ અને તેથી અનેકગણી શરમથી ભરેલી બીજી પણ એક બીના ઠક્કર બાપાએ 'હરિજન બંધુ'માં જણાવી છે—

'હરિજન સેવક સંઘની ગુજરાતની શાખાના મંત્રી શ્રી પરીક્ષિતલાલ મજમુંદારે ગયા જૂન માસથી કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ માટે ગુજરાત વિદ્યાપીઠના મકાનમાં એક છાત્રાલય શરૂ કર્યું છે. તેમાં અત્યારે સોળ વિદ્યાર્થીઓ રહે છે. તે સોળમાંથી વણકર, ચમાર, ભંગી અને નાડિયા કોમના બાર હરિજન અને પાટીદાર પાટણવાડિયા અને વાણિયાની ન્યાતના ચાર સવર્ણ હિંદુ વિદ્યાર્થી છે. તે બધા પૂરેપૂરી સમાન

નતાથી ભેગા રહે છે, એક રસોડે ભેગા જમે છે અને એ રીતે સમાન ધોરણનું જીવન ગાળે છે, ભેગાં જમવાનું રાખી અને સમાન જીવન જીવી અસ્પૃશ્યતા-નિવારણ કરવાનો આ એક સરસ દાખલો છે. બીજા પ્રાંતો આવું અનુકરણ કરી પોતાને ત્યાં આવાં અનેક છાત્રાલયો ઉઘાડશે એવી આશા રાખીએ છીએ.'

હરિજનો માટે જુદી નિશાળો, જુદાં છાત્રાલયો, જુદા કૂવાઓ વગેરેની સગવડ કરી આપવાથી એમનામાં જાગૃતિ આવવા ઉપરાંત પોતે પણ એક જુદી કોમ છે, એક કોમ તરીકેના વિશિષ્ઠ હક્કોના અધિકારી છે, એવી અહિતકારી ભાવના પ્રગટે છે. તેને બદલે આવાં હરિજન—બિનહરિજનોનાં મિલનસ્થાનોદ્વારા હરિજનોની સાચી સેવા થઈ શકશે. બિનહરિજનો ઢેઢ ભંગીને અસ્પૃશ્ય ગણતા અટકી જાય એટલું જ નહિ, પણ ખુદ હરિજનો જ પોતાને અસ્પૃશ્યો સમજતાં મટે એ જરૂરી છે. એકનું શરમજનક અજ્ઞાન અને બીજાની લાઘવગ્રંથિ કાઢવાનો સાચો માર્ગ આવાં છાત્રાલયો દાખવી રહ્યાં છે.

## કોમવાદના વિષસીંચનને નાબૂદ કરો

પણ હિંદમાં—ગુજરાતમાં— આવાં છાત્રાલયો કેટલાં હશે ? આંગળીને વેઢે ગણાય તેથી પણ ઓછાં. એમાં વસતા વિદ્યાર્થીઓ કેટલા—સો પચાસ હજારો અને લાખો વિદ્યાર્થીઓ તો કોમો અને પેટા-કોમો માટે અલાયદી બોર્ડિંગોના સંકુચિત વાતાવરણમાં ગુંગળાઈ રહ્યા છે. અને આ બાબતમાં ગુજરાતને સંતોષ લેવો હોય તો તે ફક્ત એટલો જ લઈ શકે તેમ છે કે બીજા પ્રાંતોમાં પણ એટલી જ પછાત મનોદશાવાળી પ્રજા વસે છે.

થોડાં અઠવાડિયાઓ પર યુક્તપ્રાંતના માધ્યમિક શિક્ષણસંઘનું રજત-મહોત્સવ-અધિવેશન લખનૌમાં ભરાયેલું. કોમી શિક્ષણસંસ્થાઓને નાબૂદ કરવાને લગતી એક દરખાસ્ત એ પરિષદ સમક્ષ રજૂ થયેલી પરંતુ તેને ઉત્સાહપૂર્વક આવકાર ન મળ્યો. એ પરિષદને પહેલે દિવસે યુક્તપ્રાંતનાં કેળવણી—પ્રધાન શ્રી સંપૂર્ણાનંદે પોતાના ભાષણમાં એમના હૃદયની વ્યથા ઠાલવેલી કે, હિંદના જુવાન છોકરાઓના મગજમાં કોમવાદના ઝેરનું પદ્ધતિપૂર્વક સીંચન કરવામાં આવ્યું છે. હિંદીઓ તરીકે નહી પણ હિંદુઓ અને મુસ્લિમો તરીકે વિચાર કરવાનું તેમને શિખવવામાં આવ્યું છે. અને પછી તે વખતે કલકત્તામાં અને બીજાં શહેરોમાં જે બની રહ્યું હતું તેને અનુલક્ષીને એમણે કહ્યું કે કુમળા મગજમાં પેસાડાયેલાં ઝેરનું ફળ આજે નીપજી રહ્યું છે.

એ વિશેના એક અગ્રલેખમાં 'નેશનલ હેરાલ્ડ' લખે છે કે :

'દુનિયાના સૌ દેશોમાં એક હિંદુસ્તાન જ એવો છે કે જ્યાં કોમી શાળાઓ, કોલેજો, કોમી ક્રિકેટ, કોમી રજાઓ અને કોમી ચૂંટણીઓ જેવી હેવાનિયતો અસ્તિત્વ ધરાવે છે. ૧૯૩૬માં મહાત્મા ગાંધીએ મુંબઈના પંચાંગી ક્રિકેટનો વિરોધ કર્યો ત્યારે ઘણા એમની સાથે સંમત થયા નહોતા. પણ આજે હવે લોકો માનતા થયા છે કે કોમી ક્રિકેટ એક બૂરી ચીજ છે અને તે નાબૂદ થવી જોઈએ. તો પછી આપણી શિક્ષણસંસ્થાની આ નાદાની શા માટે ? આપણા જીવનની યોજના નવેસરથી ઘડવાની છે. તમામ નુકસાનકારક સંસ્થાઓને નાબૂદ કરવાના નિર્ણયથી આપણને ખોટ કરતાં હાસલ ઘણું વધારે થશે. કોમી કે ધાર્મિક સંસ્થાઓને નાબૂદ કરવાનો અર્થ એ નથી કે એ બધી સંસ્થાઓ બંધ કરી દેવામાં આવશે અને નિશાળીઆઓને તગડી મૂકવામાં આવશે. એ બધી સંસ્થાઓને પ્રાંતિક સરકારો પોતાને હસ્તક લઈ શકે અને આ કે તે કોઈ એક કોમ માટે નહિ પરંતુ સમસ્ત પ્રજા માટે તેનું સંચાલન કરી શકે એવા કાર્ય માટે એમને નાણાં પણ મળી રહેશે

## પ્રજાકીય પ્રધાનમંડળે કરેલું કર્વે વિદ્યાપીઠનું સુયોગ્ય સન્માન

કર્વે યુનિવર્સિટીને નામે ઓળખાતી સ્ત્રીઓની વિદ્યાપીઠને માન્ય ગણવાના અને તેની ડીગ્રીઓને ભવિષ્યની તેમ જ ભૂતકાળમાં અપાઈ ચૂકેલી ડીગ્રીઓને, બીજી યુનિવર્સિટીના ડીગ્રીઓ જેટલી જ પ્રમાણભૂત ગણવાના મુંબઈ સરકારના નિર્ણય બદલ વડા પ્રધાન શ્રી ખેરને જેટલા અભિનંદન અપાય તેટલાં ઓછાં છે. સ્ત્રીઓની વિદ્યાપીઠ હોવા ઉપરાંત કર્વે યુનિવર્સિટી સ્હેજ ગરીબોની વિદ્યાપીઠ રહી છે. એના સ્થાપક કર્વે દાદાએ ચીંથરેહાલ સાદાઈવાળું જીવન જીવતાં

રુંધતાં પાઈ પૈસો ઉસરડી ઉસરડીને આપેલા વિશિષ્ટ દાનોએ સમી એમની વિદ્યાપીઠને ઉછેરી છે. મોટી ફંડોની ઝાકઝમાળ એ પુરવે કદી અનુભવી નથી—વાંછી પણ નથી. વિદેશી સરકારના પ્રતિનિધિ મંડળોએ આપણી બીજી યુનિવર્સિટીઓનો પડાવ નાખ્યો, ત્યારે કવે દાદાએ મહાત્માને છાજતી અપૂર્વ ધૈર્ય અને પાગલાર પરિશ્રમનું સીંચન કરી કરીને આ ભૂમિના પોતાના આદર્શોને ધ્યેયમાં રાખીને આ વિદ્યાપીઠને ફૂલતી કરી છે. કવે દાદાનું જીવન એ એક 'રોમાન્સ' છે, એમની વિદ્યાપીઠની તવારીખ એ એક સાહસકથા છે. આવડા સાહસને પ્રજાકીય પ્રધાન મંડળે આવીને વહેલા આ વિદ્યાપીઠને તેને છાજતું ગૌરવપૂર્ણ સ્થાન આપ્યું છે. થોડાં વર્ષો મોડું થયું હોત, અને આજે જે બન્યું છે તે કવે દાદાની હયાતી બાદ બન્યું હોત તો પ્રાંતને, દેશને માથે કાળી ટીલી રહી જાત.

### માનવવિવેકની દૃષ્ટિએ
### મરણવિધિનું મૂલ્યાંકન

'પ્રસ્થાન'ના ભાદરવાના અંકમાં શ્રી કિશોરલાલ મશરૂવાળાએ 'મરણોત્તર વિધિ' નામે એક લેખ લખ્યો છે તે તેની સ્વચ્છ વિચારદૃષ્ટિ અને સ્પષ્ટ રજૂઆતને કારણે પોતાની જાતને પછાત અને અંધશ્રદ્ધાળુ નહિ માનનારા સૌને માટે મહત્ત્વનો છે. માણસના મરણની તદ્દન પૂર્વે અને પછી હિંદુ મુસલમાન, ખ્રિસ્તી વગેરે સંપ્રદાયો પ્રમાણે કેવા વિધિ જરૂરી કે બિનજરૂરી અથવા યોગ્ય કે અયોગ્ય ગણાય તે વિશે શ્રી કિશોરલાલભાઈએ નથી લખ્યું. ધર્મ સંપ્રદાયોથી પર કેવળ માનવવિવેકની દૃષ્ટિએ જ તેમણે પોતાના વિચારો દર્શાવ્યા છે અને તે જ યોગ્ય છે:—

જ્યારે મારી આજુબાજુના લોકોને એમ લાગે કે હવે હું થોડા દિવસોનો કે કલાકોનો મહેમાન છું ને ત્યારે, જો મને ભાન હોય અને હું મરણ ઘડી નજીક આવી છે એમ ન જાણતો હોઉં તો મને સાવધ કરી દેવો જોઈએ. પોતે અંદર-અંદર રોની જવું અને મને ભાન હોય તો મરું મરણ નજીકમાં છે એમ મને સાવધ કર્યા પછી જો હું તે સમાચારથી ગભરાઈ જાઉં કે નાહિંમત થઈ જાઉં તો સમજુ મિત્રોએ મને સદુપદેશ આપી હિંમત આપવી જોઈએ, પોકેપોક રડારોળ ન કરવી જોઈએ અને મનેય જાણે મારી ઉપર કોઈ મહાન આપત્તિ આવી પડેલી હોય તેમ બેબાકળો ન થવા દેવો જોઈએ...

'મર્યા પછી ચોકામાં નાખવો કે પથારીમાં જ રાખવો વગેરે બાબતોને સદ્ગતિ-દુર્ગતિ સાથે કશો સંબંધ નથી. એ બધી લોકાચારની રૂઢિઓ છે.

'કાંઈ ખાસ પ્રયોજન ન હોય તો શબનો ફોટો લેવો એ મારી દૃષ્ટિએ એક જાતનું વેવલાપણું અને આ જમાનામાં ઉત્પન્ન થયેલું ગાંડપણ છે. મારા મરી ગયા પછી મારા શબનો કોઈ પણ રીતે નિકાલ કરવો રહ્યો જ. મરી ગયાની ખાતરી થયા પછી જેમ બને તેમ વહેલો નિકાલ કરવો તે સ્થાનિક સગવડ ઉપર આધાર રાખે છે. સગવડ હોય, અને મંદવાડને પરિણામે કે બીજાં કારણસર શરીર અસ્વચ્છ હોય અથવા વાસ છૂટવા લાગી હોય તો પાણીથી સાફ કરીને ધોવું એ સારી રીત છે. પણ નવડાવવાની રીત છે માટે ઘડો પાણી ઢોળવાની જરૂર નથી...

'વૈજ્ઞાનિક દૃષ્ટિએ સારી રીત તો બાળવાની ગણું છું પણ સમજો કે લાકડાં દુર્લભ જ છે, તો દાટવાનેય હરકત નથી. ગંગા જેવી મોટી નદી કે સમુદ્રમાં વહેતું મૂકવાનેય બાધ નથી. અને જો કોઈ ઇસ્પિતાલમાં મરું અથવા ડૉક્ટરને લાગે કે મારું શરીર ખોલીને અભ્યાસ કરવા જેવું છે, અથવા કોઈ બીજા દરદીને માટે તેનો કોઈ ભાગનો ઉપયોગ કરવા જેવું છે, તો તેમને સોંપવામાં ઉદારતા જ છે. ટૂંકમાં, કઈ રીતે શબનો નિકાલ આણવો એની સાથે મને સંબંધ નથી, સમાજને સંબંધ છે. સમાજને અનુકૂળ હોય તેમ કરે... શબને ચંદન અને ફૂલ વડે સારાં વસ્ત્રોથી શણગારવું, ચંદનનાં લાકડાં ઘી સાથે બાળવું, વગેરે ગાંડો દંભ અને મિથ્યાભિમાનની છે, સદ્ગતિ-દુર્ગતિની નથી. મારા જેવી સ્થિતિના માણસને એક ધોતિયાભેર સાદી ચાદર ઓઢાડી, ખેર-બાવળની ચિતા, જરૂર પડ્યે ઘાસતેલની મદદથી બાળવાના નિયમ માનવાની જરૂર નથી...

'બાળવા-દાટવા માટે નજીકમાં નજીક આવેલા સ્મશાન-કબ્રસ્તાનનો જ ઉપયોગ કરવો ઘટે, કોઈ

ખાસ જગ્યા શોધવાની … નથી... તે જગ્યા પર સમાધિ કે કબર બાંધવી, અને તે પર ફૂલ ચડાવવાં કે ત્યાં જઈ પ્રાર્થના–નમાજ કરવી વગેરે મને જૂનપૂજાના પ્રકાર લાગે છે...પ્રાણ ગયા પછી શબને બાળવા–દાટવાની જગ્યાનો મહિમા વધારવાનો મોહ એટલો ઊંડો છે કે મહાજ્ઞાનીઓને પણ તેનો સંસ્કાર છૂટી શકતો નથી, તે જગ્યા તીર્થનું સ્થાન બની જાય છે. ક્યારેક તે સમાધિ કે કબર રસ્તાની વચ્ચે આવી પડે અને ખસેડવાની જરૂર ઊભી થાય તો લોહીની નદી વહે એવી તેના પરથી લડાઈ ઊભી થાય છે.... બાળવાની જગ્યા સાફ કરી નાખવાની દૃષ્ટિએ ફૂલ (અસ્થિ) વીણી લેવાની રીત સારી છે.. જે રીતે નજીકમાં નજીક થઈ શકતો હોય તે રીતે ફૂલનો નિકાલ કરવો. કોઈ ઝાડમાં તેનો ખાતર તરીકે ઉપયોગ કરી શકાતો હોય તો કરવો, નહીં તો નજીકમાં જે કોઈ વહેતી નદી હોય તેમાં નાખવાં. પ્રયાગ, હરદ્વાર કે સમુદ્ર સુધી પહોંચાડવાની જરૂર નથી.

'મારા કુટુંબમાં સાદડીનો, રોવા–કૂટવાનો કે ગરુડપુરાણ બેસાડવાનો રિવાજ નથી. પણ જે સંસ્થાઓ સાથે મારે સંબંધ છે, ત્યાં તેની સુધરેલી આવૃત્તિ દાખલ થવાનો સંભવ ખરો. એટલે કે, દશમા, બારમા વગેરે દિવસોને કે મરણની તિથિ કે તારીખને મહત્ત્વ આપીને દિવસે કાંતણ, ગીતાપાઠ વગેરે યોજવાની સૂચનાઓ કરવામાં આવે એમ બને. કાંતણ અને ગીતાપાઠને બહાને પણ તિથિઓને આવું કૃત્રિમ મહત્ત્વ આપવું અથવા તિથિઓને બહાને કાંતણ અને ગીતાપાઠનો પ્રચાર કરવો એ બન્ને મને ઇષ્ટ લાગતી નથી, અને એક પછી એક મારા જેવા અનેક કાર્યકર્તાઓ મરશે. કેટલાકની તિથિઓ પળાશે? અને માટે આમ કર્યું તો મને માટે કેમ નહીં એવી ઈર્ષ્યા પણ એમાંથી દરેકના ખાસ ચાહનારાઓના દિલમાં ઉત્પન્ન થાય. જ્યારે કોઈ રિવાજ અમુક સ્વરૂપ પકડે ત્યારે તે કર્મકાંડ બન્યો કહેવાય.'

### રૂઢિનું ચૂંથણું છોડી
### નવી કેડી પાડવાની જરૂર

આપણા લગ્ન–મરણના રિવાજો જીવનમાં એટલા જડ ઘાલી ગયા છે કે ઉચ્ચ અભ્યાસ કરી, ડીગ્રીઓ મેળવી, પરદેશ ખેડીને બુદ્ધિપૂર્વક જીવન જીવવાની તાલીમ પામેલા દાક્તરો, વકીલો, પ્રોફેસરો અને વિદ્વાનો પણ પોતાના કુટુંબમાં આ બેમાંથી કોઈ પ્રસંગ આવે ત્યારે લોકાચારની રૂઢિના ચૂંથણાંની બહાર નથી નીકળી શકતા. લગ્ન વખતની વિધિમાં કેટલેક સ્થળે ફેરફાર થતો આવે છે, પણ જો ઘરમાં કોઈ મરણ થયું હોય તેના મુખ્ય માણસોની ચોપાસ શોકનું એવું ઘેરું વાતાવરણ હોય છે કે શ્રી. કિશોરલાલભાઈએ દર્શાવ્યા તેવા જ વિચારો એને આવતાં હોવા છતાં તેને આચારમાં મૂકવા જેટલું ચેતન એનામાં રહ્યું નથી હોતું. પરિણામે, બે-ચાર જૂનવાણી સગાં આવીને જે કાંઈ અર્થહીન વિધિઓ કરાવે છે તેમાંથી એ મૂઢની માફક પસાર થાય છે.

મરણ-અંગેની આ કૃત્રિમ રૂઢિઓને તિલાંજલિ આપવી એ આજ સહેલું છે. ફક્ત થોડા જ માણસો જો પોતાને ઘેર આવા કમનસીબ પ્રસંગો આવે ત્યારે એક નવી કેડી પાડશે તો આખો લોકસમૂહ જૂનવાણી પદ્ધતિઓમાંથી છૂટવા એટલો બધો આતુર છે કે સહુ કેડીના પાડનારાઓની પાછળ ચાલ્યા આવશે.

### લોક-પ્રતિનિધિસભા
### અને ટપાલની ટિકિટો

નવી કામચલાઉ સરકારના ટપાલખાતાના પ્રધાન ઉપર લખાયેલા એક પત્રમાં નીચેનું સૂચન રજૂ કરવામાં આવેલું, તે અહીં આપ્યું છેઃ—

> સ્વતંત્ર હિંદુસ્તાનનું બંધારણ ઘડવા માટે આપણી લોકપ્રતિનિધિસભાની બેઠક ડિસેમ્બરની ૯મી એ મળનારી છે, તે ઐતિહાસિક પ્રસંગની જાણ દેશને ખૂણે પડેલા સામાન્યમાં સામાન્ય પ્રજાજન સુધી પહોંચે અને તેની યાદ કાયમ રહે તે માટે ટપાલની ખાસ ટિકિટો કાઢવી. એટલા થોડા સમયમાં જુદી જુદી કિંમતની ખાસ ટિકિટો છપાવવાનું શક્ય ન હોય તો એને માટે ખાસ પોસ્ટકાર્ડ છપાવવાં. પત્તું એ એક એવી ચીજ છે કે જે હિંદના કરોડો નિરક્ષરોના હાથમાં જાય છે અને રેડિયો કે છાપાં જ્યાં ન પહોંચતાં હોય તેવાં દૂર દૂરનાં ગામડાંઓમાં પણ એ પહોંચે છે. એવા સ્થળે અને એવાં માનવીઓ

પાસે લોકપ્રતિનિધિસભાના કાર્યની શરૂઆતના સમાચાર લઈ જવા માટે આ ઘણું સારું સાધન છે. એના જવાબમાં ટપાલખાતાના ડાયરેક્ટર-જનરલે જણાવ્યું કે—

હિંદુસ્તાનની પ્રથમ રાષ્ટ્રીય સરકારના આરોહણ પ્રસંગે ટપાલની ખાસ ટિકિટો કાઢવા અંગે વિચારણા ચાલી રહી છે. લોકપ્રતિનિધિસભા માટે ખાસ ટિકિટો કાઢવાની જરૂર નથી. વળી, લોકપ્રતિનિધિસભા મળે તે પહેલાં સુંદર ટિકિટોનાં ચિત્ર દોરાવવાનું, તેને છપાવવાનું અને તેની વહેંચણી કરવાનું કામ થઈ શકે તેમ નથી. તે છતાં, લોકપ્રતિનિધિસભા મળે તે નિમિત્તે કોઈ યોગ્ય સૂત્રવાળી (તારીખની) છાપ વાપરવી કેટલે અંશે શક્ય છે તે અંગે વિચારણા ચાલી રહી છે.

## કલંકિત નિશાનીઓ નાબૂદ થાય છે

પરદેશી અમલ આ દેશમાંથી વિદાય લઈ રહ્યો છે ત્યારે તેની સાથોસાથ પરદેશી અમલની અનેક કલંકિત નિશાનીઓને પણ નાબૂદ કરવા વિચારો ગયા અંક અહીં લખાયેલું. બીજા પ્રાંતોમાં એ દિશામાં કેવાં પગલાં ભરાઈ રહ્યાં છે તે નીચેના બે સમાચાર દર્શાવે છે:—

અમદાવાદ તા. ૧૧—હિંદુસ્તાન સ્કાઉટ્સ એસોસિયેશનની વડી સમિતિએ નક્કી કર્યું છે. દરેક સ્કાઉટને અત્યાર સુધી 'ઈશ્વર, રાજા અને સ્વદેશ' પ્રત્યેની વફાદારીની પ્રતિજ્ઞા લેવી પડતી તેમાંથી 'રાજા'ને હવે બાદ કરવામાં આવશે.

લખનૌ તા. ૧૧—યુક્તપ્રાંતના શિક્ષણપ્રધાન શ્રી સંપૂર્ણાનંદે જાહેર કર્યું છે કે, "આપણો દેશ પરદેશીઓના કબજામાં હોવાને લીધે 'ગંગા' અને 'મથુરા' જેવાં હિંદુસ્તાની નામોનાં બેહૂદાં અંગ્રેજી-ઉચ્ચાર 'ગેન્જીઝ' અને 'મુત્રા' કરવામાં આવતાં હતાં. પણ હવે એ નામોને તેમનાં અસલ મધુર સ્વરૂપ પાછાં અપાવાનાં છે. મેં પોતે તો મારા અંગત જીવનમાં તેમ જ મારા હોદ્દાની રૂપએ હમેશાં 'ગંગા' અને 'મથુરા'નો જ ઉપયોગ કર્યો છે પણ આપણા શબ્દભંડોળમાંથી આ વિદેશી દંશ કાઢી નાખવાનો સરકારે નિર્ણય કર્યો છે."

## શ્રી શ્રીધરાણીનું ગૃહાગમન

ઘર ઝંખતા શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી બાર વરસ અમેરિકામાં ગાળીને સ્વદેશ પાછા ફર્યા છે તે એમના આ પ્રાંતમાંના સ્નેહીઓ અને આખા દેશમાંના પ્રશંસકોને માટે આનંદની વાત છે. હિંદુસ્તાન જેવા દેશમાં જુવાનીમાં પ્રવેશેલા ઘણા માણસો બાર વર્ષમાં તો બુઢ્ઢા થઈ જાય છે. પણ પ્રચંડ વેગ, પળેપળની પ્રગતિ અને અવિરત પુરુષાર્થથી છલકાતા અમેરિકન જીવનપૂરમાં ટકવા માટે માણસ સૌને માટે નહિ તો, લાંબા કાળ સુધી યૌવનનું જોમ જાળવવું પડે છે. શ્રી શ્રીધરાણી એ જોમ અને તાજગી લઈને આપણી વચ્ચે પાછા ફર્યા છે.

બાર વર્ષ પૂર્વે એમણે ગુજરાતની વિદાય લીધી ત્યારે 'વડલો', 'પીળાં પલાશ', 'મોરનાં ઈંડાં' અને બીજી ગુજરાતી ચોપડીઓના લેખક તરીકેની લોકપ્રિયતાનું ભાથું એમની પાસે હતું. દક્ષિણામૂર્તિ અને શાંતિનિકેતનમાં કરેલા અભ્યાસની ફોરમ હતી. અમેરિકામાં વધુ અભ્યાસ કરી માનવંતી ડીગ્રીઓ મેળવવા ઉપરાંત શ્રી શ્રીધરાણીએ 'વૉર વિધાઉટ વાયલન્સ' (અહિંસક યુદ્ધ), 'માય ઈન્ડીઆ, માય અમેરિકા', (મારું હિંદ અને મારું અમેરિકા), 'વૉર્નિંગ ટુ ધી વેસ્ટ' (પશ્ચિમને ચેતવણી) વગેરે અંગ્રેજી પુસ્તકોના લેખક તરીકે નામના મેળવી છે. માત્ર લખવા ખાતર જ નહિ, પણ હિંદુસ્તાનનો સાચો તરવાર હિંદુસ્તાનના સંસ્કાર અને તેની ભાવનાઓને અમેરિકા અને જગત સમક્ષ રજૂ કરવાના હેતુપૂર્વક એમણે લખેલાં આ પુસ્તકોએ હિંદ વિશેના અગ્રેજોના પ્રપંચી જૂઠાણાંઓના ઘોર અંધકારને તેજનાં કિરણોથી ભેદ્યો છે; એટલું જ નહિ એક ચિંતનગંભીર કલમનવેશ તરીકેનું સ્થાન એમણે પ્રાપ્ત કર્યું છે. અમેરિકા જેવા દેશમાં કેટલીય ઉપરછલ્લી આછકલાઈઓના વાયરા વાયા કરતા હોય છે. તેનાથી પર રહીને આવું સ્થાન પ્રાપ્ત કરવું એ નાનુંસનું ગૌરવ નથી.

શ્રી શ્રીધરાણીના બાર વર્ષના પરદેશવાસની સમાપ્તિના સ્મૃતિચિહ્ન સમો, અને એમનાં સ્વજનોને એમના ગૃહાગમનની વધામણી આપનારો 'પિયો ગોરી' નામનો એમનો નાટિકાસંગ્રહ હમણાં જ બહાર પડ્યો છે.

# મધપૂડા બાંધનારા

ઝવેરચંદ મેઘાણી

ગુણજ્ઞ ગુર્જરો,

તમે આજે મારું બહુમાન કર્યું છે. સામાને સન્માનીને ય ઊલટાના પોતે આભારશીના બનો છો, એ તમારી અધિકતા છે. કરાંચી સંમેલન વખતે પત્રકાર-વિભાગના પ્રમુખસ્થાનને પાછું વાળીને તમારા જેવા જ ગુણજ્ઞોનાં દિલ દૂભવ્યાં હતાં. આજે મારા અધિકારમાં તો ન્યૂનાધિકતા નથી થઈ. પણ વારેવારે ના પાડવા પાછળ રખે ઊંડે ઊંડે ય એકલનિઢ રીતનું અભિમાન કામ કરતું હોય, એ આત્મભીતિથી ચુપ-ચાપ ચાલ્યો આવ્યો છું.

તમે આપેલા ગૌરવનું મારે મન મૂલ્ય છે. આપણા નાના શા ગુજરાતમાં સાહિત્યોપાસનાને વરેલા માણસો પ્રમાણમાં નાનાં ઘર-દીવડાં જેવા, સંખ્યા યે તેમની અલ્પ, અને તેમને પ્રત્યેકને પોત-પોતાના કસબ પર મુસ્તાક રાખવાને સારુ જરૂરી એવાં માનગૌરવનાં નિમિત્તો અવસરો યે જૂજજાજ. (એ તો જૂજ હોય તે જ ઇષ્ટ છે.)

## સંમેલનનું શ્રેય

આવા પ્રોત્સાહક માનપ્રદાનના તમે યે અધિકારી છો. સાહિત્ય-પરિષદ ચાલીશ વર્ષની પ્રૌઢપીઢ સંસ્થા છે. એનો ભૂતકાળ કેવોક હતો ને વર્તમાન કયાં ગૂંચવાયો છે, તે તો મારા જેવા બહાર ઊભેલાને અને પોતાનાં કલમ, કાગળ સાથે જ મહોબ્બતે બંધાએલાને ખબર નથી. તથાપિ આ બુજર્ગ સંસ્થા એક અસલી ટીમો તપનો રાખી રહી છે, લાંબે ટૂંકે ગાળે પ્રાંતના વાણીરસિકોનો મેળો મેળવે છે, અને આડે દહાડે અન્યત્ર તો કયાં ય પોતાનું સ્થાન ન શોધી શકતા એવાં દૂરદૂર ગામડે નેસડે પડેલા મહેતાજીને પણ, એનો નાનકડો નિબંધ અહીં વંચાશે એવી ઉમેદ સાથે આકર્ષી લાવે છે. આ મેળો જ્યાં જ્યાં મળે છે તે પ્રદેશ અને સ્થળની હવામાં પણ લોકપર્વણીની પ્રસન્નતા છવાય છે. અન્ય પ્રશ્નોએ આવરેલાં જનહૃદયોમાં એક ચમકારો પડે છે, કે સાહિત્ય પણ લાગે છે કંઇક મહત્ત્વની બાબત—રોટી અને વસ્ત્ર જેવી જ કંઇક જરૂરી.

એટલે આ સાહિત્ય-પરિષદે વાઙ્મયના આપણા ફાલમાં સીધો ઉમેરો કેટલો કર્યો, અથવા તો જેની છાયામાં એક અથવા અન્ય પ્રકારનો જ્ઞાનરાશિ આડે દહાડે પણ પોષણ ને સંવર્ધન પામ્યા જ કરે એવું એક વટવૃક્ષ આ સાહિત્ય-પરિષદ કેમ નથી બની જતી વગેરે પ્રશ્નોને માહિતીના અભાવે વેગળા જ રહેવા દઇને હું તો સીધો, આવાં એનાં અધિવેશનોએ જે હવા પ્રકટાવવી જોઇએ તે પર જ આવી જાઉં.

## સંઘ-સંપર્કની ઉષ્મા

સંઘદર્શન એ મહાદર્શન છે. સંઘ નિ એ મહા-દીપ છે. વ્યક્તિઓની જૂજવી ચિત્રો એને અડકો ગેરાઈ ઊઠે છે. વ્યક્તિગત લેખકો, સર્જકો જ્યારે લોકસંઘનો સાક્ષાત્કાર અનુભવે છે, ત્યારે એની જૂજવે કાળે થીજી ગયેલી સર્જન-સ્ફુરણા ઓગળી પ્રવાહબદ્ધ બને છે; અને એક દિશાએ જેમ વાણીના વિધાયકોનું રુધિર ગરમ બને છે, તેમ બીજી બાજુ આપણા ચેતનાપ્રેરક આ લોકસંઘને પણ ગોચર થાય છે કે, અન્ય ક્ષેત્રોમાંથી મળી આવેલી અમીરાઈ, શ્રીમંતાઈ, ઇજ્જત, અગર રાજકારણી હાકેમીને તો આ મેળાના મંડપ નીચે ગૌણ સ્થાન છે, અહીં તો અગ્રસ્થાને દીપે છે—અગર દીપવો ઘટે છે—પેલો કવિતાકાર, વાર્તાકાર, નિબંધલેખક, વ્યુત્પત્તિનો ઉકેલનારો અથવા શબ્દકોષનો સંશોધક. અરે એકાદ ફક્કડ પરીકથાની કારીગરીથી પણ પ્રજાનાં છોકરાંને કલ્પનામસ્ત બનાવનારો અહીં ગણનાપાત્ર સ્થાને બેસશે. ભલે પછી એમાંના કોઇકના રાજધણી, ગામધણી, ઉપરીઅધિકારી કે પેઢી-માલિક ધનપતિની યે આ સંમેલનમાં ઉપસ્થિત હો.

## મધપૂડા બાંધનાર

શાની પ્રતિષ્ઠા અહીં કરીશું ત્યારે? ન ધનની, ન સત્તા સાહેબીની, ન દાન ને સખાવતોની, ન

કેટલાક તો એકાદ હસ્તપ્રત લઈને પ્રવેશ-દ્વારેથી જ બૂમો પાડતા સંભળાય છેઃ 'ક્યાં છે મારો પુરસ્કાર ?' એકાદ સારું અવલોકન કેટલાકનાં મગજ બેસવી નાખે છે. એકાદ પ્રકાશનની આંટને કેટલાક અતિ ઉતાવળે વટાવી ખાય છે. મિત્રો સાથેનો વાર્તાલાપ, મોટે ભાગે, કયો પ્રકાશક વધુ રોયલ્ટી આપે છે તે એકાદ મુદ્દાની આસપાસ આંટા મારતો હોય છે. પોતે પોતાની પહેલી બીજી કૃતિમાં જેને અડકયો છે તે તો હજી દુનિયાની નાનકડી એક કિનારી જ છે, સંસાર-મહેરામણની શેષ બેલ સપાટી જ છે, પ્રવેશ લાધ્યો છે તો ચાલ હવે ગહન ઊંડાણો નિહાળું ને માનવીનાં મર્માંગણમાં પેસું, એ વાત રહેતી નથી. પછી છેવટે ગુજરાતની એકદરી પર થોડા કડવા બોલ છાંટી આ મરઘાભાઈ અર્થાત્ મધ્યમ માનવી, જો શાણા હોય તો વીમાની એજન્સી વસાવે છે, ને મંદ હોય તો સિનેમાના કોઈ સામયિકમાં હળવા ટુચકા લખવા બેસી જાય છે.

## મધ્યમોની નવી ખુમારી

"તો શું મધ્યમોને ગર્દન મારવા છે ?"

જરીકે નહિ. મધ્યમો તો મારી પોતાની જમાત છે. એની પ્રથમ જાગૃતિના મિજાજથી રખે અકળાતા. રડ્યા ખડ્યા બૂજ તરજુમાકારોની, અને ટુકડો રોટી ફેંકનાર પેટ્રનના પ્રભાવ નીચે દબાઈ રહેનારાઓની ભૂમિકા પાર કરીને એક સમષ્ટિના રૂપમાં તો મધ્યમોનો સમૂહ આજે પહેલી જ વાર દેખા દે છે. પહેલી જ વાર એ સ્વત્વના શ્વાસ ઘૂંટે છે. પહેલી જ વાર એનો કદમ સ્વમાનશીલ ભૂમિકા પર ઠેરાય છે. એનું ગોરી તરફડાવા કે સેવી જતો. પ્રકાશક પહેલી જ વાર એને ઘેર તેડવા આવે છે. આત્મવિશ્વાસની ખુમારી એનામાં સમષ્ટિરૂપે પ્રથમ વાર પ્રગટી ઊઠી છે. દ્રવ્યલિપ્સાની નહિ, પણ નવજીવનનાં સુખની આ બેચેની છે. સાવ સ્વાભાવિક છે, કે નવી હવા એના મગજને તર બનાવે. અને વનસ્પતિ-જગતની જેમ વાઙ્મય-જગતમાં પેલું પણ એટલું જ સ્વાભાવિક છે કે, ફળઝાડને માથેથી સો પુષ્પો ખરી જાય ત્યારે ગાંઠ દસને ફળ બેસે. જેઓ ખરે છે તેઓ સ્વસ્થશીલોને માટે સ્થાન કરવા ખપતા હશે. પ્રકૃતિનો એ નિયમ છે. ન ડરીએ. જેઓ ટકી રહેશે તેમની આવતી કાલ છે. પહેલ વારકી ભભક પૂરી થયે એ જ મધ્યમો કમર બાંધીને આજના નવનિર્માણના ચૂનો પથ્થર ઉપાડનારા શ્રમીણો બનશે.

## પ્રતિભાવંતોની ખોટ

મારો પ્રાંત અવલ દરજ્જાના પ્રતિભાવંતોથી વંચિત રહે એ અલબત્ત મને અકળાવે છે, એકાદ ગોવર્ધનરામનું સ્થાને ય અર્ધી સદી સુધી ખાલી પડ્યું રહે એ અસહ્ય છે, કારણ કે પ્રતિભાવંતોને અભાવે સામાન્યોમાં વામણા આદર્શોની પૂજા પેસી જાય, મધ્યમોનું જોણ ઉર્ધ્વમુખી રહે નહિ, ગુજરાતી વાઙ્મયની શક્યતાના વિસ્તીર્ણ સીમાડા કોઈ મધ્યમોને દેખાડે નહિ, સામસામા કૂપમંડૂકો પેટ ફુલાવતા બેસીએ છીએ. પ્રજાસમસ્ત પણ સાહિત્ય અને સાહિત્યકાર એ બે શબ્દોના ઉચ્ચારમાત્ર સાથે જે એક રગરગવ્યાપી ગંભીરતા ને આકાશી વિસ્તીર્ણતાનો ભાવસ્પર્શ અનુભવી રહે, તે સાચા સ્વામીને અભાવે અનુભવી શકતી નથી. માટે હું ટાગોરને ભલે નહિ પણ ગોવર્ધનરામને તો ગુજરાતને ટીપે માગું છું. વાણીના સ્વામીઓ વિનાની ગુજરાત સેંકડોને પ્રસવ્યા છતાં ય વાંઝણી કહેવાય.

## કામના હમલા

તથાપિ સામાન્યો મધ્યમો પર હું જરીકે ઓછું જોર આપવા માગતો નથી કદી નહિ એટલી મોટી જરૂર સામાન્યોની આ જમાનાને પડી છે. ફક્ત પ્રતિભાનો ફાંફો મૂકી દઈએ તો આપણે સારુ ય કામના હમલા પડ્યા છે. હજુ કામચલાઉ નાટ્ય સંસ્કાર એની બધી ય મર્યાદા સાથે સત્તા પર બેઠી ન બેઠી ત્યાં તો દેશાવરો સાથેનાં તેમજ પ્રાંત પ્રાંત વચ્ચેનાં વિનિમય-દ્વારો ઊઘડવા લાગ્યાં છે. કાશ્મીરથી માંડી બ્યુટર્પાલ લગીના કાર્યપ્રદેશોમાં નવી સ્ફૂર્તિ સંચરી છે. પ્રાંતપ્રાંતે યુનિવર્સિટીઓ માતૃભાષાને માધ્યમ બનાવી રહી છે. ગુજરાતની આગવી વિદ્યાપીઠને આકાર ધરી પૃથ્વી પર ઊતરતાં ઝાઝી વાર નથી છતાં ક્યાં છે ગુજરાત પાસે વિદેશી કે પરપ્રાંતીય ગ્રંથમણિઓનાં અકબંધ અર્ણશુદ્ધ ભાષાન્તરો યે ?

ભાઈ ચંદ્રવદને એક દિવસ મને ચોંકાવ્યો હતો.

કહે કે અમદાવાદ ખાતે ગુજરાતનું સ્વતંત્ર રેડિયો-ઘર ઉઘાડવાને હવે ઝાઝી વાર નથી. પણ એ પછી, અકેક દિવસના ત્રણ ત્રણ ચચ્ચાર કાર્યક્રમો પૂરવાને માટે તારી મારી પાસે શી સામગ્રી છે તે તો કહે! આખું વર્ષ પ્રજાને આપણે શું પીરસીશું! નાટકો નાટિકાઓ છે? ગીતો છે? વાર્તાઓ છે? નિબંધો છે? એ બાજરા ભૂતને કામમાં કઈ પેર રોકી રાખીશું?

આ રહ્યો મધ્યમોની સામે હામ-દમલો. એકાદ ભાઈ ચંદ્રશંકર પોતાને વતન ગોધરા બેસી જઈ રાધાકૃષ્ણની પ્રાસાદિક રચનાઓના ઓજસપૂર્ણ અને અર્થભારવાહી અનુવાદો આપે જાય છે. ભાઈ નગીનદાસ, ટાગોરની આરાધના માંડી એકલા બેસી ગયા છે. માનું છું કે આ કસબને એ ભાઈઓએ રવાવધરબી કક્ષાએ પહોંચાડ્યો છે. નવજીવન પ્રકાશન મંદિરમાં જેઓ બેઠા છે તેઓ મધ્યમો જ છે. તેમને હાથે થઈ રહેલું ધારાવાહી જ્ઞાનદોહન નિહાળો. એ બધા કવિતા ને વાર્તા લખવા બેઠા હોત તો?

## સંપત્તિ ને કીર્તિના હકદાર

સામાન્યોને હું નિરેક કરવા સૂચવું છું. કીર્તિની કામનાના બે પ્રકારો છે: રોગિષ્ઠ અને નિરોગી. 'કર્મમાં જ તારો અધિકાર છે, ફલમાં નહિ કદી!' એવા ચવાઇ ચવાઈ છોતાં બની ગયેલ ગીતાસૂત્રને તમારાં માથામાં નહિ મારું. દ્રવ્યલાભ અને કીર્તિલાભ, બન્નેના તમે સાહિત્યક્ષેત્રે અધિકારી છો. પણ સંપત્તિ અને કીર્તિ બન્ને તમારાં વાવેલાં ખેતી, તમારા પર લળતી ને ઢળતી આવે એ એક વાત છે, ને એ કોઈની પાછળ 'કુલીનમન્યતી સ્ત્રી'વાળી રીતે એકાદ હસ્તપ્રત લઈને લેખક ઉદુનેડા કરતો દોટો લગાવે એ બીજી વાત છે.

## સૌપહેલી આત્મસંતૃપ્તિ

દ્રવ્યલાભ, કીર્તિલાભ ઉપરાંત એક બીજી બાબત આપણું પ્રેરક બળ છે—ને એ જ મુખ્ય છે. એ છે આપણી આત્મસંતૃપ્તિ. દાખલા તરીકે, મેં કોઈ મહા-સરવર જોયું. માનો કે હું હિમાચળ જેવા પહાડમાં ઘૂમી આવ્યો કે ગોસ્વામીનો ઘેઘ જોઈ આવ્યો. એ જ પ્રમાણે ધારો કે મેં આ દેશની કે પરદેશની કો ઉત્તુંગ માનવ-વિભૂતિઓનું સાંનિધ્ય સેવવાનો મોકો મેળવ્યો. એ વિભૂતિદર્શનમાંથી સાચા રસાનંદનું એકાદ બિન્દુ પણ જો મને લાધી ગયું, તો તો હું એની ખુમારીમાંથી ઉત્સવ કરું. પછી એક દિવસ મને થાય, કે આ આનંદ તો મનમાં સમાવ્યો સમાતો નથી, ઝલકાઈ ઝલકાઈ બહાર ઢળે છે, એને શબ્દમાં વહાવી અન્ય જનોને પણ રસભાગી બનાવું નહિ તો ત્યાં લગી મને જંપ નહિ વળે. નિજાનંદનો આ સભર ભાર કુંભ અન્ય જનોને પાવાની લાગણી જો સાચી હશે, તો પેલા બિન્દુમાત્ર અનુભવમાંથી યે વાણીની અમૃતધારા છૂટશે. પણ જો કંઈ વિભૂતિદર્શન કર્યું છે તેને લાવને ઝટઝટ વટાવી નાખું, આના બે બોલ મેળવું, તેના ચાર અભિપ્રાય કઢાવી લઉં, પ્રકાશકને પણ જોઈએ છે અગણી નામવાળો પ્રસ્તાવનાકાર એટલે એ પણ પ્રકાશન માટે તત્પર બને છે, પરિણામે બહાર પડે છે—કીર્તિલેખ નહિ પણ લેખકના મૃત્યુલેખની ગરજ સારતું એક ચોપડું. એ એનો મૃત્યુલેખ બને છે, કારણ કે ફરી એ લખી શકવાનો નથી.

## છૂપો નિજાનંદ

આમ પ્રથમ તો આત્મસંતૃપ્તિની જ આવશ્યકતા, પછી કીર્તિની, તેની યે પછી દ્રવ્યપ્રાપ્તિની અપેક્ષા. એ વાત કેવળ અંતઃપ્રેરણામાંથી પરિણમતી કલ્પના-શોભન કલાકૃતિઓ પરત્વે જ સાચી છે એમ ન માનતા. એકાદા ગ્રંથ-વિવેચનને યે, અખબારનાં મુખ્ય પાનાને શણગારતા એકાદા લેખને યે, કોઈપણ અનુવાદિત કે પરિ-ગ્રહણને યે, અરે તમે અહીં તહીં આછા પાતળા કલ્પિત ઢળતા શબ્દ-સાથિયા પૂરો છો તેને યે, સૌ પહેલી અપેક્ષા છે આત્મપ્રસન્નતાની. હજારો લોકો તો એ વાંચવા પામે ત્યારે ખરા, સારું મનું જે કંઈ એ ધારે તે ખરું, તમને પોતાને, એ કૃતિના કર્તાને, અત્યારે, આ ઘડીએ એ કૃતિ, પ્રસન્ન કરે છે ખરી? આરસીમાં મોઢું જોઈને મલકાતા હો, એવા છૂપા નિજાનંદે તમે તમારી એ સરજત નિહાળીને હસી શકો છો? ઘાટઘૂટ બરાબર ઊતર્યા લાગે છે? આકાર-સૌષ્ઠવ સંતોષે છે? શબ્દો યથાસ્થાને યોજાયા છે ને? સુરુચિની બાબતમાં છૂપી છૂપી યે આત્મવંચના નથી થઈને? રોજ ઊમટતાં શબ્દ-પૂરની અંદર સુકાતે તો નાનકડી અને નમણી લેખાવ તેરી તમારી

એ કૃતિ જે કોઈ જૂજ આંખો એ વાંચવા પામશે તેને તો પકડી રાખે તેવી દીસે છે ના?

## નુગરી દુનિયા

લેખકે દુનિયાને વિશે ઉપર કહી તે આત્મકસોટી રાખ્યા વિના છૂટકો નથી. કારણ કે એ દુનિયા નુગરી છે. નૃત્ય સંગીત ને ચિત્ર જેવા કલાપ્રદેશોમાં મુરશિદ વગર ડગલું દઇ શકાતું નથી ગુરુનો પંજો ત્યાં અનિવાર્ય બને છે. શબ્દકલાના ક્ષેત્રમાંથી એ સુભગ સ્થિતિ ગેરહાજર છે. અહીં તો સૌ સૌને મન સવાશેર હોય છે, અધવાલ પણ ઓછો નહિ! અહીં મુદતનો બાધ નથી, વયની શરત નથી, હસ્તપ્રતને છ મહિના પણ સંઘરી રાખવાનું આરોગ્યદાયક નિયમન નથી, કોઈ કુલાચાર નથી, કારણ કે કોઈ કુલપતિ નથી. ચિત્રકારને સુખ છે, કે એની કાચી કૃતિની પાંચસો પ્રતો છપાવીને બહાર પાડનારો પ્રકાશક એને સાંપડે નહિ. કાચા નર્તકને રંગભૂમિ પર રજૂ કરવાની કોણ હિંમત કરે? ઠુઠિયો થવાની જ બીક! એમ હરકોઇ આ...આ કરનારને કાંઈ ખાં સાહેબ કહી જલસામાં ખડો કરી શકાય છે? કાન અને આંખના કલાયુક્ત રસાસ્વાદની એ ચિરાનંદિની સામગ્રી છે. એમાં હાથચાલાકી ચાલે નહિ. ઉસ્તાદના હાથની માવજત, કરડી ને સુંવાળી બન્ને કક્ષાની, આ કલા-ક્ષેત્રોમાં અવલ સ્થાન ધરાવે છે. પણ સાહિત્યનું ક્ષેત્ર આપણું મોટી અરાજકતાનો ભોગ બન્યું છે. ઉસ્તાદ નામને સાર્થક ઠરાવે એવા પ્રથમ કોટિના વિવેચકોથી ગુજરાતી સાહિત્ય બેનસીબ બન્યું છે. વિવેચક દોરવતો હોય ને વાચક પ્રજા અનુસરતી હોય એ ક્યાંઇ દીઠું ગુજરાતે? સળંગ સુદીર્ઘ અને સર્વસ્પર્શી ગ્રંથાવ-લોકનો જુઓ છો ક્યાંય ગુજરાતે? વર્ષે ચારેક કૃતિ-ઓની યે સમાલોચના સૌંદર્યનો આલોક ફેલાવે છે ગુજરાતમાં? મંદિરે જઇ ટીલાં ટપકાં કરી આવવાના લોકાચાર જેવું અવલોકનકામ તો હરકોઇ પતાકડું કરતું હોય છે. એને અવલોકન અર્થાત્ પ્રકાશવિતરણ નહિ કહી શકીએ. એ થોડું માર્ગદર્શક બને છે—ખુદ લેખકને કે અન્ય લેખકોને?

## આત્મપ્રસન્નતા એટલે?

મુરશિદો વિહોણી આવી નુગરી સ્થિતિમાં લખ-નારની આત્મસંતૃપ્તિ, અને આત્મપ્રસન્નતા એ જ એક ભરોસાપાત્ર આંકણી છે, કે જે વડે એની કૃતિની ગુણવત્તાને એ પોતાની મેળે માપી શકે. આત્મતૃપ્તિ એટલે બેશક આત્માની તૃપ્તિ, માણસના અંતરજામી 'સત્યં શિવં સુંદરમ્' મહાસત્ત્વની તૃપ્તિ, નહિ કે માણસના નાનકડા અહમ્-દેડકાની તૃપ્તિ, ચપટીમાં રીઝી જનાર પામરતાની તૃપ્તિ, સ્વાર્થપટુ બે ચાર પાસવાનોનાં અહોહો અહાહાથી મૂર્ચ્છિત બની જનાર નર્યા પ્રશસ્તિભૂખ્યા પ્રાણની તૃપ્તિ. ના, આપણી કલમો પર એવી તૃપ્તિને નહિ પલાણવા દઇએ. નાન-કડી કંડિકાથી માંડી મોટા ગ્રંથની રચના પર્યંત આપણો સાચો ભોમિયો અને સાક્ષી તો પેલો, માયલો રસાનંદી આત્મા જ રહેશે. સાચો હોંકારો એ જ આપશે, કે શિલ્પી! તેં જે કંઇ રચ્યું તે અલબત્ત તારું નિજનું છે, તારી શક્તિ મર્યાદાને આધીન છે, તથાપિ એ ઢોંગ જાદુગરીથી અદૂષિત છે, આત્મવંચના પરવંચનાથી અકલંકિત છે, અને તારી પોતાની શૈલીથી અર્થાત્ તારાં ખુદનાં શીલની બનેલી શબ્દસુંદરતાએ વિભૂષિત છે. એમાં સ્વામીઓનો પ્રસાદ ભલે નથી, છતાં એ પ્રાસાદિકતાની તેં આત્મસાત્ કરેલી કણિકા ઉતારી છે. ચોરેલું, ભાડે કે ઉધાર લીધેલું આમાં કંઇ નથી. પ્રસન્ન થા શિલ્પી! તું નાનો છે, તે છતાં એ મહાજનો જે પંથે ગયા છે તે જ સૌંદર્યવાટનો તું સહયાત્રી છે. તું પોતે પ્રસન્ન થા, પછી બીજાઓ થયા વિના કેમ જ રહેશે?

## સૌ સાચાને ભોક્તા જડશે

આ પ્રસન્નતાનું તત્ત્વ જ સાહિત્યમાં કર્તા તેમ જ ભોક્તા ઉભય પક્ષોને સંયોજી શકશે. અધિકારભેદે ભોક્તા સમૂહ જુદી જુદી શ્રેણીઓમાં વહેંચાઈ ગયો હોય તે તો સહજ છે. વાર્તાઓનો ભોગી વર્ગ મોટો હશે, તો પણ વાર્તાઓ પ્રત્યે નજરે ય ન નાખનારા ભોક્તાઓની અછત નથી. વાર્તાઓમાં જો મુનશીની કલમના ઋતુવેગ અને પાત્રપ્રભાવ પાછળ ઘેલા થયેલા ઘણા હશે, રમણલાલની સુંવાળી ફરસી પ્રેમ-વાર્તાઓના સુગ્ધો બીજા ઘણા હશે, તો ત્રીજો વર્ગ એ બેઉને ત્યજી 'સરસ્વતીચંદ્ર' સમી કુલીનતાપ્રધાન કાદમ્બરીઓની નિતમ્બિની શૈલીમાં જ રાચતો હશે.

નિબંધોએ પણ ન્હાનાલાલના, કવિકાન્તના તેમજ ગાંધીજીના, પરસ્પરથી ઘણા વેગળા પડેલા ગદ્ય પ્રકારોને એના પોતપોતાના જુદા ભોક્તાઓ છે. સાચા પીરસનારને ભોક્તાઓનો તોટો નથી જેના પર રસત્વની-નિજત્વની છાપ છે, તેવી કોઈ પણ શૈલી પોતાનો માર્ગ કરે પણ અગાઉ કહેવાયું છે તેમ શૈલી એ તો શીલ શબ્દ પરથી ઊતરી આવેલો શબ્દ છે. સર્જકનું શીલ જેમાં વિલસી રહે એવી નિજશૈલી લઈને આવશો ? ભોક્તાઓની પ્રસન્નતાને તો તમે સર કરી શકશો.

## ભોક્તાનું રુચિતંત્ર

ભોક્તા શબ્દ ભ્રામક છે એ ખરી વાત. આજે જેઓ વધુમાં વધુ વાંચે છે તેઓને ભોક્તા કહી શકાશે ? નાનાં મોટાં પુસ્તકાલયોમાં જઈ એનાં પત્રકોમાં ડોકિયું કરો. ઓમાસું લીલા ઘાસ પર તૂટી પડતી ગાયો એ ઘાસની સાથે અંદર જે કોઈ જીવડું આવ્યું તેને ય કરડી જઈ રોગ નોતરે છે. પુસ્તકાલયોમાં પ્રાજજનોની વાચનભૂખ અધપવાર ઊઘડી હોવાથી વાચકોની અભિરુચિના એવા હવાલ છે. આ વાચું, ના તે વાચું, અરે પેલી મજા પડે તેવી છે, એવા ફૂદકા મારતું નવું વાચક-મન એકેયમાં કરતું નથી. લૂછ લૂછ વાંચી કાઢે, વાંચ્યું તેનો સોમો ભાગ પણ ધારણાશક્તિ પર ટકે નહિ, વિચારની તો વેગળી વાત, પ્રસન્નતાથી પણ એ બેનસીબ રહે. જે સત્ત્વશાળી કૃતિ ત્રણ વાર ન વંચાય તેનો વાચક સાચો ભોક્તા નથી. અથવા મૂળ દેષ તે કૃતિમાં તો હશે જ, પણ ભોક્તાનું રુચિતંત્ર નથી ઘડાયું એ દોષ સૌથી મોટો છે.

## સમેલનોની ફરજ

એનું કારણ કદાચ એ પણ હોય, કે વાચકોની રુચિમાં વાચનરસો પેદા થાય તેની પૂર્વે જ વાચનના મિકાઇ-હમલા થવા માંડ્યા છે. થોડા પુસ્તકોનું એક કરતાં વધુ વાર સેવન થાય એ સ્થિતિને, ઘણી ચોપડીઓ વગર વિવેકે લૂછ લૂછ વંચાય અને દૂર ફેંકાય તે સ્થિતિના કરતાં સારી સમજો છો !

તો ; આવાં સંમેલનો એ સ્થિતિ આણવાનું ... શો અહીં જે ટોળાં ભમટે છે ...નારં ...

રાખજો. અહીં જે વ્યાખ્યાનો વંચાય, ને જે નિબંધો રજૂ થાય, તેની રસ—નીરસતાનો ત્વરિત ફેંસલો ટોળાંને હાથે ન થવા દેશો. રસ અને સુરુચિ એ પણ ઉત્પન્ન કરવાની વસ્તુ છે. ઝાનોકાખો પુરાયા વિના રસ જન્મે ક્યાંથી ? પચીસ પચાસ સમાનધર્મો જનો એની કૃતિને કલાક અધ-કલાક કાને ધરવા પણ ન આપડે, પછી પચીસ પંડિતો પણ એ વંચાયેલી કૃતિના ગુણદોષનું વિવેચન કરવા જો આપણને અહીં ન લાધે, થોડા કંટાળો કાબૂમાં રાખીને પણ પલાંઠી ભીડી રાખનાર કઝન બે કઝન ગરવા ગુણજ્ઞો જેને અહીં ન ભેટે, તે રચનારો પછી બીજે ક્યાં જઈ ઊભો રહેશે ! એની દુનિયા ગુજરી બનશે એમાં નવાઈ શી ? એનો તેજોવધ થશે.

## રખે દેવતા જ ખોવાય

મેળા સુખેથી ભરો. સંઘમિલનનો સંજીવની-સ્પર્શ સદાકાળ જરૂરી છે. સામાન્યોમાં સંઘદર્શનથી વિદ્યુત સંચાર થાય છે. પણ પર્વો ઉત્સવો આખરે તો દેવને કાજે છે. ઉત્સવના ધાધવમાં રખે દેવતા પોતે જ ખોવાઈ જાય. વાઙમયીની પર્વણીમાં પહેલી છેલ્લી અને સર્વરમણા તો દેવી વાણી જ હોવી ઘટે. આ અને આવા પર્વો જે કોઈ ઊજવો, તે સર્વને અરજ માત્ર એટલી, કે સંઘને રીઝવશો, દાતાઓને વિભૂષિત કરશો, અગ્રેસરોને અગ્રપદે પૂજશો, અભિનંદનો, આભારવચનો અને રંજન-કાર્યક્રમોનો ધમધમાટ મચાવશો, એની વચ્ચે, એક જ ખૂણો, એકાદ નાનકડો ખંડ એવો રાખજો, કે જ્યાં ટોળું ન પ્રવેશે, ને પ્રવેશે તો અદબ ગાખી ઊભું રહે, જ્યાં સો-પચાસ ગરવા ગુણિજનો જ બેસે, અને તેઓ પોતાની સમક્ષ રજૂ થતા શબ્દબ્રહ્મની ઉપાસનાના નમૂનાઓને નિહાળે, મૂલવે, આશાસ્પદ રચનારાની પીઠ થાબડે, ઉતાવળિયાને આશ્વાસે, ભ્રાંતોને સભાન કરે, શરમાળોને એની શુભ રતિ ખતાની સતેજ કરે, અને ઢોંગીઓના મિથ્યાવેશ ઉતરાવે.

## નજીકનું ઊજળું ભાવિ

પાંચ દસ વર્ષો પછી તો તમારા માંહેના પચાસ સોનું સાંકડું કુંડાળું કાઢવાની જરૂર નહિ રહે. જેને આજે આજે ટોળા રૂપે જોઈએ છીએ તે સારો પે સંઘ

ગંભીર જ્ઞાનપિપાસુ શ્રોતાજનોથી રચાયેલો હશે. યુનિવર્સિટીમાં માતૃભાષાને હજુ જે અલ્પસ્થાન મળ્યું તેણે ય જો આટલાં થોડાં વર્ષોમાં ગુજરાતી સાહિત્યમાં કસુંબલ લાલી લાવી દીધી છે, તો એ હિસાબે જ્યારે તળેથી ટોચ સુધી સમગ્ર ભણતરનું માધ્યમ માતૃભાષા બની જશે, ત્યારે આપણી સિદ્ધિઓ કેટલી ગણનાપાત્ર, કેટલી ઊજળી હશે! તે સમયે, બેશક જો માતૃભાષાનું પ્રાણ ભરીને પયપાન કરવા આડે રાષ્ટ્રભાષાને નામે કોઈ બનાવટી હિંદુસ્તાની ડંડો વીંઝતી ને ડોળા ફાડતી આપણા પથ ખડી નહિ થઈ ગઈ હોય તો, અને આપણી પયદાની પ્રાંતભાષાની નિગૂઢ શક્યતાઓને આ કે તે કૃત્રિમ રાજકારણી બંધનથી મુક્ત સ્થિતિમાં ઊઝરી ઉછરી યૌવન ધરી મેદાને મહાલવા દેવામાં આવશે તો, મને ખાતરી છે, કે ગહન ગંભીર જ્ઞાનપ્રેમ અને લલિત મધુર રસાનંદ, એ બેઉનો સમન્વય સાધીને ગુજરાતી પ્રજા એક જ દાયકામાં એક પરિપુષ્ટ સાહિત્યના મણિમંડપ નીચે રમણ કરતી હશે, અને લેખકો પોતપોતાની વલ્લભા લેખિનીને કેયુરે કંકણે શણગારી રહ્યા હશે.

## કૃત્રિમ રાષ્ટ્રભાષાનો ભય

કૃત્રિમ હિંદુસ્તાની વિશેનો ઉપર કરેલો ભયદર્શક ઉલ્લેખ દેશના સંખ્યાબંધ વિચારકોનાં હૃદયમાં ઘોળાઈ રહેલી ચિન્તાનો પડઘો પાડે છે. અંગ્રેજી ભાષાના માધ્યમનું સ્થાન બનતી તાકીદે-પણ અણઘટતી ઉતાવળે નહિ-રાષ્ટ્રભાષાએ રોકી લેવું જોઈએ એ વિશેનો મતભેદ તો પાતળો પડી ગયો છે. પણ એ સ્થાને વિરાજનાર રાષ્ટ્રભાષા તે કઈ, આ મુદ્દા પરનો સંક્ષોભ શમ્યો નથી, વધારે ઉત્કટ બન્યો છે. શબ્દોના જથ્થા વડે જ કોઈ ભાષા નીપજી શકતી નથી. ભાષાનું માળખું પણ નર્યા શબ્દોથી નહિ બંધાય. ભાષા તો જનહૃદયનો ઉચ્છ્વાસ છે, એ તો આપણા જ્ઞાનનો, રસનો, મંથનોનો સમુચ્ચય છે. સેંકડો હજારો વર્ષોનાં માનવ-જીવનની કેટકેટલી ચડતી પડતી, ઉન્નતિ અધોગતિ, વિચાર ને ચિંતવન, લાગણી ને કલ્પનાઓ, શ્વાસ ઉચ્છ્વાસ, હર્ષ અશ્રુ, અરે કેટકેટલું અમૂર્ત અને અવ્યક્ત,—તેને મૂર્ત અને વ્યક્ત કરતાં કરતાં વાણીનો વિકાસ થયો હોય છે, એક વાક્ય પડે તે સાથે તે બોલનારી જાતિના જીવનરહસ્યો છેક તળિયેથી ટહુકી ઊઠે, એવી પ્રાણજન્ય ભાષાના બારીક વળાંકો, મરોડો, લાઘવ, વ્યંજનાશક્તિ, વાચ્યાર્થના કરતાં ભાવધ્વનિને મુખરિત કરી મુકવાની તાકાત, એ શું હિન્દી-ઉર્દૂ બન્નેના નર્યાં શબ્દોને વીણી લઈ તે તે ભાષાભાષી સમૂહોનાં મન મનવવાની 'પેરિટી' પેદા કરવાની બાબત છે?

## રાષ્ટ્રભાષાની સાચી રચનાક્રિયા

રાષ્ટ્રભાષા-નિર્માણના આજના સૂત્રધારો આ બધી સમજણવાળા છે અને તેઓ રાજપુરુષો હોવા કરતાં તો સંસ્કૃતિકારો સવિશેષપણે છે એટલે સંસ્કૃતિલક્ષી દૃષ્ટિ તો પ્રધાન પણે જ કામ કરી રહી છે, આપણી ઘણીખરી અકળામણ અંતમાં નિરર્થક ઠરે એમ પણ ધારણા છે, છતાં પ્રતિપક્ષને વિકલ કરતી ફિકર શમતી નથી એ પણ એટલું જ તથ્ય છે. આ બે પક્ષોનું અસ્તિત્વ આપણે ઈન્કારી ન શકીએ. એટલે આપણે પણ આપણાં મન સાથે આ બાબતનો સ્ફોટ કરી લેવો જોઈએ. કોઈ ના નહિ પાડી શકે કે રાષ્ટ્રભાષાએ જન્મવું જોઈએ, પણ તે તો એની મોસંમે નીપજે તો જ મીઠી લાગે. ભારતવર્ષનું પ્રજાજીવન સંકીર્ણતાને ત્યજતું ત્યજતું જેમ જેમ સમન્વયને સાધતું જશે, પ્રાંત પ્રાંત વચ્ચેનો સંસ્કાર-સંબંધ જેમ જેમ ગાઢ બનશે, સાહિત્ય-વિનિમય જેમ ઝડપથી ચાલુ થશે, એક તરફથી ઉપરથી આંતરપ્રાંતીય જ્ઞાનોપાસકોની 'એકેડેમિક્' આપલે થશે અને બીજી તરફથી ધરાતલ પરથી આંતરપ્રાંતીય આમ જનતાનો સંગમ અગાઉ જેમ યાત્રાધામોમાં થતો તે મુજબ આયંદે સંસ્કારધામોમાં થશે, માનવી માનવીને નવલ બંધુદૃષ્ટિએ જોશે, એનાં નેનોમાં નવું અમી ઊભરશે, અન્યોન્ય વિશે જાણવા જોવાના કુતૂહલ-દીવડા પ્રાણ પ્રાણમાં પેટાશે, ત્યારે, તે પ્રગાઢ સંપર્કમાંથી આપોઆપ રાષ્ટ્રવાણી આકાર ધરવા લાગશે. ભિન્ન ભિન્ન ભાષાઓ વચ્ચે, મોતીને પરોવતા ધાગા જેવી સાચા સામ્યની સેર ત્યાર પછી હાથ લાગશે, અને એવા સ્વાભાવિક મિલનમાંથી જે જન્મશે તે રાષ્ટ્રભાષામાં પ્રત્યેકને પોતાપણાનું દર્શન થશે. આજે ચાલતું રાષ્ટ્રભાષાનું ઘડતર એ દોર ન ચૂકો એમ ઈચ્છીએ છીએ.

નિબંધક્ષેત્રે પણ ન્હાનાલાલના, ઠાકોરના તેમજ ગાંધીજીના, પરસ્પરથી ઘણા વેગળા પડેલા ગદ્ય પ્રકારોને એના પોતપોતાના જુદા ભોક્તાઓ છે. સાચા પીરસનારને ભોક્તાઓનો તોટો નથી જેના પર સ્વત્વની–નિજત્વની છાપ છે, તેવી કોઇ પણ શૈલી પોતાનો માર્ગ કરશે. પણ અગાઉ કહેવાયું છે તેમ શૈલી એ તો શીલ શબ્દ પરથી ઊતરી આવેલો શબ્દ છે. સર્જકનું શીલ જેમાં વિલસી રહે એવી નિજશૈલી લઇને આવશો ? ભોક્તાઓની પ્રસન્નતાને તો તમે સર કરી શકશો.

## ભોક્તાનું રુચિતંત્ર

ભોક્તા શબ્દ ભ્રામક છે એ ખરી વાત. આજે જેઓ વધુમાં વધુ વાંચે છે તેઓને ભોક્તા કહી શકાશું ? નાનાં મોટાં પુસ્તકાલયોમાં જઇ એનાં પત્રકોમાં ડોકિયું કરો. ચોમાસું લીલાં ઘાસ પર તૂટી પડતી ગાયો એ ઘાસની સાથે અંદર જે કોઇ જીવડું આવ્યું તેને ય ફરડી જઈ રોગ નોતરે છે. પુસ્તકાલયોમાં પ્રજાજનોની વાચનભૂખ પ્રથમવાર ઊઘડી હોવાથી વાચકોની અભિરુચિના એવા હેવાલ છે. આ વાચ્યું, ના તે વાચ્યું, અરે પેલી મજા પડે તેવી છે, એવા ફૂદકા મારતું નવું વાચક-મન એકેયમાં ઠરતું નથી. લૂછ લૂછ વાંચી કાઢે, વાંચ્યું તેનો સોમો ભાગ પણ ધારણશક્તિ પર ટકે નહિ, વિચારની તો વેગળી વાત, પ્રસન્નતાથી પણ એ બેનસીબ રહે. જે સત્ત્વશાળી કૃતિ ત્રણ વાર ન વંચાય તેનો વાચક સાચો ભોક્તા નથી. અથવા મૂળ દેષ તે કૃતિમાં તો હશે જ, પણ ભોક્તાનું રુચિતંત્ર નથી ઘડાયું એ દોષ સૌથી મોટો છે.

## સંમેલનોની ફરજ

એનું કારણ કદાચ એ પણ હોય, કે વાચકોની રુચિમાં વાચનરસો પેદા થાય તેની પૂર્વે જ વાચનના મિઠાઇ-ઢગલા થવા માંડયા છે. થોડા પુસ્તકોનું એક કરતાં વધુ વાર સેવન થાય એ સ્થિતિને, ઘણી ચોપડીઓ વગર વિવેકે લૂછ લૂછ વંચાય અને દૂર ફેંકાય તે સ્થિતિના કરતાં સારી સમજો છો ?

તો સજ્જનો ! તમારાં આવાં સંમેલનો એ સ્થિતિ આણવામાં ઉપકારક બની શકે. અહીં જે ટોળાં ઊમટે છે, તેની રુચિમાં રોગ-તત્ત્વ નથી તેની તકેદારી રાખજો. અહીં જે વ્યાખ્યાનો વંચાય, ને જે નિબંધો રજૂ થાય, તેની રસ–નીરસતાનો ત્વરિત ફેંસલો ટોળાંને હાથે ન થવા દેશો. રસ અને સુરુચિ એ પણ ઉત્પન્ન કરવાની વસ્તુ છે. જ્ઞાનકોષો પુરાયા વિના રસ જન્મે કયાંથી ? પચીસ પચાસ સમાનધર્મી જનો જેની કૃતિને કલાક અધ-કલાક કાને ધરવા પણ ન સાંપડે, પાંચ પચીસ પંડિતો પણ એ વંચાયેલી કૃતિના ગુણદોષનું વિવેચન કરવા જે બાપડાને અહીં ન લાધે, થોડા કંટાળો કાબૂમાં રાખીને પણ પલાંઠી બીડી રાખનાર ડઝન બે ડઝન ગરવા ગુણજ્ઞો જેને અહીં ન ભેટે, તે રચનારો પછી બીજે કયાં જઇ ઊભો રહેશે ? એની દુનિયા નુગરી બનશે એમાં નવાઇ શી ? એનો તેજોવધ થશે.

## રખે દેવતા જ ખોવાય

મેળા સુખેથી ભરો. સંઘમિલનનો સંજીવની–સ્પર્શ સદાકાળ જરૂરી છે. સામાન્યોમાં સંઘદર્શનથી વિદ્યુત સંચાર થાય છે. પણ પર્વો ઉત્સવો આખરે તો દેવને કાજે છે. ઉત્સવના ધાધલમાં રખે દેવતા પોતે જ ખોવાઈ જાય. વાકમયીની પર્વણીમાં પહેલી છેલ્લી અને સર્વરમણા તો દેવી વાણી જ હોવી ઘટે. આ અને આવા પર્વો જે કોઇ ઊજવો, તે સર્વને અરજ માત્ર એટલી, કે સંઘને રીઝવશો, દાતાઓને વિભૂષિત કરશો, અગ્રેસરોને અગ્રપદે પૂજશો. અભિનંદનો, આભારવચનો અને રંજન-કાર્યક્રમોનો ધમધમાટ મચાવશો, એની વચ્ચે, એક જ ખૂણે, એકાદ નાનકડો ખંડ એવો રાખજો, કે જ્યાં ટોળું ન પ્રવેશે, ને પ્રવેશે તો અદબ રાખી ઊભું રહે, જ્યાં સો-પચાસ ગરવા ગુણીજનો જ બેસે, અને સેંઓ નોખાંની સમક્ષ રજૂ થતા શબ્દબ્રહ્મની ઉપાસનાના નમૂનાઓને નિહાળે, મૂલવે, આચારપદ રચનારાની પીઠ થાબડે, ઉતાવળિયાને આશ્વાસે, ભોળાને સભાન કરે, શરમાળોને એની શુભ રતિ બતાવી સતેજ કરે, અને ઢોંગીઓના મિથ્યાવેશ ઉતરાવે.

## નજીકનું ઊજળું ભાવિ

પાંચ દસ વર્ષો પછી તો તમારા માંહેના પચાસ સોનું સાંકડું કુંડાળું કાઢવાની જરૂર નહિ રહે. જેને આપણે આજે ટોળા રૂપે જોઈએ છીએ તે સારો યે સંઘ

ગંભીર જ્ઞાનપિપાસુ શ્રોતાજનોથી રચાયેલો હશે. યુનિવર્સિટીમાં માતૃભાષાને હજુ જે અલ્પસ્થાન મળ્યું તેણે ય જો આટલાં થોડાં વર્ષોમાં ગુજરાતી સાહિત્યમાં કસુંબલ લાલી લાવી દીધી છે, તો એ હિસાબે જ્યારે તળેથી ટોચ સુધી સમગ્ર ભણતરનું માધ્યમ માતૃભાષા બની જશે, ત્યારે આપણી સિદ્ધિઓ કેટલી ગણનાપાત્ર, કેટલી ઊજળી હશે! તે સમયે, બેશક જો માતૃભાષાનું પ્રાણ ભરીને પયપાન કરવા આડે રાષ્ટ્રભાષાને નામે કોઇ બનાવટી હિંદુસ્તાની ડરો વીંઝતી ને ડોળા ફાડતી આપણા પણ ખડી નહિ થઇ ગઈ હોય તો, અને આપણી પયદાત્રી પ્રાંતભાષાની નિગૂઢ શક્યતાઓને આ કે તે કૃત્રિમ રાજકારણી બંધનથી મુક્ત સ્થિતિમાં ઉઝરી ઉછરી યૌવન ધરી મેદાને મહાલવા દેવામાં આવશે તો, મને ખાતરી છે, કે ગહન ગંભીર જ્ઞાનપ્રેમ અને લલિત મધુર રસાનંદ, એ બેઉનો સમન્વય સાધીને ગુજરાતી પ્રજા એક જ દાયકામાં એક પરિપુષ્ટ સાહિત્યના મણિમંડપ નીચે રમણ કરતી હશે, અને લેખકો પોતપોતાની વલ્લભા લેખિનીને કેયુરે કંકણે શણગારી રહ્યા હશે.

## કૃત્રિમ રાષ્ટ્રભાષાનો ભય

કૃત્રિમ હિંદુસ્તાની વિશેનો ઉપર કરેલો ભયદર્શક ઉલ્લેખ દેશના સંખ્યાબંધ વિચારકોનાં હૃદયમાં ઘોળાઈ રહેલી ચિન્તાનો પડઘો પાડે છે. અંગ્રેજી ભાષાના માધ્યમનું સ્થાન બનતી તાકીદે–પણ અણુઘટતી ઉતાવળે નહિ–રાષ્ટ્રભાષાએ રોકી લેવું જોઈએ એ વિશેનો મતભેદ તો પાતળો પડી ગયો છે. પણ એ સ્થાને વિરાજનાર રાષ્ટ્રભાષા તે કઈ, આ મુદ્દા પરનો સંક્ષોભ શમ્યો નથી, વધારે ઉત્કટ બન્યો છે. શબ્દોના જથ્થા વડે જ કોઈ ભાષા નીપજી શકતી નથી. ભાષાનું માળખું પણ નર્યા શબ્દોથી નહિ બંધાય. ભાષા તો જનહૃદયનો ઉચ્છ્વાસ છે, એ તો આપણા જ્ઞાનનો, રસનો, મંથનોનો સમુચ્ચય છે. સેંકડો હજારો વર્ષોનાં માનવ–જીવનની કેટકેટલી ચડતી પડતી, ઉન્નતિ અધોગતિ, વિચાર ને ચિંતવન, લાગણી ને કલ્પનાઓ, શ્વાસ ઉચ્છ્વાસ, હર્ષ અશ્રુ, અરે કેટકેટલું અમૂર્ત અને અવ્યક્ત,—તેને મૂર્ત અને વ્યક્ત કરતાં કરતાં વાણીનો વિકાસ થયો હોય છે, એક વાક્ય પડે તે સાથે તે બોલનારી જાતિના જીવનરહસ્યો છેક તળિયેથી ટહૂકી ઊઠે, એવી પ્રાણજન્ય ભાષાના બારીક વળાંકો, મરોડો, લાઘવ, વ્યંજનાશક્તિ, વાચ્યાર્થના કરતાં ભાવધ્વનિને મુખરિત કરી મુકવાની તાકાત, એ શું હિન્દી–ઉર્દૂ બન્નેના નર્યા શબ્દોને વીણી લઇ તે તે ભાષાભાષી સમૂહોનાં મન મનવવાની 'પૅરિટી' પેદા કરવાની બાબત છે!

## રાષ્ટ્રભાષાની સાચી રચનાક્રિયા

રાષ્ટ્રભાષા–નિર્માણના આજના સૂત્રધારો આ બધી સમજણવાળા છે અને તેઓ રાજપુરુષો હોવા કરતાં તો સંસ્કૃતિકારો સવિશેષપણે છે એટલે સંસ્કૃતિલક્ષી દૃષ્ટિ તો પ્રધાન પણે જ કામ કરી રહી છે, આપણી ઘણીખરી અકળામણ અંતમાં નિરર્થક ઠરે એમ પણ ધારણા છે, છતાં પ્રતિપક્ષને વિકલકરતી ફિકર શમતી નથી એ પણ એટલું જ તથ્ય છે. આ બે પક્ષોનું અસ્તિત્વ આપણે ઇન્કારી ન શકીએ. એટલે આપણે પણ આપણાં મન સાથે આ બાબતનો સ્ફોટ કરી લેવો જોઇએ. કોઈ ના નહિ પાડી શકે કે રાષ્ટ્રભાષાએ જન્મવું જોઇએ, પણ તે તો એની મોસમે નીપજે તો જ મીઠી લાગે. ભારતવર્ષનું પ્રજાજીવન સંકીર્ણતાને ત્યજતું ત્યજતું જેમ જેમ સમન્વયને સાધતું જશે, પ્રાંત પ્રાંત વચ્ચેનો સંસ્કાર–સંબંધ જેમ જેમ ગાઢ બનશે, સાહિત્ય–વિનિમય જેમ ઝડપથી ચાલુ થશે, એક તરફથી ઉપરથી આંતરૂપ્રાંતીય જ્ઞાનોપાસકોની 'એકેડેમિક' આપલે થશે અને બીજી તરફથી ધરાતલ પરથી આંતરૂપ્રાંતીય આમ જનતાનો સંગમ અગાઉ જેમ યાત્રાધામોમાં થતો તે મુજબ આયંદે સંસ્કારધામોમાં થશે, માનવી માનવીને નવલ બંધુદૃષ્ટિએ જોશે, એનાં નેનોમાં નવું અમી ઊભરશે, અન્યોન્ય વિશે જાણવા જોવાના કુતૂહલ–દીવડા પ્રાણ પ્રાણમાં પેટાશે, ત્યારે, તે પ્રગાઢ સંપર્કમાંથી આપોઆપ રાષ્ટ્રવાણી આકાર ધરવા લાગશે. ભિન્ન ભિન્ન ભાષાઓ વચ્ચે, મોતીને પરોવતા ધાગા જેવી સાચા સામ્યની સેર ત્યાર પછી હાથ લાગશે, અને એવા સ્વાભાવિક મિલનમાંથી જે જન્મશે તે રાષ્ટ્રભાષામાં પ્રત્યેકને પોતાપણાનું દર્શન થશે. આજે ચાલતું રાષ્ટ્રભાષાનું ઘડતર એ દોર ન ચૂકે એમ [illegible] છીએ;

## પાઠ્યપુસ્તકોનું ગુજરાતી

આવી સ્વભાવમનોહર નિર્વ્યાજ રાષ્ટ્રભાષાનું નિર્માણ જો નજીકમાં નજીક લઇ આવવું હોય તો તેનો ઇલાજ પ્રત્યેક પ્રાંતે પ્રદેશે પોતપોતાની ભાષાની અને સાહિત્યની સમુન્નતિ પર પૂરું જોશ દેવામાં રહ્યો છે. પોતાના ભૂમિરસને પચાવીને પછી જે અન્યનુ સત્ત્વ ઝીલવા જશે તેજ ઝીલી શકશે. બાળપોથીથી લઈ ને પી. એચ. ડી: ના વર્ગ પર્યંતનાં આપણાં પાઠ્યપુસ્તકોમાં તમે આજે ડોકિયું તો કરો તદ્‌વિદો ! એક ધારું ભાષાશિક્ષણ એમાં નથી. એ શિક્ષણક્રમમાં તળિયાથી ટોચ લગી ઊપડતી જતી નક્કર ઘાટદાર ઇમારતની સ્થાપત્યનિષ્ઠ રચના નથી. અપવાદો સિવાય આપણી ગુજરાતી પોથીઓમાં બાળકો જે વાક્યો ભણે છે તેની રચના ગુજરાતી વાણીને બગાડનારી છે, કારણ કે વાચનક્રમનું નિર્માણ ગુજરાતી વાણીના મર્મજ્ઞોને હાથ નહિ પણ શાળાના ઉપરી અધિકારીઓની ભાગીદારીમાં અગર કૃપા હેઠળ કમાણીનો ધંધો ચલાવનારા ડેપ્યુટીઓ–માસ્તરોના હાથમાં છે. કેટલાંએક રજવાડાંમાં ચાલતાં ગુજરાતી પુસ્તકો તો જુઓ, ચીતરી ચડશે, રાજકુળો પ્રત્યેની ખુશામદખોરી કિંવા રાજકુળોનાં કોમી મજહબી ઝનૂન વડે પ્રેરિત એ લેખન ગુજરાતી છે ખરાં ? ગુજરાતના આત્માની ઓળખ આપે છે ખરાં ? એમાં નરસિંહ, પ્રેમાનંદ કે કાન્ત ગોવર્ધનરામે ઉપારેલી, સલૂણી ગૂર્જરીની સૂરત જડે છે તમને ? ઉર્દૂ ભાષાનો ઉપયોગ કોમી દૃષ્ટિએ ગુજરાતીને વિકૃત કરવામાં થઇ રહ્યો છે તે તો તમે જાણો છો ને ?

## ભલે થોડું મોડું થતું

મેરુ જેવડું મહાભારત આ કામ આડે પડ્યું છે ત્યાં સુધી, નખથી શિખ સુધીની સાંગોપાંગ અને સંવાદી ગુજરાતીનાં સિંચનથી દાયકા બે દાયકા સુધી પ્રજા વાડીને પુષ્ટ ન કરીએ ત્યાં સુધી, અરે શિક્ષણક્રમની બહારના વાચનપ્રદેશમાં પણ લેખકોની કલમો સાચી ગિરા ગુર્જરીનો સમન્વયસુંદર આકાર ઊભો ન કરી શકે ત્યાં સુધી, બનાવટી તો શું નક્કર રાષ્ટ્રભાષાને ય આપણે, એના ખુદના જ સ્વાગતને હાર્દિક બનાવવાને ખાતર, સાચાં અમૃત ચોઘડિયાંની રાહ જોવાને વિનવવી રહેશે.

## સાચો સંસ્કાર-વિનિમય

હિંદી અને ઉર્દૂને આપણે આવવા દેશું, બલકે હાર્દિક નિમંત્રણ દેશુ, પ્રેમથી તેડાં કરશું, અને ગુર્જરી-દ્વારે સત્કારશું, એનાં યુગસમૃદ્ધ સાચાં મર્મસ્વરૂપોને અપનાવશું, પણ તે કઇ રીતે ? એનાં વિદ્યાલયો, સાહિત્યસમેલનોમાં આપણા સાચા પ્રતિનિધિઓને મોકલીને, અને એના સાચા પ્રતિનિધિઓને આપણે આંગણે ઉતારીને. એના સાવરો સર્જકોની શતકો જૂની સંસ્કાર-ખુશબૂએ મહેકતી સાચી હિન્દી તથા ઉર્દૂને આપણે ઐચ્છિક વિષયો તરીકેનું આકર્ષક સ્થાન આપણી વિદ્યાપીઠમાં આપશું. એ ભાષાઓનુંજ શા માટે, મરાઠી, કાન્હડી, તેલુગુ ને કાશ્મીરીનું પણ આપણે આ રીતનું નિકટત્વ પરસ્પરના સંસ્કારવાહકો દ્વારા સિદ્ધ કરશું. ગુજરાતનું સર્વોત્તમ તત્ત્વ એની કને ઝીલાવશું ને એમનું સર્વોચ્ચ તત્ત્વ આપણે અંજલિમાં ઝીલશું. પરસ્પર લેશું દેશું. પણ નહિ ભૂલીએ મુદ્દાની આકાંક્ષા, કે 'સાંગોપાંગ સુરંગ બ્યંગ અતિશે ધારો ગિરા ગુર્જરી ! '

## ભિક્ષાપાત્ર નહિ ધરીએ

કારણ કે તેવું સાંગોપાંગ સ્વરૂપ ગિરા ગુર્જરીને ધારણ કરાવ્યા પહેલાં આપણે બહારનું જે કંઇ અપનાવવા જશું, તે કંગાલના ભિક્ષાપાત્રમાં પડતા ધનિકઘરના એઠવાડ જેવું હશે, સમાનધર્મીઓ વચ્ચેનું સ્વાદુ સહભોજન નહિ હોય. અને હજુ આપણે તાલેવાન બની ગયા નથી. ઝીણા મોટા અપરંપાર માનવભાવોનું વહન કરનારી વિચારશ્રેણી, રસળતી બાનીને ગુજરાતે સિદ્ધ કરી નથી. હજુ તો વ્યાકરણ પણ શીખીએ છીએ, ચોકઠામાંથી છેક બહાર નીકળ્યા નથી. ગુજરાતી વાણી વપરાઇને રીઢી બની નથી. વિવેચના તો પ્રારંભિક અવસ્થાને પણ વટાવી શકી નથી.

## અસ્થિર મૂલ્યાંકનો

ને મૂલ્યાંકનો આપણાં હજુ વિશદ બન્યાં નથી, ગમા અણગમાના પાનાં ટળ્યાં નથી. ચિંતન આછર્યું નથી. નારીનું આલેખન તો કહેશે કે એને કાં સાધ્વી કે માતા તરીકે જ ચીતરજો. પ્રણય–તો કહેશે એમાં રખે ભોગાસક્તિ આલેખાઇ જાય ! શ્રમજીવી—તો એને સર્વગુણસંપન્ન અથવા અન્યાયનો ભોગ જ બનાવવો.

સંપત્તિવાન—તો એની કુમળી લાગણીઓની સારવાર પ્રત્યઘાતી કલમો જ કરે, અસ્પૃશ્ય—તો એની સામે હિંદુ જાતિનું, ઘોર અપરાધી સિવાય એકેય સ્વરૂપ ન આલેખાય. મુસ્લિમ સંસારનાં તો બારણાં જ બીડેલાં. છાપાં તો એની વળી સાહિત્યને વિશે ગણના કેવી! નાટક તો અવેતન રંગભૂમિ ભજવે તે કચરાપટ્ટી હોય તો યે વાઙ્મય. બાકી ધંધાદારીઓએ પોણોસો વર્ષોથી ભજવેલી કુટીબંધ કૃતિઓને કોણ ઓળખે? એના નવાં નાટકોને પણ કયો પંડિત અવલોકે, આલોચે છે?

### સમન્વયનું માધુર્ય

આમ જોઈએ તો ગુજરાતી વાણીનું એકાણુ એક સુવિશાલ પટ પર વિવિધ રીતે ચાલી રહ્યું છે. પણ એના સમગ્ર ફાલ પર સર્વગ્રાહી ગરુડ-દૃષ્ટિ આપણી પડતી નથી. જેમાંથી સમન્વય જન્મે તેવો વ્યાપક અને તલગામી દૃષ્ટિનિક્ષેપ આપણો થતો નથી એટલે પછી ક્યાં ક્યાં પ્રેરક બળો ગુજરાતી જીવનની ધરાને ઉથલાવી ઉપર તળે કરી રહેલ છે તેની ખબર પડતી નથી.

સિદ્ધાંતોની તારવણી તો પછી ખોટીલી જ બને. એક પક્ષ કહે, કે લેખકોને જીવન પર જ પકડ નથી. પ્રતિપક્ષ ઉત્તર વાળે, કે જીવન તો અડફેટે આવતું હોય છે પણ તેનું સંવેદન નીપજી કલ્પનાનિષ્ઠ કલા-વિધાન પરિણમતું નથી. શું સાચું હશે? સાચું તો આ છે, કે આપણે ગુજરાતી લેખકો યુગકાલીન જીવન-સત્ત્વોના એક તુમુલ સંઘર્ષની વચ્ચે આવી પડ્યા છીએ. આભા બનીને એ ધ્વંસસર્જનની લીલા નિહાળી રહ્યા છીએ, હજુ આપણે એ લીલાનાં પાત્રોની દશા પૂરી કરી obgective-વસ્તુલક્ષી વિલોકનશક્તિ કેળવી નથી, એ દૃષ્ટિના ઊઘડવા આડે અનેક વિધિનિષેધાત્મક નિયમનો–નૈતિક તેમજ સામાજિક-કામ કરી રહ્યાં છે. સમન્વયગ્રાહી બનવું એ કપરું કામ છે. પણ સમન્વયગામી બન્યા વગર સાહિત્યની સમૃદ્ધિ નથી. એકાંગિતાનો–અંતિમવાદનો આપણા કસબ સાથે કુમેળ છે. 'we are the music-makers' એ સૂત્ર સાહિત્યવિધાયકોને ઓળખાવવા માટે મશહૂર છે. music-makersનો અર્થ જ આ છે: સમન્વય સાધનારા, સર્વાંગગ્રાહી સંવાદિત્વ નિપજાવનારા, સર્વ રસાંગોની માપસરની મેળવણીમાંથી માધુર્યના સર્જકો, માનવી મરદ હો કે ઓરત, મૂડીદાર હો કે મજૂર, સતી હો કે કુલટા, ગોરો હો કે કાળો, સંત હો કે શઠ, સુંદર હો કે કદરૂપ, માનવી એ માનવી જ છે, એ છે આપણા અવગાહનનો વિષય; એની માનવતાના સારામાઠા સર્વ અંશોની ખેલાતી લીલા, એ છે આપણા વિચાર, સંવેદન અને કલ્પનની વસ્તુ; અને એવાં રસાયનમાંથી જે આપણે નિપજાવવાનું છે, તે છે આ સમન્વય-માધુર્ય : we are the mus-ic-makers. *

---

* ગુજરાતી સાહિત્ય પરિષદ—સંમેલનના સોળમા અધિવેશનના સાહિત્ય—વિભાગના પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન. રાજકોટ તા. ૧૮—૧૯—૨૦ : ઑક્ટોબર ૧૯૪૬

# રાહતવેરો

પન્નાલાલ પટેલ

કેડ કેડ સુધીના ઘઉં, ડીંચણ સુધી વધેલા ચણા, શિયાળાના દિવસોમાં લેરખાં લઈ રહ્યા.

સાઠ સિત્તેર વરસના બુઢ્ઢા ય, મોલનાં એ રૂપ જોઈ ને બોલી ઊઠતા : 'આવો મોલ તો અમારા આખા અવતારમાં ય નો'તો ભાળ્યો !'

અને, જેમ રૂપાળી વહુનો વર ઉજાગરો વેઠે એક-લોતા પુત્રનાં માબાપ ચિંતા સેવે તેમ ખેડૂતોના અંતરમાં ય ફફડ હતી : 'કંઈને કંઈ થાય ! કાં તો હિમ પડે કે કાં તો તો ગેરૂ ચઢે !'

લીલાં લાકડાંને ય એક રાતમાં સૂકવી દે એવી પોષની ટાઢ પડવા લાગી.

જે દિવસે અગ્નિ ખૂણામાંથી ઓખાર વાયરો વાતો તે રાતે તો રખવાળિયો જાગતા પડી રહેતા જાણે પેલા દખણાતો શિરવા વાયરો જે વાય તો આડા હાથ ન દઈ દેવાના હોય !

અને એક કમનસીબ દિવસે એમ જ બન્યું : એ આખો ય દિવસ ઓખાર વાયરો અવિરત ફૂંકાયો. સાંજ પડતાં જ શિરવાના વિંઝણા ઢોળાવા લાગ્યા. સમજતું હતું એવું માનવી માત્રનાં મોતિયાં મરી ગયાં : 'આજ નક્કી હિમ પડવાનાં !'

અને પડ્યાં જ.

લીલો કલકલતો મોલ ફિક્કો પડી ગયો. ચણાના પોપટા જાણે અગરખના બની ગયા. ઘઉંની કંટીઓ કાગળની—જાણે જાપાની કરામત ! અને ચારે બાજુ હાહાકાર વરતી રહ્યો. જાણે કાગડા કળેળી ઊઠ્યા !

સાઠ સિત્તેર વર્ષની ઊંડી ઊતરી ગએલી આંખો પણ બોલી ઊઠી : 'આવો હાહાકાર તો આટલી ઉંમરમાં ક્યારેય ન'તો દીઠો !'

ખેડૂતોએ લેણદારો આગળ લમણે હાથ દઈ લાચારી કરવા માંડી : 'એક છ મહિના ખમી જાઓ શેઠ દિવાળી ઉપર તો—'

તો વળી મુંબઈ અમદાવાદ જેવા શહેરોમાં નોકરી કરતો વર્ગ ગામ આળાની મદદે ધાયો : છાપાંમાં આ હિમના હાહાકારની હકીકતો છપાવી ને લોકસેવકોની ભલામણ માગી તંત્રીઓ પાસે લેખ લખાવ્યા: '...ના ખેડૂતોને ...ના દરબારે રાહત આપવી જોઇએ આં આવતું મહેસુલ માફ કરવું જોઈએ...'

પેલાં સફેદવાળવાળાં માનવી હસવા લાગ્યાં : 'અરે મહેસુલ તે કોઇ દન માફ થયું છે કે થશે ?...'

શહેરોમાં સભાઓ ભરાઈ ને ઠરાવો થયા. અને એમ શહેરનાં માનવીઓએ, ટપાલના કોથળાઓ અને તારનાં દોરડાં મારફત એ રાજવીના રાજમહેલમાં રેમખાણ મચાવી મૂક્યું : 'તપાસ કમિટિ નીમો, બહારનો—જનતામાંથી ઑફિસર ચૂંટો.'

આ ઉહાપોહે તો ખેડૂત લોકોને ચિંતામાં નાખ્યા: શું કામ આમ કરીને દરબારને છંછેડતા હશે ?'

પણ ત્યાં તો એ હિમ પ્રદેશમાં અને શહેરનાં છાપામાં ખબર આવી : 'તપાસ કરવા માટે એક બહારના માણસને ઑફિસર તરીકે નિમવામાં આવે છે.'

જુવાનોને આનંદ થયો. આધેડો અચરજ પામ્યા, જ્યારે બુઢ્ઢા તો, 'અમે રાજને ન ઓળખતા હોઈએ ત્યારે ને ? માથે આ ધોળાં કંઈ અમથાં નથી આવ્યાં. આમ કહી ગેથરાની પેલી તપાસ કમિટિ જાણે ભય આવતો હોય તેમ ફિકર સેવવા લાગ્યા.

તેમાં ય વળી પેલો ઑફિસર તો ઓળખીતો માણસ હતો. પરીક્ષક તરીકે કેળવણી ખાતામા દશેક વર્ષ નોકરી કર્યા પછી એના દુશ્મન વર્ગે લાંચ રુશ્વતનું તહોમત મૂક્યું ને એમ રાજ્યની નોકરીમાંથી કમી થયો, એ પછી કોંગ્રેસમાં જોડાયો પણ એમાં ય પેલો દુશ્મન વર્ગ તો કહેતો કે ધારાસભાની-સભ્યસની ચળવળ વખતે ઉઘરાણામાંથી પૈસા મારી ખાધા ને રૂડી રૂપાળી હવેલી ઉઠાવી. હવેલી અધૂરી રહી ત્યારે કે' કે એ તો ચળવળ બંધ પડી એટલે આવક ય તૂટી ગઇ...

ગમે તેમ હોય પણ ગામ લોકોને એકંદરે આ ઑફિસર ગમ્યો તો ખરો જ ખીજું બધું તો ઠીક-મારી આપવી ન આપવી એ તો રાજના હાથની વાત છે પણ મોં ખોલીને અરજ તો કરી શકાશે? તો કોઈ કોઈ તો વળી છેક મૂળનો ભેદ જાણી લાવ્યા હતા 'આ તો આપણા દિવાન સાહેબના સગા થાય છે એટલે એ કરશે એ થશે : 'લખ્યું વંચાશે ભાઈ.'

બે જણની બનેલી કમિટિમાં એક રાજ્યનો ઑફિસર પણ હતો. એય સ્વભાવે મીઠો હતો.

પેલી ઊંડી ઊતરી ગયેલી આંખોને તો સમય બદલાઈ ગએલો જ લાગતો હતો. નહિ તો આ કમિટિ શી ને તપાસ શી વળી! એમને ય થવા લાગ્યું કે તપાસ કમિટિ નીમાઈ ત્યારે તો રાહત મળવાની જ. આંધળો માણસે ય ખળાંમાં પડેલી એ ઉંબિયો પોપટામાં હાથ નાખીને કહી શકે કે કંઈજ રહ્યું નથી.

જેમ કોઈ ભગવાનનો દૂત મુક્તિ આપવા ઊતરી પડ્યો હોય તેમ કમિટિની આગતા સ્વાગતા થવા માંડી. પેલા બુઢ્ઢા કહેતા તેમ. 'ભૂખનો માર્યો ઊંચું જુવે પણ રોટલાનો માર્યો તો નીચું જ ઘાલે.'

અને શા માટે માત્ર રોટલો જ? એ લોકનેતાએ 'ગામનો સુથાર પાયા ( ખાટલાના ) સારા ઉતારતો લાગે છે.' આટલું કહે એટલામાં તો બે જોડ પાયા તૈયાર થઇ જતા. એક ગામમાં ઘડેલા પાટ જોઈ ને સાહેબે ( એ પોતે તો લોકસેવક તરીક જ પોતાની જાતને ઓળખાવતા. પરંતુ લોક તો એમને સાહેબ જ કહેતા હતા )-'વેચાતા ન આપે?' આટલું પૂછ્યું એટલામાં ગામ તરફથી સાહેબને ભેટ આપવામાં આવ્યા. ગણત્રી કંઇ ખોટી ન હતી : 'હજાર રૂપિયાનો ગામને કર બચે તો પચાસ સોનાં લાકડાં આપવાં શાં ખોટાં?'

અને આટલું ડહાપણ તો હરેક ગામમાં હોય જ।

'આ ગામમાં ડાંગરનો પાક સારો થતો લાગે છે?' સાહેબે કહ્યું પણ ગામ ક્ષુબ્ધ લાગ્યું.

પેલા સરકારી અમલદારે ટકોર કરી. 'તમારા ગામમાં કોઈ અક્કલવાળો નથી લાગતો.'

'શી વાત કરો છો મિ. તરવાડી! ના ના! હું તો લોકસેવા કરવા નીકળ્યો છું કે—'

'પણ સાહેબ આપને ય પેટનો વળગ્યું જ છે ને?' ગામના આગેવાને બુદ્ધિ હોવાનું પૂરવાર કરી આપ્યું.

'એ તો છે જ.' સાહેબ હસ્યા.

'તો બસ ત્યારે.' સરકારી ઑફિસર બોલ્યા.

અને ગામે આગેવાને એ લોકસેવક માટે બાર માસની ખીચડી ગામનું ગાડું જોડાવીને મોકલાવી આપી.

અને આમ એક તરફ સાહેબની તપાસ ચાલતી હતી, બીજી તરફ પેલી અધૂરી હવેલી આગળ ગાડાં આવ્યે જતાં હતાં.

એક મહિનામાં તપાસ પૂરી થઈ. શહેરનાં છાપાએ એ માગણી કરવા માંડી 'કમિટિએ જેમ બને તેમ વહેલી તકે રિપોર્ટ બહાર પાડવો જોઈએ.' આ પછી તો છાપાંએ શહેરમાં બેઠે ફરિયાદો પણ નોંધવા માંડી : 'કમિટિનો રિપોર્ટ બહાર પડયા સિવાય 'ફલાણા' ગામમાં રાજ્ય મહેસુલ ઉઘરાવવા માંડ્યું છે એ જુલ્મ કહેવાય. રિપોર્ટ બહાર ન પડે ત્યાં સુધી...'

સુધી ને સુધી! છાપાં મહેસુલ ખાતાના ઑફિસર પાસે જાય, ઑફિસર સાહેબ, 'હજુર'ની ફુરસદે એ વાંચી સંભળાવે ને હજુર એ પર વિચાર કરે તે પહેલાં તો તલાટી કોથળીનાં મોં બાંધીને ય રવાના થઇ જાય!

આખરે સ્ટેટ ગેઝેટમાં કમિટિનો રિપોર્ટ અને આઠઆની મહેસુલ માફ કરવાની ભલામણ આવી. સાથે સાથે 'હજુર હુકમ' પણ 'જ્યાં જ્યાં ફળ-તરૂ જમીન છે ( પાક પ્રમાણે રાજ્યનો હિસ્સો-ત્રીજે ભાગે ચોથાઈ-લેવાતો હોય તે ) ત્યાં ત્યાં આપોઆપ માફી આવી જાય છે બાકી મહેસુલી પ્રથામાં ઓછો વત્તો પાક જોવાની પ્રથા જ નથી!... હા, હુકમમાં 'અશક્ત' ખેડૂતને મહેસુલ બાકી રાખવા જેટલી રહેમિયતની જરૂર હતી.

આ ફેંસલો સાંભળતાં જ ગામેગામ કકળાટ વધી પડ્યો. પેલા બુઢ્ઢાઓએ આગેવાનોને ભાંડવા માંડ્યા : 'આ નવા પંચાતિયા ઊઠયા છે તે, ગમ તો પડે નહિ ને બસ આપો માફી... અરે ગધેડાં તો કોઇ દન રાજે આપી છે માફી કે આલશે!... નકર અમે

કાંઈ મુરખા હતા કે–આ ઘોળાં કંઈ અમથાં નથી આવ્યાં ?

આધેડોએ જુવાનો ઉપર અપજશનો ટોપલો ઓઢાડ્યો : આ જુવાનિયા ન હોય એવા ચાળા કરે છે, ઓઢો પછેડી હવે વેરો તો આવવો પડશે પણ લટકાનું આ ખરચ થયું એ–રાહત વેરો ય રૂપિયે બે ચાર આના ભરવો પડશે.'

જ્યારે જુવાનોએ શહેરમાં વસતા સબંધીઓ ને છાપાંવાળાઓ ઉપર દોષ ઓઢાડ્યોઃ ' એમણે જ આ બધું ફગાવ્યું ભાઈ, નકર ત્યાં બેઠે સભાઓ ન ભરી હોત તો–પણ આ તો ત્યાં બેઠા બેઠા મંડ્યા 'આફ્સોસ' કૂટવા. ઠરાવોનાં ભરી ભરીને બગબિડિયાં મોકલ્યાં ને તાર ઉપર તાર ઠોક્યા... નકર એ બધો વાયરો ન ફર્યો હોત તો કમિટિયે ન નિમાત ને આ રૂપિયા પાછળ બબ્બે આનાનું ખર્ચ ઊતર્યું એ ય ન ઊતરત—'

' અરે હજુ ખરચ ઉતર્યું ક્યાં છે ? પેલા બુઢ્ઢા ડોકું હલાવતાં હલાવતાં–નિજાનંદે મગ્ન હોય તેમ બોલવા લાગ્યા. ' હજુ તો શેરમાં એ બધો તાયફો કર્યો એનું ખરચ તો ઊભું જ છે. એ આંકડો તો હજુ ઊતરવાનો છે.'

અને આ સાંભળીને તો ગામની સ્ત્રીઓ સુદ્ધાં કકળી ઊઠી : ' આ મારા પિટયાં શેરમાં રહ્યાં રહ્યાં એમના બાપને (રાજને) નકામા શેર કર્યો ને ઉપરથી પાછા–આવે તો ખરા ખર્યો લેવા.'

ત્યાં તો શહેરમાંથી આઠ દસ કાર્યકર્તાઓનું ટોળું ઊતર્યું સ્તો.

લોકોની નજરે તો પરચાના પાટા ખાધે... એ લોકોએ સભા ભરવા માટે થાળી પીટવાનું કર્યું પણ થાળી પીટનારો ય સામું જુવે તો ને ! અને ઘેર ઘેર ફરવા નીકળ્યા ત્યારે તો જવાબમાં ચૂપ્પા આગળથી ગાળો જ સાંભળવા મળી.

મહા મુશ્કીલે લોક ભેગા થયા પણ પરિણામ જોતાં તો આ શહેરના નવલોહિયાઓને લાગ્યું કે એ આપણને સાંભળવા નથી આવ્યા પણ સંભળાવવા –ગાળો ભાંડવા આવ્યા છે... એક બે ગામમાં તો, માર મારશે ટોળે વળ્યાની ય પ્રતીતિ થઈ...

અને આમ જેની વહારે આવ્યા હતા એ જ સામા ઊડ્યા પછી લૂટારાઓના જોર વિષે તો પૂછવું જ શું......

રાજ્યે એમને કાન પકડી પકડીને ગાડીએ ચડાવી દીધા.

પેલા સેવકો તો વિચારમાં જ પડી ગયા જ્યારે એમનો આગેવાન શાન્તવન આપતો હતો : ' આમ હિંમત હારે ન ચાલે... આપણે હજુ ઘણું બધું શીખવાનું છે... લોકોને સમજાવતા પહેલાં આપણે જ ઘણું બધું સમજવાનું છે...'

જ્યારે લોકો પણ મહેસુલ સાથે પેલી બે આની ભર્યા પછી નિરાંતથી વિચાર કરવા વળ્યા : ' આમાં મારો બેટો વાંક કનો કાઢવો ?' –

કોઈની ય પાસે જો જવાબ હોય તો એક પેલા બુઢ્ઢાઓ પાસે જ હતો : ' વાંક વિધાતાનો ભાઈ. બાકી તો કે'તા જ'તા. પણ તમે બધા નવલોહિયા માનો તો ને ?' અને ખુશ થતાં થતાં ઉમેરતા : 'અને ય મારું બેટું લાગતું તો હતું કે આ જુની આંખે નવાં ચેટક–રાજ વળી તમારી કમિટિ નીમે ને વેરા નાંખે તે એ–હા...હા...હા.. પણ આખર આમે, જ ખરા પડ્યા, જુની આંખે નવા ચેટક તો ન જોવા મળ્યા પણ તમને–નવી આંખોને જુના ચેટક તો હા... હા...હા...! રાહત તો સહુ ગઈ પણ મારો બેટો આ તો ઊલટો રાહત વેરો હા...હા...

⁂

# કાવ્ય અને સત્ય

રામનારાયણ વિ. પાઠક

આપની સમક્ષ, ફૂલ નહિ તો ફૂલની પાંદડી રૂપે, જે એક વિષય મારા મનમાં ઘણાં વર્ષોથી ઘોળાયાં કરે છે તે રજૂ કરવા રજા લઉં છું.

વિવેચનની તાત્ત્વિક ચર્ચામાં આ પ્રશ્ન એક કે બીજે રૂપે વારંવાર ચર્ચાય છે, તે એ કે કાવ્ય—એટલે કે વાઙ્મય કલ્પનોત્થ સર્જનને સત્ય સાથે શો સંબંધ છે? ઘણા કહે છે કે કાવ્ય એ સત્યનું સૂક્ષ્મતર સ્વરૂપ છે. સદ્ગત નરસિંહરાવે એક પ્રસંગે પુણ્ય પ્રકોપ કરી કવિતા દેવીને "દિવ્ય સત્યનું દર્શન સૂક્ષ્મ પ્રવેશથી કરનારી, અને અલૌકિક શક્તિથી હેતુ પ્રદર્શન કરાવનારી"[1] કહી છે. આ મત કેટલો બધો વિસ્તૃત છે એ શ્રી. મેઘાણીએ 'પરિભ્રમણ'માં ઉતારેલા વાક્યથી સમજાશે:

"મહાન લેખક હમેશાં અચૂકપણે પોતાના વિષયથી ભરપૂર હશે, કલાથી નહિ. વધુમાં વધુ ગંભીર સાહિત્યથી લઈ, હળવામાં હળવા સાહિત્યમાં અનિવાર્ય સૌંદર્ય તો ફક્ત એક જ છે: સત્ય."

કવિતા અને સત્યના સંબંધ વિષેનો આ મત આ સ્વરૂપે ઉલ્લેખાય છે તે કરતાં પણ વધારે, જ્ઞાત કે અજ્ઞાત રીતે સ્વીકારાય છે. સાહિત્યની ઘણી કૃતિઓના વિવેચનમાં તે અણુએ અણુમાં અંતર્ગત રહેલો હોય છે. ઘણા તો આ મતની વિરુદ્ધ કંઈ કહેવાનું હોઈ શકે એવું પણ ભાગ્યે જ સ્વીકારે અને છતાં વિવેચનની તાત્ત્વિક ચર્ચામાં આ બહુ મહત્ત્વનો પ્રશ્ન છે. અંગ્રેજીમાં જરા જુદા નામે આ પ્રશ્ન મેં વારંવાર ચર્ચાતો જોયો છે. અને તેનો પડઘો આપણા વિવેચન સાહિત્યમાં પણ જડશે. એવા ઉલ્લેખો શોધીને ભેગા કરવા કરતાં એને એના ઉગ્ર સ્વરૂપમાં રજૂ કરવો એ ચર્ચા માટે વધારે પ્રસ્તુત અને ઉપયોગી છે. મહારાષ્ટ્રના એક લબ્ધપ્રતિષ્ઠ વિવેચક અને વાર્તાકારે એક વખત ચર્ચામાં કહ્યું: "સંગીતનો એક સ્વર નીકળે, કે એક રાગ ગવાય, તેને તમે સત્ય કે નીતિને અનુકૂળ કહેશો કે પ્રતિકૂળ? એને સત્ય કે નીતિ સાથે શો સંબંધ છે? નીતિની ચર્ચા નીતિશાસ્ત્ર કરે, સત્યની ચર્ચા ધર્મ કે ફિલસૂફી કરે, કલાની કૃતિ પોતાના સ્વરૂપે કલાની કૃતિ હોય એટલું બસ છે. એને નીતિ કે સત્ય સાથે કશો સંબંધ હોઈ શકે નહિ."

પણ આ રીતે એક કલાના દૃષ્ટાન્તથી નિયમ બાંધી તેને બીજી કલાને લાગુ કરવો એ મને પ્રમાણિક પદ્ધતિ લાગતી નથી. કલાનું સામાન્ય સ્વરૂપ સમજવા બધી કલામાંથી લાક્ષણિક દૃષ્ટાન્તો લઈએ એ એક વાત છે, અને એક કલાના દૃષ્ટાન્તમાંથી નિયમ બાંધી તેને બીજી કલાને લગાડીએ એ બીજી વાત છે. કોઈ પણ એક કલાના સ્વરૂપની ચર્ચા તેનાં પોતાનાં દૃષ્ટાન્તોથી જ કરવી જોઈએ. એક કલાની ચર્ચામાં બીજી કલાનું સમર્થન મળે તેમાં કશો બાધ ન હોઈ શકે, પણ બીજી કલાને તેથી વધારે મહત્ત્વનું સ્થાન આપવું એ અનિષ્ટ ડખલગીરી છે.

ત્યારે હવે આ પ્રશ્નને હું નમ્રપણે મારી રીતે આપ સમક્ષ ચર્ચવા પ્રયત્ન કરીશ.

કલાનું ભેદકતત્ત્વ તેનું ઉપાદાન છે. તે ઉપાદાનથી જ તેનું મૂર્ત સ્વરૂપ ઘડાય છે. કવિનું ઉપાદાન વાક્—વાણી છે. વાણી શબ્દની બનેલી છે. શબ્દ એ અમુક અર્થનું વાઙ્મય ધ્વનિમય પ્રતીક છે. 'પ્રભાત' શબ્દ, આપણા મનમાં 'પ્રભાત'નો જે અર્થ છે તેનું પ્રતીક છે—ચિહ્ન છે. પણ શબ્દનો એ અર્થપિંડ આપણા મનમાં બંધાયો શી રીતે? અલબત વાસ્તવિક જગતના પ્રભાતના અનુભવથી. માણસ જે જે શબ્દ બોલે છે તેનો તેનો અર્થ, તેના પોતાના વાસ્તવિક જગતના અનુભવથી બંધાયો છે. અલબત, આ શબ્દો શાસ્ત્રીય નિરૂપણમાં વપરાયા હોય ત્યારે જે રીતે એક જ નિયત ચોક્કસ અર્થમાં વપરાય છે, તે જ રીતે કાવ્યમાં વપરાતા નથી.

---

૧ 'પૂર્વાલાપ' ૧૯૪૦ આવૃત્તિ, પૃ. ૨૩૯

કહે છે કે કાવ્યમાં દરેક શબ્દ નવી નવી રીતે વપરાય છે. એ ખરું છે. પણ શબ્દની એ શક્તિ પણ વાસ્તવિક જગતના અનુભવમાંથી જ ઉદ્‌ભવે છે. હું કહું કે "એવી જગાએ પણ ભર ઊંઘમાં અમારી રાત વીતી ગઇ. પ્રભાતે અમે આગળ મુસાફરી શરૂ કરી."

અને નર્મદ કહે છેઃ

જય જય ગરવી ગુજરાત
દીપે અરુણું પરભાત,
જય જય ગરવી ગુજરાત

અને આગળ કહે છે.

વીતી ગઈ છે રાત.

અહીં 'રાત' અને 'પ્રભાત' બન્નેના અર્થો જુદા છે. અહીં 'રાત' એટલે અજ્ઞાનમય, નિષ્ક્રિયતામય, પરાધીન, પ્રાણહીન સ્થિતિ અને 'પ્રભાત' એટલે સ્વતંત્રતા ક્રિયાપરતાનો નવો પ્રાણસંચાર. હજી આ કરતાં પણ વિશેષ અર્થો આપમાંથી કોઇ વધારે સારી રીતે બતાવી શકે. પણ એ બધા અર્થો વાસ્તવિક જગતનાં રાત અને પ્રભાતના અનુભવમાંથી જ આવેલા છે. રાતમાં માણસ નિશ્ચેષ્ઠ હોય છે. પ્રભાતે સ્ફૂર્તિમય બને છે, એ વાસ્તવિક જગતનો અનુભવ છે, અને એ અનુભવ સચેત થઈ રાત અને પ્રભાતનો નવો અર્થ કરે છે. કાવ્યમાં આમ નવો અર્થ અર્પવાની શક્તિ એટલી વિશાલ અને વૈવિધ્યવાળી છે કે એક ને એક શબ્દોમાંથી ભિન્ન પ્રકરણમાં કે સંદર્ભમાં વિરોધી અર્થો પ્રતીત થતા લાગે. પણ એમ હોય ત્યાં પણ એ અર્થો એ શબ્દોમાં વાસ્તવિક અનુભવજન્ય અર્થપિંડમાંથી ઉત્થિત થયેલા હોય છે. દાખલા તરીકે કુમારસંભવમાં યુવાન બટુકરૂપે ઉપસ્થિત થયેલ શંકર, ઉમાને પોતાના વરવાના સંકલ્પમાંથી નિવારવા કહે છે.

'યૌવન કાલમાં આભરણો તજીને આ ઘડપણને શોભે તેવું વલ્કલ કેમ ધારે છે?' અને પૂછે છે કે 'સાંજે સ્ફુટચન્દ્રતારાવાળી રાત્રિ શું સવારને યોગ્ય છે?' સાંઝ વખતે સ્ફુટચન્દ્રતારકોવાળી રાત્રિ ઉપરથી તો લોકો એવી આશા બાંધે કે મોડમ રાતે અદ્‌ભુત દેદીપ્યમાન ઝાકઝમાળ રાત્રિનું દર્શન થશે, તેને બદલે આ તો સાંજ પછી તરત જ સવાર પડ્યા જેવું થાય છે, જ્યારે ચન્દ્રતારા ઝાંખા પડી ગયા હોય, અને રાત્રિ ફિક્કી થઇ ગઇ હોય. અહીં રાત્રિ અને પ્રભાત નર્મદે અર્પેલ અર્થો કરતાં લગભગ વિરુદ્ધ અર્થો સૂચિત કરે છે. પણ એ અર્થો પણ રાત્રિ અને પ્રભાતના પડેલા સંસ્કારોમાંથી જ નીકળે છે.

અને આ દૃષ્ટિ 'કવિતાના અભ્યાસમાં જોઇએ તેટલું, હજી મહત્ત્વ પામી નથી. કવિતાના અભ્યાસમાં અને કવિતાના શિક્ષણમાં, કવિએ સૂચવેલો નવો અર્થ, વાસ્તવિક અનુભવના પ્રસ્તુત અંશ સાથે અનુસંધાન પામે, એ અનુભવનો એ પ્રસ્તુત અંશ સચેત થઈ પોતે જ નવો અર્થ રચે, એટલા માટે એ વાસ્તવિક અર્થ સ્પષ્ટ કરવો જોઈએ. એમ ન થવાથી કવિતા પૂરી સમજાતી નથી. એક દૃષ્ટાંત આપું: શાકુન્તલમાં રાજકાજથી થાકેલો દુષ્યન્ત પ્રસંગવશાત્ કહે છે કે રાજ્ય થાક ઉતારવા માટે હોય તે કરતાં વિશેષ થાક લગાડવા માટે છે!

રાજ્ય, પોતાને હાથે દંડ ઝાલી રાખેલા છત્ર જેવું છે. છત્રથી તડકાથી બચી શકાય છે, છાંયો થાય છે. પણ દુષ્યન્તનો એવો અભિપ્રાય જણાય છે—તેને પકડી રાખવાની મહેનત એથી ક્યાંય ચડી જાય! અત્યારના માણસને સહેજે વિચાર આવે કે આ આમ કેમ કહે છે? એક છત્રી ઝાલવામાં તે એવી કઇ મહેનત પડી જવાની હતી? આપણે ત્યાં તો નાજુકમાં નાજુક સ્ત્રી પણ, છત્રી તો પોતે જ હાથે ઝાલી ફરે છે! આવો પ્રશ્ન ન થાય તો એનો અર્થ એટલો જ કે વાચક પોતાનો અનુભવ સંપૂર્ણ સચેત કરી વાંચતો નથી.[1] દુષ્યન્ત રાજા છે, એના

---

૧ આ પ્રશ્નના ખુલાસાની હકીકત મનમ અને તેથી પ્રશ્ન જ ન ઉદ્‌ભવે એ વિકલ્પ ( [illegible] નથી. દૃષ્ટાન્ત માત્ર એમ કોઈને કોઇ રીતે એકદેશીય હોય જ.

ઉપર હમેશાં એનો સેવક છત્ર ધરે છે. એ છત્ર ઘણાં મોટાં હતાં, અત્યારના નાટકના રાજા ઉપર છત્ર ધરાય છે તેથી પણ ઘણા મોટાં. અને ઘણાં ભારે પણ હોવાં જ જોઇએ. અત્યારે આપણે વાપરીએ છીએ તેવી છત્રી તે વખતે અસ્તિત્વમાં નહોતી. કોઇ રાજા પોતાનું છત્ર પોતે ઊંચકતો જ નહિ. આવું કદી જ નહિ કરેલું એવું ભારે છત્ર જાતે ઉપાડવાનું કામ જેટલું મહેનતવાળું, ક્લેશમય હોય એટલું આ રાજ્ય ચલાવવાનું કામ ક્લેશમય છે. એ રીતે અહીં છત્રી સંબંધી તે સમયની વાસ્તવિક સ્થિતિ કાવ્ય સમજવાને આવશ્યક છે.

અને કાવ્યની પછવાડે રહેલી વાસ્તવિક દુનિયાને બરાબર નહિ સમજવાથી કાવ્ય નથી સમજાતું એવો ઊલટો દાખલો પણ, જરા રમૂજી પણ સચોટ, મળી આવે છે. વિક્રમોર્વશીય નાટકના ત્રીજા અંક પહેલાંના વિષ્કંભકમાં, દેવોના નાટ્યકારભરતમુનિના શિષ્યો ભેગા થઈ વાતચીત કરે છે. એ વાતચીત અને વિષ્કંભક પૂરાં એવી રીતે થાય છે કે શિષ્યોને ગુરુ સમીપ હાજર રહેવાનો સમય થઈ ગયો યાદ આવે છે, અને શિષ્યો ચાલ્યા જાય છે. ત્યાં એક શિષ્ય કહે છે: कथाप्रसंगेन अपराद्धा अभिषेकवेला। तद् उपाध्यायस्य पार्श्ववर्तिनौ भवाव। "વાતો કરતાં સ્નાનસમય વહી ગયો. તે ચાલો ગુરુની સેવામાં હાજર થઈ જઈએ." અંગ્રેજ ટીકાકારને એ સમજાતું નથી કે આ શિષ્યો ગુરુના સ્નાનસમયે શા માટે હાજર રહેવાની વાત કરે છે. આ નહિ સમજાવાનું કારણ એ છે કે અંગ્રેજો વસ્ત્ર પરિહાર કરી એકાન્તમાં બંધબારણે નહાય છે* અને તેથી અંગ્રેજ વાચક પોતાની વસ્તુસ્થિતિ કાવ્ય પાછળ હોવાનું માની લે છે. જ્યારે કાવ્ય પછવાડેની, એટલે આપણા દેશના પ્રચલિત રિવાજની વસ્તુસ્થિતિ જુદી જ છે. અને એ વસ્તુસ્થિતિ સમજનારથી અંગ્રેજની મુશ્કેલી જ ન સમજાય! આપણા બ્રાહ્મણો તો ખુલ્લામાં નદીતળાવે માત્ર કટિવસ્ત્ર રાખી નહાય, અને તે સમયની સેવા એટલે ગુરુને માટે અંગૂછો અને કોરાં વસ્ત્ર ધરીને ઊભાં રહેવું, અને નહાઈ રહે એ આપવાં, ગુરુની ચાંખડીઓ જગાએ મૂકવી, નાહેલાં વસ્ત્રો ધોઇ આપવાં વગેરે; આપણને આપોઆપ સમજાય. આ રીતે વાસ્તવિક જગતના અનુભવમાં કંઈ ગેરસમજ હોય તો કાવ્યભાવનામાં એ વિઘ્નરૂપ પણ બને! કાવ્યસૃષ્ટિ અનન્ય પરતંત્ર છે, નિયતિકૃતનિયમરહિત છે, છતાં તેનો વાસ્તવિક જગત સાથેનો સંબંધ કદી તૂટતો નથી, એ સંબંધ હંમેશાં જીવન્ત હોય છે. કાવ્યસૃષ્ટિ સ્વતંત્ર હોવા છતાં, એ વાસ્તવિક જગતમાંથી ઊગેલી વસ્તુ છે, બન્નેનો સંબંધ એકદૃષ્ટિએ ઝાડ ઉપરના ફૂલ જેવો છે.

કાવ્યનું આ પ્રકારનું વિવરણ વિવેચન ગણાય કે નહિ, છેવટ વિવેચનનું આવશ્યક અંગ ગણાય કે નહિ, એની ચર્ચામાં હું નથી ઊતરતો, પણ કાવ્યાર્થના સાચા ભાવનને માટે એ આવશ્યક છે, અને એના વિનાનું વિવેચન ધૂળ ઉપર લીંપણ જેવું છે, એમાં મને સંદેહ નથી. પણ આ કંઈક આડ વાત થઈ.

હું મૂળ એ કહેતો હતો કે કાવ્યનું ઉપાદાન શબ્દ છે. અને શબ્દની શક્તિનો સંકેત, હંમેશાં વાસ્તવિક જીવનના અનુભવ સાથે હોય છે. અલબત, એ વાસ્તવિક જીવનના અનુભવનિષ્ઠ અર્થવાળા શબ્દો એવી રીતે ગોઠવી શકાય કે જેમાંથી વાસ્તવિક જીવન સાથે સંગત હોય એવો કશો અર્થ ન નીકળે. એનું દૃષ્ટાન્ત વેદાન્તચર્ચામાંથી મળી રહે છે—એ દૃષ્ટાન્તને સંદર્ભમાંથી કાઢી નાંખી સ્વતંત્ર વાક્ય તરીકે લેવાંથી. "વંધ્યાસુત ખપુષ્પની માળા પહેરીને શશશૃંગ હાથમાં ધારણ કરી ફરે છે" કે એવું કંઈ. દરેક શબ્દનો અર્થ છે. દરેક શબ્દ જુદા વાસ્તવિક જગતનાં વર્ણનોમાં આવી શકે એવો છે. પણ શબ્દોનો અન્વય

* આ શંકા ટાળવાને આ નાટકના આ ભાગના ટિપ્પણમાં વિદ્વાન સંપાદક શંકર પાંડુરંગ પંડિત લખે છે: It is to be remembered that the menner in which Asiatics bathe does not prevent others from being present; on the contrary, servants, or in the case of a holy personage his pupils who are his servants, are required for assisting in the way just indicate.d Vikramorvasiyam by S. P. Pandit. (2nd Edidion) notes p. 77

કરતાં, વ્યાકરણદોષ ન હોવા છતાં, વાક્યમાંથી કશો અર્થ નીકળતો નથી. આ માત્ર વ્યાકરણદૃષ્ટિએ વાક્ય છે. બાકી આપણા શાસ્ત્રકારો આને વાક્ય જ ન કહે. વાક્યનું મુખ્ય કામ અર્થબોધ કરવાનું, ને તે આ વાક્ય કરતું નથી. અને તેથી તે વાક્ય જ નથી. વાક્યાર્થ માટે શબ્દોમાં આંકાક્ષા, યોગ્યતા અને સંનિધિ હોવાં જોઈએ. તે પૈકી અહીં યોગ્યતા નથી. અને યોગ્યતાનો નિર્ણય, બુદ્ધિ, વાસ્તવિક જગતના આપણા મન પર પડેલા સંસ્કારોથી કરે છે. યોગ્યતાને વાસ્તવિક જગત સાથે સંબંધ છે. અલબત કાવ્યમાં કોઈ પણ એક વાક્ય આવું દેખીતી રીતે યોગ્યતા-વિહીન ન હોઈ શકે. વ્યવહારમાં પણ ભાગ્યે જ આવું અર્થહીન વાક્ય આવે. વેદાન્તને આવું વાક્ય શોધી કાઢતાં કોણ જાણે કેટલીય વખત લાગ્યો હશે. મેં તો માત્ર દૃષ્ટાન્ત આપ્યું છે.

હવે, આ યોગ્યતા માત્ર વાક્યના શબ્દોની અંદર જ હોવી જોઈએ એમ નથી. એક સંદર્ભનાં અનેક વાક્યોની અંદર પણ હોવી જોઈએ. "એક હતો રાજા. તેને એક કુંવર અને એક કુંવરી. રાજાએ વચેટ કુંવરને બોલાવીને પૂછ્યું." અહીં પહેલા અને બીજા વાક્ય વચ્ચે યોગ્યતા છે. પણ પહેલાં બે વાક્યોથી જે અર્થપિંડ નિષ્પન્ન થાય છે, તે ત્રીજા સાથે બંધબેસતો નથી. રાજાને એક જ કુંવર હોય તો પછી વચેટ કુંવર ન હોઈ શકે. જરા બીજી જાતનું દૃષ્ટાન્ત લઉં. "એક બાઈ હતી. તેને પોતાનાં બાળકો ઉપર ઘણું જ હેત હતું. તેણે બે બાળકોને મારી નાંખ્યાં હતાં, અને ત્રીજું જન્મે ત્યારે તેને મારવાનો વિચાર કરતી હતી." આમાં પણ યોગ્યતા નથી. કોઈ પણ બાઈ પોતાનાં બાળકોને સાધારણ રીતે મારી નાખે નહિ. હેત હોય તો તો કદાપિ એવું ન કરે. અહીં પણ વાક્યો વાક્યો વચ્ચે યોગ્યતા નથી. અહીં આ અયોગ્યતા મનુષ્યસ્વભાવ અને તેનું કાર્ય એ વચ્ચેની અસંગતતામાંથી નિષ્પન્ન થાય છે. મનુષ્ય-સ્વભાવ એ પણ વાસ્તવિક જગતનો જ એક અંશ છે. અર્થાત્ વાક્યના શબ્દોમાં જે યોગ્યતા આવશ્યક છે તે જ યોગ્યતા સંદર્ભનાં વાક્યો વચ્ચે પણ હોવી જોઈએ. અને બન્નેમાં એ યોગ્યતાની બુદ્ધિ વાસ્તવિક જગતના સંસ્કારોમાંથી બંધાયેલી હોય છે.

ખરી રીતે વાક્યના શબ્દોમાં આવશ્યક આકાંક્ષા અને યોગ્યતા બન્ને કાવ્યના સમગ્ર સંદર્ભમાં અનુસ્યૂત રહેલી હોય છે. ઉપર કહી તે યોગ્યતા કાવ્યમાં, ઔચિત્ય બને છે, અને આકાંક્ષા તે રસોપ્સા બને છે. આ રસોપ્સા માટે સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં ખાસ ઉલ્લેખ મને સ્મરણમાં નથી, પણ અંગ્રેજ ટીકાકારો કાવ્યમાં જેને interest કહે છે તે આકાંક્ષાનું જ સંદર્ભગત સ્વરૂપ છે.

વાક્યના શબ્દોથી શરૂ થઈને આખા પ્રબંધના અંત સુધી પ્રવર્તતી આ યોગ્યતામાં સત્યની વફાદારી આવી જાય છે. યોગ્યતા સ્થૂલ દૃષ્ટિએ જોતાં તો માત્ર અવયવોની પરસ્પર ઘટનક્ષમતા, પરસ્પર સંગતતા, બંધબેસતાં થવાપણું છે. પણ જેને આપણે શાસ્ત્રીય દૃષ્ટિએ સત્ય કહીએ છીએ તે પણ વસ્તુઓની પરસ્પર ઘટનક્ષમતા સિવાય બીજું શું છે? જેને વિજ્ઞાન કહીએ તેમાં પણ એક સત્ય એટલે અનેક હકીકતો ઉપરથી બાંધેલી વ્યાપ્તિ. જેને ઐતિહાસિક સત્ય કહીએ છીએ એ પણ પુરાવા સાથેની સંગતતા જ છે. આપણું લોકસાહિત્ય કહે છે કે સિદ્ધરાજે જૂના-ગઢનો કિલ્લો તોડી રા'ખેંગારને માર્યો, અને તેની રાણી રાણકદેવી વઢવાણમાં સતી થઈ અર્થાત્ આ માન્યતા અમુક દુહાઓને આધારે સત્ય હતી. પણ શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી દોહદના સંવત ૧૧૯૬ ના ઉત્કીર્ણ લેખ श्री जयसिंह देवोऽस्ति नृपो गुर्जरमंडले। येन कारागृहे क्षिप्तौ सुराष्ट्र मालवेश्वरौ ॥ ને આધારે સોરઠને જીત્યા પછી ખેંગારને કારાગૃહમાં નાખ્યો એવી હકીકતને સાચી કહે છે. અર્થાત્ ઐતિહાસિક સત્ય પણ વસ્તુસ્થિતિને અનુકૂળ માન્યતા છે. ભૌતિક સત્ય, ઐતિહાસિક સત્ય અને માણસના જીવન સંબંધીનાં સત્યો સર્વે વસ્તુસ્થિતિને અનુકૂળ છે માટે જ સત્ય છે. અને વસ્તુસ્થિતિની સમજમાં ફેર પડે તે સાથે સત્યો બદલાતાં જાય છે.

પણ આ યોગ્યતા, તે પોતે સત્યનો સંગ્રહ કે કોષ નથી. યોગ્યતા જ્યારે પ્રવર્તે છે ત્યારે તે પોતાના કોષનાં સત્યો જોઈ ઠરાવ આપીને પ્રવર્તે છે એમ નથી. યોગ્યતા એ એક દૃષ્ટિ છે, એક બુદ્ધિ (inner sense) છે. જેમ શરીરમાં કંઈ પણ

દોષ ( foreign body ) અંદર પ્રવેશતાં તેને પીડા થાય છે, એવી પીડા થવી એ શરીરની સજીવતાનું એક લક્ષણ છે, એ પીડાની ઇન્દ્રિય જેમ શરીરે પોતાના ઇષ્ટ પ્રયોજન માટે ઉત્પન્ન કરી છે, કે થઈ છે, તેમ આ યોગ્યતા પણ જીવને પોતાના ઇષ્ટ પ્રયોજન માટે ઉત્પન્ન કરી છે અને સત્યથી વિરોધી વસ્તુ આવતાં દુભાય છે, તેને ક્લેશ થાય છે.

પણ કેટલાંક કાવ્યોમાં પરિચિત સત્યોનો દેખીતો વિરોધ આવે છે તેનું શું?— અને તે પણ એવાં કાવ્યોમાં, જેને આખી પ્રજાઓએ પોતાનાં ઉત્તમ કાવ્યો માન્યાં છે. દાખલા તરીકે આપણું મહાભારત. આવા કાવ્યમાં જે એક બાણનાં સહસ્ર બાણો થાય છે, મનુષ્યો માયાવી રૂપો ધારણ કરે છે, વિમાનોમાં દેવતાઓ વિહાર કરે છે, એ બધું એ સમયના જગતમાં બનતું હતું એમ હું માનતો નથી. પણ યોગ્યતાની બુદ્ધિ કંઈ માત્ર વિજ્ઞાન ( *Science* ) થી જ ઘડાતી નથી. એમ હોત તો માત્ર વિજ્ઞાનીઓ જ કવિઓ અને ભાવકો હોત, પણ એમ નથી. કવિ અને ભાવક બન્ને માનવ છે, તેથી કશું જ વિશેષ નથી. કવિતા માણસે માણસ માટે કરેલી છે. અને માણસની બુદ્ધિ માત્ર વિજ્ઞાનથી નહિ ( ખરી રીતે વિજ્ઞાનનો અંશ જોઈએ એટલો અત્યારે પણ નથી. ) પણ તે તે કાલની સર્વ લોકમાન્યતાથી ઘડાય છે. એ બુદ્ધિ, તે કાલના વિજ્ઞાનથી તેમ જ તે કાલના માણસની શક્તિઓ, વૃત્તિઓ, માન્યતાઓ, શ્રદ્ધાઓ વગેરે સર્વથી ઘડાય છે. અને માણસને સૌથી વધારે રસિક વિષય માણસ પોતે જ છે, અને તેથી માણસ જે કાલે જે માનતો હોય તે કાલે તેનાથી વધારે સાચું તેને બીજું કશું ન હોય ! માણસના વાસ્તવિક જગતના સંસ્કારોમાં આ બધાનો સમાવેશ થાય છે.

ઉપરના ખુલાસાથી આપણે એટલું સમજી શકીએ કે મહાભારતકાર જે આ ચમત્કારોનો કાવ્યોમાં ઉપયોગ કરે છે અને તેના સમયના તેના શ્રોતાઓ જે આ ચમત્કાર સાંભળતા હતા, તેમની યોગ્યતાબુદ્ધિને આ વર્ણનોથી કશો આઘાત ન લાગે એ ખરું. એમની યોગ્યતાબુદ્ધિ એને સ્વીકારે એ ખરું. પણ એટલું સ્વીકારતાં, મહાભારતમાં એક બાણમાંથી સહસ્ર બાણ નીકળતાં તેમ, એક પ્રશ્નમાંથી અનેક પ્રશ્નો ઉદ્ભવે છે.

એમાં સૌથી મહત્ત્વનો પ્રશ્ન એ છે કે મહાભારતકારના સમયમાં શ્રોતાઓને એ કાવ્યમાં યોગ્યતા કે ઔચિત્યને આઘાત ન લાગે, પણ આપણું શું? આપણી સત્યાસત્યની બુદ્ધિ એ કેમ સ્વીકારી શકે? અને એમાં રસ શી રીતે આવે?

આ ઘણો મહત્ત્વનો પ્રશ્ન છે. એના ખુલાસા માટે આપણે વસ્તુના અંતરમાં પ્રવેશ કરવો જોઈએ. એમ કરીએ તો જ જો કંઈ ખુલાસો મળવો હોય તો મળે.

પહેલું તો એ કે ભૌતિક વિજ્ઞાન જેવી બાહ્ય પરિસ્થિતિ વિશે લોકમતમાં ફેરફાર થતાં, વિજ્ઞાન પ્રગતિ કરી નવા નિયમો સ્થાપતાં પણ માણસ પોતાની કલ્પના વડે જૂની અતીત થયેલી ભૂમિકા ઉપર જરાપણ ક્લેશ વિના બેસી શકે છે. જેમ આપણે મોટી ઉંમરના થયા પછી પણ બાળકોની વાતચીત, રમતો વગેરે સાથે લગભગ સંપૂર્ણ તાદાત્મ્ય સાધી શકીએ છીએ, તેમ. તેમાં પણ મહાભારતકારે કાવ્યમાં જે જે માનવશક્તિ કલ્પી છે તે અત્યારે તો લગભગ બધી જ, માનવીએ સદ્ભાગ્યે કે દુર્ભાગ્યે સિદ્ધ કરી છે. માણસ ઊડી શકે છે, અને એક જ યંત્રમાંથી સહસ્ર શું, કોટયનુંકોટિ શસ્ત્રો ફેંકી શકે છે. ખરું તો મહાભારતના સમયમાં માનવી આ શક્તિઓને ઇષ્ટ માનતો હતો, માનવજાતિએ એને ઇષ્ટ માની છે, અને એ વાસના જ આધુનિક વૈજ્ઞાનિક સિદ્ધિઓની પ્રેરણા છે. અને કવિની કલ્પના પણ એવી કે લાંબે ગાળે જે સિદ્ધ થવાનું હતું તે જ તેની દૃષ્ટિએ પડ્યું. જગતમાં જે કંઈ શક્ય હતું તે જ તેની કલ્પનામાં આવ્યું. આ રીતે કાવ્યમાં સ્થૂલ રીતે બની ગયેલું સત્ય નહિ પણ શક્ય સત્ય આવે છે. અર્થાત્ કવિ કોઈ ક્રાન્તદૃષ્ટિથી સત્યના બાહ્ય સ્વરૂપની અંદર રહેલા તેના સૂક્ષ્મ તત્ત્વને પકડે છે. માટે જ યોગ્યતાનો અર્થ મેં સત્ય નહિ પણ સત્યની વફાદારી કહેલી છે.

વિજ્ઞાનની પ્રગતિ થતાં, વિજ્ઞાનની વફાદારી વધતી જાય છે. ફ્રાન્સનો ગયા સૈકાનો જૂલે વર્ન અને

ઈંગ્લંડનો થોડા જ સમય પર અવસાન પામેલ પ્રસિદ્ધ સાક્ષર વેલ્સ, બન્ને વિજ્ઞાનની નાનામાં નાની માહિતીને પણ હાનિ ન પહોંચાડવાની ચીવટ રાખે છે. પણ વિજ્ઞાનની સત્તા આટલી સ્પષ્ટ બેઠેલી છે તે જમાનામાં પણ, વિજ્ઞાનથી અવળી જ દિશામાં કલ્પના ચલાવનારા કવિઓ મળી આવે છે, અને તે પણ કોઈ નિકૃષ્ટ પ્રકારના નહિ. આનો સ્પષ્ટ દાખલો મને મૉરિસ મેટરલિંકના 'બ્લ્યૂ બર્ડ' (Blue Bird)માં મળે છે. આ નાટકના મુખ્ય પાત્રો ગરીબ અબૂઝ બાળકો છે, પણ તેની આસપાસનાં પાત્રોમાં કૂતરાં બિલાડાં તો શું પણ ખાંડનો પણ 'સ્પિરિટ' આવે છે. આપણે એને ગુજરાતીમાં ખાંડની દેવતા કહીશું. નાનાં બાળકોને ખાવા માટે એ કટ કટ આંગળાં ભાંગી ભાંગીને ખાવા આપે છે, અને ત્યાં તો પાછાં એ આંગળાં હતાં ત્યાં ઊગી નીકળે છે! આ તો ખુલ્લે છોગે વિજ્ઞાનનો અનાદર નથી?

અલબત હું વિચાર તો એ કોટિનો કરું છું કે કાવ્યની એવી કૃતિઓ હોય છે જે વિજ્ઞાન સાથેનો સંબંધ તોડીને રચાયેલી હોય છે. અને તેમ છતાં ઉપરના દાખલામાં વિજ્ઞાનનો સ્પષ્ટ વિરોધ છે એમ હું સ્વીકારી લેવા માગતો નથી. પ્રાણીશાસ્ત્રીઓ જાણે છે કે એવાં પ્રાણીઓ હોય છે, જેનો એક અવયવ કાપો તો ફરી ઊગે છે, જેના કકડા કરો તો તે મરતાં નથી, પણ દરેક કકડો ફરી પૂર્ણ પ્રાણી બને છે, એકનાં બે થાય છે. કદાચ આવા કોઈ નિરીક્ષણ ઉપરથી જ આપણાં પુરાણોમાં એવા રાક્ષસો આવે છે, જેને મારવા માથું કાપો તો ત્યાં બીજું માથું ઊગે, અને એમ માથાંની અનંત પરંપરા ચાલે અને રાક્ષસ મરે નહિ. એટલે મૉરિસ મેટરલિંકની કલ્પના વિજ્ઞાનવિરોધી નથી. પણ છતાં પ્રશ્ન રહે છે, કે આમ વાસ્તવિક જગતમાં હોય જ નહિ એવી ધરાર ખોટી કલ્પના કરવાનું પ્રયોજન શું? શું કલ્પના વિજ્ઞાનનો વિરોધ કરે, કે એની સાથેનો સંબંધ તોડીને જાય કંઈ રસ રહેલો છે?—એમ કરવાનું ફળ શું!

આ પ્રશ્નના મનનમાં એક બાજુથી કાવ્યના ખરા સ્વરૂપ અને પ્રયોજન ઉપર વધારે પ્રકાશ પડે છે અને તે સાથે આપણા પ્રશ્નના ખરા ખુલાસાની આપણે નજીક જઈએ.

મૉરિસ મેટરલિંક ખાંડની દેવતાનું એવું સ્વરૂપ કલ્પીને ખરી રીતે જગતમાં રહેલી ઈશ્વરની વિશ્વંભરા શક્તિ, કે વિશ્વંભરા પ્રકૃતિનું આપણને દર્શન કરાવે છે, ગમે તેટલી અને ગમે તેટલી વાર શેરડી ખાઓ, સાકર ખાઓ, અને ધરતી માતા એવી નથી?—કે પાછી ઓછએ એટલી શેરડી ઉગાડે, અને જોઈએ એટલી સાકર પેદા કરી આપે! અને બે નાનાં અભણ, અબૂઝ બાળકો આગળ એ વિશ્વંભરા શક્તિને કવિ બીજી કઈ રીતે રજૂ કરી શકે! આ સાકર દેવતાની રજૂઆતથી, એ બન્ને બાળકો ઉપર જરૂર આ વિશ્વંભરા શક્તિના જ સંસ્કારો પડવાના; જોકે ભલે આખી જિંદગી એ વિશ્વંભરા શક્તિ કે એવા બીજા કશા શબ્દો એ કદી જ બોલી ન શકે. આખા નાટકમાં ક્યાંય વિશ્વંભરા શક્તિ કે એવું કશું જ નામ આવતું નથી. કવિની કૃતિ આમ સીધા શબ્દ દ્વારા કદી સંસ્કાર પાડતી નથી, વ્યંજનાથી જ પાડે છે, અને કાવ્યનું મુખ્ય પ્રયોજન ચિત્ત ઉપર આ સંસ્કારો પાડવા એ છે. એ પ્રયોજન માટે કાવ્ય સ્થૂલ ભૌતિક જગતના નિયમોમાં છૂટ લઈ શકે છે.

મેં કહ્યું કે કાવ્ય ચિત્ત ઉપર સંસ્કાર પાડે છે. પણ કાવ્યાસ્વાદન પછીના ચિત્તનું એ પર્યાપ્ત વર્ણન નથી. સંસ્કાર કહેવામાં સંસ્કાર પામતી વસ્તુ પોતે નિષ્ક્રિય નિશ્ચેષ્ટ થઈ માત્ર ક્રિયાનું આધાન
હોય એવી પ્રતીતિ રહેલી છે. પણ કાવ્યાસ્વાદન
ચિત્ત કેવળ નિશ્ચેષ્ટ હોત... એ સચેત
અને માટે એ સ્થિ[illegible] રીત ભા
ઓળખાય છે. ભા[illegible] લા
નથી. એ મને બહુ [illegible]
શબ્દ લાગે છે. કા[illegible] રૂપે
સ્થિતિને અભિમુખ [illegible] બનાવને
પોતાના કોઈ આંતર [illegible] ફળ
વૃત્તિ ધારણ કરે છે, [illegible] શબ્દ
યોગ્ય ગણું છું. કાવ્ય [illegible] શુદ્ધ
નિર્વિઘ્ને પોતાનો ભાવ [illegible] જે
રમાં કવચિત જ બને [illegible]
કાવ્યમાં આત્મા સ્વસ્વરૂ[illegible] સ
કરે છે, જેના પરિણામે
થાય છે.

સમગ્ર માનવઇતિહાસમાં અને માનવ વ્યવહારમાં આ ભાવ જ સૌથી મહત્ત્વનો છે. આપણે સામાન્ય રીતે માનીએ તેના કરતાં ભાવ કોઇ વધારે ગહન વસ્તુ છે. એક બે દાખલાથી આ સ્ફુટ કરવા પ્રયત્ન કરીશ. પ્રથમ દાખલો હું એ લઉં છું કે આખી માણસજાત જમણા હાથને કોઇક ને કોઇક રીતે વધારે મહત્ત્વનો માને છે. હિન્દુઓ જમણા હાથને પવિત્ર માને છે. સંસ્કૃતમાં દક્ષિણનો અર્થ કુશળ અને વામનો અર્થ અવળું, નિકૃષ્ટ થાય છે. આવો ભાવ શાથી આવ્યો? આપણે કોઇ ખાસ કારણથી આ પ્રમાણે નક્કી કર્યું છે. એવી ક્યાંય શાસ્ત્રમાં કે ઇતિહાસમાં નોંધ નથી. જમણે હાથે શા માટે લખવું એમ બાળક પૂછે, કે કોઇ પણ પૂછે, તો આપણી પાસે એનો જવાબ નથી. હું માનું છું કે માણસજાતે આ ભાવ કદી જ બુદ્ધિપૂર્વક કદાચ બાંધ્યો નથી, અને છતાં, હું માનું છું તે તેનું કારણ હોય. તો તે પૂરતું પ્રબળ કારણ છે. હું માનું છું કે જમણે હાથે કામ કરવાનું કારણ એ છે કે ડાબી બાજુ હૃદય આવેલું છે, અને બળનું કામ ડાબે હાથે કરીએ તો તેના પ્રત્યાઘાતથી હૃદયને નુકસાન થાય. માણસજાતિએ જમણા હાથની પ્રથા પાડી હશે ત્યારે આ શારીરિક કારણ સ્ફુટ સમજીને પાડી હશે એમ હું માનતો નથી. છતાં માણસજાતે એ પ્રત્યાઘાતની હાનિ ન થાય એને માટે એક ભાવ વિકસાવ્યો, જેણે પોતાનું કામ બરાબર આપ્યું ગણાય. આ ઉપરથી હું એમ માનું છું માનવ ચૈતન્ય અમુક ભાવ ધારણ કરતી વખતે જે વસ્તુસ્થિતિ તરફ એ ભાવ ધારણ કર્યો હોય છે, એ વસ્તુસ્થિતિનું શાસ્ત્રીય સ્વરૂપ, તેમજ ચૈતન્યના જે આંતર પ્રયોજન માટે એ ભાવ ધારણ કરેલો હોય છે તે પ્રયોજન, બુદ્ધિની ભૂમિકા ઉપર સમજેલું હોય છે જ એવું હોતું નથી. એ બન્ને જમાને જમાને અને યુગે યુગે શાસ્ત્રીય દૃષ્ટિ જેમ જેમ કેળવાતી જાય તેમ તેમ જ વધારે સ્પષ્ટ થતાં જાય. માટે જ, વિવેચક, કોઇ કાવ્યનો અમુક અર્થ કરે ત્યારે, 'એ અર્થ એ જમાનામાં કવિના મનમાં હોય એ સંભવિત જ નથી,' 'તે વખતે કવિમાં એટલું શાસ્ત્રીય જ્ઞાન હોવાનો સંભવ જ નહોતો,' એવો વાંધો ઉપપન્ન નથી. અને માટે જ, દરેક જમાને જમાને શાસ્ત્રીય દૃષ્ટિ બદલાતી જાય તેમ તેમ, સાહિત્યની મહાન કૃતિઓનાં નવાં નવાં વિવેચનો થવાં જોઇએ.

જમણા હાથની પવિત્રતા જેવો, કદાચ તેથી વધારે વિલક્ષણ એક બીજો દાખલો આપું. માત્ર હિંદમાં નહી પણ આખી સુધરેલી માનવજાતિમાં મા દીકરો અને બહેન ભાઈ વચ્ચેનો લગ્નસંબંધ અને કામસંબંધ અત્યન્ત નિષિદ્ધ મનાયો છે. આખી માનવજાતિએ આ એક મહાન ભાવ કેળવ્યો છે. એના અતિક્રમણ જેવું બીજું કશું અબ્રહ્મણ્ય અને ઘોર પાતક નથી. આ ભાવ શાથી કેળવાયો? નિષિદ્ધ કરેલા નિકટ સંબંધમાં થતાં લગ્નોનાં ફરજંદોને હેમોફિલ (Hemophil) નામનો રોગ થાય છે એમ દાક્તરો કહે છે. પણ આ નિયમ બંધાતી વખતે, આ ભાવ બંધાતી વખતે, માણસજાતિને, તે વખતના વિદ્વત્તમ માણસને પણ, આવી કશી માહિતી હશે એમ માનવાને લેશ પણ કારણ નથી. ત્યારે આ ભાવનો ખુલાસો શો? સમાજશાસ્ત્રીઓ અને નરવંશશાસ્ત્રવિદો તર્ક કરે છે કે ભાઈ બહેન વચ્ચે લગ્ન જેવો સંબંધ વ્યવહાર્ય હોય તો કુટુંબમાં બાળપણનાં પૂરાં વરસો પુરુષથી સુરક્ષિત રહી શકે નહિ, માટે આવો સંબંધ નિષિદ્ધ ગણાયો. મને પોતાને આ ખુલાસો સંતોષકારક લાગે છે. અને છતાં આવા સ્પષ્ટ કારણથી કદી પણ આવો નિયમ માનવઇતિહાસમાં ખરેખર કરવામાં આવ્યો હશે એમ હું માનતો નથી. નિયમ કરવાને બદલે બહેન તરફ એક પ્રકારનો માર્દવનો, પવિત્રતાનો, પૂજ્યત્વનો ભાવ વિકસાવીને માનવજાતિ માટેનું એ રક્ષણકાર્ય જીવને કોઇક રીતે કર્યું! અને આ ભાવ એટલો પ્રબલ છે, એનાં મૂળ માનવસ્વભાવમાં એટલાં ઊંડાં ગયાં છે, અને માનવસ્વભાવમાં આ ભાવના એટલી બધી સિદ્ધ થઈ ગઈ છે, કે કદી આનાં કારણોમાં ઊતરવાની, કારણોનો પ્રશ્ન કરવાની વ્યવહારિક જરૂર જણાઈ નથી. અને આ જે રીતે કામવાસનાને અતિક્રમીને જીવન નવો ભાવ વ્યક્ત કરે છે, તે જોતાં, મને એમ માનવાનું મન થાય છે કે, જોકે આ ભાવ વ્યક્તિમાં જ વ્યક્ત થાય છે, પણ તેની નીચે કોઈ ગૂઢ રીતે વ્યક્તિને અતિક્રમીને રહેલું કોઈ વિશાલતર જીવન અહીં કામ કરે છે.

ઇંગ્લંડનો થોડા જ સમય પર અવસાન પામેલ, પ્રસિદ્ધ સાક્ષર વેલ્સ, બન્ને વિજ્ઞાનની નાનામાં નાની માહિતીને પણ હાનિ ન પહોંચાડવાની ચીવટ રાખે છે. પણ વિજ્ઞાનની સત્તા આટલી સ્પષ્ટ બેઠેલી છે તે જમાનામાં પણ, વિજ્ઞાનથી અવળી જ દિશામાં કલ્પના ચલાવનારા કવિઓ મળી આવે છે, અને તે પણ કોઈ નિકૃષ્ટ પ્રકારના નહિ. આનો સ્પષ્ટ દાખલો મને મૉરિસ મેટરલિંકના 'બ્લ્યૂ બર્ડ' (Blue Bird)મા મળે છે. આ નાટકનાં મુખ્ય પાત્રો ગરીબ અબૂઝ બાળકો છે, પણ તેની આસપાસનાં પાત્રોમાં કૂતરાં બિલાડાં તો શું પણ ખાંડનો પણ 'સ્પિરિટ' આવે છે. આપણે એને ગુજરાતીમાં ખાંડની દેવતા કહીશું. નાનાં બાળકોને ખાવા માટે એ કટ કટ આંગળાં ભાંગી ભાંગીને ખાવા આપે છે, અને ત્યાં તો પાછાં એ આંગળાં હતાં ત્યાં ઊગી નીકળે છે! આ તો ખુલ્લે છોગે વિજ્ઞાનનો અનાદર નથી?

અલબત્ત હું વિચાર તો એ કોટિનો કરું છું કે કાવ્યની-એવી કૃતિઓ હોય છે જે વિજ્ઞાન સાથેનો સંબંધ તોડીને રચાયેલી હોય છે. અને તેમ છતાં ઉપરના દાખલામાં વિજ્ઞાનનો સ્પષ્ટ વિરોધ છે એમ હું સ્વીકારી લેવા માગતો નથી. પ્રાણીશાસ્ત્રીઓ જાણે છે કે એવાં પ્રાણીઓ હોય છે, જેનો એક અવયવ કાપો તો ફરી ઊગે છે, જેના કકડા કરો તો તે મરતાં નથી, પણ દરેક કકડો ફરી પૂર્ણ પ્રાણી બને છે, એકનાં બે થાય છે. કદાચ આવા કોઈ નિરીક્ષણ ઉપરથી જ આપણાં પુરાણોમાં એવા રાક્ષસો આવે છે, જેને મારવા માથું કાપો તો ત્યાં બીજું માથું ઊગે, અને એમ માથાંની અનંત પરંપરા ચાલે અને રાક્ષસ મરે નહિ. એટલે મૉરિસ મેટરલિંકની કલ્પના વિજ્ઞાનવિરોધી નથી. પણ છતાં પ્રશ્ન રહે છે, કે આમ વાસ્તવિક જગતમાં હોય જ નહિ એવી ધરાર ખોટી કલ્પના કરવાનું પ્રયોજન શું? શું કલ્પના વિજ્ઞાનનો વિરોધ કરે, કે એની સાથેનો સંબંધ તોડીને જાય એમાં કંઈ રસ રહેલો છે?-એમ કરવાનું ફળ શું? અને આ પ્રશ્નના મનનમાં એક બાજુથી કાવ્યના ખરા અને પ્રયોજન ઉપર વધારે પ્રકાશ પડે છે સાથે આપણા પ્રશ્નના ખરા ખુલાસાની આપણે એ.

મૉરિસ મેટરલિંક ખાંડની દેવતાનું એવું સ્વરૂપ કલ્પીને ખરી રીતે જગતમાં રહેલી ઈશ્વરની વિશ્વંભરા શક્તિ, કે વિશ્વંભરા પ્રકૃતિનું આપણને દર્શન કરાવે છે, ગમે તેટલી અને ગમે તેટલી વાર શેરડી ખાઓ, સાકર ખાઓ, અને ધરતી માતા એવી નથી?-કે પાછી જોઈએ એટલી શેરડી ઉગાડે, અને જોઈએ એટલી સાકર પેદા કરી આપે! અને બે નાનાં અભણ, અબૂઝ બાળકો આગળ એ વિશ્વંભરા શક્તિને કવિ બીજી કઈ રીતે રજૂ કરી શકે? આ સાકર દેવતાની રજૂઆતથી, એ બન્ને બાળકો ઉપર જરૂર આ વિશ્વંભરા શક્તિના જ સંસ્કારો પડવાના; જોકે ભલે આખી જિંદગી એ વિશ્વંભરા શક્તિ કે એવા બીજા કશા શબ્દો એ કદી જ બોલી ન શકે. આખા નાટકમાં ક્યાંય વિશ્વંભરા શક્તિ કે એવું કશું જ નામ આવતું નથી. કવિની કૃતિ આમ સીધા શબ્દ દ્વારા કદી સંસ્કાર પાડતી નથી, વ્યંજનાથી જ પાડે છે, અને કાવ્યનું મુખ્ય પ્રયોજન ચિત્ત ઉપર આ સંસ્કારો પાડવા એ છે. એ પ્રયોજન માટે કાવ્ય સ્થૂલ ભૌતિક જગતના નિયમોમાં છૂટ લઈ શકે છે.

મેં કહ્યું કે કાવ્ય ચિત્ત ઉપર સંસ્કાર પાડે છે. પણ કાવ્યાસ્વાદન પછીના ચિત્તનું એ પર્યાપ્ત વર્ણન નથી. સંસ્કાર કહેવામાં સંસ્કાર પામતી વસ્તુ પોતે નિષ્ક્રિય નિશ્ચેષ્ટ થઈ માત્ર ક્રિયાનું આધાન કરતી હોય એવી પ્રતીતિ રહેલી છે. પણ કાવ્યાસ્વાદન સમયે ચિત્ત કેવળ નિશ્ચેષ્ટ હોતું નથી. એ સચેત હોય છે. અને માટે એ સ્થિતિ સાધારણ રીતે ભાવ તરીકે ઓળખાય છે. ભાવનો અર્થ હું માત્ર લાગણી કરતો નથી. એ મને બહુ એકતરફી અને કંઈક છીછરો શબ્દ લાગે છે. કાવ્યમાં ચિત્ત સમગ્રરૂપે અમુક પરિસ્થિતિને અભિમુખ થઈ પોતાના સ્વભાવને અનુકૂળ, પોતાના કોઈ આંતર પ્રયોજનને અનુકૂળ રીતે અમુક વૃત્તિ ધારણ કરે છે, તેને માટે ભાવ શબ્દ હું વધારે યોગ્ય ગણું છું. કાવ્યાનુભવમાં, ચિત્ત શુદ્ધરૂપે અને નિર્વિઘ્ને પોતાનો ભાવ ધારણ કરે છે, (જે વ્યવહારમાં કવચિત જ બને છે) અને એમ હોવાને લીધે કાવ્યમાં આત્મા સ્વસ્વરૂપને પામે છે, આત્મસાક્ષાત્કાર કરે છે, જેના પરિણામે પરમ આનંદનો અનુભવ થાય છે.

સમગ્ર માનવઇતિહાસમાં અને માનવ વ્યહારમાં આ ભાવ જ સૌથી મહત્ત્વનો છે. આપણે સામાન્ય રીતે માનીએ તેના કરતાં ભાવ કોઇ વધારે ગહન વસ્તુ છે. એક બે દાખલાથી આ સ્ફુટ કરવા પ્રયત્ન કરીશ. પ્રથમ દાખલો હું એ લઉં છું કે આખી માણસજાત જમણા હાથને કોઇક ને કોઈક રીતે વધારે મહત્ત્વનો માને છે. હિન્દુઓ જમણા હાથને પવિત્ર માને છે. સંસ્કૃતમાં દક્ષિણનો અર્થ કુશળ અને વામનો અર્થ અવળું, નિકૃષ્ટ થાય છે. આવો ભાવ શાથી આવ્યો? આપણે કોઇ ખાસ કારણથી આ પ્રમાણે નક્કી કર્યું છે. એવી ક્યાંય શાસ્ત્રમાં કે ઇતિહાસમાં નોંધ નથી. જમણે હાથે શા માટે લખવું એમ બાળક પૂછે, કે કોઇ પણ પૂછે, તો આપણી પાસે એનો જવાબ નથી. હું માનું છું કે માણસજાતે આ ભાવ કદી જ બુદ્ધિપૂર્વક કદાચ બાંધ્યો નથી, અને છતાં, હું માનું છું તે તેનું કારણ હોય. તો તે પૂરતું પ્રબળ કારણ છે. હું માનું છું કે જમણે હાથે કામ કરવાનું કારણ એ છે કે ડાબી બાજુ હૃદય આવેલું છે, અને બળનું કામ ડાબે હાથે કરીએ તો તેના પ્રત્યાઘાતથી હૃદયને નુકસાન થાય. માણસજાતિએ જમણા હાથની પ્રથા પાડી હશે ત્યારે આ શારીરિક કારણ સ્ફુટ સમજીને પાડી હશે એમ હું માનતો નથી. છતાં માણસજાતે એ પ્રત્યાઘાતની હાનિ ન થાય એને માટે એક ભાવ વિકસાવ્યો, જેણે પોતાનું કામ બરાબર આપ્યું ગણાય. આ ઉપરથી હું એમ માનું છું માનવ ચૈતન્ય અમુક ભાવ ધારણ કરતી વખતે જે વસ્તુસ્થિતિ તરફ એ ભાવ ધારણ કર્યો હોય છે, એ વસ્તુસ્થિતિનું શાસ્ત્રીય સ્વરૂપ, તેમજ ચૈતન્યના જે આંતર પ્રયોજન માટે એ ભાવ ધારણ કરેલો હોય છે તે પ્રયોજન, બુદ્ધિની ભૂમિકા ઉપર સમજેલું હોય છે જ એવું હોતું નથી. એ બન્ને જમાને જમાને અને યુગે યુગે શાસ્ત્રીય દૃષ્ટિ જેમ જેમ કેળવાતી જાય તેમ તેમ જ વધારે સ્પષ્ટ થતો જાય. માટે જ, વિવેચક, કોઇ કાવ્યનો અમુક અર્થ કરે ત્યારે, 'એ અર્થ એ જમાનામાં કવિના મનમાં હોય એ સંભવિત જ નથી,' 'તે વખતે કવિમાં એટલું શાસ્ત્રીય જ્ઞાન હોવાનો સંભવ જ નહોતો,' એવો વાંધો ઉપપન્ન નથી. અને માટે જ, દરેક જમાને જમાને શાસ્ત્રીય દૃષ્ટિ બદલાતી જાય તેમ તેમ, સાહિત્યની મહાન કૃતિઓનાં નવાં નવાં વિવેચનો થવાં જોઈએ.

જમણા હાથની પવિત્રતા જેવો, કદાચ તેથી વધારે વિલક્ષણ એક બીજો દાખલો આપું. માત્ર હિંદમાં નહી પણ આખી સુધરેલી માનવજાતિમાં મા દીકરો અને બહેન ભાઈ વચ્ચેનો લગ્નસંબંધ અને કામસંબંધ અત્યન્ત નિષિદ્ધ મનાયો છે. આખી માનવજાતિએ આ એક મહાન ભાવ કેળવ્યો છે. એના અતિક્રમણ જેવું બીજું કશું અબ્રહ્મણ્ય અને ઘોર પાતક નથી. આ ભાવ શાથી કેળવાયો? નિષિદ્ધ કરેલા નિકટ સંબંધમાં થતાં લગ્નોનાં ફરજંદોને હેમોફિલ ( Hemophil ) નામનો રોગ થાય છે એમ દાક્તરો કહે છે. પણ આ નિયમ બંધાતી વખતે, આ ભાવ બંધાતી વખતે, માણસજાતિને, તે વખતના વિદ્વત્તમ માણસને પણ, આવી કશી માહિતી હશે એમ માનવાને લેશ પણ કારણ નથી. ત્યારે આ ભાવનો ખુલાસો શો? સમાજશાસ્ત્રીઓ અને નરવંશશાસ્ત્રવિદો તર્ક કરે છે કે ભાઈ બહેન વચ્ચે લગ્ન જેવો સંબંધ વ્યવહાર્ય હોય તો કુટુંબમાં બાળપણનાં પૂરાં વરસો પુરુષથી સુરક્ષિત રહી શકે નહિ, માટે આવો સંબંધ નિષિદ્ધ ગણાયો. મને પોતાને આ ખુલાસો સંતોષકારક લાગે છે. અને છતાં આવા સ્પષ્ટ કારણથી કદી પણ આવો નિયમ માનવઇતિહાસમાં ખરેખર કરવામાં આવ્યો હશે એમ હું માનતો નથી. નિયમ કરવાને બદલે બહેન તરફ એક પ્રકારનો માર્દવનો, પવિત્રતાનો, પૂજ્યત્વનો ભાવ વિકસાવીને માનવજાતિ માટેનું એ રક્ષણકાર્ય જીવને કોઈક રીતે કર્યું! અને આ ભાવ એટલો પ્રબલ છે, એનાં મૂળ માનવસ્વભાવમાં એટલાં ઊંડાં ગયાં છે, અને માનવસ્વભાવમાં આ ભાવના એટલી બધી સિદ્ધ થઈ ગઈ છે, કે કદી આનાં કારણોમાં ઊતરવાની, કારણોનો પ્રશ્ન કરવાની વ્યવહારિક જરૂર જણાઈ નથી. અને આ જે રીતે કામવાસનાને અતિક્રમીને જીવન નવો ભાવ વ્યક્ત કરે છે, તે જોતાં, મને એમ માનવાનું મન થાય છે કે, જોકે આ ભાવ વ્યક્તિમાં જ વ્યક્ત થાય છે, પણ તેની નીચે કોઈ ગૂઢ રીતે વ્યક્તિને અતિક્રમીને રહેલું કોઈ વિશાલતર જીવન અહીં કામ કરે છે.

જોકે આ કદાચ મારી શ્રદ્ધાની જ માન્યતા હશે, ફિલસૂફીની કસોટીથી એને કસી જોવાનો મેં હજી પ્રયત્ન કર્યો નથી.

આ બન્ને દૃષ્ટાન્તો, જમણા હાથની પવિત્રતાનું, અને બ્હેનભાઈના સંબંધની પવિત્રતાનું, આ બન્ને દૃષ્ટાન્તોનું ઉદ્દિષ્ટ વક્તવ્ય આપ આ દૃષ્ટાન્તોને ઘડીભર ખરા માની સ્વીકારી શકશો. આ રીતે બધા ભાવોમાં મને સૌથી વધારે ગહન, અને આશ્ચર્યકારક ભાવો સંયમ અને પૂજ્યતાના લાગે છે. સંયમ એટલે માણસ પોતામાં જ થતી વૃત્તિઓને પોતે જ થોભાવે, શમાવે!! પૂજ્યતા, એટલે માણસને પોતાના જ અનુભવની અંદર, પોતાથી કશુંક મહત્તર, કશુંક ઉન્નતતર, કશુંક વિશાલતર, શુદ્ધતર જણાય!! આવો ખરેખરો અનુભવ ન હોત તો માણસ આ વાતને વિરોધી અને અશક્ય માનત અને આ જ ભાવો એ કાવ્યનાં ઉન્નતતમ શિખરો નથી.

આપણે આગળ ચાલીએ: હું એ કહેતો હતો કે ભાવનો અનુભવ, એ જ જીવનનું જીવનતત્વ છે. અને આપણે એ પ્રશ્ન વિચારતા હતા કે વિજ્ઞાનથી વસ્તુના સ્વરૂપ વિશેનો ખ્યાલ બદલતાં, જૂનો ભાવ વ્યક્ત કરતી કવિતા પછીથી નીરસ ન બને. અને મહાભારતનાં યુદ્ધોમાં તો એમ નથી બને એવું, એમ મેં આગળ કહ્યું. પણ હજી આ પ્રશ્ન અનેક દાખલાથી પરીક્ષવો રહે છે. વચમાં આપેલું જમણા હાથની પવિત્રતાનું દૃષ્ટાન્ત કાવ્યના આ પ્રશ્નની મીમાંસામાં હું ઉપયોગમાં લઈ શકતો નથી. પણ એને મળતું એક બીજું દૃષ્ટાન્ત લઉં. કલિને નળની ઈર્ષ્યા થઈ અને તેણે નળમાં પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો. બાર વરસ સુધી નળમાં પ્રવેશ કરવાને તેણે પ્રયત્ન કર્યા કર્યો.

"બારમે વરસે કલિને તક મળી. લઘુશંકા કરી આવીને નળે મોં ધોયું પણ પગ ધોયા વિના તે સન્ધ્યા કરવા બેઠો અને ત્યાં કલિએ પ્રવેશ કર્યો."

પ્રેમાનંદ આ વાત જરા ફેરવીને કહે છે:

એક દિવસે નળ ભૂપાળ, મંગાવ્યું જળ થયો સંધ્યાકાળ;
રહી પાહાની કોરડ્ ધોતાં પાગ, કળી પામ્યો પેઠાનો લાગ.
સંધ્યાવંદન કીધું રાજન, પ્રવેશ કળીનો થયો તે સ્થાન.

નળાખ્યાન: કડવું ૨૮

પ્રેમાનંદના વાસ્તવિક જગતમાં લઘુશંકા કરી મોં ધોવાનો રિવાજ નહોતો, એ હકીકત ભાવને માટે નિરર્થક નીકળી, તો તેણે એ છોડી દીધી, અને શૌચનો ચમત્કાર વધારવા પગ તો ધોયા પણ પ્હાની જરાક કોરી રહી ગઈ તેમાં કલિએ પ્રવેશ કર્યો એવી હકીકત મૂકી. હવે અત્યારે આવી રીતે કશું થઈ જવાથી આટલું ભયંકર પરિણામ આવી જાય એવું આપણે માનતા નથી. પણ આપણે પણ માનીએ છીએ કે જે કામ કરવું તે સંપૂર્ણ કરવું જોઈએ, અને ઘણાં કામમાં ક્યાંક પણ ખામી રહી જવાથી, જરાક પણ પ્રમાદ થઈ જવાથી ઘણાં માઠાં પરિણામ આવે છે. એના પ્રતીક તરીકે આપણે પ્હાની કોરી રહી જવાની દંતકથા સ્વીકારી શકીએ. જેમ માણસ પોતે જે કાર્ય ન કરે, તે કાર્ય પણ બીજો કરે એમ સમજી શકે છે, તેમ જ પોતે જે ન માને તે પણ બીજો માને એ સમજી શકે. હું અમુક પરિસ્થિતિમાં કોઈનું ગળું કાપું એ મારે માટે અશક્ય હોય, છતાં કોઈ બીજો માણસ એમ કરી નાંખે એ જેમ સમજી શકું, તેમ જ કોઈ પાત્ર એમ કરે એ પણ સમજી શકું. અને જેમ ગળું કાપવું એ વ્યક્તિની ક્રિયા છે, તેમ જ અમુક માનવું એ પણ વ્યક્તિની જ ક્રિયા છે. અને આપણે માની શકીએ કે તે વખતના આર્યો એમ માનતા કે શૌચમાં કોઈ ખામી રહી જાય તો તેથી અનિષ્ટને તક મળે છે. આ રીતે અત્યારે પણ નળાખ્યાનની આ હકીકત આપણા આઘમાં કાંકરું જેવી નથી રહેતી, વર્ણનમાં આવી એ પણ એકરસ થાય છે. વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ શાસ્ત્રીય રીતે સ્પષ્ટ થતાં એ સ્પષ્ટ થયા પહેલાંનો ભાવ અવશ્ય બદલાય જ એવું બનતું નથી. જમણા હાથ વિશેની શારીરિક હકીકત ધ્યાનમાં આવતાં એ વિશેનો જૂનો ભાવ ખસી જતો નથી. બ્હેનભાઈના સંબંધનો ખુલાસો સમાજશાસ્ત્રીઓથી થતાં બ્હેનભાઈનો પવિત્ર ભાવ અસ્ત થતો નથી.

---

સોળમા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન: રાજકોટના પ્રમુખપદેથી આપેલું વ્યાખ્યાન. તા. ૧૮-૧૯-૨૦ : ૧૦ : ૪૬

# રાજા ન જોઇએ

દર્શક

૨૫૦૦ વર્ષ પહેલાંની વત છે. ત્યારે રોમનું નામ દુનિયામાં તો નહિ પણ ઈટાલીમાં ય જાણીતું નહોતું થયું. દેશ દેશની સમૃદ્ધિ ટાઈબર નદીના બારામાં હજુ ઠલવાઈ નહોતી. જે વૈભવ ને વિલાસે રોમને ભેલેરુંં કર્યું તેનાં પગરણ પણ નહોતાં મંડાયાં, સાત ટેકરીઓ પર બંધાયેલા એ શહેરમાં આજુબાજુની જંગલી જાતિઓ વચ્ચે રોમનો ટકી રહેવા મથતા હતા ત્યારે રોમમાં ટાર્કવીન રાજા હતો. લોકોએ એનું નામ મદાંધ ટાર્કવીન પાડયું હતું; કારણ કે રોમમાં એ પહેલો જુલમી રાજા હતો. ને એ છેલ્લો જ નીવડયો.

વાત આમ બની:

રાજા ટાર્કવીન હોમ કરતો હતો ત્યાં એણે જોયું કે દેવ માટે તૈયાર કરેલું નૈવેદ્દ એક કાળો સર્પ આવીને ખાઈ ગયો. રાજાને નક્કી થયું કે આ કાંઈક અપશુકન બતાવે છે. એણે તે જમાનામાં સૌથી મોટા ગણાતા ડેલ્ફીના દેવાલયમાં આ બનાવનો અર્થ પૂછવા માટે પોતાના બંને દીકરાને મોકલ્યા. એમની સાથે ગયો એનો એક ભત્રીજો બ્રુટસ. બ્રુટસનો અર્થ ઘનચક્કર.

સૌ એને અધગાંડો ગણતા. ને ટાર્કવીનના જુલમી રાજાની રાજગાદી સાથે સીધો સંબંધ ધરાવતા લોકોએ બહુ અક્કલવાળા દેખાવામાં જોખમ હતું. કારણ કે રાણી ને રાજા બંને-અભિમાન જેટલાં જ અદેખાઈ માટે પણ જાણીતાં હતાં. આ અદેખાઈને કારણે જ ટાર્કવીને પોતાના સસરાને મારી નાખ્યો હતો ને એની રાણીએ પોતાના બાપ પર જ રથ ચલાવ્યો હતો. આવાના રાજમાં બહુ અક્કલવાળા ગણાવામાં બહુ સાર નહિ ને?

ત્રણે જણા મંદિરમાં જઇ ભવિષ્ય જોનારી દેવદર્શિનીને પગે લાગ્યા.

રોમ, ગ્રીસ બંને દેશમાં આવાં મંદિરોમાં રહેનારી દેવદર્શિનીઓ અખંડ કુમારિકા રહેતી-તેમણે આકરાં વ્રતો પાળવાં પડતાં, તેઓ દેવતાઓની ઈચ્છાને કળી શકે છે એમ મનાતું. એ કાળમાં યુરોપમાં ડેલ્ફીની દેવદર્શિની શ્રેષ્ઠ ગણાતી, સોક્રેટીસ સૌથી ડાહ્યામાં ડાહ્યો માણસ છે એમ એણે જ પહેલી વાર જાહેર કરેલું. એનું વેણ ઈશ્વરી સંકેત જેવું બની જતું. એટલે જ આ ત્રણે જણાએ રોમથી છેક ગ્રીસ સુધીનો પ્રવાસ ખેડયો હતો.

ત્રણે જણાએ પગે લાગી રાજાએ મોકલેલ ભેટ ધરી ને બનેલ વાત કહી સંભળાવી પૂછયું:

'આ શુકન શેની આગાહી કરે છે?'

દેવદર્શિની ઘડીભર ધ્યાનસ્થ થઈ ગઈ. પછી ગંભીર અવાજે કહ્યું:

'રાજવંશનો નાશ.'

મોટા રાજકુંવરે પૂછયું: 'આ પછી સત્તા પર કોણ આવશે?'

'જે એની માતાને પહેલો પગે લાગશે તે રોમમાં સત્તાધીશ બનશે.'

બંને કુંવરોએ ત્યાં ને ત્યાં કોણ પહેલો ઘેર જઈને પોતાની માતાને અડે છે તેની હોડ બકી. ને ઘોડે ચડવા બહાર નીકળ્યા પણ બ્રુટસ બહાર નીકળતાં જ જાણે ઠેસ આવી હોય તેમ પડી ગયો ને સાષ્ટાંગ નમસ્કાર કરતો હોય તેમ લાંબો થઈને બોલ્યો: 'ભૂમિ-માતા જ આપણી સાચી મા છે ને એનો આશરો જ સાચો આશરો છે.'

બંને રાજકુંવરો આ સાંભળીને હસ્યા.

થોડા દિવસ વીતી ગયા હતા. રાજા ટાર્કવીને એની ફોજ સાથે એક કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો. હુમલો કરીને જિતાય તેવું નહોતું. કિલ્લા ફરતું પડયા રહેવા સિવાય કાંઈ કામ નહોતું. આમ પડયા રહીને સૌને કંટાળો આવ્યો હતો; એટલે બંને કુંવરો શિકારે ને વન-ભોજન કરવા નીકળ્યા હતા. સાથે હતા થોડાક શિકારીઓ, બે-ચાર સરદારો, બ્રુટસ ને તેનો એક મિત્ર.

સૂરજ નમવા માંડયો હતો. શિકાર પછવાડે ડુંગરાઓ ભટકી ભટકી સૌ થાકી ગયા હતા. એક નાનકડું ઝરણું આવતાં સૌએ ઘોડા થંભાવ્યાં. શિકારીઓ શિકારની ખાલ ઉતારવા માંડયા. ગુલામો વન-ભોજનની તૈયારી કરવા માંડયાં. બાકીનાઓએ એક સુંદર ઘટા ગોતી બેઠક જમાવી. વાત વાતમાં કોની સ્ત્રી સૌથી સુશીલ તેની ચર્ચા નીકળી.

એક સરદારે કહ્યું: 'મારા પર એ રીતે દેવતાઓની કૃપા છે. આટલાં વર્ષોથી એણે કોઈ દિવસ મારા પહેલાં પથારીમાં પગ મૂકયો નથી.'

બીજાએ કહ્યું: 'હશે. એમ તો મારી સ્ત્રી પણ કોઈ દિવસ મારૂં વેણ ઉથાપતી નથી. ને રૂપમાં તો આખું રોમ એને ઓળખે છે.'

નાનો કુંવર તો પરણ્યો નહોતો પણ બ્રુટસે કહ્યું: 'મેં તો ઘણી સ્ત્રીઓ જોઈ છે પણ કોલેટીઆની સ્ત્રી લ્યુક્રેશીઆની તોલે કોઈ ન આવે.'

મોટા કુંવરે કહ્યું: 'રૂપ હોય તેથી શું? ને એકલા ગુણમાં ય શું મોહવું? મારે ત્યાં તો રૂપ ને ગુણ બંને છે. મારા વિના બિચારી અર્ધી થઈ ગઈ હશે. હું તો બસ એના પર..'

વચમાં જ ઘનચક્કરે કહ્યું: 'આમ તો વાતનો અંત નહિ આવે. આપણે એમ કરીએ: 'અગાઉથી ઘેર ખબર આપ્યા વિના આપણે સૌ ઓચિંતાના જ ઘેર ઊપડીએ. ત્યાં જઈને સૌ જોઈએ કે આપણી સ્ત્રીઓ શું કરે છે તેના પરથી જ પારખાં થઈ જશે.'

બધાએ કહ્યું: 'બરાબર છે. ઠીક પરીક્ષા થશે.'

મોટા કુંવરે કહ્યું: 'તો આજે જ અહીંથી સીધા ઊપડીએ. મને તો ખાતરી છે કે તમે મારી સ્ત્રીને જુઓ પછી કંઈ કહેવું જ નહિ પડે.'

બધા ઊપડયા.

રોમમાં પહોંચ્યા ત્યારે રાત પડી ગઈ હતી. સૌથી પહેલાં સરદારની હવેલીએ ગયા તો ખબર મળ્યા કે એની સ્ત્રી તો બનીઠનીને નાટકશાળામાં નાટક જોવા ગઈ છે.

શું પૂછે?

ત્યાંથી ગયા બીજા સરદારને ત્યાં. તેની સ્ત્રી ગઈ હતી કોઈક મિત્રને ત્યાં ઉત્સવમાં.

બધા કુંવરને મહેલે આવ્યા. જુએ છે તો દીવાનખાનામાં મહેફિલ જામી છે. ચારે બાજુ ઝળાંઝળાં પ્રકાશમાં નાચ ચાલે છે. કુંવરની સ્ત્રી સાજ-શણગાર સજી, બનીઠની સૌની જોડે નૃત્ય કરે છે.

કુંવરની ક્રોધથી લાલ પીળી થઈ ગયેલ આંખો જોઈ બ્રુટસ કહે: 'હજુ બાકી છે. આપણે લ્યુક્રેશીઆને ત્યાં જઈએ.'

'સ્ત્રીઓની જાત જ આખી કમજાત છે. એને ગમે તેટલી સાચવો તો ય બદજાત.' કુંવર આખે રસ્તે બબડતો હતો.

લ્યુક્રેશીઆને ત્યાં પહોંચ્યાં ત્યારે મોડું થઈ ગયું હતું. સૂવાનો સમય ક્યારનો ય થઈ ગયો હતો. જોયું તો ઝાંખા દીવાના પ્રકાશે સાદાં લૂગડાં પહેરીને લ્યુક્રેશીઆ કાંતે છે. ને એક બે દાસીઓ પણ છે. તેણે પોતાના પતિ તથા મિત્રોનું સ્વાગત કર્યું ને જમાડ્યા.

સૌએ કહ્યું: 'આપણા સૌની સ્ત્રીઓમાં લ્યુક્રેશીઆ જ સૌથી સુશીલ છે.'

સવારે સૌ પાછા છાવણીએ ગયા ને કામે ચડી ગયા. પણ પેલા કુંવરને નિરાંત નથી. એની નજર આગળ રૂપ ને ગુણની મૂર્તિ જેવી લ્યુક્રેશીઆ જ રમ્યા કરે છે. કેવી મીઠાશ! કેવો વિનય! સાદાઈ તો એવી બીજે ભાળી જ નથી! ને છતાં સુંદરતામાં એને ટપે તેવી કોણ છે! આવી સ્ત્રી હોય તે જ ભાગ્યશાળી!

વળી થાય છે: મારી પાસે ઉત્તમ ઘોડા છે. ઉત્તમ વસ્ત્રો-આભૂષણો છે. રોમમાં જે કાંઈ ઉત્તમ વસ્તુ છે તે મારી છે-ગમે ત્યારે મેળવી શકું છું. ને આજ એક ઉત્તમ વસ્તુ મને નહિ? બસ એ મને જ શોભે.

અભિમાન અને અદેખાઈના સંતાન જેવા એ કુંવરે ભૂંડો સંકલ્પ કર્યો. કોઈ ને ય કહ્યા સિવાય ઘોડે ચડીને ચાલી નીકળ્યો સીધો લ્યુક્રેશીઆને ઘેર. લ્યુક્રેશીઆ ઘડીભર વિસ્મિત થઈ ગઈ. પણ રાજાનો કુંવર ને પાછો પતિનો મિત્ર એટલે આગતા-સ્વાગતા કરી. પોતાના પતિના ખબર-અંતર પૂછ્યા ને જમાડ્યો.

અરધી રાતે લ્યુક્રેશીઆના ઓરડામાં જઈ સાંકળ ચડાવી કુંવરે મેલી માગણી કરી.

મધરાત. ઘરમાં કોઈ નહિ. સસરો ને પતિ બંને લડાઈના મેદાન ઉપર ગયેલા. દાસી પણ આજે ઘેર ગઈ હતી. ઘરમાં હતો એક માત્ર નોકર; સામે હથિયારસજ્જ પાટવીકુંવર. લ્યુક્રેશીઆને સમજાવી, વિનવણી કરી લાલચ આપી. પણ ન માની. છેવટે મારી નાખવાની ધમકી આપી. તેને ય ન ગણકારી, એટલે છેવટે કુંવરે કહ્યું:

'તારા મનમાં એમ હશે કે તું આબરૂભેર મરી જઈ અમર થઈ જઈશ. એમ? ના હું તો તને તારા એક ગુલામને મારી નાખી તારી પથારીમાં સુવરાવીશ, લોકોને કહીશ-એ જોયું એટલે મારાથી ન રહેવાયું-મેં બંનેને વાઢી નાખ્યાં.'

લ્યુક્રેશીઆ પગથી માથા સુધી કંપી ઊઠી. રાતનું અંધારું ય આ ધમકી આગળ ઊજળું લાગતું હતું. દેહ જાય એની તો કાંઈ ફિકર ન હતી. પણ બરફ જેવી ઊજળી આબરૂનું શું? એનો પતિ શું ધારે? એને સાચી વાતની શી રીતે ખબર પડે!

'બોલ, શું વિચાર કરે છે? કુંવર પૂછતો હતો. લ્યુક્રેશીઆનો શ્વાસ રૂંધાઈ ગયો, એ શું બોલે? શું આ નરાધમતાનો કોઈ ઉપાય નથી?

સવારે કુંવર એક દિશામાં ઊપડ્યો ને લ્યુક્રેશીઆએ પોતાના સસરા ને પતિને બોલાવવા માણસો દોડાવ્યાઃ 'કહેજો કે તમને ભાળીશ પછી અન્નજળ લઇશ'

લ્યુક્રેશીઆનો પતિ ઉતાવળો ઉતાવળો આવ્યો. સાથે એનો મિત્ર પેલો બ્રુટસ પણ હતો. લ્યુક્રેશીઆને જોઈ એ ચકિત થઈ ગયો જાણે વર્ષોથી માંદી હોય તેવી ફિક્કી ને જડ તે થઈ ગઈ હતી. એણે ધીરે ધીરે આખી વાત કરી. કુંવરે છેવટે આપેલ ધમકી કહી ને પતિની કમરે લટકતી છરી ખેંચી લઈ કોઈ અટકાવે તે પહેલાં કાળજામાં ખુતાડી દીધી. લોહીલોહાણ અવસ્થામાં છેલ્લા શ્વાસ લેતાં કહ્યું: 'મારો કાંઈ વાંક નથી પણ જીવત તો રોમન સ્ત્રીઓ કહેત કે મારો વાંક ઢાંકવા મેં બધી વાત ઘડી કાઢી. ને બીજીઓ પણ આવું બહાનું કાઢી એમના ધણીને બેવફા નીવડત–ઊજળા મોતનો મારગ પણ એણે બંધ કરી દીધો હોત. આનું વેર લેજો. ન ભૂલતા.–આનું વેર લેજો.' બોલતાં લ્યુક્રેશીઆનો પ્રાણ ઊડી ગયો. પણ બ્રુટસે આગળ આવી કાળજામાં ખૂંતેલ છરી બહાર કાઢી, લોહીને હાથ અડકાડી કહ્યું: 'લ્યુક્રેશીઆ, તું ગતે જજે. ટાર્કવીનના કુંવરને તો આની સજા થશે જ પણ રોમની ગાદી પર એના વંશનો કે કોઈ રાજાનો માણસ પગ નહિ મૂકી શકે. રોમની દીવાલની અંદર રાજાનો કોઈ વંશ જ પગ નહિ મૂકી શકે એવા હું આ તારા લોહીને અડી શપથ લઉં છું.'

આજુબાજુ ઊભેલાઓએ કહ્યું: 'અમારે હવે રાજા જ ન જોઈએ.'

બ્રુટસે લ્યુક્રેશીઆનું લોહી નીંગળતું શબ ઉપાડી ફોરમમાં મુકાવ્યું. ઘડીકમાં તો ચોક રોમન સ્ત્રી–પુરુષોથી ઊભરાઈ ગયો. ચારે બાજુથી ટાર્કવીન અને તેના વંશજો ઉપર શાપ વરસવા માંડ્યા. બ્રુટસે લ્યુક્રેશીઆના શબને બે હાથે ઊંચક્યું ને મેદનીને બતાવી કહ્યું: 'જુઓ આ ટાર્કવીન–વંશનું ગોઝારું કામ આવતી કાલે કોનો વારો છે? રોમન સ્ત્રીના શીલને કોણ સાચવશે? આપણે ટાર્કવીનને રાખવા છે કે લ્યુક્રેશીઆને?'

લોકો ઊકળી ઊઠ્યા. રોમન સ્ત્રીઓએ તો આગળ આવી કહ્યું: 'ટાર્કવીન ન જોઈએ. એને દેશનિકાલ કરો.'

ને સૌએ કહ્યું: 'એને દેશવટો દો. હવે રાજા વિના ચલાવવાનું છે.'

લોકોએ બ્રુટસ અને બીજા એકને લોક-પ્રતિનિધિ કોન્સલ બનાવ્યા ને રાજાને સજાનો સંદેશો કહેવડાવ્યો.

રોમના દરવાજા રાજાને માટે દેવાઈ ગયા.



દેશ અને શહેર

જગતના ૭૦ દેશોમાંથી ૪૧ની વસ્તી ન્યુયોર્ક શહેરના ૭૬,૭૩,૦૦૦ કરતા ઓછી છે.

# પરિભ્રમણ અને સાહિત્યવિહાર

રામનારાયણ વિ. પાઠક

આ જે બે પુસ્તકોની સમાલોચના કરવાની છે ' પરિભ્રમણ ' અને ' સાહિત્યવિહાર '. બન્નેના લેખકો ગુજરાતી સાહિત્યમાં સિદ્ધહસ્ત અને લબ્ધ-પ્રતિષ્ઠ છે. પહેલાના શ્રી. ઝવેરચંદ મેઘાણી અને બીજાના પ્રો. અનંતરાય રાવળ.

પ્રસિદ્ધિના અનુક્રમે આપણે પહેલું ' પરિભ્રમણ ' લઈએ. આ પુસ્તકના મુખ્ય ખંડો, ત્રણ બંગાળી સાહિત્યકારો, પરદેશની પરિમલ, સાત ગુજરાતી વાર્તાઓ અને આંદોલનો એ સર્વ એમણે વર્તમાન પત્રોની કટારોમાં પ્રસિદ્ધ કરેલા, અહીં સંગ્રહેલા છે.

' પરિભ્રમણ ' એ અનેક વિષયોમાં લેખકનું પરિભ્રમણ છે. એમાં લેખક સદેહ ફરવા જતા નથી. ફરતા હોય તો તે બીજા જ, એમના અનેક વિષય જાણતા માણતા અનુભવતા—મિત્રો, લેખકો, પરિચિતો, સાહિત્યરસજ્ઞો, પરિવ્રાજકો. આથી આ વિભાગમાં ચોમાસાના ગુજરાતી દુહા, મારવાડી લોકગીતો, છપ્પનિયાની ચારણી કવિતા, વાઘરીની પરિસ્થિતિ અને એવી સાચી પરિસ્થિતિમાંથી વાર્તા મેળવવાની ' સૂચનાઓ, એવું આવે છે. આખો વિભાગ અનેક કૌતકોથી ભરેલો છે. તેમાં આવતું બાભણા પ્રાણીનું અને ઠાકરિયા વીંછીનું વર્ણન હું સાચું માની લઉં નહિ, એવું છે. આ બન્ને વિષે તેમજ ઘુવડ, સાપ વગેરે વિશે મેં અનેક વાતો સાંભળી છે એમાં 'ચક્રવાક ચાતક જેવી કલ્પનાએ ઘણું કામ કરેલું છે. પણ આખો ભાગ સુવાચ્ય છે.

ત્રણ બંગાળી સાહિત્યકારોમાં પ્રથમ સદ્ગત રવીન્દ્રનાથના મોટાભાઈ દ્વિજેન્દ્રનાથ ઠાકુરનું ટૂંકું ચરિત્ર અને તેમની કૃતિઓની આછી પિછાન છે. તેમણે પોતે ઘણી કવિતાઓ નાશ કરી છે, નાશ થવા દીધી છે. જો કે એમની જેટલી કવિતા છે તેટલી પણ એમની પ્રતિભાનો સુંદર પુરાવો છે. પણ કવિ કરતાં તેઓ ભકત વિશેષ હતા, અને તે પણ આપણા પ્રાચીન પરંપરાના ઓલિયા જેવા, જે પશુપક્ષીની સાથે રમે, જેના શરીર ઉપર ખિસકોલિયો દોડાદોડ કરે, અને આંખમાં પંખી ચાંચ મારે તો પણ એ ગુસ્સે ન થાય.

બીજા બંગાળી કવિ તે અસહકારની ખ્યાતિવાળા સદ્ગત દેશબન્ધુ ચિત્તરંજનદાસ. અસહકાર યુગથી એમણે દેશના રાજપ્રકરણમાં જે ભાગ લીધો તેથી આપણે એમને વધારે ઓળખીએ છીએ. પણ એક બંગાળી કવિ તરીકે તેમનું અગત્યનું સ્થાન છે. તેમના કાવ્યસંગ્રહ ' માલંચ 'માં માત્ર પ્રેમગીતો નથી પણ એક વેશ્યાના હૃદયનું ચિત્ર છે. જેણે એકવાર સમાજમાં કોલાહલ મચાવી મૂકેલો. પણ એમનું ઉત્તમ કાવ્ય છે, ' સાગર સંગીત ' શ્રી. મેઘાણીએ એનાં ઘણાં સુંદર અવતરણો આપેલાં છે પણ અહીં એ આપવા જેટલો અવકાશ નથી.

ત્રીજા કવિ તે દ્વિજેન્દ્રલાલ રોય આપણને એટલા અપરિચિત નથી. તેમનાં નાટકોના ગુજરાતી, હિન્દી અનુવાદોથી આપણે તેમને ઓળખીએ છીએ. પણ એમની ખરી પ્રતિભા અનેક દેશીય હતી. એ સુંદર ગાયક હતા અને અંગ્રેજી રાગોમાં બંગાળી ગીતો લખવાની પ્રણાલી પાડનાર એ મુખ્ય કવિ છે. એમનું—

' બંગઆમાર, જનની આમાર, ધાત્રી આમાર
આમાર દેશ.'

એ ગીત આખા હિંદમાં પ્રસિદ્ધ છે.

આ દ્વિજેન્દ્ર જેવા બંગાળી સાહિત્યના અગ્રગણ્ય સાહિત્યકારને રવીન્દ્રનાથ જેવા એક મહાન કવિવર સાથે કડવા વિરોધનો પ્રસંગ આવી ગયેલો. દ્વિજેન્દ્રલાલને કાવ્યની અસ્પષ્ટાર્થતા, અને તેને ઉત્તમ કાવ્યના લક્ષણ ગણવાના દાવા સામે તિરસ્કાર હતો તેમજ દુર્નીતિમૂલક પ્રેમ સામે પુણ્યપ્રકોપ હતો. આ બન્ને સામેનો તિરસ્કાર સાચો છે. પણ કોણ જાણે કઈ દુર્ભાગી ક્ષણે એ તિરસ્કાર રવીન્દ્રનાથ ટાગોર ઉપર ઊતર્યો અને પ્રત્યાઘાતમાં રવીન્દ્રનાથના પક્ષકારો તર-

ફથી તેમને ગંદી ગાળો સાંભળવી પડી. પણ દ્વિજેન્દ્રલાલના આ વિરોધની સચ્ચાઈ અને નિર્ભયતા કરતાંય એમની છેવટની ક્ષમાયાચના વધારે ઉદારતા બતાવે છે. શ્રી. મેઘાણીએ દ્વિજેન્દ્રલાલ રોયના નાટકોનું સારું ગુણદર્શન કરાવ્યું છે. એમનાં નાટકો વાંચવા યોગ્ય છે. અને છતાં એ બધાને એક વિશેષ દૃષ્ટિએ જોવાં જોઈએ એમ હું માનું છું. અને તે એ કે એમનાં નાટકોનાં પાત્રો એકજ ભાવના આવેશવાળા સાદા સ્વભાવનાં છે. માનવ સ્વભાવની જટિલતા એમાં નથી. અને એમનાં પાત્રોના સંવાદો ઘણી જગાએ વસ્તુવિકાસ કરવાને બદલે વક્તૃત્વની સુંદરતામાં સરી પડે છે.

પરદેશની પરિક્રમના ખંડમાં, રશિયામાં બોલશેવિક સ્વતંત્રતા આવતા ત્યાંની કેટલીક જાતોના લોકગીતોમાંની સંગીત સમૃદ્ધિ કેવી રીતે બહાર આવી, બીથોવનની સંગીત પ્રતિભા, સ્ટોલરનો નાઝીરાજ્યમાં કારાવાસ, કેટલાં સાહસ અને અકસ્માતોથી તેનાં નાટકોનું પ્રસિદ્ધ થવું. વગેરે અનેક કલ્પિત વાતોથી પણ વધારે રસિક બનેલી હકીકતોના ઉલ્લેખો છે. એમાંની એકેએક વાત વાંચવા જેવી છે.

સાત ગુજરાતી વાર્તાઓમાં શ્રી. ધુમકેતુની અજિતા, પરાજય, ચૌલાદેવી, કર્ણાવતી. શ્રીમુનશીની જય સોમનાથ, શ્રી. પન્નાલાલ પટેલની વળામણાં અને 'શ્રીકાન્ત' તખલ્લુસ ધારીની 'રૂપજીવિની, એમ સાત નવલકથાની વિવેચના છે. રૂપજીવિની નવલકથાની શૈલી વગેરેની કદર કરી એની મૂળ વિષયભૂત સુનંદા ગણિકા શ્રી મેઘાણીની કસોટીએ કોઈ સ્વતંત્ર ઉન્નત કે કલામય જીવન ગાળનાર નારી નહિ પણ કલા અને સાંસારિક લગ્નજીવન ઉભયથી ભ્રષ્ટ લાલસામય જીવન ગાળનારી સ્ત્રી ઉતરે છે. શ્રી. પન્નાલાલની વળામણાં વાર્તાની તેઓ યોગ્ય કદર કરે છે. તેમાં આવતી ગામડાની સાચી સૃષ્ટિ શ્રી. મેઘાણીને બહુ ગમી જાય એ સ્વાભાવિક છે; જો કે એ સુંદર વાર્તામાં જમાનાના ખાઈ બેઠેલા, છોકરીને વેચવા નીકળેલા મુખીના મનના વલણનો ફેરફાર મને તદ્દન સ્વાભાવિક લાગતો નથી. છતાં વાર્તા સુંદર છે. શ્રી. મુનશીના જય સોમનાથને શ્રી. મેઘાણીએ એપિક કે વીરગાથા કહેલી છે તે સાચું છે. જોકે એના પાત્રોને છેક ભોળા કહેવા જેવાં એ નિર્મળ નથી. મુનશીએ આ નવલકથામાં ગિઝનીના રણમાં ભૂલા પડયાના પ્રસંગને સોમનાથના ઘેરા પહેલાં મૂક્યો છે, એ વાતને અનુકૂળ છે અને શ્રી. મેઘાણી તેને ઇતિહાસને હાનિકારક ગણતા નથી. આ વિભાગમાં શ્રી. મેઘાણીએ ધૂમકેતુની ચાર નવલકથાઓ લીધી છે. તેમાંથી બે ઐતિહાસિક છે. શ્રી. ધૂમકેતુ ઈતિહાસના બનાવોને ચોક્કસ રીતે વળગી રહેવાનો આગ્રહ રાખે છે. પણ નવલકથામાં મુખ્ય સવાલ એ છે કે આખી વાર્તા માનવપાત્રોથી અને માનવપ્રસંગોથી ઘડાઈ છે કે નહિ. એ ન હોય તો એ નવલકથાજ બનતી નથી. પાત્રમાં ગમે તેટલી ઉન્નતતા, વિલક્ષણતા આરોપી હોય છતાં તે જો જીવતું જાગતું હરતું ફરતું માનવ ન બનતાં માત્ર ભિન્ન ભિન્ન સ્વભાવ અંશોનું અને ભિન્નભિન્ન બનાવો યોજવાનું એક બિન્દુમાત્ર બની રહે તો તેથી નવલકથા ન થાય. મુનશીની કથામાં ઇતિહાસદોષ હોય તો તે બહુબહુ તો ઐતિહાસિક ન ગણાય. પણ એથી એનું કથાત્વ નષ્ટ નથી થતું, ત્યારે ધૂમકેતુના પાત્રસર્જનમાં જ નિર્જીવતાનો દોષ આવે છે. મેઘાણી એક જગાએ કહે છેઃ "ધૂમકેતુએ પોતાનાં ઉરમંથનો વ્યક્ત કરવા માટે રૂપકો પકડીને વાર્તા લખી છે. ફક્ત અદ્‌ભુત અને અલૌકિક પાત્રો એટલાં જીવન્ત બનતાં નથી" એ વિધાન ગને તો એમની બધી વાતોને માટે ચાલુ લાગે છે.

છેવટનો વિભાગ આંદોલનોનો છે. તેમાં કેટલીક સાહિત્યના પ્રશ્નોની છણાવટ છે. મેઘાણીની સામાન્ય જનતા પ્રત્યેની દિલસોજીથી કોઈ તેમને પ્રગતિવાદી માને, પણ અહીં સ્પષ્ટ થશે કે મેઘાણી કોઈ વાદમાં પડવા માગતા નથી. તેમની ઊંડી પ્રતીતિ પુસ્તકના છેલ્લા પેરિગ્રાફમાં આવતા અવતરણથી મૂકી શકાય. "મહાન લેખક હમેશાં અચૂકપણે પોતાના વિષયથી ભરપુર હશે, કલાથી નહિ. વધુમાં વધુ ગંભીર સાહિત્યથી લઈ હળવામાં હળવા સાહિત્યમાં અનિવાર્ય સૌંદર્ય તો ફક્ત એક જ છે. 'સત્ય'"

આખું પુસ્તક વેગીલી, લહેરથી ચાલતી પ્રવાહી શૈલીમાં લખાયેલું છે. તેના વિભાગો ખરી રીતે વર્ત-

માનપત્રોના વિભાગોનાં મથાળાં છે. તેમાં અમુક વિષયનું યોજનાબદ્ધ નિરૂપણ ન આવે. એમાં ઘણું બહારથી લીધેલું હોય. પણ તે બધામાં શ્રી. મેઘાણીની પસંદગીની દૃષ્ટિ હમેશાં શિષ્ટ, સુરુચિવાળી રહેલી છે. અને કથનશૈલી આકર્ષક, અક્લેશમય સ્પષ્ટ અને તે સાથે ગંભીર વિષયને પણ પરિષ્કાર કરવાને સમર્થ નીવડી છે. પ્રો. અનંતરાય રાવળે તેમના સાહિત્યવિહારમાં શ્રી. મેઘાણીની શૈલીનાં વખાણ કર્યાં છે તે સ્થાને છે.

અને હવે હું આ બીજું પુસ્તક સાહિત્યવિહાર લઉં છું. તેમાંના બધા લેખો ગુજરાતના એક પ્રસિદ્ધ પ્રોફેસર અને વિવેચકના છે. તેમાં વિષયનું સમગ્ર દર્શન કરવાનો પ્રયત્ન છે. તેમાંનો પહેલો 'કવિતાનું રસાસ્વાદન' અભ્યાસીઓને માર્ગદર્શન કરવાને ઘણો ઉપયોગી છે. કાવ્યાસ્વાદનમાં આત્મા અખંડ રૂપે કાવ્ય અનુભવે છે, એ સત્ય ઉપર આપણે જેટલો ભાર દઇએ તેટલો ઓછો છે. 'સરસ્વતીચંદ્રને' અને 'ગુણસુંદરીને' એ પાત્રોને લખેલા પત્રો રૂપે કથાનું અવલોકન છે. બીજાં અગત્યનાં પાત્રોને આવા પત્રો લખવાનું એમની મૂળ યોજનામાં છે કે નહિ તે જાણતો નથી. પણ આ પદ્ધતિ નવીન છે. તેમાં કહેવાની એક પ્રકારની સુગમતા છે. અને તેમાં સારા વિવેચકો કથાના મધ્યબિન્દુ સુધી પણ જઇ શકે.

પછીનો લેખ 'મણિલાલ દ્વિવેદીની કવિતા' છે. લેખક કહે છે તેમ કવિતા પ્રદેશમાં ગોવર્ધનરામની અને મણિલાલની કવિતા ઉપેક્ષિત થઈ છે, એમ કહી શકાય. મણિલાલની અહીં પણ લેખક પૂરી સમાલોચના લીધી નથી. પણ તેનાં મુખ્ય લક્ષણો તત્ત્વદર્શન અનુભવબળ ગેયતા અને ભાવવાહી ભાષા તરફ ધ્યાન દોર્યું છે. પણ આ અભ્યાસમાં એક ખાસ મુશ્કેલી છે. મણિલાલે પોતે પોતાની કવિતાનો દાર્શનિક અર્થ કર્યો છે. પણ તેની પ્રેરણા પોતાના જીવનના લૌકિક પ્રેમના કોઈ પ્રસંગ, ઘણે ભાગે કોઈ નિષ્ફળતા કે પ્રત્યાઘાતના પ્રસંગની હશે એવો પ્રબળ સંભવ છે. અને એ હકીકત સ્પષ્ટ ન થાય ત્યાં સુધી એમની કવિતાનો સાચો અર્થ પ્રકાશમાં નહિ આવી શકે.

"'રાઈના પર્વત'માં કર્તાનું સાધ્ય" એ આખા નાટકનું સમર્થ અવલોકન છે. પ્રો. રાવળે બતાવ્યું છે કે જીવનમાં નીતિભાવનાનું મહત્ત્વ સમજાવવું એ નાટકનો પ્રધાન ઉદ્દેશ છે. અને વિધવાવિવાહની સ્વતંત્રતા એ ગૌણ ઉદ્દેશ છે. અને એની સાથે સૌ સંમત થશે. જૂના મધ્યકાલીન વસ્તુમાં નાટકકારે વિધવાવિવાહ યોજવો વિસંવાદ છે એ સાચું છે પણ એ વિસંવાદ તો આખા રાઈના સ્વભાવનિરૂપણમાં છે. અને એકવાર એ સ્વીકારી લીધા પછી છેલ્લા બે અંકોને ચોટાડેલા જેવા ગણવા એ મને હીરામાં દેખાતી રેખાને તડ ગણવા બરાબર લાગે છે. પ્રો. રાવળ પોતે સ્વીકારે છે કે એ બે અંક નાટકની કેટલીક જરૂરિયાતો સાધે છે. અને એ જરૂરિયાતોમાં એક મહત્વની હું ઉમેરીશ કે આખા નાટકમાં થોડાક દોષ માટે સૌથી વધારે સહન કરતી લીલાવતીના મનનું સમાધાન બન્ને કુલનાં વારસોના લગ્નથી થાય તેટલું કશાથી ન થાય. એ વિચારતાં પછી અંકોને ચોટાડેલા કહેવા એ મને જરા વધારે પડતું લાગે છે. પણ કદાચ આ માત્ર શાબ્દિક મતભેદ હોય. બાકી બધી રીતે આ એક સમર્થ લેખ છે. 'કવિતા અને ઇતિહાસનું મિલન' એ કવિશ્રી ન્હાનાલાલના 'શાહાનશાહ અકબરશાહ' નાટકની સમાલોચના છે. કવિની જે ઉત્તમ પ્રતિનિધિભૂત કૃતિઓ ગણીએ તેમાં આ ગણી શકાય. આના વિવેચનમાં પ્રો. રાવળે ન્હાનાલાલના નાટકપ્રકારની સામાન્ય ચર્ચા પણ કરી છે. કવિનાં વાક્યોથી જ તેઓ કહે છે કે તેમનાં નાટકોને શેકસપિયરના જેવાં દૃષ્ય ન ગણવાં, પણ શ્રાવ્ય ગણવાં. કવિશ્રી પોતે પોતાનાં નાટકોને શેલીના પ્રોમીથિયસ અનબાઉન્ડ અને ગેટેના ફાઉસ્ટ જેવાં કહે છે. તો અહીં એક પ્રશ્ન સ્વાભાવિક રીતે ઊભો થાય છે કે શેલીના અને ગેટેના આ નાટકોમાં પ્રો. રાવળ કવિનાં નાટકમાં બતાવે છે તેવું રચનાશૈથિલ્ય છે ખરું ? એ નાટકો અકબરશાહ જેવા પ્રસંગના હારડા જેવાં છે? અને બીજું, ભજવવા માટે હોય જ નહિ, શ્રાવ્ય જ હોય, એને પછી નાટક બીજાં કયાં કારણોએ કહેવું? અને તે ઉપરાંત એ વિચારવાનું રહે છે કે કવિશ્રીનાં નાટકો ભજવાય એવાં ન હોય તો એની સરસતા કયાં વિશિષ્ટ લક્ષણોમાં રહેલી છે ? બાકી

પ્રો. રાવળે આ નાટકમાં કવિશ્રીના ઉદ્દેશ ઉપર નાટકની વિશિષ્ટતા ઉપર તેનાં ગીતોની મનોહરતા ઉપર સુંદર પ્રકાશ પાડ્યો છે.

'સ્વપ્નદ્રષ્ટાની' સમાલોચના પણ આ પુસ્તકમાં આવે છે. આ નવલકથાને શ્રી. મુનશીની ઉત્તમ ન ગણી શકાય. પણ પ્રો. રાવળ કહે છે તેમ સમકાલીન રાજકીય બળો નવલકથામાં મઢવાના યત્ન તરીકે, કોલેજ જીવનની કથા તરીકે, મુનશીના ટીખળી હાસ્ય અને ભાવનાવાદના દર્શન તરીકે, એમ અનેક રીતે સ્વપ્નદ્રષ્ટા મુનશીના નવલકથાસમૂહમાં વિશિષ્ટ ગણાશે.

'ખબરદારના જીવનદર્શન'નો આમાં લાંબો લેખ છે. આ લેખમાં પ્રો. રાવળે ખબરદારના કાવ્યનાં સુલક્ષણો વિસ્તારથી અને ઉદારતાથી બતાવેલાં છે, અને ખામીઓ પણ ટૂંકમાં પણ મુદ્દાસર નોંધેલી છે. આપણા સાહિત્યમાં જે કેટલાક કવિઓના અભિપ્રાયો સંબંધી મૂળગત ભેદો આપણા લબ્ધપ્રતિષ્ઠ વિવેચકોમાં પ્રવર્તે છે તેમાં કદાચ ખબરદારનું નામ મોખરે આવે. ખબરદાર વિશેનાં પ્રો. ઠાકોરનાં સર્વ વિધાનોને એકત્ર કરી જોઈએ તો એ કવિજ નથી એવો અભિપ્રાય નીકળે. બીજી તરફથી પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, પ્રો. અનન્તરાય રાવળ, પ્રો. વિજયરાય વૈદ એ ખબરદારની ક્ષતિઓ બતાવતાં છતાં તેમનું કવિત્વ સ્વીકારે છે. આ વિરોધી ચર્ચાનું સમાધાન કરવાનો અહીં અવકાશ નથી. એને માટે સાચો પ્રયત્ન કોઈ વિવેચક કરશે એવું પણ અત્યારે તો દેખાતું નથી. માટે, જેની કોઈ ચર્ચા નથી કરતું તેની સ્વયંકાલ ભગવાન મૂંગી કસોટી કરી નિર્ણય આણે છે તેની જ આપણે રાહ જોવી રહી.

આજ પુસ્તકમાં શ્રી. રમણલાલની સાહિત્યસેવાના ગુણદર્શનના બે ટૂંકા લેખો છે. બંનેમાં રમણલાલની સાહિત્યપ્રવૃત્તિ લોકપ્રિય થવાનાં અંતર્ગત તેમજ બહિર્ગત કારણોની સુંદર સમીક્ષા કરી છે. આ ઉપરાંત આ પુસ્તકમાં ઉત્સાહી નાટકકાર તરીકે શ્રી ગોવિન્દભાઈ અમીનનાં નાટકોની પણ પ્રો. રાવળે સમીક્ષા કરી છે, તે તેમની ઉદારતા, ઉછરતા જમાના તરફનો સદ્‌ભાવ અને ગુણૈકરાગિતા બતાવે છે. પ્રો. રાવળે શ્રી. અમીનને અંગ્રેજી ફકરામાં સાહિત્યરહસ્યો બતાવ્યાં છે તે આપવા યોગ્ય છે. ગુજરાતી ભાષા જેમજેમ ખેડાતી જાય છે, વાંચનાર વર્ગ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ સાહિત્ય પ્રસિદ્ધિની સુકરતા અને સગવડ વધતી જવાની જ. એ વખતે નવા સાહિત્યકારે ધ્યાનમાં રાખવાનું એ કે તેની દૃષ્ટિમાં 'insignificance' રહસ્યહીનતા કે ઊંડા અર્થનો અભાવ ન આવી જાય.

એમનો છેવટનો લાંબો લેખ 'ગુજરાતી નાટક સાહિત્યનું રેખાદર્શન' છે. પ્રો. રાવળ સમસ્ત ગુજરાતી નાટક સાહિત્યનો અભ્યાસ કરે છે, અને તેના પહેલા ફલરૂપ આ તેમનો લેખ છે. એમનું નાટક-સાહિત્યનું દિગ્દર્શન વ્યાપક છે, તેટલું જ તલસ્પર્શી છે. આ લેખમાં તેમણે આ પ્રશ્નની બધી બાજુઓ બતાવી છે. તેમણે પ્રેમાનંદનાં નાટકો ઉપર પોતાનો મત દર્શાવ્યો છે. ગુજરાતમાં ૧૨મા ૧૩મા શતકમાં ભજવાયેલાં સંસ્કૃત નાટકોનો સ્પર્શ કર્યો છે. ભવાઈના સ્વરૂપ અને ગુજરાતના જીવનમાં તેના સ્થાનની ચર્ચા કરી છે. ભજવાતાં અને સાહિત્યનાં નાટક વચ્ચે વધતા જતા અંતરનું નિદાન કરેલું છે. સાહિત્યના નાટકની ઐતિહાસિક ભૂમિકા દર્શાવી છે. અને ધંધાદારી અને અવૈતનિક નટોની શક્યતાની અને તેની મર્યાદાની ચર્ચા કરી છે. આખો લેખ પ્રો. રાવળની વિદ્વત્તા અને શાસ્ત્રીય નિરૂપણનો સારો નમૂનો છે. આપણે એમના સંપૂર્ણ અભ્યાસના પુષ્ટ ફળરૂપ પુસ્તક વહેલું પ્રસિદ્ધ થાય એમ ઇચ્છીએ.

બધા લેખોમાં પ્રો રાવળની સચ્ચાઈ, સમતોલપણું, મિતાક્ષરી રહેવાની ચીવટ, અભ્યાસપરાયણતા વગેરે જણાઈ આવે છે, જે તેમને વિવેચકોમાં વિશિષ્ટ સ્થાન અપાવે છે*

* ઓલ ઇન્ડીઆ રેડીઓના સૌજન્યથી.

# ખુલ્લું આકાશ

ઇશ્વર પેટલીકર

'અલી એ છોડી ચંચી!'

'એ છોડી ચંચી!'

'છોડી ચંચી!'

'ચંચી!'

ચંચી (ચંચળ)ની ઉંમરની સરખી છોડીઓ એની ચોમેર વીંટાઈ વળીને પડખામાં ગોદા મારીને આંખોનો અણસારો કરતાં કરતાં 'અલી છોડી ચંચી' કહીને જ અટકી જતી.

ચંચીને તેડવા એનો વર જગાજી આતવારને દિવસે આવવાનો હતો એવું આજે ટપાલમાં પત્તું આવ્યું હતું. આમાં તો કંઇ નવી વાત ન હતી. ઊલટી એની હેડીની છોડીઓ તો બબ્બે ત્રણત્રણ વરસથી સાસરે જતી આવતી થઇ હતી. એનાથી આઠ મહિના નાની કુશકીને ગયા ચૈતર મહિનામાં ભાણો ધાવણો ય થયો હતો.

છતાં મોડી મોડી ચંચી સાસરે જતી હતી, એનો વર તેડવા આવવાનો હતો, એમાં એ છોડીઓ એની આટલી બધી અદેખાઈ શું કામ કરતી હતી? કારણ, ચંચી શહેરમાં, અમદાવાદની વાસી થવાની હતી!

ચંચીનો વર જગાજી નાનપણથી અમદાવાદ નાસી ગયેલો. ગયો એવો હોટલમાં નોકરીએ રહેલો. છ મહિના વગર પગારે રહેલો. દોઢ વરસ ૨ થી ૨॥ ઉપર પગાર શેઠે ભરેલો. અને બીજાં ત્રણ વરસ પાંચ લેખે આપેલો. જગાજી નાનપણથી ઢીલો એટલે હોટલના બીજા છોકરાઓ જેવો તોફાની નહિ. છતાં કોઈ કોઈ હોટલના લીસા પથરા ઉપર પગ ખસી જવાથી કે બહાર વરધી લેઈ ને જતાં કોઈની અડફેટમાં આવી જતાં ફૂટી ગયેલ પ્યાલાઓના દંડ પેટે એકાદ મહિનાનો પગાર શેઠ કાપી જ લેતા.

આમ અઢાર વર્ષ થતાં સુધી જગાજીએ હોટલમાં પાંચ વર્ષ નોકરી કરી. પરંતુ બે વરસથી ચંચી જોડે એનું લગ્ન થયું ત્યારથી એ બીજી નોકરી ગોતતો હતો. આટલી ઉંમરમાં એ ઘરબારી થયો હોય તેમ એ સ્વપ્નાં રચતો હતો.

હોટલમાં દર રજાએ નિયમિત ચા ગાંઠિયા અને જલેબી ખાવા આવતા એક મિલના મુકાદમની ખુશામત કરી જગાજીએ મિલમાં શાળખાતામાં નોકરી મેળવી. એના નામે જે પગાર આવતો તે મુકાદમ લેતો. એને મહિને પંદર રૂપિયા મળતા, છ મહિના થયા, જગાજીને બીજા કારીગરની જેમ બરાબર સાંચો ચલાવતાં, અને તાર તૂટયો હોય તો સાંધતાં આવડી ગયો. નવું બીમ સાંચા ઉપર ચઢતું ત્યારે તાર પરોવવામાં પણ એ મુકાદમની જરૂર પડવા દેતો નહિ.

આઠ મહિના થયા પરંતુ મુકાદમે પગાર વધાર્યો નહિ. દર પગારે એનો પગાર ૨૨ થી ૨૫ ની અંદર ઊતરતો અને એ રીતે મહિનામાં ૪૫ થી ૫૦ પગાર એના નામે મિલમાં ચડતો. છતાં એને તો રૂપિયા પંદર જ મહિને મળતા! પાંચ વરસ હોટલમાં નોકરી કરવાથી જગાજી સો ઘંટીનો લોટ ખાધો હોય તેટલો હોશિયાર થઈ ગયો હતો.

બીજા ચાર મહિના રાહ જોઈ એણે એ મિલની નોકરી તોડી નાખી. એક મહિનાનો પગાર મુકાદમને લાંચનો આપવાનો કરી બીજી મિલમાં ગોઠવાઇ ગયો. આમ એક બાજુ આખો પગાર લેતો થયો અને બીજી બાજુ જુવાનીએ પણ ઠેલો કરવા માંડયો એટલે એણે ઘર માંડીને ચંચીને તેડવાનો વિચાર કર્યો.

એકાદ વરસ હેડ જોબરની ખુશામત કરી એણે છેવટ મિલની ચાલીમાં એક ઓરડી મેળવી લીધી. કંઈ કંઈ આશાઓના મિનારા એણે ચણવા માંડયા.

પોતે પણ રજાને દા'ડે ચંચીને સાથે લેઈને બજારમાં નીકળશે, સિનેમા જોવા જશે, કાંપના હનુમાને દર્શન કરવા જશે, રાણીબાગમાં ટેસ કરવા જશે, ચંદ્રવિલાસની ગરમ ગરમ જલેબી ચંચીને ખવરાવશે...........

અને એ ચિત્ર દોરતાં દોરતાં વચ્ચે એને મોટો વખાણ્યો દેખાયો. ચંચી, ગામડામાં રહેલી, રાતું ગવન અને ખંડનું કાપડું પહેરી, ખસડક ખસડક થતી ચામડિયાના ઘરની પગમાં જોડીઓ પહેરેલી, એના એ ઢંગ પહેલા કાઢી નાખવા પડશે.

પડીક પોતાની જાત સામે તાકી રહેતાં જગાજી વિચારી રહ્યા. મને કોઈ કહે કે હું બારૈયો છું! કોઈ દા'ડો ચાલીમાં આવતા વાળંદ પાસે મેં વાળ કપાવ્યા નથી. બજારમાં જઈ ત્રણ આના પરખાઈ દેવાના જ! મિલમાં ગમે તેવી ટોપી ચલાવી લઉં છું, પણ રજાને દા'ડે તો સવા રૂપિયાની લાવ્યો છું તે ભરત ભરેલી (કાશ્મીરી) ટોપી મેલ્યા વગર બહાર નીકળવાનું જ ખોટું! કોટ ખમીસે ય એક જોડ બહાર જવાના બજારમાં દરજી પાસે જ શીવડાવી રાખું છું. શિલાઈ લે છે તો દોઢી, પણ એનો કટ, તે એનો કટ! અને ધોતિયું, વાણિયા બામણ શું પહેરે તેમ પગની એડી નીચે દબાવીને ઢંકે એવી કાળજી ખોસું છું કે ચાલીની બધી બાયડીઓ રજાને દા'ડે મને જોઈ જ રહે છે! બૂટનું જરી દુઃખ છે, ગટરની વરાળને લીધે એ કડક થઈ તરડાઈ જાય છે. તળિયાં વહેલાં ઘસાઈ જાય છે એટલે નવાં મરાવતાં ખરાબ તો દેખાય છે. પણ ત્રણ ત્રણ મહિને જોડા કાઢી ય નંખાય? અને પોતાના પહેરવેશમાં એટલી કચાશ હોય તેમ એનું મોં ઘડીક કડુચું થઈ જતું.

ચંચીને માટે એના આવતા પહેલાં જગાજીએ તૈયારીઓ કરવા માંડી. રજાને દહાડે હેડજોબરને ઘેર, બજારમાં જતાં, સલામ કરવા જતો ત્યારે સા'બનાં પત્નીને જે સાડીઓ પહેરેલી જોતાં એ એને ઘણી ગમી જતી. એવા જ રંગની બે સાડીઓ ત્રણ ત્રણ રૂપિયા આપી મસરાઈઝ કાપડની ખરીદી. એનું પાતળું પોત હાથમાં લઈ પંપાળતા જગાજીના મનમાં પાણી આવ્યું—ચંચીને ય થશે કે મારા જેવું ધનભાગ્ય નાતમાં કોઈને મળ્યું નથી!

ચંચીના માપ વગર કબજા નહિ શિવડાવી શકાય જાણી જગાજીને મૂંઝવણ થઈ. આવી સરસ સાડી ને એમાં મગજી મૂકેલું કાપડું શોભતું હશે! છેવટ આશરા પડતે માપે એક શિવડાવી લેવું કે જેથી ચંચીને અમદાવાદના સ્ટેશને પગ મુકાવતા પહેલાં કાપડું કાઢી નંખાવાય.

કાપડિયાને ધીમેથી જગાજીએ કહ્યું: 'શેઠ! આ સાડી ઉપર ખલે (શોભે) તેવું એક કબજાનું લૂગડું આલો.'

ચોવીસે ય કલાક પૈસાનું ભજન કરતા કાપડિયાને મનમાં ને મનમાં હસવું આવ્યું: 'અજ્ઞાન લોક'આમ ને આમ પૈસા બગાડવાના. આવાં શાહુકાર વરણ પહેરે તેવાં કપડાંનો બૈરાને ઠઠારો ન કરાવ્યો હોય તો!' અને પોતાનો વિચાર આવ્યો: 'ઘરનો વેપાર છે પણ આવી મસરાઈઝની સાડી તો અમારાં બૈરાં ય બહાર જાય ત્યારે પહેરવા દેખે છે.'

અને મૂછમાં હસતાં હસતાં કાપડિયાએ સવારૂપિયે વાર, ઊડીને આંખે બાઝે તેવો લાલચટક રંગનો કકડો ચરડ દેઈને ફાડી આપ્યો.

એ સુંવાળા કટકાને હાથ વતી વહાલ કરતાં જગાજીએ પૂછ્યું: 'એના ઉપર મૂકવાનું જોઈશે ને?'

'શું મુકાવવું છે?'

જગાજીએ કે દા'ડે બાપજન્મારે એ ધંધો કર્યો હતો? એણે કહ્યું: 'જે સારું ખલે એ આલો ને.'

આવો ઘેટો હલાલ કરવાનો ક્યારે મળવાનો છે માની, કાપડિયાએ લેસ, બોટ, ચળક, દોરી અને ભરત ભરેલાં છૂટાં ફૂલ, બધો સામાન આપ્યો.

દરજી એ જોતાં જ ચમક્યો. જગાજી સામે એણે આંખ માંડી રાખી.: થયું કે, 'કોઈ નવાબજાદું લાગે છે!; કોકની બાયડીને જ આ પહેરાવવાનો હશે. બાકી એની બાયડી હોય તો એક કબજા માટે આટલું ખરીદાય કે નહિ એનું ભાન ન હોય?'

પણ આવા ઘરાકમાં જ મોટું મળતર રહેલું એટલે મનની એ બધી ખટપટ મૂકી દરજીએ કહ્યું: 'નમૂનાનો કબજો આણ્યો છે?'

'સારામાં સારો શીવજો ને,'

દરજી મનમાં હસ્યો. કહ્યું: 'પણ માપ તો જોઈએ ને?'

'આસરે......' કહેતાં જગાજીની આંખ સામે દોઢ વર્ષ પહેલાં ઊભેલી ચંચીને જોયેલી તે આકૃતિ ખડી થઈ. એક પળમાં એના મને એ દોઢ વર્ષના ગાળામાં ચંચીનું કાઠું કેટલું વધ્યું હશે તેની ગણતરી કરી લીધી. અને તરત જ જગાજીએ દરજીની દુકાને ઊભેલી ત્રણ બહેનોમાંથી વચ્ચેની તરફ આંગળી કરતાં ધીમેથી કહ્યું: 'આ બોનના માપે માપ શીવજો એટલે થઈ રે'શે.'

જગાજીએ પૂંઠ ફેરવી દુકાનેથી વિદાય લીધી ત્યારે દરજી ચોખ્ખું સંભળાય તેમ બબડ્યો: 'હું આંખ વરતીને તરત કહી આપું. પારકી બાયડી વગર આવો ઘાટ બને જ નહિ!'

એ જ પ્રમાણે જગાજીએ કલ્પનામાં ને કલ્પનામાં ચંચીનું કાંડું પાંચ પંદર વાર માપી જોયું. સાથે પોતાનું કાંડું સરખાવી જોયું. અને લીલા રંગની જે ચાર બંગડીઓ એણે લીધી હતી તે અંગે જગાજીને ખાત્રી હતી કે ચંચીને એ માપ બેઠા વગર રહે જ નહિ.

ચંચીને તેડવાની તૈયારી કરતો જગાજી પ્રાથમિક જે જે ચીજ જોઈએ તે ખરીદતો હતો. એક વખત એને થયું કે ચૈણિયા વગર ચાલશે. સાલ્લા નીચે કોણ જોવા બેઠું છે કે ગામડાનો શીવેલો છે કે શહેરનો? અહીં આવ્યા પછી ક્યાં તરત નથી શીવડાવાતો?

ચંપલ પણ એની જાણ બહાર ન હતાં. પરંતુ એને તો કોઈ ઉપાયે ગામડામાં લેઈ ન જવાય એની જગાજીને શ્રદ્ધા હતી, જોનાર લોક એ દેખતાં પોતાને તોડી ખાય અને શહેરથી ન ટેવાયેલી ચંચી પહેરે પણ નહિ. એટલે એ બધો પહેરવેશ ચંચીના અહીં આવ્યા પછી થઈ રહેશે એમ માની જગાજીએ થોડામાં સંતોષ માન્યો હતો. નહિ તો માથાના વાળ ગૂંથીને પહેરવાનો શણગાર પણ એની જાણ બહાર ન હતો. બજારમાં જતાં, જેટલી ઉઘાડે માથે સ્ત્રીઓ જોતો એ દરેકના માથામાં આડાઅવળા સોયા એ ખોસેલા દેખતો હતો. ફક્ત એ બધાનાં નામ એને નહોતાં આવડતાં એ સાચું. વળી એટલો વિશ્વાસ એના શો-ખનો થયો પણ ન હતો. બૈરાં એમ સાવ ઉઘાડે માથે ફરે એ એને દીઠું તો ગમતું, પરંતુ પોતાની ચંચી એમ ફરે એ પસંદ નહોતું. અને એ તો ભવિષ્યની વાત હતી ને?

એટલે માથાનાં બકલ, ચાંલ્લાનું કંકુ, આંખની મેશ અને પગનાં ચંપલ, એ બધાંની એણે ખરીદી કરી ન હતી. પરંતુ છેવટે ચૈણિયો તો ખરીદવો એમ છેલ્લે દા'ડે એનો વિચાર બદલાયો. સાસરીવાળાને થાય કે સાલ્લો મળ્યો, કિંમતી કબજો મળ્યો ત્યારે એક ચૈણિયો શા સારુ બાકી રાખ્યો હશે? એટલે શનિવારે બપોર પછી મિલમાંથી રજા લેઇ એ બજારમાં ગયો. લૂગડું લીધું અને તરતને તરત ચૈણિયો શીવડાવી ઓરડીએ આવ્યો.

આવતી કાલે ચંચીને તેડવા જવા માટેની સંપૂર્ણ તૈયારી પૂરી થઈ હતી.

*

ચંચીને અત્યારે સોળમું વરસ જતું હતું. દોઢ વરસ ઉપર એ સાસરે ગઈ ત્યારે દિવાળીની ત્રણ રજાઓમાં એ અને જગાજી સાથે રહ્યાં હતાં. તે અગાઉ બે વખત એણે દૂરથી જગાજીને જોયેલો એટલું જ.

આ દિવાળી ઉપર ચંચી સાસરે ગઈ ત્યારે મનથી નિશ્ચય કરીને જ ગઈ હતી કે ગમે તેમ કરી એની સાથે આ વખત શે'રમાં જવું જ! દિવાળી ઉપર પોતે ઘેર આવશે એમ એણે બાપ અને માને લખ્યું પણ હતું. પરંતુ છેલ્લે દા'ડે રજાઓમાં ઘેર જવાની ઉતાવળમાં એના એક ભાઈબંધનો હાથ પટ્ટા સાથે ઝડપાઈ ગયો. અર્ધું પૈડું ફરીને હાથ ઉપર આવ્યો ત્યારે પંજો લોહી નીંગળતો લચી પડ્યો. તાબડતોબ મિલ તરફથી એને દવાખાને લેઇ જવામાં આવ્યો. જગાજીને ચંચીને મળવા આવવાને બદલે એ સાથીને ગામ જવું પડ્યું. એનાં માબાપને બોલાવી લાવ્યો. સાથીને મદદરૂપ થઈ પડ્યો પણ એનું કામ રખડી પડ્યું.

છેવટે રવિવાર સાથે બે રજા લેઈ સાસરીમાં જઈ ચંચીને સીધી અહીં તેડી લાવવી એમ જગા-

જીએ નક્કી કર્યું. સાસરીમાં ગયાં ય બે વરસ થયાં હતાં. જો કે, ત્યાં જવામાં, અને ચંચીને અહીં બારોબાર તેડી લાવવામાં પોતાનો પહેલે ધડાકે જ એના આગળ વટ પડી જશે, એ ગણતરીમાં જમાજી બધાં પગલાં ભર્યા કરતો હતો.

અત્યાર સુધીમાં તો એનામાં થોડું થોડું ય બાઈયાપણું હતું. ગામ જતો ત્યારે એ ફેંટો બાંધતો. કાછડો મારીને ધોતિયું પહેરતો. આંખમાં થોડી મેશ આંજતો. ગળે કાળો દોરો બાંધતો. કોટ પણ સાવ સાદો હાફ કોટ નહિ પણ રૂઆબ પડે તેવો આગળ પાછળ બટન જડેલાં અને ગળાસુધી બંધ બટનનો પહેરતો.

પરંતુ આ છેલ્લા એક વર્ષમાં એ સાવ સુધરી ગયો હતો. વાન તો એનો ગોરો હતો જ. શાહુકાર વરણુ જેવો સફાઈદાર પોષાક એ પહેરીને બજારમાં જતો ત્યારે મનમાં ને મનમાં મલકાતો. જાણે પોતે કોઈ રીતે બારૈયો છે એમ ઓળખાય તેવું ન હતું.

અને આ બધો ફેરફાર ચંચીને આ પ્રથમ વખત જ દીઠામાં આવનો હતો. એકજ ઝપાટે એના આગળ પોતાનો વટ પડી જશે!

એ જ ધૂનમાં ને ધૂનમાં, ચંચી માટે શીવડાવેલાં કપડાંની થેલી એક હાથમાં અને બીજા હાથે ઝાલેલી નેતરની વાંકાડી સોટીનો ટકોરો બૂટ ઉપર મારતો મારતો જમાજી સાસરીના ફળિયામાં પ્રવેશ્યો.

મોડીનો વખત થતાં એના આવવાની વાટ જોતી ચંચીએ એકદમ તો એને ઓળખ્યો પણ નહિ. અને એ જ્યારે ઓસરીમાં આવ્યો, ઢાળેલા ખાટલા ઉપર બેઠો, લોકો બધા ખબર અંતર પૂછતા ભેગા થઈ ગયા અને બારણાની તરાડમાંથી ચંચી એને બીજાને જવાબ દેતો સાંભળી રહી ત્યારે હતાશ થઈ હોય તેમ ત્યાં ને ત્યાં ફસકી પડી.

આ એનો વર! જમાજી!

દોઢ વર્ષ ઉપર જોયેલો અને આજે! એની કલ્પના ઊડી ગઈ. સાથે હૈયાનો ઊમળકો પણ લેતી ગઈ!

ચંચીએ તો કલ્પ્યું હતું કે, શહેરમાં કમાય છે એટલે બધાં કરતાં સવાયો, લીલો પીળો સંજાબ મૂકેલો કેસરી ફેંટો દોઢ હાથ છોગું માથા ઉપર ટટ્ટાર રાખી રહ્યો હશે! ત્યાં એણે બામણ—બકાલનો છોકરો મૂકે તેવી, વા આવે ને ઊડી જાય તેવી ટોપી મૂકી હતી! કાન માએ ભજાના વીંધાવ્યા હતા છતાં આટલા મોટા શા શહેરમાં એને ડમરો ય ન મળ્યો હોય તેમ કાન સાવ અડવા હતા. આંખોમાં મેશ ન હતી એ તો જાણે ઠીક, પણ એમાં કરડાકી ય ક્યાં હતી! દોઢ વર્ષ પહેલાંનું પાણી એમાંથી ઓસરી ગયું હોય તેમ આંખ થોડી ઊંડી પણ ગઈ હતી. દોઢ ગાઉ સ્ટેશનેથી તાપમાં ચાલીને આવ્યો છતાં એનું મોં લાલ નહોતું દેખાતું, તો રોજ શીળે હોય ત્યારે એ કેટલું ફિક્કું રહેતું હશે! ગયે વખતે એણે શિકારી કોટ પહેર્યો હતો ત્યારે એ કેટલો રૂઆબવાળો દેખાતો હતો! ને આ શાહુકાર વરણનાં કોટ, ધોતિયું તો એને સાવ જાણે પાણી વગરનો હોય તેવો દેખાય છે! બૂટ કાળા ચકચકતા સરસ હતા. ચંચીને ગમી પણ ગયા હતા. છતાં એને ચરડ નહોતી બોલતી એટલી ખામી હતી.

પણ આ બધા પહેરવેશમાં સૌથી મોટો ઘા તો ચંચીને નેતરની સોટીએ કર્યો. મરદને મૂછ અને ખભે ધારિયું ન હોય, ચાલે ત્યારે પ્રથમી (પૃથ્વી) ધમધમે નહિ ત્યારે એનું જીવતર ધૂળ!

'ચ્યમ જમાજી ડિલ આમ લેવાઈ ગયું છે? તાવ બાવ આવે છે કે શું, કીધુ?' ખબર પૂછનાર જમાજીના મોં સામે જોઈ ને પૂછતું.

જમાજી ધીમેથી જવાબ આપતો: "ના, મોટા! એતો બહુ દા'ડે તમે જુઓ એટલે એવું લાગે." ..

ચંચીની છાતીનાં પાટિયા સાવ બેસી ગયાં. આ કોણ બોલતું હતું એનો વર! જમાજી! એમાં પુરુષાતનની નહોતી ખુશબો, નહોતું જોમ કે નહોતો કેફ! માંદુ માણસ બોલે તેમ એ મરતાં મરતાં કેમ બોલતો હતો?

ચંચીની સાહેલીઓને પણ આ ફેરફાર ન ગમ્યો હોય તેમ એ વાતો કરવા લાગી.

'અલી વખત! જગાજી ઠાકોર તો વટલી ગ્યા!'

'ચ્યમ?'

'જોતી નથી, એમણે જાત જ બદલી નાખી?'

'પણ એમને શાહુકારનાં લૂગડાં ખલે છે સારાં.' અને વખતે જગાજી તરફ જોઇ આંખ મીચકારતાં કહ્યું: 'ચ્યમ ખરું ને ઠાકોર?'

જગાજી કંઇ જવાબ આપે તે પહેલાં વાત છેડનાર જીવી બોલી ઊઠી: 'ખલે એટલે કંઇ ગમે તેનાં લૂગડાં પહેરાય?'

જગાજી બોલી ઊઠ્યા: 'ખાખરાની ખિસકોલી સાકરનો સવાદ શું જાણે?'

વખત બોલી: 'એમને ઉડીને લે કાદય વાત! શે'રમાં રે' એ લોક આપણને બોલવામાં પહોંચવા દેતા હશે?'

જીવી કંઇ જાય એવી નહોતી. કહ્યું: 'અમે ખાખરની ખિસકોલી સાકરનો સવાદ તો ન જાણીએ. પણ ખાખરનો સવાદ તો જાણીએ ને?'

'એટલે?' જગાજી સમજ્યા નહિ.

'પારકી સાકર ગમે તેવી હોય પણ એથી આપણી ખાખર ત્યજી દેવાય.'

જગાજી એ ન સ્વીકારતાં બોલ્યા: 'ગામડાના લોક જ એવું નાકું ઝાલી રાખે......"

'ત્યારે તમે શે'રના લોક કેવું નાકું ઝાલો?'

'જે સારું હોય તે.'

'તો આથી વધારે ખલે એવાં લૂગડાં હોય તો તમે પહેરો?'

જગાજીએ માથું હલાવીને હા ભણી.

'ખાવ (સમ) જોઈ, ખોડિયાર માતાના.'

'એ ખોડીયાર માતાબાતા શે'રવાળા ના માને.'

ચંચીએ મનમાં ચીસ નાખી. શું આ મન બદલાઈ ગ્યો છે! ખોડિયાર માતે ય એ માનતો નથી?

વખત વળી બોલી: 'ત્યારે શે'રના લોક કયી માતાને માને?

જગાજીએ કહ્યું: 'ભદ્રકાળી.'

જીવી બોલી: 'ત્યારે એના સમ ખાવ.'

વખતે વાત વાળતાં કહ્યું: 'હવે સમ ખવરાવ્યા વગર જ કહે ને.'

'શે'રના લોકનો વસવાસ નંઇ.' જીવીએ જગાજી સામે જોતાં કહ્યું: 'ચ્યમ, ત્યારે આથી વધારે ખલે એવાં લૂગડાં પહેરશો ને?'

જગાજીની નજર ક્યારની ચંચીને શોધવા આમતેમ ઘૂમતી હતી. એ આ છોડીઓ જોડે વાત કરતો હતો એય અર્ધો બેફામમાં જ. એને હજુ એકની એક વાત ફરી ઉથલાવતી હતી એના મર્મનો ખ્યાલે ય નહોતો. એણે ફરી ડોકું હલાવતાં કહ્યું:- 'અમે તો જે લૂગડાં સારાં ખલે એ પહેરવા તૈયાર.'

જીવી મોં ડાવકું રાખીને બોલી: 'તો અલી વખત, જગાજી મૂછો કઢાવી નાખે તો મારાં લાલ ગવન, ભૂરો ઘાઘરો અને લીલું કાપડું, વધારે ખલે કે નંઇ?'

પેટ પકડીને બધી છોડીઓ હસી. જગાજી મિયાંની મીંદડીની જેમ ચૂપ જ થઇ ગયો. શહેરની સાકરની ખિસકોલીનો એ ફાંકો રાખતો હતો પણ ગામડાની ખાખરની ખિસકોલી, જીવી એને આબાદ બનાવી ગઇ.

આ મશ્કરી ચંચીને માટે વજ્રલેપ નીવડી. જગાજીનો પોષાક જે એને જોતાં વેંત જ ખૂંચ્યો હતો. તે કદાચ આંખને ગમે તેવો હોય તો પણ ન જ પહેરાય, એ વાતની ખાત્રી જીવીની મશ્કરીમાંથી એને મળી ગઇ. કારણ કે, ખલે એ બધું કંઈ માણસથી પહેરાય છે? માણસે પોતાની જાતમાં ચાલતું હોય તે જ પહેરવું જોઇએ.

પણ જગાજીની થેલી ચૂંથતાં જે લૂગ

તે જોઈને તો ચંચી શરમીંદી જ પડી ગઈ. પેલી બધી છોડીઓ ઊલટા વધારે જોરથી ગોદા મારી મારીને કહેવા લાગીઃ 'અલી ઓ ચંચી !'

'અલી વખત, મૂઈ તું તો ખાખરની ખિસકોલી જ નહણુક રહી તો.' અને જીવી પાંપણો પટપટાવી બોલી: 'આવાં લુગડાં પહેરે એને ચંચી કહેવાતી હશે ?'

'ત્યારે ?'

'ચંચળબેન !'

ચંચીએ તે વખતે જ મનમાં ગાંઠ વાળી કે એણે જાત બદલી તેમ હું કદી જાત નંઇ બદલવાનો. બામણુ વાણિયાનાં લૂગડાં પહેરવાથી કંઇ બારૈયા મટી જવાનાં છએ ! અને ભગવાને જનમ આલ્યો એ સંતાડવાનું કામે ય શું !

બિચારો જગાજી !

એની મનની મુરાદ મનમાં રહી. એનાં આણેલાં લૂગડાં પાછાં થેલીમાં ચગદાં પડ્યાં. અને ચંચી, વગડાના તાપમાં તપી તપીને થયેલા એના કસુંબલ દેહને શોભે તેવાં ગવન, ચૈણિયો અને કાપડાનો સાજ સજીને તૈયાર થઇ.

તેલ ચોપડવાથી દડ ચોંટીને ધૂળિયા રંગની એની ખાસડિયો ચંચી ચાલતી ત્યારે ખસડ્ડ ખસડ્ડ ઘસડાતી. કોઈ ડમરાળો જુવાન હોત તો એ સૂરમાં વહુનાં જોબનનો તોર અને મસ્તી પારખત. પરંતુ નાનપણથી શહેરમાં રહેતા જગાજી તો એ મસ્તીનો કેફ પીવાને બદલે મનમાં ને મનમાં બળતા હતાઃ

'ગામડાની ઓડ જાત તે ઓડ ! સ્ટેશન ઉપર જ બધાં કપડાં બદલી નંખાવું.'

અને એ કારણે જ, ચંચીનો બાપ ઠેઠ સ્ટેશન સુધી મૂકવા આવનો હતો એને બેળેબેળ જગાજીએ અર્ધેથી પાછો વાળ્યો હતો.

ચંચી સ્ટેશન ઉપર, પ્લેટફોર્મના એક છેડે જ્યાં બોડું ચોટેલું હતું ત્યાં લીમડા નીચે બેઠી. લૂગડાંની પોટલી પડખા નીચે દબાવી ગામના બીજા ચારકાર આદમીઓ સ્ટેશન ઉપર હતા એટલે જગાજીની નજર એક ન થાય માટે એણે સાલ્લાનો છેડો થોડો મોં ઉપર ખેંચ્યો.

જગાજી ટિકિટ થાય છે કે નહિ તે બારી ઉપર જોઈ આવ્યો તારનો ટકટકારો થતો હતો. મલાઈનાં કેન તૈયારીમાં ચડાવવાનાં હતાં તેની સ્ટેશન માસ્તર રસીદ બનાવતો હતો. બારી હજુ ઊઘડી ન હતી.

જગાજીએ રેલના પાટા ઉપર જઈ ગાડી આવવાની દિશા તરફ મીટ માંડી. 'સિગ્નલ' પડ્યો ન હતો. હજુ વખત છે માની જગાજીએ પગ ઉપાડ્યો. સામે છેડે બેઠેલી ચંચી ભણી એનાં ડગ ભરાતાં હતાં. સાલ્લાના ઓથે ચંચી એને પોતા ભણી આવતો જોઈ રહી હતી. બેએક હાથ છેટે બીજા ગામનાં ઉજળિયાત ચારપાંચ બૈરાં બેઠાં હતાં.

ગામના મુખી 'કચારી'એ જવા ગાડી ઉપર આવ્યા હતા. એ 'છોડી ચંચી ! સાસરે જાય છે કે ?' ની ખબર પૂછી સ્ટેશન ભણી જતા હતા એ જગાજીને ઘસાઈને ગયા. ચંચીનો વર છે એમ એ જાણતા હતા છતાં એ વેશની નવાઈ લાગી હોય તેમ પાછું વાળીને એને જતાં જોઈ રહ્યા.

જગાજી ઠેઠ ચંચી પાસે પહોંચ્યો.

પણ એ બોલે તે પહેલાં લાજ જરા વધારે ખેંચી ચંચીએ કહ્યું: 'પેલા મુખી કાકાની નજર આ બાજુ છે. જરા આઘા જાવ ને !'

'મૂઓ તારો મુખી કાકો'ની કરડાકી ભરેલી નજર ચંચી તરફ નાખી જગાજીએ પૂઠ ફેરવી. માથે સોફા બાંધેલા, હાથમાં સીસમની મૂઠાવાળી લાકડી ઝાલેલા મુખી એ બાજુથી નજર ફેરવી લઇ માસ્તરની ઑફિસમાં ગયા.

પેલી જોડે બેઠેલી સ્ત્રીઓ પાસે એક જુવાન પુરુષ આવ્યો. એની કેડે બે વર્ષનો છોકરો હતો તે નીચે મૂકતાં બોલ્યોઃ 'લાવો પ્યાલો, પાણી પીવું હોય તો પરબ પરથી લેતો આવું.'

પેલા છોકરાને સોડિયામાં લેતાં એની પત્ની

બીજાં બૈરાં સામે હસીને બોલીઃ ‘ આમનો આવો મશ્કરો સ્વભાવ ગયો જ નંઈ. આજે નકરણું કોકે અગિયારસ કરી છે, પછી શા ઉપર પાણી પાતા હશે ? ’

પેલો પુરુષ એવું સામે હસીને બોલ્યોઃ ‘ એટલી ઓછી ભીડવેડ. કાયમનું અન્નપાણી છોડી દે તો મારે પૂરેપૂરી નિરાંત ! ’

જગાજીને એ ય અમદાવાદ રહેતો હોય તેવો લાગ્યો. એ વગર એમ એ બૈરી–પુરુષ હસીબોલીને વાત કરે જ નહિ ને ! ’

પાછી એની નજર ચંચી તરફ ગઈ. મુખી કાકો ત્યાંથી ટળ્યેઃ છે કે નહિ, એ જોઈ લીધું. વળી ચંચી પાસે ગયો. ચંચીને બોલવાની તક આપતાં પહેલાં એ આ વખતે ભભડો ઉઠ્યોઃ ‘ હવે તો બધાં ગાંડાં કાઢયા વગર પેલાં લૂગડાં પહેરી લે. શે'રમાં આ લૂગડાં તને જ ભૂંડાં લાગશે.

ચંચી કંઈ વિચારતી હોય તેમ ન બોલી.

જગાજી પટાવીને વાત કરતો હોય તેમ બોલ્યોઃ ‘ દેશ એવો વેશ કરવો જોઈએ. નહિ તો માણસની કંઈ કેમત ના રહે. ’

ચંચીએ સાલ્લાના ઓથે આંખ કરડી કરી.

જગાજીને એનું મેં દેખાતું ન હતું. એ સમજાવતાં આગળ બોલ્યોઃ ‘ ના પહેર્યાં હોય ત્યાં લગી વરવું લાગે. પણ એક વખત પહેરીશ એટલે તને જ એવું ગોઠી જશે કે એને કાઢીશ નહિ. ’

દૂરથી સ્ટેશન ભણી આવતા માણસ તરફ નજર જતાં ચચીએ કહ્યું; ‘ આઘા જાવ. પેલા હાથીકાકા આવે છે તે મારા ગામના છે. ’

જગાજી ખિજાઈ ગયો. પણ મૂગો મૂગો હાથીકાકા ત્યાંથી સ્ટેશનની ઓરડી ભણી વિદાય થયા ત્યાં સુધી એ એમના તરફ આંખ તાણી રહ્યો.

પેલી સવી છોકરાને પાછો એના બાપને આપતાં બોલીઃ ‘ આને થોડો તેડીને ફેરવો. પાધા વગર ધાવણ તે ક્યાંથી એટલું બધું આવે ? ભૂખ્યો થયો લાગે છે. થેલીમાંથી બીસ્કીટ કાઢીને આપો જોઈ. ’

જગાજી એ તરફ તાકી રહ્યો. આમને કોઈ વાત કરતાં નથી ગળી જતું અને ચંચી તરફ નજર કરતાં, આ જોડને એનો હાથી કાકો અને મુખી કાકો ગળી જાય છે !

વળી ટિકિટ બારી ઉઘાડી હતી એટલે જગાજી એ ટિકિટ લઈ આવીને ચંચી પાસે ગયો. પરંતુ આ ફેરા ચંચીએ લાગ ન ચૂકતાં તરત સંભળાવી દીધુંઃ ‘ કીધું, તમે કે'નાર કહી રહ્યા, હું મારાં લૂગડાં નથી બદલવાની. ’

જગાજી ચંચીની બે તકતકતી આંખોમાંનો રોષ જોઈ શક્યો. શહેરી ન થયો હોત તો એના મોઢામાંથી તરત બોલ નીકળત—મારી હાળી, પાછી બહુ ફાટી છે......

પણ નાનપણથી હોટલના માલિકના, મિલના જોબરના, હેડજોબરના તૂંકારા ખાવા ટેવાઈ ગયેલા જગાજીમાં ગામડાની સ્વતંત્રતાની કેફ રહી ન હતી. ઘણી ગટીને એ વર્ષોથી શહેરમાં ઘણીઆણી જેમ ઓશિયાળો જીવતો હતો.

એ નમ્રતાને મનમાં વાગોળતાં એણે વિચાર્યું : ‘ એકદમ બહુ ખેંચતાણ કરવાથી તૂટી જાય. ત્યાં રહેશે એટલે દેખાદેખી એની મેળે એ લૂગડાં પહેરતી થતી થશે ! ’

ગાડી આવી. ચંચી જગાજીથી દૂર સામે પાટિયે બેઠી. જગાજીએ જાણ્યું કે મોટી ગાડીમાં સાથે બેસીશું. પણ મોટી ગાડીમાં ય ચંચી એની જોડે જગા હતી છતાં ત્યાં ન બેસતાં સામે પાટિયે બીજાં બૈરાં ભેગી બેઠી.

જગાજીએ દાંત કચકચાવ્યાઃ ‘ હાળી આતો સાવ ઝોડ છે ! ’

*

આજે ચંચીને અમદાવાદ આવ્યાં અઠવાડિયું થયું હતું. પરંતુ એ જેમ જેમ દિવસ જતા હતા

તેમ તેમ એ વાતાવરણથી ટેવાવાને બદલે વધુ ને વધુ ઉદાસ બનતી હતી.

જે રાત્રે એ આવી તે રાત્રે એને સાવ ઊંઘ જ ન આવી. નાક ફાડી નાખે તેટલી એને વાસ આવતી હતી. 'શું ગંધાતું હશે?' એણે મનથી ઘણો ઘણો વિચાર કર્યો.

છેવટે થાકીને એણે જગાજીને પૂછ્યું: 'આ શું ગંધાય છે? મારાથી નથી વેઠાતું.'

જગાજી એને વહાલ કરતાં બોલ્યો: 'આટલી ખબર ના પડી? આ આપણી સામે વંડો છે, એની પેલી બાજુ અમારી મિલ. એ વંડાની પાછળ રંગાટીખાતું છે. લૂગડાં વણાતાં પહેલાં બધું સૂતર ત્યાં એક વખત રંગવાનું. આટલી ચોખ્ખી રંગની ગંધ આવે છે, ને તને સમજ નથી પડતી?'

ચંચીએ પૂછ્યું: 'તે આ રંગની ગંધ રાત-દાડો આવવાની?'

જગાજી ફિક્કું હસીને બોલ્યો: 'ગાંડી નંઈ તો! મિલ રાતદા'ડો ચાલે એટલે ગંધ રાતદા'ડો જ આવે ને?' અને એ ગંધ કંઇ ખરાબ નથી તેમ જણાવતાં એ બોલ્યો: 'આ તો તું નવી એટલે તને એમ થાય. નહિ તો મોટા સાહેબ આઠસેં રૂપિયા પગાર મળે છે એ ય કલાક કલાક ઊભા રહે તો ય એમને ગંધ નથી મારતી.'

એ ગંધનો કંઇ ઉપાય ન હતો એટલે ચંચી કંઇ ન બોલી. અને એ મૂંઝવણના ખુલાસાની સાથે બીજો ખુલાસો પણ આપોઆપ થઇ ગયો હતો એટલે ચંચીએ કહ્યું; 'ત્યારે આ ખટાપટ થયા કરે છે તે ય બંધ નહિ રહેતી હોય.'

જગાજીએ કહ્યું: 'મિલમાં બધા સાંચા ચાલે એટલે અવાજ બંધ ના રહે. પરંતુ અહીં તો બહુ થોડો આવે છે. અંદર; તું કાલે ભાથું લેઈને આવીશ ત્યારે બધું બતાવીશ. અમારે સાળ ખાતામાં કાન પડ્યે ય ન સંભળાય. વાંદરા હૂપાહૂપ કરે તેમ કરીએ ત્યારે સામો આપણી સામી નજર કરે. પછી આંગળીઓની ઈશારતથી જ બધી વાત કરવાની.'

ચંચીને થયું: 'આટલી ગંધ અને આટલો ઘોંઘાટ, પછી રડ્યું ઊંઘ તે શી રીતે આવે?'

એ રાતે સાચે જ એની આંખે મટકું ય ન માર્યું. પાછાં અધૂરામાં પૂરાં મચ્છર, આંખ મીંચવાની થાય ત્યારે ચટકો ભરે એટલે ઝબકી જવાય. ગામડામાં ચોમાસામાં મચ્છર હોય એ ચંચીનો અનુભવ હતો. પરંતુ અહીં શહેરમાં ધમધમતા ઉનાળામાં આટલાં મચ્છર શાં? પણ એ મનની વાત એણે જગાજીને ન પૂછી.

સવારમાં એણે ઓરડીનું બારણું ઉઘાડ્યું ત્યારે એના આંગણા સામે ચાલીનાં છોકરાં જાજરૂ જવા બેઠાં હતાં. સાગે પાંચ જાજરૂ હતાં તે દરેકમાં એક એક જણ ગયો હતો, અને ઉપરથી બે હાર બહાર થઇ હતી.

ચંચીને થયું: 'બળ્યું', આમ લોક બહાર ઊભા હોય અને મહીં બેઠેલાને ઝાડો શી રીતે ઊતરે?' અને હજુ એ એમ વિચારતી હતી ત્યાં અંદર બેઠેલા એક જણને વધારે વાર થવાથી બહાર ઊભેલાએ જોરથી બારણું ખખડાવ્યું. અંદરવાળે ચંચી સાંભળે તેટલા જોરથી ખોંખારો ખાધો.

ચંચીની જીભ દાંત તળે આવી ગઈ: 'મૂઆ અહીંના લોકને લાજશરમ જ ના મળે!' અને એણે જગાજીને પૂછ્યું: 'આ છોકરાં રોજ આપણા આંગણા સામે લોટે જવાના?'

'એ તો ઘડીક જ' જગાજીએ હાથ વતી ઈશારત કરતાં કહ્યું: 'કલાકમાં ઝાડુવાળી આવે એટલે તરત બધું સાફ કરી નાખવાની.'

'પણ ત્યાં સુધી બધા ઉચેરા આપણા મોઢા સામે રહેવાના ને?' ચંચીએ સૂગ બતાવતાં કહ્યું.

જગાજીએ એનો ઉપહાસ કરતાં કહ્યુ: ગામડામાં ભેંસોના છાણના ઢગલા કંઈ ઓછા હોતા નથી.'

ચંચી ચણચણી ઊઠી: 'આ તો ગામડાની મજા જ ભૂલી ગયા છે! ક્યાં ભેંસનું છાણ ને ક્યાં આ નરકનાં ઉચેરા!'

પાણીનો નળ થોડો દૂર હતો. એ બતાવતાં જગાજીએ કહ્યું : 'એ નળે અહીં ચાલીને પાણી ભરવાનું. સામે છેડે બીજો પણ નળ છે.'

ચંચી પાણી ભરવા ગઇ. એને નવીન જોતાં, બૈરાં એનો વગડાનો તંદુરસ્ત દેહ જોઇ રહ્યાં ! પણ એનાં કલ્લાં, વેલ્લા, હાંસડી અને લોળિયું ન ગમ્યાં. આટલો બધો ભાર આ બાપડી શી રીતે વેઠતી હશે, એમ આ ગંધાતી ઓલીઓમાં રહી રહીને દૂબળી પડી ગયેલી સ્ત્રીઓ મનમાં વિચારતી હતી. વાંઝણી જેમ જનેતાના ભારની ફિકર કરે તેમ !

ખાસ્સો કલાક થયો પણ ચંચીનો વારો જ ન આવે. જે હોય તે ઉપરા છાપરી પડાપડ જ કરે. એમ એનો હક ડુબાડતાં બૈરાં એને શિખામણ પણ આપતાં જાય કે' એમ શરમમાં દૂર ઊભી રહીશ તો ભાથાની વેળા થશે તો ય તારો વારો નહિ આવે.

ચંચીએ મનથી નક્કી કર્યું કે, કાલથી વહેલા ઊઠીને પહેલું પાણી ભરી લેવું.

બપોરે પાડોશણ સાથે ચંચી ભાથું લેઈને મિલમાં ગઇ. કામદારો બપોરે છૂટે ત્યારે ભાથું ખાવા માટે પતરાંનો એક તરાપો મારીને છાપરું ઊભું કરેલું હતું. ચોમેર ખુલ્લું હતું. તળિયું પ્રભુ જાણે ક્યે દા'ડે સાફ કર્યું હશે ? શહેરોમાં ચોમાસાના વરસાદના રક્ષણ માટે સ્મશાનમાં છાપરું મારેલું હોય છે તે કરતાં આ ભોજનગૃહ કપાતર હતું.

ચંચીને અહીં થોડું આશ્વાસન મળ્યું. ઘણા બૈરાં આવ્યાં હતાં. એની જેમ વેશ ન બદલનાર કાઠિયાવાડી બૈરાંની સંખ્યા વિશેષ હતી. એની છાતી હરખની મારી ફુલાઈ.

પરંતુ એ હર્ષ ઝાઝો વખત ન રહ્યો. મિલની વીસલ થઈ. મિલ છૂટી. હૂડુડુ કરતું એ ટોળું એ છાપરામાં આવ્યું. જગાજી ઠેઠ એની પાસે આવ્યો ત્યાં સુધી ચંચીએ એને ઓળખ્યો નહિ.

ગઈ કાલના જગાજી કરતાં આ વળી જુદો જ હતો. એના વાણિયા બામણના વેશને ઠેકાણે મેલાં કપડાં હતાં. મોં અને વાળમાં રૂની ઝીણી રજોટી ભરાઈ હતી. યંત્રમાં પિલાઇને ચૂસાવી ગયો હોય તેમ એના મોં ઉપર કંટાળો હતો. હાશ, કરતાં એ નીચે બેઠો. બાજરીના મજાના ચંચીએ રોટલા ઘડયા હતા. ઘેરથી આણેલાં તાજાં રીંગણાંનું શાક કર્યું હતું. છતાં હૈયું રેડીને ઘડેલા એ રોટલા અને કરેલું શાક, જગાજીના મોંમાં ગળપણ છોડવાને બદલે લોચાવળીને ગળે ન ઉતરે તેવાં બરછટ લાગતાં હતાં.

એક રોટલો ખાતો જગાજી હાંરી ગયો. જાણે કોઈના સારુ ખાવા બેઠો હોય તેમ મોં કટાણું કરી એણે થાળી ઠેલી મૂકી.

ચંચી આગ્રહ ન કરી શકી. જગાજીના મોં ઉપરની નિસ્તેજતાએ એના રહ્યાસહ્યા ઉમંગને હરી નાખ્યો. એને થયું-જે ખાય નહિ તે કામે ય શું કરે ? અને શેરમાં માણસના મોં ઉપરથી નૂર ઊડી જતું હોય તો અહીં ધંધો શું કામ કરવો ?

જગાજી આડા પડવાનો વખત ગુમાવીને ચંચીને મિલના બંધ પડેલા બધા સાંચા, ખાતાં બતાવ્યાં. પોતે જે સાંચા ઉપર કામ કરતો હતો તે એ સાળ બતાવી, પોતે જે કાપડ વણતો હતો તેનું વર્ણન કર્યું. લાકડાના પાટિયાં નીચેની ગટરો બતાવી, પોતાના સુખની વાત કરી. અહીં કાન ફૂટી જાય એટલો અવાજ થાય એટલું જ. બાકી આ ગટર નીચેથી ઉનાળામાં ઠંડી અને શિયાળામાં ગરમ વરાળ આવવાની એટલે તાપ–ટાઢ લાગે નહિ.

ત્યાં મિલની વિસલ વાગી. કુંભકર્ણ રાક્ષસ ઊંઘમાંથી જાગી અંગ મરડતો હોય તેમ પાટા અને પૈડાએ આળસ મરડી. એક સાથે બધા સાંચા ખટાખટ ખટાપટ થવા લાગ્યા. પૈડાં ઝડપથી ફરવા લાગ્યા.

જગાજી પોતાની આવડત બતાવવા સાંચાની ચોમેર ફરી તાર પરોવવા લાગ્યો, ખાલી કાંડલો કાઢી-ભરેલો નાખ્યો, વખલ્લો જણાતો હતો તે માથામાંથી હાંતી કાઢી સરખો કર્યો.

ચંચીને થયું 'આમાં માણસ કંઈ પટામાં ફેરવાઈ ન પડે ?' પરંતુ જગાજી સાંભળે તેવું હવે રહ્યું ન હતું.

કુંભકર્ણ રાક્ષસ મારો, કાપો કરતો ચીસો પાડવા લાગી ગયો હતો.

ચંચી પહેલે દિવસે જ મિલ જોઈને દુઃખી થઈ. ખુલ્લા ખેતરમાં કામ કરવાનું, ભેંસગાયને સાચવવાનું, થાક લાગે ત્યારે મન ફાવે તેટલો વખત નિરાંતે આડા પડવાનું, નહિ કોઈની અણુસ કે ખણુસ, નહિ ગંધ કે ઘોંઘાટ ! દા'ડો ઊગે ને શેર લોહી ચડે. અને મિલનું ભૂંગળું વાગે ને ચરક દઈને ચરકો પડે !

ચંચીને થયું, આમાં કામ કરનારની આંખમાં કદી તેજ ન હોય.

પરોવતાં મોતીની સેર દોરો તૂટતાં ફર...ર...ર કરતી વેરાઈ જાય, તેમ ચંચીની જુવાનીની સેર વીખરાઈ ગઈ.

જગાજીએ ચંચીને સીનેમા બતાવ્યું, ચંદ્રવિલાસની જલેબી ખવડાવી, ભદ્રકાળી માતાનાં દર્શન કરાવ્યાં, કૅમ્પના હનુમાન બતાવ્યા, રાણીબાગ બતાવ્યો, સાબરમતી નદી બતાવી......

પણ ચંચીને જે જોઈતું હતું એ અહીં હતું નહિ. અને બીજાં બહારનાં ફાંફાંથી એનું મન રીઝે એવું બાલિશ ન હતું.

ચંચીને ઉદાસ જોઈ સાંયા સાથે કાયા ઘસતો જગાજી માનતો કે માબાપથી પહેલી વહેલી આટલા દા'ડા વિખૂટી પડી છે એટલે એમ થતું હશે.

ચંચી કહેતી મારા દિલે કળતર થાય છે. ત્યારે જગાજી એને છાનીમાની પડી રહેવા દેતો.

ચંચી પોકારી ઊઠતી: 'આ અહીં રહેશ ત્યાં સુધી મારી કળતર નહિ મટે. મારે જોઈએ છે તે આ જગામાં નથી. અહીં ચોખ્ખું વાદળ નથી, ઊગતો સૂરજ નથી, ચાંદા સાથે ગેલ કરાય તેવું આંગણું નથી, ઢોર ચારવા જતાં જે રખડવાની મજા પડે તેવી મોકળાશ નથી, ઠઠ્ઠા મશ્કરી કરતાં કરતાં સાથે કામ કરાય તેવાં ખેતર નથી અને આ ન હોય ત્યાં કેફ ક્યાંથી હોય. જુવાની ક્યાંથી હોય, ધીંગામસ્તી ક્યાંથી હોય......'

ચંચી આખો મહિનો રહી પણ જગાજીની મનોકામના, ધીમે ધીમે હળી જશે, ન ફળી. એણે પિયર જવાની હઠ પકડી.

બીજી વખત રહેવાશે, માની જગાજી ચંચીને પિયર મૂકી આવ્યો.

પાંજરામાં પૂરાયેલી મેના જેમ એક વખત બહાર છટકી જતાં અંદર પૂરવાના કોઈ પ્રયત્ન કરે છતાં ન છેતરાય, તેમ ચંચી ફરી અમદાવાદની એ ગંધાતી ઓરડીમાં ભરાવા માગતી ન હતી.

જગાજી ૭ મહિનામાં બે વખત એને તેડવા આવી ને પાછા ગયા.

ચંચીએ એક જ રઢ લીધી કે, મરી જઈશ પણ અમદાવાદ તો જઉં જ નંઈ !

ચંચી સાસરે જાય છે. જગાજી નથી હોતો છતાં મહિનો બબ્બે મહિના સાસુસસરા ભેગું વૈતરું કરી મઝાથી કાઢતી હતી. જગાજી પણ થાકે ત્યારે બેચાર દા'ડા ભાગી એને મળી જતો. આગ્રહ કરતો, કાલાવાલા કરતો, કોઈ કોઈ વખત ધમકાવતો, પણ ચંચી એકની બે ન થાય.

એની એક જ રઢ હતી કે 'તમે ઘેર આવો.'

જગાજી કહેતો કે, 'શે'રમાં ગ્હેલા મને ગામડામાં ન ગમે.'

ચંચી પૂછતી : 'ચમ ?'

ગમા–અગમાની વાત જવા દેઈ જગાજી કહેતો : 'કહેનાર તું રહી રહી. મારાથી હવે ખેતરનું તડકા તાપનું કામ જ ન થાય.'

'એની તમારે ચંતા મ કરવી.' કોઈ પાતાળની નાગણ ફૂંફાડો મારે તેમ ચંચી બોલતી,

'પછી ખાઈશું શું?'

'હું છું ને?'

'એટલે?'

'તમે તમારે ખેતરને શેઢે આવીને બેસી રે'જોને. થાય એટલું કરજો. ખેતીનું બધું કામ હું ના કરી લઉં તો ચંચીને બે આપની કે'જો.'

પણ જગાજીને વર્ષોનો શેરનો મોહ, રાગ, એમ સ્હેજમાં શી રીતે છૂટે? ચંચી થાકીને ય આવશે માની જગાજીએ હસુંપચું મને લાગલગાટ બે વરસ ખેંચ્યાં. જગાજી એને તેડી જઈ શકતા નથી. સાસુસસરો એના કામથી એટલાં બધાં રાજી છે કે છોકરો શે'રમાંથી ઘેર આવે એમ છેલ્લા છ મહિનાથી રટતાં થઈ ગયાં છે.



છેવટ અઢી વર્ષે જગાજી શહેર છોડી ઘેર આવ્યો. તોરલની પાછળ નીચી મૂડી કરીને જેસલ જતો હોય તેમ ચંચીની પાછળ જગાજીએ સીમમાં જવાનું શરૂ કર્યું.

ચંચીનો એ વિજય હતો. પરંતુ આવા નાના વિજયથી હરખાય તે માટીની ચંચી ન હતી.

એને તો એના જગાજીમાં પાછી મર્દાઈ પ્રગટાવવી હતી. માથે ફેંટો, કાને ડમરો, ખભે ધારિયું, આંખે મેશ, ગળે દોરી, દિલે શિકારી કોટ અને પગે માવ મોચીના બે ખેતરવા સંભળાય તેવી ચરડવાળા જોડા પહેરેલો જોવો હતો. એ પાવો વગાડે અને પોતાનું હૈયું નાચી ઊઠે એવો એને કામણગારો બનાવવો હતો. એક પડખામાં ચપસીને ફેર ફૂદરડી પોતાને ખવડાવે તે દાંડો જોવો હતો.

અને ચંચીને શ્રદ્ધા હતી કે, એ દાંડો પોતે જરૂર જોશે.



## લાંબા ભાષણની ઔષધિ

દક્ષિણ આફ્રિકાની એક જાતિના માણસોને લાંબાલચ ભાષણો પ્રત્યે એવી નફરત છે કે માણસ એક પગે ઊભો ઊભો બોલી શકે તેટલું જ ભાષણ તેણે કરવું એવો શિરસ્તો એમણે રાખ્યો છે. ભાષણકર્તાનો બીજો પગ જમીનને અડે કે તરત જ એનું ભાષણ ખતમ થાય છે.

# આજે મને સંગીત દેખાય છે

જિતુભાઈ પ્ર. મહેતા

સંગીત સંભળાય કે સંગીત દેખાય? આજે આ લેખમાં સૂર નજરે પડે છે. લેખક સ્વરોનાં ચિત્રો એક પછી એક રજૂ કરે છે. આમાં રાગોનાં નામો સંભળાય છે. લલત, ટોડી, ભૈરવી. દેશકાર, બિલાવલ, સારંગ, પુરવી, પરજ, કલ્યાણ, માલકંસ અને ભૈરવ રાગોનું લેખકે રૂપ કલ્પ્યું છે. હિંદુસ્તાની રાગો સમય સમયના છે. એની અસર ઝીલીને આંહીં એને લેખકે એમના પોતાના ચિત્રચોરસામાં Composition માં ગોઠવેલ છે. રાગોનો પરિચય આપવાની આ રીત નવીન છે. સંગીત આંખ માટે પણ છે એનો ખ્યાલ આનાથી આવે છે. લેખક જણાવે છે કે એમણે ગાઈને, રાગોની સરગમ ઘૂંટીને આ લેખની 'તરજ' બાંધી છે—'તરજ' લેખકની પોતાની છે.

—સંપાદક

લલત જાગ્યો ત્યારે સામા મંદિરમાં દીવા ઝોળામળ બળતા હતા. સવાર પડવાને થોડી વાર હતી. ટાઢો વા વાતો હતો. આકાશનાં ચાંદરડાં લળક લળક થતાં હતાં.

લલત જાગ્યો, રાતે માત્ર આંખ મીંચી સવાર પડતાં આંખ ઉઘાડીને જ નહિ, રાતના એણે કોઈ અનુભવ માણ્યો. અનુભવનો અંત આવ્યો. એ અનુભવ ભરેલી રાતની ભરમ લગાવી, થોડો આરામ લઈ એ જાગ્યો. એની આંખમાં હજુ ઊંઘ હતી. અવાજમાં ખરજનો ઘેરો સૂર હતો.

મંદિરના દીવાનું સોનું આંખમાં રાખી એ મંદિર આસપાસના ડુંગરા ભણી ચાલ્યો. ધરાઈને એણે જિંદગીનો રસ પીધો હતો. જુવાની ચાલી જાય અને માથા પર સફેદ કેશ આવે ને એક પ્રકારનું દર્દ, એક પ્રકારનું તત્ત્વજ્ઞાન, એક પ્રકારનો જીવન જીવ્યાનો આનંદ છલકાય અને આખરે કોઈ સદ્‌ગુરુ સાંભરે એમ લલતને ભભૂત સાંભરી હતી! વૈરાગ્યનો એ વરખ લાવવો ક્યાંથી?

લલત ચાલ્યો. ચિંતામણી પાસે એવી ભરમની ડાબલી હતી. બિલ્વમંગળ એનાથી જ સૂરદાસ થયો હતો ને! લલતને ચિંતામણી જોવાની હોંશ હતી—એને ખાત્રી હતી કે ચિંતામણીની આંખના ખૂણાનો કાજળ એની આંખમાં રહેજ આવી જશે તો એને બીજી ભભૂતની જરૂર નહિ પડે.

મનમાં ને મનમાં સૂર ઘૂંટતો લલત ચાલતો હતો. એના પગ ભીના થયા. ઝાકળ એ સૂર આગળ ઝૂકી પડી હતી. પારિજાતકના વેરાવામાંથી લલત બહાર નીકળ્યો. એનું શરીર કેસર કેસર થઈ ગયું. લલતના કપાળ ઉપર આપોઆપ તિલક થઈ ગયું.

પૃથ્વી પર મીઠી સુગંધ હતી, પ્રકૃતિનું અનેરું રૂપ હતું; પણ એ રૂપમાં લલતને એક ઋષિના તપનું તેજ મળેલું લાગ્યું. ભોગવટો એ જ જિંદગીનો સૂર નહોતો! ભોગવટા પછીનું ભાન એ માણવા જેવી અવસ્થા હતી. પોતાની ત્રુટિઓ, પોતાની ઠોકરો, પોતાની પ્યાસ, પોતાનો પશ્ચાતાપ—એ સુંદરમાં સુંદર સરગમ હતી. તીવ્ર અને કોમળ સ્વર વિના રાગનું રૂપ ખીલતું નથી, એમ માણસની ત્રુટિ એ તીવ્ર સ્વર છે, સમય વીતી ગયા પછી એનું ભાન થાય એ કોમળ સૂર છે.

અનુભવની વચ્ચે ભાન આવતું નથી એ પણ એક સરસ જીવનની બંધેજ છે.

આલિંગનમાંથી એક ક્ષણે સુંદરી સરકી જાય પછી ભાન આવે છે કે મોહ કેવો વિચિત્ર છે!

એવી એવી માયા કરીને લલત આજે જાગ્યો હતો. જાગીને ડુંગરામાં ભમી રહ્યો હતો.

લલતે સૂર લગાડ્યો. જાણે તંબૂરનો ખરજનો તાર બોલ્યો. સા પછીનો કોમળ રિખબ એના ગળામા આવ્યો ને તરત જ સવારની હવા બંધાઈ ગઈ. કોમળ રિખબમાં આટલી શક્તિ!

હા, સૂરજ પાસે સવાર છાંટવાની શકિત હતી, એ રીતે કોમળ રિખબ આગળ પણ હૃદય ઉપર પહેલો પ્રહર છાંટવાની શક્તિ હતી!

પણ લલતના ગળાની અંદર આ રિખબ એવી રીતે રહ્યો કે ભળકડાનો સમય લાગે.

લલતની આંખ સામે એક ગુફા આવી. લલત અંદર ગયો. એક યોગી સમાધિમાં હતા. યોગીની આગળ એક વાઘચર્મ પડેલું હતું. એના પર લલત બેઠો.

યોગીએ આંખ ખોલી. 'બચ્ચા બોલ આહીં શીદ આવ્યો છે?'

લલતે સમજાવ્યું: 'મારા ગળાની અંદર કોમળ રિખબ છે, બીજા કોમળ સ્વરો છે, ધૈવત છે પણ મારી બંધેજમાં હજુ જાન નથી. તમે મને એ આપો."

યોગીએ સમજાવ્યું: "જો તેં જિંદગી જીવી જાણી નહિ હોય તો હું તને કાંઈ આપી શકીશ નહિ. તું આજે વૈરાગ્યનો રંગ લઈ મારી આગળ આવ્યો છે. તને કહું! વિશ્વાસ વિના વૈરાગ્યનો સાબદો રંગ મળતો નથી."

લલતે વધુ વાત કરવાને બદલે એના ગળામાંથી એના રૂપીલા અનુભવો કહ્યા—યોગીને સંતોષ થયો.

"લે આ અંજલિ! એનું નામ છે મધ્યમ! પણ આ એકલા મધ્યમનું ગજું નથી તને સંતોપવાનું. માટે તું બે મધ્યમ—કોમળ અને તીવ્ર લઈ જા—ને જો! એ સ્વરો તું લગાડીશ એટલે સ્વરનો સાધુ બની જઈશ. કોઈને લાગશે કે પીંગળાના હોઠ ચૂસીને ઝેર પીનારા ભર્તૃહરિ વૈરાગ્યશતક ગાઈ રહ્યા છે! ફક્ત આ બે સ્વરો ઉપર અટકવાથી તું ભરથરીનું ભગવું રાજ મેળવી શકીશ. જા, હું તને સવારના ચારથી છ સુધીનું સમયરાજ આપું છું."

લલત હવે ફરી ફરીને એને મુકામે જતો હતો. એનો ફરવાનો સમય પૂરો થયો હતો. રસ્તામાં એને મળી ગઈ, ગાંધારી ટોડી.

આ શું? રાતના ભોગી એ સવારના યોગી!... સવારનો સમય એટલે જાગૃતિનો સમય. એમાં આભાસને આસન ન મળે. સૂરજનો તડકો બધા પ્રકારની ઊંઘોને ઉડાડી દે.

એટલે તો આ ટોડી ફૂલ વીણવા ચાલી છે. એને માળા ગૂંથવી છે. કોમળ રિખબનો ચંપો એની પાસે છે, ધૈવતનો મોગરો એની આગળ છે, એને જોઈએ છે એની માળા માટે ગાંધારનું ગુલાબ.

ટોડી ફરતી ફરતી અનેક સૂતેલી વીણાઓને જગાડે છે: "તમારા ધ્વનિના બાગમાં ગાંધારનું ગુલાબ છે?"

વનમાં પંખીઓનાં ગીતથી ફૂલેલાં ગળાં ભણી ટોડી એનો કાન ધરે છે. ગાંધારનું ગુલાબ નથી.

ડુંગરા પર થોડાં માણસો દેખાય છે. ભગવાનના ભોજન માટેના થાળો એ માણસો એમના માથા પર ઉપાડી જાય છે. ભગવાનના ભોજનના થાળો વજનદાર છે. સોના ચાંદીના એ છે. એમાં ઘણી ઘણી વાનગીઓ છે.

એ ઉપાડનારાઓ થાકે છે. તેમના શરીરમાંથી પરિશ્રમનાં ટીપાં પડે છે. એ ટોળામાં એક સ્ત્રી છે. એ સ્ત્રીની આંખે થાકને લીધે અંધારાં આવે છે, એ સ્ત્રીના માથા પરથી થાળ પડી જાય છે અને

સ્ત્રીને રોવું આવે છે, આખા વનમાં એ રૂદનના સ્વરો ફેલાય છે.

એ રૂદનના સ્વરમાંથી ટોડીને ગાંધાર મળી જાય છે. ગાંધારની શ્રુતિ સાંપડે છે. ટોડી એકલી એકલી વનમાં બોલે છે: "આવ મારી શ્રુતિ! તું જેના ગળામાંથી બહાર નીકળી એને મેં દીઠેલ નથી. પણ તું, જ્યાંથી આવી ત્યાંથી—હવે તો મારી આગળ જ રહે, તારામાં જે દર્દ છે એ ઊંડું છે. આછકલું નથી. દુનિયાદારીથી એ દર્દ ઉપર જાય છે–આવ, હું ને તું સાથે જ રે'શું."

રૂમક ઝૂમક ઝાંઝર બોલાવતી પસાર થઈ? ટોડીએ એને જવા દીધી. એને વારી નહિ કારણ કે ટોડી સમજી ગઈ એ રૂમક ઝૂમક વાળીના પગમાં ગજબનો છક હતો!

સવાર ઊગી ગયું હતું. એની તાજગીનું વસ્ત્ર પહેરી રૂમક ઝૂમક કરતી ભૈરવી ખીલી:

"હું તો ન્હાઇધોઈને આવી છું. જુઓ મારી તંદુરસ્તી! મારા શરીર પર બાર ઘરેણાં છે. એ ઘરેણાંને સામસામાં અફળાવો! એ ધ્વનિમાંથી બાર સ્વરોનાં આંદોલનો તમને સંભળાશે, હા, હું ભૈરવી! છડેચોક હું માનવદિલ સાથે પ્યાર કરું. બાર સ્વરોમાં હું સેરાઈ જાઉં. મારા પગની પાની એટલે? ઉડાન ચાખડી! તમો સુરત ખેડા હો તો તમને એક વાર તો મારા મંગળચોકમાં ખેંચી જાઉં! મને મારા ઉરની વાત કહેતાં શરમ ન આવે. મારી બંધેજ એવી! રિખબ, ગાંધાર, ધૈવત, નિખા બધાં કોમળ! એટલે હું કોમળાંગી! તમારા અંતરનાં આંગણાં ઉપર હું રંગોળી પૂરી જાઉં."

ભૈરવીની વાત વધુ સાંભળવા બેસીએ તો ખૂબ સમય જાય. એને બધો પોશાક ખપે. પંજાબી દુપટ્ટો એ હવામાં ઉડાડે, લાલ લીલો દુપટ્ટો–બજારમાં એ નાચે–અને ચોળી ચણીઓ પાટલીનો ઘેર એને શોભે!

એના કપાળમાં ચાંદલો હોય ને ક્યારેક ચાંદલો ન હોય. "મારે ચિંતા શેની? બારે સૂરો મારા સાથી!"

કોઈ વાર એ છિનાળ જેવી લાગે. ને કોઇ વાર એ સૌભાગ્યવતી લાગે.

આજે એ ઊપડી છે, એક ગોવાળનો પાવો સાંભળવા, એ તો ગોવાળ હારે બેસીને ગીત પણ ગાઈ નાખે. ભૈરવી ગૂમ થાય છે,

બે મિત્રો સાથે સાથે કામે નીકળ્યા લાગે છે. એક છે દેશકાર ને બીજો છે બિલાવલ, તંબૂર સાથેના કોઈ ગળાએ એમને સાદ દીધો છે એટલે તેઓ ત્યાં જાય છે.

હા, સવારના અગિયાર બાર સુધી તેઓને હરવા–ફરવાની છૂટ છે.

બપોર. બહાર તડકો છે. ઘામ છે એ ખંડમાં ઠંડક છે. સુગંધી વાળા પર પાણી છંટાયું છે. મોરપિચ્છના પંખા ફરે છે. માટીલાં અંગોવાળી એક સ્ત્રી તળાઇ પર પડી છે.

એ લલના ઉપર વીંઝણો ઢોળાય છે તો ય એને મુંઝારો થાય છે. રીસાઈને એ સ્ત્રી તળાઇમાં પડી છે. કોણે એને ચિડવી છે! લેખકોએ? ગીતકારોએ? ચિત્રકારોએ?

હા, ખાસ કરીને એક ચિત્રકારે. ચિત્રકાર ને એ લલના વચ્ચે મુલાકાત થઇ. પરિણામે ચિત્રકારે હાથમાં પીંછી લીધી ને એ કૃતિને કંતાન પર રૂપ આપવા માંડયો.

ચિત્રકાર એની કૃતિમાં એટલો બધો તલ્લિન થઇ ગયો છે! એને ભાન ન રહ્યું કે એક જીવતી જાગતી સ્ત્રીને સામે રાખીને એ એની કલાને સજીવન કરતો હતો.

જે રીતે ચિત્રકારે કહ્યું એ રીતે એ સુંદરી કલાકો લગી ઊભી રહી. ચિત્રકાર એની છબીના પ્યારમાં પડયો. એ એની છબીના હોઠ ચૂમવા લાગ્યો. એની પીંછી પર જીવતી જાગતી સ્ત્રીનાં અંગેઅંગ

ઊતર્યાં.-સ્ત્રીની એ કલાકારે નકલ કરી. ને એ નકલી ચિત્રના મોહમાં પડી ગયો. એની કલાને જીવાડનાર સ્ત્રીને એણે તજી દીધીઃ એને સારા બોલે બોલાવી નહિ...ને એક ક્ષણે એ સ્ત્રી ચિત્રકારની કૃતિને ઠોકર મારીને ચાલી નીકળી.

પછીથી એ આ ખંડમાં પુરાણી છે. એને બહાર નીકળવું ગમતું નથી. એને કોઈની સાથે વાત કરવાનું ફાવતું નથી. એના અંગ પર પવન સતત ઢોળાયા કરે છે તોય એને રાહત નથી.

એ લક્ષનાનું શરીર ઓછા પ્રસ્વેદને કારણે વધુ મારકણું થયું છે. અંગનો ઘાટ એને લઈને નીકળી આવ્યો છે. કોઈ મસ્તી પડી હોય એમ લાગે છે.

બે તંબૂરને ઊંધા રાખી દીધા હોય એવી રીતે એ આડી પડી છે. સુગંધી વાળો સુવાસ વેરે છે. એને કોઈએ બોલાવવાની નથી એવું એ સ્ત્રીનું ફરમાન છે.

એ ખંડમાં કોઈની પણ પરવા કર્યા વિના સારંગ દાખલ થાય છે. સારંગ જઈને તરત જ એ સ્ત્રીના કાનમાં કાંઈક કહે છે. અર્ધાં ભીનાં અંગો પર જાણે કોઈની ગુલાબી ફૂંક પડે છે.

તોય સ્ત્રી બેઠી થતી નથી. એના હૃદયમાં અન્યાયનું દર્દ એટલું ભર્યું છે કે એના પર અસર નથી.

સારંગ લક્ષનાની પાસે બેસી સૂર છોડે છે. સારંગ કહે છેઃ "મારો બનાવેલો આ રાગ છે. અનેક પ્રકારના સારંગ છે પણ અત્યારે હું ગૌડ સારંગ ગાઉં છું. મેં ગૌડ સારંગ તારા જેવી સજની માટે રચ્યો છે."

ગૌડ સારંગનાં સ્વરનાં કણો વેરાવા માંડે છે. સુગંધીવાળાની સુવાસ, મોરપિચ્છનો વાસર, બપોરની સુંદર આવકારદાયક સુસ્તી. જીવનનું મંગળ ચેન.

હાય! ગૌડસારંગ એ લક્ષનાથી ખમાતો નથી. એ સફાળી બેઠી થાય છે. ક્ષણે ક્ષણે એ રાગની મસ્તીમાં એ સ્ત્રી તણાવા લાગે છે.

શું ગૌડસારંગની શરૂઆત છે! પહેલા ત્રણ ચાર સ્વરો જ હવા જમાવે છે. ટીપના સા ઉપરથી હેઠળના મધ્યમને ચુંબન ભરીને, ચુંબન માટે વધુ અટકીને ફરી નીચેના સા પર આવતાં આવતાં તો હૃદયનું રેશમ ગૂંથાય છે.

અંતરામાં ખૂબ સિફત રાખવાની રહે છે અને ટીપનો સા લગાડયા પછી તરત જ નીચા આવ્યા આવવું પડે છે. નહિંતર બિહાગની સરહદ આવી જાય છે. બિહાગની સરહદમાં ગૌડસારંગનું રાજ કેમ ચાલે?

લક્ષના સારંગની પાસે ને પાસે જતી જાય છે. મંગળમાં મંગળ સ્વરો. અને છતાં મસ્તી! સારંગ ગાયે જાય છે. લક્ષના સારંગને વળગી પડે છે. અધરો મળે છે. ચિત્રકારે તજેલી એક ઉમદામાં ઉમદા અંગવાળી સ્ત્રીનું હૃદય સારંગ જીતી જાય છે. સ્ત્રી બોલે છે. "હવે જ્યાં તું ત્યાં હું."

સાંજ પહેલાં સારંગ અને એની નવી મેળવેલી સજની અદશ્ય થાય છે.

કોઈ દેખાતું નથી. જૂનું દેરું છે. દેરાના ખૂણાપર કરોળિયા એમની ભક્તિની માળા ચલાવતા હોય એ રીતે બાવાં ચડાવે છે. દીવા થવાને વાર છે. સંધ્યાને ખીલવાને પણ થોડી જ વાર છે.

દેરાના એક ખૂણામાં એક બવાઈ ગએલાં લાકડાંની પાટ છે. એના પર નગારું છે. નગારાનું ચામડું અડધું ગયબ થઈ ગયું છે. નગારું પીટવાની દાંડી કોઈના હાથની વાટ જોતી નગારાના પાડોશમાં પડી છે.

શંખ એમને એમ પડયો છે. પણ એ બોડો થઈ ગએલો શંખ છે.

દેરાની અંદર જે કમાડ છે એ ઉઘાડું છે. પણ અંદર કોઈ માણસ જણાતું નથી.

એક થાળી છે. એમાં ઘીનો પૂરેલો દીવો છે, અબિલ છે, ગુલાલ છે, ચોખા છે, અડદ છે. ધૂપ છે, દસ દિવેટની આરતી ત્યાં પડી છે.

સામગ્રી છે પણ માણસનું નામ નથી. સાંજનો

પવન ફૂંકાય છે. પવન અવાવરુ દેરામાં આંટા મારવા લાગે છે. શંખના પોલાણમાં પવન ઘૂસે છે ને બહાર નીકળે છે, ભાંગેલા નગારા પર પવન થપાટો મારી જાય છે, સુસવાટો થાય છે ને એમાંથી સુરાવટ જાગે છે.

પુરવી અને પરજ. ભયાનક સૂરો એકલા એકલા પવન સાથે આંટા મારે છે. ખંડેરનું સંગીત! હા, એક દિવસ જે દેવાલયનો મહિમા હતો એ દેવાલય અપૂજ પડ્યું હતું. માણસોએ એ દેરું તજી દીધું હતું. એ તો માનવજાતની ટેવ છે. ઇમારત એક દિવસ ભવ્ય, જીવતી જાગતી હિલોળ કરતી અને જમાના પછી એ ઇમારતનું નામ ખંડેર! આ અવસ્થાનું દુઃખ થતું હોય, છેવ વિનાની આ સામગ્રીનો માનવ-સ્પર્શ છૂટી ગયો એનું દર્દ થતું હોય એ રીતે પવન આ પુરવી અને પરજની બંધેજ રજૂ કરી જાય છે.

આ કોનો અવાજ? કોનો આ સાદ? દીવાનાં દોરી જેવાં સોનેરી તેજને બુલાવો કરે છે? કોણ? શુદ્ધ કલ્યાણ. શુદ્ધ કલ્યાણ તેજનો હેરિયો છે. એના વાહનમાં તેજને એ પહેલી જગ્યા આપે છે.

સુધરાઈ ખાતાના નોકરો શહેરની બત્તીઓ સાંજ પડે સળગાવી જાય છે એવી અદા આ કલ્યાણમાં નથી. એ તો એક સૂરના રાજાના દિમાકથી એનું કામ કરે છે.

એનો ધ્વનિ અંધારાંને ઉલેચનારો છે એટલે એનું નામ છે, કલ્યાણ. અજવાળાનો એ પ્રતિનિધિ છે. પણ એનામાં અજવાળાની નરી મગરૂરી નથી. ના, રે ના! એ તો સાંજને રોકે છે. સાંજના ખબર અંતર પૂછે છે. દિવસના મૃત્યુ માટે એ સરસ સ્વરના પાઠ કરે છે. દિવસનું મોત બગડે નહિ એવી રીતે એ વાતાવરણને શુદ્ધ કરે છે.

એની પાસે છે, તીવ્ર રિખબ, તીવ્ર ગાંધાર; કોમળ સ્વરો એની પાસે નથી તોય એ કુમાશ આપી જાય છે.

દીવાનું સ્વાગત કરતાં કરતાં એ સંધ્યા માટે નિશ્વાસ નાખે છે. કલ્યાણ વિના રાત પડે નહિ, એવી એની સ્વરશક્તિ છે.

સપનાનાં પ્રદેશમાં માનવી રાતે ઊતરે, શયન-ખંડની દુનિયામાં સ્ત્રી-પુરુષ જીવવા જાય, રાતની જવાબદારીમાં પુરુષ અને સ્ત્રી દાખલ થાય એમને કલ્યાણ ગંભીર બનવાનું સમજાવે છે જો જો હો, સેજના બગીચાને સાવ વેડફી ન નાખતા. સંભાળજો. હોં સેજના કારભારને બટ્ટો ન લગાડતા. સાંભળો! સેજ પર અનેક સ્ત્રી પુરુષોનાં આંસુ પડ્યાં છે જિંદગીની મુલાયમ પળો સેજમાં સળવળે છે. એમાં ગીત છે, એમાં ગાળ પણ છે. એમાં સુગંધ છે, એમાં બદબૂ પણ છે. એમાં ઝરણાં છે ને એમાં ખાબોચિયાં છે. એમાં રૂપ છે ને એમાં કરૂપ પણ છે. એમાં ફૂલમાળ છે અને ફાંસીય છે. સેજના આવા વિરોધો પર હું સૌનું ધ્યાન ખેંચું છું અને સૌનું કલ્યાણ ઇચ્છું છું. સેજનું જીવન મહત્ત્વનું જીવન છે, એ વાત કહેતાં હું લગીરે ડરતો નથી. ઉરનો ઇતિહાસ રાત્રિએ લખાય છે. એની હું તમને જાણ કરું છું. જાવ, દીવાની દુનિયામાં લપેટી જાવ."

કલ્યાણનો અમલ પૂરો થાય છે.

અરધી રાત વીતી ગઈ છે. એને રોવા દો. એના કાનમાં ડહાપણનો બોલ મેલવો નથી. એને દિલાસાની જરૂર નથી. એને દિલાસો આપનાર એનું ગળું છે.

માલકંસ પથ્થર પર બેઠો છે. એકલો બેઠો છે. એને એક અશક્ય લાગતી બીના પાર પાડવી છે. એ આસ્તેથી કહે છે:

"મારે તો પથ્થરને પીગળાવવો છે. માણસને તો સૌ પીગળાવે. મારે પાણાને હૃદયવાળો કરવો છે.

ગ, મ, ધ, નિ અને મધ્યમનો મુકામ! હદ હો ગઈ! રૂદન, મર્દમાણસનું રૂદન. મસ્ત કવિનું રૂદન. સિંહની આંખનું આંસુ. નિશ્વાસનો તાલ.

જરૂર! માલકંસ એક દિવસ આશક હોવો જોઈએ. એના પ્રણયને એ સર કરી શક્યો નહિ હોય. એણે જગતના દરેક આશકના દિલનો પારો, ઢળતો પારો, એની હથેળીમાં રાખ્યો હશે. અને એ ઢળતા પારામાંથી એણે એની હલક બાંધી હશે.

નાશાદી પણ કેવી ? વિષાદ પણ કેવો ? પહાડની કોઈ ઊંચામાં ઊંચી ધારના જેવો ! ના, નિશ્વાસ ફૂલોના વગડા જેવો !

કદાચ માલકંસ પથ્થર પીગળાવી નહિ શકે ! એ પથ્થર પીગળાવી શકે તોજ એ બેરહમ સનમને મનાવી શકે. માશુકના કઠોર હૃયાને પીગળાવી શકે !

માલકંસે એ સારું કર્યું. પહેલા પથ્થર, પછી માશુક.

જમાનાઓ આવ્યા છે. ને ગયા છે. પથ્થર પીગળ્યો નથી. માલકંસનો આલાપ અટક્યો નથી. મધરાતનો એ સ્વર અટક્યો નથી.

કોઈ જાણકાર કહે છે કે માલકંસને ખબર નથી, પણ જાણકારે જોયું છે કે પથ્થર આગળથી જે ઝરણુ ચાલતું થયું છે એમા પથ્થરનાં છાનાં આંસુ છે. પથ્થર માલકંસને ખબર ન પડે એવી રીતે માલકંસની આજીજીથી છાનુંમાનું રોઈ લ્યે છે. ને આ રીતે પથ્થરનાં આંસુ, જગતનાં આશક–માશુકની યાદને રોતાં ઝરણાંની મારફત ઊજવે છે.

માલકંસ પછી બીતી બીતી સોહિણી આવે છે. પણ માલકંસને કાંઇ કહેવાની એનામાં હિંમત નથી. માલકંસ પછી બીજા કોઇની હવા જમાવવી અતિશય મુશ્કેલ છે.

અજબ રીતે રોતા માલકંસને છાનો રાખવા માટે એના જેવો જ એક અનુભવી ધીરગંભીર ભૈરવ આવે છે. ભૈરવ માલકંસની પાસે બેસીને કહે છે :

" તું શોક કર મા. તારી ગમગીનીએ મને દષ્ટિ આપી છે.

મારું તું કહેવું સાંભળ ! હું ફિલસૂફ છું. પ્રેમમાં હારી જવું એ તો કલાને જીતવા બરાબર છે. એ પરાજયમાંથી કલાનો જન્મ થાય છે. તારું રૂદન નકામું ઠરશે નહિ. મને જરા સાંભળ ! મારું સંગીત સાંભળીને જોગીઆએ 'એનો જોગ ઝળકાવ્યો છે. હું જઇશ ને જોજે ! મારી સૂરપગલીઓ પર ફૂલ મૂકવા જોગીઆ આવશે. પણ હું તો તને લેવા જ આવ્યો છું. ચાલ ભાઇ ! આપણે ચાલ્યા જઈએ ! આપણે કોઈ સરોવરમાં સ્નાન કરી આવીએ. આપણે ઊઘડનારા સુમનમાંથી ભ્રમરો ઊડી જાય એ ક્ષણે હાજર રહીએ. ચાલ મારી સાથે ચાલ.'



## નિષ્પક્ષ

એક મોટી મિલકતના વારસાહક બાબતનો મુકર્દમો ચાલતો હતો. ન્યાયાધીશ ઘણા કરડા અને એક ઘાને બે કટકાની નીતિમાં માનનારા ગણાતા હતા.

એક દિવસ ઊઘડતી અદાલતે ન્યાયમૂર્તિ અદાલતને સંબોધીને બોલ્યા : 'સદ્‌ગૃહસ્થો, આ ખટલામાના ફરિયાદી તરફથી રૂા. ૧૦,૦૦૦ નો અને બચાવપક્ષ તરફથી રૂા. ૧૫,૦૦૦ નો, એમ બે ચેક મને મળ્યા છે બચાવપક્ષને રૂા. ૫૦૦૦ પાછા આપીને પછી આ ખટલાનો ચુકાદો માત્ર તેના ગુણદોષ ઉપરથી આપવાનો મેં નિર્ણય કર્યો છે.

# ભાષાંતર કે રૂપાંતર?

ઉમાશંકર જોષી

વિખ્યાત ફ્રેંચ કવિ વિક્ટર હ્યુગો પોતાના લોકશાહી વિચારોને કારણે ઇ. સ. ૧૮૫૧થી ૧૮૭૦ સુધી દેશવટો ભોગવી રહ્યા હતા. તે દરમ્યાન 'લે મિઝરાબ્લ' લખાયું હતું અને ઇ. સ. ૧૮૬૨માં, એક જ દિવસે આઠ મોટાં શહેરોમાં જુદી જુદી દસ ભાષાઓમાં એ પ્રગટ થયું હતું. તે દિવસથી એણે હ્યુગોની વિપુલ સાહિત્યરચનાઓમાં તો અગ્રસ્થાન મેળવ્યું જ છે, પણ સમગ્ર નવલકથાસાહિત્યમાં પણ એક અનોખી કૃતિ તરીકે એ પંકાયું છે.

યૂરોપે છેલ્લાં સો–સવાસો વરસમાં આપણાં પ્રાચીન પુરાણોની કાંઇક યાદ આપે એવી જે કેટલીક મહાકાય નવલકથાઓ સર્જી છે તેમાંની 'લે મિઝરાબ્લ' એ એક છે. આ અર્વાચીન યૂરોપીય પુરાણકથાઓમાં પણ અનેક આડકથાઓ આવી મળતાં મૂળ કથાનો પ્રવાહ પુષ્ટ થતો હોય છે અને એ બધી શાખા–પ્રશાખાઓ પોતાની સાથે સમાજના ખૂણેખૂણાની વાત લઈ આવી હોય છે, તેમજ અંતે આખોય કથા-પ્રવાહ રચનારને પ્રિય એવી કોઇ વિશાળ ધર્મભાવનાના સાગરસંગીતમાં વિલીન થઇ જતો હોય છે.

'લે મિઝરાબ્લ'નાં કોઈ પણ ચાર પૃષ્ઠ વાંચતાં વરતાઇ આવે એવું છે કે હ્યુગોના હૃદયમાં રમી રહી છે તે માનવધર્મની ભાવના છે. એ ભાવનાનો ફુવારો આપણે ત્યાં તો યુગે યુગે અવિચ્છિન્ન ઊડયાં જ કર્યો છે. ભક્તકવિ ચંડીદાસે ગાયું છે: 'સબાર ઉપર માનુષ આછે, તાહાર ઉપર નાઈ.'–સર્વની ઉપર મનુષ્ય છે, તેની ઉપર કોઇ નથી. મનુષ્યનું આવું બહુમાન યૂરોપમાં ૧૮મી સદીના અંતમાં મહાનુભાવ રૂસોએ ભારે જોરશોરથી કર્યું. પ્રત્યેક જીવાત્માના, પ્રત્યેક વ્યક્તિના મહત્ત્વનો રૂસોએ ઉદ્‌ઘોષ કર્યો. ફ્રાન્સમાં થયેલી ૧૭૮૯ની ક્રાન્તિમાં રૂસોની આ ઘોષણાનો ફાળો નાનોસૂનો લેખાતો નથી. વ્યક્તિનું ગૌરવ પૂર્ણપણે ખીલી ઊઠે તે તો કેવળ પ્રકૃતિના ખોળામાં જ, એ વિચાર પણ રૂસોએ આગળ કર્યો હતો. પરિણામે, શહેરોની ઊંચનીચભેદવાળી કહેવાતી સંસ્કૃતિ સામે અણગમો જાગ્યો અને એ કહેવાતી સંસ્કૃતિથી અલિપ્ત એવાં કુદરતને ખોળે કિલ્લોલતાં નિર્દોષ માનવબાળ માટે પક્ષપાતનું વલણ જાગ્યું. આની સાથે, શહેરોની કહેવાતી 'સંસ્કૃતિ'ના ભોગ બનેલ, સમાજનાં ષડ્‌યંત્રોમાં પીલાઈ વિકૃત બનેલ, કંગાલ, ભિખારી, વેઠિયા, ગુનેગાર, વગેરે માટે પારાવાર સહાનુભૂતિની–સહાનુકંપાની લાગણી ઉછળવા માંડે એ પણ સ્વાભાવિક જ હતું. 'લે મિઝરાબ્લ'માં આ લાગણીનું ઉજ્જવળ પ્રતિબિંબ ઝીલાયું છે.

જિન વાલજિન પ્રામાણિકપણે મજૂરી કરી બેન અને ભાણેજિયાંનું પોષણ કરતો. બેકાર બનતાં એકવાર એ રોટી ચોરવા જાય છે અને એ માટે પાંચ વરસની સજા પામે છે, જે કેદખાનામાં થયેલા બીજા ગુનાઓને લીધે ઓગણીસ વરસ સુધી પહોંચે છે. રીઢો ગુનેગાર બની આખરે એ છૂટે છે ત્યારે દુનિયા આખી એની પૂંઠે કૂતરાં મેલે છે. માત્ર એક પાદરીનું હૃદય એને વધાવે છે અને ચોરી ઉપર સામેથી શિરપાવ આપે છે. આ 'મંગળમૂર્તિ' પાદરીનો પરિચય જિન વાલજિનના હૃદયને સનાતન માનવતાના રાજમાર્ગ ઉપર પાછું ચઢાવી દે છે. મેડેલીન નામથી એક ગામમાં એ નવો અવતાર શરૂ કરે છે અને પરગણું નગરપતિ બની ચોમેર સાધુતાની સુવાસ પ્રસારે છે. જેવર્ટ નામના એક પોલિસ અધિકારીને મેડેલીન વિશે શંકા રહ્યા કરે છે. પણ જિન વાલજિન તરીકે કોઈ નિર્દોષ ખેડૂત પકડાયાનું જાણી મેડેલીન પોતેજ ન્યાયમંદિરમાં હાજર થઇ ફરી કેદી થવાનું સ્વીકારે છે. એક ખલાસીને વહાણના ઊંચા વાંસ પરથી બચાવી, પોતે સમુદ્રમાં ઝંપલાવી, અદૃશ્ય થઈ, ફરી પાછો જિન વાલજિન સમાજમાં ડોકું કાઢે છે. મેડે-

સીન તરીકે, એક કુમારી માતાને અંતકાળે, મદદરૂપ થયેલો તેની દીકરી કોઝેટને વીશીની કાળી મજૂરીમાંથી છોડવી એ પેરિસ ભેગો થાય છે. પણ ત્યાં જેવર્ટ બે ડગલાં આગળ જ હતો! નાસીને સાધ્વીઓના મઠમાં પોતે માળી તરીકે રહી ત્યાં જ કોઝેટને ભણવા મૂકે છે. કોઝેટ મોટી થતાં મેરિયસ નામના એક નબીરાના પ્રેમમાં પડે છે. ઈ. સ. ૧૮૩૨ના જ્વલંત દિવસોમાં પેરિસમાં વિપ્લવ ભભૂકી ઊઠે છે તેમાં તે એક અગ્રણી છે. ક્રાન્તિકારીઓના હાથમાં જેવર્ટ જાસૂસ તરીકે સપડાઇ જાય છે. જિન વાલજિન (હવે તેનું નામ ફોશલવેન્ટ છે) પોતે એને પૂરો કરવાની રજા મેળવી તમંચાની અણીએ એને ગલીને નાકે લઇ જઇ હાથપગનાં બંધન કાપી નાખી છૂટો કરી, હવામાં ખાલી બાર કરે છે. પાછળથી વિપ્લવવાદીઓનું આવી બને છે. જિન વાલજિન સલામત છે, પણ મેરિયસ ઘવાઇને બેભાન બન્યો છે. તેને ઊંચકીને, બીજો કોઈ રસ્તો ન હોઇ ગટરમાર્ગે એ બચી છૂટે છે. નદીકિનારા પાસે બહાર નીકળે છે તો સામે જેવર્ટ! મેરિયસને એના દાદાને ત્યાં મૂકી આવવા પૂરતી તે માગણી કરે છે. મેરિયસને એને ઘેર સોંપ્યા પછી જિન વાલજિન પોતાની ખોલીએ ડોકિયું કર્યા બાદ પકડાવાની ઇચ્છા બતાવે છે. ત્યાં પહોંચ્યા પછી જેવર્ટ કહે છે, ગાડી ઊભી છે, તમે ઉપર જઇ આવો. જિન વાલજિન પાછો આવીને જુએ છે તો નહિ ગાડી કે નહિ જેવર્ટ! પોલિસ કચેરીએ જઈ દેહલો અહેવાલ પેશ કરી જેવર્ટ સીધો સીન નદીએ જઈ તેનાં જળમાં અદૃશ્ય થાય છે. અહીં મેરિયસ સાજો થઇ કોઝેટને પરણે છે. જિન વાલજિન, પોતે નાસી છૂટેલ કેદી છે—એ વાત મેરિયસને કહે છે. નવદંપતી ધીમે ધીમે તેની માયા ઓછી કરી દે છે. ડોસો એકલો દહાડા કાઢે છે. પણ તેના મૃત્યુ પહેલાં મેરિયસ જાણવા પામે છે કે પોતાની જિંદગી બચાવનાર ડોસો તે આ માણસ જ છે. દંપતી ડોસા પાસે દોડી પહોંચે છે. ત્યાં, અંતિમ ઘડી આવી પહોંચી છે. જિન વાલજિન કહે છે: "ઓરાં આવો, બને જણાં ઓરાં આવો... આ રીતે મરવું કેવું રૂડું છે!...મારે તમને બે વાત કશીક કહેવી હતી, પણ રહો, હવે એની કાંઈ જરૂર નથી. જરી ઓરાં આવો તો, મારાં બાળુડાં! આમ મરતાં પણ કેટલું સુખ છે!"

ખરેજ, જિન વાલજિનને જગત સુખી જીવન જીવવા દે એમ ન હતું; તેમ છતાં એણે, જગતની બુરાઇઓ જીરવી જઇ, પોતાની અંદર પેલા પાદરીએ પ્રગટાવેલી ભલાઇને બુઝાવા ન દઈ, જે 'ધીરજભરી અખૂટ સહનશીલતા દાખવી, તેને અંતે સુખભરી મૃત્યુઘડી જરૂર મેળવી હતી. પોતાની પાછળ બે સુકુમાર કોડભર્યાં દંપતીને–બંનેનાં જીવનનું પોતાના પ્રાણને ભોગે રક્ષણ કરીને–મૂકતો ગયો હતો. અને જેવર્ટ? તેને પણ એણે મોટું જીવનદાન કર્યું ન હતું? એનો સ્થૂળ દેહ એકવાર પોતે બચાવ્યો હતો એ તો ઠીક. પણ કાયદા કરતાં પણ કાંઇક (માનવઆત્મા) મહાન છે એ સત્યનો સાક્ષાત્કાર પોતાને લીધે જેવર્ટને થયો ન હતો? તેની એણે સીનમાં ઝંપલાવીને પ્રાણથી જે કિંમત આપી તે કાંઈ બહુ મોટી હરગીજ ન હતી.

'લે મિઝરાબ્લ' એ, આમ, ઉપલકદૃષ્ટિએ જગતનાં દીન, દુખિયાં, દબાયા, દુભાયાંની કરુણ કથા લાગે છે, પણ જરીક જ ઊંડું જોતાં દુનિયાના નિર્ગુણ સ્વાર્થપોપડાઓ નીચે ક્લકલ વહી રહેલા ચિરંતન માનવતાઝરણનું આપણને દર્શન અને પાન કરાવનારી એ એક મંગલકથા બની રહે છે.

હ્યુગોની રંગદર્શી લેખણીએ કથા ભારે સચોટતાથી રજૂ કરી છે. કથાનો વેગ ક્યાંય કથળતો નથી, સાદી છતાં એકએકથી વધુ આશ્ચર્યકારક ઘટનાઓ નજર આગળ બનતી જ રહે છે, અને ન્યાયમંદિરમાં નેકેલીત હાજર થાય છે, જિન વાલજિન પ્રસાદીને બચાવે છે, વગેરે ચિત્રો તો હૃદયમાં છપાઇ જ જાય એવાં છે! 'પાદરીની દીવીઓ'નું અંગ્રેજીમાં એકાંકી નાટક થઇ ચૂક્યું છે. એવાં નાટકો આ કથામાં વેરાયેલાં પડ્યાં દેખાશે.

આખી ગાથા મહાકાવ્યની ભવ્યતા ધારણ કરે છે અને વાક્યે વાક્યે એમાંથી ઊર્મિકવિતા ઝરે છે. લિટન સ્ટ્રેચી કહે છે કે શબ્દ ઉપરના પ્રભુત્વમાં હ્યુગો એક શેક્સપિયર કરતાં જ ઊતરે એમ છે.

પણ ઘણીવાર આ શબ્દસ્વામિત્વ એ શબ્દાડંબર તરફ પણ લેખણીને ઘસડી ગયા વગર રહેતું નથી. અને હ્યુગોને એ કારણે થોડુંક વેઠવું પણ પડયું છે. આજે વિવેચકો હ્યુગોની અમર કૃતિઓ માટે એની ગદ્યરચનાઓ કે અનિયંત્રિત પદ્યરચનાઓ તરફ નહિ પણ દઢ છંદોબંધનમાં રાચતી એની કવિતા તરફ મીટ માંડે છે. કોઇ કોઇ રસજ્ઞને 'લે મિઝરાબ્લ' આજે અતિકાય લાગે છે.

અને તેથી ભાઈશ્રી મૂળશંકરે 'લે મિઝરાબ્લ'નો સંક્ષેપ આપ્યો એમાં બેવડું ઔચિત્ય સધાયું છે. ઉપર સૂચવ્યો છે તેવો શૈલીનો મેદ દૂર થયો અને વિદ્યાર્થીઓને એક રોચક, સરળ અને સાચો સંક્ષેપ પણ મળ્યો. આવા સંક્ષેપ કરવાનો હક, જે લેખક મૂળ કથાના રસને પી ડોલી ઊઠયો હોય અને એને માટે જેને એવી ગાઢ આત્મીયતા બંધાઈ હોય કે પોતે એને સર્વથા વફાદાર જ રહે, તેને જ હોઇ શકે. શ્રી. મૂળશંકરે મૂળનો રસ આપણને પહોંચાડવામાં કશી જ કમી રાખી નથી.

ભાષાંતર કે રૂપાંતર ?—એ પ્રશ્ન આ જાતના પ્રયાસો વખતે હમેશાં ઊભો થાય છે. પ્રકાશકો બૂમો પાડે છે કે ગુજરાતી વાંચકો રાસ્કોલ્નિકોફ્ કે ઈવાનોવિચ જેવાં વિશેષનામો જોતાં જ ત્રાસી ઊઠે છે, ત્યારે અનુવાદકો ધા નાખે છે કે મેરિયાનું મધુરી કે નુસોફિયાનું સુનન્દા કરી તેમને ગુજરાતી કપડાં પહેરાવવાથી આખી કથા કાંઈ ગુજરાતના વાતાવરણમાં ગોઠવાવી સહેલો નથી. વિશેષનામો અંગેનો વાંધો બહુ મોટો ગણાવો જોઇએ નહિ. આ મહાયુદ્ધમાં યૂરોપનાં કેટકેટલાં અજાણ્યાં નાનાંમોટાં સ્થળોનાં નામ છાપાં દ્વારા આપણી જીભને ટેરવે ચઢી ગયાં હતાં ? આપણે જો જાણીએ કે મ્બિરકીન કરીને કોઈ ઓલિયો હોઇ શકે છે કે બોમ્મેટ્રીસ કરીને કોઈ સન્નારી સંભવે છે તો એથી આપણા માનસિક કુટુમ્બનો વિસ્તાર જ થશે અને દૂરદૂરના પ્રદેશોમાં આપણાં સ્વજનો છે એવી આત્મીયતાની ભાવનાને બળ મળશે. રૂપાંતર કરવા જતાં તો કેટલીક વાર મૂળ વસ્તુનું સ્વરૂપ જ બદલાઈ જવાનો ભય છે. ભાઈશ્રી મૂળશંકરે રૂપાંતરને બદલે સંક્ષેપમાં પણ ભાષાંતર આપ્યું છે તે યોગ્ય જ થયું છે. ફ્રેન્ચ નામો ફ્રેન્ચ ઉચ્ચારો પ્રમાણે જ (જેમકે જિન વાલજિન જ્યાં વાલ્જ્યાં) નથી અપાયાં એ-પ્રમાણમાં, ગૌણ બાબત છે.

ભાષાંતરની શૈલી સરળ, તળપદી અને રોચક છે. વચ્ચે વચ્ચે આવતા બોલચાલના રૂઢિપ્રયોગો અને લહેકા ભાષાંતરને જીવતું કરી મૂકવા માટે પૂરતા છે. કથારસિકો, ખાસકરી વિદ્યાર્થીઓ, આ પુસ્તક હોંસે હોંસે વાંચશે એમાં શંકા નથી.

ભાઈશ્રી મૂળશંકરને 'લે મિઝરાબ્લ' જેવા એક ગૌરવગ્રંથનો સ્વભાષામાં સંક્ષેપ આપવાનું સાહસ ઉઠાવવા માટે અને શિષ્ટ, સુઘડ સંક્ષેપ રજૂ કરી એ સાહસમાં સફળતા મેળવવા માટે અભિનંદન ઘટે છે.

* 'લે મિઝરેબ્લ'ના આમુખ રૂપે લખાયેલું.

પ્રખર પુરુષાર્થના ઘડવૈયા

# શ્રી. કાકાસાહેબ કાલેલકર

મહારાષ્ટ્રની રાજધાની સતારામાં સને ૧૮૮૫ના ડીસેમ્બરની પહેલી તારીખે જન્મ થયો. આપણી રાષ્ટ્રીય મહાસભા (National congress) પણ એજ વર્ષે એજ મહિનામાં નાતાલમાં જન્મી.

પિતાશ્રી કલેકટરના હેડ - એકાઉન્ટન્ટ હતા. એ હોદ્દા ઉપર એમણે સતારા, કારવાર, ધારવાડ, બેલગામ આદિ જીલ્લાઓમાં કામ કર્યું. આખરે પેન્શન લીધા પછી સાંગલી નામના દેશી રાજ્યમાં રાજ્યના ટ્રેઝરી ઓફીસર તરીકે એમણે કામ કર્યું હતું. માતાપિતા બન્ને ધર્મનિષ્ટ ભક્તિમાર્ગી રૂઢિપરાયણ સનાતન વૃત્તિના હતા. નોકરીને કારણે અને ધાર્મિક લાગણીને કારણે એમણે મહારાષ્ટ્ર, કર્ણાટકમાં જે મુસાફરી કરી તેનો લાભ બચપણથી બાળક દત્તુને મળ્યો. પિતા જોડે સતારા, સજ્જનગઢ, જરંડા, બેલગામ, શાહપુર, કારવાર, ગોકર્ણ, ગોવા, ધારવાડ, સાવંતવાડી, મીરજ, જત, પંઢરપુર, રામદુર્ગ, મૂધોળ, સાવનુર, જમખંડી, સાંગલી વિ. શહેરો અને રાજધાનીઓમાં રહેવું પડવાથી મુસાફરીનો લાભ મળ્યો. ઘણોખરો પ્રવાસ બળદગાડીમાં થવાથી નિસર્ગનું નિરીક્ષણ કરવાની તક મળી. અને કુદરત પ્રત્યે પ્રેમ બંધાયો. મહારાષ્ટ્ર, કર્ણાટકમાં સમાજનું અને દેશી રાજ્યોની પરિસ્થિતિનું જ્ઞાન પણ સહેજ થયું. પણ આવી સ્થિતિમાં ભણતર રખડે એમાં આશ્ચર્ય શું? કોઈ પણ એક નિશાળમાં એક વર્ષ ભાગ્યેજ ગાળ્યું હોય.

સને ૧૯૦૩માં બેલગામમાં સરદાર હાઈસ્કુલમાંથી મેટ્રીક અને યુનિવર્સિટી સ્કૂલ ફાઈનલ બન્ને પરીક્ષાઓ પહેલેજ વર્ષે પાસ કરી અને પુના જઈ ફર્ગ્યુસન કોલેજમાં પ્રવેશ મેળવ્યો. એન્જીનીયરીંગ તરફ આકર્ષણ હોવા છતાં ૧૯૦૪ થી ૧૯૦૭ સુધીના ચાર વર્ષ ફર્ગ્યુસન કોલેજમાં આર્ટસ કોર્સમાં ગાળ્યા અને ગણિત લેવાને બદલે લોજિક અને મોરલ ફિલોસોફી ઐચ્છિક વિષય લીધો. આ જ દિવસોમાં સ્વદેશી અને બહિષ્કારની હિલચાલ શરૂ થઈ. બંગભંગ પછી સરકારે જે દમનનીતિ ચલાવી તેને પરિણામે ક્રાંતિ અને કાવત્રાનું જે વાતાવરણ દેશમાં ઉત્પન્ન થયું તેમાં યુવાન હૃદયનું તણાઈ જવું સ્વભાવિક હતું.

૧૯૦૮માં પિતાશ્રીના દેવાળાના કારણે પહેલી એલ. એલ. બી. પાસ કરી. બીજી એલ. એલ. બી. ના ટર્મ્સ અર્ધા ભર્યા હતા. એટલામાં પિતાશ્રીનો દેહાત થયો. અને ભણતરનો સ્વાભાવિક રીતે અંત આવ્યો. વકિલાત કરવાની દાનત તો હતીજ. દેશના ક્રાંતિકાર્યમાં સક્રિય ભાગ લેવો અને રાષ્ટ્રિય શિક્ષણને જીવન અર્પણ કરવું આ બે સંકલ્પો બંધાયા હતા. તેને માટે રસ્તો મોકળો થયો.

પ્રથમ બેલગામની રાષ્ટ્રીય શાળા–ગણેશ વિદ્યાલયમાં મુખ્ય અધ્યાપકનું કામ માસિક આઠ રૂપિયામાં શરૂ કર્યું. ત્યાંનું પ્રતિગામી સનાતની વાતાવરણ પસંદ ન પડવાથી એ કામ છોડી દીધું. રાજદ્વારી હિલચાલમાં જહાલ પક્ષ તરફથી નરમદળ (moderates) ની જે નિંદા થતી તે અસહ્ય થઈ હતી.

કોલેજના દિવસોમાંજ બુદ્ધિવાદી (Rationalistic) સાહિત્ય વાંચીને ધર્મો અને ધર્મશાસ્ત્રો, ઈશ્વર અને પરલોક, આવી ગૂઢ વસ્તુઓ વિષે અશ્રદ્ધા ઊભી થઈ હતી અને નાસ્તિકવાદનો પુરસ્કાર કરવામાં વખત ગાળ્યો હતો. આગળ જતાં ડો. ભાંડારકર અને ન્યાયમૂર્તિ રાનડેનું સાહિત્ય વાંચી પ્રાર્થના સમાજ તરફ વલણ થયું. એમાંથી સ્વામી વિવેકાનંદના વેદાંત પ્રત્યે અભિરુચિ જાગી. પરિણામે ગીતા અને ઉપનિષદોનો અભ્યાસ શરૂ થયો. અનેક ધર્મોના ગ્રંથોનો અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યા પછી અંતે શ્રી રવીન્દ્રનાથ અને મહાત્મા ગાંધીના તત્ત્વજ્ઞાન ઉપર બુદ્ધિ સ્થિર થઈ. ભગવાન બુદ્ધના જીવન અને ઉપદેશનો મન પર ઊંડો પ્રભાવ થયો હતો.

કાયદાનું અધ્યયન અને રાષ્ટ્રિય શિક્ષણનું અધ્યાપન બન્ને છોડી દીધા પછી મુંબઈમાં રાષ્ટ્રીય પક્ષના દૈનિક મરાઠી રાષ્ટ્રમતના સંપાદક મંડળમાં જોડાઈને લેખનકાર્ય કર્યું. લોકમાન્ય તિલકને ૭ વર્ષની સજા થઈ ત્યાંથી માંડીને નાશિકમાં ત્યાંના કલેકટર જેકસનનું ખૂન થયું, ત્યાં સુધીનો એ ટૂંકો કાળ હતો. આ કાળ દરમ્યાન મહારાષ્ટ્રમાં ક્રાંતિકારી મંડળો સાથે સંપર્ક બંધાયો હતો. સાથે સાથે એક તરફ દક્ષિણ આફ્રિકામાં લડત ચલાવનાર કર્મવીર ગાંધી તરફ અને બીજી બાજુ ક્રાંતિમાંથી નાસીપાસ થઈ યોગમાર્ગ તરફ વળેલા અરવિંદ ઘોષ તરફ આજ કાળમાં આકર્ષણ જન્મ્યું હતું.

સરકારે, રાષ્ટ્રમત બંધ પાડયા બાદ વડોદરામાં બેરીસ્ટર કેશવરામ દેશપાંડે તરફથી ચાલતા ગંગનાથ વિદ્યાલયમાં મુખ્ય અધ્યાપક તરીકે પ્રવેશ કર્યો. અહીં બેલગામમાં હતા ત્યારેજ સ્વામી રામતીર્થના લેખોનું મરાઠી ભાષાંતર કર્યું. એ મુંબઈના માસિક 'મનોરંજન' મારફતે પ્રકાશિત કર્યું હતું. વડોદરામાં નીગ્રો નેતા બુકર્ટી વોશીંગ્ટનની બે ચોપડીઓ (1) Up from slavery અને (2) My larger education વાંચવાને મળવાથી કેળવણી વિષે દષ્ટિ ખીલી–એ બે ચોપડીઓના ભાષાંતરમાં મદદકર્તાની સાથે રાષ્ટ્રીય કેળવણીના મૂળભૂત સિદ્ધાંતોનો આ મુળ આગ્રહ વિચાર અહીંજ થયો. રાષ્ટ્રિય કેળવણી એટલે કેવળ દેશાભિમાન કે રાજકિય ક્રાંતિની પૂર્વ તૈયારી નથી. પણ ભારતીય સંસ્કૃતિના પાયા ઉપર વ્યક્તિગત સમાજિક અને રાષ્ટ્રીય જીવનનું નવેસર ચણતર કરવાનું છે. અને એમાં કેવળ બુદ્ધિનો નહિ પણ કલા–કૌશલ્ય તેમજ ઉદ્યોગ હુનરનો વિકાસ કરવાનો હોય છે એ વાતનું દર્શન થયું.

ધાર્મિક વાંચન અને મનનને અંતે સાધનાનો પ્રારંભ પણ અહીંજ થયો. ગંગનાથ વિદ્યાલયમાં માસિક ચાલીસ રૂપિયા લઇને મુખ્ય અધ્યાપકનું કામ કર્યું.

દિલ્હી દરબાર વખતે શ્રી. સયાજીરાવ ગાયકવાડ ઉપર બ્રિટીશ સરકાર નારાજ થઈ. સરકારની એ ઇતરાજી ગંગનાથ વિદ્યાલયને નડી અને એ વિદ્યાલય બંધ પડયું. જેથી હિમાલયનો રસ્તો ખુલ્લો થયો.

નાનપણનો પ્રવાસ મહારાષ્ટ્ર ને કર્ણાટક પૂરતોજ હતો. હવે અલ્હાબાદ, બનારસ, ગયા, કલકત્તા, બેલુરમઠ, અયોધ્યા, હરિદ્વાર, લાહોર, રાવલપીંડી, ઇત્યાદિ દૂર દૂરના શહેરો સુધી મુસાફરી કરી. ગંગોત્રી, જમનોત્રી, કેદારનાથ, બદરીનારાયણ, પશુપાતનાથ અમરનાથ આદિ યાત્રા કરી. એજ અરસામાં ટહેરી, દહેરાદુન, મુઝફ્ફરપુર, નેપાળ, શ્રીનગર, કાશ્મીર, ઇત્યાદ, સ્થાનો જોયાં. હિમાલયમાં, લગભગ અઢી હજાર માઇલની પગપાળા મુસાફરી થઈ હશે. અને અંતે એક બે ઠેકાણે ઠરી ઠામ બેસી ધ્યાન સાધના વગેરેનો અનુભવ લીધો.

જીવન રહસ્યનો કંઈક ઉકેલ આવતા અને શાંતિ મળતાં ફરી રાષ્ટ્રીય શિક્ષણનું કામ કરવાનું સૂઝયું. તેને અંગે રવીન્દ્રનાથ ઠાકુરનું શાંતિનિકેતન, હરિદ્વારનું ગુરુકુળ, રાજા મહેન્દ્રપ્રતાપનું વૃંદાવનનું પ્રેમ મહાવિદ્યાલય વગેરે સંસ્થાઓની મુલાકાત લીધી. પછી હરિદ્વારના સનાતન ઋષિકુળમાં મુખ્ય અધિષ્ટાતાનું છએક મહિના કામ કર્યું. ત્યાંથી શાંતિનિકેતનમાં છએક મહિના શિક્ષણકાર્ય કર્યું. ત્યાંથી હૈદ્રાબાદ સિંધ જઈ સિંધુ બ્રહ્મચર્યાશ્રમમાં છએક મહિના ગાળ્યા. આમ અનેક ઠેકાણે અનુભવ લઈ એક મહિનાનો બ્રહ્મદેશનો પ્રવાસ કર્યો, ત્યાં રંગુન, પેગુ, માંડલે, અમરાપુરા, પકોકુ, યેનનજાવ, પ્રોમ, આદિ મોટા મોટા સ્થળો જોઈ બ્રહ્મદેશના લોકજીવનનો ખ્યાલ મેળવ્યો.

હિમાલયની યાત્રા શરૂ કરતા પહેલાં સન્યાસ દીક્ષા લઇને રામકૃષ્ણ મીશનમાં જોડાવવાનો વિચાર હતો તે હવે બદલાયો. જેથી બેલગામ તરફ ઘેર જઇ સ્ત્રી–પુત્ર સમેત ૧૯૧૬ની સાલમાં વડોદરા પાસેના સયાજીપુરા નામના ગામડામાં ગ્રામસેવાના સંકલ્પથી રહેવાનું નક્કી કર્યું. ત્યાં એક દૂધની સહકારી ડેરી ચલાવવામાં મદદ કરી. પણ ગામડાના લોકોના ભાષાજ્ઞાનને અભાવે એ કામમાં રસ જામ્યો નહિ, તેથી વડોદરામાં રહી તેની સેન્ટ્રલ લાયબ્રેરીનો ઠીક ઠીક ઉપયોગ કર્યો.

શાંતિનિકેતનના વસવાટ દરમ્યાન દક્ષિણ આફ્રિકાથી આવેલા મહાત્મા ગાંધીજીના આશ્રમવાસીઓ સાથે પરિચય થયો હતો, મહાત્માજીના દર્શન પણ ત્યાંજ થયા હતા. એમણે જયારે અમદાવાદમાં કોચરબ મુકામે સત્યાગ્રહઆશ્રમની સ્થાપના કરી ત્યારે આશ્રમની રાષ્ટ્રીયશાળા ચલાવવા માટે આમંત્રણ આપ્યું. ત્યારથી મહાત્માજીનો અને એમના આશ્રમનો સંબંધ થયો. આશ્રમની સ્થાપના સાબરમતી નદીને કિનારે વાડજ મુકામે થયા પછી તરતજ મીલના મજૂરોની હિલચાલ શરૂ થઇ રોલેટ એકટ સામે ગાંધીજીએ દેશવ્યાપી વિરાટ આંદોલન શરૂ કર્યું. એમાંથી અમદાવાદમાં રમખાણો થયા. ગોળી ચાલી, એ બધામાં સહેજે ભાગ લીધો. ત્યાર પછી અસહકાર આવ્યો. વિલાયતી કપડાંની હોળીઓ શરૂ થઇ. ગુજરાત પ્રાંતીય રાજકીય પરિષદે વિદ્યાપીઠની સ્થાપનાનો ઠરાવ કર્યો. એ પ્રમાણે વિદ્યાપીઠની સ્થાપના અને ઘડતરમાં ભાગ લઇ એકાદ વરસ ત્યાં કામ કર્યું. ત્યારપછી ગુજરાત પુરાતત્ત્વ મંદિરની સ્થાપના પણ વિદ્યાપીઠની સાથેજ કરી.

અમદાવાદની ઐતિહાસિક કોંગ્રેસ પછી સરકારે ગાંધીજીને જેલમાં પૂરી દીધા. ત્યારે એકાદ વરસ ગાંધીજીનું નવજીવન ચલાવવાની તક મળવાથી ગુજરાતીમાં લખવાનો મહાવરો થયો. નવજીવનમાં લખાણને કારણે

સરકારે એક વર્ષની મહેમાનગીરી ચખાડી. જેના અનુભવનો થોડોક અંશ ઓતરાતી દીવાલોમાં આવી ગયો છે.

જેલમાંથી છૂટીને આવ્યા બાદ ગુજરાત રાજકીય પરિષદનું અધ્યક્ષપણું બોરસદમાં કરવું પડ્યું. આશ્રમની શાળાનું નવસંસ્કરણ કરવાનો પ્રયાસ ચાલતો હતો એટલામાં ક્ષયરોગના ચિહ્નોએ દેખા દીધા. જેને પરિણામે આરામ લઈ ક્ષયરોગ સામે ચાંપતા ઇલાજો કરવા પડ્યા હજીરા, પુના, ચિંચવડ, સિંહગઢ, પવત આદિ ઠેકાણે પૂરતો આરામ લેવાથી ક્ષયરોગ દૂર થયો. પછી અમદાવાદ આવી ડૉક્ટર તલવલકરની દવા કરી. પૂર્ણપણે રોગમુક્ત થયા પછી થોડોકાળ આશ્રમમાં ગાળ્યો. અને તરતજ મહાત્માજી સાથે દક્ષિણ હિન્દુસ્તાન, આંધ્ર, ઓરિસ્સા, સિલોન, આદિ પ્રદેશોની મુસાફરી કરી.

આ પછી મહાત્માજીએ ગુજરાત વિદ્યાપીઠનો આખો ભાર માથે નાખ્યો. જે કામ પ્રિન્સીપાલ અને વાઇસચાન્સેલર તરીકે સાત આઠ વર્ષ સુધી કર્યું. એ દરમ્યાન બારડોલીનો સત્યાગ્રહ થયો. જેમાં વિદ્યાપીઠે પરિમિત પણ સક્રિય ભાગ લીધો હતો.

છેવટે જ્યારે આખરી ફેંસલા તરીકે ગાંધીજીએ દાંડીકૂચની હિલચાલ આદરી—ત્યારે ગુજરાત વિદ્યાપીઠના બધા વિદ્યાર્થીઓ, બધા અધ્યાપકો, અને કર્મચારી લડતમાં ઊતર્યા. પ્રથમ ગુજરાતના ખૂણા ખાચરા સુધી એ લોકોએ ફરીવળી દેશમાં જાગૃતિ આણી અને પછી બધા એક પછી એક જેલમાં ગયા.

ગુજરાત વિદ્યાપીઠ ચાલતી ત્યારે અને તે પહેલાં પણ નવજીવન અને વિદ્યાપીઠ મારફતે લોકશિક્ષણને ઉપયોગી એવું વિપુલ સાહિત્ય તૈયાર કર્યું—કરાવ્યું. વિદ્યાપીઠ મારફતે ગુજરાતના ઠાકરડા, ધારાળા, પઢિયાળા વગેરે નામે ઓળખાતા પછાત અને રંકની પ્રજાની સેવાનો સવાલ ઉત્કટતાથી હાથ ધર્યો હતો.

ગુજરાતી ભાષાની જોડણી એકધારી અને સર્વમાન્ય થઈ જાય એટલા માટે ગાંધીજીના કહેવા પ્રમાણે એક જોડણીકોષ તૈયાર કરાવ્યો.

આ બધી પ્રવૃત્તિ દરમ્યાન બે ત્રણ વાર જેલ જવું પડ્યું હતું. આખરે સિંધ હૈદ્રાબાદની જેલમાંથી છૂટી આવી ગાંધીજીની હરિજન યાત્રા દરમ્યાન એમની સાથે સિંધ, પંજાબ, યુક્તપ્રાંત, બિહાર, કલકત્તા, આદિ ઉત્તર ભારતની મુસાફરી કરી, એમની સાથે વર્ધા આવીને ગુજરાત છોડવાનો નિશ્ચય કર્યો.

એજ અરસામાં મદ્રાસ તરફ ચાલતા હિંદી પ્રચાર સભાની સ્થિતિ સુધારવા માટે અને ધનસંગ્રહ માટે બે ત્રણ મહિના દક્ષિણની મુસાફરી કરી. ત્યાંથી આવીને વર્ધા પાસેના એક ગામડામાં, સ્થિર થવાની તૈયારી ચાલતી હતી એટલામાં આસામ, બંગાળ, ઓરિસ્સા, સિંધ, કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, મહારાષ્ટ્ર અને મુંબઈ, વિદર્ભ એટલા પ્રદેશોમાં રાષ્ટ્રભાષા પ્રચારનું કામ માથે આવી પડ્યું. તેની સાથે નાગરીલિપિ સુધારવાનું આંદોલન વર્ષ બે વર્ષ ચલાવ્યું. સિંધથી આસામ સુધીનો પ્રવાસ પણ રાષ્ટ્રભાષા પ્રચારને અંગેજ બે ત્રણ વાર કરવો પડ્યો.

રાષ્ટ્રભાષા પ્રચાર માટે 'સબકી બોલી' અને ગાંધીતત્વજ્ઞાનના પ્રચાર માટે 'સર્વોદય' એવા બે માસિકો બે ત્રણ વર્ષ ચલાવ્યા. થોડા દિવસ વર્ધાના મહિલાશ્રમનું સંચાલન પણ કર્યું.

મુંબઈ સરકારના 'basic education board' ના સદસ્ય તરીકે અને એજ સરકારના હિન્દુસ્થાની બોર્ડના સભાપતિ તરીકે અમુક વર્ષ સુધી કામ કર્યું. બિહાર સરકારના હિન્દુસ્તાની બોર્ડ કે જે પારિભાષિક કોષનું કામ ચાલતું હતું એમાં પણ સદસ્ય તરીકે કામ કર્યું હતું.

૪૨ના આંદોલનનો પ્રારંભમાં વિસેક દિવસ સુધી પત્રિકાઓ કાઢયા પછી રાજબંદી તરીકે જેલમાં લગભગ ત્રણ વર્ષ કાઢયા.

જેલમાંથી છૂટી આવ્યા પછી હિન્દી અને ઉર્દૂના મિશ્રણથી બનતી હિન્દુસ્તાનીનો રાષ્ટ્રભાષા તરીકે પ્રચાર કરવાનું માથે લીધું.

આટલામાં ઉંમરના સાઠ વર્ષ પૂરા થયા અને હવે સંસ્થાઓ ઊભી કરવી, ચલાવવી, તોડવી, અને નવી સંસ્થાઓ ની એવી પ્રવૃત્તિઓ ચલાવવા વિષે અરુચિ ઉત્પન્ન થઈ છે. એ બધી છોડીને એકલ હાથે જે કંઇ થઈ શકે તેટલું કરવાની લેખન, વાચન, નિરીક્ષણ અને ભ્રમણ ઇત્યાદિ નિવૃત પ્રવૃતિમાં શેષ આયુષ્ય પૂરું કરવું એ જાતની લાગણી પેદા થઇ છે.

સ્વરાજ્ય માટે પરિશ્રમ કરવાનો અને સ્વરાજ્ય જોવાનો સંકલ્પ માત્ર ધરડો થયો નથી. એ છે ત્યાં સુધી આરામ અને વિરામને અવકાશ નથી.

વર્ધા તા. ૨ : ૯ : '૪૬

શ્રી કાકા સાહેબના જીવન ઘડતર વિષે અનેક માન્યતાઓ પ્રચલિત છે પણ અહીં કાકા સાહેબે પોતે જ એમના વિષેની ગેરસમજ કે અતિશયોક્તિ ટાળવાનો પ્રયાસ કર્યો છે

# એપેન્ડિસાઇટિસ

ડૉ. હેન્રી લિન્ડલ્હાર એમ. ડી.
અનુ : રમણલાલ એન્જિનીઅર

## એલોપેથિક વર્ણન અને સારવાર

આ રોગ ચેપી છે. સામાન્ય રીતે એને માટે જવાબદાર જંતુ બેસીલસ કોલાય હોય છે. મોટા ભાગના કેસોમાં એપેન્ડિકસની આંતરત્વચાને થએલી કોઇક ઇજાને લીધે જ આ જંતુ રોગને ઉત્તેજે છે. મળની ગાંઠો અથવા તો વિજાતિય પદાર્થો જેવા કે, ટાંકણીઓ અથવા દ્રાક્ષનાં બીયાં, સોજાનાં ઉત્તેજક કારણો થઈ શકે. કેટલાક દાખલાઓમાં ઇજા સિવાય પણ ઝેરી જંતુઓ સોજો લાવી શકે.

**લક્ષણો :** આ રોગના સામાન્ય હુમલામાં, દુઃખતું અણધાર્યું આક્રમણ, જે શરૂઆતમાં આખા પેટ ઉપર હોય છે, પણ પછીથી જલદી જમણા પેડુના ખાડામાં કેન્દ્રિત થાય છે, સ્થાનિક આળાપણું, જે મેકબર્નીના બિંદુ આગળ વધુમાં વધુ હોય છે, શરીરની ગરમીમાં વધારો, થરવાળી જીભ, કબજીયાત અને ઊલટી, એ પ્રાથમિક લક્ષણો હોય છે. પેટની જમણી બાજુના સ્નાયુઓ સખત હોય છે, અને ઘણીવાર જમણી જાંઘ સહેજ ઉપર ખેંચાયલી હોય છે. પેડુના ખાડામાં ભરાવો સ્પષ્ટ રીતે પારખી શકાય છે.

જ્યારે ચાંદા કે સડતા જખમને અંગે પેટના પડદામાં છિદ્ર પડે છે, ત્યારે રૌત્યનાં લક્ષણો દેખા દે છે, અને એમના પછી પેટના પડદાના સર્વવ્યાપી સોજા હેઠળ વર્ણવેલાં લક્ષણો દેખાય છે.

**સારવાર (એલોપેથિક) :** એપેન્ડિસાઇટિસના બધા કેસોમાં તત્કાળ શસ્ત્રક્રિયા એ સર્વોત્તમ સારવાર છે. જોકે સામાન્ય કેસોમાં એક નિયમ તરીકે સર્જીકલ ધાલમેલ સિવાય સંપૂર્ણ રોગશાંતિ થાય છે, તોપણ કઈ ક્ષણે છિદ્ર પડશે અને એનાથી પેટના પડદાનો પ્રાણઘાતક સોજો ઉત્પન્ન થશે એ અગાઉથી કહી શકાય નહિ. અલબત્ત, ગૂમડું થઈ ચૂક્યું હોય તો ઑપરેશન આવશ્યક જ છે અને જ્યાં પેટના પડદાનો સર્વવ્યાપી સોજો હોય ત્યાં ઑપરેશન એ રોગશાંતિની એક માત્ર આશા પૂરી પાડે છે, જોકે એ આશા જુજ હોય છે. જ્યારે ઑપરેશનની ના પાડવામાં આવે અથવા તો ઑપરેશનની અપેક્ષા હોય ત્યારે દવાવાદી સારવારને સ્થાન મળે છે. આવા કેસોમાં, ગરમ શેક, કોઠો ખોલવા માટે એનિમા, વેદનાના શમન માટે અફીણસત્વ, પ્રવાહી ખોરાક (મુખ્યત્વે દૂધ), અને પથારીમાં સંપૂર્ણ આરામ, એ સારવારના મુખ્ય સાધનો છે.

## નિસર્ગોપચારના દ્રષ્ટિબિંદુથી

**એપેન્ડિસાઇટિસનો ફેલાવો :** છાપાના ફેરીઆ બીલ માટે એપેન્ડિસાઇટિસને ઉચિત એવો નીચેનો ટુચકો કહેવામાં આવે છે. એ પોતાના માનીતા રહેઠાણથી કેટલાક મહિનાઓ માટે ગેરહાજર હતો અને એ જ્યારે પાછો ફર્યો ત્યારે એના સાથીઓએ એને આવકારતાં કહ્યું કે : " અરે બીલ, અમે સાંભળ્યું કે તને એપેન્ડિસાઇટિસ હતું " બીલે જવાબ દીધો, " ઉંહ, એપેન્ડિસાઇટિસ ? નહિ રે—એને માટે મારી પાસે પૂરતા પૈસાજ નહોતા— એ તો માત્ર પેટપીડ હતી !"

બીજી ઘણી મજાકની માફક, આમાં પણ કલ્પના કરતાં સત્ય વધારે છે. એ સમય પાસે આવતો દેખાય છે કે જ્યારે સામાન્ય લોકસમૂહ અસ્વસ્થ સમૂહ તરીકે નહિ ઓળખાય, પણ અછેદ્ય સમૂહ તરીકે ઓળખાશે.

કેટલાય સમયથી, ચિકિત્સકોની રાષ્ટ્રીય સભાઓમાં, સ્થાનિક સંમેલનોમાં, અને વૈદકીય પત્રોમાં, પૂરતી ગંભીરતા સાથે એ વિધાન કરવામાં આવ્યું છે કે, બધાય બાળકોનો એપેન્ડિકસોચ્છેદ કરવો અને સાથેસાથે કાકડાઓ કાપી કાઢવા, " જેથી એમનાં ઉત્તરજીવનમાં આ અવયવોની ફરિયાદો અટકાવી શકાય." તો પછી આપણી સંતતિને ભવિષ્યની બધી પીડામાંથી બચાવવા માટે એમના માથાં વૈજ્ઞાનિક રીતે અને કુશળતાપૂર્વક શા માટે કાપી ના કાઢવાં ?

અનભિજ્ઞ લોકોમાં એ ખ્યાલ પ્રવર્તે છે કે મોટા ભાગોના કેસોમાં એપેન્ડિસાઇટિસ થવાનું કારણ, એપેન્ડિક્સમાં બીયાં અને બીજા વિજાતિય પદાર્થો ભરાય છે તે છે.

પણ ખરી રીતે આ તો એક અત્યાગ્રહી પ્રશ્ન પૂછનારાઓને આપવામાં આવતો ઉડાઉ જવાબ છે. ખરી હકીકત તો એ છે કે, એપેન્ડિસાઇટિસ માટે જેમની ઉપર ઑપરેશન થાય છે, એ બધા કેસો-માંથી એક ટકા કરતાં પણ ઓછા કેસોમાં બીયાં અને બીજા વિજાતિય પદાર્થો મળી આવે છે.

"વૈદકના સિદ્ધાંતો અને વ્યવહાર"માં ૫૨૯મા પાન ઉપર ડો. વિલિયમ ઓસ્લર કહે છે કે : "મોન્ટ્રી-અલમાંના મારા રોગશાસ્ત્રવિષયક કાર્યમાં, દશ વર્ષ દરમ્યાન, એપેન્ડીક્સમાં વિજાતિય પદાર્થો હોય એવા માત્ર બેજ દાખલાઓ મારા જેવામાં આવ્યા છે. પહેલા કેસમાં એપેન્ડીક્સમાં આઠ ગઠ્ઠા હતા, બીજામાં સફરજનનાં પાંચ બીયાં હતાં.

સુપ્રસિદ્ધ સર્જનોના અહેવાલો મુજબ, જેમની ઉપર એપેન્ડિસાઇટિસ માટે ઑપરેશન થાય છે, તેઓમાંથી માત્ર પંદર ટકા જેટલા દરદીઓ જ આ દરદનો ભોગ બન્યા હોય છે. બાકીના પંચાશી ટકા અંધાંત્રના, ઊર્ધ્વગામી બદ્ધઅંત્રના કે નાના આંતર-ડાના સોજાઓથી પીડાતા માલમ પડયા છે. કેટલીક-વાર પેટના પડદાના સહેજસાજ સોજાથી પણ આ રોગ જેવા લક્ષણો ઉત્પન્ન થાય છે. આવા દર્દોમાંના મોટાભાગના દર્દોનાં નિદાન અને ચિકિત્સા એપેન્ડિ-સાઇટિસ તરીકે જ થાય છે. આ જાદુઈ શબ્દે પ્રજાના મન ઉપર એવી તો મોહિની બીછાવી દીધી છે કે, એ શબ્દ દરદીઓને વગર સવાલે કે વગર તકરારે સીધા શસ્ત્રક્રિયાના મેજ ઉપર મોકલી આપે છે.

સર્જન એમ કહે છે : "જો એ એપેન્ડિસાઇટિસ હશે તો ફક્ત ઑપરેશનજ દરદીની જિંદગી બચા-વશે." આનો અમે ભારપૂર્વક ઈન્કાર કરીએ છીએ, અને આ વિધાન ખોટું છે, એમ અમે સેંકડો કેસોમાં સિદ્ધ કર્યું છે. અમે અમારા દર્દીઓમાંથી એકની ઉપર પણ ઑપરેશન કર્યું નથી. અને અમે એક પણ કેસ ગુમાવ્યો નથી. અમારા પોતાનાં દફતરો અને બોર્ડ ઑફ હેલ્થ આગળ રજુ કરવામાં આવેલા અમારા અહેવાલો આ હકીકત સત્ય હોવાની ખાત્રી આપે છે. જો અમારા નિદાનની સચ્ચાઈ બદલ સંશય ઉઠાવવામાં આવે, તો હું એનો જવાબ એ આપીશ કે અમે એવા કેસો ઘણી મોટી સંખ્યામાં લીધા છે કે, જેમની બીજા ચિકિત્સકો એપેન્ડિસા ઈટિસ માટે સારવાર કરી ચૂકયા હોય, અને એમણે ઑપરેશન સંપૂર્ણ રીતે આવશ્યક હોવાનું જાહેર કર્યું હોય.

એનો જવાબ કદાચ એમ મળે કે : "પણ એવું છે શું ? આ નિરુપયોગી વર્મીફોર્મ એપેન્ડિક્સ વિષે આટલું બધું ધાંધલ શા માટે કરો છો ? વિકાસક્રમની મહાયાત્રા દરમ્યાન માનવદેહના લુપ્ત થતા જતા અવ-યવોમાંનો એ એક અવશેષ અવયવ છે."

આ બાબતમાં સત્ય તો એ છે કે, માંસાહારી સસ્તન્ય પ્રાણીઓમાં એપેન્ડિક્સ બહુજ નાના કદનું અથવા તો પ્રાથમિક દશામાં હોય છે. વનસ્પત્યાહારી પ્રાણીઓમાં એ વધુ પૂરેપૂરું વિકાસ પામેલું હોય છે, એનો એથી વિશેષ વિકાસ ફળાહારી વાનરોમાં થયો હોય છે, અને એ બધાય કરતાં વધુ વિકાસ માણસમાં માલમ પડે છે. આ હકીકત, એપેન્ડિક્સ એ એક મૃત અને ભ્રષ્ટ અવયવનો અવશેષ છે, એ પ્રકારના વિધાનનું સ્પષ્ટ રીતે ખંડન કરે છે. જીવ-સૃષ્ટિના વિકાસક્રમ દરમ્યાન એનો વિનિપાત થવાને બદલે, એ અવયવ વધુ સંપૂર્ણ રીતે વિકાસ પામ્યો છે.

તો પછી એના ઉપયોગો કયા કયા છે ? ડો. મેકએવેન નામના એક અંગ્રેજ સર્જનનો એવો દાવો છે કે ઇંગ્લેંડનાં કોઈપણ સર્જન કરતાં એણે એપેન્ડિસાઇટિસનાં વધુ ઑપરેશનો કર્યાં છે. એણે હવે આ પ્રકારના ઑપરેશનોના પ્રશ્ન ઉપર મોરચો બદલ્યો છે, અને હવે એ એમની વિરુદ્ધ કડક ચેત-વણી ઉચ્ચારી રહ્યો છે.

એ એમ માને છે કે એપેન્ડિક્સનો રસ પિત્તની પેઠે પાચનક્રિયામાં મહત્વનો ભાગ ભજવે છે, એટલા માટે તદ્દન છેલ્લી હદે બગડી ચૂકેલાં રોગી એપેન્ડિક-

સૌના અપવાદો બાદ કરતાં આ રોગ માટે થતાં સઘળાં ઑપરેશનો બિલકુલ ગેરવ્યાજબી છે.

## આંતરડામાં આવેલું ભયસ્થાન

આંત્રપ્રદેશમાં અંધાંત્ર એ ભયસ્થાન શા માટે છે એ બાજુના ચિત્રમાં બતાવવામાં આવ્યું છે. ખોરાક હોજરીમાંથી નીકળ્યા પછી, નાના આંતરડામાંથી પસાર થાય છે, અને ઇલીઓ-સીકલ વાલ્વ મારફતે મોટા આંતરડામાં દાખલ થાય છે. અંધાંત્ર અથવા સીકમ એ ઉપર જતા મોટા આંતરડાના નીચેના છેડાની બનેલી કોથળી છે, અને નાનું આંતરડું મોટા આંતરડામાં જ્યાંથી પ્રવેશે છે તેની સપાટીની નીચે એ આવી રહેલી છે.




અંધાંત્રમાંથી આહારના અવશેષો ઊર્ધ્વગામી બૃહદ અંત્ર મારફતે ઉપરની બાજુ જાય છે, અનુપ્રસ્થ બૃહદઅંત્રમાંથી બાજુમાંથી જાય છે. ત્યારપછી અધોગામી બૃહદઅંત્ર, કટિરેય બૃહદ અંત્ર, મળાશય અને ગુદા મારફતે નીચે ઊતરીને શરીરની બહાર જાય છે. વાંચકના ધ્યાનમાં એ આવ્યું હશે કે ઉર્ધ્વગામી બૃહદઅંત્ર એજ એક આંતરડાનો એવો ભાગ છે કે જેમાંથી આહારના અવશેષોને સીધેસીધા ઉપર ચઢવાનું હોય છે. એટલા માટે ગુરુત્વાકર્ષણના બળને લઈને અથવા તો અધોગામી દબાણને લઈને મળનું અંધાંત્રમાં સંચિત થવા તરફ અને એને વિસ્તૃત કરવા તરફ વલણ હોય છે. એટલા માટે આંત્રપ્રદેશનું એ ભયસ્થાન છે.

જો આ ઉપરાંત શિથિલતા અને કબજિયાત તરફ વલણ હોય તો અંધાંત્ર બહુજ ધ્યાનપાત્ર હદ સુધી વિસ્તૃત બને છે. એમાં ખાદ્ય પદાર્થો એકઠા થાય છે, અને આથાને ને સડાને જન્મ આપે છે. આ રોગ-ક્રિયાઓ અંધાત્રની દીવાલોના, મોટા આંતરડાની પાસેનાં નાનાં આંતરડાના અને કેટલીકવાર એપેન્ડિ-કસના સોજામાં, વારંવાર પરિણમે છે.

બીજી કેટલીકવાર આ દુર્ગંધયુક્ત મળસંચયના પોપડા જામી જાય છે, ત્યારે એપેન્ડિકસની ગ્રંથિ-ઓના સ્રાવો રોકાઈ જાય છે, અને એમાંથી જમાવ, સોજો, ગૂમડાં તેમજ તેની સાથે તાવ, ઝડપી નાડી, મેકબર્નિઝ પ્રદેશમાં તીવ્ર દુઃખ વગેરે સઘળાં સહગામી લક્ષણો ઉપસ્થિત થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો લક્ષણોના જે સમૂહનું એપેન્ડિસાઇટિસના નામથી નિદાન થાય છે, તે દેખા દે છે.

## એપેન્ડિસાઇટિસનું સાચું કારણ

આગળ જે જણાવવામાં આવ્યું છે તે ઉપરથી એ સ્પષ્ટ થશે કે એપેન્ડિસાઇટિસના ઘણા મોટા ભાગના કેસો વિજાતિય પદાર્થોથી નથી થતા પણ આંતરડાના હઠીલા પ્રમાદીપણાથી થાય છે. એને મટાડવા માટે સર્જન શું કરે છે? એપેન્ડિકસને કાતરી નાખવાથી, આંતરડાનું અજીર્ણ અને કબજિયાત ઉત્પન્ન કરનાર, ખોટી ટેવો તથા રોગી અવસ્થાઓમાં પરિવર્તન થતું નથી.

કેટલાક વર્ષો અગાઉ ફ્રેન્ચ એકેડેમી ઑફ સાયન્સના એક સભ્યે પ્રસિદ્ધ કરેલા આંકડા એમ બતાવતા કે, જુદાજુદા દેશોમાં અને સમાજના જુદાજુદા વર્ગોમાં માંસના વપરાશના પ્રમાણમાં જ, એપેન્ડિ-સાઇટિસનો વધારો થતો હતો.

એ યાદીમાં એપેન્ડિસાઇટિસના ફેલાવાની અને માંસના વપરાશની બાબતમાં અમેરિકા મોખરે હતું. ત્યારબાદ ઈંગ્લેન્ડ, ફ્રાન્સ અને જર્મનીનો વારો આવતો હતો. ફ્રાન્સ અને જર્મનીના અર્ધનિરામિષાહારી ખેડૂ-

તવર્ગમાં આ રોગનો જેટલો ફેલાવો હતો, એના કરતાં ઘણોજ વિશેષ ફેલાવો એ દેશોના આર્થિક રીતે સાધનસંપન્ન માંસાહારી વર્ગોમાં હતો.

કબજિયાતના અને એટલા માટે એપેન્ડિસાઇટિસનાં મુખ્ય કારણો માંસ, મચ્છી, મરઘાંબતકાં, ઇંડાં, કૉફી અને સફેદ રોટી એ છે. અતિશય પ્રમાણમાં લેવામાં આવતાં માંસના ખોરાકમાંથી સડો ઉદ્ભવે છે. એનાથી જંતુઓનો વિકાસ, સોજો અને ઝાડા માટે અનુકૂળતા ઉત્પન્ન થાય છે, જેને પરિણામે ધીમેધીમે અશક્તિ અને ક્ષીણતા દેખા દે છે.

આ ગ્રંથમાળાના ત્રીજા પુસ્તકમાં આપણે એ જોયું છે કે, નત્રિલ અને કર્બુદિતવાળા ખોરાકો, તૈલીદ્રવ્યો અને શર્કરાની અતિશયતા માનવદેહમાં રોગોત્પાદક પદાર્થો પેદા કરે છે. આ રોગોત્પાદક પદાર્થો, અને એમની સાથેસાથે કૉફી અને ચાના ઝેન્થીનો, પાચનક્રિયાના અવયવોને પહેલાં તો ઉત્તેજિત કરે છે, પણ પાછળથી અચૂક રીતે જડ કરી નાખે છે. આ પદાર્થો પિત્તાશય, ગુરદા અને મૂત્રાશયની પથરી પેદા કરે છે, એટલું જ નહિ પણ આંતરડાઓમાં, અંધાંત્રમાં અને એપેન્ડિક્સમાં પોપડાઓ પેદા કરે છે. આ મળસંચય રસસ્રાવી ગ્રંથિઓને અને આંતરત્વચાને રૂંધે છે, સતત ક્ષોભનું કારણ બને છે, અને ખોરાકનું અભિશોષણ અટકાવે છે.

## સફેદ રોટી શા માટે કબજિયાત કરે છે?

અનાજોના અંકુરોમાં ડાયાસ્ટેઝ અને પેપ્ટેઝ એ નામના બે શક્તિશાળી ઉત્સેચકો હોય છે. ડાયાસ્ટેઝ અનાજના કર્બુદિતનું શર્કરામાં રૂપાંતર કરે છે. પેપ્ટેઝ ગ્લુટનનું પ્રોટીઓઝ અને પેપ્ટોન્સમાં રૂપાંતર કરે છે. ઈંડાંની જરદી અને સફેદ ભાગ જેમ મરઘીના બચ્ચા માટે ખોરાકની ગરજ સારે છે, તેમ આ બે તત્ત્વો ઊગતા ફણગાના ખોરાકનું કામ કરે છે. આખા અનાજના લોટમાં આ ઉત્સેચકો સચવાઇ રહ્યા હોય છે. એ રોટીમાં આથો ચઢાવવા માટે ખમીરનું કામ કરે છે, કર્બુદિતનું ડેક્સટ્રીન અને શર્કરામાં, અને ગ્લુટનનું પ્રોટીઓઝ અને પેપ્ટોન્સમાં રૂપાંતર કરે છે, અને આ રીતે રોટીમાંના કાચા પદાર્થોનું પૂર્વપાચન કરે છે. શરીરમાંના પાચક ઉત્સેચકો જે રીતે કાર્ય કરે છે તેજ રીતે તેઓ લોટ ઉપર કાર્ય કરે છે.

આખા અનાજનો લોટ શા માટે 'સારો નથી રહેતો' અને મેંદાને મુકાબલે એને હલકો કરવા માટે ઓછા ખમીરની શા માટે જરૂર પડે છે, એનો આ ખુલાસો છે. દળવાની ક્રિયા દરમ્યાન મેંદામાંથી ડાયાસ્ટેઝ અને પેપ્ટેઝ ધરાવતા અંકુરો હરાઇ ગયા હોય છે, અને ખનીજ ક્ષારો ધરાવતું, તથા એ રીતે પ્રજીવકોનું વાહક થૂલું પણ કાઢી લેવામાં આવ્યું હોય છે. આખા અનાજના લોટમાં આવતા થૂલાના નાના કણો આંતરડાની સર્પગતિ માટે નૈસર્ગિક ઉત્તેજકનું કાર્ય કરે છે. એ હોજરી અને આંતરડાઓમાંના કર્બુદિતના જથ્થાને ઢીલો કરે છે, અને એ રીતે પાચક રસોના પ્રવેશને સરળ બનાવે છે.

નૈસર્ગિક ઉત્સેચકો અને અનાજના બાહ્યાવરણો, જેમની પાસેથી હરાઇ ગયાં છે, એવા મેંદાની રોટી, મીઠાઇ અને બીજા પદાર્થોનું વલણ, આંતરડામાં ચીકણો અને ગઠ્ઠાવાળો મળ ભેગો કરવા તરફ હોય છે. સફેદ રોટીના ખોરાકથી ઘોડાઓ મરી ગયા હોય એવા દાખલાઓ હું જાણું છું. એ ખોરાકથી આંતરડામાં નક્કર ગઠ્ઠા જામ્યા એને લઇને આંત્રાવરોધ ઉત્પન્ન થયો અને એ રીતે એ પ્રાણીઓ માર્યાં ગયા. જેનાથી ઘોડા મરી જાય એવા ખોરાકો પચાવવાનો માનવપ્રાણીઓ પ્રયત્ન કરે અને એમને કબજિયાત તથા એપેન્ડિસાઇટિસ થાય એમાં કાંઇ નવાઇ ખરી?

જ્યારે માંસ-મેંદાની રોટી—મીઠાઇ—અને કૉફીનું કબજિયાત કરનારું પ્રચલિત ભોજન એનાં સ્વાભાવિક પરિણામો દેખાડવા માંડે, ત્યારે એ અનિષ્ટ પરિણામોનો પ્રતિકાર કરવા માટે પેટન્ટ દવાઓ, ને સારક તથા રેચક દવાઓનો આશ્રય લેવામાં આવે છે. કાર્ય અને પ્રતિકાર્યના નિયમ મુજબ આ ઝેરી ઉત્તેજકો આંત્રપ્રદેશની હઠીલી ક્ષીણતાને કેવળ વહેલી આમંત્રવાનું જ કામ કરે છે.

આગળ જે જણાવવામાં આવ્યું છે, એ ઉપરથી સ્પષ્ટ થશે કે, વિપુલ પ્રમાણમાં ફળો, શાકભાજીઓ

અને આખા અનાજોની વાનીઓ ધરાવનાર સમતોલ નિરામિષાહારી ભોજન ( પુસ્તક રજું ) એજ કબજિયાત અને ઍપેન્ડિસાઇટિસ માટે સર્વોત્તમ પ્રતિબંધક છે. બીયાંવાળા ફળો જેમની ઉપર ઍપેન્ડિસાઇટિસ ઉત્પન્ન કરવાનો આક્ષેપ મૂકવામાં આવ્યો છે, તેઓ જ ખરેખર આ સામાન્ય રોગનાં સર્વોત્તમ પ્રતિબંધકો છે. આ હકીકત વ્યવહારુ અનુભવથી સિદ્ધ થએલી છે. જેઓ વિવેકયુક્ત નિરામિષાહારી ભોજન કરતા હોય છે, તેઓ કબજિયાત અને ઍપેન્ડિસાઇટિસથી ખરેખર અજ્ઞાત જ હોય છે, પણ ઍપેન્ડિક્સ કાતરી નાખવા માટે જેને પૂરતા પ્રમાણમાં નાણાં મળે છે, એવા સર્જ્યન, પાસે એ પોતે જાણતો હોય તોપણ, આહારવિષયક ઉપદેશ આપવા માટે, બગાડવા યોગ્ય ફાજલ સમય હોતો નથી.

## ઉગ્ર ઍપેન્ડિસાઇટિસની ચિકિત્સા

ઉગ્ર ઍપેન્ડિસાઇટિસની ચિકિત્સા બીજા કોઈ પણ ઉગ્ર સોજાયુક્ત તાવવાળા વ્યાધિની ચિકિત્સા જેવી જ હોય છે. પુષ્કળ પ્રમાણમાં તાજી હવા, સંપૂર્ણ ઉપવાસ, જલોપચાર અને મેનીપ્યુલેટીવ સારવાર એ એની જરૂરિયાતો છે. ઉપવાસ દરમ્યાન દરદી પોતાની ઇચ્છા મુજબ, જેટલું જોઈએ તેટલું કુદરતી ગરમીનું પાણી, પાતળા બનાવેલા અમ્લ ફળોના રસ સાથે મેળવીને લઇ શકે છે.

બીજા સંપ્રદાયોના ચિકિત્સકોની સારવાર હેઠળ રહેલા ઍપેન્ડિસાઇટિસના દરદીઓને જોવા તપાસવા માટે મને જ્યારે જ્યારે બોલાવવામાં આવ્યો છે, ત્યારે ત્યારે દરેક દાખલામાં મારે ગરમ પાણીના કોમ્પ્રેસો કે બરફની કોથળી દૂર કરવાં પડ્યાં છે. બન્ને ઉપચારો ખરેખર નુકશાનકારક અને વિનાશક છે, મેં આ ગ્રંથમાળાના બીજા પુસ્તકમાં ગરમ પાણીના ઉપચારોના કાર્ય વિષે સમજ આપી છે. લોહીના જમાવ અને દુઃખમાં કૃત્રિમ ગરમી તાત્કાલિક રાહત આપી શકે છે, પણ સાથોસાથ એ રોગગ્રસ્ત ભાગોની ગરમીને પણ સાચવી રાખે છે. આ ઉપચાર ગરમીના પ્રસરણને સહાયરૂપ થવા માટે કંઇજ કરતો નથી અને એ રીતે એ પરુયુક્ત ગૂમડું થવાની ક્રિયાને અનુકૂળતા કરી આપે છે. બીજી બાજુ બરફનો ઉપચાર એ ભાગોને ઠંડા કરીને ઠારી નાખે છે, અને એ રીતે એ સોજાયુક્ત પ્રક્રિયાનો નિરોધ કરે છે, અને એને દબાવી દે છે. પરિણામે રોગગ્રસ્ત ભાગો વિનાશની સ્થિતિમાં જ રહે છે, અથવા તો બીજા શબ્દોમાં કહીએ તો એ ભાગો હઠીલા રોગનો ભોગ બને છે.

વિવેકયુક્ત ચિકિત્સા ગરમી અને બરફના બે અંતિમ છેડાઓની વચમાં રહેલી છે. એ એક વિચિત્ર હકીકત છે કે ચિકિત્સાના બીજા સંપ્રદાયોમાંથી એકે પણ આ સત્ય શોધી કાઢયું નથી. કૂવામાંથી અથવા નળમાંથી નીકળે છે તેવું સ્વાભાવિક ગરમીનું પાણી, પેકોમાં, કોમ્પ્રેસોમાં અને સ્નાનોમાં વાપરવું એ જ એક માત્ર નૈસર્ગિક અને વિવેકયુક્ત માર્ગ છે.

જો દરદી સહન કરી શકે તો, અમે સોજાના સ્થાન ઉપર વધારાના ભીના કોમ્પ્રેસ સાથે, સામાન્ય પેટનો પેક અથવા તો ધડનો પેક આપીએ છીએ, ગંભીર કેસોમાં ભારે તાવ ઘટાડવા માટે અને રોગગ્રસ્ત ભાગોમાંથી લોહીને બીજી બાજુ ખેંચવા માટે ધડના પેક ઉપરાંત ગળાના અને પીંડલીઓના પેકો આપી શકાય છે. જો દરદી એટલો બધો બોજો થઈ ગયો હોય કે તે પેકોનો પ્રયોગ સહન કરી શકે એમ ના હોય તો, અથવા તો સોજો હળવી ગતિએ આગળ વધતો હોય તો, કૂવાના તાજા પાણીમાંથી નીચોવી કાઢેલા કોમ્પ્રેસો પેટ ઉપર બીછાવી શકાય. અલબત્ત, જ્યારે જ્યારે ગરમ અથવા કોરા થઇ જાય ત્યારે ત્યારે દિવસે તેમજ રાત્રે, તેમને બદલવા જોઇએ.

ન્યુરોથેરાપી, કરોડનિરોધ, પ્રાણવિનિમય, માનસિક ચિકિત્સા અને સૂચક હોમિયોપેથિક ઔષધો એ નૈસર્ગિક ચિકિત્સામાં કીમતી મદદગારો છે. તો પણ તદ્દન જરૂરી તત્વો તો સંપૂર્ણ **આરામ**, **ઉપવાસ**, **પાતળા બનાવેલા ફળરસો મિશ્રિત પીવાનું પાણી**, **અને જલોપચાર** એ છે. જો શરૂઆતથી જ નૈસર્ગિક ઉપચારોનો અમલ કરવામાં આવ્યો હશે, તો તેઓ સંપૂર્ણ રોગશાંતિ સર્જવામાં હરહમ્મેશ પૂરાં થઇ પડશે.

દરદીને કોઇપણ જાતનો ખોરાક આપવો ના

જોઈએ દૂધ કે શીરવો પણ નહિ કુદરતને જ છૂટે હાથે કામ કરવા દેવી જોઈએ કોઈ પણ જાતનો ખોરાક સુજેના આતરડાની સર્પગતિને ઉત્તેજે છે, અને એ રીતે રોગશાન્તિની ક્રિયાને અટકાવે છે અનાગ નવાર ખોરાકના કણો ખુલ્લા જખમો અને પરૂભર્યા ગૂમડાંઓમાં ભરાઇ જાય છે, અને એ રીતે સડો, હાડીનો ક્ષોભ અને 'વારવાર ઉથલા ખાતું એપેન્ડિસાઇટિસ' ઉત્પન્ન કરે છે

સઘળા લક્ષણો શમી ગયા બાદ ઉપવાસો કેટલાક દિવસો સુધી ચાલુ રાખવા જ જોઇએ ઘણા કેસોમા રોગશાંતિ બાદ એક અઠવાડિયુ કે વધુ દિવસો સુધી ઉપવાસ કરાવવા, જેથી ઉથલાઓ અને હાડીના પશ્ચાત પરિણામો આવતા અટકાવી શકાય આ સાદા નિયમોને વળગી રહેવાથી, અમારી સારવાર હેઠળ આવેલા દરેક કેસને અમે સારો કર્યો છે

ઉપવાસ અને ઠડા પાણીની સારવાર સોજાયુક્ત પ્રક્રિયાઓને અથબિંદુની નીચે રાખે છે એ ગરમીના પ્રસરણને છૂટથી થવા દે છે, પરૂયુક્ત ગૂમડુ થતું અટકાવે છે, અને સાથેસાથે કુદરતના વિશોધક અને રોગનિવારક પ્રયત્નોમા અડચણરૂપ થતા નથી

## પરૂયુક્ત ગૂમડાંઓની બાબતમા શુ કરવુ ?

કદાચ એવો પ્રશ્ન પૂછવામા આવે કે 'જો એક પરૂયુક્ત ગૂમડુ થઇ ચૂક્યુ હોય તો તમે શુ કરો ?" તો હું એનો જવાબ એમ આપુ કે' એવુ બન્યુ હોય તો પણ હું એની એ જ સાદી કુદરતી સારવારને વળગી રહું, અને સર્જનની છરી ઉપર વિશ્વાસ રાખવાને બદલે કુદરત ઉપર વિશ્વાસ રાખુ આ સર્વોત્તમ નીતિ છે, એવુ અમે ઘણી મોટી સખ્યાના દાખલાઓમા સિદ્ધ કર્યું છે સાચી સારવાર હેઠળ મોટો પરૂયુક્ત ગૂમડુ શોષાઈ જશે અથવા તો ઓછામા ઓછા અવરોધની દિશામા ફાટશે, સામાન્ય રીતે એ આંતરડામા ફાટે છે, અને પરુનું વિસર્જન મળદ્વાર દ્વારા અથવા તો પેટની દીવાલોમા થએલા મુખ મારફતે થાય છે એ એક આશ્ચર્યજનક હકીકત છે કે આવા કેસોમા યોગ્ય સારવાર હેઠળ કુદરત સૌથી સલામત મુખદ્વાર શોધવા માટે કેવી રીતે પ્રયાસ કરે છે અને છેવટે એને શોધી કાઢે છે।

છતાય, મારવાર જો શરૂઆતથીજ નૈસર્ગિક હશે તો પરૂયુક્ત ગુમડુ થવાનો છિદ્ર પડવાનો અને પેટના પડદાના સોજાનો પ્રસગ ઉપસ્થિત થશેજ નહિ આ બધા ગભીર ગુચવાડાઓ, ગરમ પાણીની સારવાર બરફના પોતા, અકાળતર્પણ, અથવા તો જુનામતની દવાઓનાજ પરિણામો છે મારી સારવાર હેઠળ એવા કેટલાક કેસો આવ્યા છે કે જેમા પરૂયુક્ત ગૂમડાનો ઉદ્ભવ થયો હોય અને છિદ્ર પડી ચૂક્યુ હોય એમાથી ઉદ્ભવતા પેટના પડદાના સોજાનું નૈસર્ગિક ચિકિત્સાથી બહુજ સહેલાઇથી નિયમન થઇ શકતુ હતું મોટા ભાગના દરદીઓ સરસ રીતે રોગમુક્ત થાય છે

## શસ્ત્રોપચારના જોખમો

ચેપ, પરૂયુક્ત ગૂમડા કે છિદ્રના સ્થાન ઉપર પહોચવા માટે સર્જનને તતુજાળોના અનેક પડોની આરપાર છરી ચલાવવી પડે છે, અને ત્યારપછી જ પરુ અને જતુઓથી ભરેલા સ્થાન ઉપર, એ જઈ પહોંચે છે સ્વાભાવિક રીતે જ આ સ્થિતિમા પેટના પડદાની બખોલને ચેપ લાગવાનો ભય ઘણોજ મોટો હોય છે આવે વખતે પ્રકૃતિમાતા પોતે જ કુશળતાપૂર્વક ચેપના ભયને ઓછામાં ઓછો કરવાનો પ્રયત્ન કરે છે મે અનેકવાર સર્જનોને એ હકીકત ઉપર ટીકા કરતા સાભળ્યા છે કે, સામાન્ય રીતે પરુમય ગૂમડુ ફાટતું અટકાવવા માટે અને શરીરને ચેપથી બચાવવા માટે, એ મજબૂત તતુમય દીવાલોથી વિટળાયેલુ હોય છે આરોગ્ય અને જીવનના રક્ષણ માટે, આકસ્મિક બનાવો માટે, અને શરીર ઉપર આવી પડેલ અસાધારણ માગને પહોચી વળવા માટે કુદરતની અદ્ભુત તૈયારીનો આ એક દાખલો છે

હાનમેનનો હું મહાન પ્રશસક હોવા છતાય, 'કુદરત એ એક કગાલ વૈદ્ય છે' એ પ્રકારના એના સૂત્ર સાથે સહમત થઇ શકતો નથી એક નિયમ તરીકે ચિકિત્સક અથવા સર્જન જેમજેમ વધુને વધુ વયોવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ અને અનુભવવૃદ્ધ થતો જાય છે, તેમતેમ એ 'કુદરતની રોગનિવારક શક્તિ'ને વધુને

વધુ પિછાનતો જાય છે, અને એનામાં વિશ્વાસ મૂકતો જાય છે. પાઠશાળામાંથી તાજેજ બહાર આવેલો જુવાનીઓ એની આગળ જે કાંઇ રજુ થાય છે, તેની ઉપર ઉત્સાહપૂર્વક છરી ચલાવે છે. એના વડીલો એમનાં માથાં ધુણાવે છે, અને કહે છે કે: "થોડા વખત થોભી જાવ. કુદરત શું કરે છે તે જુઓ તો ખરા."

મારા અનુભવમાં આવેલા કેસોમાં એક અત્યંત અસાધારણ કેસ, એક પ્રૌઢ વયનો પુરુષ જેને હું શ્રી. ક્ષ. કહીશ તેનો હતો. તે પેટના પડદાના સર્વવ્યાપી સોજાથી ગુંચવાઈ ગએલા એપેન્ડિસાઇટિસથી પીડાતો હતો. એ પહેલાં એ લાંબો સમય થયાં મધુમેહના રોગથી દુઃખી થતો હતો. દવાવાદી સારવાર દ્વારા રાહત શોધવાનો પ્રયત્ન કર્યા પછી, એને ક્રિશ્ચિયન સાયન્સ ઉપર આસ્થા બેઠી, અને અનેક વર્ષો થયાં, એ અને એનું કુટુંબ શ્રીમતી એડીના ઉપદેશોમાં અચળ નિષ્ઠા ધરાવતાં હતાં. એમ હોવા છતાંય એ રોગની એના ઉપરની પકડ દિવસે દિવસે આગળ વધતી ચાલી, અને વાત જ્યારે છેલ્લે પાટલે આવી, ત્યારે એણે ફરી પાછું એલોપેથિક સારવારનું શરણ શોધ્યું. જ્યારે એના એલોપેથિક દાક્તરે એને ખુલ્લા દીલથી એમ કહ્યું કે એને માટે હવે કોઈ આશા રહી નથી, ત્યારે એ અમારી પાસે તપાસ અને સલાહ માટે આવ્યો.

આંખની કનીનિકા દ્વારા કરવામાં આવેલા નિદાનથી અગ્ન્યાશયના પ્રદેશમાં એક મોટો ખસવિષનો ડાઘ પ્રત્યક્ષ થયો. એને એ સ્પષ્ટ રીતે યાદ હતું કે એ એની જુવાનીમાં "સપ્તવર્ષી ખસ"ના એક જોરદાર હુમલાથી પીડાયો હતો, અને એ રોગને સામાન્ય રીતે વપરાતા ગંધકના અને પારાના મલમોથી દબાવી દેવામાં આવ્યો હતો. ૭ મહિનાની વિવેકપૂર્ણ જીવનપ્રણાલિકા અને નૈસર્ગિક ચિકિત્સાએ એને સુંદર સ્વાસ્થ્ય બક્ષ્યું. રોગ મટયા બાદ એણે આ મટાડનો બધોજ યશ ક્રિશ્ચિયન સાયન્સને આપ્યો, અને ફરી પાછું પોતાનું વિલાસી ને અનિયંત્રિત જીવન શરૂ કર્યું.

પાછળથી શ્રી. ક્ષ. મને પ્રસંગોપાત મળતો, અને એને ક્રિશ્ચિયન સાયન્સ કેવી રીતે દરેક રસ્તે મદદરૂપ થઈ રહ્યું છે એની કથા હર્ષપૂર્વક કહેતો. એ એમ કહેતો કે: "ઓ ડૉક્ટર, જો તમે તમારા નિસર્ગોપચાર સાથે કેવળ સાયન્સનેજ ભેળવો તો સૌ વાતે સારાં વાનાં થશે. હું જ્યાં સુધી મારા "ચિકિત્સક" પાસેથી દૈનિક ચિકિત્સા લઉં છું, ત્યાં સુધી દરેક પ્રકારનાં માંસમચ્છી, ગરમ કેક્સ અને કૉફી લેશમાત્ર અડચણ સિવાય આનંદપૂર્વક આરોગી શકું છું." હું એને હસતાં હસતાં જવાબ આપતો "ધ્યાન રાખજો, શ્રી. ક્ષ., તમે કુદરતને કાયમને માટે છેતરી શકશો નહિ. જો તમે સીધી રીતે નહિ ચાલો, તો તમારું "સાયન્સ" એકબાજુ રહી જશે, અને કુદરત તમને લપડાક લગાવી દેશે." અને થયું પણ એમજ. આશરે ૭ મહિના બાદ મને એક સંદેશો મળ્યો: "એકદમ અહીં આવો. શ્રી. ક્ષ.ની છેલ્લી ઘડીઓ ગણાય છે."

એક નર્સને સાથે લઈને હું એને ઘેર ગયો અને ત્યાં મેં એને બહુજ ભયંકર દશામાં જોયો. એની બિમારીની શરૂઆત એપેન્ડિસાઈટિસના એક ઘણાજ ગંભીર હુમલામાંથી થઈ હતી. એમાંથી પરયુક્ત ગૂમડું અને પેટના પડદાનો સર્વવ્યાપી સોજો ઉદ્ભવ્યાં હતાં.

અમે એકદમ ઠંડા પાણીના પૅક અને કરોડનિરોધની સાથેસાથે પ્રાણવિનિમય અને માનસોપચારની ચિકિત્સા શરૂ કર્યાં. અર્ધા કલાકની અંદરજ પરિસ્થિતિ ઉપર અમારો કાબૂ આવી ગયો. ભયાનક વેદના શમી ગઈ અને દરદી સહેલાઈથી આરામ લઈ રહ્યો હતો. એણે કહ્યું: "ડૉક્ટર, ૭ દિવસ થયાં હું નર્કમાં હતો. મેં મારી જિંદગીમાં અનેક પ્રકારનાં દુઃખ સહન કર્યાં છે, પણ આનાજેવું દુઃખ તો કદી અનુભવ્યું નથી. આ બધા વખત દરમ્યાન એક કે બીજે સમયે મારી સેવામાં શીકાગોના ૭ સર્વોત્તમ સાયન્ટીસ્ટો હતા, પણ મને બિલકુલ રાહત મળી નથી."

સોજો કંઇક શમી ગયા બાદ, અમે એનાં આંતરડાં એનીમાથી ધોઈ કાઢવાનો પ્રયત્ન કર્યો, પણ એનું પરિણામ કંઈજ ના આવ્યું. અમારે બળાત્કારે 'કુદરત

ઉપર વિશ્વાસ' રાખવો પડ્યો અઠ્ઠાવીસમે દિવસે એ કુદરતી રીતે અને છૂટથી પ્રવૃત્તિશીલ બન્યા એ સમય પછી, પૂર્ણ રોગશાંતિ એ તો ફક્ત કાળજીભરી સુશ્રૂષાનો જ પ્રશ્ન રહ્યો હતો

શરૂઆતના થોડાક અઠવાડિયા દરમ્યાન એનું આખુયે પેટ બીગડાયેલા જણાતાં કે સ્નાયુઓથી છવાઈ ગયું હતું એ કુદરતના શરીરશુદ્ધિના પ્રયત્નો હતા ત્યારપછી એ ફરિયાદ ફરી કદી દેખાઈ નથી થી રૂ જ્યાંસુધી એના "સાયન્સ" સાથે વિપુલ પ્રમાણમાં નિસર્ગોપચારની માત્રા લે છે, ત્યાં સુધી એનું ગાડું બરાબર ચાલે છે.

એણે મને કહ્યું હતું કે મધુમેહમાંથી સાજો થયા પછી અને માંસાહાર ફરી પાછો શરૂ કર્યા પછી એ કબજિયાતથી પીડાવા માંડ્યો હતો. કેટલીકવાર એનાં આંતરડાં અનેક દિવસો સુધી નિષ્ક્રિય રહેતાં. વારંવાર સળંગરીતે એક અઠવાડિયા સુધી આ સ્થિતિ રહેતી જ્યારે એણે આ હકીકત એના 'ચિકિત્સક'ને કાને નાખી, ત્યારે એને એમ જવાબ મળતો કે 'પરવા ન કરો ભગવાન એ બાબતની કાળજી રાખશે' શરીરની ગંદી સ્થિતિને લઈને એપેન્ડિસાઈટિસનો હુમલો આવ્યો, ત્યાં સુધી ભગવાને એની કાળજી રાખ્યા જ કરી જે ચિકિત્સક પોતાની સાદી સમજણના અભાવના પરિણામો ઈશ્વર દૂર કરશે એવી આશા રાખતો હતો, તે એક વખત એક સુવિખ્યાત એલોપેથિક ચિકિત્સક હતો આરોગ્ય, રોગ અને રોગનિવારણના પાયાના નિયમો ન સમજવાને લઈને એણે એક છેડેથી બીજા છેડા તરફ ઝુકાવ્યું હતું એલોપેથિક અત્યાચારમાંથી ક્રિશ્ચિયન સાયન્સના અનાચાર તરફ એ ગયો હતો.

## એપેન્ડિસાઈટિસના હઠીલાં પશ્ચાત પરિણામો

દરદી એપેન્ડિસાઈટિસના ઉગ્ર હુમલામાંથી સાજો થયા પછી પણ, એના બીજા હુમલાઓ અટકાવવા માટે, એપેન્ડિક્સને કાપી કાઢવાની સલાહ આપવાનો સર્જનોમાં સામાન્ય શિરસ્તો છે. જો એપેન્ડિસાઈટિસને કુદરતી રીતે મટાડવામાં આવ્યું હોય તો કોઈપણ જાતનાં હઠીલાં પશ્ચાત પરિણામો જોવામાં આવશે નહિ વિવેકશૂન્ય તર્પણ, દવાઓના ઉપયોગ અને સન્નિપાતિક ખોરાકપથી રોગગ્રસ્ત ભાગોની સંપૂર્ણ સુધારણા અટકી જશે અને એનું પરિણામ હઠીલા એપેન્ડિસાઈટિસમાં આવશે

હું અગાઉ એ સમજાવી ગયો છું કે, બાહ્ય પદાર્થો જખમો અને પરુયુક્ત ગૂમડાંઓ ઉપર કેવી રીતે આક્રમણ કરે છે, અને એમાં એ ભરાઈ જઈને કાયમી શોથ ઉત્પન્ન કરે છે. હાથની હથેળીમાં જો ચીરો પડ્યો હોય, તો આપણે એને સતત બંધ કરતા અને ઉઘાડતા નથી. એમ કરવાથી રૂઝ આવવાની ક્રિયામાં વિક્ષેપ પડે એજ રીતે સુજેલા અધાન્ત્ર અને એપેન્ડિક્સની આજી સપાટી સાથે ખોરાકનો સંસર્ગ થવાથી રોગનિવારણમાં નડતર થાય છે.

સન્નિપાતિક ઉચ્છેદ એ 'એપેન્ડિસાઈટિસ' ફરીથી ના થવાની કોઈ ગેરન્ટી નથી મેં ઘણા કેસોમાં એ જોયું છે કે, આ અવયવને દૂર કર્યા પછી, દર્દના ખરાબમાં ખરાબ હુમલા આવ્યા હતા. આમ થવાનું કારણ ઑપરેશનથી નબળા પડેલા પાડોશના ભાગોનો સોજો એ હતું.

આપણે એ જોઈ ગયા કે એપેન્ડિક્સ એ એક ઉપયોગી અવયવ છે, અને એ અન્નપાચનની પ્રક્રિયાઓમાં મહત્વના કાર્યો કરે છે એટલા માટે એનો ઉચ્છેદ શરીરની વ્યવસ્થામાં ગંભીર ખોટ ઉપસ્થિત કરે છે. મેં એ જોયું છે કે જે લોકોની ઉપર આ પ્રકારનું ઑપરેશન થયું હોય છે, તેઓ લગભગ હમેશાં પહેલાં પીડાતા એના કરતા ઑપરેશન પછી પાચનક્રિયાની અવ્યવસ્થાથી વધુ પીડાતા હોય છે. આવા લોકો ઑપરેશન પછી આંતરડાની નિષ્ક્રિયતા, કબજિયાત અને પવન એકઠો થવાની ફરિયાદોથી વિશેષ પ્રમાણમાં હેરાન થતા હોય છે એમના આરોગ્યનું સામાન્ય જોમ પહેલાંના જેવું હોતું નથી, અને પ્રતિકારશક્તિ પણ ઘટી હોય છે મોટા ઑપરેશનને પરિણામે હરહંમેશ તંતુજાળો નિર્બળ બને છે, અને રોગ સડાનાશકોથી સંતૃપ્ત થાય છે. એટલા માટે એ રોગગ્રસ્ત ભાગો અધઃપતન અને વ્યાધિ સામે ઓછો પ્રતિકાર કરી શકે છે.

## નિસર્ગોપચાર છેલ્લો અજમાવવાને બદલે પહેલો શા માટે ન અજમાવવો ?

આ પ્રશ્નનો જવાબ અમારી પડોશમાં રહેતો શ્રી૦ અ૦ નામનો ઈટાલીયન હજામ પોતાના દુઃખદ અનુભવ ઉપરથી આપી શકશે. એની તકલીફની શરૂઆત હઠીલી કબજિયાત અને હરસથી થઇ. હરસ મટાડવા માટે એની ઉપર ઑપરેશન કરવામાં આવ્યું, પણ એને પરિણામે એનું મળાશય એટલું તો સંકોચાઈ ગયું કે બીજું ઓપરેશન જરૂરી બન્યું. ત્યારબાદ આંતરડા તદ્દન નિષ્ક્રિય થઈ ગયાં.

આ શહેરના એક અત્યંત સુપ્રસિદ્ધ સર્જ્યને એક વિશેષ ઓપરેશન કરીને એપેન્ડિકસને કાપી કાઢ્યું. એના પછી આંતરડા ઉપર એનીમાઓ અને અત્યંત પ્રબળ દવાઓ પણ કશી જ અસર કરી શક્યાં નહિ. બીજા અખતરાઓ નિષ્ફળ જવાથી છેવટના ઉપાય તરીકે એ સુવિખ્યાત સર્જ્યને પેટની દીવાલની આરપાર ઉર્ધ્વગામી બૃહદઅંત્રમાં એક મોં કર્યું. આ નાળમાં એક ચાંદીના નાળચા મારફતે આંતરડામાં નવશેકું પાણી રેડવામાં આવતું. આનાથી ધાર્યું પરિણામ આવ્યું. જ્યારે એ માણસ અમારી પાસે સલાહ માટે આવ્યો, ત્યારે તે બે વર્ષ થયાં દરરોજ એ એના જમણા પડખામાં આવેલી નાળ મારફતે એનાં આંતરડામાં સવાશેર કે એથી વધારે નવશેકું પાણી રેડતો હતો. આ ક્રિયાથી એનાં આંતરડાં તો કામ કરતાં થયાં, પણ એના જખમમાં કોષનાશક અધઃપતનની પ્રક્રિયાના ચિહ્નો દેખાવાની શરૂઆત થઈ. અને એને દાકતરો તરફથી કહેવામાં આવ્યું કે, ત્યાં આગળ કેન્સર થવાનો ગંભીર ભય હતો. એને લઈને એ છેવટે નિસર્ગોપચારને શરણે આવ્યો.

નૈસર્ગિક જીવનપ્રણાલિ હેઠળ ચાર જ અઠવાડિયાંની અંદર, ઉપરથી જલસિંચન કર્યા શિવાય એનાં આંતરડાં કુદરતી રીતે અને નિર્બંધપણે કામ કરતાં થયાં ત્યારથી આજસુધી એનાં આંતરડાં એવાંજ કાર્યક્ષમ રહ્યાં છે.

શરૂઆતમાં એણે એ જખમને બીડાવા દીધો નહિ, કારણ કે એને એ ડર હતો કે એમ કરવાથી એની જુની ફરિયાદો—કબજિયાત અને અંત્રાવરોધ ફરી પાછાં દેખા દેશે. એણે એ નાળને દરરોજ નાળચું દાખલ કરીને કૃત્રિમ રીતે ખુલ્લી રાખી, જ્યારે ત્રણ મહિના સુધી એનાં આંતરડાં સ્વાભાવિક રીતે ક્રિયાશીલ રહ્યાં ત્યારે એણે એ જખમને બીડાવા દીધો. એ સંપૂર્ણ રીતે રૂઝાઈ ગયો અને ત્યારપછી આજ સુધી કેટલાયે વર્ષોના સમય દરમ્યાન એણે કશી જ તકલીફ અનુભવી નથી.

મેં આ કેસને એક વૈદકીય કૉલેજના વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકોના સમૂહ આગળ રજુ કર્યો. મારા વિવેચન દરમ્યાન મેં જણાવ્યું કે: "જો ત્રણ વર્ષના દવાવાદી અને સર્જીકલ અખતરાખોરી પછી ચાર અઠવાડિયા નૈસર્ગિક આહાર અને સારવારથી આંતરડા પાસે નૈસર્ગિક અને નિર્બંધ રીતે કાર્ય કરાવવાનું શક્ય બન્યું, તો શરુઆતમાં જ નૈસર્ગિક પદ્ધતિઓથી રોગનિવારણનું કાર્ય કરવાનું કેટલું બધું સહેલું બન્યું હોત! કેટલું બધું દુઃખ તેમજ સમય અને પૈસાનો દુર્વ્યય ટાળી શકાયાં હોત!"



# એટમ બોમ્બ અને વિશ્વશાંતિ

યુદ્ધો વિજ્ઞાનની જનેતા જેવાં છે. સંહારમાંથી સર્જન તે આનું નામ હશે? છેલ્લા યુદ્ધે માનવ જાતને ઘણી નવી વૈજ્ઞાનિક વસ્તુઓ આપી છે, જેમાં એટમ-બોમ્બનું સ્થાન શિરોમણિ છે. અણુ શક્તિને નિયંત્રણ હેઠળ લાવવાથી મહાન કાર્યો સહેલાઈથી પાર પાડવાની કલ્પનાઓ વૈજ્ઞાનિકો કરે છે, અને એ બધાની પાછળ માનવમાત્રના સુખની 'શુભ' ભાવનાઓ હોવાનું જણાય છે. એટમ-બોમ્બ જે હેતુ માટે બનાવવામાં આવ્યો છે તે હેતુ પાર પાડવામાં એની અસર રામબાણ છે, એટલે એની શોધ સફળતાને વરી છે. મહાનકાર્યોને સફળતાથી પાર પાડનારા નરપુંગવોની યાદીમાં આપણે એના શોધકો કે યોજકોને મૂકી શકીશું?

એનો ઉપયોગ સર્જનાત્મક કરતાં સંહારાત્મક છે, છતાં, ઘડી ઘડી લડવાને માટે તૈયાર થતાં રાષ્ટ્રો એના ભયથી યુદ્ધો ઉપાડતાં અચકાશે ને કોટિ પ્રયત્નો વડે પણ જે વિશ્વશાન્તિનું સ્વપ્ન પૂર્ણ થયું નથી તે એથી પૂર્ણ થશે એવી કલ્પના રજૂ કરવામાં આવી છે. એટમ-બોમ્બનો એક જ ફટકો ને લાખોની વસતિવાળું સુન્દર, સુશોભિત મકાનો, ઉદ્યાનો, સંગ્રહસ્થાનો ને પુસ્તક ભંડારોવાળું શહેર ઘડીના છઠ્ઠા ભાગમાં તારાજ બને છે. એનો પ્રચંડ અગ્નિ દિવસોના દિવસો સુધી ધૂંધવાયા કરે છે, ચારે બાજુ વિનાશનું પ્રચંડ મોજું ફરી વળે છે, લશ્કરનો નાશ થાય છે, નિર્દોષ શહેરીઓ અને બાળકો મરે છે, ભવિષ્યનું ઘડતર કરી શકે એવો એક 'જીવ' પણ એની સંહાર જ્વાળામાંથી છટકી શકે એમ નથી. રાષ્ટ્રો અને પ્રજાનો આવો સંપૂર્ણ પ્રલય થાય એવી પરિસ્થિતિમાં મૂકાવું કોઈ પણ રાષ્ટ્ર કદી પસંદ કરે નહિ. એટમ બોમ્બનો ભય અમને યુદ્ધોમાં ઊતરતા અટકાવશે. રાષ્ટ્રો બીજા રાષ્ટ્રો સાથે સંપથી રહેશે, એ ભયથી કે રખેને, બીજું રાષ્ટ્ર એટમ બોમ્બ લાવી એમના રાષ્ટ્રને નષ્ટપ્રાય કરી દેશે. લીગ ઓફ નેશન્સની મુત્સદ્દી, કવિઓનો સંસ્કૃતિ-સંદેશ, માનવની માનવી પ્રત્યેની બંધુત્વ ભાવના, નિર્દોષ માનવ પ્રાણીઓની ક્રૂર કતલેઆમની કરુણ હૃદયભેદકતા કે નીતિની સૂક્ષ્મ ભાવનાના ધ્વંસને નિહાળીને પ્રગટેલો ઋષિઓનો પુણ્યપ્રકોપ પણ "એક-વિશ્વ"ની ભાવનાને સાકાર કરી શક્યા નથી તો તે ભાવના 'ભય' જેવી માનવની એક નિર્બળવૃત્તિ સાકાર કરશે તે વસ્તુને આપણે કેવી લેખીશું? સ્વાભાવિક છે કે પ્રલય બોમ્બની બીક હેઠળ શક્તિશાળી રાષ્ટ્રો તરફથી થતાં અન્યાયો સહન કરવામાં નાના રાષ્ટ્રો મુત્સદ્દીગીરી માનશે, માનવતા માનશે, ડહાપણ માનશે. એમ નહિ બને તો સર્વનાશ સ્વીકારે જ છૂટકો. હજુ તો આ શોધનો આરંભકાળ છે, જગતની અનેક વસ્તુની માફક એ પણ વિકાસને પંથે જશે ને એની શક્તિમાં કંઈ કેટલોયે વધારો થશે! આજે એનો ભેદ ભલે એક જ રાષ્ટ્રના હાથમાં હોય કે મિત્રો બનેલા રાષ્ટ્રોના સમુહના હાથમાં હોય, તેથી કંઈ એની ભયાનકતામાં ફેર પડતો નથી. એના ઉપર નિયંત્રણ રહેશે કે "સંસ્કૃતિ ભરેલા યુદ્ધ"માંથી એને બાકાત રાખવામાં આવશે એવો વિશ્વાસ રાખવાનું પણ કોઈ કારણ નથી. એટલે એનો ઉપયોગ થવાનો છે એમ ધારી સૌ કોઈ વર્તશે એમ જણાય છે.

ધારો કે એટમ-બોમ્બના વિનાશકારી ભયને કારણે દુનિયામાં યુદ્ધો ઉપડતાં અટકશે ને યુદ્ધોની ગેરહાજરીને આપણે વિશ્વશાન્તિ ગણીએ તો એ વિશ્વશાન્તિ અને એની સ્થાપના પાછળ કાર્ય કરી રહેલાં બળો આપણે વિચારવાં જોઈશે.

મનુષ્યના જીવનમાં ભય અને પ્રલોભનનું સ્થાન અવગણવા જેવું નથી. નાના બાળકને માર મારવાનો ભય દેખાડશો તો એ તમારું પુસ્તક ફાડી નહીં નાખે, એને કાંઈ ખાવા આપવાની લાલચ બતાવશો, તો એ તમારી ટપાલ પોસ્ટઓફિસમાં નાખી આવશે. ગંગામાં સ્નાન કરવાથી પાપમુક્ત થવાય છે ને પરિણામે બીજે જન્મમાં સુખી જીવન જીવવાનું મળે છે. રસ્તામાં ચાલતાં કીડી મંકોડી પગે ચગદાઈને મરી જાય તો

પાપ લાગે છે ને નરકની યાતના સહન કરવી પડે છે, પરોપકાર ને યજ્ઞો કરવાથી મોક્ષ મળે છે ને સંસારના જન્મબંધનના ફેરામાંથી છૂટાય છે, ખૂન કરીએ કે પાપ ભરેલું આચરણ કરીએ તો ઇશ્વર ભારે શિક્ષા કરે છે; આવી આવી ધર્મે ઉપજાવી આપેલી માન્યતા પાછળ યોગ્ય રસ્તે માણસને વાળવા માટેના પ્રલોભનો અને એને ખોટે માર્ગે જતો અટકાવવા માટે અપાતો ડર નથી જણાતો? સુકાર્યની બક્ષિસરૂપે મળતાં મીઠાં ફળોને દુષ્કર્મની સજારૂપે ભોગવવા પડતા દુઃખોનો ઉલ્લેખ દરેક ધર્મના શાસ્ત્રોમાંથી જડી આવે છે. કીર્તિ મળે એટલા માટે કેટલાંયે પરોપકારી કાર્યો સારા ગણાતા માણસો કરે છે ને અપકીર્તિની બીકે અમુક કાર્યો કરતાં અટકી જાય છે. જગતના બીજા માનવ પ્રાણીઓના હિત માટે આ કાર્ય જરૂરી છે અથવા તો એમનું અહિત થશે માટે અમુક જાતનું આચરણ બિનજરૂરી છે એવી માત્ર શુદ્ધ ભાવનાથી કોણ, કેટલાં કાર્યો આરંભે છે? કોણ એ રીતે વર્તે છે? નિષ્કામકર્મના કરનારા મહાત્માઓ જગતમાં વિરલ છે. સામાન્ય માણસોએ તો આ સામાન્ય માર્ગનો જ આશરો લીધો છે અને કહેવું જોઇએ કે ન્યાય અને વ્યવસ્થા ટકાવવામાં આ પ્રક્રિયાએ મહત્ત્વનો ફાળો આપ્યો છે. માણસના સ્વભાવમાં રહેલી આ વૃત્તિના અવલોકન પછી એટમ બોમ્બ અને વિશ્વશાન્તિનો પ્રશ્ન વિચારીએ ત્યારે લાગે કે અનેક પ્રયત્નો વડે જે વિશ્વશાન્તિ સ્થપાઈ નથી તે આ ભયથી સ્થપાશે, યુદ્ધથી ત્રાસ પામેલા, આપણે આવી આશા રાખી બેસીએ ને આ પરિસ્થિતિને આવકારવા તૈયાર થઇ જઈએ એ સ્વભાવિક છે. માની લઇએ કે એટમ-બોમ્બ વિશ્વશાન્તિનો જનક બનશે ને દુનિયા ડાહી બની, એવી તો હળીમળીને રહેશે કે એટમ બોમ્બને એનો પરચો બતાવવાનો પ્રસંગ નહિ સાંપડે, એના ઉપયોગમાં રહેલી ભયાનકતા કદી સર્જાશે જ નહિ, ઘડીભર આ કલ્પના આપણને આહ્લાદક લાગે છે. પણ આપણા મનમાં શંકા જન્મે છેઃ શું ખરેખર એમ બનશે, ખરૂં? ને બનશે તો જગતની સૂરત કેવી હશે? પ્રજાઓના ભાઇચારાને પરિણામે પ્રગટેલો પરમાનંદ વિશ્વ ભોગવતું હશે ખરૂં? આ બધાને પરિણામે સઘળી પ્રજાઓ પ્રગતિને પંથે પડી સંસ્કૃતિની ટોચે પહોંચશે? 'યેન કેન પ્રકારેણ' વિશ્વશાન્તિની ઝંખના કરનાર એથી સંતોષ પામશે?

જો આ બધા પ્રશ્નોનો જવાબ 'હા' હોય તો એટમ-બોમ્બ આપણી પૂજાનો અધિકારી છે, પણ આસુરી સાધન વડે દૈવી સિદ્ધિ મળી હોય એવું ઉદાહરણ પુરાણોમાંથી કે ઇતિહાસમાંથી સાંપડતું નથી. સાધ્યને પ્રાપ્ત કરવામાં સાધનની યોગ્યાયોગ્યતાનો વિચાર ટાળવો સરવાળે હાનિકારક છે. શુદ્ધ અને મહાન સાધન વિના મહાન સિદ્ધિ પ્રાપ્ત નથી થતી, ને લાંબી ટકતી પણ નથી. વિશ્વશાન્તિના સાધન તરીકે એટમ-બોમ્બ કેવા પ્રકારનું સાધન છે? એ શુદ્ધ સાધન છે? ગૌરવભરેલું છે? મહાન છે? નીતિયુક્ત છે? ના એ શુદ્ધ નથી. એના ઉપયોગનું પરિણામ આપણે જાણીએ છીએ કે અતિકારુણ્ય છે. નિર્દોષની કંડી કત્લેઆમમાં શૌર્યનું ગૌરવ નથી પણ જાલીમોની ક્રૂરતા છે. સાધનવિહિન કે નિર્બળ ઉપર પોતાની સત્તા લાદવી અને એ ના પાડે તો એનો કચ્ચરઘાણ કાઢી નાખવો એમાં મહત્તા નથી પણ હીનતા છે. પ્રેમ કે સમજાવટથી નહિ પણ ભય અને ત્રાસ વડે પ્રજાઓને શાન્તિને માર્ગે ખેંચી જવામાં જરાએ ગૌરવ નથી. આ પ્રકારના સાધન વડે ગમે તેવા મહાન કે ઉપયોગી કહેવાતા કાર્યની સિદ્ધિ માટે મથવું એ કદાપિ નીતિયુક્ત હોઈ શકે નહિ. આ પ્રકારની વિચારણા પછી તાત્ત્વિક અર્થમાં આપણે કહી શકીએ કે એટમ-બોમ્બ વિશ્વશાન્તિના સાધન તરીકે અયોગ્ય સાધન છે.

હવે, એટમ-બોમ્બનો ભય અસરકારક થાય ને યુદ્ધો ઉપડતાં અટકે તો કેવી પરિસ્થિતિ ઊભી થાય તે વિચારવું જોઈએ. બાહ્ય ભયના દબાણ હેઠળ થતાં કાર્યનું પરિણામ વિપરિત આવવાનો સંભવ છે. જે દિવસે ભયનો માર્યો માનવી અન્યાયો સહન કરતાં બની જાય ત્યારે એનું તેજ હણાઈ જાય છે. પોતાના ઉપર વરસતાં દુઃખો મૂંગે મોઢે સહન કરતો અસહાય બની એ બેસી રહે છે, વિરોધનો એક ફુંફાડો મારવાની તાકાત પણ એ ગૂમાવી બેસે છે; પરિણામે બીજાએ લાદેલું જીવન જીવતો કંગાલ ગુલામ બને છે. માનવ તરીકેના શુભ ગુણો પ્રગટાવવાનું એને માટે શક્ય નથી હોતું, જીવનના ઉચ્ચ અને રમણીય તત્ત્વોનું પાન કર-

વાની કે સર્જન કરવાની નિસર્ગશક્તિ એ ગુમાવી બેસે છે, એ સ્થૂળ અર્થમાં જીવતો છતાં સૂક્ષ્મ અર્થમાં મરેલો એ જીવન વિતાવે જાય છે. એટમ-બોમ્બવાળાં કે શક્તિશાળી રાષ્ટ્રો તરફથી થતા જુલમો સહન કરી લેવા, એની ઈચ્છાઓ અને આકાંક્ષાઓને સમજી જવી, એના મદને પોષવો ને પોતાને જે સત્ય લાગ્યું હોય તેનું કે પોતાના હિતને માટે અપરિહાર્ય લાગે તેનું આચરણ ધર્યેણ ટાળવા ન કરવુ એ પરિસ્થિતિ કોઈ પણ રાષ્ટ્રના જુસ્સાને નષ્ટપ્રાય કરી દેવા પૂરતી છે. પછી, એ રાષ્ટ્ર કેવી રીતે પ્રગતિ કરી શકે? સંસ્કૃતિનું વિકાસમય સાતત્ય કેવી રીતે જાળવી શકે? પોતાની પ્રજાનો વિકાસ ક્યાંથી સાધી શકે? કઈ રીતે બળવાન ને પ્રાણપોષક સાહિત્ય રચી શકે? ને એ બધા વિના એ રાષ્ટ્ર પણ જીવતું છતાં મરેલું જ છે. સ્થૂળ અર્થમાં ભલે સ્વતંત્ર હોય પણ સાચા અર્થમાં એ ગુલામ જ ગણાવાનું. શોષિત બનવું એ માનવીની શોભા નથી, શોષક બનવું એ પણ શોભાસ્પદ નથી. એટમ-બોમ્બ આવા બે વર્ગો વિશ્વમાં ઊભા કરી દેશે. એક વર્ગ એટમ-બોમ્બ ઉપર કાબૂ ધરાવનાર શોષકોનો ને બીજો વર્ગ પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા એ વર્ગનો ગુલામ બની ચૂકેલા શોષિતોનો. ગંજાવર સાધન સામગ્રી માગી લેતું એટમ-બોમ્બનું અટપટું વિજ્ઞાન કાંઈ એકેએક રાષ્ટ્રને સાધ્ય હોય નહિ એટલે આવા બે વર્ગો ઊભા થવાના જ. જ્યારે વિશ્વ આવા બે વર્ગોમાં વિભિન્ન થઈ ગયું હોય ત્યારે એ સમય સંસ્કૃતિની દૃષ્ટિએ અધમ જ ગણાય પ્રજા પ્રજા વચ્ચે બંધુત્વના સંબંધને બદલે ઊંચ-નીચના, સેવક-શેઠના સંબંધો બંધાય એ ઉચ્ચતમ સ્થિતિ નથી. એટમ-બોમ્બના ભય હેઠળ આ રીતે પ્રગટતી વિશ્વશાન્તિ જગતને આગળ લઈ જવાને બદલે પાછળ લઈ જશે. યુદ્ધનો અભાવ વિશ્વશાન્તિ નથી. એટમ-બોમ્બના ભય હેઠળ જન્મતી શાન્તિ સ્મશાન શાન્તિ જેવી ત્રાસપ્રેરક હશે, દરેક રાષ્ટ્ર એકબીજા સાથે સમાનતાથી રહે, પોતાની શક્તિના આવિર્ભાવ માટે સંપૂર્ણ સ્વતંત્ર હોય, એકબીજાને ચૂસવામાં નહિ પણ પોષવામાં ગૌરવ લે, દરેક રાષ્ટ્ર વિશ્વ માટે ને વિશ્વ દરેક રાષ્ટ્ર માટે રહે તોજ માનવ સંસ્કૃતિ વિકાસને માર્ગે આગળ જાય એવી વિશ્વશાન્તિ પ્રગટે. એટમ-બોમ્બનો ભય એવી વિશ્વશાન્તિ પ્રગટાવી શકે એમ નથી જણાતું, એટમ બોમ્બ જેની પાસે હશે તે પોતાનું ગૌરવ પ્રગટ કરવા માટે, પોતાની મહત્તા ને સત્તા સ્વીકારાવવા માટે ને પોતાનો સ્વાર્થ સાધવા એટમ-બોમ્બનો ડર બતાવ્યા કરશે ને પ્રસંગ આવે એનો ઉપયોગ કરવા તૈયાર રહેશે એટમ-બોમ્બ સંગ્રહસ્થાનની નહિ પણ શસ્ત્રાગારની વસ્તુ બની રહેશે. એક વર્ગ પાસે સત્તાના અતિરેકમાંથી ઊપજતુ ગુમાન હશે, બીજા વર્ગમાં સાચી સત્તાના અભાવને કારણે પ્રગટતી દીનતા હશે. જેને પરિણામે ઊપજતી પરિસ્થિતિ વિશ્વશાન્તિને મદદરૂપ થવાને બદલે વિઘ્નરૂપ થઈ પડશે એટમ-બોમ્બના ભય હેઠળ, યુદ્ધો ઊપડતાં અટકશે તો પણ એવી યુદ્ધની ગેરહાજરી, સાચી વિશ્વશાન્તિ નહિ પ્રગટાવી શકે.

હવે, એટમ-બોમ્બનો ભય ખરેખર યુદ્ધોને અટકાવશે કે નહિ એ રીતે આ પ્રશ્ન વિચારવાનો રહે છે. કેટલીક વખત વ્યક્તિના કે પ્રજાના જીવનમાં યુદ્ધ અનિવાર્ય હોય છે. એવું યુદ્ધ ઉપાડવાની ઘડીએ કોઈ વસ્તુના ભય હેઠળ રાષ્ટ્ર કે પ્રજા યુદ્ધો ઉપાડતાં અચકાય એ કાયરતા છે. એવું કરનાર પ્રજા પોતાનાથી બળવાન પશુથી બીને ભાગી જતા જનાવર જેવી જ કહેવાય. માનવીમાં રહેલું ગૌરવ એને આ રીતનું આચરણ કરતાં અટકાવશે સ્વત્વ પ્રબળ બની જે ઘડીએ કાર્ય કરવા મંડી પડે છે ત્યારે માણસ પોતાની આગળ રહેલા ભયનો કે પરિણામનો વિચાર કરવા થોભતો નથી, અપરિહાર્યનું આચરણ એજ એક એની રટણા હોય છે, કોઈ પણ રાષ્ટ્ર એવી પરિસ્થિતિમાં આવી પડશે ત્યારે શક્તિશાળી રાષ્ટ્રના મદને પોષવાની ના પાડશે. ને માનહાનિ સહન કરીને ગુલામ જેવું જીવન જીવવાનો ઈન્કાર કરવાનું એનામાં જોમ પ્રગટશે, ત્યારે એ ચૂપ નહિ રહે. પ્રજાનાયકો અને વિધાયકો પ્રજામા યુદ્ધનો જુસ્સો પ્રગટાવશે ને પ્રજા પણ પોતાનું ધાર્યું મેળવવા કે સ્વાર્પણ કરી ખપી જવા તૈયાર થશે, નિશ્ચિત આદર્શને પહોંચવા માટે કે અન્યાયોનો સામનો કરતા મરણને વીરતાથી ભેટતા નરરત્નોથી ઈતિહાસ શણગારાએલો છે, આમ થશે ત્યારે એટમ-બોમ્બને અવગણવાનો જુસ્સો પ્રજામાં

કેળવાશે ને માત્ર એ ભય એમને યુદ્ધોમાં ઊતરતા રોકી નહિ રાખે, ભયથી ડરી જવું એ નીતિની દૃષ્ટિએ હલકું કાર્ય છે એ હકીકત બાજુએ મૂકી, માત્ર આ રીતે વિચાર કરીએ તો જણાશે કે વિશ્વશાન્તિ સ્થાપવા માટે ઍટમ-બોમ્બનો ભય કામયાબ બની શકે એમ નથી.

તો પછી એનો અર્થ એ કે ઍટમ-બોમ્બની ક્રૂર લીલા આપણે નીહાળે જ છૂટકો, યુદ્ધની ભીષણતા વધારે કરાલ બનશે, એના સતત ભય હેઠળ કેટલીએ ઉપયોગી વાતો ટાળવી પડશે, શક્તિશાળી રાષ્ટ્રને નમવાનું ને એની આજ્ઞાઓ કે ધુનો માથે ચઢાવવાનું નાના રાષ્ટ્રોને જરુરી થઇ રહેશે, મોટાં રાષ્ટ્રોની જો-હુકમી ને દાદાગીરી વધશે, ઍટમ-બોમ્બ ઉપર કાબૂ ધરાવનારી ટોળકીના હાથમાં વિશ્વનું ભાવિ બંધાએલું રહેશે. આમ વિશ્વશાન્તિ માટે એની શોધ નડતરરૂપ ને મોટી આફતરૂપ જણાય છે. એથી અનેક ગૂંચવાડાઓથી ભરેલી આપણી દુનિયામાં એક ત્રાસજનક ગૂંચવાડાનો વધારો થયો છે. એના શોધકોએ જગતને દુઃખ અને મૂંઝવણમાં મૂક્યું છે ને એના અત્યંત કાળા ભાવિના રંગને વધારે ઘેરો બનાવ્યો છે. નામ-શેષ ન રહે એવો ઍટમ-બોમ્બનો વિનાશ જગતનું ભાવિ માંગી રહ્યું છે. આપણે આશા રાખીએ કે આ વિપુલ પૃથ્વી ઉપર કોઈ એક કાળે એવો ઋષિ પયગંબર જરૂર પ્રગટશે કે જે સત્તા, મહત્ત્વાકાંક્ષા, સ્વાર્થ ધનલોલુપતા જેવા રિપુઓનો સંહાર કરશે ને પ્રેમ, પરમાર્થ ને અનાસક્તિનો પ્રજામાં સંચાર કરશે. એવા માનવીના દેહમાં વસેલો પવિત્ર ને પ્રબળ આત્મા જ ઍટમ-બોમ્બને જડમૂળથી ઊખેડી, સાચી ને કાયમી વિશ્વશાન્તિનાં બીજ વાવશે.



( અનુસંધાન પૃષ્ઠ ૯૬ થી આગળ )

આ એણે જ એને મારી નાખ્યો છે. એ ન હોત તો એ જરૂર જીવ્યો હોત."

"આ તમે કેવી વાત કરો છો?"

મેં મારું કામ ચાલુ રાખ્યું એટલે, "ઓ ભગવાન! હાય, હાય રે, આમને શું થયું છે રે!" એણે બૂમરાણ મચાવી મૂક્યું ને સાથે સાથે મને તાળીઓ બંધ પાડવાનું કહ્યું.

"શા માટે? શા માટે? મેં પૂછ્યું. પછી, હું બાળક પાસે ગયો અને બબડ્યો: "તું હમેશા યાદ રાખજે કે તારી મોટી બહેન તારા અકાળ મરણ માટે જવાબદાર છે! એ તારી ખૂની છે, હું તારો બાપ તને એનું વેર લેવાનું કહું છું......"

પછી તો શબની વિધિપૂર્વક ક્રિયા કરવામાં આવી. મા પોતાના બાળક પાસે બેસી છેલ્લું રડી, પછી એને નવડાવ્યું, એના કાનમાં કંઈ કહ્યું ને એને કફનમાં વીંટાળ્યું. ફરી પાછું રૂદન ચાલ્યું, જાગી ઊઠેલાં બન્ને બાળકોએ પણ એમાં સાથ પૂર્યો. હું બાળક પાસે ગયો અને બોલ્યો:

"સ્વર્ગમાં ભગવાન તને સર્વ પ્રકારની શાંતિ આપે, તું ત્યાં સુખી બને! ત્યાં ભગવાન આગળ તારા ગરીબ, ઘરવગરના અને આ ભરી દુનિયામાં હવે એકલો રહેનાર તારો બાપ સુખી બને એ માટે પ્રાર્થના કરજે!!! ......"

પછી, શાન્ત વદને, મૂગે મોઢે શબ ઉપાડ્યું, મારા સૌથી નાના બન્ને બાળકો તરફ હેત ભરી છેલ્લી દૃષ્ટિ નાંખી તેમની વિદાય લીધી અને ધીરે ધીરે ઓરડામાંથી નીકળી આ કાળઘેરી અંધારી દુનિયામાં આગળ વધવા માંડ્યું. [ સંપૂર્ણ.

# હરીફ

[ ગતાંકથી સંપૂર્ણ ]

અનુ. ભૂપેન્દ્ર ઉપાધ્યાય

ટૂંકી હોય તો પણ માથા પરથી ફાળિયું ઉતારીને વાળને પવનમાં ઊડવા દેતો. મારા માથાનું મને અભિમાન હતું. કાળા માથાનો માનવી જે કાંઈ કરી શકે છે તે હું પણ કરી શકું છું એનું મને અભિમાન કેમ ન હોય?

લટાર પૂરી કરી ઘરે પાછો જાઉં છું. હવે ચોરપગલીએ ચૂપકીથી અંદર જતો નથી પણ વટભેર ઘરમાં પ્રવેશ કરું છું. ઓરડાની વચ્ચે જઈને ઊભો રહીને મારી સમૃદ્ધિ પર દૃષ્ટિ કરું છું. બાળકો નિરાંતે ઘોરતાં હોય છે. બીજું શું દેખાય છે? એક, બે, ત્રણ–ત્રણ નાનાં માનવ પ્રાણીઓ, હમણાં એ ઘોર નિદ્રામાં પડ્યાં છે પણ મારા વિના એમનું અસ્તિત્વ જ શક્ય નથી. મારા લોહીમાંસમાંથી એ ઘડાયાં છે. એ ત્રણ માનવપ્રાણીઓ મારો જ અંશ છે અને હું એમનો અંશ છું. અને સામે સૂતેલી મારી પત્ની એ પણ મારી જ છે, મારા સિવાય બીજા કોઈની નથી, એના ગર્ભમાં મારું જ બીજ રહેલું છે. ઓહ, અમે કેટલાં? એક બે ત્રણ, મારી પત્ની ચાર, જન્મવાનું છે એ બાળક પાંચમું અને હું એમ છ જણાં. અને એટલે જ હું છઠ્ઠો છું. અને આ છએ જણાં મારાં જ છે, મારે લીધે જ છે. આખો ઓરડો મારા વડે ભરાઈ ગયો છે!

*

હવે તો હું ગૂંચવણમાં આવી પડ્યો છું. કેટલાયે વખતથી મારા મહાન હરીફને છાજે એવો પેંતરો રચીને, ધીરે ધીરે, મારી પત્નીને, એની જાણ બહાર, ભેગી કરી રહ્યો છું, કારણ કે એમ કરવાની આજે સોનેરી તક છે. હમણાં નહિ તો ક્યારેય નહિ એ હું જાણું છું પણ આ વાત એને કહેવાનું ખાળ્યા કરવું પડે છે. 'આજ નહિ તો કાલે' એવું રોજ બનતું રહે છે અને હવે તો સમય પણ થોડો રહ્યો છે. ગમે તે દિવસે એ 'સુવાવડી' બની જાય અને ત્યારે તો આ કામ મારે ખૂબ મોડું થઈ ગયું કહેવાય! પણ થવાનું હોય તે થાય. સાંજે જ્યારે એ આવશે ત્યારે વાત એમ નક્કી કર્યું. જેવી એ આવી કે એકદમ હું ધસ્યો. એના હાથમાંથી ટોપલો લઈ લીધો, અંદર ભાજી હતી તે પણ લઈને ઠેકાણે મૂકી આવ્યો. મારે ખૂબ પ્રમાણિકતાપૂર્વક કહેવું જોઈએ કે મારી પ્રિય તમને એ સાંજે હું જેટલી ખુશ કરી શક્યો તેટલી કોઈ પણ રસિક પોતાની પ્રિયતમાને ભાગ્યે જ ખુશ કરી શક્યો હશે! પણ મારે જે કહેવાનું હતું તે કહી શક્યો નહિ. મારી જીભ જ ઊપડી નહિ!

જ્યારે એ એનાં કપડાં ઉતારી પથારીમાં જાય છે એ વખતે લગીર પણ ક્ષોભ વિના બહાદુરીપૂર્વક થોડી ક્ષણો એની સમક્ષ રહી શકું છું. એ દિવસે એવી થોડી ક્ષણો વીતી ગયા પછી માથાથી તે પગ સુધીના મારા દેદાર તરફ યાચનાભરી દૃષ્ટિએ એનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કર્યો પણ મારો અર્થ એ સમજી નહિ અને એની સ્વાભાવિક બની ગયેલી કરુણાભરી નજર મારા તરફ ફેંકી છતાં હું ખસ્યો નહિ. અને મારાં કપડાંની હાલત એના ધ્યાનમાં ઉતારવા પ્રયત્ન કરી રહ્યો. વારાફરતી બધાં જ કપડાંની હાલત પ્રત્યે એનું ધ્યાન ખેંચ્યું. એ બધાં હવે તો કેટલાં જીર્ણ બની ગયાં છે એનું મારી મુખરેખાઓ વડે ધ્યાન આપ્યું. ફાટેલા ખમીસમાંથી બહાર ડોકાતા કરતી હાથની કોણીવડે એના મુખને સ્પર્શ કર્યો. એ રહી શકી નહિ.

"કેમ શું છે? આવા મૂંગા જેવા મારી આગળ શા માટે ઊભા રહ્યા છો?" એણે પૂછ્યું.

હું મૂંગો જ રહ્યો.

"આવા બાદરા જેવા ચાળા બંધ કરો. શું લકવો–બકવો થયો છે?"

હું કશું જ બોલી શક્યો નહિ.

આ વખતે નાની છોકરી જાગી ઊઠી અને એણે રડવા માંડ્યું. હું અને મારો હરીફ બન્ને જણા એક

સાથે થોડિયા આગળ ધસી ગયાં પણ મારા કરતાં એ વહેલી પહોંચી અને ઝોળીની દોરી ખેંચી એને સુવાડી દેવાનો પ્રયત્ન શરૂ કર્યો. હું નહિ ત્યાં જઇ શક્યો, નહિ પત્ની પાસે રહી શક્યો, ક્યાં જવું એનો પણ નિર્ણય થઇ શક્યો નહિ. ખરું કહું તો એક અનુભવી માતાની અદાથી સફળતાપૂર્વક નાની છોકરીને સુવાડવાનો એ સાચે જ સુંદર પ્રયત્ન કરી રહી હતી, પણ મારા કામમાં એવી દખલ હું કેમ ચલાવી લઉં? તરત જ ત્યાં ગયો અને ઝોળીમાંથી લગભગ ઊંઘી ગએલી છોકરીને ઊંચકીને ચાલવા માંડ્યું, તરત જ એ પાછળ દોડી અને એને મારા હાથમાંથી ખૂંચવીને એની મા પાસે જઈ ઊભી, એ વખતે તો હું ગમ ખાઈ ગયો, હું પણ મારી પહેલાંની જગ્યાએ જઈ ઊભો.

"નાનીને ઊંચકવાની તારી રીત તો જો?" મારા કરતાં વધારે સારી રીતે ઊંચકી શકતી હતી પણ મેં એનો વાંક કાઢવા જ કહ્યું.

"તમે, તમારું કામ કરો." એણે સુણાવ્યું.

"એટલે! એનો પગ તો જો કેવો વાળી નાખ્યો."

"તેની તમારે શું પંચાત છે?"

"મારે શું પંચાત છે એમ? હું એનો બાપ છું."

"પણ તમે એની જરા ચિંતા કરશો નહિ."

"શું? મારે એની ચિંતા ન કરવી? કેમ, હું એનો બાપ નથી?"

"બહુ સારું, બહુ સારું."

"કેમ ફાટી છે? બહુ સારું એટલે? અહીં આવ." હું તડૂક્યો.

"કેમ, તમારે એનું શું કરવું છે? જરા તો એને ઠરવા દો!" મારી પત્નીએ કહ્યું.

"જોને, એનો પગ કેવો વાળી નાંખ્યો છે?"

"એની તમારે શું પડી?"

"એટલે?"

"તમારે અહીંથી ખસવું છે કે અહીં જ ચોંટી રહેવું છે?"

"મારાં કપડાંનો દેદાર તો જો!"

"એના કરતાં તો મારાં કપડાં વધારે ફાટી ગયાં છે, નવાં તો મારે જોઇએ." મારી હરીફ બોલી.

"મારાં કપડાં તરફ જરા જો તો ખરી." હું નિશ્ચયી અને બહાદુર બન્યો હતો.

"મહેરબાની કરી હવે અહીંથી ચાલ્યા જાઓ!" મારી પત્ની એક જ વાત કરતી હતી.

હું હતો ત્યાંનો ત્યાં ઊભો રહ્યો, એટલે ભીંતમાં ખોસેલી સોય કાઢીને મારા પર ફેંકી, મારી બધી દલીલોનો એણે સરસ જવાબ દઇ દીધો. એનો અર્થ મને આવડતો હતો.

એવામાં મારા હરીફના હાથમાં નાની છોકરીએ સળવળવા માંડ્યું, કૂદવા માંડ્યું, પરિણામે એના હાથમાંથી એ પડી ગઈ, મારે માટે સરસ તક આવી ચઢી. સોય ફેંકી દીધી, ત્યાં દોડી ગયો, અને એનો ચોટલો પકડીને મારા પિતાપણાને છાજે એવી એક લાત જોશથી લગાવી દીધી, પછી કાન પકડીને "છોકરાં કેમ ઊંચકવા તે તને-શીખવું, આટલી મોટી થઈ પણ હજુ કંઈ ભાન નથી" કહીને તાડૂકી ઊઠ્યો, એટલે ધમસાણ મચી રહ્યું. શાકમારકીટ જેવો કોલાહલ મારા નાના ઓરડામાં સંભળાવા લાગ્યો. હવે તો પેલા બે નાના બાળકો પણ એની બહેન સાથે જોડાઈ ગયાં, નાનીએ રડવા માંડ્યું અને છોકરો પોતાની મોટી બહેન અને નાની બહેન–એમ બન્નેનું અનુકરણ કરવા લાગ્યો. મારી પત્ની શાન્ત પણ વ્યગ્ર ચિત્તે ઊભી હતી, શું કરવું એની તેને સમજણ પડી નહિ. હેતાળભાવે એનાં બાળકોને નીરખી રહેતાં એની આંખમાંથી આંસુઓ પડવા માંડ્યાં. પછી ગાંડી સ્ત્રીની માફક વાળ ખેંચીને માથું કૂટવા માંડ્યું, અંતે ભાન ભૂલીને એ પડી ગઈ. હું ગભરાયો અને બારી આગળ જઈ પાડોશીઓને મદદ માટે બૂમ પાડવા લાગ્યો!

× × ×

હવે મારું નશીબ રૂઠ્યું છે. નવું જન્મેલું બાળક અમારા સંસારમાં ત્રણ મહિનાનું આયુષ્ય ભોગવીને આ ફાની દુનિયા છોડી ગયું છે. એને પહેલવહેલું

જોયું ત્યારે જ મને તો લાગી ગયેલું કે મારું આ સદ્‌ભાગ્ય લાંબુ ટકે એમ નથી તરત મરવા માટે જ જાણે એ જન્મેલું !

એનો જન્મ મારે મન આશીર્વાદ સમાન હતો એને કારણે મારા હરીફને મેં થોડીવારને માટે તો જબરી હાર આપી હતી કારણ કે એવડા નાના નજીવા આકારને અડકવાની પણ એની હિંમત ચાલતી નહતી મારી પત્ની માર્કેટમાંથી વારવાર આવી ધવડાવી જતી મારા બીજા બાળકો માતાનાં દૂધથી ઊછરેલાં નથી થોડા દિવસ જ એમને એ સૌભાગ્ય મળેલું પછી તો મારે એમને કકડામાં સાકરનો ગાંગડો વીંટાળીને ચૂસવા માટે આપી મૂકવો પડતો એ રીતે એ ઊછર્યાં અને મોટાં થયા હવે હું એક વધારે બાળકનો બાપ બન્યો, હવે જીવવામાં મજા છે એમ મને તે વખતે લાગ્યું, પણ મારું સૌભાગ્ય લાંબું ટક્યું નહિ એના મરણનું કારણ મારી મોટી છોકરી જ છે, એ ન હોત તો બાળક થોડા મહિના તો વધારે જીવ્યું જ હોત એ હંમેશા બારણું ખુલ્લું રાખીને ચાલી જતી, એને એટલું પણ ભાન હતું નહિ કે પવનથી બાળકને શરદી લાગી જાય છે હું એને ઘણીવાર ધમકાવતો પણ એને કશી અસર થતી નહિ એક વખત મારે કહેવું પડ્યું, ' કેમ તારે એને મારી નાખવો છે શું ? ' ત્યારે એ નફ્ફટે જવાબ દીધો, " હા, મારી નાખવો છે, તેનું શું છે ? તમારાથી કોણ ડરે છે ! "

એ બાળકના આખા જન્મારામાં એના પ્રત્યે માયા રાખી કાળજી કરનારો એક માત્ર હું જ હતો એનું હૃદ જ એવું હતું કે એને અડવાની પણ બીજા તેનાની હિંમત ચાલે નહિ, પણ મેં એની કાળજી લેવામાં કાંઈ બાકી રાખી નથી

એ જે રાતે મરણ પામ્યું એ રાત્રિ તો ખરેખર યાદ રહે એવી છે ! એના આખા શરીર ઉપર એવું તેજ છવાઈ રહેલું મેં જોયું કે મને એમ જ લાગ્યું કે આ બાળક નથી પણ કોઈ પુખ્ત ઉંમરનું માણસ છે જાણે દુનિયાની બધી જ વસ્તુનું એને ભાન હોય ! એની પાસે ઊભા રહેતા મેં પૂજારી અનુભવી

બધા સૂતેલા હતા, સવારના ત્રણ વાગ્યા હતા, રાત્રિ અંધારી હતી ખૂબ જોશથી ઠંડો પવન વાતો હતો પૃથ્વી પરના એના જીવનની છેલ્લી ક્ષણ વિના વતું હતું ત્યારે મેં દીવો સળગાવી એના મુખ ઉપર પ્રકાશ પડવા દીધો એ તો શાન્ત રીતે પડ્યું હતું, માત્ર એની નાનકડી છાતી છેલ્લી વારના ધબકારા લઈ રહી હતી એના મુખ ઉપરની કરચલીઓવાળી ગોરી ચામડી પરથી રંગ ઊડી ગયો હતો એની આંખો બંધ હતી પણ એનો અંત આવી જાય એ પહેલા પા-એક ક્ષણને માટે નિર્મળ ભાળી ભ્રમર જેવી આંખ એકાએક ઊઘડી, મારા પર મંડાઈ ન મંડાઈ અને તરત જ હતી તેવી સદાને માટે બંધ પડી ગઈ મારાથી બોલી જવાયું. " મને માફ કર "

પાસેથી એક કકડો લઈ એના પર ઓઢાડી દીધો દીવો એની નજીક મૂક્યો ઓરડામાં ભૂતાવળ ભરાઈ બેઠેલી લાગી વાતાવરણનો ભાર લઈને મારું માથું બાળકની આગળ નમી પડ્યું

મારા મનમાં વિચાર આવ્યો ' મારે એકલાએ આ બધું શા માટે સહન કરવું ? ' અને હું સીધો મારી પત્ની પાસે ગયો, એને ઢંઢોળીને ઉઠાડી કહ્યું " ઊઠ, પેલો તો ગયો ! " ગભરી ગભરી એ એકદમ ઊઠી પડી પછી હું મારા હરીફ પાસે ગયો, એને જોશથી ધક્કો મારી જગાડી કહ્યું ' ઊઠ, તારો નાનો ભાઈ મરી ગયો "

બાળક પરનો કકડો ઉઠાવી લઈને ધીરે સાદે માતાએ રુદન કરવા માંડ્યું મોટી છોકરીએ પણ એનું અનુકરણ કરી ઠંડીમાં ધ્રુજતાં ધ્રુજતાં રોવા માંડ્યું એ બન્ને જોતા અવાક્ જેવો હું ઊભો રહ્યો પછી મારા હરીફ પાસે ગયો, એનો હાથ પકડીને ઓરડાની વચમાં લઈ આવ્યો, એની આંખ સામે ટગર ટગર જોયા કર્યું પછી તાળી પાડી ગાવાનું શરૂ કર્યું એને પણ કહ્યું કે આ આનંદના અવસરે તું નાચ, કૂદ ' અને હું જોરથી હસી પડ્યો !

મારી પત્ની બોલી ઊઠી " અરે, અરે, તમે તે ગાંડા થઈ ગયા કે શું ? "

મેં કહ્યું " ના, ના, હું ગાંડો નથી થઈ ગયો

( અનુસંધાન પૃષ્ઠ ૬૩ પર )

# માનીતી અને અણમાનીતી

સાને ગુરુજી
અનુ. સુશીલાબહેન દેશપાંડે

**એ**ક હતું ગામ. તે ગામમાં એક માણસ રહેતો હતો. તેને બે સ્ત્રીઓ હતી. એક હતી માનીતી અને બીજી હતી અણમાનીતી. જે અણમાનીતી હતી તે દેખાવમાં સારી ન હતી. તેને બહુ દુઃખ પડતું. કૂકડો બોલે ત્યારથી તે કામે ચઢે તે આખો દિવસ સતત કામ કર્યા જ કરે. કૂવાનું પાણી ભરે, નદી ઉપરથી ઢગલો કપડાં ધોઈ લાવે, ઢોરઢાંખરનું કામ કરે, દળવું–ખાંડવું વગેરે કામ એ જ કરતી. ઘરમાંના બધાનો એંઠવાડ પણ તે જ કાઢતી, કચરો વાળવો, લીંપણગૂંપણ, દીવાબત્તી બધું એ પોતે એકલે હાથે કરતી. ઘડીભર પણ તેને આરામ મળતો નહિ. આટલું બધું કામ તે કરતી હતી છતાં તેની સાથે કોઈ ભલાઈનો અક્ષર પણ બોલતું નહિ. તેને સારો કોળિયો પણ મળતો નહિ. તેને ભાગે તો રોજ વાસી ને ટાઢું ખાવાનું જ આવતું. તેને પહેરવા માટે ફાટેલા ઊતરેલા લૂગડાં જ મળતાં. સૂવા માટે પણ ફાટલી ગોદડી હોય. તેના શરીર પર મંગળસૂત્ર ઉપરાંત કંઈ પણ ઘરેણું ન હતું. હાથમાં સરખી બંગડી પણ ન હતી. ઘરેણાંની વાત તો જાણે છોડી દઈએ, એ વિના તેનું કંઈ અટકી પડતું નહિ. મફતનો મીઠો બોલ, તે પણ તેને માટે કેમ મોંઘો હોવો જોઈએ? પરંતુ દુનિયામાં મીઠાં વચનોનો પણ દુકાળ જ હોય છે.

અણમાનીતીની શોક તેને બધાના દેખતાં મહેણાં મારતી, અને તેનું અપમાન કરતી. બધાના દેખતાં અપમાન સહન કરવા કરતાં મરવું બહેતર, એમ કોઈ પણ માણસને થાય. અણમાનીતી મનમાં ને મનમાં કહ્યા કરતી: “ બળ્યું મર મર મરીએ, છાતીફાટ કામ કરીએ, તોપણ કશાની કદર નહિ. અને ગાળો, શાપ, નિંદા, અપમાન એ વળી વધારામાં બક્ષીસ!” માણસ કામથી કંટાળતું નથી. “ થાકી હઈશ ને!” એવો મીઠો શબ્દ તેને કોઈ કહે તો તેનો થાક ઊતરી જાય છે. માણસ પ્રેમનું ભૂખ્યું હોય છે. અણમાનીતીને આ જગતમાં પ્રેમ મળવાનું અશક્ય થઈ ગયું. જેને પ્રેમ અને સહાનુભૂતિ મળતાં નથી તેના કરતાં વધારે અભાગી અને દુઃખી કોણ હોઈ શકે!

માણસની સહન કરવાની શક્તિની પણ મર્યાદા હોય છે. વધારે તાણવાથી તે તૂટી જાય છે. અણમાનીતી એક દિવસ સાવ જ ત્રાસી ગઈ, તેને પોતાના જીવ ઉપર કંટાળો આવ્યો. પરમેશ્વર નિર્દય છે એમ તેને લાગ્યું. શા માટે હવે આ જગતમાં જીવતા રહેવું એવો વિચાર મનમાં આવતાં તે બહાર પડી. તે જીવતા નરકવાસમાંથી જાનવરોના ઢબામાંથી તે બહાર પડી. બહાર ઘણી જ રાત પડી હતી. બધે નીરવ સ્તબ્ધતા હતી. દૂર ક્યાંક કૂતરા ભસતા સંભળાતાં હતાં. શિયાળોના રડવાનો અવાજ પણ સંભળાતો હતો. એકાદ પક્ષીનો દયામણો અવાજ વચમાં તેના કાનપર આવતો. કૃષ્ણ પક્ષ હોવાથી આકાશમાં ચંદ્રમા નહોતો. ચોમેર અંધારું હતું. તારાઓનો થોડોક અસ્થિર પ્રકાશ હતો ખરો.

અણમાનીતી ચાલી, એકલી એકલી ચાલી. તેનું દુઃખ તેની સાથે હતું જ. તેનાં આંસુ તેની સાથે હતાં. પગમાં પગરખાં ન હતાં. રસ્તો બરાબર દેખાતો ન હતો. પગે કાંટા વાગતા હતા, પથ્થર ખૂંચતા હતા. પરંતુ શોકની ગાળો અને મહેણાં સાંભળવા કરતાં આ

કાંટાનું વાગવું, પથ્થરોનું ખૂંચવું કંઈ વધારે દુઃખકારક ન હતું. અથડાતી કુટાતી તે જતી હતી.

હવે રાત પૂરી થવા આવી હતી. મળસ્કુ થયું હતું. ઝાકળનાં ટીપાં ટપોટપ પડતાં હતાં. જાણે અણુમાનીતી માટે કુદરત રડતી ન હોય ! ઝાડપર પક્ષીઓનો કિલકિલાટ શરૂ થયો હતો. ઝાડોની આકૃતિઓ ધીમે ધીમે સ્પષ્ટ થવા લાગી. પો ફાટવા લાગ્યો. પ્રકાશ ફેલાવા લાગ્યો. પરંતુ અણુમાનીતીના મનમાં તો અંધકાર જ હતો. જગત ઊંઘમાંથી જાગતું હતું. અણુમાનીતી કાયમની ઊંઘ લેવા ચાલી. હતી.

સામે ગાઢું જંગલ હતું. જંગલમાં થઈને તે ચાલી. જતાં જતાં એક ગમ્મત થઈ; જે પગદંડીએ અણુમાનીતી જતી હતી તે રસ્તે એક તુલસીનો છોડ ઊગેલો હતો, એ તરફ અણુમાનીતીનું ધ્યાન ગયું. વટેમાર્ગુઓએ તુલસીનાં પાંદડાં ચૂંટીને ખાધાં હતાં. તુલસીનો છોડ દયામણો દેખાતો હતો. અણુમાનીતી તે છોડ પાસે ગઈ અને તેને પગે લાગીને બોલી. " જય તુલસીમાતા, તને વટેમાર્ગુઓએ ચૂંટી ખાધી, તારાં પાંદડાંની સમૃદ્ધિ તેઓએ લૂંટી લીધી, પરંતુ તને કોઈએ પાણી સરખું પાયું નહિ, તારાં ઉઘાડાં મૂળિયાં પર માટી ઢાંકી નહિ. ઊભી રહે હું તારાં ઉઘાડાં મૂળિયાં પર માટી ઢાંકુ છું અને તને પાણી પાઉં છું " એમ કહી અણુમાનીતી આસપાસ પાણી શોધવા લાગી. એક નાનકડું પાણીનું વહેણ ખળખળ કરતું વહેતું હતું. અણુમાનીતીએ ખાખરાનાં પાદડાંનો પડિયો બનાવ્યો ને તે પડિયા વડે તેણે તુલસીના છોડને પાણી પાયું. આસપાસની જમીન ખોદીને તુલસીનાં મૂળિયાં પર માટી ઢાંકી. અને તેને નમસ્કાર કરી અણુમાનીતી આગળ ચાલી.

મનમાં વિચાર કરતી કરતી તે ચાલતી હતી. રસ્તામાં એકાદ તળાવ કે નદી આવશે અથવા ઊંડો ધરો આવશે તો તેમાં હું પડતું મૂકીશ અને મરી જઈશ. એમ મનમાં વિચાર કરતી તે જતી હતી એટલામાં એક દેવકપાસનું ઝાડ રસ્તામાં આવ્યું, દેવકપાસ સરસ હોય છે; તેના રેસા સુંદર સુંવાળા દેખાય છે. દીવેટો વગેરે બનાવવા માટે સ્ત્રીઓ આજ કપાસનું રૂ વાપરે છે. માટે તેને દેવકપાસ કહે છે. તે દેવકપાસનાં જીંડવાં રસ્તે ચાલનારાઓએ તોડી લીધાં હતાં. તે ઝાડપરની સફેદ ધનદોલત બધાંએ લૂંટી લીધી હતી. પરંતુ તેની કાળજી કોઇએ લીધી ન હતી. કોઈએ તેનાં મૂળિયાંપર મૂઠી ભરીને માટી પણ નાખી ન હતી અને તેને ટીપું પાણી પણ પાયું ન હતું. બધાં મફતિયું લેનારા હોય છે. અણુમાનીતી તે ઝાડ પાસે ગઈ. દુનિયામાં જેને સહાનુભૂતિ મળતી નથી, જેની પૂછપરછ કોઈ કરતું નથી, તેને જીવવું કેવું વસમું થાય છે તેનો તેને અનુભવ થયો હતો. તે પેલા દેવકપાસના ઝાડ પાસે ગઈ અને બોલી, "હે કપાસના વૃક્ષ, છાનો રહે, રડીશ નહિ, હું તને પાણી પાઉં છું અને તારા મૂળિયાં પર માટી ઢાંકુ છું." એમ કહી તેણે તેને પાણી પાયું, તેનાં મૂળિયાં માટી વડે ઢાંક્યા અને આગળ ચાલી.

તે હવે અધીરી થઈ હતી. મનમાં તે કહેતી હતી કે, હજી કેમ કોઈ તળાવ કે કૂવો અથવા ઊંડા પાણીનો ધરો દેખાતો નથી ? એટલામાં રસ્તમાં એક જમરૂખનું ઝાડ આવ્યું. રસ્તે જનારાઓ તેના જમરૂખ ખાઇ ગયા હતાં, કાચા છે કે પાકા છે તે જોયા વિના પણ લઈ ગયા હતાં. તેઓ જમરૂખને પથ્થર મારતા અને જમરૂખ પાડી લેતા. પક્ષીઓ માટે પણ જમરૂખ રહેતા નહિ. કારણ કે પ-

ક્ષીઓ જમરૂખ પાકે ત્યારે જ તેને ખાય છે, પરંતુ માણસ એટલી ધીરજ ક્યાંથી લાવે! તે તો જમરૂખને પાકતા પહેલાં જ ખાઈ જતા. પક્ષીઓ કહેતા "આ મનુષ્ય પ્રાણી બધી દુનિયામાં સૌથી વધારે લોભિયો દેખાય છે. તે ખાઉધરો અને સર્વભક્ષક છે." પરંતુ તે અણમાનીતી એવી ન હતી. તે જમરૂખના ઝાડ પાસે ગઈ અને બોલી "જમરૂખના વૃક્ષ! કોઈએ તારી પૃછપરછ નહિ કરી હોય, તને પાણી પણ પાયું નહિ હોય, તેથી તારી આવી અવદશા થઈ લાગે છે. હું તને પાણી પાઉં છું હોં, તારા મૂળિયાં ઉપર માટી પણ નાખીશ," તેણે તે પ્રમાણે કર્યું અને તે આગળ ચાલી.

તે ગાઢું જંગલ પૂરું થયું અને ખુલ્લું મેદાન શરૂ થયું. સૂર્ય માથાપર આવ્યો હતો. હવે તો પગ પણ દાઝવા લાગ્યા. એટલામાં એક મોટું તળાવ તેની નજરે પડ્યું. તળાવ કેમ, તે એક મોટું સરોવર જ હતું. તેમાં સુંદર કમળો ખીલ્યાં હતાં. પાણીની મંદ લહેરો નાચતી હતી પાણીમાં હંસ વગેરે પક્ષીઓ નાવની જેમ ડોલતાં હતાં, તે સરોવરની એક બાજુએ ઓવારો પણ બાંધેલો હતો. અણમાનીતી તે ઓવારાપર જઈને ઊભી રહી.

તેણે છેવટનો નિશ્ચય કરી લીધો તેણે સાડીનો છેડો ખોસી લીધો. તે હવે પાણીમાં પડતું મૂકવા જતી હતી એટલામાં "હે અભાગી જીવ, જરા થોભ. આવી રીતે જીવ દઈશ નહિ." એવા શબ્દો તેના કાન પર પડ્યા.

એ શબ્દો ક્યાંથી આવ્યા હશે? એવો કોણ અનાથનો નાથ, ગરીબનો બેલી ત્યાં હતો? ત્યાં એક સાધુ રહેતો હતો. આ બાઇના હલનચલન પરથી તે હવે જીવ દેશે એ વાત તે સમજી ગયો, તેના જ એ શબ્દો હતા.

તે શબ્દો સાંભળી અણમાનીતી ચોંકી ગઈ, જરા ગભરાઈ પણ ખરી. આ નઠારી દુનિયા મને નિરાંતે જીવવા પણ દેતી નથી કે નથી સુખેથી મરવા પણ દેતી. દુનિયા સાચે જ દુષ્ટ છે એમ તેને લાગ્યું.

તે સાધુ પાસે આવ્યો. વહાલથી બોલીને કહ્યું, "તમે શા માટે જીવ દો છો? પ્રભુએ આપેલી આ સોનાની કાયા શા માટે પાણીમાં ફેંકી દો છો? આ દેહ સેવામાં વાપરો. પરોપકારના કામધંધામાં ઘસાવા દો, આત્મહત્યા કરવી એ સૌથી મોટું પાપ છે. ના, ના, આવું અવિચારી પગલું ભરશો નહિ, મારું સાંભળો."

અણમાનીતી બોલી, "મહારાજ, તમે કહો છો તે ખરું છે, આત્મહત્યા કરવી એ મહાપાપ છે એ હું જાણું છું તેથી જ હું આજ સુધી થોભી. પણ હવે થોભવું અશક્ય છે. મારી ધીરજ ખૂટી ગઈ છે. કઈ આશાએ હું જીવું? દુનિયામાં શાને આધારે દહાડા કાઢું? વહાલનો એક શબ્દ પણ મને મળતો નથી. એક કોળિયો પણ મને સુખેથી ખાવા મળતો નથી. બધું મર મર મરીએ તો પણ તેની કદર થતી નથી. કૃપા કરીને મને મરવા દો. હું મરી જઇશ તો તેથી કોઈ રડવાનું નથી. મને મરવાનું સુખ તો મળવા દો." સાધુએ કહ્યું, "તમને શાનું દુઃખ છે?" અણમાનીતી બોલી, "હું મારા ધણીની અણમાનીતી છું, માનીતીનું બધું સારું ગણાય, મારું બધું જ ભૂંડું ગણાય, પ્રભુએ મને રૂપ આપ્યું નથી તેમાં મારો શો વાંક? પણ એટલા માટે જ બધાં મારી પજવણી કરે છે, મને હેરાન કરે છે ગમે તેમ બોલે છે, મારા બૂરા હાલ કરે છે, કદરૂપી સ્ત્રીએ શા માટે જીવવું? પરમેશ્વર ફૂલોને, પતંગિયાંને કેવાં

મોંના હાવભાવ ઉકેલીને કહી શકાય કે વાત અતિ ગંભીર, ગુપ્ત તેમ જ તાકીદની છે.

દુકાનનો વાણોતર છોકરો, પ્રથમ વારની સૂચના મુજબ ઉતાવળે જઈને એક દુકાને કંઈક કહી આવ્યો, ત્યાં વળી બીજી દુકાને જવાની સૂચના થતાં એ બીજી વાર દોડ્યો, ને પાછો ત્રીજી વાર આજ્ઞા થતાં એ ત્રીજે ઠેકાણે પહોંચાડી આવતો હતો ત્યારે રસ્તામાં મળી ગયેલાંઓને કેટલાકને તોતળી જીભે કહેતો હતો કે 'ઈ તો કરમીની જીભ ને અકરમીના ટાંટિયા! શાસતરમાં કહી મેલ્યું જ છે ના.'

દુકાન પર નગરશેઠ કંઈક પ્રશ્નો પૂછતા હતા ને હેમાણી જવાબ વાળતા હતા.

'નજરે જોયો?'

'હા, સગી આંખે.' કહેતાં એણે આંખોના ખાડામાં આંગળી ખુતાડી.

'કેવડોક હતો?'

હેમાણીએ બેઉ હાથ લાંબા કરી વાંભનું માપ બતાવ્યું.

'એવડો મોટો?' શેઠના મોં પર અજાયબીનાં ચિહ્નો ખેંચાઈ આવ્યાં.

'ધરમથી.'

'દરમાં પેસી ગયો?'

'બચાડો પાણીના રેલા જેમ દરમાં હાલ્યો ગયો.'

'સામો થ્યો'તો?'

'અરે વાત કેની! ગાયના ઉપલા દાંત જેવો હતો બચાડો.'

'પથરા માર્યા તે તમે જોયું!'

'આંખ્યુંના સમ. માથે રાત જેવું ધોળું છે. ખોટું શીદ બોલું! આમાં ક્યાં ઘરાકને સાચવવું છે!'

'કેટલા પથરા માર્યા?'

'ઈનો તે નેઠો હોતો હશે? પણ તમે જોયો હોય તો છક થઈ જાવ. રેશમનું આંટલું જોઈ લ્યો! ધમરક સોનાની પાટ જોઈ લ્યો! આપણને તો કળના દેવ જ લાગે. દીવો કરીને પગે લાગવાનું જ મન થાય. એવા જીવને માથે ગજબ ગુજાર્યો.'

'દરમાં તાપણું કર્યું' ઈ તમે દીઠું?'

'દીઠું બાપુ દીઠું. સગી આંખે દીઠું. ઘાસની ઝાળી લીધી, કરગઠિયા વીણ્યાં, દરમાં બધો કૂચો ઠાંસ્યો, ને પછી દીવાસળી મેલી. મેલ્યા ભેળું તો સડડડડ!'

'તમે જોતા'તા ને બધું કર્યું?'

'જોતો હોઉં તો જ આ બધો વરણવ કરું ને!' હેમાણી શેઠ વર્ણનને વરણવ કહેતા.

'એણે તમને જોયા'તા?'

'ના રે! મને જોઈ શકે તો તો પછી થઈ રૂડું ના? હું તો બાપા, રેલ્વેની સડકને માથે, સીંગલના ઓટાની આડે લપાઈને જોતો'તો.'

એટલી વારમાં તો વાણોતર જેને તેડવા ગયો હતો એ ત્રણે મહાજનના શેઠિયા હાજર થયા, અને બજારમાં બહુ અવરજવર ન હોવા છતાં, હેમાણીએ કહ્યું કે 'આંહીં નીચે નહિ, મેડીએ જઈએ તો ખુલાસે વાત થઈ શકે.'

પાંચે જણા ચડયા મેડી ઉપર. ત્યાં ગોઠવાઈને બેઠા પછી નગરશેઠે ભીંતનો પથરો પણ રખે સાંભળી જાય એટલી બધી તકેદારી રાખીને પછી, આવેલાઓને વાત કહી—

'આજ બપોરે રેલ્વેની સડકના નકટી-નાળા આગળ, બજાર જવાના જે ખાડા છે તે જગ્યાએ, એક મુસલમાન જુવાને એક મોટા સરપને પથરે મારીને પછી, એ સરપ ભોણમાં પેસી ગયો, એટલે એ ભોણને મોઢે ઘાસ, કરગઠિયાં ઠાંસીને દીવાસળી ચાંપી દીધી છે, ને એ બનાવ હેમાણીએ નજરોનજર જોયો છે.'

સાંભળ્યા પછી ત્રણમાંથી એક બુજરગ જેવા જણાતા વેપારીએ કહ્યું: 'તે હવે શું છે એ વાતનું?'

'શું છે એટલે?' હેમાણી સહેજ તપ્યા.

'એટલે એમ છે ભા, કે એવી વગડામાં બનેલી બાબતને ચૂંથવાની શી જરૂર છે? તમારી નજરે બની છે?'

'અલબત્ત.'

'એમ નહિ, તમારી સામે જાણી જોઈને તમને કાચવવા સારુ એ કામ થયું છે હેમાણી?'

'ના.'

'તયેં પછે, એવી વાતને ચોળીએ નહિ. નીકર છાણે ચડાવીને વીંછી ઘરમાં આણવા જેવું થાય.' કહીને એ વૃદ્ધે કપાળે હાથ ફેરવ્યો.

'કોનો છોકરો હતો એ?' બીજા એક આધેડ વયના ગૃહસ્થે પૂછ્યું. એના ગળામાંથી ઘાંટો ઘસઈને પેચાઈને બહાર નીકળતો હતો.

'કાસમા ઘાંચીનો. નામ રમઝાન. દેશાવરથી આવ્યો છે હમણાં.'

'કાસમા પાસે તમારું કંઈ લેણું તો નથી ને હેમાણી?' એમ પૂછતાં પેલા બુઢ્ઢાએ મોં મલકાવ્યું.

'દુકાની યે નહિ.'

'તયેં તો ભા! કહું છું કે આ વાતને આંહીં જ દાબી દેજો: નાહક ઊઠ પાણા પગ પર કરીશ મા.'

'તો ભલે. માજનનું આથમી ગ્યું માનશું. ઈ સુંવાળો જીવ, વાંભ એક પૂરો, આગમાં કેવો સસળ્યો હશે, એ વિચારે જ હું તો કળકળું છું. પણ હવે કાંઈ નહિ. માજનનું જોર ગ્યું. પાણી ગ્યું. ક્યાં એ વખત ને ક્યાં આ કાળ! પેટીમાં નાખીને પરભાટી પરગામથી સંતાડી લાવનારને એક જણને માટે પણ જે માજને હોલ મેમણ કોમને હલબલાવી મૂકીં'તી ને મારી મગાવી'તી, તે જ માજન આજ થૂં કે ચાં કરી શકે નહિ, એવી વેળા આવી ગઈ. કાબે અરજણ લૂંટિયો, ઓઈ ધનુષ ઓઈ બાણ, આ એના જેવું થ્યું.'

બીજા બે જણા, જે ચૂપ હતા તેમાંથી એકનું શરીર સળવળ્યું. બુઢ્ઢાએ એને પુછ્યું, 'કાં નાગર, તારે કાંઈ કહેવું છે?'

'આપણે કાંઈક એવું કરીએ, કે સરપ મરે નહિ ને લાકડી ભાંગે નહિ.'

'શું? તું જ કહે.'

'કાસમાની વઉને છાનીમાની તેડાવી ઠપકો દેવો, એટલે એને ખબર તો પડે કે આ કૃત્યોને આપણે જાણીએ છીએ, પણ મોટે દિલે એ બધું નભાવી લઈએ છીએ.'

'એ વાતમાં કાંઈ માલ નથી નાગર!' બુઢ્ઢાએ કપાળે ફરી હાથ ફેરવતાં ફેરવતાં જણાવ્યું:' ઈ ભલી હશે તો પાલવ પાથરીને કહેશે કે છોકરાને કશું કહી નહિ શકું બાપજી! ને જો બાંઠી થઈને એ ગરમ વેણ બોલી જશે, તો આપણી બીડી મૂકી ઉપાડી પડી વા ખાશે. માટે હું તો કહું છું કે ભા! કાળને ઓળખો, કાળબળને પિછાણો, પેટના પાકેલા જુવાનને પણ કશું કહી શકાતું નથી, તો આને, દેશ આખામાં વીફરી બેઠેલાઓને શું કહી શકશે? હજી શ્રાવણ મહિનો પાળે છે, ખાટકીની દુકાન રાજીખુશીથી ખોલવા રજા દીધી તે છતાં ખોલતા નથી, ખાજ અખાજ જે કાંઈ કરતા હોય તે અદબ આમન્યા રાખીને કરે છે, ને વળી જુએ પણ છે, કે આપણા માજનના જ કેટલા નખીરા ગરાશિયા ફોજદારની સાથે ગામડે જઈ જઈ કેવી ગોઠ ઉડાવે છે. માટે મૂંગા રહો તો ઠીક છે, ભરમ સચવાશે. બોલ્યું બહાર પડ્યું એટલે પછી હાંઉ, વા ખાશે.'

ગરાશિયા ફોજદારની સાથે ગામડાંમાં દારુ-માંસની મેહફિલ ગોઠવનારા મહાજનના ગૃહસ્થોના નખીરાઓની વાતનો ઇસારો થતાં તો ત્રીજા જે ગૃહસ્થ તદ્દન ચૂપ હતા તેમનું શરીર તકીઆ પર એકાએક સંકોડાઈ ગયું. બુઢ્ઢા વેપારીએ એમની સામે તિરછી નજરે પણ જોયું નહિ.

*

## પ્રકરણ અગિયારમું

### મુર્દામાં પ્રાણસંચાર

સરપની હકીકત પર આ રીતે ધૂળ વાળીને પાંચે ગૃહસ્થો છેવટે ઊઠી ગયા. પણ હેમાણીના પેટમાં અળશિયાંની જેમ એ વાત સળવળતી રહી. એમના હોઠ ફફડ્યા વગર રહી ન શક્યા. ઠેર ઠેર એણે આ ઘટના વર્ણવીને 'સરપ કેવો સસડ્યો હશે!' એ કલ્પનાનું કરુણ ચિત્ર દોર્યું, અને માજનની પત ગયાનું કલ્પાંત કર્યું. એક દુકાને બેઠેલા બે ત્રણ જણના પગ પર ને ખભા પર થપાટો લગાવતે લગાવતે એણે કહેવા માંડ્યું: 'ઈ જમાનો ક્યાં, ને

કયા આ જમાનો! વીશ વરસમા તો માજને દીવાળું કાઢ્યુ. તે દી' તો ફૂલા શેઠનો હાકોટો હતો. પેશાબ છૂટી જાય પેશાબ! ઊભા બોલમા ખણખૂંટ, ચરતા તે દી' પણ બેકુ લાકડી તો મારી જુએ! ચામડાં ચીરી નાખે ફુલો શેઠ. તે દી' તો ભૈલા–' (પાસેના એક જુવાનને સાથળ પર હથેળી મારીને–) તાજીયા ફૂલો શેઠ નક્કી કરે તે રૅમે નીકળે ને ટાઢા થાય. તે દી' તો દીકરા મારા! ગલુડિયાનો પગ કચરાતો જો ગામની બજારમાં, તો પચીસ દુકાનદાર ડેકડો મારીને હાટેથી ઊતરતા, ગાડાખેડુને ટાટીએ ઝાલીને નીચે નાખતા, ઓલ્યો ભલેને પાથરુ ઉતારે, ભલેને બળદનો વાંક કાઢે, પણ પ્રથમ તો ઢીંકે પાટુએ બોખરો કરતા ને પછી બે મણ જાર ચબૂતરે નખાવતા, આ ઈ જમાનો હતો મારા બાપ!' – કહીને વળી પાછું ચપાટનું પૂર્ણવિરામ એક ત્રીજા સાંભળનારની છાતી પર મૂક્યું.

'હવે એ જમાનો ન કહેવાય હેમાણી ફુવા!' નવા જ કટનું જવાહર જાકીટ જીવનમાં પહેલી જ વાર (કારણ કે એના બાપાનું મરણ થયું હતું) સીવડાવીને પહેરી આવેલા જુવાને ફુવાને, ઉશ્કેરવા માટે જ જાણે કહેલો હોય તેમ કહ્યું: 'ફુલા શેઠ જો આજ હોત ને ફુવા, તો એનેય સમસમીને બેસી રહેવું પડત. ઠીક હવે, તે દી' નાના મોટા અમલદારોને હારતોરા પહેરાવીને અમે માજનને પૈસે કે અપાશરા દેરાસરને ખરચે જોખમે વારપરબે અમલદારોને મીઠાઈના ખૂમચા મોકલીને ચલાવ્યું હતું મારા ભાઈ!'

'લે હવે રાખ રાખ ગગા!' હેમાણીને પણ, જુવાને ઓતાર આવે તેમ ચાનક ચડી: 'મીઠાઈ યે દેવી પડે ને અનાજની ગુણો યે મોકલવી પડે. કાર-ભાર ચલાવવા'તા! ઓફીસી રમત નો'તી રમવી. હાકેમોને હાથમાં રાખવા જોવે ગગા!' એમ કહીને વળી પાછો એ જુવાનનો વાંસો થાબડ્યો. અને બીજો એક જણ આ વાર્તાલાપમાં નહોતો તેને પણ હડ-બડાવીને પૂછ્યું: 'ખોટું કહું છું મફતલાલ!'

મફતલાલ આગલા દિવસનું વાશી છાપું, એ દુકાનેથી જડી ગયું તેનું વાચન કરતા હતા. એની આંખો, વિશ્વયુદ્ધમા ઊતરેલા જાપાનનાં એક પછી એક પરાક્રમને પકડતી હતી, અને એને ઓચીંતાનો આ હેમાણી શેઠનો હડદોલો વાગતાં એ બોલી ઊઠ્યા: 'લ્યો મારા શેઠ, રંગૂનને માથે વાવટો ચડી ગ્યો.'

'કોનો?'

'ચીબલાઓનો.'

'એનું શું છે અટાણે?'

'રૂનો સંઘરો તો રાખી મેલ્યો છે, ને પાછા અજાણ્યા થાવ છો!'

'રાખ્યો છે–તે ને મેં બેયએ. પોક મૂકીએ બેય ભેળા.'

'શા સારુ પણ?'

'કોણ કાકો પૂંભડાને ય સૂંઘશે જાપાન વગર?'

'પણ ઈ જ સૂંઘશે ને?'

'શી રીતે? સુલેહ થાય એવું લાગે છે?'

'સુલેહની શી જરૂર છે?' મફતલાલે, પોતે કશુંક અત્યંત ડહાપણભર્યું બોલે છે એવું પોતાને લાગે ત્યારે આંખ ઉલાળવાની ટેવ પ્રમાણે આ બોલતી વેળા ભમ્મર ભાંગ્યાં.

'એટલે?'

'સમજો તો તો હેમાણી શેના? અરે કાકા!'–(કાન પાસે હોઠ લાવીને)–'કલકત્તા, સીલોન ને મુંબઈ, ત્રણ લેતા હવે શી વાર છે ઈ ઠીંગુજીને! અસ્તરો કાંઈ જેવો તેવો હાલે છે ટોજાનો?'– (જાપાનને યુદ્ધમાં ઉતારનાર વડા પ્રધાનનું નામ ટોજો, ને 'ટોજો', શબ્દનો અર્થ અસ્તરો થાય છે.) ઈ ત્રણ છેડા પકડ્યા પછી રૂની એકેય ગાંઠ મેલશે જાપાન? મો માગ્યાં મૂલે ઉપાડશે–માગનારો સૂવે!' ને આપણું બંદર તો પે'લું પડ્યું જાણજો. એટલા સારુ તો રાજધાની ફેરવવાની વાત થાય છે.'

'તો તો તારા મોઢામાં સાકર હો ભૈલા મફા મારો તો જીવ–એંહ–આમ–' (હાથનાં પાંચે આંગળાં એકત્ર કરી ઉઘાડ બીડ કરતાં કરતાં) લબલબ થાય છે. જાપાન તો લડાઈમાં બહાંડ ક્યેંય નહિ પડે એવી આશાએ ગજા ઉપરવટ ગાંસડીયું ખડકી છે ભૈલા.'

'કાલા શીદ થાવ છો કાકા?' મફતે હેમાણીને ડેબામાં આંગળી ઘોંચીને કહ્યું. 'ત્રિલોકચંદજી જેવા મારાજને સાધ્યા છે તે હાંક્યું રે' છે શું કોઈનું?'

'બોલ મા, બોલ મા મફા.'

'ખાવ મારી કાકીના સમ.'

'પત્યું. તને સાચે જ લાગે છે?'

'શું?'

'કે ચીભલા ઊતરશે?'

'પૂછો લખરચંદના દીકરાને. કલકતેથી ભાગી આવ્યો છે.'

'શું કહે છે?'

'કે સરકારે બંગાળ, આસામ બેઈ ખાલી કરવા માંડ્યાં છે. ઠેઠ બિહાર આવીને બેસશે. વચ્ચે કોઈ મોરચો જ નહિ, ને તાતાનગરને તો ફૂંકી દેવાની જ વાત નક્કી કરી છે.'

'ને ગાંધી બાપો?'

'ઈ એની ગતમાં જ રમતા હશે. વાંદરો ઠેક ભૂલે નહિ.'

'પણ મગતું નામ તો પાડ.'

'સુભાષબાબુને બહાર રવાના કરી દીધા છે શું સમજ્યા વગર?'

'કોણે મારમાએ?'

'બીજાની મગદૂર છે? બંગલામાંથી એક ફૂંકે ભેળા અલોપ કર્યા.'

'ક્યાં?'

'જર્મન જાપાન પાસે. એ ત્યાંથી ત્રાગડો રચશે, ને આ આંહીંથી.'

'હળવે બોલ્ય હળવે.'

'અરે છાપરે ચડીને બોલીએ તો ય આંહીં કોણ બાપ પૂછે છે? સરકાર તો હાલકડોલ છે, ઈ બેટડું હવે હેમખેમ રહેવાનું નથી.'

'અંગ્રેજ-શેનશાહ તો ભાગી ગ્યો ને?'

'હા, ઈ તો વે'લું આવે અમેરિકા!'

'એના નામનાં રેડીઆમાં ભાષણ કરાવે છે ઈ તો બનાવટ ને?'

'નરાતાર.'

'ત્યારે હવે સરકારી નાણાંનું શું?'

'કાગળિયાંના દગલા! ડોઈ ડોઈ ને પીએ.'

'મારી પણ ભૂલ થઈ છે કાંઈ! કેટલી જમીન હાથથી ગઈ! કેટલાં સોનાં! કેટલાં બિયાં! ધ્યાન જ ન રહ્યું. તારે ગળે હાથ.' કહેતેકને હેમાણી કાકાએ મફતલાલની ગરદન પર છૂરીની માફક પોતાના પંજાની ધાર ફેરવી.

આ એક જ દુકાને નહિ, પણ પ્રત્યેક હાટડે, ચૌટે, મંદિરે, મારફાટે, ઠેકાણે ઠેકાણે, કાલીઘેલી, અલગારી, અને નખશિખ ક્ષુદ્ર સ્વાર્થની વાતચીતોથી ગામ ભરપૂર હતું. બધાં ગામોની એ જ દશા હતી. લોકોની આંખો પાંચના આંકડા તરફ ધીમે પગલે ડચકાં ખાતાં ચાલ્યા જતા ઘડિયાળ-કાંટા તરફ મંડાઈ રહેતી. કેટલા યે કાન સ્ટેશનની દિશામાં તાર સાંધીને એકધ્યાન બન્યા હતા. મુંબઈની મેલગાડીને આવવાનો વખત થાય ત્યારે, બંધાણીને કસુંબાને ટાણે થાય તેમ ગામની નાડીઓ તૂટું તૂટું થતી હતી. રાંકાં અન્નક્ષેત્ર તરફ દોડે તેમ માણસો સ્ટેશન ભણી ચાલી નીકળતા, ભાડૂતી ઘોડાગાડીઓ ત્રણ ત્રણ ફેરા કરતી, અને મુડદાલ ઘોડા વગર છૂટે ફક્ત આદતના માર્યા જ દોડ્યા જતા. ઘોડા પટકાઈ પડીને જાન કાઢી નહોતા નાખતા તે જ એક આશ્ચર્ય હતું, પાંચ પેસેંજરને ખેંચતી ગાડી પર, આ કે તે ગલ્લીએથી નાકેથી એકાએક પોલીસવાળો કે કારકૂન ચડી બેસતો. સર્વ માનવ-પ્રવાહો કેશવં પ્રતિ અર્થાત્ સ્ટેશનં પ્રતિ જતા હતા. કારણકે જીવન જેવું જો આ ગામમાં ક્યાંયે હતું તો તે સ્ટેશન પર, ટ્રેનો આવતી વખતના અરધા કલાકમાં હતું.

મફતલાલ અને હેમાણીકાકા પણ સ્ટેશન તરફ આવ્યા.

અળશિયાંના ટુકડા થાય અને એ છૂટા પડેલા ટુકડા પણ જેમ ચાલવા લાગે, તે રીતે સ્ટેશન પર આવેલી બેત્રણ ટ્રેનોના પણ ટુકડા પડી પડીને શન્ટીંગ એન્જીનોની પાછળ આમતેમ દોડ્યા જતા હતા. જે ગામમાં

જીવન ચોદિશેથી બધિયાર હતું તે ગામનાં રહીશોને આ ટ્રેનોની તોડજોડ, એન્જીનના ફુંફાડા, ઉતારુઓના ઘોંઘાટ, છાપાવાળાના ઘુમાટા અને સાસરવાસીમાં જતી સ્ત્રીઓનાં રુદન પણ ચેતનપ્રદ અને સ્ફૂર્તિપોષક હતા. તેમા સૌથી અધિક પ્રાણતત્ત્વ તો સ્ટેશનમાસ્તરની કચેરી પાસે પ્રકટયું હતું. જનપ્રવાહ ત્યાં ધસી પડયો હતો. ચાની કિટલીવાળા પણ ત્યાં થંભી રહ્યા. બેત્રણ ગાર્ડ, ચારપાંચ ટિકિટ–ચેકર, પોલીસો, વાણિયા, ધોડીની મદદે ખોડંગતા ચાલતા ગામના વૈદરાજ, બે પાંચ વકીલો, વગેરેનાં છાંટણાંથી વિચિત્ર બનેલા એ ટોળામાં બે માથાંની ટોચ નીકળી હતી. મફતલાલ અને હેમાણીકાકા જ્યારે એ ગીચ ધાટા માનવ–કુંડાળામાં કોણીઓ ભરાવી ભરાવી માર્ગ કરી આગળ પહોંચ્યા ત્યારે તેમણે જોયું, કે બેમાંથી એક હતા ભાનુશંકર ટી. ટી. ઈ. (ટ્રાવેલીંગ ટિકિટ એક્ઝામીનર, અર્થાત ટ્રેનમાં મુસાફરોની ટિકિટ તપાસનાર) અને સામે હતો એક કદાવર જુવાન, જેણે ખાખી એક ગરમ શર્ટ, લાંબું પાટલૂન, હોલબૂટ, માથા પર ખાખી ટોપી, વગેરેનો બનેલો લશ્કરી લેબાસ પહેરેલ હતો. એની છાતીએ બેત્રણ રંગોની મિશ્ર કંઇક રીતપટ્ટી અને ખભે કશાક અક્ષરોવાળું પીતળનું ચગદું પહેરેલું હતું. એની નાની નાની કાળી મૂછોના આંકડા છટાથી વળેલા હતા.

'પાંચ રૂપિયા, સાત આના ને ત્રણ પૈસા તમારે કાઢી નાખવા જ પડશે. ભલે તમે શહેનશાહ એકવર્ડ હો.' એમ કહેતા ટી. ટી. ઈ. ભાનુશંકર એને ખભે હાથ મૂકતા હતા.

'દૂર સે બાત કરો. અમ ચોરડાકુ નથી. આ દેખો અમારા પાસ, અમ મિલેટરી હે. લખી લ્યો અમારા કોન્ટોનમેન્ટ કમાન્ડીંગ કા નામ, ઓર ઉસકો તાર કરીને પુછાવો કે ફલાણા ફલાણા નંબરનો......'

'એ વાત તમે અમારા રેલ્વેના ઉપરીને લખી જણાવજો ભાઈ, બાકી પૈસા તો કાઢી જ દો, રસીદ ખાસી મજાની કરી આપું છું.' ભાનુશંકરના હાથમાં પાવતી બુક હતી, અને એનું કોરું પાનું એણે સૌ દેખે એમ ખુલ્લું રાખ્યું હતું.

'અમ મિલેટરીના માણસ.' પેલો કદાવર આદમી મોટી શરાફી પેઢીના પ્રતિનિધિની અદાથી, ભાનુશંકરના જેટલી જ ખામોશ રાખીને શાંત જવાબ વાળતો હતો: 'અમને રેલવાઇમેં કુલ હોલ ઇન્ડિયામેં ફરવાની છૂટ છે. દેખ લ્યો આ પાસ.'

'એમાં એવું કાંઈ નથી.'

'તો પુછાવો તાર કરીને, હું મારી રેજમેન (રેજીમેન્ટ)નું ઠેકાણું આપું છું. નાશક દેવલાલી ફોર્ટી ફાઈફ મદરાસી રેજમેન, ઉસકા કમાનીંગ સાબ હે બૂચર સાબ.'

'બૂચર જ છોને બધાય. તે વિના આ ખાટકી વેડા......' ભાનુશંકરે બૂચરનો અર્થ કરતાં બધા હસી પડ્યા. 'ઠીક પણ, હવે તો જે કહેવું હોય તે સ્ટેશન માસ્તર સાહેબને કહો.'

સ્ટેશન માસ્તર આ તબક્કે વચ્ચે રજૂ થયા. તેમણે એકડે એકથી પૂછ્યું: 'શું છે?'

ભાનુશંકરે કહ્યું: 'ઠેઠ જેતલસર જંક્શનથી મેં આ ગૃહસ્થને ડિટેક્ટ કર્યા છે. કહે છે કે આવું છું જામનગરથી, ને જાવું છે નાશક.' પુછ્યું કે તમારો પાસ તો વઢવાણ જંક્શન પર થઈને જવાનો છે. તો કહે છે કે મારે આ જેતલસર–ધોળા રસ્તે જવાની મરજી છે. મેં કહ્યું કે એ ન ચાલે, એક્સેસ ચાર્જ કર્યો, તો કહે છે કે ન દઉં, મિલિટરી છઉં.'

'બેશક છઉં.' પેલાએ મૂછ આમળી.

'પણ તમારા જેવા તો, બાપલા! મારે પનારે રોજના પંદર વીશ પડે છે. ઈ બધાય તમારા જેવા જ મિલેટરી! ને બધાય વિધાઉટ ટિકિટ: પુછીએ તો બધાય કહેશે, કે તાર કરો ફલાણી ફલાણી રેજીમેન્ટ પર.' ભાનુશંકરને એ બધું બોલવામાં દૂધપાકના સબડકા ભરવા જેટલો સ્વાદ આવતો હતો.

'તમે ક્યાંના છો ભાઈ?' સ્ટેશન માસ્તરની એ પ્રશ્નના જવાબમાં મિલિટરીવાળાએ કોઈ એક ગામડાનું નામ આપ્યું.

'કેવા છો જાતે?'

'સીપર.'

'ઈ વળી શી જાત?'

'દેખ લો આ પાસબુક.'

[ અનુસંધાન પૃષ્ઠ ૫૫ પર ]

# हिमालयनुं आकर्षण

काका कालेलकर

મારા 'હિમાલયનો પ્રવાસ' વાંચીને સંતોષ બતાવનાર અને ઉત્સાહમાં આવનારા નવયુવકો ઘણા છે. પણ એ ઉત્સાહ ટકાવી મુસાફરીએ ઊપડનારાઓની સંખ્યા તેટલી નથી. તેમાંયે હિમાલયની ઉત્તરાખંડની યાત્રાએ ઊપડનારા કેટલા હશે? અને એ યાત્રાએ જઈ આવ્યા પછી એનું વર્ણન લખી કાઢવાનો ઉત્સાહ કોણે બતાવ્યો છે?

તેથી ત્રીસ પાંત્રીસ વર્ષ પહેલાં કરેલાં મારા પ્રવાસ પછી એજ સ્થાને હમણા જઈ આવેલા એક નવયુવકના પ્રવાસનું વર્ણન વાંચતાં મને આનંદ થાય એ સ્વાભાવિક છે.

પોતે કરેલી તીર્થયાત્રા હો કે જીવનયાત્રા હો એનું પાછું સ્મરણ કરાવનાર વસ્તુમાં સહેજે આત્મીયતા ઉત્પન્ન થાય છે. જે દેશમાં આપણે જઈ આવ્યા હોઈએ એ દેશમાં બીજા કોઈ જઈ આવ્યા હોય તો સમાન અનુભૂતિને કારણે તે વ્યક્તિ પણ પરિચિત હોય એમજ આપણને લાગવા માંડે છે.

આવો પહેલવહેલો સમૃદ્ધ અનુભવ મને કરાવ્યો હતો ભાઈ સુંદરમે. દક્ષિણની યાત્રા મેં અનેકવાર કરી છે. કેવળ યાત્રાની દૃષ્ટિએ નહિ, કેવળ કુદરતની સુંદરતા અને ભવ્યતા નિહાળવાની જ દૃષ્ટિએ નહિ, પણ સમાજસેવાની દૃષ્ટિએ પણ મેં દક્ષિણની યાત્રા અનેકવાર કરી છે. અને તેથી જ શ્રી સુંદરમનું "દક્ષિણાયન" વાંચતા મને અનેરો આનંદ મળ્યો હતો.

શ્રી સુંદરમનું વ્યક્તિત્વ સંસ્કાર સમૃદ્ધ છે. એમની ચોપડી વાંચતા વિવિધ રસો જાગૃત થઈને સંતોષ મેળવે છે.

ઉત્તરાખંડની યાત્રાના અનેકવિધ વર્ણનો વાંચવાને મળશે એવી આશા તૃપ્ત થવાનો એક સરસ પ્રસંગ મને સાંપડ્યો હતો. પણ સરકારની કઠોરતાએ વિઘ્ન આણ્યું. કરાંચીવાળા શ્રી ડુંગરશી ધરમશી સંપટે હિમાલયનો પ્રવાસ લખી મારી પાસેથી એની પ્રસ્તાવના માગી હતી. એ બહાને એમના જેવા વ્યવહારકુશળ સૂક્ષ્મદર્શી સાહિત્યકાર જોડે હિમાલયનો પ્રવાસ ફરીવાર કરતાં મને આનંદ આવત. પણ મારે જેલ જવું પડ્યું અને શ્રી સંપટની ચોપડી મારી પ્રસ્તાવના વગર પ્રગટ થઈ.

મારા અનેક સ્નેહીઓએ મને અનેકવાર ઉત્તરાખંડની એ યાત્રા ફરીવાર કરવાને માટે અને પોતાને મારી સાથે રાખવા માટે મને લલચાવ્યો છે. પણ હું એ બધાને કહું છું કે હિમાલયમાં ફરીવાર જાઉં તો પાછો આવીશ એવી મને ખાત્રી નથી. સ્વરાજ્ય મેળવવાનો સંકલ્પ ઉત્કટ હતો એથી જ એકવાર પાછો આવી શક્યો. હવે એ સ્વરાજ્ય સંકલ્પ એટલો જ ઉત્કટ હોવા છતાં પહેલાની શક્તિ હવે રહી છે કે કેમ એ વિષે શંકા છે. અને એથીયે વિશેષ પોતાની સેવાશક્તિની મર્યાદાનું જે ભાન તે વખતે ન હતું તે હવે ઠીક ઠીક વધ્યું છે; અને ઊંડુ થયું છે. તેથી મારા વગર કાંઈપણ અટકવાનું છે એમ હવે લાગતું નથી.

હિંદુસ્તાનની સંસ્કૃતિ અને હિંદુસ્તાની ભાષાના પ્રચારનો વેગ મારા ઉપર જબરજસ્તપણે સવાર ન થયો હોત તો ક્યારનો ય હું હિમાલય પહોંચી જઈ નિવૃત્તિ મ્હાણતો હોત.

યુવકોને જેમ હિમાલય પ્રેરણાદાયી ગુરુ છે તેમ થાકેલા આત્માઓને છેલ્લો વિશ્રામ આપનાર પિયર છે. આજે હિમાલયમાં જાઉં તો પાછા આવવા જેટલો કોઈ સમર્થ સંકલ્પ મારી પાસે નથી.

નિવૃત્તિ એટલે આળસુ કે આરામનું જીવન એમ તો મેં કોઈકાળે માન્યું જ નથી. શ્વાસ ચાલે છે ત્યાંસુધી એ સેવા માટે જ ચાલવો જોઈએ એજ આપણો ધાર્મિક આદર્શ છે. અનેક લોકોના સંપર્કમાં આવવું, સંસ્થાઓ ઊભી કરવી, ચલાવવી, ભાંગી નાખવી અને નવી નવા મંડાણ ઉપર ચણી કાઢવી એ કડાકૂટ અમુક ઉંમર સુધી જ માણસને પોષક હોય છે. ત્યારપછી अरतिर् जन-संसदि વાળી વૃત્તિ વધવા માંડે છે. એવી સ્થિતમાં ઉત્સાહભંજક થઈને સમાજમાં રહેવા કરતાં ઓછું

વધતું એકાંતનું જીવન ગાળવું અને એ સુરક્ષિત સ્થાનેથી સમાજની સેવા કરવી એજ નિવૃત્તિનું સાચું દર્શન છે.

એ નિવૃત્તિ માટે તૈયાર થયેલા માણસને માટે હિમાલયનું આમંત્રણ આકર્ષક હોય. એકવાર એનો સ્વીકાર કર્યો તો પછી માણસ પાછો આવે નહિ.

હમણાં હમણાં હરિદ્વાર, દહેરાદૂન, વગેરે ઠેકાણે જઈ આવ્યો છું. આસામની પહાડી ગ્રન્થિઓમાં ખૂબ રખડયો છું. કરશિયાંગ, દાર્જીલિંગ, કૅલિંગપોંગ વગેરે સૌન્દર્યધામો જોઈ આવ્યો છું. તેથી હિમાલયનું પ્રેમભર્યું આમંત્રણ કાને પડ્યું છે પણ એ જ કારણે હવે સંતપુરુષોનું ચૈતન્યધામ ઉત્તરાખંડ તરફ જવાની હિંમત થતી નથી.

જ્યાં જવાતું નથી ત્યાંનું વર્ણન કોઈને મોઢે સાંભળવાને મળે તોયે હૈયામાં આનંદની ઊર્મિ ઊછળે છે. આવી સ્થિતિમાં એક અજાણ્યા યુવકે પોતાની 'હિમાલયની ઝાંખી' હસ્તલિખિત રૂપમાં મારાપર મોકલી દીધી. પ્રસ્તાવના લખવાનો મારો ઠેકો તો છે જ. એટલે એ ચોપડી જોયા વગર જ હા પાડી દીધી.

ભાઈ તુનારા ઊગતા લેખક છે. પ્રસ્તુત પ્રવાસવર્ણન એમની પહેલીજ કૃતિ છે. કસાયેલા કલમની શાંતિ એમની પાસે ભલે ન હોય પણ પોતાની શક્તિનું પહેલી જ વાર ભાન થતાં જે ઉત્સાહ અને આત્મવિશ્વાસ જાગે છે તે એમની શૈલીમાં જરૂર દેખાઈ આવે છે.

જે પ્રદેશમાં મેં પ્રવાસ કર્યો એજ પ્રદેશમાં, લેખકે પ્રવાસ કરેલો હોવાથી એમને પણ મારા જેવા અને મારી ચોપડી વાચ્યા પછી જ અનુભવો થાય એ અપરિહાર્ય હતું. દરેકની અનુભૂતિ મૌલિક હોવાથી દરેકનું વર્ણન મૌલિક હોવાનું જ. વર્ણનમાં કે કલ્પના વિહારમાં બીજાનું અનુકરણ દેખાશે એ બીક સ્વાભાવિક ઉદ્ગારો ટાળવા એમાં ડહાપણ નથી. દુનિયાભરના કવિઓએ સૂર્યોદય અને સૂર્યાસ્તના વર્ણનો લખ્યા છે. એમાં સામ્ય ન દેખાય તો જ નવાઈ. બીજાઓએ શું શું લખ્યું છે તે જોઈને તેટલું જ ટાળીને કાંઈ નવું જ લખવાનો કોઈ ભાનપૂર્વક પ્રયત્ન કરે તો એના લખાણમાં એ કારણે કૃત્રિમતા અને અસ્વાભાવિકતા આવી જવાની. મૌલિકતા વસ્તુની અપૂર્વતામાં રહેલી નથી હોતી. પણ લખાણ જાત-અનુભવમાંથી, અંતઃસ્ફૂર્તિમાંથી નીકળેલું હોય તો તેમાં સંપૂર્ણ મૌલિકતા છે એટલો વિશ્વાસ રાખવો જોઈએ.

લેખક કહે છે, "સૃષ્ટિસૌંદર્ય અને માનવ સૌન્દર્યનો દ્રષ્ટા ફક્ત હું જ!" હિમાલયના પહાડો નદીઓ, બરફના ચોસલાઓ અને વાદળો જોઈને જેમ એ પ્રભાવિત થાય છે તેમ હિમાલયની લાવણ્યવતી બાળાઓ જોઈને પણ એ મોહિત થાય છે. પણ શુભસંસ્કારી હોઈ એમણે એ આકર્ષણ સંયમની લગામની અંદર જ રાખેલું છે. ખાસ કરીને સંન્યાસધર્મને પૃષ્ટ ન બનાવે તેવી રસિકતામાં પડેલા 'સ્વામીજી'ના સહવાસમાં હોવા છતાં લેખક સંયમ જાળવી શકે છે એ વિશેષ છે.

ભારતીય સંસ્કૃતિના દર્શને ઉપડેલા નવયુવકને પ્રથમારંભે જ ઋષિકુમાર અને મહંતજીના સ્વામીજીના દર્શન થાય એ દુઃખની વાત છે, પણ એ બેને પોતાના પ્રવાસ વર્ણનમાં સ્થાન આપવાનું લેખકને ઉચિત લાગ્યું એ ઉપરથી એમ જ કહેવું પડે છે કે આવો દોષ સમાજમાં વધવા લાગ્યો છે એટલું જ નહિ પણ આધુનિક 'સંસ્કૃતિ'ના સકાંમાંથી જે હિમાલય હજારો અને લાખો વર્ષથી બચી ગયો હતો તે પ્રવાસની સગવડો વધતાં નવી દુનિયાના હલકા આકર્ષણોનો શિકાર થઈ પડ્યો છે. તે સાંભળી દુઃખ થયા વગર રહેતું નથી. બાબા કાલીકમલીવાળાએ યાત્રીઓની સુખાકારી વધારી પરોપકાર કર્યો છે એ વિશે શંકા નથી પણ ધાર્મિક તપશ્ચર્યાની સાધનાને એમણે સ્હેલી અને મેલી કરી નાખી એમ પણ એની સાથે કહેવું પડે છે. જ્યાં મોટરો પહોંચી છે, પેસ્ટ અને તાર-ઑફિસો ખુલી છે, ગ્રામોફોન જ્યાં બગાડા પાડી શકે છે અને એરોપ્લેઇન પણ જ્યાં ઊતરી શકે છે એ સ્થાન તપોભૂમિ તરીકે કેમ ઓળખાય, હવે તો એ જગ્યાએ પાંચ દમ હોટેલો ખોલવાનું બાકી છે. ચા-ઘરો પાસે મૂડી થઈ નથી, નહીંતો હોટેલોને સ્થાપતા વાર નહિ લાગે. તેટલું થાય એટલે જમનોત્રી, ગંગોત્રી કેદાર અને બદરીને ઠેકાણે ગુલમર્ગ, સીમલા, દાર્જીલિંગ અને નૈનિતાલ જેવા વિલાસ સ્થાનોજ હિમાલયનું વૈભવ ગણાવા લાગશે.

આશા એટલી જ છે કે માણસનું વિજ્ઞાન અને એની વિલાસિતા હિમાલયને પાદાક્રાંત કરે તે પહેલાં માણસની માણસાઈ જાગ્રત થશે અને માણસને 'જાગ્યા ત્યારથી સવાર' એ ન્યાયે પોતાનું આખું વલણ ફેરવવાનું સૂઝશે. જેમ છેલ્લું મહાયુદ્ધ હિંદુસ્તાનને કિનારે આવતાની સાથે થોભી ગયું તેમ જો આધુનિક 'સંસ્કૃતિ'નો નશો હિમાલયને કિનારે અને એક બે ટોચે પહોંચતાંની સાથે ઓસરી જાય તો તે ઇશ્વરની મહાન કૃપા ગણાશે. હિમાલય હિમાલયજ રહેવો જોઇએ. જેમ હિમાલયની હવામાં શુદ્ધ ઓઝોન મળે છે તેમ હિમાલયના વાતાવરણમાં માણસ જાતને આધ્યાત્મિક સંસ્કૃતિનો ઓઝોન મળતો રહેવો જોઈએ. વટલાયેલી દુનિયાને હિમાલય પાવન કરી શકે છે. હિમાલય જો વટલાય તો એને પાવન કરવા માટે ક્યા સ્થાને જઈશું? સહરાની મરુભૂમિમાં? કે સમુદ્રને તળિયે?

જેમ લાગણીઓનું સ્થાન હૃદય મનાય છે, બુદ્ધિનું સ્થાન મસ્તિષ્ક ગણાય છે તેમ માનવ જાતિના આત્માનું સ્થાન હિમાલય છે. માનવસંસ્કૃતિનો પ્રાણ જો કોઈ ઠેકાણે વિશેષરૂપે સ્ફુરતો હોય તો તે હિમાલયમાં છે. જ્યાં માનવો રહેતા નથી ત્યાં માનવી સંસ્કૃતિનો પ્રાણ કેમ વસી શકે તેવી શંકા આણવાનું કારણ નથી. આપણી આંગળાની વીંટીનો ગુરુત્વમધ્ય વીંટીમાં નથી હોતો પણ વીંટીથી ઘેરાયેલા આકાશ અથવા મોકળાશની અંદર હોય છે, એવી જ રીતે માનવજાતના આદ્ય ઋષિમુનિઓએ જે સ્થાને ધ્યાન કર્યું અને આજના સર્વોત્તમ માનવ હિતચિંતકો અને મહાત્માઓ જે સ્થાને ધ્યાન ધરે છે તે હિમાલયજ માનવજાતિના આત્માનું મર્મસ્થળ ગણાવું જોઇએ.

હિમાલય અનેક નદીઓને જન્મ આપે છે. હિમાલયમાં બરફમાંથી ઓગળેલા પાણી અનેક સ્રોતો દ્વારા વહે છે, તે નદીઓ અને એ સ્રોતો ગગનચુંબી વૃક્ષોના મહા અરણ્યોને પોષે છે. એ વૃક્ષો દ્વારા અને એ નદીઓના નીર દ્વારા માણસને વિવિધ સમૃદ્ધિ મળે છે. પણ જ્યાં હિમાલયના શિખરો આકાશ સાથે વાતો કરે છે ત્યાં નથી રહી શકતા મનુષ્યો, નથી ઊગી શકતા મહાવૃક્ષો, વનસ્પતિઓ અને લતાઓ. ત્યાં નથી વહેતી નાની કે મોટી નદીઓ. ત્યાં તો ફક્ત એકાંત હોય છે. આકાશ ધુમ્મસથી ઘેરાયેલું હોય છે અથવા સૂર્યકિરણોથી પ્રજ્વલિત થએલું હોય છે. ત્યાં નથી હોતી સંસ્કૃતિ, ત્યાં નથી હોતી સમૃદ્ધિ, નથી હોતી વિવિધતા અને નથી હોતી માનવોચિત કોઇ ચિંતા. ત્યાં હોય છે ફક્ત અનવરત ધ્યાન, મનવગરનું મનન અને શુદ્ધ ચૈતન્યનું પૃથ્વી ઉપર અવતરેલું સનાતન સ્ફુરણ.

એટલા માટે જ હિમાલય મહાદેવનું ધ્યાન–ધામ કહેલું છે. યોગીઓનો રાજા, તપસ્વીઓનો આદ્યગુરુ અને અનાસક્ત સાધક સિદ્ધોનો મૂળપુરુષ, ભગવાન મહાદેવ અહીં ધ્યાન કરવા ન બેસે તો હિમાલયની પુત્રી–પર્વતની સમૃદ્ધિરૂપિણી પાર્વતી પોતાનું જનહિતનું કાર્ય ઉત્સાહભેર કરી જ ન શકત. મહાદેવનું ધ્યાન જેટલું ઊંડુ તેટલીજ अघटित–घटना–पटीयसी। પાર્વતીનો લીલા વિસ્તાર વિશાળ અને સનાતન.

વિમાનમાં બેસી જો આકાશમાં પૂરતા ઊંચે જઇએ અને હિમાલય આખો ને આખો જોઈ શકીએ તો બરફથી ઢંકાયેલી એ ઉંચી પર્વતશ્રેણી મહાદેવના ભાલ પ્રદેશે બીરાજતી તૃતિયાની ચંદ્રલેખા જેવીજ લાગે. ફરક એટલો જ કે બન્ને બાજુ કોર પાતળી અણીયાળી હોવાને બદલે ગ્રીક અક્ષરોની પેઠે ગોળ મટોળ દેખાશે.

જૂના લોકોએ હિમાલયના ઊભા પાંચ વિભાગ કર્યા છે. જોયેલી બાજુ માંધાતા અને આ બાજુ શિવાલિક જેવી હારમાળ ગણી લઇએ તો હિમાલયના ત્રણ કે ચાર આડા વિભાગ ગણી શકાય. હવે આકાશયાનની સગવડ થયા પછી અનુકૂળ સમયે ઉપરથી હિમાલયને અનેકવાર આડા અવળા જોઇને એ દૃશ્ય પ્રમાણે હિમાલયના નવા જ વિભાગ બનાવી શકાય. કોઈ સાહસી હિમાલયપ્રેમી વ્યોમયાત્રીનું એ કામ છે. આજે તો હિંદુસ્તાન અને ચીન વચ્ચે લડાઇના સામાનની લે આણ કરનારા અમેરિકન વૈમાનિકો ઉત્તર-પૂર્વ તરફના હિમાલયને 'ઊંટની ખૂંધ કે ઢેકા' સાથે સરખાવી એને 'THE GREAT HUMP' કહે છે.

આપણા દેશના લોકોએ હિમાલયના જે વર્ણનો કર્યા છે તેને વિષે મને ભારે અસંતોષ રહેલો છે. મારા વર્ણનો પણ એમાં અપવાદ નથી. આપણે કોઈ બગીચામાં ગયા હોઇએ અને અંદરના ફૂલોના વર્ણન

કરતા એટલું જ કહીએ કે જાત જાતના ફૂલો ત્યાં વિકસેલા હતા; તમામ રંગોના ફૂલો હતાં. એની સુગંધોથી હવા મહેકતી હતી કે મધમધતી હતી. ફૂલોની સુગંધોને કારણે ભેજામાં કેફ ચઢતો હતો અને ફૂલો ઉપર નાચતા પતંગિયા વચ્ચે ભળીને પોતે પણ પતંગિયો થઈ જવાનું મન થતું હતું ઇત્યાદિ. તો તે વર્ણન સરસ ગણાય ખરું. પણ એ ઉપરથી એમ નહિ લાગે કે ફૂલો સાથે આપણો વ્યક્તિગત પરિચય છે. સાચા ફૂલ પ્રેમી હોઇએ તો ગુલછડીનું વર્ણન નોખું જ કરીએ, ગુલાબનું વળી નોખું, નાજુક સરમાળ જાઈ જૂઈ ચમેલીનું વર્ણન જુદું અને આત્મવિશ્વાસી મોગરા અને ચંપાનું વર્ણન જુદું. રાતરાણીનું વર્ણન એવું તો થવુ જોઈએ કે ઊંઘણુશી માણસ પણ ઉન્મત્ત બની જાય અને વર્ણનની છટા પણ એની ઝીણી હોય કે આંબાનો મોર, મેંદીની ફોરમ અને રાતરાણીનો ઉભરો વગેની મહેકનો સૂક્ષ્મ-ભેદ આબાદ પ્રગટ થવો જોઇએ. વધારે પડતા પાકેલા સફરજનની ગંધ અને લીલા ચંપાની ગંધ વચ્ચેનો ફરક જો વર્ણનોમાં પ્રગટ ન થાય તો આપણે વર્ણન શું કર્યું ! એક ગંધ મંદ છે તો, બીજી ઉન્માદક છે. બન્ને માટે એકજ પ્રકારના શબ્દો ન વપરાય.

હિમાલયની અસંખ્ય ખીણોનું પણ એમ જ છે. ભગીરથ રાજા ગંગા આણવા માટે હિમાલયમાં એક આખો જન્મારો રખડતો રહ્યો એની આગળ જો કોઈ ખાસ ખીણનું વર્ણન કરો તો એ તરત કહી શકે, 'હા, હા એતો અમુક અમુક બે શિખરો વચ્ચેની ખીણનું જ વર્ણન છે.' ફોટો જોઇને જેમ તમે કહી શકો કે આ શેષનાગની ખીણ છે. આ તીસ્તા નદીની ખીણ છે. આ મંદાકિનીની છે, જ્યારે આ નંદા-કિનીની છે. આ હરમુખ પર્વત છે, જ્યારે આ ગૌરી-શંકર છે. આ નંદા છે અને આ નંદાકોટા છે. તેમજ તમારા વર્ણનો પરથી માણસે પારખી લેવું જોઇએ, વાત કયાંની ચાલે છે. ચંચળવૃત્તિ ધૂર્ત-માણસના ચહેરાનુ વૈયક્તિક વર્ણન જો થઈ શકે છે તો આર્યવૃત્તિ શમપ્રધાન હિમાલયના વિધવિધ ચહેરાનુ નોખું નોખું આબાદ વર્ણન આપણને કેમ ન મળે ? ચંદ્રપરના પહાડ, ખીણો અને સૂકા સાગરોનું વર્ણન જો આપણને વિગતવાર મળી શકે છે તો હિમાલયના શિખરો, ખીણો સરોવરો હિમનદીઓ અને જળ-નદીઓના આબેહૂબ વૈયક્તિક વર્ણનો આપણને કેમ ન મળે ?

અને મહાદેવનો હિમાલય હંમેશા એકજ રૂપ ધરીને બેસે છે એમ થોડુ જ છે. હિમાલયમા રેશસંક્રો બે વાર આવે છે. ઉનાળામાં અને ચોમાસામાં વાદળાના તોફાન અને ફરાનો મારો તો ગમે ત્યારે પોતાની લીલા વિસ્તારી શકે છે, ગાંડા માણસની સ્મૃતિ જેમ ઘડીકમાં તાજી અને ઘડીકમાં ગુંગળાયેલી થઈ જાય છે તેમ હિમાલયની હવા ઘડીકમાં સાફ અને ઘડીકમાં ધુમ્મસથી ઘેરાયેલી બને છે. કોકકોકવાર હવામા વિચિત્ર ફેરફારોને લીધે મેઘગર્જના જેવા અવાજ થવા લાગે છે. ઇન્દ્રધનુષો તો એટલા બધા વિવિધરૂપો ધારણ કરે છે કે એ જોઇને જ સ્વર્ગના ગાંધર્વો આ પ્રદેશમાં વસવાટ કરીને રહેતા હશે.'

આતો થયા નિરીક્ષકને નજરે અને કાને પડતા બનાવો. સૌન્દર્યપિપાસુ કવિઓ અને કળાકાર હિમાલયમા શુ નથી જોતા ? અને એ કવિઓ જો કુદરતના હૃદયને પારખી શકતા હોય તો હિમાલયની નદીઓ અને ખીણો, તેના હિમ ભાગો અને વનસ્પતિઓ પશુપક્ષીઓ અને ઘસાઇને ગોળમટોળ થએલા પથ્થરો માણસ સાથે શી શી વાતો નથી કરતા ! હિમાલય દુનિયાના પર્વતોમાં ઉંમરે ભલે સૌથી નાનો હોય પણ એની પાસે લાખો વર્ષનો ઇતિહાસ નોંધેલો છે એ ઇતિહાસ જ્યારે બોલે અથવા બોલે ત્યારે એ સમજવાની શક્તિ આજે માનવીઓમાં કોની પાસે છે !

હિમાલયની પાર્થિવ સર્જ્ઞ હજુ બરાબર થઈ નથી ત્યાં હિમાલયની આત્મિક સર્જ્ઞની વાતજ કયા કરવાની ? એને માટે અનેક કાવ હૃદયોએ સાધના કરી કરીને, આધ્યાત્મિક ત્રિકોણમિતિનો આવિષ્કાર કરવો જોઈએ. એ ત્રિકોણમિતિ હાથ આવ્યા પછી હિમાલયનું ગૌરવ અને હિમાલયનું કાવ્ય, હિમાલયનું માહાત્મ્ય અને હિમાલયનું આખ્યાન બધુ જ ક્રમશઃ માણસને માટે પ્રગટ થશે.

એ બધુ મેળવવા માટે પણ એ નગાધિરાજ હિમાલયની જ ઉપાસના અને પ્રાર્થના કરવી રહી ।×

વર્ધા,
તા ૨૭ સપ્ટેમ્બર ૧૯૪૧ } કાકા કાલેલકર

× હિમાલયનું પર્યટણ : લેખક હિંમતલાલ શુનારા : થોડા વખતમાં પ્રગટ થનાર પુસ્તકની પ્રસ્તાવના.

# મુક્તકો

ઉમાશંકર જોષી

## યુગસન્ધિ

મનુજના હસતી ઇતિહાસને
પ્રગટતી ફરી આ યુગસન્ધિ જે,
ભરતકાવ્ય તમે ભણતા ભલે,
ગણીશ એહ સુમંગલ નાન્દી હું.

## માનવીના ભૂખ્યા

છે માનવીની ભૂખ જેટલી મને,
હશે નહીં તેટલી બુદ્ધદેવને.

## કોક

બારણાં બંધ હું જ્યારે કરું છું, ચિત્તમાં રહ્યું
કોક ત્યાં બોલી ઊઠે છેઃ 'કોણ બ્હાર રહી ગયું?'

## વિપક્ષી

અલો! વિરોધી રૂપે તું વિપક્ષે ઊભી શો હશે!
આ હૈયું જેવું ના મિત્રો ભણી, તેવું તહીં ધસે.

## ફૂલ અને ફૂલ

કવિ કહે: બસ છે મારે ફૂલ
સુન્દરતા પીશું અણમૂલ.
ફિલ્સુફ કહે: ક્યારે સૌ દલ
ખરી રહે ને પ્રગટે ફલ?

## કવિતા

ઊર્મિ સ્થિર ગઈ શબ્દે ચૈતન્યે ધબકી રહે,
—કાવ્ય એને જ તો કહે.

## સૂક્ષ્મ સ્પંદો—

કવિહૃદયથી ઊઠયો તે તો ન શબ્દ વિરામશે;
સહૃદય જનો શોધી આત્મન્-ગુહા મહિં
રાજશે.
દ્વિગુણિતરસે ત્યાંથી ભાવિક્રમે રમણે ચડે,
ઉર ઉર અહો સૂક્ષ્મસ્પંદો તણા પડઘા પડે.

## દુનીઆ

કેવી છે રે આ
દુનીઆ!
જાણે મા!
લાડ લડાવે
મોટા ભાવે
અંક હુલાવે!
કરે ખમા—ખમા!

ખરી છે ને આ
દુનીઆ!
ઓ રે મા!
હૈયું ઠારે;
પાલે મારે,
પડો વખારે!
એને શી તમા—તમા?

## જીવનજમના

સપનાંનો વાણો,
ને સ્નેહનો તાણો,
એનું ગૂંથેલું જીવન જાણો!
આ કાંઠે રમણા!
ને પેલો ભ્રમણા?
વચ્ચે વહ્યાં જાય જીવનજમના!

## કર્તવ્ય!

મધ્યાહ્ને ક્ષણાર્ધ થંભી
રવિ જાણે સોચે સ્હેજઃ

સરખું છે બને બાજુ,
ચાલો ત્યારે પશ્ચિમે જ.

## પ્રણય અને વિરહ

પ્રણય જીવનગીત તણો જ 'સા',
વિરહ છે 'સમ' એ વળી ગીતનો.

## સદય દુનિયા

કરી લો પ્રણય,
ભરી લો હૃદય,
સદય આજ દુનિયા છે.

## નથી કોને વ્હાલું—

નથી કોને વ્હાલું થઈ જ પડતું સુંદર સુખ?
વિચાર્યું કોણે કે
સુખે પોતાને યે રચ્યું શુભમુખી-ચિત્તનું
સુખ?

## સ્હેલું મને સૂઝી ગયું—

તે તો રહસ્યો શોધતા ચક્ષમાં ચઢાવી ગ્રંથમાં,
ને કૈં ન જડયું તો યે નવા ગૂંથી ભળયા એ
પંથમાં.

સ્હેલું મને સૂઝી ગયું, ચશ્માં ફગાવી માર્ગ પર
બેસી ગયો, જોઈ રહ્યો જનમુખો બસ
આયુષ્યભર.

## કૃતાર્થ

જાણું છું છે કૈંક જણ જે ગણે દિન સારો
ગયો
બેચાર સુમુખી મળ્યે, ને સ્મિતશબ્દવિનિમય
જો થયો.
દર્શને પણ તે પ્રસન્ન. વિષણ્ણ વદને હું ફરૂં;
પથરો ય જો નિજ હૃદય ખોલે, દિવસ—!
રે! જિવતર—!
કૃતાર્થ થયું ગણું.

## મછવો

હૈયાની સૌ લાગણીનાં તુફાન
પીંખી રહે છે નિત ચિત્તના શઢો.
સંકલ્પનું ત્યાં દૃઢ છે સુકાન,
શ્રદ્ધા ઝગે છે ધ્રુવ વ્યોમદીવડો.

## સંસ્કૃતિ

ખંખેરી ફેંકી દે વૃક્ષ પાંદડાં, ના કદી થડ;
રૂઢિઓ ખરતી કુક્ષ, ટકી રૂહે સંસ્કૃતિવડ.

[ તરતમાં પ્રગટ થનાર 'આતિથ્ય'માંથી ]

# માનવીનું મન

શરદિન્દુ બંદોપાધ્યાય
અનુ. રમણીક મેઘાણી

લડાઈને કારણે મુંબઈમાં બંગાળીઓ ઘણા વધી ગયા છે. આગળ હતા તે કરતાં લગભગ ચાર ગણાં હશે. ત્રણ વર્ષ પહેલાં પણ મુંબઈમાં માર્ગે ચાલતા ગુજરાતી–મરાઠી ને પારસી–ગોવાનીઓનાં જનારણ્ય વચ્ચે એકાએક કોઈ સિંદુર-ભરી બંગાળી છોકરી કે ધોતી–પંજાબી પહેરેલો પુરુષ દેખતાંજ મન પુલકિત થઈ ઊઠતું, પરાણે વાતો કરવાનું મન થતું. હવે એ દિવસો નથી રહયા. હવે તો ડગલે ને પગલે હાફપેન્ટ ધારી–ઝડપથી ચાલ્યા જતાં બંગાળી જુવાનો નજરે પડે છે. જેવો અહીંનાં સ્થાયી વાસી છે તેઓ અગાઉની જેમ શહેરનાં ઉત્તરભાગમાં નાનો એવો બંગાળી પાડો ઊભો કરીને ત્યાં વસે છે; નવા આવનાર શહેરમાં ચારે બાજુ વેરાયેલા હતા. કોણ, ક્યાં, ને કેમ રહે છે એ જાણવું મૂશ્કેલ હતું, એ બધાં લડાઈના જુવાળમાં અહીં તણાઈ આવ્યા છે. લડાઈ જ્યારે બંધ થશે ત્યારે ફરીને ઓટના પાણીની જેમ બંગાળના વિશાળ ગર્ભમાં સમાઈ જશે

છેલ્લા સાત વર્ષથી હું પણ અહીંનો કાયમી વતની બન્યો છું. જો કે હું મુંબઈની હદ બહાર રહું છું. બહુ દૂરે નહિ માત્ર અઢાર માઈલ જ દૂર. મકાન સારું છે, અને લત્તો પણ સાફ–સુથરો અને શાન્ત છે; ઈલેકટ્રીક ટ્રેઈનને અંગે બહુ થોડા સમયમાં શહેરમાં પહોંચી જઈ શકાય છે. જરાયે તકલીફ નથી. શહેરમાં રહેવાનું સુખ અને ગામડાગામમાં રહેવાની શાન્તિ બન્ને એકી સાથે માણું છું. મિત્રોને અદેખાઈ આવે છે–પણ જવા દો એ વાત, આ મારી વાત નથી, ઘેંચુંનું આખ્યાન છે. આખ્યાન નહિ, ઉપાખ્યાન છે.

થોડાક મહિના પહેલાં કંઈક કામે મુંબઈ ગયો હતો, ગિરગામ બાજુ ભીડાભીડમાં ફૂટપાથ ઉપર થઈને જતાં જોયું તો–એકાએક ઘેંચું દેખાયો. સાંજના નમતા તડકામાં ખાખી હાફપેન્ટ અને હાફશર્ટવાળા એ છોકરાને જોતાં વાર જ હું ઓળખી ગયો, એ અમારો ઘેંચુંજ હતો. એનું મોં ખાસ અસાધારણ નહોતું, પણ શાહુડીના પીંછા જેવા ઊભા–થોડા થોડા વાળ અને ત્રિકોણ કાન બીજા કોઈનેય કદાચ નહિ હોય.

એને હું નાનો હતો ત્યારથી જ ઓળખું છું; મારા ગામનો જ, વિષ્ણુમાઈતિનો ભત્રીજો. ઉમ્મર માંડ ઓગણીસ–વીસ થઈ હશે, જ્યારે એને છેલ્લો જોયેલો ત્યારે એ ગામની મિડલ સ્કૂલમાં ભણતો ને ગોળાએ રમતો. ચહેરો જરાયે બદલાયો ન હતો. માત્ર જરાક મોટો થયો જણાતો હતો. એ છોકરો બંગાળના ગામડાગામના એક કાદવિયાં તળાવના નાનાં માછલાંની જેમ જરાક ધકકો લાગતાં સીધો મુંબઈના સુક્કા કિનારે આવીને પડયો હતો.

મેં કહયું–"અરે ઘેંચું ! તું !"

એ એક ઈરાની રેસ્ટોરાંમાંથી મોં લૂછતો લૂછતો બહાર આવતો હતો, મારો સાદ સાંભળી થોડીવાર તો એ સામેની તરફ તાકી જ રહયો; પછી કૂદકો મારતા મારી પાસે આવી મારા પગની ચરણરજ લીધી–

'બટુકદા !'

એની આનન્દવિહ્વળતાનું વર્ણન કરવું સહજ નથી. ખોવાયેલ કૂતરું અજાણ પથ વચ્ચે ઓચિન્તુ એનાં માલિકને જોઈ જેવા આનંદે અધીર ને ચંચળ થઈ ઊઠે છે તેવાજ આનન્દે ઘેંચું પૂરેપૂરો ભાન ભૂલ્યો થઈ ગયો, શું બોલવું, શું કરવું કંઈજ જાણે એ વિચારી શકતો નહતો. એ જરાક તોતડાતો, પણ હવે એની વાત શબ્દે શબ્દે અટકતી હતી– ઓ–ત–તમે ! તમે મને ક્યાં–ક્યાંથી જોયો ? હું–હું ત–તમારુ ઠે–ઠેકાણું લાગ્યો હતો, પણ ખો–ખોવાઈ ગયું. પછી કે–કેમ તમારે ત્યાં આ–આવી શકું ? કોઈ કાંઈ સ–સમજે નહિં, કીડિણી, મિઠી ક–કરતાં શું બોલે છે એ હું–હું પે નથી સ–સમજી શકતો. આ આવ્યા પછી બંગાળીનું મો–મોઢું સરખું જો–જોયું નથી. ન–નસીબે તમે જોયી ગયા– નહિં તો——— "

મારું કામ ભૂલી પગથીપર ઊભા ઊભા જ લાંબી વાર સુધી એની સાથે વાતો કરી. છોકરો સારો હતો

ગામડા ગામથી આ પહેલીજવાર શહેરમાં આવ્યો હતો, પોતાની સ્થિતિ કહેતાં એ લગભગ રડી પડ્યો. અઠવાડિયાથી એ મુંબઈ આવ્યો છે, આવતાંજ યુદ્ધ-સરંજામ બનાવતા એક કારખાનામાં કામે રહી ગયો છે. પડયા રહેવા જેવી કોઇક જગ્યા શોધવા પાછળ એ ગળે આવી ગયો હતો, આખરે એક મરાઠી સહકર્મીની ઓળખાણ ને મહેનતે કોક ચાલીમાં એક ઓરડી એ મેળવી શક્યો હતો, ત્યાંજ એ રહેતો અને એની નીચેની એક હિન્દુ વીશીમાં ખાવાનું પતાવી લેતો. અહીં આવ્યા બાદ માછલીનાં એને દર્શન નહોતા થયા; માત્ર દાળ-રોટલી અને તેલવાળું શાક-અથાણું ખાઇનેજ એને ચલાવવું પડતું.

વાત પૂરી કરી એ બોલ્યો—"બટુકદા, આ બાજુની રસોઈ હું મો-મોઢામાં મૂકી શકતો નથી; ભોજન માટે જ્યારે વિચારું છું ત્યારે જીવ બહાર આવી જતો લાગે છે. વ-વધુ કંઈ નહિં પણ થોડોક સરખો ભાત અને માછલીનો વધાર જો મળતા હોત ને તો!"

મેં કહ્યું-એતો ધીરે ધીરે ટેવાઈ જઈશ. પડયા રહેવા જેટલી જગ્યા મેળવી શક્યો એટલો નસીબદાર. હમણાં તો એ પણ કોઇને નથી મળતી.

ઘેંચું બોલ્યો-પણ તમે એ નજરે જોશો તો રોવું આવશે. આવશો! જોશો? નજરે જોશો? બહુ દૂર નથી. આ નાકું વળોએ એટલે———તુરત—"

એની સાથે એની જગ્યા જોવા ગયો. મોટું એવું ચાર માળનું જબ્બર મકાન, એમાં નીચેથી માંડીને ઉપર સુધી ચારે બાજુ ને બધી દિશાઓમાં કબુતરના માળા જેવી નાની ઓરડીઓ યાને કોટડીઓ હતી. પ્રત્યેક ઓરડીમાં મધ્યમ વર્ગનું એક કુટુમ્બ રહેતું. એ એક ઓરડીમાં જ રસોઈ-ખાવું-સુવું બેસવું-બધું થતું. એવી ઓરડીઓની કતાર એટલે મુંબઈની ચાલી. એક એક ચાલીમાં સારા-ગરીબ ને મધ્યમ વર્ગના સો સો અને એથીયે વધુ કુટુમ્બો રહેતા, વર્ષો પછી વર્ષો વીતાવતા, એથી સારી મોટી જગ્યા મળતી નહોતી ને કદાચ લોકો એની જરુર પણ નહોતા જોતા.

ઘેંચુંની ઓરડી ચોથે માળે હતી. ત્રણ અંધારિયા માળ વટાવી ઉપર પહોંચ્યા. જોયું તો લાંબી ને સાંકડી એવી ઓશરી એક છેડાથી બીજા છેડા સુધી ચાલી જતી હતી. એની બન્ને બાજુએ નાની નાની ઓરડિયો હતી. ઓશરીમાં ઘણાંય નાનાં નાનાં બાળકો દોડાદોડ-તોફાન મસ્તી ને હો-હા કરતા હતા, દરેક ઘરનાં બારણામાં એક-બે સ્ત્રીઓ હાથો દુણી સાફ કરતી-ચાક સમારતી અંદરોઅંદર અલકમલકની વાતો કરતી હસતી બેઠી હતી. કોઈ અપરિચિતને આવતો જોઈ પળવાર એ એને જોઈ રહેતી ને પાછી પોતાના કામમાં પરોવાઈ જતી.

ઓશરીને એક છેડે ઘેંચુંની ઓરડી હતી. જોયું તો ઓરડી સાચે સાચ ઓરડી નહિ પણ કાતરિયું બાલ્કનિ હતી. મકાનમાલિકે બાહ્ય દેખાવ સુંદર કરવાની સાથો સાથ બુદ્ધિ વાપરી એ જગ્યાને પાટિયાથી ઘેરી લઈ આગળ એક બારણું મૂકી એને રીતસરની ઓરડી બનાવી ભાડે આપી હતી. એની અંદરની જગ્યા દિવાસળીના બાકસને યાદ કરાવતી હતી. ઘેંચુંની એક બેગ અને પથારીના વીંટામાંજ એનો અર્ધો ભાગ રોકાઇ જતો હતો.

ઘેંચુંએ કહ્યું—"જુઓ છો ને! બારણું બંધ કરું છું એટલે જીવ ગભરાવા લાગે છે. દમ ઘુંટાવા લાગે છે, અને ઉઘાડું રાખું છું તો હાટમાં બેઠો હોઉં એવું લાગે છે. આવ્યે અઠવાડિયું થઇ ગયું પણ કોઈની સાથે મોંની ઓળખાણ પણ નથી થઇ. કોઇ બોલાવે નહિ, કોઇ વાત જ ન કરે પછી શું કરું? સમજ્યાને! અંગ્રેજી પણ કોઈ સમજતું નથી, બધા સટ્ટા બજારના ગુમાસ્તા છે. કહો તો, આ રીતે માણસ કેમ કરતાં જીવી શકે! થાય છે કે શા માટે અહીં નોકરી કરવા આવ્યો? ક્યારેક તો એવું થાય છે કે, બસ, અહીંથી ક્યાંક ભાગી જ જાઉં, પણ ભાગું એ ક્યાં? વળી લડાઈના કારખાનામાં નોકરી-પકડાયો તો જેલમાંજ પૂરી દે—"

એની વાત સાંભળી મમતા ઉપજી, મેં કહ્યું—"ચાલ ઘેંચું, તું આપણે ઘેર જ રહેજે. મારી પાસે એક વધારાની ઓરડી છે-નિરાંતે રહી શકીશ-વધુ કંઈ નહિ તોયે તારી ભાભીએ રાંધેલ દાળ-ભાત તો બે ટાણા પેટ પૂર પામીશ જ.

આહ્લાદે એ નાચી ઊઠ્યો, પણ વિચાર કર્યાં પછી એ વ્યવસ્થા બરાબર ન લાગી. સવારે આઠ

વાગ્યે તો એને કારખાને પહોંચી જવું પડે છે. કલાકનો ટ્રેઈનનો રસ્તો ને પછી અર્ધો કલાક પગપાળો ચાલે ત્યારે કારખાને પહોંચે. એટલે મારે ત્યાં રહેવા આવવું એને માટે શક્ય ન હતું.

એ દુઃખીત થઈને બોલ્યો–મારા નસીબમાંજ એમ હોય પછી શું કરું ? પણ બટુકદા, અહીં હવે નથી રહેવાતું. તમે બીજે ક્યાંક એકાદ સા–સારી જગ્યા શોધી આપજો.–જ્યાં સ–સવાર સ–સાંજ બે ચાર બંગાળી વાતો સાંભળી શકું–ને ક્યારેક થોડોક માછલીનો વઘાર પણ પામી શકું—"

મેં કહ્યું–જરૂર. મહેનત કરીશ, બાકી હમણાં સારી જગ્યા મળવી મુશ્કેલ છે. જો કોઈ સારી જગ્યા મળીયે જાય છે તો એનું ભાડું હોય છે પંદર–વીસ રૂપિયા–પણ પાઘડી હોય છે ૧૫૦૦થીર૦૦૦.

ઘેંચું ભવાં ઊંચા કરીને બોલ્યો "પાઘડી ?"...

હા, હા, પાઘડી. અર્થાત સોના કરતાં ઘડામણ મોંઘું. 'સલામી' સમજ્યોને! ગવર્મેન્ટે કાયદો કર્યો છે કે મકાન માલિક ભાડું વધારી નહિ શકે. એથીજ પહોંચ આપ્યા વિના ઠીક ઠીક એવી રકમ પહેલેથી જ લઈ લે છે. આ તો કંઈ બંગાળી બુદ્ધિ નથી–ગુજરાતી બુદ્ધિ છે ગુજરાતી."

એ બોલ્યો–" ઓ બાપ, એટલા રૂપિયા હું ક્યાંથી કાઢું ? મહિને તો માંડ બધા મળીને......

મેં કહયું–ના, ના, એની તારે ચિન્તા કરવાની નથી. જગ્યા જો મેળવી શકીશ તો વિના પાઘડી-એજ મળશે. પ્રયત્ન કરીશ દાદર, યાને બંગાળી લત્તામાં. તારા નશીબમાં હશે તો એકાદી નાની એવી જગ્યા મળી રહેશે. પણ તું બહુ આશા ન રાખીશ, એટલું અહીંજ કહી દઉં. માટે અહીંજ રહેવું છે એમ માની ને જ અહીં રહેજે. ને એક બીજી વાત, જો અહીં આવ્યો જ છો તો અહીંની ભાષા શીખી જા, નહિં તો આમ ને આમ ક્યાં સુધી ચલાવીશ !

ગળગળો થતાં એ બોલ્યો.– "એ બરાબર છે, પણ બટુકદા, હું આ ક્લિષ્ટ મિચ્ચીની ભાષા શીખી શકીશ ખરો ? સાંભળતાં તો કડાઇમાં ચોખા તડોતડ શેકાતા હોય એવી લાગે છે આ ભાષા.–"

મેં કહ્યું—નવા નવાને પ્રથમ એવું જ લાગે. પણ પછી આવડી જશે. "યસ્મિન દેશે યદાચાર."

નિરપરાધી ગુનેગાર જેમ ફાંસીની સજા સ્વીકારે તેમ એ બોલ્યો–ભલે, તમે જ્યારે કહો છો ત્યારે એમજ...

એ દિવસે એને એની ઓરડીએ મૂકી હું પાછો ફર્યો. નક્કી કર્યું કે ફુરસદ મળતાંજ દાદર જઈ એને માટે એકાદ સારી જગ્યા શોધીશ. ત્યાં ઘણાંયે ભદ્ર માણસો છે, તેમના કોઈના કુટુંબમાં એક જુદી ઓરડી અને બે ટંક માછલી, વઘાર ને ભાત એને મળે તેવી ગોઠવણ કરવી તદ્દન અસંભવિત નહોતી.

ત્યાર પછી બીજા કામકાજમાં ઘેંચુંને હું સાવ ભૂલી જ ગયો હતો. પખવાડિયા પછી ઓચિન્તો એ યાદ આવ્યો. બિચારો સ્વજન પરિચિત વિહોણો મુંબઇ શહેરમાં તેલીયું શાક બાક ખાતો હેરાન પરેશાન થતો જાણે મારી વાટ જ જોઈ રહ્યો છે! પસ્તાવો કરતો હું એજ સાંજે દાદર ગયો. ઘેંચુંના નસીબે એક સારા કુટુંબમાં એને માટે એક જુદી ઓરડી તથા ખાવા-પીવાની જોગવાઈ સહેલાઇથી થઇ જાય તેવું લાગ્યું. જઇને એ કુટુંબના વડીલને મળ્યો. એમને ત્યાંજ રહેતા એક બોર્ડર એમની બદલી થવાથી બહારગામ જનાર હતા. હજુ એમને જવાને પખવાડિયાની વાર હતી, એ જતાં તેઓ ઘેંચુંને નક્કી પોતાની સાથે રાખશે. વાત પાકી થઈ ગઈ.

એમનો ઘણો ઘણો આભાર માનતો હું ઊભો થયો. મનમાં થયું કે જઈને ઘેંચુ ને આ સુખદ સમાચાર આપી આવું. એ આશા અને ઉત્સાહમાં બીજા થોડા દિવસ નિરાંતે ખેંચી કાઢશે.

એને ત્યાં પહોંચતાં રાત પડી ગઈ. એની ઓરડીમાં જઈને જોયું તો એ ખૂબજ ધ્યાન દઈને એક ચોપડી વાંચતો હતો. મને જોતાંજ એ આનન્દમાં આવી ઊભો થઈ ગયો.

'બટુકદા તમે કહી ગયા હતા ને ! જુઓ આ મરાઠીનો પહેલો ભાગ શરૂ કર્યો છે. બાપ! આ તે કંઇ ભાષા છે, માત્ર પથ્થરા ને કાંકરાજ. ઉ–ઉચ્ચરતાં આંખો બહાર નીકળી પડે છે. પણ હું યે મહાજિદ્દી છું. જ્યારે હાથમાં લીધુંજ છે ત્યારે પછી "કાં આ પાર, કાં પેલે પાર."

હસીને મેં કહયું.–" વાહ ! ભાઈ વાહ ! પણ શીખે છે કોની પાસે ? ફક્ત ચોપડીથી તો નહિ શીખાય.

એ બોલ્યો.—એની ગોઠવણ કરી છે. ૩૧ નંબરની ઓરડીમાં વ્યંકટરાવ કરીને એક મરાઠી છે સારો મજાનો માણસ છે. મારા કરતા બે ચાર વર્ષે મોટો હશે; અર્ધું-પર્ધું ઈંગ્રેજી પણ બોલે છે—એજ શિખવે છે, રવીન્દ્રનાથના અનુવાદો એણે વાંચ્યા છે એટલે બંગાળી માટે એને માન છે.

રવીન્દ્રનાથ, બીજું કંઈ નહિ તોયે બંગાળી માટે આટલું તો કરી જ ગયા છે. પરદેશમાં અમે એમની જ જાતિનાં—બંગાળી છીએ એટલું કહ્યું અમારી ખાતર—બરદાસ્ત થાય છે

હું, ધેચુને જગ્યા મળવાના, તથા માછલીનો વઘાર અને ભાત રોજ જમવા મળશે એ સમાચાર આપતા એ આનંદમાં આવી જઈ એટલો તો તોતડાવા લાગ્યો કે એનો એક શબ્દ પણ સમજાયો નહિ. તે પછી રાતે હું ઘેર પાછો ફર્યો

બે અઠવાડિયા પછી દાદરવાળા પેલા સજ્જને જણાવ્યુ કે પેલી જગા હવે ખાલી થઈ ગઈ છે ધેચુંની ઈચ્છા હોય તો એ આવી જઈ શકે છે. ફરીને ધેચુને ત્યાં ગયો. એને એની નવી જગાએ ઠરીને ઠામ થયેલો જોઈને પછીજ હું જપીશ એવું મનમાં હતું.

સાંજ થઈ ગઈ હતી દીવા પ્રગટી ચૂક્યા હતા, ધેંચુંની ઓરડી પાસે જઈને જરા ખચકાઈને હું ઊભો રહી ગયો. ઓરડીમા નાની એવી એક મિજલસ જામી હતી. જમીન પર પાથરેલ ગાદી પર ચા અને થાળી-એક ચેવડો-ભગફળી પડ્યા હતા, ને ધેચું તથા એનો મહારાષ્ટ્રી મિત્ર તેના કુટુંબ સહિત બેઠેલા જણાયા. પુરષ ઠીંગણો પણ સ્વસ્થ જણાતો હતો; મોં પરથી એ બુદ્ધિમાન હોય તેમ લાગતુ હતું; એની બાજુમાં બેઠેલ સ્રીના કપાળમાં કુમકુમનો ચાંદલો હતો અવળ સવળ અઢાર હાથની સાડી પહેરેલી એક સ્નિગ્ધ બહુ રૂપાળી નહિ તેવી એ સ્રી હતી. ચા-ચેવડો લેતા લેતાં વચ્ચે વચ્ચે હાસ્ય-કૌતુક સાથે ભાષા-શિક્ષણ પણ ચાલતું હતું. અને એક હાફપેન્ટ અને બાંય વગરનું ગંજી પહેરેલું બે એક વર્ષનું બાળક ઘરમા ચારે બાજુ દોડતુ રમતું હતું.

મને જોતાજ ધેચુ જરાક શરમાતા ઉઠીને ઊભો થયો, ને પછી એના મિત્રો સાથે એણે મારો પરિચય કરાવ્યો.

આવો આવો બદુકદા આ છે મિ. વ્યંકટરાવ પાટિલ, જેને વિષે મે તમને તે દિવસે કહેલું ને તે. આ એમના પત્ની હસાબાઈ, આ જે નાનાં બાળકને તમે જોઈ રહ્યા છો એ છે એમનો પુત્ર.

નવપરિચિત સાથે સામસામા નમસ્કાર આદિ કરીને હુ ગાદી પર એક બાજુએ બેઠો મહારાષ્ટ્રી સુવક જરા મિતભાષી હતો, એની પત્ની પ્રતિભાશાળી ને મૃદુ હાસિની હતી મરાઠી સ્રીઓમાં લાજ કે પર્દા પ્રથા નથી—કદીયે નથી રહી; અજાણ્યા પુરષ સાથે પણ વિના સંકોચે હળવા મળવામા એ ચતુર હોય છે મેં જોયુ કે ધેંચુ એ દમ્પતિ સાથે કુટુંબની જેમ હળીમળી ગયો હતો.

પેલી બાળકની કૂદાકુદ તરફ સ્નેહલ દૃષ્ટિએ નજર રાખતો ધેચુ બોલ્યો—કેવો પાજી છે આ છોકરો —જેને ગુંડો કહીએ ને ગુંડો—એવો એક નબરનો ગુડો એ એનુ નામ શું છે જાણો છો? વિઠ્ઠલ! જેને આપણે ત્યા 'બિટલે' કહીએને તે. ને એ મોટેથી હસી પડ્યો

થોડીવાર આ વાત-તે વાત કર્યા પછી મેં કહ્યુ —'ધેચુ, પેલી દાદરની જગ્યા હવે તારે માટે ખાલી થઈ ગઇ છે— આવતી કાલેજ જઈને એનો કબજો લઈ શકે છે."

ધેચું ઓચિન્તો અત્યંત અધીર બનતાં તોતડાવા લાગ્યો એનું તોતડાપણું જરા શાન્ત પડ્યું. એ શું કહે છે તે હું સમજી શક્યો. એ કહેતો હતો—"

"હું અહીજ ર્હોશ બદુકદા, અહીં હવે મને ફાવી ગયુ છે. આમની સાથે સ-સ્નેહ થયા પછી હવે —જાણો છો ને, હવે હમણા હું આમને ત્યાંજ ખાઉં -પીઉ છું. આ લોકો રોટી ભાત બન્ને ખાય છે. માસ-માછલી બેશક નહિ જ. પણ હવે હું એથી ટેવાઈ ગયો છું. હંસાભાભી એવુ તો સરસ રાંધે છે કે બસ; વાત ન પૂછો બહુ ભલા માણસ છે આ લોકો. હું બીજે ક્યાય નહિ જાઉં બદુદા, નાહકના તમને હેરાન કર્યા—"

આ દરમિયાન પેલો નાનો બાળક ધેચુંની બેગ પર ચડી કૂદાકૂદ કરવા લાગ્યો હતો એને ધમકાવતા ધેચુ બોલ્યો—'એઈ બિટલે! અહીં આવ, ધકડે-ધકડે—"

હુ સમજી ગયો ધેચુને હવે મમતા કે ચાહનાની જરૂર નહોતી, એ એજ વસ્તુ હવે વધુ ગાઢ સ્વરૂપે પામી ચૂક્યો હતો.

# રાજકોટનું સાહિત્ય સંમેલન

સાહિત્યયાત્રી

સાહિત્ય પરિષદના સંમેલનમાં પહેલી જ વાર મારું જવાનું થયું. રાજકોટના સાહિત્ય-મેળાની વાત સાવ સામાન્ય માણસોને મોંએથી પણ સાંભળનો જતો હતો. જનતાનો ઠીક ઠીક મોટો સમૂહ હવે સાહિત્યના વિષયને પણ રાજકારણના જેટલા રસથી જોતો થયો છે એવું જણાયું. કાઠિયાવાડની ધરતી બીજી રીતે જીવનરસ હારી બેઠેલી અને રાજકારણી જાગૃતિની બાબતમાં નિષ્ક્રિયતા તેમ જ નિષ્ફલતાની લાગણી સેવી રહેલી, એટલે પણ સાહિત્ય જેવા, પોતાની માટીને જરા જેટલી યે ભીંજવનારા અવસર માટે આ ધરતીની પ્રજા આતુર બને એ સહજ છે. રાજકોટ પોતે પણ એક રસિક પ્રજાનું એક નગર છે.

× ×
×

અગ્રણી સાહિત્યકારોને માટે સ્ટેશને કોઈ ભરચક મેદની, ધજાપતાકા કે સરઘસ જેવું ઠાઠમાઠવાળું સ્વાગત નહોતું એ વાતને એક વર્તમાનપત્રમાં સંમેલનની ફિક્કાશ અને પ્રજાની વિમુખતા બતાવવા ટાંકી છે સ્વાગત-સૂત્રધાર થી. યાજ્ઞિકે જો ધાર્યું હોત તો પચાસ મોટરોના કાફલાવાળું ધૂમધડાકેદાર સામૈયું એ ચપટીવારમાં કાઢી શકત. પણ એ કંઈ શોભત ? સાહિત્યના સંમેલનમાં એવા ઠઠારાને સ્થાન જ ન હોય. સ્વાગત-સમિતિની મૂંગી સુવ્યવસ્થાથી નાના ને મોટા, જાણીતા ને અજાણ્યા સર્વ મહેમાનો ઉતારા પર શાંતિપૂર્વક પહોંચતા હતા, અને પોતાનો તો ભાવ જ ન પુછાયો એવો કચવાટ કોઈ તરફથી સંભળાતો નહોતો.

× ×
×

પ્રમુખો, શ્રી મુનશી, શ્રી કૃષ્ણલાલ ઝવેરી વગેરે થોડાકને બાદ કરતાં બાકીના તમામ મહેમાનોને માટે એક જ ઠેકાણે બહોળો, પૂરતો, સૌરાષ્ટ્રની લાક્ષણિક સરભરાવાળો ઉતારો હતો. ત્રણે દિવસ તેઓ સર્વને ચોવીસે કલાકનું સહજીવન મળ્યું હતું. સાચા સંપર્કને માટે સારો એવો અવકાશ હતો. છતાં કેટલાક ભાઈઓ સંપર્ક ન થઈ શક્યાની બૂમો કેમ મારે છે એ સમજમાં આવતું નથી. સંપર્ક તે કહેવો કોને ?

× ×
×

પાંચ પંદરને બીજે ત્રીજે ઠેકાણે રાખવામાં આવ્યા એ સ્વાગત સમિતિની અગવડને આભારી હોય તો તો કંઈ કહેવાનું નથી. બાકી ઈષ્ટ તો તેમને પણ સૌની વચ્ચે જ ઉતારવાનું હતું. સગવડ તો બધે એટલી જ સારી હતી.

× ×
×

આ સંમેલનના પ્રમુખસ્થાનને લગતી આગલી અખબારી ચર્ચા છેક રાજકોટ સુધી પણ કાકા કાલેલકર પર પોતાની કઢંગી છાયા ઢાળતી હતી. સંમેલનની આગલી સાંજે શ્રી મુનશીએ કોનોટ હોલમાં ગુજરાતની અસ્મિતા પર ભાષણ આપ્યું, પછી ડૉ. હરિપ્રસાદ બોલ્યા, પણ તે બેઉએ બીજાં કેટલાંક નામોનો નિર્દેશ કર્યો ને કાકા કાલેલકરનું નામ જ ન લીધું ! મેલા ઈરાદાથી સ્તો ! આવો અભિપ્રાય છેક છાપામાં અફળાયો. કેટલું વિચિત્ર કહેવાય ? બિચારા કાકા તો હિતસ્વીઓના હાથે જ કઢંગાઈમાં મુકાયા. મિથ્યા કુતર્ક દોડાવવાની પૂર્વગ્રહદૂષિત આ મનોદશા સાહિત્યરસને સૂકવી નાખનારી છે.

× ×
×

પૂરા ત્રણ દિવસનો સમય, એ તો કોઈ પણ આવા સંમેલનને માટે, પોતાનાં ધાર્યાં કામો આરોપી લેવાને માટે પૂરતો ગણાય. છતાં પ્રમુખોનાં ભાષણોના વાચનમાં કરવું પડેલું ટુંકાણ, વિષયવિચારિણી સમિતિમાં કરવી પડેલી ઉતાવળ, લેખકો સાથેના પ્રમુખ-મેળાપમાં પૂરી પિછાનનો પણ અનવકાશ, પત્રકારો સાથેના વાર્તાલાપની પણ છીછરાઈ, અને એ સૌથી વધુ શોચનીય એવો નિબંધ-વાચનનો લૂછલૂછ પતાવવો પડેલો કાર્યક્રમ:

સમ્મેલનના પ્રેમીજનોની વિદાયમાં આટલી બાબતોએ 'રહી ગયુ' એવા અસંતોષની કણી મૂકી આપી હતી

× ×
×

લગ્નમાં જેમ છાબ ભરવો કન્યો માયરું, મા-માટ વગેરે એક પછી એક ક્રિયાની ધડાધડ ચલાવીને માંડ માંડ જાન ઊપડ્યાના ટાણા પર પહોંચી શકાય છે, ને પેલી કન્યાને તો બાપડીને મા બાપ ભાઈ બહેન નિરાંતે મળવા ય પામતા નથી, તેમ રાજકોટ સંમેલનમાં લાંબુ સંદેશ-વાચન, ખાસ્સા સાત પ્રમુખ-ટેકા, પ્રારંભિક સંગીત-ગાનોના લામાં લપસી દર મ ચવાળા ગયા પ્રદર્શન ઉઘાડવા તો રેઢુ પડ રહે સંગીતના તાન અને ગઝનના શેરો પાદપૂર્તિઓનો કાર્યક્રમ તો ભિંસાઈ જ ગયો ગઝન કહે કે 'મને નહિ સાંભળો ને જશો ક્યાં!' આયુર્વેદ વિશેના દાક્તરી વક્તૃત્વની ધોકાપથી ધારા છૂટી તેણે તો પછી તાળીઓ પર તાળીઓના ગગડાટો લીધે રાખ્યા—

મતલબ કે આવી પરચુરણ બાબતોને ટુંકાવી નાખીને વિષયવિચારિણી તેમ જ નિબંધ-વાચન એ બે ભૂખે મારેલાને કંઈક પુષ્ટ કરી શકાયાં હોત.

× ×
×

વિષય-વિચારિણી આપણે જૂદી ભરી નકામો કાળક્ષેપ કરીએ છીએ તેને બદલે એ સભા જો ખુ ના અધિવેશનની સામે જ બેસે તો સમયના બચાવ કરતા પણ મોટો લાભ તો આ છે, કે જાહેર જનતા એના ગમમાં રસ લઈ શકે શ્રોતાજનોને બેશક ચર્ચામાં ભાગ લેવા ન દેવો, પણ એમને ચર્ચા જોવા સાંભળવા દેવી આમાં ખાનગી તો કશુ હોતું નથી ચર્ચા હોય છે-અથવા બની શકે છે—રસભરી. આમ જાહેરની સમક્ષ ચર્ચાઈને પસાર થઈ ચૂકેલા આ ઠરાવોને માત્ર વિધિ રૂપે અધિવેશન પાસે મૂકીને વગર ચર્ચાએ જલદી પસાર કરાવી શકાય શ્રોતાજનોને સાચી છણાવટ જોવા સાંભળવાનું મળી રહેશે આજે તો ઉભયપક્ષી વિચારદર્શન જાહેર અધિવેશનને સાંપડતું નથી પ્રસ્તાવ અને ટેકો એ બેઉ કેવળ ઔપચારિકતામાં સરી પડે છે

× ×
×

નિબંધો એ સાહિત્ય પરિષદના છેલ્લા થોડાં અધિવેશનો થયાં સાવકા-કહો કે નધણીઆતાં સંતાનોની સ્થિતિ ભોગવે છે તથાપિ બીજી બાજુએ નિબંધો એ ગુજરાતી સા પ ની અવ્વલ ફલશ્રુતિ છે રાજકોટ સમ્મેલનનો જ દાખલો લઈએ દોઢ બે મહિનાની ટૂંકી મુદ્દત છતાં સાઠ ઉપર નિબંધો આવીને સાદર થયા તેમાંથી માત્ર બાર-તેરને બાદ દેવા પડ્યા, બાકીના બધા નિબંધ-સમિતિને (જે ઠરેલા અને વિદ્વત્તાનિષ્ઠ સભ્યોની બનેલી છે) ધોરણસરના જણાયા તેમાંના અઢારેકની રંગમંચ પરથી રજૂઆત કરવાનું ઠર્યું, પણ શ્રોતાઓ હતા ફક્ત સાઠ પંદર

× ×
×

થોડા ઘણા નિબંધોનું આવુ અભ્યાસયુક્ત સાહિત્ય જે પરિષદના હાથમાં વિનામૂલ્યે મુકાઈ ગયું તેણે ઉત્સાહ રાખવો જોઈએ લખનારાઓને ખબર હોય છે કે એમની કૃતિઓની પ્રસિદ્ધિ કોઈ અનિશ્ચિત ભાવિના હાથની વાત છે કોને માલૂમ કદાચ એના કાગળ જીવાતના જઠરમાં યે જઈ પડે! વિફલતાની આવી સંભાવના છતાં પણ થોડાક અભ્યાસનિષ્ઠોએ પરિષદને શિરે પોતાના ચિંતન-પુષ્પોનો નિષ્કામ અભિષેક કર્યો

× ×
×

એ થોડાકને જનવૃંદની સામે ઓળખાવવા જોઈતા હતા એ નિબંધોના વિષયોની નામાવલિ પ્રકટ થવી જોઈતી હતી એમને કોઈક એક ઠેકાણે એકઠા કરી મુખ્ય સાહિત્યકારોએ સંપર્ક બાંધવો જોઈતો હતો, પીઠ થાબડવી જોઈતી હતી એમને સમજાવવું જોઈતું હતું (જે શ્રી મુનશીએ પત્રકારો સાથેના વાર્તાલાપમાં કહેલું) કે પરિષદ પાસે ભેગા થયેલા ઢગલામાંથી વિષયવાર તારણ કરીને ગ્રંથ-પ્રસિદ્ધિનું કામ, કાગળની સરકારી છૂટ થતાની વારે જ હાથ ધરવામાં આવશે

× ×
×

તેને બદલે અહીં બન્યું શું? અગ્રણીઓ ચાલ્યા ગયા કોઈક ગૃહસ્થને નોતરે ચહાપાણી પીવા, બીજી

ઠરેલના થોડાક રોકાઈ ગયા તે દિવસની વિષય-વિચારણા માટે ઠરાવો ઘડવામાં, પ્રમુખની ખુરસી આવી વેળાના ભાંગ્યાના ભેરૂ બનનારા ડૉ. હરિપ્રસાદને સોંપાઈ, એનું કામ હતું નિબંધકારોનાં ગળાં પર છુરી ફેરવવાનું! એ સિવાય બીજી કઈ રીતે આ ક્રિયાને વર્ણવી શકાય? અઢાર જણને એમના નિબંધોનો સાર કહી દેવા દસ દસ ને પાંચ પાંચ મિનિટો અપાઈ હતી. એટલા દરમિયાન પણ આ તેજોવધને પામેલા ભાઈઓએ ધીરજથી રજુઆત કરી. વિષયોનું વૈવિધ્ય પણ એમાં દેખાતું હતું. સીધી રીતે જેઓ સાહિત્યક્ષેત્રના કલમનવેશો ન હોય, ઈતર પ્રવૃત્તિ કરતા કરતા વાઙ્મયને ભજતા હોય, અને પરિષદ પ્રત્યેની જૂની અનુરક્તિથી પ્રેરાઈ પોતાના ઈષ્ટ વિષયનો અભ્યાસ–નિચોડ વર્ષે બે વર્ષે આપતા હોય, તેઓની ગણના માટે કમમાં કમ એટલું તો આવશ્યક છે, કે એમની રજુઆતને ટાણે અગ્રણીઓની હાજરી રહે.

×××

કાગળને અભાવે આ નિબંધ-નિધિ ઉધઈ ખાતો નહિ તો પણ રઝેટાતો પડ્યો રહે, એવીયે જરૂર નથી. કાગળની અછતનાં આ વર્ષોમાં ગૂજરાતના પ્રકાશકોએ સારા નરસા વાચનના ઢગલા ને ઢગલા બજારમાં ઠાલવ્યા છે: પ્રકાશકોને પોતાની પાસે તેડાવી, લોનો આપી, અગર અમુક પ્રતો ખરીદવાની શર્તે પરિષદ તેમના દ્વારા કમમાં કમ એવા નિબંધો તો પ્રકટ કરાવી શકી હોત, કે જે (૧) જનરુચિને હળવું, પથ્થકર ચિંતનગદ્ય પૂરું પાડતા હોય, અથવા તો (૨) અભ્યાસક્રમમાં મુકાવા લાયક વાચન પીરસતા હોય.

×××

ઠરાવો પૈકી સૌથી વધુ અગત્યનો ઠરાવ ગૂજરાતને માટે 'એકજ' યુનિવર્સિટી હોવી જોઇએ–અર્થાત એકથી વધુ ન હોવી જોઇએ–એ લાગ્યો છે. આ ઠરાવની જરૂર પડી તેનું કારણ એક વડોદરા રાજ્યની અને બીજી કાઠિયાવાડની, એવી જુદી જુદી વિદ્યાપીઠો સ્થાપવાની કેટલીક દિશામાં મથામણો ચાલે છે તે છે. ગુજરાતની અખંડતાને ઉચ્છેદનારા આવા પ્રયાસોને સ્થાન ન રહેવું ઘટે. ગુજરાત યુનિવર્સિટીનું સ્થાન રાજસ્થાની હિંદમાં નહિ પણ રાષ્ટ્રીય હિન્દમાં જ હોવું જોઇએ. વિચ્છેદવાદી સંકીર્ણ દૃષ્ટિબિન્દુઓ આ આશયની વિરુદ્ધ કામ કરી રહ્યાં લાગે છે. નહિતર આ ઠરાવની જરૂર ન પડત.

×××

ભારતવર્ષની આંતિક પુનર્ઘટનામાં ગુજરાત પ્રાંતની નીચે આજનાં ઈડર, ઉદેપુર ઇત્યાદિ પશ્ચિમ રાજસ્થાની પ્રદેશોનું સંયોગીકરણ થાય તેવી ભલામણ કરતા બીજા મહત્ત્વના ઠરાવને બે બાજુઓ છે. આ રાજસ્થાની પ્રદેશોની તળપદી બોલી મૂળે તો જૂની ગુજરાતી અગર પશ્ચિમ રાજસ્થાની છે તે સાચું, અત્યારે તે પ્રદેશોમાં બોલચાલની જે ભાષા છે તે ગુજરાતી સાથે ઘણું સામ્ય ધરાવે છે તે સાચું, તે પ્રજાઓનાં કેટલાંક સાંસ્કારિક જીવન–અંગો ગુજરાતીને મળતાં છે પણ સાચું, અને આજના મુંબઈ પ્રાંતમાંથી મહારાષ્ટ્ર કર્ણાટક ઇત્યાદિ પ્રદેશોની જુદી પ્રાંતરચના થતાં ગુજરાત એટલું બધું ક્ષીણ બની જશે કે એની અંદર પશ્ચિમ હિંદનો પ્રદેશ–ઉમેરો થયા વગર તો એનું આર્થિક, રાજકારણી તેમજ સાંસ્કારિક જીવન નહિવત્ બની જશે એ પણ સાચું.

×××

છતાં તેમના પર ગુજરાત પ્રાંતનો આગવો દાવો લાવતા પહેલાં આટલું તપાસવું જરૂરી હતું: એ પ્રદેશોની સાહિત્યભાષા હિન્દી છે, અર્થાત તે પ્રદેશો હિન્દીભાષી પ્રજાસમૂહની સાથે સંલગ્ન બની ગયા છે, તેમાંથી છૂટી ગુજરાત તળે આવવાની ઇચ્છા તેઓ પોતે સેવે છે ખરા? માત્ર બોલચાલની ભાષાના થોડા જૂનવાણી સામ્ય પર આ ઠરાવનું મંડાણ નહોતું થવું જોઈતું. આજે એ પ્રદેશોને જો ગુજરાતમાં મૂકવામાં આવે તો શું પચીસેક વર્ષના ભગીરથ પ્રયત્ન વગર તે પ્રદેશોની પ્રજા આપણા અભ્યાસક્રમ, સાહિત્ય વગેરેમાં હરોળબંધ બની શકે ખરી? જુદી જ અસરો હેઠળ ઘડાયેલી રંગાયેલી વર્તમાન ગુજરાતી વાણીને અને તેના વાઙ્મયને અપનાવવાનું એ પ્રજા માટે ક્યારે શક્ય બને?

×××

બીજું, આપણી આ માગણી વિશે હિન્દીભાષી પ્રજા શા ખ્યાલો બાંધશે ? પ્રતિસ્પર્ધા તો નહિ જામી પડે ? તકરારે ચડી જતાં વાર ન લાગે તેવો આ પ્રશ્ન છે. માટે ખરું જોતાં તો એક સમિતિ નીમી આ પ્રદેશોના સંપર્કમાં ઊતરવા જરૂર હતી.

×××

ત્રણે રાત્રિઓને સ્વાગત-સમિતિએ રંજન-કાર્યક્રમથી ભરચક રાખી હતી. કચવાટ સાચો છે કે આમાં અતિશયતા થાય છે, અજીર્ણ ઉપજે છે, રંજનનું પ્રમાણ ઘટવું જોઈએ. અલબત રાજકોટની ત્રણ રાત્રિઓનું રંજન, એ કંઇ રૂઢાર્થમાં લેવાય છે તેવું સસ્તું મનોરંજન નહોતું. એ તો એના શબ્દાર્થ અનુસાર રસિક હૃદયોને રંગી દેનાર સાત્વિક રસાસ્વાદ-સામગ્રી હતી. મૃચ્છકટિક સરખી શુદ્ધ વાઙ્મયલક્ષી સંસ્કૃત નાટ્યકૃતિ, તેનો આપણા એક શિષ્ટે ઉતારેલો વિવેકપુરઃસરનો ગુજરાતી કલાદેહ, અને તેને તેના મૂળગત ભાવવ્યંજન સાથે પૂરેપૂરી રીતે પ્રકટ કરતું, એક જાણીતા નટવૃંદે આપેલું નવલ રંગવિધાન, એ કંઇ પ્રચલિત હીનાર્થમાં રંજન કહેવાય ? લોકકવિ દુલાભાઈ કાગે સવિવેચન ગાઇ સંભળાવેલી વિવિધ-રસભરી એની પોતાની કાવ્યપ્રસાદી કે જેણે પ્રાકૃત જનોથી લઇ સાક્ષરવરો લગી સૌને રસોલ્લસિત કર્યા, તે એકંદરે આદરપાત્ર હતી. કન્યાઓએ રાસગાન તેમજ નાટ્યાભિનય દ્વારા જે લોકગીતો રજુ કર્યાં, રાવણહથ્થાધારી નાથબાવાઓ, ભજનિકો તેમજ કંઠાળની ગ્રામવનિતાઓની કુમારાશની જોમભરી, દેહપ્રાણને છંદાયમાન કરી મૂકનારી, ગળતાં ગળાની હલકે ગાળી હવાની નાખનારી વૃંદ-ટીપણી, એ બધાની સુયોજિત રજુઆત પાછળ સ્વાગત સમિતિના સુજ્ઞ યજમાનોનો એકમાત્ર આશય સોરઠી ધરાનાં તળપદાં રસાંગોના શુદ્ધ નમૂના મહેમાનોની સામે મૂકવાનો હતો, ને તે હેતુ ઠીક ઠીક સફળ થયો છે.

×××

વાઙ્મયના લલિત પ્રકારની જેમ, તમામ ચર્ચા વિવેચનને અંતે તો, માનવ-હૃદયને પ્રત્યક્ષપણે શુદ્ધ સાત્વિક રસોલ્લાસે ભરી આપવાની છે-ને રહેશે. કાવ્યવિવેચન તો સાધન છે, સાધ્ય તો છે કાવ્યપુરસ્કરણ. એટલે વિવેચનની કસોટીએ શુદ્ધ રસલક્ષી ઠરે તેવીજ વસ્તુ-રજુઆત કરવી એ આવાં સમેલનોમાં ઉપકારક કામ છે. કારણ કે જેટલા પ્રમાણમાં આવાં સંમેલનો મેળા-સ્વરૂપ ધારણ કરે છે, તેટલા પ્રમાણમાં એણે જનમેળાને સાહિત્ય-રસ સીધો, કટોરી ભરી પાવો રહે છે. સાચાં રંજન દ્વારા જનહૃદયને વિના શબ્દે કહી દેવાય છે, કે આનું નામ સાહિત્યકલા. 'રંજનની પ્રસાદી પીરસવામાં રાજકોટના યજમાનોએ સ્થાપી આપેલું ઊંચું ધોરણ એ હવે પછીનાં સંમેલનોમાં નીચું ન પડે એટલી ચેતવણી. કારણ કે રંજનને ને ટાયલાવેડાને ઝાઝું છેટું નથી હોતું.

×××

સાહિત્યકારોને આ રાત્રિસમયનો બીજો કોઇ વધુ સારો ઉપયોગ કરવાની ઇચ્છા હોત, તો તે માટે કશો અંતરાય નહોતો. રંજનના કાર્યક્રમો તો જનતાને માટે ચાલ્યા કરત.

×××

પ્રદર્શન વિશે કંઇક લખું એમ થાય છે, કુ. મંગળસિંહ અને રવિભાઈ રાવળ, વગેરે મૂંગા મૂંગા જેના આયોજન પાછળ અવિશ્રાંતપણે દિવસરાત દટાઇ ગયા હતા, મંચ પર માત્ર ફરજ પૂરતા ડોકાવા ઉપરાંત તેઓને જેની માવજત આડે નવરાશ કે મોટાઇની તમા નહોતી. તે પ્રદર્શન સાહિત્યનો પથ અજવાળનારું હતું એમ બીજાઓ કહે છે, મારું તો મંદ ભાગ્ય હતું. માંદગીને લઇ જોવાયું નહિ.

×××

બીજું એક તત્ત્વ તો મારે ચકાઇને જોવું હતું. એને મેં સતત શોધ્યા કર્યું. આજ સુધી સાંભળતો હતો, કે જ્યાં જ્યાં શ્રી. મુનશીનું વર્ચસ્વ હોય છે ત્યાં ત્યાં એ હોય છે ડુગડુગી વગાડનારા ને બીજા બધા હોય છે માકડાનો દશામાં. રાજકોટ સંમેલનમાં એ સ્થિતિને મેં જાણી નથી. સ્વા. સ. એના અધિકારપ્રદેશમાં નિરાબાધિત કામ કરી રહી હતી, બીજી સમિતિઓ પણ નિરંતરાય વર્તતી હતી, ઠરાવો ઘડનારાને કોઇ ઘોદાવતું નહોતું વિ. વિ. સમિતિમાં મુનશી પોતાનો દષ્ટિકોણ રજુ કરવા ઉપરાંત કોઇને

રુંધતા દબાવતા હોવાનું જોયું નથી, દિવસ રાત શક્ય તેટલા કાર્યક્રમોમાં મંચ પર બેઠા જ હોય, એક અપવાદ સિવાય સંમેલનને છોડી અહીં તહીં ઊપડી ગયા પણ નહોતા. અગાઉના કરતાં ઘણો ફેર પડ્યો જણાય છે.

શાયલોકની માફક આ માનવી પણ 'more sinned against than sinning' તો નહિ હોય? આ માણસમાં કોઈ પણ પ્રવૃત્તિના પ્રવર્તકમાં હોવા જોઈતા ગુણોની સાથે તે તે ગુણોના અડધિયા જેવી અનિવાર્ય બની રહેતી ન્યૂનતા પણ જો હોય, તો તે સમાધાનને પાત્ર વસ્તુ નથી શું? કોનામાં નથી?

×××

વિદાય થતી ટ્રેનમાંથી પાછળ ડોકાઈ રહેતાં પાંચ સાત માનવ–શરીરો ઓળાની માફક અંધકારમાં ઓગળી ગયાં. મન લાગણીવશ બન્યું એ હતા સ્વા. પ્ર. શ્રી રમણલાલ યાજ્ઞિક, અને એના એકનિષ્ઠ સાથીદારો. અનાજની અછતના આકરામાં આકરા મહિનામાં, દોઢ જ મહિનાની નોટીસે સા. પ. સં. નો આવડો મોટો મેળો બોલાવવાની અને એ મેળાની દરેક વ્યક્તિને સમકક્ષાએ સાચવવાની છાતી તો યાજ્ઞિકની જ ચાલે! કઈ કુનેહથી એણે આ સરભરા–સામગ્રી અને ખરચની મોટી રકમ એકઠી કરી હશે, કેટલાં મોઢાં બોલાવ્યાં હશે, કેટકેટલી કાળી ધોળી દાઢીઓમાં હાથ નાખ્યો હશે, છતાં કેમ કરીને એમણે સંમેલનને દાતાવૃંદની તેમજ રાજ્યની માઠી અસરોથી બિલકુલ મુક્ત રાખ્યું હશે, એ તો કદાચ નેપથ્યની જ બાબત રહી જશે. વડોદરાવાળાઓએ શીખવા જેવો આ પાઠ છે. પણ યાજ્ઞિકની કાબેલિયતનો આંક તો એણે પોતાના રાજકોટી કાર્યસાથીઓમાં જે ટીમ–સ્પિરિટ ખડો કર્યો હતો તેમાંથી ઉકેલાય છે. એ સાથી–જૂથની પણ કુનેહ, શિસ્તપાલનવૃત્તિ ને સહનશીલતા કંઈ થોડી નહિ હોય. એમની ખુબી તો આ હતી—આત્મવિલોપન! તેઓ બધા નેપથ્યવિધાનમાં જ મશગૂલ હતા. યશ શાબાસીની વહેંચણ ટાણે હાર પહેરવા એક પણ ડોક લાંબી થઈ નહોતી. એ હતો સાચો સાહિત્ય–રંગ. પ્રેમે અને ઉમંગે ઝલકાતા ઝલકાતા તેઓ સર્વ સંમેલનની સફળતા પાછળ મચી રહ્યા હતા.



## 'ન્યુઝ ઑફ ધી વર્લ્ડ'

બ્રિટનનાં છાપાંના વેચાણ પરના યુદ્ધકાલીન અંકુશો તાજેતરમાં ઉઠાવી લેવાયા પછીના ચાર અઠવાડિયાનું પોતાનું સરેરાશ વેચાણ અઠવાડિયે ૭૪,૧૨,૩૮૩ નકલોએ પહોંચ્યું છે એમ લંડનના રવિવારિયા સાપ્તાહિક 'ન્યુઝ ઑફ ધી વર્લ્ડે' જાહેરાત કરી છે, અને એવો દાવો કર્યો છે કે દુનિયાના કોઈ પણ છાપાં કરતાં પોતાનું આ વેચાણ વધારે છે. 'ન્યુઝ ઑફ ધી વર્લ્ડ' (દુનિયાના સમાચાર) નાં ઘણાંખરાં પાનાં જાસુસી કથાઓ અને રમતગમતની ખબરોથી ભરેલાં હોય છે.

# પહેલું વોળાવું [ સાચી ઘટના ]

ઝવેરચંદ મેઘાણી

'ઠાકોર છે ઘેર ?'

એવી પૂછપરછ કરતા ત્રણ વેપારી મુસાફરો ચરોતરના પડોળી નામે ગામડામાં એક ધારાળાને ઘેર આવી ઊભા રહ્યા સાંજ નમીને અંધારું થઈ ગયું હતું

ઘરમાંની બાઈએ બહાર આવી કહ્યું ઠાકોર તો ખેતરામાં ગયા છે હમણાં આવવા જોઈએ શું કામ છે ?'

'અમારે એમનું વોળાવું જોઈતું હતું અમો ખંભાત જઈએ છીએ '

રેલગાડીના પાટા આણંદ સુધી જ હતા ખંભાતની ટ્રેન થઈ નહોતી તે સમયની આ વાત છે મુસાફરોને આણંદથી મજલ કરતા પડોળીને પાદર રાત પડેલી, એટલે કોઈક વિશ્વાસપાત્ર વોળાવિયો જોઈતો હતો ને ગામમાં કોઈએ આ ધારાળાનું નામ આપેલું બાઈએ ખાટલો ઢાળતા કહ્યું

'બેસોને હમણા ઠાકોર આવશે '

વણિક વટેમાર્ગુઓ એ ઘરની પરશાળમાં ખાટલા પર ઘરધણી ગરાસીઆની વાટ જોતા બેઠા હતા ત્યારે થાંભલી પાસે ઊભો ઊભો એક કિશોર છોકરો મૂંગો મૂંગો આ મુસાફરો અને માની વચ્ચેની વાત સાંભળી રહ્યો હતો તેમજ મહેમાનોને જોઈ રહ્યો હતો

થોડી વારે એ છોકરાએ પૂછ્યું મારા બાપા વિના બીજાનું વોળાવું શું ના ચાલે ? મને વોળાવામાં ના લઈ જાઓ ?'

મુસાફરોએ દીવાને ઝાંખે અજવાળે આ છોકરાની સામે નિહાળ્યું ઉંમર ચૌદેક વર્ષથી વધુ ન લાગી મોંમાંથી માનું ધાવણ ફોરતું હોય તેવી કુમાશ હતી હોઠ પર

સાથે ગાડું હતું ગાડામાં છેક મુંબઈથી રળી આણેલી કમાઈ હતી પડોળીથી ખંભાત સુધીની વેરાન વાટ રાતમાં ને રાતમાં માપવાની હતી વચ્ચે ધારાળાના ઠાકરડાના, પાટણવાડિયાના જોખમી ગામો આવતા હતા

તેમનાં હચૂપચૂ મન સમજી ગયેલો છોકરો બોલ્યો 'હું પણ મારા બાપાનો દીકરો છું એનું નામ લીધે મારા વોળાવાને કોઈ ના આંતરે ચાલો આવું '

ચાલ ત્યારે ભાઈ અમારે ય બીજું શું કામ છે ?

છોકરો ઘરની અંદર જઈ જરાવારે બહાર નીકળ્યો ત્યારે એની કેડયે તરવાર હતી, ખભે તીરનો ભાથો અને કામઠું હતા 'ચાલો' કહેતા મુસાફરો ઊઠ્યા

ને થોડી વાર પછી ગાડું જ્યારે ખંભાત બાજુ પડોળી ગામની સીમને કાપવા માંડ્યું, ત્યારે અહીં ધારાળા ઠાકોરને ઘેર વર-બૈરી વચ્ચે ગરમાગરમી ચાલતી હતી

સીમમાંથી ઘેરે આવેલા ઠાકોરે રોટલો ખાવા બેસતા પૂછ્યું 'છોકરો ક્યાં ?'

'એ તો ગયો વોળાવે' સ્ત્રીએ જે બન્યું હતું તે કહી સંભળાવ્યું

'શી વાત કરે છે, મૂરખી !' ધણી તપી ગયો, એટલા નાના છૈયાને તેં આવી કાળી રાતે વોળાવે મેલ્યો ?'

'ચ્યમ ના મેલું ? શું તમે એકલા જ વોળાવું કરી જાણો, ને મારો છૈયો નહિ !

બૈરીના બોલવાથી ઠાકોરે વધુ તાપ દેખાડ્યો, ને પોતે રોષે ભરાયો હોય તે રીતે ભર્યે ભાણેથી ઊઠી, હાથ વીછળી, ઘર બહાર ચાલ્યો ગયો ત્રણ ચાર જે જોડીદારો હતા તેને કહ્યું કે 'ચાલો તો લગીગ તરવાર ધારીઆ લઈ લેજો જોડે એક તાલ જોવો છે'

ગાડું તો શાહુકાર મુસાફરોને લઈ રાતની નીરવ ટાઢાશમાં હળવે હળવે વાટ કાપતું જતું હતું પેલો વોળાવિયો છોકરો ગાડાની પધોરે પધોરે પણ માર્ગે નહિ ખેતરમાં, થોડે છેટે ચાલ્યો આવતો હતો (વોળાવિયો ગાડાથી દૂર જ ચાલે, કારણ કે ગાડા પર કદી જો ધાડપાડુઓનો હુમલો થાય તો ગાડા જોડે પોતે પણ ઘેરાઈ જાય તો તો થઈ રહ્યું એ લાઈનાજ બને છેટે છેટે કોઈ ન જાણે તેમ ચાલતો હોય, તો હુમલાખોરો પર દૂરથી તીરોનો મારો ચલાવી શકે)

એકાએક ખેતરોમાંથી આડા ફંટાઇને વણચાર શખ્સોએ અંધારામાં ગાડાને આંતર્યું અને હાકલ પાડી : ' ઊભું રાખ ગાડું. '

ખેતરમાં ચાલતા આવતા વોળાવિયા છોકરાએ છેટેથી સામે હાક દીધી: ' ગાડાથી છેટા રે'જો. એ ગાડાને મારું વોળાવું છે, ને મારા બાપાનું નામ... ...ઠાકોર છે.' એણે પિતાનું જાણીતું નામ જણાવી દુહાઇ દીધી.

' હવે બેસ્ય બેસ્ય......ઠાકોરની છોકરી ! ' એવા કશાક શબ્દે ગાડું આંતરનારા મુખ્ય આદમીએ છોકરાને બાપ સમાણી ગાળ દીધી.

' બાપા ! ' છોકરાએ સામેથી જે જવાબ આપ્યો તેના અવાજમાં નવીન જાતની ખુમારી હતી. એણે લૂંટારાનું ગળું ઓળખ્યું હતું. ' બાપા ! કહું છું કે ગાડેથી છેટા રે'જો. આ મારું પહેલું વોળાવું છે, કહું છું, છેટા રહેજો.'

એ નજીક ને નજીક આવતા અવાજની ફરી પાછી ઠેકડી કરીને ગાળ કાઢનાર લૂંટારાએ ગાડાના આગલા ભાગમાં ઊભા રહી બળદનાં જોતર છોડી નાખવા એક હાથ ઊંચો કર્યો.

ધ......ડ : એ ઊંચા થયેલા હાથના બાવડા પર એક તરવારનો ફટકો પડયો.

લૂંટારાનો હાથ છેદાઈ ગયો હતો; અને વોળાવિયો છોકરો ખુલ્લી તલવારે સામે ખડો થયો હતો.

એક હાથ ખભેથી લબડી રહ્યો હતો, ત્યારે બીજા હાથે લૂંટારાએ છોકરાનો બરડો થાબડયો.

' શાબાસ દીકરા ! પહેલું વોળાવું કરી જાણ્યું.'



## ઑસ્ટ્રેલિયાની મોંઘવારી

લડાઇને કારણે આવેલી મોંઘવારીએ ચીજવસ્તુઓના ભાવ એટલા બધા વધારી મૂક્યા છે કે લડાઈ પહેલાંના વર્ષની સરખામણીમાં હિંદી પ્રજાના જીવન-ખર્ચમાં ૩૦૦-૩૫૦ટકાનો વધારો થયો છે. જ્યારે ઑસ્ટ્રેલિયન સરકારે કરેલા ભાવ-નિયમનના કડક અમલને પરિણામે એ દેશના જીવનખર્ચમાં માત્ર ૨૨ ૧/૨ ટકાનો વધારો થઇ શક્યો છે.

# કાવ્ય અને સાહિત્ય

રામનારાયણ વિ પાઠક

[ ગતાંકથી ચાલુ ]

પતિપત્નીની વચ્ચેનો પ્રેમ  બાળકો તરફનું વાત્સલ્ય, એ માત્ર પ્રજાતંતુ ચલાવવાની કુદરતની જુદી જુદી તરકીબો છે એમ માનતા, તે તે ભાવો ચન્યત્વ પામતા નથી અર્થાત્ વિજ્ઞાનની પ્રગતિથી વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ વધારે ચોક્કસ થતા, તે તરફનો જૂનો ભાવ અવશ્ય બંધ પડે એમ બનતુ નથી

પણ એથી પણ વિશેષ તો એ છે કે કાવ્યનો ભાવ એવો જીવન્ત હોય છે કે વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ ફરી જતા પણ એ ખ્યાલને અનુરૂપ થઈ રહે છે મે આગળ મૉરિસ મેટરલિંકનો સાકરની દેવતાનો દાખલો આપ્યો અને ત્યા તેના વિલક્ષણ સ્વરૂપનો ખુલાસો કે સમર્થન, તેમા વ્યંજનથી સમજાતી વિશ્વભરા શક્તિથી કર્યુ હવે હાલના બધા વિચારકો જગતમા ઈશ્વર કે એવી કોઈ વિશ્વભરા શક્તિને માનતા નથી વિજ્ઞાન સ્પષ્ટ કહે છે કે આ દુનિયા માનવજાતિ માટે રચાઈ છે એ એક વહેમ છે પૃથ્વી અને જગતનું ખરુ સ્વરૂપ જોતા આ માનવજાતિ અસ્તિત્વમાં આવી એ એક અકસ્માત જ છે અને તેનો નાશ થાય એવા અકસ્માતોથી આ પૃથ્વી ભરેલી છે

'બર્નાડ શૉ કહે છે ઈશ્વર કદાચ સ્વર્ગમા બેઠો હશે પણ આ દુનિયા તો રેઢિયાળમા રેઢિયાળ છે' આ જ ભાવ ગૅાર્કીએ પોતાના એક કાવ્યમા કહેલો છે શ્રી ઉમાશંકરના એ કાવ્યના અનુવાદની છેલ્લી જ કડી ઉતારુ છુ

તે તો એને ગગનખોડમા ફેંકી તી કો દગડ સમી  
મે એમાથી દેખ આજ શી ઘડિયલ રત્નકણી કીમતી  
દેખ અને થા ખૂશ, ઈશ લો સૂર્યકિરણમા શી ચળક  
આપી દેવ તને અમધણીએ બેઠ પછી ભરડમનકે  
માત્ર અરે ના નહી બને એ.  
મને જ ખૂબ ગમી ગઈ છે એ.

નિશીથ પૃ ૮૫

આવી માન્યતા અને ભાવ થતા પણ મેટરલિંકની સાકરની દેવતાની કલ્પના અર્થહીન થતી નથી એ કાવ્યના ભાવનો નવો વિનિયોગ એવો થાય કે આ જગત બાળકો માટે કલ્પતરુ જેવુ થવુ જોઈએ આવા જેવી બાબતમા બિચારા બાળકોને ટળવળવુ પડે ત્યા સુધી આપણો પુરુષાર્થ અધૂરો છે અને જગતની આવી વસ્તુઓ આ નાટકના બાળકો જેવા દીનહીન બાળકોને પણ સુલભ થાય ત્યા સુધી જગતની ઉત્પાદન શક્તિ વધારવી જોઈએ આ પ્રમાણે જમાનાની કેટલીક સમજણ અને માન્યતા બદલાતા પણ કાવ્ય ટકી રહે છે, અને એને નવા જમાનાને પણ કંઈક કહેવાનુ રહે છે માટે જ જમાને જમાને નવા વિવેચનો થવા જોઈએ ક્ષણે ક્ષણે નવીનતા પામતી રમણીયતાને યુગે યુગે નવુ નવુ કહેવાનુ હોય છે

આ આખો વ્યાપાર મને સમજાય છે તે રીતે સ્પષ્ટ કરવા પ્રયત્ન કરુ મે પહેલા ઝાડ ઉપર ફૂલ બેસે તેના જેવો, વાસ્તવિક જગત અને કાવ્યનો સબધ કહ્યો હતો હવે જરા જુદા રૂપકથી આ સબધ કહેવાનો પ્રયત્ન કરુ છુ, અને એ રૂપક તે પૃથ્વી અને તેના ઉપર રચેલા મકાનનું મકાન એક સ્વતંત્ર મનુષ્યકૃત કલાકૃતિ છે પણ તે પૃથ્વી પર જ ચણેલી છે એ ભૂમિ એ જ એનો આધાર છે આ વાસ્તવિકતામા, મે આગળ કહ્યુ તેમ આખા જગત વિશેના ભૌતિક, અધિભૌતિક આધ્યાત્મિક, સર્વ શ્રદ્ધાઓ, વિચારો, માન્યતાઓ આવી જાય છે એટલુ જ નહિ, પ્રસ્તુત કલાકૃતિ પહેલાંની જેટલી કલાકૃતિઓ અનુભવમા આવી હોય તેના સસ્કારો પણ આ વાસ્તવિકતાની ભૂમિમા આવી જાય એ ભૂમિ ઉપર હવે નવી કલાકૃતિ રચાય છે આ રચનાનુ વસ્તુ કેવળ વાસ્તવિકતાવાળુ હોય, કે પરીકથા જેવુ સ્વપ્નોત્પાદ્ય હોય, તોપણ તે આખી વાસ્તવિકતાની ભૂમિકા ઉપર આવેલુ છે કવિ એ આખી ભૂમિકાનો ઉપયોગ ન કરે, જોઈતી ભૂમિનો જ ઉપયોગ કરે પણ એ રચના

નીચે રહેલી છે તે તો એ આખી જ ભૂમિ. અને જેમ ભૂમિ ઉપર આવ્યા છતાં કલાની કૃતિ તો માત્ર ઉપરની રચના જ ગણાય છે, તેમ કાવ્યમાં પણ જે કવિની રચના હોય, અને તેની વ્યંજના હોય તેટલાથી જ કાવ્ય બને છે. બાકીનું બધું તેની વાસ્તવિકતાની ભૂમિકાનું છે. અને આ આખા રૂપકથી મારે ખાસ કહેવાનું છે તે એ કે જેમ ગમે તેવી રચનાવાળા મકાનને પણ ભૂમિના એટલે આખી પૃથ્વીના ગુરુત્વાકર્ષણને અનુકૂળ રહીને જ નિર્માણ થવાનું અને ટકવાનું છે, તેમ કાવ્યકૃતિને પણ આખી વાસ્તવિકતાના સત્યને વફાદાર રહીને જ નિર્માણ થવાનું અને આસ્વાદ્ય થવાનું છે. મહાભારતમાં દ્રૌપદી પાંચ પતિને પરણી, એ કવિનું ખાસ વક્તવ્ય નથી, એ વાર્તાનો વાસ્તવિકતાનો અંશ છે, પણ તેનું સતીત્વ, તેનું વીરત્વ, તેનો પ્રભાવ, તેની બુદ્ધિની તેજસ્વિતા વગેરે કવિનું વક્તવ્ય છે, અને એ જ તેની કલાની કૃતિ છે. હવે જમાનો બદલાતાં, વાસ્તવિકતાનો ખ્યાલ બદલાતાં, મુખ્ય એ ફેરફાર થાય છે કે નવા ખ્યાલને જે અંશ અગ્રાહ્ય જણાય, તે કાવ્યભવનમાં આડો ન આવે માટે, તેને વાસ્તવિકતામાં ભંડારી દેવામાં આવે છે. નળાખ્યાનના લેખકને એ પણ વક્તવ્ય હશે, કે અશુચિ થયા પછી પગ ધોયા વિના સંધ્યા ન કરવી જોઈએ. એમ કરવાથી અનેક અનિષ્ટોનાં પાત્ર થવાય છે. અર્થાત્ મહાભારતકારને મન પગ ન ધોવાની થતી શારીરિક અશુચિ એ હકીકત છે અને તેનું અનિષ્ટપરિણામિત્વ એ વક્તવ્ય છે. અત્યારે આપણે આ કાવ્યના પરિશીલનમાં શારીરિક અશુચિને વાસ્તવિક્તાનો અંશ માનવા ઉપરાંત, તેના આવા દારુણ અનિષ્ટપરિણામિત્વને પણ તે કાળની માન્યતા તરીકે વાસ્તવિકતાનો જ અંશ ગણી લઈએ, અને કવિનું વક્તવ્ય એવું ગણીએ, કે શુદ્ધિનું સ્વરૂપ એવું છે કે તેમાં ક્યાંક થોડી ખોડ રહી જતાં અથાગ વિપત્તિ આવી પડે છે. આપણે શારીરિક શુદ્ધિ કરતાં આ સત્યને માનસિક શુદ્ધિ માટે યથાર્થ માનીએ, અને આ કથામાં આવતી આ શારીરિક અશુદ્ધિને માત્ર માનસિક અશુદ્ધિના એક પ્રતીક તરીકે ગણીએ. કાવ્યપ્રકાશમાં એક દૃષ્ટાંત છે તેનો ઉપયોગ કરી કહી શકું કે આ વ્યંજનાનો વ્યાપાર, સોડયમિષોરિવ દીર્ઘદીર્ઘતરો વ્યાપારઃ । તીરના વ્યાપારની પેઠે દીર્ઘ અને દીર્ઘતર થાય છે.

અને છતાં હું એક શક્યતા તરીકે સ્વીકારું છું કે વસ્તુસ્થિતિ સંબંધી ખ્યાલ બદલાય તેની સાથે તે તરફનો ભાવ પણ એટલો બધો બદલાય કે જૂનો ખ્યાલ અને ભાવ આપણે કલ્પનાથી પણ પ્રતીત ન કરી શકીએ એવું બને અને ત્યારે એ કાવ્યના કાવ્યત્વની અવધિ પૂરી થાય. એ કાવ્ય ન રહે. આનો સંપૂર્ણ દાખલો હું મેળવી શકતો નથી. એનું મુખ્ય કારણ એ કે મનુષ્યજાતિની જે કાંઈ તવારીખ અને સાહિત્ય મળે છે તેટલા કાળમાં મનુષ્યની પ્રગતિ એવી નથી થઈ કે વસ્તુસ્થિતિ તરફના ચાલ્યા આવતા ભાવો તદ્દન બંધ પડી ગયા હોય. કહે છે કે યુક્લિડ જેવો ભૂમિતિજ્ઞ આટલા બધા યુગો પછી માત્ર આઇન્સ્ટાઈન થયો. કહે છે કે અત્યારે જોકે એક નિશાળિયો પણ એરિસ્ટોટલની ભૂલો બતાવી શકે છે, પણ એરિસ્ટોટલ જેવો મહાન શાસ્ત્રજ્ઞ હજી સુધી થયો નથી. જે બુદ્ધિના પ્રદેશમાં ખરું છે, તે જ આખા આધ્યાત્મિક પ્રદેશમાં પણ ખરું છે. પણ એ સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે એમ ખરેખર બન્યું હોય તો એવું કાવ્ય બદલાયેલા જમાનામાં જીવી શકે જ નહિ. રસ વિશે મમ્મટ કહે છે કે चर्व्यमाणतैकप्राणः એટલે કે રસ આસ્વાદાય એ જ એનો પ્રાણ છે, એ જ એનું અસ્તિત્વ છે. એ જ નિયમને જરા લંબાવીને કહી શકાય કે કાવ્ય ઉપભોગવાય એ જ એનું જીવિત છે. તે ભોગવવાનું બંધ થાય તે સાથે એનું અસ્તિત્વ પણ બંધ જ થાય. એટલે એવા કાવ્યનો દાખલો પણ મળે નહિ. વિશેષે કરીને એટલા માટે કે આ પહેલાંના યુગોમાં ન સમજાતી વસ્તુને સંગ્રહાલયોમાં રાખવાનો રિવાજ નહોતો.

આ રીતે એવું દૃષ્ટાન્ત ન મળે એમ પ્રતિપાદન કરીને હવે, આનું કંઈક દિગ્દર્શન કરી શકાય એવું દૃષ્ટાન્ત આપવા પ્રયત્ન કરીશ. તેને માટે હું કે. હ. ધ્રુવ સંપાદિત અમરુશતક (ત્રીજી આવૃત્તિ, સને ૧૯૧૦) નો આઠમો શ્લોક લઉં છું.

એમનું જ ભાષાન્તર નીચે આપું છું :

જોઈ એક જ આસને પ્રિયતમા બે એ પુંઠેથી ધીરે
આવી આવરી એકનાં રમતમાં નેત્રો કરે આદરે,

હીસતી હરમાં હસંતી મુખમાં નેહે લીંજી બીજીને
ગોરે ગાલ નમાવી ડોક ચસિયો રોમાંકુરોને ચૂમે.

શ્લોકનો ભાવ, ટૂંકમાં કહીએ તો, નાયકના દાક્ષિણ્ય તરફનો અહોભાવ અને એ દાક્ષિણ્યજન્ય ધન્યતાની પ્રશસ્તિ છે. બન્ને પ્રિયતમા એક જ આસને બેઠેલી. કેવો યોગ! તેમાંથી નાયક જેને ઓછું ચહાતો હતો તેને ખુશ કરવા તેની આંખો દબાવી, અને એ જ સ્થિતિનો લાભ લઈ પેલી ન જાણે તેમ, તેણે બીજીને ચૂમી લીધી. શી,ધન્યતા! પ્રસિદ્ધ અમરુની કવિતા છે, જેનો એક એક શ્લોક પ્રબન્ધશતનો રસ ધારણ કરે છે, अमरुककवेरेकः श्लोकः प्रबन्धशतायते। એમ મનાય છે. યુક્તિ ખરેખર ઘણી તરત બુદ્ધિ દર્શાવે છે, અને નાયકને પૂરી સફળતા વરી છે. એમ શ્લોકની સફળતાની ના નથી. અને છતાં અત્યારનું પ્રગતિમાન માનસ, જે સામાન્ય રીતે એકપત્નીત્વને જ માને છે, તેને આ રસ આમાંથી આવશે? કદાચ કોઈ કહે કે નળાખ્યાનમાં પગ ન ધોવાના અનિષ્ટપરિણામિત્વમાં જેમ એ માન્યતાને વસ્તુસ્થિતિનો અંશ સમજી ચલાવી લીધું એમ અહીં પણ કરી લેવું. એમ કરી શકાય તેની ના નથી. પણ ભેદ એ છે કે નળાખ્યાનમાં એમ માની લીધા પછી પણ એવું અવશેષ રહેતું હતું કે શુચિત્વ એવી વસ્તુ છે કે કયાંક પણ અપૂર્ણ રહે તો તેમાંથી અનેક અનિષ્ટ પરિણામો આવે, અને તેથી મૂળનો ભાવ એ ને એ રહેતો હતો. અમરુના શ્લોકમાં એમ થતું નથી. આપણે જરૂર એમ માની શકીએ કે એ સમાજમાં અનેક પત્નીઓ થતી હતી અને એ સમયનો સમાજ એકને છેતરી બીજીનો સંગ મેળવવામાં ધન્યતા અનુભવતો હતો. પણ એ રીતે એ ધન્યતાને તે જમાનાની વાસ્તવિક સ્થિતિનું અંગ ગણી લીધા પછી એવું કશું રહેતું નથી, જેથી ધન્યતા અનુભવાય. બહુ બહુ તો માત્ર એક ચતુરાઈ રહે છે, જે અનુચિત કાર્યમાં પ્રયોજાયેલી હોવાથી રસાભાસ કરે છે અને એ રસાભાસ એટલો તીવ્ર છે કે નાયકની હોંશિયારીમાં રસ ન પડે.

અહીં એક પ્રશ્ન ઊઠે. અને આ શ્લોકમાં આવતા ધૂર્ત શબ્દથી એને સૂચન પણ મળે છે, જોકે અમરુએ અહીં વાપરેલો ધૂર્ત શબ્દ નાયકની ધન્યતા અને તેના તરફનું મમત્વ બતાવે છે. પ્રશ્ન એ થાય કે જો આ શ્લોકના નાયકની ચતુરાઈ તમે અપરસવાળી, રસાભાસવાળી ગણો,તો જે ધૂર્તોની અને ઠગારાની વાર્તાઓ આવે છે, જેનાથી કેટલુંય મધ્યકાલીન લોકવાર્તાસાહિત્ય ભરેલું છે, તે બધાને પણ રસાભાસી ગણશો? હું કહીશ: ના, એમ એને રસાભાસી ગણવાની જરૂર નથી. અમરુના શ્લોકને રસાભાસી ગણવાનું કારણ એ છે કે એમ એક સાથે બે સ્ત્રીઓ સાથે પ્રેમસંબંધ ચલાવવો એ અપરુચિ છે. ધુતારાની વાર્તામાં અપરુચિ આવે તો તે એક જ દૃષ્ટિએ: નીતિની પણ ધુતારાની વાર્તામાં એ દૃષ્ટિ કોઈ રીતે ઘવાતી નથી. ધુતારાની વાર્તામાં ઘણે ભાગે તો કોઈ રાજાનો કુંવર ધુતારાના રાજ્યમાં આવી ચઢે છે, અને અનેકને છેતરનારા એ ધુતારાઓને પણ, એમનાથી પણ વધારે કુશળ ધૂર્તતાથી છેતરે છે. ધુતારાના ભોગ બનેલા અનેક બીજા માણસોને છોડાવે છે, અને કદાચ ધુતારાના સાધનભૂત કોઈ સુંદર રમણીને જીતીને પરણી જાય છે, કોઈ વાર એવી પણ વાર્તા આવે છે ખરી, જ્યાં બન્ને સામસામા ધુતારા હોય, અને ત્યારે પણ ત્યાં નતિદૃષ્ટિ ઘવાતી નથી. અલબત્ત એવી પણ વાર્તા હોય છે કે કોઈ ધુતારો રાજાને છેતરી જાય છે, પણ આપણા સમાજમાં, અને તેથી વાર્તામાં પણ, રાજા તો છેતરવાને લાયક જ ગણાતા આવ્યા છે. રાજાની સંપત્તિ એટલી અઢળક હોય છે, તેની આવક એટલી આંધળી હોય છે. કે ગમે તેટલું છેતરવાથી તેને કદી આર્થિક આપત્તિ આવતી નથી, કદી મુશ્કેલી પડતી નથી. આવી છેતરામણીમાં રાજા ઘણે ભાગે મૂર્ખ હોય છે, અને એવો મૂર્ખ, કશી પણ લાયકાત વિના રાજા થઈ બેઠો છે તે છેતરાવાને જ યોગ્ય છે, રીતે લોકમાનસની સામાજિક માન્યતા તેને સમજી લે છે. મૂર્ખ જડજને વકીલ બનાવી જાય, તેમાં જે જાતની મજા આવે છે તેવી જ મજા રાજાને કોઈ છેતરી જાય તેમાં આવે છે. એમાં જે રસ છે તે બુદ્ધિચાતુર્યનો છે. કવિતામાં તો લાગણી હોવી જ જોઈએ એ મતનું, સાહિત્યનો આ સાદામાં સાદો પ્રકાર તદ્દન સાદી રીતે નિરસન કરે છે!

હવે હું મારો મૂળ પ્રશ્ન લઉં છું. કાવ્યનું પણ મુખ્ય પ્રયોજન ભાવનિષ્પત્તિ છે. સંગીતના રાગને જો

સત્ય કે નીતિ સાથે સંબંધ હોવાની જરૂર નથી તો સાહિત્યને પણ નથી. બન્ને કલાઓ છે.

સાહિત્ય પણ કલા છે એ સાચું. કલા તરીકે ભાવનિષ્પત્તિ કરવી એ એનું મુખ્ય પ્રયોજન છે એ સાચું. પણ તેમ છતાં તેને સત્ય, નીતિ બધાની વફાદારી રાખવી પડે છે. અને તેનું કારણ તેની ભાવનિષ્પત્તિની પદ્ધતિ છે. સાહિત્યમાં ભાવનિષ્પત્તિ, વાસ્તવિક જગતમાં જે રીતે થાય છે, એ રીતે થાય છે. વાસ્તવિક જગતમાં અમુક પરિસ્થિતિ ચિત્તની સંમુખ રજૂ થાય છે અને તે ઉપરથી ચિત્ત પોતાના આંતર પ્રયોજનને અનુકૂળ અમુક ભાવ ધારણ કરે છે. કાવ્યમાં પણ અમુક પરિસ્થિતિ એવી જ રીતે એટલે એ પરિસ્થિતિ સાચી જ હોય એવી રીતે ચિત્ત સંમુખ રજૂ થાય છે, અને ચિત્ત તે તરફ, પોતાના આંતર પ્રયોજનને અનુકૂળ રીતે, કહો કે આંતર પ્રયોજનને સિદ્ધ કરવા, અમુક ભાવ ધારણ કરે છે. ફરક માત્ર એટલો છે કે વાસ્તવિક જગતમાં વ્યવહારનાં અનેક પ્રયોજનો આવી આવીને આ ભાવ ધારણ કરવાની શક્તિને મુક્ત રીતે વ્યાપારમય બનવા દેતાં નથી. સાહિત્યમાં ચિત્ત વધારે મુક્ત, વધારે શુદ્ધ, વધારે નિર્વિઘ્ન રીતે, અને તેથી સંપૂર્ણતાની વધારે નજીક જઈને ભાવધારણ કરે છે. અને વાસ્તવિક જગતની રીતે જ ચિત્ત ભાવધારણ કરે છે, એટલે સાહિત્યજગતમાં પણ જે પરિસ્થિતિ ચિત્ત આગળ રજુ થાય તે વાસ્તવિક જગતને વફાદાર હોવી જોઈએ. સંગીતમાં જે ચિત્ત આગળ રજુ થાય છે, તે વાસ્તવિક જગતના જેવું કશું જ નથી, અને ચિત્ત તેના તરફ જે ભાવધારણ કરે છે તે વાસ્તવિક જગતમાં ભાવધારણ કરે છે તેની પેઠે નથી કરતું. સંગીતમાં અમુક સ્વરની આકૃતિ ચિત્ત આગળ રજૂ થાય છે, એ સ્વરાકૃતિને, વાસ્તવિક જગતમાં ઉપસ્થિત થતી અનેક પરિસ્થિતિઓ સાથે સાહિત્ય જેવો સંબંધ નથી: એ સ્વરાકૃતિ કોઈક અકલ્પ્ય રીતે ચિત્તને અનુકૂળ નીવડે છે, અને તેથી ચિત્ત તે સાથે તદાકાર થાય છે, અને એ તદાકારત્વ એ જ તેનો ભાવ છે. એ અનુભવ વાસ્તવિક જગતના અનુભવ જેવો નથી. જ્યારે સાહિત્યમાં અનુભવાતા ભાવો તે વાસ્તવિક જગતના ભાવો છે એમ કહી શકાશે, સંગીત વિશે એમ કહી શકાશે નહિ. સાહિત્યમાં અનુભવેલા ભાવો બરાબર વ્યવહારજગતમાં અનુભવાય એવા છે, એ અનુભવાય એ ઇષ્ટ છે, અને એ ભાવો વ્યવહારમાં આચરણયોગ્ય છે. સંગીતમાં અનુભવાતા ભાવો વ્યવહારમાં અનુભવાય છે, અને વ્યવહારમાં આચરણમાં મૂકાય એવા છે એમ કદી કહી શકાશે નહિ. અને માટે સંગીત વાસ્તવિક જગતના સત્ય સાથે સંબંધ નથી. પણ સાહિત્ય માટે એ સ્થિતિ શક્ય નથી. સંગીત આપણે માટે ચિત્તના નવા જ પ્રદેશો ખુલ્લા કરી આપે છે, સાહિત્ય આપણા વાસ્તવિક જીવનમાં વ્યાપારમય બનતા ચિત્તપ્રદેશોમાં વધારે શુદ્ધ ભાવો અનુભવગત કરાવે છે.

અને આ સ્થળે હું એક બીજો પ્રશ્ન ચર્ચવા ઇચ્છું છું, અને તે સત્યના સ્વરૂપનો: આપને કદાચ થશે કે અત્યાર સુધી સત્યની વાતો કરીને હવે અંતે સત્યના સ્વરૂપની ચર્ચા! પણ આપ જોશો કે મારા કે મારા વિષયનિરૂપણમાં એ ચર્ચા અહીં જ ઉપસ્થિત થાય છે. અને હું કંઈ સત્યની તત્ત્વચર્ચા કરવા માગતો નથી. સત્ય વિશેની એક સાદી જ વાત કહેવા માગું છું.

આપણે કહીએ કે 'ગરમીથી ધાતુઓનું કદ વધે છે' એ સત્ય છે. એનો અર્થ એ છે કે વાસ્તવિક જગતમાં ગરમીથી ધાતુઓનું કદ ખરેખર વધે છે, અને ઉપરનું વાક્ય એનું જ વિધાન કરતું હોવાથી સત્ય છે. સત્ય શબ્દને સત્—હોવું સાથે સંબંધ છે, અને સત્ય જે વસ્તુતાએ અસ્તિત્વ ધરાવે છે તેનું કથન છે. હવે આપણે આગળ જોઈ ગયા કે કાવ્યમાં બાહ્ય, ભૌતિક, સ્થૂલ જગતનાં સત્યોમાં, સત્ય તરફની સૂક્ષ્મ વફાદારી રાખીને, ફેરફાર કરી શકાય છે. અને તે શા માટે? કારણ કે કાવ્યનું મુખ્ય પ્રયોજન ચિત્તમાં ભાવનિષ્પન્ન કરવાનું છે. જગતની પરિસ્થિતિ નિરપેક્ષ રૂપે કાવ્યનો વિષય નથી. એ ભાવનિષ્પત્તિનું સાધન છે, નિમિત્ત છે, માટે એ કાવ્યમાં સ્થાન પામે છે. માણસને, માણસનું મન જ, રસનો વિષય છે.

હવે મારે એટલું જ કહેવાનું રહે છે કે જેમ બાહ્ય જગતનાં સ્થૂલ સત્યો છે, જેમ બાહ્ય જગતની વાસ્તવિક સ્થિતિ છે, તેમ ચિત્ત કે ચેતન તત્ત્વનું

પણ અમુક સ્વરૂપ છે. બાહ્ય જગતનું જ્ઞાન આપણને ઇન્દ્રિયો દ્વારા કેવી રીતે થાય છે તે સુવિદિત છે. એ વિશે આપણે જે સામાન્ય રીતે માનીએ છીએ તેથી વધારે ઊંડે જવા હું ઇચ્છતો પણ નથી. પ્રશ્ન એ રહે છે કે ચિત્તના સ્વરૂપનું ભાન આપણને કેવી રીતે થાય છે.

એક દાખલો લેવાથી આ પણ વધારે સ્પષ્ટ થશે. દુનિયાની ચીજો જોઈ જોઈને આપણે તેના રંગો નક્કી કરીએ છીએ. પણ આખ છે એ બાબત બાળક કેવી રીતે જાણે છે? એ રંગો જોવાની ક્રિયામાં જ એને બહારના રંગો, અને આંખની જોઈ શકવાની શકિત બન્નેનું સ્વરૂપ સમજાય છે. તેમ જ અવાજો સાંભળવાથી જ અવાજનું સ્વરૂપ અને કર્ણેન્દ્રિયની સાંભળવાની શકિતની પ્રતીતિ થાય છે. મારે હવે એટલું જ કહેવાનું કે એ જ રીતે બાહ્ય પરિસ્થિતિ અને તેના તરફ ભાવ ધારણ કરતું ચિત્ત એ બન્નેના સ્વરૂપની એક સાથે પ્રતીતિ થાય છે. અને જેમ જુદા જુદા રંગોનું પ્રત્યક્ષ એ જ આંખની શકિત અને સ્વરૂપ છે, અને તેનું સાર્થક્ય છે. તેમ જ જુદા જુદા ભાવોનો અનુભવ એ જ ચિત્તનું સ્વરૂપ છે અને તેનું સાર્થક્ય છે. વ્યવહારમાં આપણને ભાવોનો અનુભવ થાય છે, અને કાવ્ય એથી આગળ જઈ વ્યવહારની પેઠે જ અનેક ભિન્ન ભિન્ન પરિસ્થિતિ કલ્પી, ચિત્ત આગળ રજૂ કરી, ચિત્તમાં નવા નવા ભાવો નિષ્પન્ન કરે છે. કાવ્યમાં આનંદ આવે છે, તેનાં અનેક કારણો છે. પહેલું કારણ તો કલ્પનાને વ્યાપાર મળે છે તે ગણાવવું જોઈએ. જેમ શરીરને પોતાની શકિતને અનુરૂપ વ્યાપારમાં સુખ લાગે છે, તેમ કલ્પના પણ આપણી ચેતસિક શકિતઓમાં એક ઘણી ઊંચી શકિત છે, અને તે યથેચ્છ વ્યાપારમય બને છે તેનો તેને આનંદ થાય છે. પણ સૌથી વધારે આનંદ તો આ ભાવનિષ્પત્તિનો આવે છે, કારણ કે જેમ રંગો જોવા એ જ આંખનો સ્વભાવ છે, તેમ ભાવો અનુભવવા એ જ ચિત્તનું સ્વરૂપ છે. તેમાં સંગીત જેવી કલા, વ્યવહારમાં કદી ન અનુભવ્યા હોય એવા ભાવો કેવળ સ્વરાકૃતિથી સંવેદ્યગોચર કરે છે, સાહિત્ય વ્યવહારમાં અનુભવાતા હોય એવા ભાવો વધારે શુદ્ધ મુકત સ્વરૂપે નિષ્પન્ન કરે છે. અને તેથી ચેતનના સત્ય સ્વરૂપની વધારે નજીક જાય છે.

અહીં પ્રશ્ન થશે કે કાવ્યમાં અનુભવાતા ભાવો ચેતનના સત્ય સ્વરૂપની વધારે નિકટના છે, એનું પ્રમાણ શું? અલબત્ત ચેતન એ જ સર્વનું અંતિમ પ્રમાણ છે અને પ્રમાણ પરંપરામાં કયાંક તો અંતિમ પ્રમાણ આવે જ, નહિતર અનવસ્થા થાય એટલે ચેતનને અંતિમ પ્રમાણ માનવું જોઈએ. પણ એ ચેતન તે કોનું ચેતન? જેઓ શ્રદ્ધાથી વ્યક્તિવિશિષ્ટ ચેતનની પર પરમ ચેતનને માને છે તે પણ ઐહિક જીવનમાં તો વ્યક્તિવિશિષ્ટ ચેતનને જ અંતિમ પ્રમાણ માને છે ત્યારે અનેક વ્યકિતઓમાંથી કોના અનુભવને આપણે પ્રમાણભૂત માનવો? આનો ટૂંકો અને સીધો જવાબ એ છે કે જે ભાવક–વિવેચકનું ચિત્તતંત્ર વધારે વિશાલ હોય અને સૌથી વધારે જાગરુક હોય તેના મતને જ પ્રમાણ માનવું. ખરી રીતે કાવ્યનું શ્રેષ્ઠત્વ સમજવાને શ્રેષ્ઠ ભાવકત્વની જ જરૂર છે, પણ ભાવક વિવેચક બને નહિ ત્યાં સુધી તેનું શ્રેષ્ઠત્વ આપણને સમજાય નહિ. માટે ભાવકને વિવેચક બનવાની અહીં જરૂર રહે છે. અને આ એક વિષયમાં હું ભાવક–વિવેચકને જ પ્રમાણ માનું છું, કવિને પોતાને નહિ. અલબત્ત, કવિ પોતે પણ વિવેચક હોઈ શકે એ જુદો પ્રશ્ન છે.

અને કાવ્યમાં શુદ્ધતર રૂપે ભાવનિષ્પત્તિ થાય છે એમ હું કહું છું. તેમા નિષ્પત્તિનો હું શો અર્થ કરું છું, તે થોડા પુનરાવર્તનને ભોગે પણ હું સ્પષ્ટ કરું છું. જેમ બાળક આગળ માબાપ અમુક અક્ષર, જેવો કે 'ક' બોલે અને બાળક સામો 'ક' બોલે તેમ કવિનો ભાવ ભાવકમાં પ્રવેશે છે. બાળક 'ક'નું શાસ્ત્રીય સ્વરૂપ, કે ઉચ્ચાર કરવામાં રહેલા વાગ્યન્ત્રના પ્રયત્નનું સ્વરૂપ બાળક નથી જાણતો હોતો, (બાળક શું, એનાં માબાપ પણ કોઈક જ જાણતાં હશે!) અને છતાં તે ઉચ્ચારનું સર્જન કરે છે, તેમ ભાવક પણ કવિમાનસના ભાવને પોતામાં સર્જીને ભોગવે છે, અને એ ભોગવવામાં તેના શાસ્ત્રીય સ્વરૂપનું જ્ઞાન આવતું નથી. અને જીવનને માટે આ ભાવનું અનન્ય મહત્ત્વ છે, કારણ કે એ મૂળભૂત અનુભવ છે, એ મૂળભૂત વસ્તુ છે;

બધું શાસ્ત્રીય અન્વેષણ પણ એ વસ્તુનું થવાનું છે, એ અનુભાવાત્મક વસ્તુ પછી થવાનું છે.

અને આનો અર્થ એ કાવ્યમાં સ્થૂલ જગતની હકીકતોમાં સત્ય તરફ વફાદાર રહી ફેરફાર કરી શકાય, પણ ચિત્તના ભાવોને તો બને તેટલા શુદ્ધ સ્વરૂપે તેણે વ્યક્ત કરવા જોઈએ. એ સાહિત્યનો વિશેષ અધિકાર છે, અને એમાં જ સાહિત્યની મહત્તા છે. ગૌણના ફેરફારનું સમર્થન પ્રધાનની સિદ્ધિમાં છે, પણ પ્રધાનની વિકૃતિ તો કેવળ અનાહૂત સ્વચ્છંદ જ ગણાય. ગોવર્ધનરામ, સ્થિતપ્રજ્ઞ કે બ્રહ્મજ્ઞને જ ઉત્તમ સાહિત્યકાર ગણે છે એ કઈ વિચારસરણીથી, એ અહીં સ્પષ્ટ થશે.

આ રીતે સાહિત્યને સત્ય સાથે હંમેશાં જીવન્ત સંબંધ રહે જ એમ હું માનું છું. એ સંબંધ શબ્દ દ્વારા રહે, તેમ જ ગમે તેટલું કલ્પનોત્પાદ્ય વસ્તુ પણ વાસ્તવિક જગતના સત્યને વફાદાર રહે જ, એ રીતે પણ રહે. પણ સર્વથી વિશેષ તો એ કે જે ભાવને એ વ્યક્ત કરે તે તો ચિત્તનો પૂર્ણ શુદ્ધ સ્વભાવાંશ હોવો જોઈએ. ખરું તો ચેતનના એ સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર એ જ સાહિત્યસર્જન અને સાહિત્યપરિશીલનનો એક સમાન પ્રાણ અને પ્રેરણા છે. ગૃહ્યસૂત્રમાં કોઈપણ દાનવિધિમાં નીચેનાં વાક્યો બોલાય છે,

> કોણે આપ્યું ? કોને આપ્યું ?
> કામ દાતા છે. કામ ગ્રહણ કરનાર છે.
> હે કામ ! એ તારૂં છે.

અર્થાત્ દાન માત્રમાં, દુનિયાના આપલે-ના વ્યવહાર માત્રમાં કામ જ બન્ને પક્ષે પ્રવૃત્ત કરનાર છે. હું ત્યાં કામને બદલે સત્ય મૂકી એ જ વાક્યોનો સાહિત્યમાં વિનિયોગ કરી શકું.

> કોણે કહ્યું ? કોને કહ્યું ?
> સત્યે કહ્યું. સત્યને કહ્યું.
> સત્ય વક્તા છે. સત્ય શ્રોતા છે.
> હે સત્ય ! આ તારૂં છે.



## અનાજની ખરીદી

'૧૯૪૬ના એપ્રિલથી અત્યાર સુધીમાં સરકારે પરદેશોમાંથી ૫૭,૭૦,૦૦,૦૦૦ રૂપિયાનું અનાજ ખરીદ્યું છે.'

'આપણા બંદર ઉપર એ અનાજ ઊતરે ત્યારની એની કિંમત રૂ. ૯-૧૦-૯થી રૂ. ૧૭-૯-૦ સુધીની રહી છે.'

( વડી ધારાસભામાં ખોરાકમંત્રી શ્રી. સેન )

*

## ન્યુઝપ્રિન્ટ

'હિંદનાં વર્તમાનપત્રો દર મહિને ૨૫૦૦ ટન ન્યુઝપ્રિન્ટ કાગળ વાપરે છે.'

# વાણીની શક્તિ

ત્યારે હવે હું મારે જે કહેવાનું છે તેનો ઉપસંહાર કરીશ અને સમાપ્તિ પર આવીશ મારો અસલ પ્રશ્ન આ હતો, કે વાણી-વાઙ્‌મયનો અર્થ શો છે? મેં જવાબ આપ્યો છે કે, વાઙ્‌મય એટલે ભાષા દ્વારા વિચારની નિષ્પત્તિ. અને આ વિચાર એટલે સંકલ્પો, ઊર્મિઓ, મંતવ્યો, ચિંતવનો તેમજ માનવ મનના બીજા અનેક વ્યાપારો.

અને વાણીની કલા એટલે એ નિરૂપણ પદ્ધતિ, જે વડે લેખક પોતાના વિષયને છાજતા તથા પોતાના શ્રોતા અગર વાચક સમૂહને માટે આવશ્યક એવા શબ્દો દ્વારા પોતાના મનોભાવને પ્રકટ કરે છે.

વાઙ્‌મય આ રીતે આત્મલક્ષી પ્રકાર છે; પોતાની જમાતના પ્રતિનિધિ લેખે બોલવાનો જેમનો અધિકાર છે, જેમના શબ્દોમાં બાંધવપ્રજા તેમની પોતાની લાગણીઓનું ઉકેલન, પોતાના અનુભવોની રજૂઆત અને પોતાની જ વિવેકબુદ્ધિનું સૂચન નિહાળે છે તેવા મનુષ્યો જે કંઈ અવબોધે છે તેનું બનેલું છે આ વાઙ્‌મય.

સજ્જનો, મહાન સાહિત્યકાર એ નથી, કે જેની પાસે ગદ્યમાં અગર પદ્યમાં વહાવવાને માટે શબ્દોનો પ્રચૂર ભંડાર હોય, કે જેની પાસે મરજી પડે ત્યારે ત્યારે ઢગલાબંધ ચમકતા શબ્દપ્રયોગો અને પૂરપાટ વાક્યો કાંતી કાઢવાની શક્તિ હોય. મહાન ગ્રંથકાર તો એ છે, કે જેના પાસે કંઈક કહેવાનું હોય અને એ કહેવાની યુક્તિ જે જાણતો હોય.

એવા લેખકને માટે ચિંતનની મોટી ગહનતાનો, કે વિચારની વિશાલતાનો, કે દાર્શનિકતાનો, કે તર્કશક્તિની પ્રતિભાનો, કે માનવ સ્વભાવના અવગાહનનો કે માનવજીવનના તલસ્પર્શી અનુભવનો પણ હું દાવો નથી કરતો: જો કે આ વધારાની વિભૂતિઓ તેનામાં હોય પણ ખરી, અને જેટલી એ વિભૂતિઓ એનામાં વિશેષ તેટલો એ વધુ મહાનઃ પણ હું તો એની લાક્ષણિક વિભૂતિ લેખે મોટા પ્રમાણમાં નિરૂપણની કલાસંપત્તિને જ ગણાવવા માગું છું.

ભાવ અને શબ્દ એ બે વિભિન્ન તથાપિ એકબીજાથી જુદા ન પાડી શકાય તેવાં યુગ્મ છે. લેખક ચાહે તો પોતાની કૃતિને ઉદ્યમપૂર્વક સમારે કે ચાહે ઉત્કટ સંવેદનમાંથી સીધેસીધી ઢાલવી નાખે, બન્ને કિસ્સામાં એ એક જ નેમને નજર સમીપ રાખતો હોય છે. અને પોતે સચ્ચાઈથી પ્રેરિત બની એ નેમનું એકાગ્રપણે પાલન કરે છે. એ નેમ આ હોય છે: પોતાની અંદર જે હોય તેનું જ પુરસ્કરણ. એની સહૃદયતામાંથી જ આ ફલિત થાય છે કે એની શૈલી ગમે તે હો, એનાં વાક્યોનું સંવાદયુક્ત સ્વરૂપ ગમે તે હો, અનિર્વચનીય એક સરલતાની છટા એની સંગાથે ને સંગાથે રમણ કરતી હોય છે. એની નિરૂપણસામગ્રી ચાય તે હો, મહાન હો વા લઘુ, એ પોતે તો તેનું નિરૂપણ ઔચિત્યપૂર્વક, એ નિરૂપણના જ એક માત્ર ઉદ્દેશથી કરે છે. એની લખાવટ એ એના ચિત્ત તેમજ જીવનની જ આરસી હશે.

એ આવેશભર આલેખે છે. કારણ કે એ ઉત્કટપણે અનુભવે છે. એ જોશભેર લખે છે, કારણ કે એ ભૂખાઢ્ય કલ્પના કરે છે. અસ્પષ્ટ કશું ન રહે એવી એના લખાણમાં વિશદતા આવે છે. વિષયનું એ વિવરણ કરે છે, કારણ કે એ સમૃદ્ધ છે. એની કલ્પના જ્યારે છોળ મારે છે, ત્યારે એની અલંકાર સમૃદ્ધિ છલકાઈ પડે છે. એના હૃદયને સ્પર્શ થાય છે ત્યારે એ અને એની કવિતા બંને સાથેસાથ પુલકિત બની રહે છે. દરેક ભાવને માટે એ સુસ્થાને શબ્દ યોજે છે, અને એક શબ્દનો પણ અતિરેક કરતો નથી. શબ્દના જ્યારે એ ઓઘ વહાવતો હોય છે ત્યારે પણ હરએક શબ્દને એની ચોટ હોય છે, હરએક શબ્દ એની પૂરપાટ વાગ્ધારાને રુંધ્યા વગર વેગવર્ધક બને છે. બધા જે કથી નથી શકતા, તેને એ વ્યક્ત કરે છે. એનું આ કથન એના બાંધવ જનોમાં સૂત્રોરૂપે વ્યાપ્ત બને છે, અને એના પ્રયોગો પ્રજાજનોની રોજિંદી બોલીમાં રૂઢ બની ઘરઘથ્થુ ઉપયોગનાં બને છે.

આમ વાણીની શક્તિ એ જો કોઈ પણ બીજી ગણનાપાત્ર શક્તિના જેવી જ નિસર્ગ–પ્રસાદી હોય, વાણીનો જન્મ એ જો અનેક ફિલસૂફોના માનવા મુજબ દિવ્ય હોય, શબ્દો દ્વારા જો હૃદયનાં રહસ્યો અજવાળે આણી શકાતાં હોય, આત્માની આપદા જો વિરમતી હોય, ગોપવેલ દિલદર્દો જો દૂર કરી શકાતાં હોય, સહાનુકમ્પાનો પ્રવાહ જો વહાવી શકાતો હોય, સુબોધ જો આપી શકાતો હોય, અનુભવ જો ઉતારી શકાતો હોય, અને સુજ્ઞતાને જો સંઘરી શકાતી હોય–મહાન ગ્રંથકારો દ્વારા જો અનેક વચ્ચે એકતા સ્થપાતી હોય, પ્રજાનાં શીલ સંસ્કાર સ્થિર કરાતાં હોય, જનતાને જબાન મળતી હોય, અતીત અને વર્તમાનને તેમજ પૂર્વ અને પશ્ચિમને પરસ્પર સંપર્કમાં લાવી શકાતાં હોય, ટૂંકમાં જો આવી વ્યક્તિઓ એ માનવકુળના પેગમ્બરો તેમજ પ્રતિનિધિઓ બની શકતી હોય, તો પછી સાહિત્યના ઉપેક્ષા કર્યે નહિ ચાલે, એનો અભ્યાસ ઉવેખ્યે પણ નહિ ચાલે. એથી ઉલટું ખાતરી રાખીએ, કે હરકોઈ પણ ભાષામાં વાઙ્મય પર આપણું જેટલા પ્રમાણમાં પ્રભુત્વ તેમજ વાઙ્મય સાથે જેટલી આપણી આત્મસાતતા, તેટલા પ્રમાણમાં આપણે પોતે પણ એવો જ લાભ બીજાઓને હાંસલ કરાવી શકશું, ભલે તેવા લાભ લેનારા અલ્પસંખ્ય હો, ભલે તેઓ અપ્રસિદ્ધ હો કે સુપ્રસિદ્ધ.

( કાર્ડિનલ ન્યુમેનના 'આય આઈડિયા ઓફ એ યુનિવર્સિટી' માંથી. )

## ઇંગ્લંડની અપરિણિતાઓ

'ઇંગ્લંડ અને વેલ્સમાં દર વર્ષે એક લાખ અપરિણિત સ્ત્રીઓ સગર્ભા બને છે, ઇંગ્લંડમાં જન્મતાં કુલ બાળકોનો આઠમો ભાગ અપરિણિતોના સંબંધનું પરિણામ હોય છે. વીસ વર્ષની નીચેની જેટલી યુવતીઓ લગ્ન કરે છે, તેમાંથી ચાલીસ ટકા જેટલી તો તેમના લગ્નદિન પૂર્વે સગર્ભા બની ચૂકી હોય છે.'

( 'ચર્ચ ઑફ ઇંગ્લંડ' સમક્ષ પેશ થયેલા એક અહેવાલમાંથી. )

# આનંદના સમાચાર

રતિલાલ અદાણી

"દાદા ! હમણાં તમારું વજન એકધારું ઘટયે જ કેમ જાય છે ?" સાબરમતી જેલમાં રવિશંકર દાદાની 'હિસ્ટરી ટીકીટ'નાં વજનનાં પાનામાં એમના વજનનો આંકડો એકધારો નીચે ઊતરતો જતો જોઈને મેં પૂછ્યું.

"ઈ જાણે, શરીર છે. વધઘટ ચાલ્યા કરે." દાદાએ વાત ટાળવાનો પ્રયત્ન કર્યો.

"આખા વરસમાં કોઈ દિવસ એકાદ રતલનો ય ફેરફાર થયા વિનાના શરીરમાંથી આ દોઢમાસમાં એકાએક પંદર રતલ વજન ઘટી જાય એનું કંઈક કારણ તો હોવું જ જોઈએ; દાદા!" મેં ફરી પ્રશ્ન કર્યો.

ગમે તેવા પ્રશ્નનો હસીને ઉત્તર દેનારા અને પ્રશ્ન પૂછનારના મનનું સમાધાન થાય ત્યાં સુધી વિસ્તારથી સમજાવનારા દાદા મારો પ્રશ્ન સાંભળીને નિરુત્તર રહ્યા. એમના મોઢા ઉપર ગમગીનીની છાયા ફરી વળી. એમની મુદ્રા ગંભીર બની ગઈ.

ફરી વખત પ્રશ્ન પૂછવાની મારી હિંમત ચાલી નહિ.

બેચાર દિવસ વીતી ગયા. એક સાંજે બેરેકમાં અમારી સમૂહ-પ્રાર્થના ચાલતી હતી. પ્રાર્થના પૂરી થઈ અને દાદા પાણી પીવા ઊઠ્યા. થોડું ચાલ્યા અને એમને ચક્કર આવ્યા. શરીરે એકાએક લથડિયું ખાધું. અમે એકાએક દોડી તો ગયા પણ દાદા બેશુદ્ધ બનીને જમીન ઉપર પડી ગયા હતા. એમને પથારીમાં સુવરાવ્યા. થોડીવારે શુદ્ધિ આવવા લાગી. અને "મને કંઇ નથી હો ! મૂંઝાશો નહિ." એમ કહીને દાદા આંખો ચોળતા ચોળતા પથારીમાં બેઠા થઈ ગયા.

"ચક્કર આવ્યા, બેભાન થયા, પડયા છતાં મને કંઇ નથી થયું ! તમે મન કઠણ કરીને વાત ટેલી નાખો પણ શરીર તો શરીરનો ધર્મ બજાવ્યે જાય ને ? દર પંદર દિવસે પાંચ રતલ વજન ઘટતું જાય એ ચિંતાજનક તો ગણાય દાદા! એનું કંઈક કરવું જોઈએ." મેં જરા અકળાઈને કહ્યું.

"જેલમાં હોઈએ ત્યારે બીજું શું થઈ શકે! અને આપણા શરીરની જવાબદારી તો સરકારની છે. આપણે શીદ ચિંતા કરીએ ?" દાદાએ કહ્યું.

"સુપ્રિન્ટેન્ડન્ટનું ધ્યાન ખેંચવું જોઇએ. એણે દૂધ મંજૂર કરવું જ પડે." મેં કહ્યું.

"ના. ના. એવું કંઈ નથી કરવું." દાદા આંખે હાથ ફેરવતા ફેરવતા બોલ્યા. થોડીવાર એમણે આંખો બંધ રાખી. અને પછી બોલ્યા.

"અને હું આજે કયે મોઢે દૂધ ખાઉં ! રાસના વયોવૃદ્ધ પાટીદારો સત્યાગ્રહ કરીને જેલમાં આવ્યા છે. એમના વિતકો સાંભળ્યા છે ? ઘડીભર તો આપણાં રુંવાડા બેઠા થઈ જાય એવી એ વિતક કથાઓ છે. ગઈકાલના માતબર પાટીદારની આજે ચીંથરેહાલ દશા બની છે. એના ઢોરઢાંખર પાણીને મૂલે હરરાજ થઈ ગયા છે. એમની સોનાના કટકા જેવી જમીન બબ્બે પાંચપાંચ રૂપિયામા પારસી લોકોને સરકારે લીલામ કરી દીધી છે. જેમને ઘેર ગઈ કાલે બબ્બે પાંચ પાંચ ભેંસોના દુઝાણાં હતાં એમના છોકરાઓને આજે દૂધ તો શુ છાશનું ટીપું પણ મળતું નથી. પુરુષો જેલમાં આવીને બેઠાં છે. એમના બૈરાં છોકરાં રાનરાન અને પાનપાન બની, ઘરબાર વિનાના બની, અજાણી ધરતી ઉપર પાટકી રહ્યા છે. અને આ બધી યાતનાઓ આ ભડ પાટીદારો ગાંધીજી અને સરદારને નામે હસને મોઢે હોશે હોશે સહન કર્યે જાય છે. એ પાટીદારોને મોઢેથી એના બૈરાં-છોકરાંઓની બેહાલ દશા સાંભળ્યા પછી દૂધ શે ગળે ઉતરે ?" ઘડીભર પહેલાં બેભાન બની ગએલા દાદાની વાણીમાં રાસના પાટીદારની વાત આવતાં અજબ પ્રકાશનું જોમ પ્રગટ્યું.

"રાસના પાટીદારોએ તો ગૌરવભર્યો ઇતિહાસ

સર્જાઈ છે. એમની વિતક કથાઓ સાંભળીને ગાંધીજી અને સરદારની છાતી તો ગજગજ ઊછળી. આપણી લડત જ સ્વાર્પણની છે." મેં કહ્યું.

"આપણી લડત સ્વાર્પણની છે એ વાત સાચી પણ આપણે શું અર્પણ કર્યું? આ પાટીદારોના પ્રમાણમાં આપણે કશું સહન કર્યું નથી. આપણે જેલમાં આવીને બેઠા એથી વિશેષ આપણે શું કર્યું? જ્યારે આ પાટીદારોએ પોતાનું સર્વસ્વ હોમ્યું. અને એંશી એંશી નેવું નેવું વરસની ઉંમરે કેટલાક પાટીદારો જેલમાં આવીને બેઠા છે." દાદા બોલ્યા.

"ખરેખર તેઓ વંદનના અધિકારી છે. એમનો ત્યાગ અને ભોગ અદ્ભુત છે." મેં કહ્યું.

"અને આજે આ પાટીદારો જે કંઇ સહન કરી રહ્યા છે એમાં મારી જીમ્મેદારી છે. એટલે જ પાટીદારના ઘરના ગાભા સુંચાયાની વાત સાંભળું છું, પાટીદારના બૈરાં–છોકરાંઓને અજાણી ધરતી ઉપર કોઈ પણ જાતના આશ્રય કે આધાર વિના પાટકવું પડે છે એ પ્રસંગો સાંભળું છું, એમના છોકરા છાશનું ટીપું પણ પામતા નથી એ કથા સાંભળું છું, અમલદારોના અમર્યાદ જુલમોની વાતો સાંભળું છું ત્યારે મારા રુંવાડા બેઠા થઇ જાય છે." દાદાની એકધારી વાણી શરૂ થઈ.

"તમારી જીમ્મેદારી કેમ?" એક મિત્રે પૂછ્યું.

"વાત એમ છે કે '૩૦ની લડતમાં પોતાને આંગણેથી સરદાર પકડાયા એટલા ખાતર રાસે પોતાનું સર્વસ્વ હોમ્યું. પણ આ બીજી લડત લડવાની લોકોમાં શ્રદ્ધા રહી નહોતી. અસહ્ય યાતનાઓથી પાટીદારો ભાંગી ગયા હતા. એમણે સાથે મળીને આ બીજી લડતમાં ભાગ ન લેવાનું નક્કી કર્યું હતું. ગાંધીજી પકડાયા, સરદાર પકડાયા, એક પછી એક આગેવાનો, કાર્યકરો સૌ ઝડપાયે જતા હતા. મારી ધરપકડના ભણકારા વાગતા હતા. એવે સમયે એક મોડી સાંજે મને સમાચાર મળ્યા કે રાસના પાટીદારો પાણીમાં બેસી ગયા છે. સમય ગુમાવ્યો પાલવે એમ ન હતું. ક્યારે હું પકડાઇ જઇશ એ કહી શકાય એમ ન હતું. હું રાતોરાત રાસ જવા ઊપડ્યો. અરધી રાતે રાસ પહોંચી ગામના આગેવાનોને એકઠા કર્યા. થોડીવારમાં ગામના મુખ્ય મુખ્ય પાટીદારો આવી પહોંચ્યા.

"કેમ? આ વખતે શું વિચાર છે?" મેં પૂછ્યું.

"મહારાજ! અમને હવે શરમાવશો નહીં. હવે અમારાથી ઝીંક ઝીલી શકાય એમ નથી." એક પાટીદાર આગેવાને હાથ જોડીને કહ્યું.

"સરદારના નોટનું શું? જે રાસ ગામે પોતાને આંગણેથી સરદાર પકડાયા એટલા ખાતર લડતમાં પોતાનું બધું હોમ્યું એ રાસ આ લડતમાં પાછું પડે તો બીજા લોકોનું શું?" મેં પૂછ્યું.

'મહારાજ! અમે ઇ બધુંય સમજીએ છીએ. એક વખત આટલું સહન કર્યા પછી આ પારોઠના પગલાં ભરતાં અમને ગમતાં હશે? અમે ફાંસીએ ચડી જવા તૈયાર છીએ; સુબા અમને ભલે ઠીક લાગે એમ કરે. પણ અમારી પાછળ અમારા બૈરાં–છોકરાંના જે હાલ થાય છે એ અમારાથી નથી વેઠાતું મહારાજ!" બીજા આગેવાને કહ્યું. બોલતાં બોલતાં એની આંખમાં જળજળિયાં આવી ગયાં.

"તમારી વાત સાચી છે. બૈરાં છોકરાંની જે હાલત થાય છે એ કમકમાટી ઉપજાવે એવી છે. અને કોઈ પણ સ્વમાની માણસને એ લાગી આવે. પણ લડત શરૂ થઇ છે અને આપણે દરેકે એમાં ઝુકાવવું જ જોઇએ. અમારે કેવળ વાતો કરવાની છે, બહુ બહુ તો અમારે જેલમાં જઈને બેસવાનું છે. સાચું સહન તો તમારે કરવાનું છે. એટલે તમને કંઇ સલાહ કે ઉપદેશ આપવાની હિંમત નથી ચાલતી. પણ ગાંધીજી જેલમાં છે, સરદાર સાહેબ જેલમાં છે, રાસની આબરુ ધોવાઈ જાય એ મને ખટકે છે. એટલે આ મોડી રાતે તમને મળવા દોડ્યો આવ્યો છું. સવારે તો કદાચ મને પકડી લેશે. ગાંધીજી, સરદાર અને ગુજરાતની આબરુ તમારા હાથમાં છે." મેં પાટીદારોને કહ્યું.

થોડીવાર આગેવાનો નિરુત્તર રહ્યા. અંદરોઅંદર થોડી ગુફતેગો કરી. અને પછી એક આગેવાને ઊભા થઈને કહ્યું: "ઠીક મહારાજ! તમારું વેણ માથે ચડાવીએ છીએ. ગાંધીજી, સરદાર કે તમે આવીને

નહીં કહો ત્યાં સુધી રાસનો કોઈ પાટીદાર મહેસુલની એક રાતી પાઈ પણ સરકારને આપશે નહી. ફના-ફાતિયા થઇ જાય પણ આબરુ જવા નહી દઇએ. ઇશ્વર બળ આપી રહેશે તમે હવે ધરપત રાખીને પડકાજો."

"ઇશ્વર તમને બળ આપશે તમે ગુજરાતની આબરુ રાખી છે હવે હું નિરાતે પડકાઈ શકીશ" મે કહ્યું.

અને મારી હાજરીમાં જ ત્યાને ત્યા રાસના આગેવાનો લડતનો વ્યૂહ વિચારવા બેસી ગયા સવારે ચાર વાગે રાસના પાટીદારો પ્રતિજ્ઞા લઇને લડતનો વ્યૂહ નક્કી કરીને વિખરાયા હું મારી છાવણીમાં પાછો ફર્યો અને આપણે જોઇએ છીએ કે રાસના ખેડુતે પોતાની પ્રતિજ્ઞા પાળી છે" દાદાએ ધીમે અવાજે પણ એકધારી રીતે રાસના પાટીદારોની લડતની કોઇએ નહોતી જાણી એ પૂર્વભૂમિકા કહી સભળાવી

"ત્યારે તો દાદા! રાસની આ વખતની ગૌરવ ભરી લડતનો યશ તમારે ફાળે જાય છે" મે કહ્યુ

'હા! આજસુધી હું એમની વિતક કથાઓ, સ્વાર્પણ કથાઓ સાભળી સાભળીને ગૌરવ અનુભવતો હતો મારા આનંદનો કોઈ પાર નહતો જેલમાં કોઇ નવો પાટીદાર આવે એટલે એને જોઇને મારી છાતી ગજગજ ફૂલાતી ." દાદા એકાએક બોલતા અટકી ગયા

"અને હવે?" મેં પૂછ્યુ.

"પણ હવે મને થાય છે કે મારા વેણની ખાતર આ પાટીદારોએ તો પોતાનું સર્વસ્વ હોમ્યુ પણ આપણે શુ કર્યુ? એમને ફનાગીરીનો પથ સ્વીકારવાની સલાહ આપવાનો આપણો કઈ અધિકાર ખરો?" દાદા બોલતા બોલતાં વધુ ગભીર બન્યા

"એમ કેમ બોલો છો દાદા! ગુજરાતમા સ્વાર્પણને પથે દોરવાનો તમારા કરતા વિશેષ અધિકાર કોને છે? તમે તો તમારુ સર્વસ્વ હોમીને બેઠા છો અને રહીસહી આ એક કાયા છે એને પણ નિર્દય રીતે ઘસી રહ્યા છો' મે કહ્યુ

દાદા ઘડીભર મૌન રહ્યા ઘડીભર એમણે આખો બધ કરી દીધી દાદાને બોલવાથી વિશેષ થાક લાગશે એનો અમને કોઈને ખ્યાલ જ રહ્યો નહી દાદાના મુખેથી અમૂલ્ય વાતો સાભળવાના લોભમા એ ખ્યાલ ઊડી ગયો થોડીવાર પછી આખો ઉઘાડીને દાદાએ બોલવુ શરૂ કર્યું.

"એક રીતે તો વાત સાચી છે કે મે બધું છોડી દીધુ છે પણ મારી મૂળ જમીન અને મકાન હજી સરકારી દફતરે મારે નામે ચાલે છે મને તો એનો ખ્યાલ પણ ન હતો બે માસ પહેલા જેલમા આવેલા એક પાટીદારે મને સમાચાર આપ્યા કે 'મહારાજ' તમારી જમીન હરાજ થવાની નોટીસ મળેલી, અને સાભળ્યુ છે કે જમીન હરાજ થાય ત્યાર પહેલા તમારા કોઇ સગા મહેસૂલ ભરી આવવાના છે' પાટીદાર જુવાન તો સહજપણે સમાચાર આપી ચાલતો થયો પણ એ સમાચાર સાભળ્યા ત્યારથી મને ચેન પડ્યું નથી ત્યારથી મને નિરાતે ઊંઘ આવી નથી ત્યારથી મેં નિરાતે રોટલો ખાધો નથી મારા કહેવાથી, મારા વેણની ખાતર રાસનો એકેએક પાટીદાર આજે ફકીર બન્યો એના બૈરા-છોકરા આજે છાશનું ટીપું પણ પામ્યા વિના નિરાધાર દશામા બેહાલ બનીને રખડી રહ્યા છે અને મારી જમીન મહેસૂલ સરકારના ચોપડામા જમા થાય?" દાદા બોલતા અટકી ગયા એમના હાથના આગળા મૂજવા લાગ્યા

"પણ દાદા એ જમીન સાથે તમારે થોડી નિસ્બત છે? તમારા કોઇ સબંધી તમારે નામે મહેસૂલ ભરી દે એમા અહી બેઠા તમે શુ કરો? એનો તમારે મન ઉપર ભાર ન રાખવો જોઇએ" અમે નાને મોઢે દાદાને મિથ્યા આશ્વાસન આપવાની ધૃષ્ટતા કરી

"હું એ રીતે મનને મનાવી શકતો નથી. સરકારને ચોપડે તો મહેસૂલ મારે નામે જમા થશે રાસ અને ખેડાનો પાટીદાર તો જાણશે કે જે મહારાજે અમને મહેસૂલ ભરવાની ના કહી તેણે પોતે તો પોતાની મહેસૂલ ભરી દીધી હું બહાર હોત તો આજે એ જમીન અને ખોરડાં સૌથી

પહેલાં હરાજ થાય એમ કર્યું હોત. પણ આજે જેલમાં છું એટલે લાચાર બન્યો છું. અહીં બેઠાં શું થઇ શકે? મારું જે કંઇ કહેવાનું હોય એ સર્વસ્વ મારે બીજા કશા ખાતર નહીં તો રાસના પાટીદાર ખાતર પણ હોમવું જોઇએ. મારાં જે સગાવહાલાં મહેસૂલ ભરવા તૈયાર થયા છે, એમને સદ્‌બુદ્ધિ સૂઝે અને મહેસૂલ ન ભરે એવી છેલ્લા દોઢ માસથી હું પ્રાર્થના કરી રહ્યો છું." દાદા ગંભીર ભાવે બોલ્યા.

દાદાનું શરીર છેલ્લા દોઢ માસથી ઘસાતું જતું હતું અને એમનું વજન ફૂદકે અને ભૂસકે ઘટતું જતું હતું, એનું કારણ હવે સમજાઇ ગયું. દાદાના દિલને દોઢ દોઢ માસથી જે વેદના કોરી રહી હતી એ આજે એમની જીભેથી જ વ્યક્ત બની ગઇ. દાદાને માટે સુપ્રિટેન્ડન્ટ દૂધ મંજૂર કરે તો પણ દાદા એ દૂધ મોઢે ન અડાડી શકે એ અમને સમજાઇ ગયું. વધુ કશું પૂછવાની કે બોલવાની અમારી હિંમત રહી નહીં. ક્યાંય સુધી અમે દાદાની એ ગંભીર પુનિત મુદ્રા જોઇ જ રહ્યા. અને એક પછી એક પોત પોતાની પથારીમાં જવા માટે ઊઠ્યા.

× × ×

પંદરેક દિવસ વીતી ગયા હશે. કંઈક કામસર દાદા જેલની ઑફીસે ગયા હતા. ઑફીસેથી પાછા આવીને દાદા અમારી બાબા બૅરેકના દરવાજામાં દાખલ થયા ત્યારે એમના હોઠ મરક મરક હસતા હતા. એમના પગ ઉતાવળા ઉતાવળા ઊપડતા હતા. એમના શરીરના રોમે રોમમાં અનેરો આનંદ ઊભરાતો હતો.

ઑફીસે જઈ આવેલા પાસેથી બહારની દુનિયાના કાંઈક સમાચાર મળશે એવી આશાએ સૌ એને ઘેરી વળે એ જેલનો એક સામાન્ય શિરસ્તો બની ગયો હતો. દાદા આવ્યા એટલે અમે સૌ એમને ઘેરી વળ્યા. દાદાના મોઢા ઉપર સ્મિત જોઇને સૌ કંઈ શુભ સમાચારની વાટ જોતા બેઠા, દાદા એક બીસ્તરા ઉપર બેઠા.

"કાં દાદા! કંઈક આનંદનાં સમાચાર લાવ્યા લાગો છો." મેં પૂછ્યું.

"હા! આજે ભારે આનંદના સમાચાર મળ્યા." દાદાએ કહ્યું.

"વાટાઘાટો ચાલતી હશે? સંધિ થઈ હશે? આપણે છૂટવાનું થશે?" આવી કંઈક અટકળો અનેકના મનમાં થવા લાગી. પણ દાદાને આનંદ થાય એવા સમાચાર કોઈ જુદી ભાતના જ હોવા જોઇએ. મેં પૂછ્યું. "તમને આનંદ થાય એવા તે વળી શા સમાચાર મળ્યા?"

"જાણે આજે રાસથી એક પાટીદાર મહેસૂલ ન ભરવા માટે જેલમાં આવ્યો છે. એણે સમાચાર આપ્યા કે "મહારાજ! તમારી જમીન અને ખોરડાં હરરાજ થઈ ગયા." દાદાએ હસતાં હસતાં કહ્યું.

"તમારી પ્રાર્થના ફળી દાદા!" મેં કહ્યું.

"એ તો દઇ જાણે. પણ ભગવાને સગાંવહાલાંઓને સદ્‌બુદ્ધિ સુઝાડી. અને મારે નામે ચાલતાં જમીન અને ખોરડાં પાણીને મૂલે હરરાજ થઈ ગયાં. આજે હવે મને નિરાંત થઈ. આજે હું નિરાંતે ઊંઘીશ. આજે મને રોટલો ભાવશે. રાસના ખેડૂતે આપણી પવિત્ર લડતમાં પોતાનું સર્વસ્વ હોમ્યું. મને થયા જ કરતું હતું કે મારે મારું સર્વસ્વ હોમવું જોઇએ. આજે એ હોમાયું. આજ સુધી મને ચિંતા હતી કે હું કયે મોઢે રાસના ખેડૂતોને મારું મોઢું બતાવીશ? પણ હવે હું ઊજળે મોઢે બહાર નીકળી શકીશ."

"દાદા! હવે દૂધ માટે સુપ્રિન્ટેન્ડન્ટનું ધ્યાન ખેંચીએ તો?" મેં અધીરા થઇને પૂછ્યું.

"ના. ના. એવી કંઈ જરૂર નથી." દાદાએ કહ્યું.

"પણ હવે તો તમને આનંદના સમાચાર મળી ગયા. હવે તમને દૂધ લેવામાં વાંધો ન હોવો જોઇએ. તમારું ઘસાતું શરીર જોઇને તમને કદાચ કંઈ નહીં થતું હોય, પણ અમારો જીવ તો બળે જ છે." મેં કહ્યું.

"તમે વારે વારે કહો છો એટલે ખુલાસો કરું." દાદાએ કહ્યું: "જ્યારે પાટીદારો માથે દમનનો

ઢોરઢાં વીંઝાવા લાગ્યાં, અને એમનાં બૈરાંછોકરાં નિરાધાર બની હીજરત કરવા લાગ્યાં એ સમાચાર મળ્યા ત્યારે મારા દિલમાં પારાવાર વેદના થવા લાગી. મારે એમને માટે કંઈક કરી છૂટવું જોઈએ. પણ જેલમાં શું કરું? દિવસો સુધી મેં મનમાં ગડમથલ અનુભવી. એક આખી રાત ઊંઘ ન આવી. અને મનમાં આપોઆપ વિચાર આવ્યો. રાસના પાટીદારના છોકરા પાછા દૂધ ભેળાં ન થાય ત્યાં સુધી મારાથી જેલમાં હોઉં કે બહાર, દૂધ ન પીવાય. તરત જ મેં એવી પ્રતિજ્ઞા લીધી અને ત્યારથી હું કંઈક હળવો બન્યો."

દાદાની આંખમાં આજે અનેરો આનંદ ઉભરાતો હતો. અમે ક્યાંય સુધી એમની પ્રસન્ન મુખમુદ્રા જોઈ રહ્યા. અમારે માટે એ પ્રસંગ ધન્ય હતો. એ દર્શન મંગળ અને અદ્‌ભુત હતું.

× × ×

એક મહિના પછી દાદાની હિસ્ટરી ટિકિટનું વજનનું પાનું જોઈને મને ભારે અજાયબી થઈ. વગર દૂધે અને વગર ઘીએ જેલના એના એ રોટલા અને એના એ દાળશાકથી એક જ મહિનામાં દાદાએ પોતાનું ગુમાવેલું પંદર રતલ વજન પાછું મેળવી લીધું હતું.



## પરાધીન પાકિસ્તાન

હિંદી સરકાર તરફથી બંગાળ સરકારને વાર્ષિક નીચે પ્રમાણે મદદ મળતી રહી છેઃ—

| | |
|---|---|
| ૧૯૪૩–૪૪ | રૂા ત્રણ કરોડ |
| ૧૯૪૪–૪૫ | રૂા. સાત કરોડ |
| ૧૯૪૫–૪૬ | રૂા. આઠ કરોડ |

તાજેતરનાં વર્ષો દરમ્યાન બીજા કોઈ પણ પ્રાંતને આ જાતની મદદ મધ્યસ્થ સરકારે આપેલી નથી. આ મદદ આપતી વેળા કોઈ શરતો લાદવામાં આવી નથી

( મધ્યસ્થ ધારાસભામાં નાણાંમંત્રી )

[ અનુસંધાન પૃષ્ઠ ૨૪ થી ચાલુ ]

સ્ટેશન માસ્તરે વાંચીને કહ્યું: 'અરે સ્વીપર! એ મારા દાદા! ત્યારે એમ કહેને કે ઢેડો ભંગીઓ છું!'

'એસી બાત મત કરો. મેં સીપર હું. ઉસમે લિખ્યા હૈ.'

'અરે ઢેડા–ઢેડા આ તો.'

એ શબ્દો ઉચ્ચારીને સ્ટેશન માસ્તરે આખા ટોળાને હસાવ્યું.

એ હાસ્યના ખખડાટ સામે આ લશ્કરી માણસ ચોમેર રાતી આંખે જોઇ રહ્યો.

'ક્યાં જવું છે?'

'આંહીં જ.'

'ક્યાં ભંગીવાસમાં કે ઢેઢવાડે ચમારવાડે?'

'ભંગીવાસમેં.'

'જવા દેને હવે ભાનુ.' સ્ટેશન માસ્તરે, ભંગી સમજીને માણસ થૂંકતો હોય તેવો ભાવ પ્રદર્શિત કર્યો.

'આપ કહેતા હો તો ભલે. બાકી રોજના આવા પંદર ભેટે છે, સાહેબ.'

'સુઆ! જા ભાઈ જા, ને હવે પછી ગાડીમાં ટિકિટ લઇને ચડજે હો ભા!'

'ના, તેનું કાંઇ નૈ. બાકી તુમ તાર કરકે પુછાવના. હમારા-સાબ ચારચ ( ચાર્જ–પૈસા ) ભર દેગા. ફિકર મત કરના. અમ હાલી મવાલી નેઇ. અમ પાકા મિલેટરી. હાં હસનેકી બાત નેઇ. અમ હોલ દુનિયા દેખી હૈ. ફ્રાન્સ, મિસર, પેલેસ્ટેન, ઇરાક, બર્મા, મલાયા, સિંગાપુર, સબ ઘૂમ્યા, પણ બેટીતલાક ઇસ દેસ તો કોઈ નવાબકા હૈ. ઢેડા ઢેડા કરતે હૈ, ભંગી ભંગી કરતે હૈ, થૂ થૂ સિવાય દૂસરી બાત નેઇ.'

એવા એના બોલ પર ટોળું ખી–ખી કરતું કરતું વિખરાયું, અને એ આદમી, કેમ જાણે એની લશ્કરી છાવણીમાં પરેડ કરતી વેળા કદમો ભરતો હોય, તેવી અદાથી એ સ્ટેશનના પ્લેટફોર્મ પર પણ ચાલવા લાગ્યો. એની ચાલ તાલબંધ અને ગૌરવભરી હતી. સીનો સ્વાભાવિકપણે ટટ્ટાર હતો. દૈયેદૈયું દળાય તેટલી ગરદીની વચ્ચેથી એ વગર અફળાયે, વગર અડફટે, નિરર્થક કશી તકેદારી કે ગૂંચવણ ગભરામણ વગર ચાલતો હતો. વળી તેણે સીગરેટ સળગાવીને પીવા માંડી, તે જોઇને તો ટી. ટી. ઇ. ભાનુશંકર, બગલ-થેલી પર ખોડંગતા વૈદરાજ, મફો ઉર્ફે મફતલાલ તથા હેમાણી કાકા ઉપરાંત બીજા કેટલાક, ચાર ચાર આંખો કરી તાકી રહ્યા.

'રૂવાબ જોયો રૂવાબ ઢેડાનો! ચાર્જ કર્યા વગર છોડવા જ ન જોઇએ ને દીકરાઓને!' એ શબ્દો ટી. ટી. ઈ. ભાનુશંકરના હતા.

'આ લડાઈ તો કાળા કોપની થઇ. ઢેડા ભંગીઓની ખોપરીઉં પણ ફાટી.' વૈદરાજે કહ્યું.

'ધીરા બાપલા ધીરા!' મફો કહેવા લાગ્યો; 'ઓલી કોરથી હિટલર અને આ કોરથી ટોજો, બેયને ભગવાને આ હિસાબ ચોખો કરવા જ ઊભા કર્યા છે.'

આવી આવી બહુવિધ રીતે નવો પ્રાણસંચાર અનુભવીને ગામલોકો પાછા ગામભણી ચાલ્યા ગયા, એકાદ કલાકનો જલસો માણીને પછી સ્ટેશન રોજના ભૂખડી બારશ શન્ટીંગ એન્જીનની તુંડમિજાજી દોડ-ધામથી શરમાતું સુનકાર પડ્યું, મુરદાં પર એકઠાં મળેલાં ગીધડાંની યાદ દેતા કેટલાક લોકો ગોદામ પાસેના ધક્કા પર માલગાડીના ડબામાંથી નીકળતા સામાન પાસે ઊભા હતા. બેત્રણ સાંધાવાળા લઘર વઘર ડગલાની કરચો ઊંચી કરી ટોલા ( જૂ ) ચૂંટતા હતાઃ—

એવી સાંજે પેલો મિલિટરી સ્વીપર, પાંચ સાત ભંગીલોકોના ટોળાની મોખરે કાસમ ઘાંચીની વાડીએ ગયો. રમઝાન ત્યાં ખાટલે બેઠોબેઠો, ઢોર વાગોળે એમ મોઢું પાન–બીડું, બેઉ ગલોફાંની વચ્ચે ફેરવતો ફેરવતો ચાવતો બેઠો હતો.

બીજા ભંગીલોકોએ 'અન્નદાતા! બાપ્પા સાબ! ખુદાવંદ!' એવું બોલી ધરતી સુધી ઝૂકી સલામો કરી. પેલા પરોણાએ તો સ્વાભાવિક અદાથી ટટ્ટાર સીનો સાચવીને જ હાથ થોડો કપાળ ભણી ઊંચો કર્યો.

'કેમ?' રમઝાને પૂછ્યું.

મિલિટરી સ્વીપરે કહ્યું: 'તમે કાસમભાઈના દીકરા?'

'હા. કોનું કામ છે'

'તમારી બેન હુરબાનું ને?'

'હા.'

'મારે એમનું કામ છે.'

[ ચાલુ ]

વૈજ્ઞાનિક જગતના આંદોલનો લોકભોગ્ય ભાષામાં વર્ણવતી માસિક નોંધ:

# विज्ञानदर्शन

શ્રી. બંસી ગાંધી बी. एससी.
પ્રોફે. જયંતીલાલ દ. ઓઝા, एम. एससी.
ડૉ. નરસિંહ મુ. શાહ एम. एससी. पीएच डी.

## વિજ્ઞાન અને સાહિત્ય

રાજકોટમાં ગયે મહીને ગૂજરાતી સાહિત્ય પરિષદની સોળમી બેઠક મળી હતી. પરિષદના વિજ્ઞાન વિભાગના પ્રમુખ ડૉ. કુંવરજી ગોસાઇ નાયક હતા. ડૉ. નાયક ગુજરાતના એક પીઢ અગ્રગણ્ય વૈજ્ઞાનિક છે. વૈજ્ઞાનિક સંશોધનની ખીલવણી અર્થે તેમણે અથાગ જહેમત ઉઠાવી છે. વડોદરામાં તેમણે વૈજ્ઞાનિક સંશોધન સંસ્થા ઊભી કરવામાં ખૂબ મહત્તાપૂર્ણ ભાગ લીધો હતો. ડૉ. નાયક રસાયનશાસ્ત્રના સંશોધનથી જનતાને ફાયદો મળે એ માટે અને ઉદ્યોગોને ઉપયોગી થાય એવી શોધખોળ માટે હંમેશાં પોતાના વિદ્યાર્થીઓને ઉત્તેજન આપે છે, અને પોતે એ વિષયમાં ખૂબ રસ લે છે.

તેમનું વિજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકેનું ભાષણ વિચારણીય છે: તેમાંથી 'ઊર્મિ' અને નવરચના'ના વાચકોને આ રસથાળ પીરસ્યો છે:

ઘણા લાંબા સમયથી હું એવી માન્યતા ધરાવતો આવ્યો છું કે સાહિત્ય અને વિજ્ઞાન એ માનવસંસ્કૃતિનાં બે પરસ્પર પૂરક અંગો છે. હું દૃઢપણે માનું છું કે વિજ્ઞાનની વધતી જતી સિદ્ધિઓ સાહિત્યને માટે સુંદર સામગ્રી પૂરી પાડે છે અને તેનો કલામય ઉપયોગ જો સાહિત્યને કરતાં આવડે તો એ અનેક રીતે સમૃદ્ધ થાય.

કુંભકર્ણ-રોગ (sleeping sickness) દરદીના લોહીમાં મળી આવતા એકકોષી જંતુઓથી થાય છે. આ જંતુઓ અને શરીરના તંતુઓ (tissues) વચ્ચે ઘણું સામ્ય છે. જર્મન વૈજ્ઞાનિક એહરલીશે શોધી કાઢ્યું કે કેટલાક તંતુઓ, કોષો અને જીવાણુઓ પર રંગોની વિશિષ્ટ અસર થાય છે. એમણે પ્રતિપાદન કર્યું કે જીવાણુઓ જે રંગોને શોષી લે છે તેની સાથે કેટલાક ઝેરી રસાયનો આપવામાં આવે તો તેને પણ શોષી લે અને એ રીતે જીવાણુની ઝેરી અસરને નાબૂદ કરી શકાય. એહરલીશે સંશોધનદ્વારા આવી જાતના પુષ્કળ પદાર્થો બનાવ્યા. તેમાંથી એટોક્ષીલ સફળ નીવડ્યું. પણ દરદી અંધ બન્યો. આ પછી તેણે ઔષધના બંધારણમાં અનેક પ્રકારે ફેરફાર કરી જોયા. પરિણામે સાલ્વરસાન જેવા રામબાણ ઔષધો શોધાયાં. આ પ્રકારે રાસાયણિક ઉપચારના નવીન વિજ્ઞાનનો પાયો એહરલીશે નાખ્યો. પછી પ્રોન્ટોસિલ અને સલ્ફાનીલએમાઇડ નામનાં ઔષધોની શોધ થઇ. નવલકથા જેટલો રસપ્રદ થઇ પડે તેવો વિજ્ઞાનની શોધખોળનો આ અદ્ભુત રસિક અને રોમાંચક ઇતિહાસ છે. રાષ્ટ્રીય નિયોજનથી કોઇ પણ યોજનામાં રાસાયણિક ઉપચારોના સંશોધન માટે એક કેન્દ્રસ્થ શોધખોળની સંસ્થા હોવી જોઈએ આવી સંસ્થાના વિકાસને બાહોશ વૈજ્ઞાનિકો પોતાનું જીવનકાર્ય બનાવી શકે એવી સંપૂર્ણ સગવડોની વ્યવસ્થા કરવી એ આજની અનિવાર્ય આવશ્યકતા છે.

પ્રો. બાન્ટિંગે એવું પ્રતિપાદન કર્યું છે કે જેમ જેમ ખાંડનો વપરાશ વધ્યો છે તેમ તેમ મીઠી પિશાબના રોગની વૃદ્ધિ થતી રહી છે. એના મત પ્રમાણે ખાંડને ચોખ્ખી કરવા માટે પાસા પાડવાની ક્રિયામાં (crystallisation) ખાંડના રસમાં હજી સુધી વણ શોધ્યા કુદરતી તત્ત્વમાં એવો કોઇ ખાસ ફેરફાર થઇ જાય છે કે જેને લીધે ખોરાકની વસ્તુ તરીકે ખાંડ હાનિ કર્તા નીવડે છે. એ જ વૈજ્ઞાનિકે ઇન્સ્યુલીનની શોધ કરીને લાખો કરોડો મીઠીપિશાબના દર્દીઓને અકાળ મૃત્યુમાંથી ઉગારી લીધા છે. આ ઔષધનો ઉપયોગ ગાંડપણના ઉપચાર તરીકે પણ થાય છે. ઇન્સ્યુલીન પશુઓની પેંક્રિયાસમાંથી કાઢવામાં આવે છે.

આપણા દેશમાં દરેક માણસને મળવું જોઇએ

તેથી ઓછું પોષણ મળે છે, એ એક સિદ્ધ હકીકત છે. સાધારણ તપાસ ઉપરથી પણ એટલું તો સહેલાઇથી પુરવાર થઈ શકે કે જેટલું ધન રોગના નિવારણ અર્થે ખર્ચવામાં આવે છે તેના કરતાં ઓછા ધનથી દરેક ગરીબ માણસને યોગ્ય ખોરાક પૂરો પાડી શકાય.

દરેક દેશની રાષ્ટ્રીય ખોરાક નિયમન પદ્ધતિ એવી રીતે વિકસાવવી જોઈએ કે જેથી સમાજના હિતમાં વધુ ઉત્પાદન અને વધુ વપરાશની યોજના થઈ શકે. માણસને પેટ ભરવા પૂરતો ખોરાક મળતો હોય છતાં અપૂર્ણ પોષણને પરિણામે એનું મૃત્યુ નીપજી શકે. આ હકીકત શોધખોળ વડે સાબીત થએલી છે. શરીરને માત્ર ઉષ્માશક્તિ અને પ્રોટીનની જરૂરિયાત પૂરી પાડવી એટલું જ ખોરાકનું કાર્ય નથી. શરીરના આરોગ્યને પોષણ આપનારા અનેક બીજા પદાર્થો પણ ખોરાકને પૂરા પાડવાના હોય છે. આપણા દેશમાં અસંખ્ય સ્ત્રી–બાળકો યોગ્ય ખોરાકના અભાવે પાંડુ રોગનાં ભોગ બને છે.

આપણી કમાણી અને આપણા ખોરાક ઉપરના ખર્ચ, એ બેની વચ્ચે એક ચોક્કસ સંબંધ રહેલો છે. ઘણા લોકો ખોરાક માટે ખર્ચ કરવાને બદલે સીગારેટ, સિનેમા, દારૂ જેવી જીવનમાં - અનાવશ્યક બાબતો પર વિશેષ ખર્ચ કરે છે. શરીરની વૃદ્ધિ અને આરોગ્યને માટે કેટલાંક ઉપયોગી તત્ત્વોની પણ જરૂરિયાત હોય છે. આ તત્ત્વો તે વિટામીન.

અસંખ્ય વૈજ્ઞાનિક શોધખોળોમાંથી આ માત્ર થોડાંક જ ઉદાહરણો છે. આપણા દેશમાં ખાસ કરીને શોધખોળના કેન્દ્રોને ઉદ્યોગની સાથે જોડવાની આવશ્યકતા છે, જેથી ઉદ્યોગ અને ખેતીના વિકાસ અંગેની જરૂરી દરેક સમસ્યાનો ઉકેલ લાવી શકાય. જુદાં જુદાં સ્થળોમાં થતાં વૈજ્ઞાનિક સંશોધનોનું અનુસંધાન પણ અલ્પ પ્રમાણમાં જ થાય છે. આજના મોટા ઉદ્યોગોની આર્થિક વ્યવસ્થા અંગેના પ્રશ્નનો ઉકેલ, અલગ અલગ સ્થળોએ ચાલતી પ્રયોગશાળાની શોધખોળો વડે તેમજ વિવિધ સંસ્થાઓના અધકચરા વ્યક્તિગત પ્રયત્નો વડે થઇ શકે એમ નથી. આવા એકલવાયા પ્રયત્નોને સ્થાને, મોટા પાયાપર સમૂહ તંત્રના ધોરણે વૈજ્ઞાનિક શોધખોળનું સંચાલન થવાની ખાસ જરૂર છે. ઔદ્યોગિક અને આર્થિક વિકાસ માટેનો નવીન દૃષ્ટિકોણ આપણે કેળવવો પડશે.

આ દૃષ્ટિએ જોતાં વિજ્ઞાનનું પણ યોગ્ય નિયોજન કરવું પડશે. ત્યારે ઉદ્યોગોની વિધવિધ શાખાઓનો વિસ્તાર હિંદભરમાં જે ઝડપથી થાય છે એના કરતાં વિશેષ ઝડપે સુનિયોજીત વૈજ્ઞાનિક સંસ્થાઓની હારમાળા શરૂ કરવાની ખાસ જરૂર છે. જો હિંદુસ્તાનની રાષ્ટ્રીય ઉત્ક્રાંતિની આજથી જ શરૂઆત થાય તો આપણા સાહિત્યે યોગ્ય માર્ગદર્શન કરાવી શકે એવી અનેકવિધ પ્રવૃત્તિઓ આદરવી પડશે. અને તે માટે આ સાહિત્યપરિષદે આજથી જ વિચાર કરવાનો છે. ઉદ્યોગના કે કેળવણીના ક્ષેત્રમાં વિજ્ઞાન અને નવીન માનસશાસ્ત્રની દૃષ્ટિને નજર સમક્ષ રાખી સૌને યોગ્ય પ્રોત્સાહન મળે એવું સાહિત્ય સર્જવું પડશે. હિંદુસ્તાનમાં સ્વતંત્રતાનો યુગ સ્થપાઈ ચૂક્યો છે. એટલે આપણા દેશના સાહિત્યનું પણ નવીન દૃષ્ટિથી પુનર્વિધાન કરવું પડશે. આપણા નવલકથાના સાહિત્યનું વસ્તુ પણ રાષ્ટ્રના નવયુવકો તેમજ ભવિષ્યની પ્રજાની કલાદૃષ્ટિ અને જીવનદૃષ્ટિને લક્ષમાં લઈ તેને અનુરૂપ થાય એ રીતે યોજવું પડશે. આપણા ભવિષ્યના સાહિત્ય વિકાસમાં વૈજ્ઞાનિકો રોમાંચક જીવન ગાળી શોધખોળો માટે મહાન આત્મભોગો અપાતા હોય, એવું અનેક પ્રકારનું વસ્તુ (plot) વણી લઇને સાહિત્યનું નવસર્જન કરવું પડશે. અક્ષરજ્ઞાનના વિસ્તાર સાથે લેખનકળા, ભાષાશાસ્ત્ર અને શૈલીની સુધારણાનાં પ્રમાણિત ધોરણો નક્કી કરવા ઉપરાંત તેનું સંસ્કરણ કરવું પડશે. આપણું સાહિત્ય માત્ર 'કલા ખાતર કલા' નો વાદ રજૂ ન કરતાં, રોમાં રોલાં કહે છે તેમ જીવનના સંઘર્ષો અને ભાવનાઓનું પ્રત્યક્ષ પ્રતિબિંબ રજૂ કરતું હોવું જોઈએ. એ આદર્શને સિદ્ધ કરવાને માટે આજના સમાજમાં ચાલી રહેલી અનેકવિધ લુચ્ચાઇઓ લોભવૃત્તિઓ, ઇર્ષ્યાઓ અને અહંભાવોને દૂર હઠાવવા માટે મોટા પ્રમાણમાં પ્રેરક અને માર્ગદર્શક સાહિત્ય નિર્માણ કરવું પડશે.

(આ રસદાયી ભાષણનો બાકીનો હપ્તો આવતા અંકમાં)

## પરમાણુ–શક્તિની હિતકારી સંભવિતતાઓ

અણુ બોમ્બ વિષે કોણે નહીં સાંભળ્યું હોય? અણુ–બોમ્બ એટલે નરદમ સંહારનું પ્રબળ શસ્ત્ર. પરમાણુઓની શક્તિપર કાબુ મેળવી ધારેલી અસર ઉપજાવવાનો પહેલો પ્રયોગ પરમાણુ–બોમ્બની બનાવટ કહી શકાય. આવા બોમ્બનો ઉપયોગ કરીને જાપાનના શહેરોના ફુરચે ફુરચા–ઉડાવી દીધા અને માઇલોના માઇલો સુધી જમીન ઉજ્જડ બનાવી દીધી, એ વાત કોનાથી અજાણી છે! આવી પ્રચંડ શક્તિનો ઉપયોગ શું માત્ર સંહાર માટે જ છે! શાંતિના કાળમાં તેની હિતકારી સંભવિતતાઓ નથી! સંહારને બદલે તેનો ઉપયોગ સર્જનમાં ન થઈ શકે? થાય તો ક્યાં કરવો! કેમ કરવો? એ પ્રશ્નો વિચારાઈ રહ્યા છે. ટુંકામાં પરમાણુની શક્તિ વાપરવાની કરામતો યોજવાના પ્રયત્નો ચાલી રહ્યા છે. પરમાણુશક્તિનો યુગ બેસવાના ચિન્હો દેખાય છે. વરાળ, વીજળીની શક્તિમાં અણુ–શક્તિનો ઉમેરો નજીકના ભવિષ્યમાં થશે એમ લાગે છે.

અણુ–બોમ્બની હવામાન પર સજ્જડ અસર થાય છે. જોરશોરથી ધસી આવતા વંટોળિયા વીખેરવામાં અથવા નવા વંટોળિયા સર્જવામાં પણ તેનો ઉપયોગ થઈ શકે. થોડા વખત પર ઉત્પન્ન થયેલ એક 'ટાઇડલ વેઇવ' ( tidal wave )થી ઘણીજ ખાનાખરાબી થઇ હતી, આવા 'વેઇવ' અણુ-શક્તિથી ઉત્પન્ન કરી શકાય યા રોકી શકાય અને તેનો યોગ્ય ઉપયોગ કરી શકાય.

૧૯૧૨માં ટાઇટેનીક ડૂબી ગઈ–એક તરતા બરફ પર્વતને અથડાવાથી આજે પણ તે પર્વતો એટલાજ નુકશાનકારક છે. તેમની હાજરીની નોંધ વગર કરેલી સફર જોખમી નીવડે. પરમાણુશક્તિનો યોજના મુજબનો ઉપયોગ કરવાથી આ જોખમ નિવારી શકાય. જે ગરમીથી મેક્સીકોના રણની રેતી પીગળી ગઇ તેની પાસે બિચારા બરફ પર્વતોનો શો હિસાબ? પરમાણુના ધડાકાની પાસે બિચારા બરફપર્વત લાચાર બને.

રશિયાની ઉત્તરે સમુદ્રનાં બારાં–બંદરો પર બરફની ચાદર ૭–૭ માસ સુધી પથરાએલી રહે છે. પરમાણુશક્તિ એ બરફ તોડી સ્ટીમરોને રસ્તો કરી આપે એ માટે યોગ્ય સમયને અંતરે ધડાકા કરી બરફ તોડનારી નૌકાઓની સંભવિતતા છે.

દરિયામાં આડે ધડ પથરાયેલા ખડકોએ સૈકાઓથી કેટલાય વહાણોના ભોગ લીધા છે. દરિયાઈ મુસાફરી સલામત કરવા અણુશક્તિવડે એ ખડકો સાફ કરી શકાય. દરીયામાં પાણીની ધારે ધારે ઉભેલા કેટલાય ખડકોને સાફ કરી નાખી નવાં બંદર બનાવવા એ અણુશક્તિ માટે મુશ્કેલ ન ગણાય. દેશદેશના કિનારા ફરી જાય, નકશા બદલાઇ જાય. અણુ–શક્તિની આ કાંઇ જેવી તેવી સિદ્ધિ ન ગણાય.

નવી નહેરો બાંધવામાં પણ અણુ–શક્તિનો ઉપયોગ થઈ શકે. પનામા નહેર બાંધવી એ થોડાં અઠવાડિયાનું જ કામ થઇ જાય.

ગણતરીપૂર્વક યોગ્ય યોગ્ય અંતરે જમીનમાં અણુબોમ્બ ગોઠવી, દૂર રહ્યા રહ્યા વિજળીની ચાંપ દાબી દો એટલે પત્યું. અણુ–શક્તિ દુનિયાના વહેવાર માર્ગો બદલાવી નાખે. દુનિયાની સિકલ ફરી જાય. અણુશક્તિ આગળ સુએઝ કે હિમાલયનો શો હિસાબ? ખૈબર કે બોલન એવા બે જ ઘાટથી સંતોષ પામવાની શી જરૂર? જોઈએ તેટલા નવા ઘાટ તૈયાર કરી શકાય.

અણુશક્તિનો ઉપયોગ સંચા ચલાવવા યા મોટર એન્જીનમાં પણ થઇ શકે. કોલસા અને તેલની જગ્યા આ અણુશક્તિ લે. પણ તેમાં રહેલી મુશ્કેલીઓ થોડી નથી. અલાદીનના જાદુઇ દીવાની કરામતો જેવી ગણાતી આ શક્યતાઓ આવતો કાલનો દુનિયા માટે અવાસ્તવિક નહીં રહે.

## હથોટી અને વિજ્ઞાન

બહુ વર્ષો પહેલાંની વાત છે. વિલાયતમાં એક નાનું સરખું ગામ. ત્યાં એક રંગરેજ રહે. રંગવાની કળા તો એના બાપની જ. ગામેગામ તેમજ દેશપરદેશમાં એની ખ્યાતિ. રાજદરબારમાં એનાં માન

શેઠશાહુકાર સૌ એને પોતાનું કામ આપે. કિંમતીમાં કિંમતી કાપડ એની પાસે આવે. રંગવાના કામમાં એની જોડ વિલાયતમાં ન જડે.

એવામાં નીકળ્યાં કારખાનાં. તેમને પણ રંગરેજોની જરૂર પડી. સ્કોટલાંડમાં એવું એક કારખાનું. રંગરેજો પણ તેની પાસે ઘણા. સારામાં સારું કાપડ બનાવે પણ તેના રંગ સારા ન ઊપડે. સારામાં સારા કાપડની નબળા રંગને લીધે કિંમત સારી ન ઊપજે. બહુ વિચાર કરી કારખાનાવાળાએ પેલા વિલાયતના કારીગરને રોકી લેવા નક્કી કર્યું. તેને મેં માગ્યો પગાર આપવાનું નક્કી કર્યું, અને કારખાનાના બધા રંગરેજોને કામ શીખવવાની શરત કરી. પેલા રંગરેજે પણ કામ શીખવવાનું કબૂલ કર્યું. જોતજોતામાં કારખાનાની ખ્યાતિ જામી પડી.

વિલાયતી રંગરેજ પાકો કારીગર. ચપટી રંગ અહીંથી લે, ચપટી ત્યાંથી લે, ચમચો આ ડબામાંથી કાઢે, તો ચમચો બીજા ડબામાંથી મેળવે. બધા રંગ ભેળવે. કપડું રંગમાં બોળ્યું ન બોળ્યું ત્યાં તો બધા કાચાં વિકાસી જોયા કરે. રંગની ભભક કોઈ ઓર ખીલી ઊઠે. કારખાનાવાળાના રંગરેજો તોળીતોળીને રંગ મેળવે, ખૂબ કાળજીપૂર્વક કાપડ કે સૂતરનું વજન વગેરે તપાસે. તોલ કરી કરીને રંગ વાપરે. પણ તેમનું કામ વિલાયતી રંગરેજ જેટલું દીપે નહીં. તેમણે વિલાયતના કારીગરને કહ્યું, "તમે જે રંગ લો તે અમને તોળવા દો." કારીગરને તો વારાફરતી રંગની ચપટી લેવાની ટેવ. અને ચપટી ચપટી તોળવા આપે તો પછી કયો રંગ લેવો, કેટલો લેવો તે ભૂલી જાય. તોળી તોળીને કામ કરવાનું તેને ન ફાવ્યું. કારખાનાવાળાઓની બધી મહેનત નકામી ગઈ. વિલાયતી કારીગર કશું જ શીખવી ન શક્યો!

એ કેમ બન્યું? તેનો આપણે જરા વિચાર કરીએ. વિલાયતનો કારીગર એ ખરેખર કારીગર હતો. કામ કરી કરીને અનુભવથી તેની સ્પર્શની ઇંદ્રિય, રંગ અને મન સાથે એવો મેળ જામી પડ્યો હતો કે તે અચૂક સાચાજ પ્રમાણમાં રંગ ઉઠાવે. તેણે હથોટી કેળવી હતી. પણ તે વિજ્ઞાની નહોતો. પોતાની કળાનું રહસ્ય તે સમજતો નહોતો. હથોટી ઉપરાંત તેની પાસે કશું નહોતું. આવા કારીગરની તમામ કળા તેના મૃત્યુ સાથે જ દફનાઈ જાય. તે હજાર માણસને કામ શીખવે, પણ દરેકે દરેક પોત પોતાની હથોટી અનુસાર જ કામ શીખે. આવા માણસો પોતાની કળાનો વારસો દુનિયાને આપી શકતા નથી. આવી રીતને અનુભવ મૂલક-ઈમ્પીરીકલ રીત કહેવાય ( empirical method ).

આપણા દેશમાં સુથાર, લુહાર, સોની, કડિયા, શિલ્પીઓ, વૈદ્યો અનેક છે. એ બધામાં હથોટીમાં નિષ્ણાત એવા કંઈ કંઈ ધુરંધરો પડ્યા હશે. તેમની નામના સારી હશે. તે કીર્તિ અને પૈસો કમાતા હશે. પરંતુ વૈજ્ઞાનિક રીત ( Scientific method ) ના અભાવે તેમની તમામ કળા કારીગરીનો વારસો આપણી પ્રજાને પ્રાપ્ત થતો નથી.

જ્યારે જ્યારે કારીગર પોતાની કારીગરી સંબંધમાં વિચાર કરતો થાય છે, તેનું પૃથક્કરણ કરે છે, કામ કરતાં કરતાં થતાં જુદા જુદા અનુભવોની ઝીણવટપૂર્વક નોંધ રાખે છે, એ અનુભવો સદાકાળ સાચા ઠરે કે ન ઠરે તે સંબંધી પ્રયોગો કર્યા કરે છે, ત્યારે તે વિજ્ઞાનીની ભૂમિકામાં પ્રવેશ કરે છે. એવો કારીગર પોતાની હથોટીનું રહસ્ય સમજે છે અને બીજાને સમજાવી શકે છે. આ થઈ વૈજ્ઞાનિક રીત.

આપણા દેશમાં વિજ્ઞાનનો અભ્યાસ કરનારાઓની સંખ્યા વધતી જાય છે. પણ દુર્ભાગ્યે તેમાંથી વૈજ્ઞાનિકો થોડા જ છે. વિજ્ઞાનને પણ હથોટીની જરૂર છે. વૈજ્ઞાનિક વિચારસરણી, કાર્યપદ્ધતિ અને હથોટી એ ત્રણેનો સંગમ એજ સફળતાની ચાવી છે. જ્યાં સુધી આપણો કારીગર વર્ગ એ વસ્તુ નહીં અપનાવે ત્યાં સુધી તે માત્ર કારીગરજ રહેશે. સ્ટીફન્સન એક મજૂર હતો. છતાં તે એક મોટો વિજ્ઞાની બન્યો. આપણે ત્યાં એવા કેટલા નીકળ્યા છે? કૉલેજ કે યુનિવર્સિટીનું શિક્ષણ એ વૈજ્ઞાનિક બનવા માટે જરૂરનું જ છે એવું નથી. કોઈપણ કારીગર પોતાના ધંધાને લગતી માહિતીઓ ભેગી કરે, પોતાના અનુભવો નોંધતો જાય, પોતાના જ ધંધાદારી કારીગરો કંઈ

( અનુસંધાન પૃષ્ઠ ૬૩ મે )

ભારતીય જીવનસંસ્કૃતિના જ્વલંત આદર્શ

# મહામના માલવીયજી

ભરત રોપરાણી

કલ્પનાએ તો ઘણાને આવે છે. પણ એને મૂર્તસ્વરૂપ બહુ ઓછા આપી શકે છે. એની પાછળ એક તપસ્વીની નિષ્ઠાથી સાચા દિલની લગની લગાડીને મંડી પડી અને એક સુંદર કલામૂર્તિનું સર્જન કરે તેજ સાચો શિલ્પી, તેજ મહાત્મા. મહાપુરુષ અને સામાન્ય માણુસ વચ્ચે આ જ ભેદ હોય છેઃ એકને કોઈ એક મહાસ્વપ્નને મૂર્ત સ્વરૂપ આપવાની મહત્વાકાંક્ષા હોય છે, બીજાને બધી આકાંક્ષાએ સમાન હોય છે; એકની મહત્ત્વાકાંક્ષા આગળ બીજી બધી આકાંક્ષાએ તુચ્છ બની જતાં એની શક્તિનો વધુ ઉપભોગ પામતી નથી, બીજાની બધી આકાંક્ષાએ શક્તિનો સમાન ઉપભોગ કરે છે. પરિણામે કોઇ મહાન સ્વપ્નના સર્જનને માટે જોઇતાં શક્તિ, તપ અને નિષ્ઠા રહેતાં નથી.

એક મહાન સ્વપ્ન સેવી એની પાછળ સમગ્ર જીવનની બધી શક્તિએ લગાડી એને મૂર્ત સ્વરૂપ આપનાર જીવનના મહાકલાકાર અને જનતા પાસેથી મહામનાનું યોગ્ય બિરૂદ પામેલ ભારતઋષિ પંડિત મદનમોહન માલવીય સ્વપ્નસેવી મહાપુરુષો માટે પણ આદર્શરૂપ સ્વપ્નજીવી હતા.

૧૯૦૫ની સાલ છે. ભારતવર્ષની પુરાતન નગરી કાશીમાં ભારતીય મહાસભાનું અધિવેશન શ્રી ગોપાળકૃષ્ણુ ગોખલેના પ્રમુખપણા નીચે ભરાયું છે. દેશના વિદ્વાનો, નેતાએ તથા પંડિતો ભેગા થયા છે. એક સ્વપ્નશીલ યુવાન રંગમંચ પર ઊભો થાય છે. એની પાસે એક સ્વપ્ન છે. બધાને એ સંભળાવે છે. ભારતીય સંસ્કૃતિની દૃષ્ટિએ શિક્ષણ આપતી રાષ્ટ્રીય મહાવિદ્યાપીઠ સ્થાપવાના એને કોડ છે. તક્ષશીલા અને નાલંદાની યાદ પુનઃ તાજી કરે એવું સરસ્વતીનું પુનિત મંદિર સર્જવાની એની કલ્પના છે.

અને એ માટે એને હજાર, દસ હજાર, લાખ કે દસ લાખ રૂપિયા નથી જોતા. પૂરા એક કરોડની એની ટહેલ છે. ૧૯૦૫ના જમાનામાં એ બહુ મોટી રકમ ગણાય. આજના ફુગાવાના જમાનામાં તો એ ત્રણ-ચાર કરોડ જેટલી થાય!

સૌએ યુવાનનું સ્વપ્નું સાંભળ્યું. 'વાહ! વાહ! છે તો સરસ. આમ થાય તો તો બહુ ભવ્ય કાર્ય થાય!' સૌએ સ્વપ્નું વખાણી કાઢ્યું!

પણ એ યુવાન એમ હારે એમ નહોતો. એના ગાંડપણમાં સાથ આપનાર સર સુંદરલાલ, મુન્શી માધવલાલ, એની બેસેન્ટ તથા ડોકટર ભગવાનદાસ જેવા કેટલાય મળી ગયા અનેક મંથનો થયાં. એ યુવાનના મનમાં કેટલીય રાતો એણે ઊંઘવાને બદલે એ મહાવિદ્યાપીઠની ઇમારતો ચણવામાં ગાળી હશે. કોર્ટમાં બેઠાં બેઠા કેટલીય વખત દિવાસ્વપ્ન જોયાં હશેઃ ન્યાયાધીશ, વકીલો, આરોપીનું પિંજરું એ કાંઈ ત્યાં ન રહે. એની જગાએ એક પ્રોફેસર ભણાવવા બેઠા છે, સામે બેઠા બેઠા વિદ્યાર્થીએ નોંધ લઈ રહ્યા છે!

એક નહીં, બે નહીં પણ છ છ વર્ષ વીતી ગયાં આમ સ્વપ્નમાં ને સ્વપ્નમાં. યુવાની હતી વાકછટા હતી, બુદ્ધિ હતી. અલ્હાબાદની હાઇકોર્ટમાં વકીલાત ખૂબ જામતી જતી હતી. પણ અંદરથી અવાજ આવતો હતો 'મદન, મદન, છોડ આ. માતા શારદા તને બોલાવી રહી છે એ સાંભળતો નથી!'

અને એ અવાજે મદનમોહનને વકીલાત છોડાવી. બસ, ગમે તેમ કરી હવે તો સ્વપ્નને સાચું કરી બતાવવું અથવા એની પાછળ ફના થઈ જવું!

રાય, રંક, પુરુષ સ્ત્રી, આબાળ વૃદ્ધ સૌને એણે ટહેલ નાખી. દેશ આખામા એણે ભમવું શરૂ કર્યું; ડેલીએ ડેલીએ સાદ પાડયો; ઝોળી ધરી ભિક્ષા માગી.

ભગવાન બુદ્ધની જેમ—અને દરેક મહાપુરુષની જેમ પહેલા તો કોઇએ એને ન સાંભળ્યો, પણ પાછળથી તો પૈસાનો વરસાદ વરસ્યો. એની ઝોળી

ભરાઈ ગઈ. એક કરોડની એની ટહેલ હતી, એણે દોઢ કરોડ ભેગા કર્યા.

કાશી ભારતીય સંસ્કૃતિનું વિદ્યાકેન્દ્ર રહ્યું છે. એના ઉપર જ પસંદગી ઊતરી. રામનગરના રાજાએ જમીન કાઢી આપી. અઢાર ગામડાઓના ૭ માઇલના ઘેરાવામાં ભવ્ય ભવનો બંધાવાં શરૂ થયાં. ૧૯૧૬માં એનું કાર્ય શરૂ થઈ ગયું.

સ્વપ્નશીલ યુવાનનું સ્વપ્ન મૂર્ત સ્વરૂપ લેવા મંડ્યું. ત્યાર પછી ત્રીસ વર્ષ સુધી એ શિલ્પીએ શિલ્પની પાછળ જીવનસાધના કરી, એના પ્રત્યેક અંગને વિકાસ આપ્યો.

આજ 'લંકા' અને 'નગવા' નામે ઓળખાતાં જંગલોની જગાએ, કેમ્બ્રીજના જેવી એક ભવ્ય નગરી ઊભી છે. એની ઈમારતોનાં ઉત્તુંગ શિખરો અને એની ઉપર ચળકતા કળશો ભારતીય સંસ્કૃતિના પ્રતીક સમાં ઝળહળી રહ્યાં છે. આજ ત્યાં પાંચ હજાર વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ વિદ્યાધ્યયન કરી રહ્યાં છે. દસ હજારની વસ્તીવાળી આ મહાવિદ્યાપીઠ હિંદુસ્તાનમાં અજોડ છે, સંસ્કૃત, ખગોળ, જ્યોતિષ અને વેદવિદ્યાથી માંડી, માઈનીંગ-મેટલર્જી (ખાણ-ધાતુ-વિદ્યા) તથા એરોનોટિક એન્જીનીઅરીંગ સુધીની બધી વિદ્યાઓ શીખવવામાં આવે છે.

બ્રહ્મદેશ, ચીન, સિલોન અને યુદ્ધ પહેલાં બીજા દેશોથી પણ વિદ્યાર્થીઓ ભણવા આવે છે. હિંદુસ્તાનની મિશ્ર સંસ્કૃતિ (Cosmopolitan)નો ખ્યાલ અહીં બરાબર મળી રહે છે.

મહામના માલવીયજીનું એ ઉચિત સ્મારક છે. એમને બીજા સ્મારકની જરૂર નથી. કાં તો બહુ પામર અભિમાની જીવ જીવતાં પોતાનું સ્મારક રચવા ચેષ્ટા કરે, કાં કોઈ અતિ મહાન આત્મા પોતાના મહાન કાર્ય દ્વારા એ સ્મારક મૂકી જાય.

૧૮૬૧ના ડીસેમ્બરની ૨૫મી તારીખે જન્મ લઈ, ૧૯૪૬ના નવેમ્બરની ૧૨મી તારીખ સુધી અખંડ સેવા અને તપનું જીવન જીવી માલવીયજીએ માતા ભારતીની કુખ દીપાવી છે. સાઠ વર્ષની સતત સેવા આપનાર દાદાભાઈ પછી આ બીજા મહાપુરુષ છે.

અનેક સંસ્થાઓના સ્થાપક, સંચાલક, રક્ષક રહ્યા છે. પ્રયાગ સેવા સમિતિ, હિંદુ હોસ્ટેલ-પ્રયાગ, લીડર તથા ભારત દૈનિક, અભ્યુદય સાપ્તાહિક, હિંદુસ્તાન, ઇન્ડીઅન ઓપીનીઅન, હિંદુમહાસભા, સનાતન ધર્મ મંડળ, ગોરક્ષક મંડળ, વિક્રમ પરિષદ્, વગેરે અનેકાનેક સંસ્થાઓ, પત્રો અને સેવાકાર્યો સ્થાપવામાં એમનો હાથ રહ્યો છે. એમની સહાયતા પામેલ પ્રવૃત્તિઓ તો અસંખ્ય છે.

કોંગ્રેસ સાથેનો એમનો સંબંધ એની સ્થાપના સમયનો છે. ૧૮૮૪માં જ્યારે કોંગ્રેસ સ્થાપવાની વાતો થતી હતી તે જ વખતે માલવીયજી ગ્રેજ્યુએટ થયા. ત્યારથી તે અંત સુધી એ કોંગ્રેસની સેવા કરતા રહ્યા.

દિવસ ને રાત કર્મયોગ એ જ એમનો જીવનમંત્ર હતો. માટે જ એ અનેકવિધ પ્રવૃત્તિઓમાં સહાય કરી શકતા. સતત સેવાકાર્ય કર્યા સિવાય બીજી વાત એમના ધ્યાનમાં જ ન આવતી. સર તેજબહાદુર સપ્રુએ લખ્યું છે તેમ, જો એમણે વકીલાત ન છોડી દીધી હોત તો એ વખતે એમનો મુકાબલો કરી શકે એવો વકીલ અલ્હાબાદમાં નહોતો! એમણે પોતે ગયા વર્ષે, એમના જન્મદિને વિદ્યાર્થીઓ સમક્ષ બોલતાં કહ્યું હતું, 'હું જો ધારત અને પ્રયત્ન કરત તો લાખ-બે લાખ રૂપિયા ભેગા કરત. પણ એમાં શું વળત? આજ જેટલો આત્મસંતોષ, આજ જેટલી શાંતિ અને આજ જેટલો આનંદ હું પામી શકત?'

માત્ર યુનિવર્સિટી બનાવી હોત તોય માલવીયજી અમર થઈ જાત. પણ એમની સેવાનું ક્ષેત્ર અત્યંત વિશાળ રહ્યું છે. ૧૯૧૯માં પંજાબના કાળા કાયદા નામે ઓળખાતા રોલેટ એક્ટની ચર્ચા વખતે લેજીસ્લેટીવ કાઉન્સીલમાં એમણે પૂરા બે દિવસ પ્રવચન કર્યું હતું! પણ એ જમાનામાં સરકારની ઇચ્છા વિરુદ્ધ મત આપવાની કોઈની હિંમત ક્યાં હતી? અંતે મત લેવાતાં એ કાયદો પાસ થયો. હિંદુસ્તાનની પરાધીનતા અને હિંદુસ્તાનીઓની આ પામરતા જોઈ એ કાઉન્સીલ હોલમાં જ રડી પડેલા! ભારતની વેદના એમની આંખો વાટે અનેક વાર વહી જવા પ્રયત્ન કરતી.

ચુસ્ત હિંદુ હોવા છતાં બધી કોમોના પ્રેમ અને આદરને પાત્ર રહેવામાં જ માલવીયજીની વિશેષતા દેખાય છે. એનું કારણ એમના હૃદયનું પ્રાણી માત્ર માટેનું સંવેદન. કોઈનું દુઃખ જોઇ એમનું હૈયું રડી ઊઠતું. એમની પાસે જનાર દરેક વ્યક્તિ શાંતિ પામતી. કોઈને માટે કડવું વેણ એમના મોઢામાંથી નીકળતું નહીં. એમની વાણીમા અમૃત વરસતું. એમના પરિચયમા આવનારને એમના માટે પૂજ્યભાવ ઉત્પન્ન થયા વિના રહે જ નહીં.

હિંદુઓની સામાજિક અને ધાર્મિક ઉન્નતિ માટે એમણે હિંદુ મહાસભાની સ્થાપનામાં સાથ આપ્યો–ના, મુખ્ય ભાગ ભજવ્યો. પણ, પાછળથી એનું સ્વરૂપ કટ્ટર થઈ જતા પોતે એનો સાથ છોડયો. કોંગ્રેસનો વિરોધ એમનાથી સહન ન થતો. કોંગ્રેસની અંદર રહી ગમે એટલો વિરોધ કરતા. ગાંધીજી સાથેના અખૂટ પ્રેમ–સંબંધ છતાં ઘણી વખત એમણે ગાંધીજીનો વિરોધ પણ કર્યો છે. એક માનનીય વ્યક્તિ પાસેથી હમણાં જ જાણવા મળ્યું કે કોમી ચુકાદો અપાયો તે વખતે કોંગ્રેસે જે તટસ્થતા જાળવી (અમુક ખાસ કારણોસર) એમની સામે માલવીયજીએ સખત વિરોધ કરેલો અને માટે જ કોંગ્રેસે સ્વીકારને બદલે, 'ન સ્વીકાર ન અસ્વીકાર'ની ( Neither Reject nor accept ) નીતિ અખત્યાર કરવી પડેલી. હિંદુસ્તાનના ભાગ્યનિર્માણની દરેક ઘડીએ એમણે મુખ્ય ભાગ ભજવ્યો છે. પોતે ધર્મપ્રધાન લાગણીઓવાળા અને સમાજસેવક હતા છતાં ય રાજકારણમાં આવવું પડ્યું તો એમાં ય મોટો ફાળો આપ્યો. એ એમના જીવનની સર્વતોમુખી સેવાભાવિતાનું પ્રમાણ છે.

મહાપુરુષોના જીવનની સાચી ભવ્યતાની ઝાંખી એમના કાર્યોની યાદી અને તારીખો નોંધવાથી નથી થતી. એમની નિકટ જઈએ તેમ એનો વિશેષ પરિચય થાય છે. એક અંગ્રેજ લેખકના કહેવા પ્રમાણે જનપ્રિયતા બે પ્રકારની હોય છે–દૂરની અને નજીકની. દૂરની લોકપ્રિયતાવાળા નેતા દૂર હોય તેમ વધુ મહાન લાગે છે, નજીક આવતાં એમની મહત્તા ઓસરી જાય છે. નજીકની આવે તેમ વધે છે. પુજ્ય માલવીયજી બીજી કોટિના હતા. એમના દેખાવ અને ભાષણ કરતા ય એમનો નિકટનો પરિચય એમને વધુ મહાન બનાવી દેતો.

છેલ્લાં ત્રણ વર્ષથી એમના પરિચયમાં આવવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એ દરમ્યાન એમના જીવનની જે ભવ્યતા જોઈ એથી ધન્યતા અનુભવી.

આ ૮૦ વર્ષની ઉંમરે પણ એમેની પાસે જનાર વિદ્યાર્થીને એ પૂછતા–' કાંઈ તકલીફ તો નથી ? કોઈ ફરિયાદ તો નથી ? સુખ સગવડ બધું બરાબર છે !' યુનિવરસિટી માટે અને વિદ્યાર્થીઓ માટે એમને એટલી સતત ચિંતા રહેતી.

પ્રત્યેક વિદ્યાર્થીને એ કહેતા—'કસરત કરો, દૂધ પીઓ, પરમાત્મા તુમ્હે શક્તિ દેગા.'

ગયા વર્ષે યુનિવરસિટીના મજૂરો હડતાળ પર ગયા. માલવીયજીનું હૃદય રડી ઊઠયું. પોતે અતિ વૃદ્ધ અને માંદા હોવા છતાં, કામ ન કરી શકે છતાં આ સહન ન કરી શકયા. ૭ દિવસ સુધી હડતાળ રહી. અંતે એ થાકયા. યુનિવરસિટીના અધિકારીઓને તથા મજૂરોને બોલાવી સુલેહ કરાવી આપી. મજૂરોની કંગાલ દશા જોઈ એ રડી પડયા.

મજૂરો પાસેથી સાંભળ્યું કે પોતાના અમલકાળ દરમ્યાન માલવીયજી મજૂરોના સુખ દુ:ખ જોવા એમના વાસમાં એમના ઘેર જતા. ખબર અંતર પૂછી એમની ઘટતી સહાયતા કરતા. આ એમનો નિયમિત ક્રમ હતો.

યુનિવરસિટીની હોસ્પીટલ આસપાસનાં અનેક ગામડાંઓ માટે ચિકિત્સાકેન્દ્ર રહ્યું છે. હજારો ગરીબ ગ્રામવાસીઓ એનો લાભ લે છે. માલવીયજી આ હોસ્પીટલ જોઈ ધન્યતા અનુભવતા.

વિદ્યાર્થીઓ માટે માલવીયજીએ એક જીવનમંત્ર ઘડી આપ્યો છે, એટલું જ નહીં, જીવી બતાવ્યો છે. એ મંત્ર હિંદુસ્તાનના પ્રત્યેક વિદ્યાર્થી અને વિદ્યાર્થિની માટે જીવનધ્યેયના આદર્શ મંત્ર તરીકે રહેશે. આ રહ્યો એ મંત્ર—

सत्येन, ब्रह्मचर्येण, व्यायामेन अथ विद्यया ।
देशभक्त्या आत्मत्यागेन, संमानार्हः सदा भव ॥

એ મંત્ર સમજાવતાં એમણે યુનિવરસિટીના –

જન્મ દિને (વસંતપંચમી) કહેલું કે, 'હું વિદ્યાર્થીઓને કાંઇ આપી શકું એમ હોઉં તો આ એક મંત્ર છે. (કેટલું સાચું!)'

એ બધા ગુણોનો પરસ્પર સંબંધ સમજાવતાં કહેલું, "સત્ય વિના બ્રહ્મચર્ય અને બ્રહ્મચર્ય વિના સત્ય તથા વિદ્યાનું અધ્યયન શક્ય નથી. અને સતત અધ્યયન માટે વ્યાયામથી સુરક્ષિત આરોગ્ય જોઇએ. પણ એ વાંઝણી વિદ્યાને શું કરે જે દેશભક્તિરૂપે ન પરિણમે? અને આત્મત્યાગ વિના દેશભક્તિ કરવી શક્ય જ નથી. આટલું કહી અને સૌના સન્માનને સદા પ્રાપ્ત કરવો એ જ વિદ્યાર્થીનું લક્ષ્ય હોવું જોઈએ.'

હજી એમના એ શબ્દો કાનમાં ગૂંજે છે. જાણે કોઇ ઋષિ શિષ્યોને વેદોપદેશન ન કરતા હોય! એ સ્ટેજ ઉપરથી દીધેલ આડંબર અને દંભથી ભરપૂર છટાદાર ભાષણ નહોતું પણ જીવનના વલોણામાંથી સાઠ વર્ષના મંથન પછી નીકળેલું નવનીત હતું.

નોઆખલીનો અત્યાચાર એમના અશક્ત શરીર અને બળવાન આત્માને જુદા કરવા માટે બસ હતો. એમનો આત્મા આ ઘોર અત્યાચાર સામે બળવો પોકારી ઊઠયો. એમનું છેલ્લું નિવેદન એના પુરાવા રૂપે અને હિંદુ સમાજ માટે એક અમૂલ્ય દસ્તાવેજ રૂપે છે. પણ શરીર એટલું તો અશક્ત થઇ ચૂકેલું કે એણે આત્માને પણ નિઃસહાય બનાવી મૂકયો. અંતે આત્માએ એ ખોળિયાનો ત્યાગ કર્યો.

એમના જીવનના અમીનો છાંટો ય પીનારને ખાતરી છે કે દુઃખી અને પીડિત જનતાની સેવા કરવા એમનો આત્મા ક્યારનો પહોંચી ગયો હશે. એ છેવટ સુધી કહેતા, "મારું યૌવન કયાં છે, મારું શરીર કયાં છે! નહીંતર કેટલાં બધાં કામ કરવાનાં બાકી પડયાં છે!'

—અને એ બધાં કામ કરવા માટે ફરી યૌવન પ્રાપ્ત કરવા એમણે અહીંથી મહાપ્રયાણ કર્યું છે.

એ બધું જાણતા હોવા છતાં યુનિવરસિટિના મુખ્ય દ્વારમાંથી એમની શબવાહિની બહાર નીકળી ત્યારે સૌની આંખો નીતરી રહી.

બે લાખ લોકોની મેદની વચ્ચે ગંગામૈયાના કિનારે મણિકર્ણિકા ઘાટ મહાપુરુષોના ચિતા સ્થાન વિષ્ણુ પાદુકા પર જ્યારે એમને અગ્નિદાહ દેવાયો ત્યારે આશ્રમમાં પ્રાર્થનામાં ગવાતો શ્લોક યાદ આવ્યો:

अहिंसा सत्य अस्तेय ब्रह्मचर्यमसंग्रहः ।
शरीरश्रम अस्वाद सर्वत्रभय वर्जनम् ॥
सर्वधर्मी समानत्व स्वदेशी स्पर्श भावना ।
ही एकादश व्रत सेवावी नम्रत्वे व्रत निश्चये ॥

આ અગિયારે વ્રતોને જીવી બતાવનાર બીજો કયો વધુ ભવ્ય આદર્શ મળશે?



(અનુસંધાન પૃષ્ઠ ૫૯ થી ચાલુ)

કઈ રીતે કામ કરે છે તે જૂએ અને તેની રીતોમાં જુદા જુદા ફેરફારો કરી સારાં નરસાં કેવાં પરિણામ આવે છે તેની નોંધ રાખે અને પછી તેના પ્રાયોગિક કાર્ય અંગે ખપપૂરતાં વિજ્ઞાનના પ્રાથમિક તત્ત્વો શીખી લે તો તે ઘણી પ્રગતિ કરી શકે એમાં સંશય નથી, આપણા દેશમાં કારીગરોને વૈજ્ઞાનિક પદ્ધતિ સમજાવવાની જરૂર છે. એકલી હથોટી અંધિયાર પાણી જેવી થઈ જાય છે.

આ દષ્ટિએ આપણા દેશના કંસારાઓને તેમની કારીગરીનું, સોનીને, લુહારને, કુંભાર ઇત્યાદિ કારીગરોને તેમના ધંધાને લગતું વિજ્ઞાન વિકસાવવું જોઈએ. તેમની હથોટીમાં વૈજ્ઞાનિક રીતનો સુમેળ કરી આપવો જોઇએ.

# તેજાએ રંગ રાખ્યો !

પુરાતન બુચ

"ઠીક, ત્યારે સાંભળો. એનું નામ સોનલ. ઉંમર સોળ-સત્તર વર્ષની. એકવડો કાંઠો. હસે ત્યારે એના ગાલમાં ખાડા પડે. તેજીલી આંખો."

વીસ વરસની સજા પામેલો તેજો મારી ખોલીએ આવીને નિયમિત ભણતો હતો, તેને રોજ હું કહેતો કે તારી વાત મને કહે કે તું શાથી જેલમાં આવ્યો ઉવરે આજે તેણે મારી વિનતિ સ્વીકારી ને પોતાની કથા કહેવા માંડી.

તેજાજી એનું નામ હતું. તેની પાણીદાર આંખમાં એક ઝીણી આંસુની ધાર બંધાઇ રહેલી હતી. એ મેં જોઈ. એ હૃદયની વ્યથા સહિત બોલતો હતો. તેની વાતમાં મેં મન મેળવ્યું.

"સોનલ મારા ઘરની નજીકમાં રહે. એ પાણી ભરવા જાય કે ઢોરને પાણી પાવા જાય ત્યારે મારા ઘર સામે અચૂક નજર નાખતી જાય. મને પણ સોનલને જોતાં જ જાણે એની હંસ જેવી ચાલ જોયા જ કરવાનું મન થાય."

"તેજા, તું પરણેલો છે ખરો !" મેં વચ્ચે પુછ્યું. "હા, ભાઈ મારાં લગન નાનપણમાં જ થઇ ગયેલાં પણ સોનલને મેં મારી બેન ગણી, કારણ એક વાર હું મારી ઘોડી ઉપર સવાર થઈને પૂરપાટ દોડયો જતો હતો. ત્યારે ઓચિંતા જ એક ખેતરને શેઢેથી મારા નામની બૂમ સંભળાઈ. મેં ઘોડીની લગામ ખેંચી ને ઉભો રહ્યો. ઊંચા ઘાસની વચ્ચેથી સોનલ મારી સામે આવીને ઊભી રહી. તેણે મને આસપાસ નજર કરતાં કરતાં કહ્યું: 'જુઓ, મારાં લગન લેવાયાં છે. હું તો જઇશ. પણ તમને આજે પહેલી ને છેલ્લી ભલામણ કરતી જાઉં છું કે ગામના લોકો કાંઇ બોલે તો મન ઉપર ન લાવશો. કોઇની સાથે લડી ન પડશો. મારી આટલી વાત યાદ રાખજો ને આપણે ભાઇબેન રહ્યાં છીએ તેની યાદમાં તમે તમારા હાથ ઉપર 'સીતા'માતાનું છુંદણું પડાવજો. હું મારા હાથ ઉપર 'રામ'નું છુંદણું પડાવીશ. હવે તો કોઈક દીવસ મારા સાસરાના ગામેથી ઘોડી દોડાવતા જતા હશો ત્યારે મળીશું. નહિંતર બીજે ભવ.' એટલું બોલી ત્યારે મેં તેની સામે જોયું તો સોનલની આંખોમાંથી આંસુની ધારા ચાલી જતી હતી."

'તે સોનલ તમને ઘેર મળવા ન આવી શકે ?' મેં સહજ જાણવા ખાતર પૂછયું.

'ના, અમારા ગામડા ગામમાં એ રીતે કોઇ જ જવાન છોકરીથી બીજા ઘરના જવાનને ભાઇ તરીકે પણ મળવા ન જવાય.'

'હં, પછી શું થયું ?'

'પછી તો સોનલ સાસરે ગઇ. ને હું મારી ડેલીએ બેઠો બેઠો એક વહેલી સવારે દાતણ કરતો હતો. એ વખતે ચાર-પાંચ જવાનો ત્યાંથી નીકળ્યા. ને તે એમ બોલતા ગયા. 'બિચારી સોનલ એ તો ચાલી ગઇ. પણ પાછળનાનો વિચાર સરખો યે ન કર્યો.' એ જવાનોને મેં જોઇ રાખ્યા. દાતણ કરીને પછી ઘરમાં જઇને મેં મારો ભાલો હાથમાં લીધો, ઘોડી પલાણી ને સીધો પેલા જવાનો જે ખેતરે ગયા હતા તે તરફ મારી ઘોડીને દોડાવી મૂકી. મારી ઓ-દીવાળીએ મને ભાલો લઇને ઉતાવળો જતો જોઇને એટલું કહ્યું કે જો જો કોઇની ઉપર ગુસ્સો તો નથી ચઢયો ને ? પણ હું દીવાળીનું વેણ શેનો માનું ? હું તો દોડયો.

'પછી રસ્તે જતાં જતાં બીજા કોઇ વિચાર ન આવ્યા ?'

'હા, કોણ જાણે કેમ દિલના ઉંડાણમાંથી અવાજ આવતો હતો કે 'તેજા, આ ઠીક નથી થતું, તેજા, તું માની જા.' પણ હું રજપૂત બચ્ચો. મારું લોહી ગરમ થઇ ગયું. ને ખેતરમાં જઇને ઘોડી પરથી ઉતર્યો, ને પેલા મજાક કરનાર જવાનને સીધો સવાલ પૂછ્યો: 'સોનલની મશ્કરી કરનાર તું જ હતો કે ?' તેણે મને સામો સવાલ કર્યો: 'હા, કેમ શું છે ?' બસ, થઇ રહ્યું. હું બોલવામાં-વાદ કરવામાં સમજતો જ નથી. મારો

ભાલો તેની છાતીમાં માર્યો. એટલે તરત જ તેની સાથે હતા તે બધા નાસી ગયા. હું એ જવાનને ઠાર કરીને સીધો પોલીસની કચેરીએ હાજર થયો. ને મારી બધી બિના જણાવી દીધી. તેમાં લખાવ્યું કે 'એક પવિત્ર બાઈની મશ્કરી મારાથી સહન ન થઈ. તેથી મેં એ જવાનને ઠાર કર્યો છે.' બસ પછી મારો કેસ ચાલ્યો, મને ફાંસી ન કરી. પણ વીસ વરસની સજા કરી. ને અહીં સાબરમતીમાં આવ્યો છું, મારી ઉમ્મર અત્યારે ચોવીસની છે. સજાનાં બે વરસ ભર્યાં છે. મારી ચાલચલગત સારી જોઈને જેલર સાહેબે મને ટોપી પટો આપીને વોર્ડર બનાવ્યો છે. આટલી મારી કથા છે."

તેજાએ પોતાની વાત પૂરી કરી ત્યારે તેના ચહેરા ઉપર યૌવનનું તેજ તો હતું. પરંતુ તેમાં ગંભીરતા ને ગ્લાનિ ભળી ગયેલાં લાગ્યાં.

થોડી વાર અમે બન્ને શાંત બેસી રહ્યા. પછી તેજાએ મને કહ્યું.

"આજનો પાઠ તો પૂરો થયો. હવે કાલે આગળ વાંચીશું. ખરું ને?"

"હા, એમ જ કરીએ." મેં જવાબ દીધો, તેજાના ચહેરા ઉપર હાસ્યની લહર છવાઈ ગઈ. તેણે નમસ્કાર કરીને મારી રજા લીધી.

એ નિયમિત સવારે મારી પાસે વાંચવા આવે. છતાં બીજા દિવસે એ ન આવ્યો. મને એની તપાસ કરવાની ઈચ્છા તો થઈ. પણ પછી થયું કે કંઈક વધારે કામમાં રોકાયો હશે.

ત્રીજા દિવસે સવારે પણ તેજો મારી પાસે ન આવ્યો. મને જરા નવાઈ લાગી. એ માંદો પડ્યો હશે? એને સંકોચ થતો હશે? એવા વિચારમાં હું મારી ખોલી પાસે ઊભો હતો, ત્યાં એક સિપાહી મારી પાસે આવ્યો ને તેણે મને કહ્યું:

"તમને જેલર સાહેબ બોલાવે છે."

હું એ સિપાહીની સાથે ઓફીસે ગયો.

જેલર મને આવતો જોઈને ઊભા થયા. ને બાજૂ પર બોલાવીને મને કહેવા લાગ્યા:

'પેલો તેજાજી રોજ તમારી પાસે ભણવા આવે છે, ખરું ને?"

'હા, પણ બે દિવસથી એ મારી પાસે નથી આવ્યો."

'એટલા માટે જ મેં તમને બોલાવ્યા છે. તે તો બહુ જ પ્રમાણિક જવાન છે. એવી તેને વિષે મારી માન્યતા છે.'

'હા, મારી પણ તેને વિષેની એવી જ છાપ છે.'

'પણ, એણે બે દિવસથી ખોરાક લેવાનું છોડી દીધું છે. ને જેલના નિયમ પ્રમાણે મારે તેને બંધ ખોલીમાં રાખવો પડ્યો છે. મને આવી સજા કરવી ગમતી નથી. પણ એ ખોરાક લેવાની ના પાડે છે. તેથી હું બીજું કરું પણ શું?"

'એણે શા માટે ખોરાક છોડ્યો છે એ પણ એ નથી કહેતો?"

"ના, પણ તે એક બાબતમાં સંમત થયો છે કે તમારી પાસે એ પોતાના ઉપવાસનું કારણ કહેવા તૈયાર છે. તમે એને મળીને તેની વાત સાંભળીને ઉપવાસ છોડી દેવા સમજાવશો?'

'હા, જરૂર મને પણ એની તબિયત વિષે બે દિવસથી ચિંતા થાય છે. હું તેને મળીને, તેની વાત સાંભળીને, ઉપવાસ છોડી દેવા સમજાવી શકીશ. એમ મને લાગે છે.'

જેલરના કહેવાથી સિપાહી મને તેજાની ખોલીએ લઈ ગયો.

ખોલીમાં બંધ થયેલો તેજો લોઢાના સળિયા પકડીને બેઠો હતો. તેને જોતાં જ મેં પૂછ્યું.

'કેમ? તેજા આ શું થયું?'

તેની ખોલીની છેક નજીક જઈને હું ઊભો રહ્યો. તેજાની આંખમાંથી આંસુ ટપકી રહેલાં મેં જોયાં. હું સ્તબ્ધ થઈને ઊભો, તેજાએ કંઈજ ઉત્તર ન દીધો. એટલે મેં ફરીથી પૂછ્યું:

'તેજા, શું થયું? એકાએક ઉપવાસ કેમ શરૂ કર્યા છે?'

'બેસો, તમને વાત કહું.' તેજાએ સ્હેજ ખોંખારો ખાઇને કહ્યું.

નજીક ઊભેલા સિપાહીને મેં ઇશારો કરીને તેની ખોલીનું તાળું ઉઘાડી નાંખવા જણાવ્યું. સિપાહીએ એ તાળું ખોલી નાંખ્યું. હું તેજાની પાસે જઇને બેઠો. ને તેના ખભા ઉપર હાથ મૂકીને કહ્યું:

'તેજા, શું બિના બની છે?'

'ભાઈ, મને થયું કે તમને બોલાવીને મારૂં દિલ હળવું કરું. એટલે મેં જેલર સાહેબને વિનંતિ કરી કે તમને મળવાની મને છૂટ આપે.'

ઉપવાસી માણસના શ્વાસમાં એક પ્રકારની દીર્ઘ વ્યથા જાગ્રત થાય છે. એ તેજાના શ્વાસમાં બોલતી વખતે વ્યક્ત થઇ રહેલી હતી.

"પણ, ઉપવાસ શા માટે શરૂ કર્યા છે?"

"ભાઇ, તમારી પાસે એ વાત કરું છું. પરમ દિવસે જેલર સાહેબે મને સ્ત્રીઓના વોર્ડમાં એક સ્ત્રીકેદીની સહી લેવા મોકલ્યો હતો. મારી સાથે સિપાહી હતો પણ એ બહારના દરવાજા પર ઊભો હતો ને હું સ્ત્રીઓના વોર્ડમાં અંદર દાખલ થયો. દરવાજો ખુલે એટલે પહેલાં એક નાની દીવાલ છે ને એ દીવાલની પાછળ પછી વોર્ડ છે. દરવાજો ઊઘડ્યો.'

તેજો બોલતાં બોલતાં દીર્ઘશ્વાસ લેવા માંડ્યો. થોડીક્ષણ પછી તેણે કહ્યું:

"દરવાજો ઊઘડ્યો, હું અંદર ગયો. ને જતાંની સાથે જ ત્યાં એક રૂપી કરીને જવાન બાઇ જનમ-ટીપવાળી વોર્ડર છે. એ મને ભેટી પડી. એણે કપડાં પણ નહોતાં પહેર્યાં. મેં તરત તેને ધક્કો માર્યો ને એ મારાથી વછૂટીને દૂર જઈ ને ભોંય પર પછડાઈ પડી. એને સખત વાગ્યું. એ મેં જોયું. પણ હું પછી સહી લીધા વગર જ પાછો બહાર નીકળી ગયો. ને સિપાહીની સાથે ઓફીસે ગયો. કહો, આ બનાવ પછી હું ઉપવાસ ન કરું તો બીજું શું કરું?"

તેના પ્રશ્નના ઉત્તરમાં હું ક્ષણભર મૂંગો રહ્યો. મનમાં થયું. 'કેટલો ઊંચા ખમીરવાળો જવાન છે!' હું નિરુત્તર રહ્યો. એટલે એણે બોલવા માંડ્યું:

'મને બે વાત મનમાં ખટકે છે. એક તો જેલર સાહેબે મારી પર વિશ્વાસ મૂકીને મને સ્ત્રીના વોર્ડમાં જવા દે છે તેનો ભંગ થયો-છે. ને બીજું મારાથી રૂપીને અજાણતાં જ ઇજા થઈ ગઈ છે. મને તો મનમાં ખૂબ મથામણ થાય છે કે મારે આમાં કરવું શું? મારો આમાં કેટલો દોષ? ને એ દોષનું નિવારણ શું?'

તેજો બહુ ભણેલો ન હતો. પણ તેના મનમાં ઊભા થયેલા પ્રશ્નો તેની સંસ્કારિતાના સૂચક હતા. મને સમજાયું કે ગામડાના અભણ માણસો જેને કહેવામાં આવે છે તેમની પાસે એક પ્રકારની સહજ બુદ્ધિ અચૂક હોય છે જ. જેના સહારાથી તેઓ ચારે તરફ અંધકાર છવાયો છે, એમ સમજે કે તરત જ ઉપવાસ રૂપી નાનકડો દીવો અંતરમાં ચેતાવીને બેસી જાય છે!

'આટલા માટે જ તેં ઉપવાસ શરૂ કર્યા છે ને?' મેં સહાનુભૂતિથી પૂછ્યું:

'હા, મને લાગ્યું કે મારે પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. તેથી મેં અન્ન છોડ્યું. બસ.'

'તો હવે તને હું કહું એ માનીશ ને?'

'હા, એટલે તો તમને મળવાની માગણી કરી છે. હવે તમે મને કહો કે મારે શું કરવું?'

'હું તને સલાહ આપું છું કે તેં ત્રણ દિવસ ઉપવાસ કર્યા છે. હવે ઉપવાસ છોડી દે. પ્રાયશ્ચિત તરીકે હાલતુરત તો આટલું બસ છે.'

'પણ મને આ વાત બહુ જ ખટકે છે. તેથી મારે શું કરવું એ સમજાતું નથી. મારે કંઈક કરવું તો જોઇએ. પણ શું કરવું એ નથી સમજાતું.'

તેજો જેલની દિવાલની પેલે પાર દેખાતા આકાશ તરફ મીટ માંડીને બેઠો. ત્યારે મારી નજર તેના હાથ પર પડી. છુંદણાથી લખેલો 'સીતા' શબ્દ મેં વાંચ્યો. પછી તેને કહ્યું:

'જો તેજા, તેં સોનલની શીખામણ ન માની પછી તારી દીવાળીની સલાહ પણ ન ગણકારી-ખરૂં ને! તેથી તારી આજે આ હાલત છે.'

'હા, વાત તો સાચી છે.' ગંભીરતાથી તેજાએ મને ઉત્તર દીધો.

'હવે તું આજે એક નિશ્ચય કરીશ?'

'કેવો?'

'કે તું છૂટીને ઘેર જાય પછી દીવાળીની સલાહની કદી અવગણના નહિ કરે. દીવાળીની સાથે કદી લડીશ નહિ. તકરાર કે ગુસ્સામાં તું કદી એને મારીશ નહિ. એનું હમેશા માન રાખીશ. એવો નિશ્ચય આજ તું કર. બસ, એટલું ઘણું છે. બાકી તો જે બની ગયું છે, તેનો વિચાર ન કરીશ. રસ્તે જતાં અજાણતાં આપણને ઠોકર વાગે તો પછી કપડાં ખંખેરીને આગળ ચાલવા માંડીએ ને ઠોકર ફરીથી ન વાગે તેનું ધ્યાન રાખીએ તો ઘણું છે. તેજા, મારી વાત સમજાય છે? ગળે ઉતરે છે? દીવાળીનું તું માન રાખી શકીશ?'

તેજાના અંતરમાં જાણે ઝબકારો થયો. ને બોલી ઊઠ્યો :

'તમારી વાત મને મંજૂર છે. જાઓ, આજે પ્રતિજ્ઞા કરું છું કે દીવાળીને હું માનથી મારી સાથે રાખીશ. પણ છૂટીશ તે દિવસની આ વાત છે ને!'

'તેજા, કોંજાને કલકી!' એમ કહીને તરત હું જેલર પાસે ગયો. ને બધી વાત કરી.

તેજાએ ખોરાક લીધો. તેને પાછો ઓફીસના કામમાં મૂક્યો. જેલર તેજાની પ્રામાણિકતા ઉપર એટલા ખુશ થયા કે તેમણે તેજાને વહેલો છોડી મૂકવાનો રીપોર્ટ કર્યો. જે કમિટિમાં પસાર થયો. તેજો છૂટીને ઘેર ગયો.

આજે પણ તેજાના પત્રો મારી ઉપર આવે છે તેમાં એ લખે છે કે તે દિવસે લીધેલી પ્રતિજ્ઞાનું પોતે બરોબર પાલન કરે છે.

એનો પત્ર વાંચીને મને થયું : 'તેજાએ રંગ રાખ્યો!'



## 'અસ્ત્રાની ધાર'

'અંગ્રેજ લેખક સોમરસેટ મોમની 'રેઝર્સ એજ'—(અસ્ત્રાની ધાર) નામની નવલકથાની ફિલ્મને હિંદુસ્તાની સહિત જગતની ત્રેવીસ ભાષાઓમાં 'ડબ' કરવાનું અથવા તો પ્રત્યેક ભાષામાં પરદા ઉપર સંવાદો લખાતા જાય તેવી ગોઠવણ કરવાનું નક્કી થયું છે.

દસ લાખ પાઉન્ડને ખરચે તૈયાર થયેલી આ ફીલ્મનાં કેટલાંક મુખ્ય દૃશ્યોમાં હિંદુસ્તાનનું વાતાવરણ છે.'

# ગ્રંથસમીક્ષા

અ. મ. રા.

## અનુવાદ ચતુષ્ટય

### ૧ બે નવલકથા

[ અનુવાદક ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ; વોરા એન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ; પ્રાપ્તિસ્થાન, એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ-૨. મૂલ્ય અઢી રૂપિયા ]

નિર્મળ, સંસાર, દૃષ્ટિપ્રકાશક અને હૃદયવિકાસક સાહિત્યના અનુરાગીઓને જગપ્રસિદ્ધ રશિયન સાહિત્યર્ષિ લીઓ ટૉલ્સ્ટૉયના સાહિત્યે દુનિયાભરમાં આકર્ષ્યા છે. ગુજરાત પણ એ આકર્ષણથી મુક્ત નથી રહ્યું. આપણા સામાજિક નવલકથાકાર સ્વ૦ ભોગીન્દ્રરાવ દીવેટિયાએ રૂપાન્તરો દ્વારા અને રા. વિશ્વનાથ ભટ્ટ, રા. સાકરલાલ દવે, રા. મગનભાઈ દેસાઈ આદિ અનુવાદકોએ અનુવાદો દ્વારા ગુજરાતને એ મહાન સાહિત્યકારનો પરિચય કરાવ્યો છે. નવજીવન પ્રકાશન મંદિરની અને પ્રસ્થાન કાર્યાલયની ટૉલ્સ્ટૉય ગ્રંથાવલિની પ્રવૃત્તિ જાણીતી છે. પણ ટૉલ્સ્ટૉયનું સાહિત્ય તો સાગર જેટલું વિશાળ રહ્યું. એને પૂરા પહોંચી વળવાની ઇચ્છા હોય તોય સગવડ એક જ અનુવાદક અને પ્રકાશક સંસ્થા પાસે હોય નહિ એમ પણ બને. એક થાકે તો બીજા અનુવાદકે અને બીજી પ્રકાશન સંસ્થાએ એ કાર્ય ઉપાડી લેવું આથી જરૂરનું બને છે. મુંબઈની વોરા કંપનીએ એ કાર્ય હાથ ધર્યાનું આ અને પછીનું પુસ્તક આપણને જણાવે છે, અને નોંધતાં ખુશાલી ઉપજે એવી વાત એ પણ છે, કે ટૉલ્સ્ટૉયને તેમ પ્રકાશકને રા. ચન્દ્રશંકર શુક્લમાં જોઈતા અધિકારી અનુવાદક મળી ગયા છે.

પુસ્તકનું નામ રખાયું છે 'બે નવલકથા' પણ તેમાંની બંને કથાઓને તેમનું કદ કે વિસ્તાર જોતાં નવલકથા નહિ પણ લાંબી વાર્તાઓ કહેવી વધુ ઉચિત છે. આગલી કથા 'જીવનવન' ટૉલ્સ્ટૉય કૃત 'ધી ડેથ ઑવ્ ઇવાન ઇલીચ'નો અને બીજી 'શેઠ અને ચાકર' ટૉલ્સ્ટૉયની 'માસ્ટર એન્ડ મેન' નામની કથાનો અનુવાદ છે. બંને કથાઓ ટૉલ્સ્ટૉયના પરિવર્તનોત્તર જીવનકાળમાં લખાયેલી હોવાથી હેતુલક્ષી બની છે. જગતની બાહ્ય દૃષ્ટિએ સુખી ને સમૃદ્ધ ગણાતું જીવન સ્વાર્થપરાયણ જ રહ્યું હોય તો એ ઠાલું ને વ્યર્થ છે એ એમને સમજાયેલું સત્ય ટૉલ્સ્ટૉયે 'જીવનવન'માં ન્યાયાધીશ ઇવાન ઇલીચની જીવનકથા દ્વારા સારી રીતે વાચકો આગળ રજૂ કર્યું છે. મહત્ત્વાકાંક્ષી ઇવાન ઉત્તરોત્તર સારા હોદ્દા, પ્રતિષ્ઠા ને સુખવૈભવ મેળવે છે, સુંદર સ્ત્રીને પરણે પ છે, છતાં તેનું આંતર જીવન તો વિષાદપૂર્ણ ને દુખિયું બનતું જાય છે. કૌટુંબિક જીવનમાં પણ તે અને તેની પત્ની પોતપોતાના વ્યક્તિગત સુખને જ વળગતાં જ હોવાથી તેનું ગૃહજીવન પણ ક્લેશમય બની જાયછે. એના એ આંતર વિષાદ સાથે જ અન્તે જીવલેણ નીવડનાર શારીરિક વ્યાધિ પણ એને લાગુ પડે છે, જેમાંથી મૃત્યુ જ આખરે તેનો છુટકારો કરે છે. વ્યાધિવેદના સાથે જ વધી પડેલી માનસિક વેદનાએ ઇવાનને આત્મનિરીક્ષણ તરફ વાળતાં ત્યાર સુધી ગાળેલું પોતાનું જીવન એને કેવું વેડફી નખાયેલું લાગે છે એ ટૉલ્સ્ટૉયે સરસ રીતે બતાવ્યું છે. મૃત્યુની પળ પહેલાં તેને એ જીવન સુધારવાની ઇચ્છા જાગતાં પોતાની જાતને ભૂલી પત્ની ને બાળકને માટે તેને પહેલી વાર હૃદયની લાગણી થાય છે. 'તેને થયું, મારે એવી રીતે વર્તવું જોઈએ જેથી એમનાં દિલ ન દુભાય.' આ શુભ વિચારના ઉદયની સાથે જ તેનું દરદ દૂર થઈ જઈ, જેના ડરથી તે અધમૂઓ થઈ ગયો હતો તે મૃત્યુની ભીષણતા ચાલી જઈ, મૃત્યુના વ્યાધિદુઃખશામક મંગલ પ્રકાશનો તે અનુભવ કરે છે. 'શેઠ અને ચાકર'માં પણ વાર્તાનાયક વાસીલીના મૃત્યુની જ વાત આવે છે, એ રીતે એને 'જીવનવન' જોડે તત્ત્વનું સામ્ય છે. શેઠ વાસીલીએ પણ મોતની ઘડી સુધી સ્વાર્થરત જીવન ગાળેલું છે, પણ નોકર નીકીટા જોડે બરફ ને પવનના ભીષણ તોફાનમાં સપડાતાં મરવાની ઘડી આવતાં તેના અંતરમાં ભલાઈનો ઝબકારો થાય છે અને તે ઓઢી જઈ મરતા પડેલા નોકર નીકીટાને પોતાના શરીરની હૂંફ ને ઉષ્મા આપી. પહેલાં પોતાને 'ખરી ચીજ' શી છે

'એની ખબર નહોતી......પણ હવે હું તો જાણું છું' ને ચોક્કસ જાણું છું. હવે મને ખબર પડી ગઈ છે, એવી નવી ઉપલબ્ધિની પ્રતીતિ સાથે 'અસાધારણ આનંદ'નો અનુભવ કરતો મૃત્યુ પામે છે, એવું તેમાં આલેખન છે. સ્વને નહિ પણ પરને અર્થે તેને ગાળવામાં જ જીવનની સસારતા અને કૃતકૃત્યતા છે એ સાધુતાભિમુખ પરિવર્તિત ટૉલ્સ્ટોયનું જીવનદર્શન જ આ બેઉ કથાઓમાં મૂર્ત થયું છે.

આમ હેતુલક્ષી છે તો કલાકૃતિ તરીકે ય આ કથાઓ કમ નથી. ઈવાનના બાહ્યાન્તર જીવનનો તથા પળપળે ધીમે ધીમે મૃત્યુ તરફ જઈ રહેલા ઈવાનનાં, મનોમંથન, વેદના, પરિવર્તન અને મૃત્યુના અનુભવનો 'જીવનવન'માં અપાયો છે તેવો સુરેખ ચિતાર તો ટૉલ્સ્ટોય જેવો કલાસ્વામી જ આપી શકે. એની પત્ની પ્રાસ્કોવિયા તથા દીકરીનાં સ્વસુખરત જીવન તથા લાગણીદંભ પણ એમાં આબાદ ઉપસાવાયાં છે 'શેઠ અને ચાકર'માં શેઠ વાસીલીનું માનસ, નોકર નીકીટાનું પશુવાત્સલ્ય, એ શેઠ ચાકરની જોડે વાર્તાનું ત્રીજું મહત્ત્વનું પાત્ર બનતા ઘોડાની ચેષ્ટાઓ, અંધારી રાતનું બરફ અને પવનનું તોફાન, એમાં રસ્તો ન જડવાથી તેમને મારવા પડતાં ફાંફાં અને વેઠવી પડતી હાલાકી, અને વાસીલીના અંતરમાં તે વેળા ચાલતા મનોવ્યાપાર—આ સર્વનું તાદૃશ અને પ્રતીતિકારક આલેખન પણ સાહિત્યરસિકોને મુગ્ધ કરે એવું છે.

## ૨ કોની બહેન?

[ મૂળ લેખક, અનુવાદક, પ્રકાશક ને સોલ ને એજન્ટ ઉપરના પુસ્તકના જ : મૂલ્ય સવા બે રૂપિયા. ]

આ પુસ્તકમાં ટૉલ્સ્ટોયની પાંચ વાર્તાઓનો અનુવાદ પીરસાયો છે. પહેલી વાર્તા 'બરફનું તોફાન' કૉકેસસમાંથી ઘેર પાછા ફરતાં બરફના સખત તોફાનમાં દિશાશૂન્ય થઈ ભૂલા પડી આખી રાત ભટકવાના ને મરણમાંથી જરાકમાં બચી જવાના પોતાના એક યાદગાર સ્વાનુભવની ટૉલ્સ્ટોયે બનાવેલી વાર્તા છે. એ ભીષણ દુઃખદ મુસાફરીનું ચિત્રાત્મક તાદૃશ વર્ણન ટૉલ્સ્ટોયનાં નિરીક્ષણ અને ચિત્રણ સામર્થ્યનું સીધું પરિણામ છે. પણ બાહ્ય જગતના ને પ્રકૃતિના નિરીક્ષક ટૉલ્સ્ટોય માનવીના અંતરની દુનિયાના પણ જબરા આલેખક છે. આ દુષ્પ્રવાસમાં સપડાયેલ વાર્તાનાયકની સ્વપ્નસૃષ્ટિને અંદર વણી લઈને તેમણે વાર્તામાં રસવૈવિધ્ય લાવવા સાથે આ બતાવી આપ્યું છે. આગલા પુસ્તકમાંની 'શેઠ અને ચાકર' એ કથામાંનું બરફનું તોફાન ને તેનું આલેખન આ વાર્તામાંના આલેખન જોડે સરખાવવા જેવું છે. બંનેનું મૂળ તો એક જ છે : ટૉલ્સ્ટોયને થએલો પેલો અનુભવ જ. બીજી વાર્તા 'ત્રણ મૃત્યુ' એક ધનિક શેઠાણી, એક ખેડૂ અને એક ઘરડું ઝાડ એ ત્રણનાં મૃત્યુનું છટાથી વર્ણન કરે છે. બીજાંની સેવાચાકરી માગ્યાં જ કરતી માંદલી શેઠાણી, કોઈની સેવાની અપેક્ષા વિના શાંતિથી મૃત્યુવશ થતો ખેડૂત અને મરીને પણ ઉપયોગી થનાર ઝાડને પોતાની વાર્તાનાં પાત્રો બનાવીને ટૉલ્સ્ટોયે આગલા પુસ્તકમાં આપણને પરિચિત થએલ પોતાની જીવનદૃષ્ટિ સૂચવી દીધી છે. મૃત્યુના પ્રસંગોનું, મૃત્યુ પામતાં માનવીઓના સૂક્ષ્મ મનોવ્યાપારો અને અંતિમ અનુભવનું આલેખન તો ટૉલ્સ્ટોયની એક વિશિષ્ટતા જ ગણાય તેમ છે. એ વિશિષ્ટતા તેની આ પ્રારંભિક કૃતિમાં પણ સારી વરતાય છે. ત્રીજી વાર્તા 'એક સાધુની જીવનકથા' તેના રહસ્યને લીધે તેમજ મનુષ્યના અંતરનાં પડેપડ ખોલી તેનું વિશદ નિરૂપણ કરવાની ટૉલ્સ્ટોયની તેમાં સારા પ્રમાણમાં દેખાતી શક્તિને લીધે સંગ્રહની ઉત્તમ વાર્તા ગણાય એવી છે. શ્રેયાર્થી સાધકને અહં ને કામક્રોધ એ રિપુઓ કેટલું વીતાડે ને નડે છે એનું એ વાર્તા આપણને સચોટ ભાન કરાવે છે. વાર્તા પ્રેમમાં મળેલી નિષ્ફળતાથી સંસાર તજી સાધુ બનેલા સર્જિયસનાં તપ, પ્રલોભનો સામે મનોમંથન ને વિજયી ટક્કર, સૂક્ષ્મ રીતે વધતો જતો અહંભાવ, હૃદયની શુષ્કતા, પતન, જાગૃતિ, મુગ્ધે સુજાતા પાસેથી મેળવ્યો તેવો તેણે સાવ સાધારણ બુદ્ધિની બાઈ પાશેંકા પાસેથી મેળવેલો બોધ અને સાધુવેશ ત્યાગ એ સર્વની વીગતે વાત કરે છે. સાધુ સંસારી બની શાંતિમય જીવન ગુજારી આસપાસના લોકોની યથાશક્તિ સેવા

કરવામાં વધુ કૃતાર્થતા માને એવું એ વાર્તામાં થએલું આલેખન, માનવી પ્રત્યેના સાચા નિઃસ્વાર્થ પ્રેમ અને તેની સેવામાં જ ખરી ઇશ્વરનિષ્ઠા, ધાર્મિકતા અને જીવનની સાર્થકતા છે એવી ટૉલ્સ્ટૉયની શ્રદ્ધાનો જ બુલંદ લલકાર ગજાવે છે. સર્જીયસના સૂક્ષ્મ મનોવ્યાપારોના પૃથક્કરણ અને નિરૂપણમાં ટૉલ્સ્ટૉયનો કલાવિજય રહેલો છે. સંગ્રહની નામદાત્રી ચોથી વાર્તા 'કોની બહેન?' ફ્રેન્ચ લેખક મોપાસાંની એક વાર્તાનું રૂપાન્તર હોઇ વાર્તાના કલાવિધાનનું ચડિયાતાપણું બતાવે છે. એ રૂપાન્તર કરવાનું ટૉલ્સ્ટૉયને કેમ મન થયું હશે તે સહેજે સમજાય તેવું છે. ઘણે વરસે દેશમાં પાછો આવતો ખલાસી સાથીઓ જોડે બંદરના એક વેશ્યાગૃહમાં જતાં પોતાની બેનને જ પસંદ કરે છે, પણ એ પોતાની બેન છે એ જાણવા મળતાં તેના પશ્ચાત્તાપ હૃદયમાં જે નવા સત્યનો ઝબકારો થાય છે—કે દરેક સ્ત્રી કોઈકની તો બેન હશે જ તે—તે મૂળ વાર્તાકારે ભલે તેને મુખેથી તેના સાથીઓને જ સંભળાવ્યું હોય, ટૉલ્સ્ટૉયે તો પોતાના પ્રત્યેક જીવતા હૃદયવાળા વાચકને, કહો કે સમગ્ર પુરુષજાતને, સંભળાવવા ધાર્યું છે. બાળવાર્તાનો સ્વાંગ સજીને આવતી પાંચમી વાર્તા 'માટીની પૂતળી' એના સીધા વાચ્યાર્થમાં ભલે બાલભોગ્ય હોય, પણ ટૉલ્સ્ટૉયે તો તેમાં 'લગ્નસુખના ભ્રમનિરાસનો ઘણું કરીને સ્વાનુભવમૂલક અને વિરલ અપવાદો બાદ કરતાં લગભગ સાર્વત્રિક કહેવાય એવો અનુભવ રૂપકયાના ઓઠા તળે સ્પષ્ટ રીતે લક્ષ્યો છે.

પાંચે વાર્તાઓ વિષય અને વક્તવ્યનું વૈવિધ્ય અને ટૉલ્સ્ટૉયની વાર્તાકળાનાં જુદાં જુદાં લક્ષણો બતાવનારી છે. અનુવાદકે પાંચેનો રસ-રહસ્યદર્શી પરિચય પોતે જ પ્રસ્તાવનામાં સારો કરાવ્યો છે. એ પ્રસ્તાવનામાં ટાંકેલા ટૉલ્સ્ટૉયના ચરિત્રકાર અને અનુવાદક એલ્મર મોડના આ શબ્દો આ વાર્તાઓનું સાચું વિવેચન છે: 'એમની વાર્તાઓ માણસના રોજેરોજના જીવન જેવી સીધી સાદી હોય છે, ને એ જીવનની પેઠે એમાં પણ ધમધમાટ નથી હોતો. એમાં લાગણીઓની જે ક્રીડા હોય છે—પાત્રોનાં હૃદય અને મનનો જે ઊંડો આવિષ્કાર હોય છે તેમાં જ એ વાર્તાઓનું સૌન્દર્ય રહેલું છે.'

## ૩ ભારતનો વારસો

[ અનુવાદક, ઉપરના જ : વોરા એન્ડ કંપની : પ્રકાશક ગોકુલદાસ રાયચુરા, વડોદરા : મૂલ્ય રૂ. ત્રણ ]

'ભારતવર્ષની પાસે આખા જગતને આપવા જેવો સંદેશો છેઃ આત્મજ્ઞાનના તેના ભંડારમાં રાષ્ટ્રોનો રોગ મટાડવાની શક્તિ રહેલી છે.' આવી પ્રતીતિવાળા અને ભારતના એ વારસાને જગત આગળ એ સમજે એવી આજની ભાષામાં છટાથી રજૂ કરનાર સર સર્વપલ્લી રાધાકૃષ્ણન હવે તત્ત્વજ્ઞાનના પ્રોફેસર જ નથી રહ્યા. એ મટીને, ખરી રીતે એ રહીને, આજની દુનિયાના સળગતા પ્રશ્નો પર પોતાના સાફ વેધક ચિન્તનનો પ્રકાશ પાથરતા એવા વિચારક ને સંસ્કારવિતરક વક્તા બન્યા છે, જેમના બોલ કાને ધર્યા વિના ચાલે નહિ. જુદે જુદે સ્થળે એમણે આપેલાં વ્યાખ્યાનોનો એક સંગ્રહ 'યુવાનોની સંસ્કારસાધના' એ નામે તૈયાર કર્યા પછી રા. ચંદ્રશંકર શુક્લ 'Education politics and War' એ નામના રાધાકૃષ્ણનના અંગ્રેજી વ્યાખ્યાનસંગ્રહનો આ અનુવાદ 'ભારતનો વારસો' એ નામ તેને આપી ગુજરાત પાસે મૂકે છે.

પુસ્તકમાં રાધાકૃષ્ણનનાં બે જાહેર નિવેદનો અને સત્તર વ્યાખ્યાનો મળી કુલ ઓગણીસ લેખો છે. એના વિષય પુસ્તકનું અંગ્રેજી અભિધાન બતાવે છે તેમ કેળવણી, રાજકારણ અને યુદ્ધ છે. સંસ્કૃતિસંહારક યુદ્ધોથી ત્રસ્ત દુનિયા સંઘર્ષને નહિ પણ શાન્તિ તથા સહકારને, અને દ્વેષને નહિ પણ પ્રેમને ઉપાસતી થઈ માનવજાતિનું એક કુટુંબ કે માળો બને તો જ તેનું કલ્યાણ છે. એ ભાવનાની સિદ્ધિ અર્થે સાચું લોકશાસન અનિવાર્ય છે. મનુષ્યના વ્યક્તિત્વનું ગૌરવ અને એના આત્માની સ્વતંત્રતા એ લોકશાસનની પહેલી શરત છે. એવા લોકશાસનની સિદ્ધિ અર્થે તેમજ તેની દ્વારા કરવાના સમાજપરિવર્તનને માટે કેળવણી જ મુખ્ય સાધન છે. કેળવણીનું સાધ્ય રહેવું જોઇએ આત્મદર્શન, આત્મજ્ઞાન, આત્માના પૂર્ણતમ વિકાસનું

સ્વાતંત્ર્ય. અધ્યાપકોએ સંપૂર્ણ મનુષ્યોના ઘડવૈયા બનવું જોઈએ. આવી આત્મસિદ્ધિ અને જીવનમાત્રની વિશાળ પ્રેમભર્યા આત્મૌપમ્યથી સેવા એ ભારતીય ધર્મ, સંસ્કૃતિ ને તત્ત્વજ્ઞાનના પાયામાં છે. એ જ ભારતનું વૈશ્ય ભર્ગ છે, ભારતનો વારસો છે. એ જ ભારતનો આજના પીડાતા જગતને આશ્વાસક સંદેશો છે. એ જ વર્તમાન વિશ્વના મહારોગનો રામબાણ ઇલાજ છે. આ બધું રાધાકૃષ્ણને પોતાની તેજસ્વી ઋષિ-વાણીમાં અહીં સરસ રીતે સમજાવ્યું છે. ધર્મ જિજ્ઞાસુઓને, કેળવણીકારોને, રાજદ્વારી પુરુષોને-સૌને આજની ઘડીએ પ્રાપ્ત થતા તેમના ધર્મનું સમજભર્યું અને કલ્યાણકામી દૃષ્ટિવન્તું માર્ગદર્શન રાધાકૃષ્ણન અહીં કરાવે છે. કેળવણીનો ઉદ્દેશ શો, હિંદુ મુસલમાન એકતા કેમ સિદ્ધ કરાય, ધર્મ અને સમાજસેવાને શો-કેટલો-સંબંધ, એ અને એવા મહત્ત્વના પ્રશ્નોની દૃષ્ટિવિકાસ કરે એવી ચર્ચા પુસ્તકમાં થએલી છે. પુસ્તક, આમ હોવાથી, સૌ સંસ્કારપ્રેમીઓના આદરભર્યા વાચનમનનનું અધિકારી છે.

## ૪ સ્વરાજ શિક્ષણ

[ અનુવાદક ઉપરના જ: પ્રકાશક હમારા હિન્દોસ્તાં પ્રકાશન, મુંબઈ : મૂલ્ય, એક રૂપિયો. ]

શ્રીમતી સોફિયા વાડિયાએ ૧૯૩૭ના સપ્ટેંબરમાં મહૈસૂર વિશ્વવિદ્યાલયના નિમંત્રણથી બેંગ્લોરમાં વિદ્યાવિસ્તાર માળાનાં ત્રણ વ્યાખ્યાનો 'Preparation for Citizenship' નામથી આપેલાં તેના નાના અંગ્રેજી પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. કાકા કાલેલકરે એના પ્રવેશકમાં વાજબી રીતે જ કહ્યું છે તેમ 'આ ચોપડીમાં નાગરિકતા અથવા પ્રજાધર્મની તૈયારીનું આખું શાસ્ત્ર ચર્ચેલું નથી ... પણ આજના નાગરિક શાસ્ત્રમાં જે મુખ્ય ખામી છે તે તરફ ધ્યાન દોરી, એ શાસ્ત્રને અધ્યાત્મને માર્ગે વાળવાનો......શ્રીમતી સોફિયા વાડિયાએ પ્રયત્ન કર્યો છે.' લોકશાસનને વ્યાખ્યાત્રીએ એક આધ્યાત્મિક સિદ્ધાન્ત તરીકે વર્ણવી 'રાજ્યની હસ્તી નાગરિકને માટે, તેની સુધારણા ને તેના વિકાસને માટે હોવી જોઇએ. રાજ્ય એ માનવ આત્માના વિકાસ માટે બનાવેલું ક્રીડાંગણ છે' એમ કહ્યું છે. એવા લોકશાસન માટે રાજ્યની ને નાગરિકની દૃષ્ટિએ કેળવણીના પ્રશ્નને તેમણે સારી રીતે ચર્ચ્યો છે, જેમાં આત્મશિક્ષણ ને આત્મનિયમન પર ભાર મૂકયો છે. શુદ્ધ અને સંસ્કારી ગૃહસંસારની આવશ્યકતા પણ તેમણે ખાસ બતાવી છે. રાજ્ય અને પ્રજાજનનો પરસ્પરાશ્રય અને પરસ્પર પ્રત્યેનો ધર્મ ભારતની લાક્ષણિક ધર્મ અને અધ્યાત્મની તાત્ત્વિક ભૂમિકા પર એને લક્ષ જઈ વિદુષી લેખિકાએ જે સરળ સ્વચ્છ ભાષામાં સમજાવ્યો છે તેનો લાભ લેવા આ પુસ્તિકા ખૂબ વંચાય એવી ભલામણ એનો વાંચનાર બીજાને જરૂર કરશે.

'શ્રી ચંદ્રશંકર શુકલે જ આ નાનકડી ચોપડી અંગ્રેજી પરથી ગુજરાતીમાં ઉતારી છે એમ કહ્યું એટલે અનુવાદ વિષે વધારે કહેવાપણું રહેતું નથી' કાકાસાહેબના આ શબ્દો શ્રીમતી સોફિયા વાડિયાના જ નહિ, ટોલ્સ્ટોય અને રાધાકૃષ્ણનના પણ અનુવાદક રા. ચંદ્રશંકર શુકલને માટે મિતાક્ષરી પ્રમાણપત્ર સમાન છે. એમનું અનુવાદકૌશલ હવે આપણને અજાણ્યું નથી, એટલે એને વિશે બોલવાની બહુ જરૂર રહી નથી.



## પગરખાં : દેશી ને પરદેશી

'હિંદુસ્તાનમાં હવે દર વર્ષે દેશી ઢબનાં પગરખાંની સાત-સાડાસાત કરોડ જોડ અને પરદેશી ઢબનાં પગરખાંની ત્રણ-ચાર કરોડ જોડ તૈયાર થાય છે.'


ડોકટરો વાપરવા ભલામણ કરે છે
પ્રવીણ ગ્રાઇપ સીરપ
બાળકને તંદુરસ્ત રાખે છે
દરેક દવાવાળા પાસેથી મળશે
પ્રવીણ લેબોરેટરી




Kalapi
SOOTHING &
REFRESHING
Kalapi
BORATED
TALCUM POWDER
KALAPI INDUSTRIES, BOMBAY


SMART
ALL DAY
To beautify the hair and keep it in place all day, use . . .
Kalapi HAIRGRIP BRILLIANTINE
KALAPI INDUSTRIES, BOMBAY

બચ્ચાંને દાંત આવવા, પેટનું ફુલવું,
વાવડી, ખાંસી, શરદી, લીલા ઝાડા,
ઊલટી, જીર્ણજ્વર હાંફણ વિ. માટે
ઉત્તમ ટૉનીક. બધે વેચાય છે....
બાટલીની કીં. રૂા. ૧-૪-૦




આટલીના કીં. રૂા. ૨-૦-૦
હરબલ હીલીંગ કંપની
મુંબઈ-૭.



નબળાં છોકરાંઓ
**ડોંગરેનું બાલામૃત**
પીવાથી
તાકાતવાળાં થાય છે.

લીલું એટલું બ્રાહ્મી તેલ નહીં સમજતા




સી. સી. મહાજનની કું.
મુંબઈ—૨

# ચહા

અમારી
**વસંત**
માર્કાની હાઈજીન ચહા
હોટલો માટે ખાસ પ્રખ્યાત છે.
નીચેના માર્કાના પેકેટો વાપરો
- નજમા લાલ લેબલ
- વિનોદ સફેદ લેબલ
- વિનોદિની પીળું લેબલ

**ધી પોપ્યુલર ટી કંપની**
નવી બારદાન ગલી, મુંબઈ નં. 3

## ગુજરાતના પાટનગરમાં મધ્યમ વર્ગના વસવાટ માટે આશરે ૨૦૦૦ પ્લોટની ઘડાયલી ભવ્ય યોજના

# મોદી નગર

ઔદ્યોગિક મહત્તાને લીધે હવે તો દુનિયાને મોઢે ચઢેલું ગુજરાતનું પાટનગર અમદાવાદ શહેર પલટાતા સમયની સાથે ખૂબ ઝડપભેર પ્રગતિ સાધી રહ્યું છે. અમદાવાદના ફેફસામાં નવો પ્રાણ ધબકી રહ્યો છે. નવી યોજનાઓ, નવા હુન્નરો, નવા ઉદ્યોગો, નવરચના અને નવા મનોરથો અમદાવાદના હૈયે ધબકી રહ્યાં છે. અમદાવાદની ઔદ્યોગિક પ્રગતિની કૂચ ફુલતીફાલતી આગળ વધી રહી છે. આથી વધી ગએલી વસ્તીને શહેર અને પરાનાં મકાનો ઓછાં પડ્યાં છે. તેથી પુરતા અને અનુકૂળ વસવાટના અભાવે શહેરમાં ફેલાયેલી વસ્તી શહેરના સીમાડાઓ ઓળંગીને ક્યાં ય આગળ વિસ્તારથી પથરાઈ ગઈ છે. આ સંજોગોમાં વિરાટ શહેર બનતા જતા આ પાટનગરમાં તમારા વસવાટનું સ્થાન તમારે નક્કી કરી લેવું જોઈએ. અગમચેતી નથી વાપરી એ લોકો આજે પસ્તાયા છે, અને શહેર તો પૂર ઝડપે એની સીમાઓ વધારતું આગળ વધી રહ્યું છે. એથી માત્ર રૂા. ૨૫૦ જેવી નજીવી કીંમતમાં ૧૦૦ વારનો ઈનામી જમીનનો પ્લોટ જેની વિશિષ્ટતાઓ આ જાહેરાતમાં આપી છે અને જ્યાં રેલ્વે સ્ટેશન, ઈલે. લાઈટ, તાર, ટેલીફોન, ટ્રેન અને બસ સર્વીસ વગેરેની સગવડ ખૂબજ નજીક આવેલી છે એવા મોદી નગરમાં તમારો પ્લોટ સત્વર નક્કી કરી લ્યો. તમારી આવક અને અત્યારના વસવાટના સંજોગોની સરખામણીમાં આ પ્લોટની કીંમત સસ્તી છે તે ખાસ વિચારી જોજો.

ઈચ્છેઈચ્છમાં બાંધકામ થઈ શકે તેવી સંપૂર્ણ જાત ઈનામી જમીન

| | |
|---|---|
| ૧૦૦ વારનો પ્લોટ | કીંમત માત્ર રૂા. ૨૫૧/- |

❊

**રાજેન્દ્ર સી. મોદી**
મેનેજીંગ ડિરેક્ટર
મોદી પટેલ એન્ડ કાં.
રાજમહેલ કાલુપુર બ્રિજ
અમદાવાદ.

નરોડાથી તદન નજીક જાહેર રાજમાર્ગ ઉપર આ પ્લોટ આવેલ છે

ઈચ્છેઈચ્છમાં સંપૂર્ણ બાંધકામ થઈ શકે તેવી જાત ઈનામી જમીન છે

મીલોના ધૂમાડાથી નિરાળુ આ સ્વચ્છ હવા પાણી ધરાવે છે.

ભરચક હિંદુ વસ્તીના ગામોની મધ્યમાં આ મોદી નગર આવેલ છે.

આશરે ૨૦૦૦ પ્લોટની વ્યવસ્થા કરવામાં આવી છે.

વ્યાયામશાળા, દવાખાના, નિશાળો, બગીચા, કૂવા, બોરીંગ મંદિર, લાયબ્રેરી. જાહેર રસ્તાઓ વગેરે માટે મોદી નગરમાં અનામત જગા રાખવામાં આવી છે.

રેલ્વે સ્ટેશન, ઈલેક્ટ્રીક લાઈટ ટેલીફોન, પોસ્ટ, તાર, ટપાલ, ટ્રેન અને બસ સર્વીસની નજીક મોદી નગર આવેલું છે.

બસ વ્યવહાર અત્યારે પણ રાબેતા મુજબ **મોદી નગરથી ચાલુ છે** મોદી નગરમાં ૨૦ તથા ૨૫ ફુટના રસ્તાઓ પાડવામાં આવ્યા છે.

લે આઉટ તથા પ્લાન જોવા માટે પુસ્તકો રાખવામાં આવ્યા છે. કિંમત. ૧૦૦ વારના. પ્લોટના. માત્ર રૂા. ૨૫૧ રાખવામાં આવી છે.

હજી સુધી આવી આરોગ્યદાયક હવાપાણી અને સગવડો ધરાવતી યોજના બહાર પડી નથી.

જગદંબાના મંદિરનું બાંધકામ ટૂંક વખતમાં શરૂ કરવામાં આવશે.

## નાટ્ય ગ્રંથાવલિ

**વર્ષ ૧ લું વાર્ષિક લવાજમ છ રૂપિયા**

ગૂજરાતના પ્રકાશકોની ફરિયાદ છે કે નાટકો વાંચે છે ઘણા, ભજવે છે ઘણા પણ એ વેચાતા નથી. અમને છે કે એ ફરિયાદ આ ગ્રંથાવલિ શરૂ થતાં કદાચ દૂર થશે. ઓછી કિંમતે સારામાં સારા નાટકના સંગ્રહો દેવાનો મનોરથ છે. અમારો પ્રયત્ન સફળ થશે તો ઉમંગથી આ યોજનામાં આગળ વધીશું.

**[૧] સાપના ભારા : ઉમાશંકર જોષી બે રૂપિયા**

એમાં ઊર્મિ કવિની છે. કારીગરી કસબીની છે. દૃષ્ટિ એક સહાનુકમ્પાથી વિકલ બનેલા લોકપાળકની છે. —મેઘાણી

**[૨] અંધારાના સીમાડા :**

**અનુ: મૂળશંકર મો. ભટ્ટ દોઢ રૂપિયો**

મહાત્મા ટોલ્સ્ટોયનું આ મર્મવેધી પુસ્તક છે. ભજવી શકાય તેવું આ નાટક છે.

**[૩] વહેમનાં વમળમાં :**

**ગૌરીશંકર ચાતુર્વેદી સવા રૂપિયો**

ગામડાં અનેક રીતે ફસાએલા છે. ભૂવા-ડાકલા એ પણ ક્ષય રોગની જેમ ગામડાના જીવનમાં ઊંડે ઊતરી ગયા છે. લોકજાગૃતિ માટે ભજવી શકાય તેવું આ નાટક છે.

**[૪] શિખરિણી : ચંદ્રવદન મહેતા દોઢ રૂપિયો**

આ લેખકે નાટકો ઘણાં લખ્યાં છે પણ આ પુસ્તક એમના અનુભવને અંતે એક નવી અસર કરશે.

* ઉપરના ચારે પુસ્તકો જાણીતા લેખકોનાં છે. તેનું વાંચન તો પ્રેરક છે પણ એ જો ભજવાશે તો અનેકના દીલમાં મંગલ ભાવના મૂકી જશે.

## વિશ્વ સાહિત્ય માળા

**વર્ષ બીજું : વાર્ષિક લવાજમ ૮ રૂપિયા**

આ માળામાં વિશ્વભરના ઉત્તમોત્તમ વાર્તા-નવલકથાના ગ્રંથોનાં ભાષાંતરો અને રૂપાંતરો આપવામાં આવશે.

**[૧] શશી જતાં: જહોન સ્ટેઇનબેક બે રૂપિયા**

આ મહાયુધ્ધે માનવીની માનવતા, અને સંસ્કાર ને એની સૌરભ એ બધાને બાળીને જાણે ખાખ કરી નાખ્યું હોય તેમ પરાજીત દેશોનાં ઊંડાં વહેણોને ઝીલતો આ કથાનો વાર્તાપ્રવાહ ચાલ્યો જાય છે.

**[૨] લોહાના ચણા : ઇવાનટ ર્જેનેવ સાડા ચાર રૂપિયા**

રશિયન સાહિત્ય સાથે સંપર્ક ધરાવનારાઓમાં ટોલસ્ટોયના સમકાલિન અને એના જેવા જ સમર્થ લેખક ઇવાન ટર્જેનેવના નામથી ભાગ્યે જ કોઈ અજાણ્યુ હશે. એમની સર્વોત્કૃષ્ટ કૃતિ 'વર્જિન સોઇલ' નું આ સંક્ષિપ્ત ભાષાંતર છે. હિંદની આજની સ્થિતિનું ક્રાન્તિ પહેલાંના રશિયન સમાજ સાથે કેટલું બધું સામ્ય છે તેનો અચ્છોખ્યાલ આ નવલકથા આપી જાય છે.

**[૩] પહેલી પત્ની અને બીજી વાતો: પર્લ બક અઢી રૂપિયા**

ગુડ અર્થ, સન્સ, હાઉસ ડીવાઇડેડ, પેટ્રીઅટ વગેરે સંખ્યાબંધ ઉચ્ચકોટિની નવલકથાઓ લખનાર સુપ્રસિદ્ધ અમેરિકન લેખિકા પર્લ બકે જે થોડી ટૂંકી વાર્તાઓ લખી છે તેમાંથી પસંદ કરીને થોડી વાર્તાઓ આ સંગ્રહમાં આપવામાં આવી છે. જેમ નવલકથાઓમાં તેમજ આ નવલિકાઓમાં એની લેખિની સોળે કળાએ પ્રકાશી ઊઠી છે. આ વાર્તાઓ તેમને જગતભરના ટૂંકી વાર્તાઓના પ્રથમ પંક્તિના લેખકોની હરોળમાં બેસાડે છે. ચીની જીવનનું આટલું તાદશ, સ્પષ્ટ અને સુરેખ ચિત્ર અંકિત કરવામાં બહુ જ ઓછા લેખકોને આટલી સફળતા વરી છે.



નવલકથાઓ

૧ કાયાકલ્પ ભા. ૧-૨ પ્રેમચંદજી ૪-૦-૦
૧ કાયાકલ્પ ભા. ૩ „ ૩-૦-૦
૩ ક્રાન્તિ સાને ગુરૂજી ૪-૦-૦
૪ મન્વંતર તારાશંકર બંદોપાધ્યાય ૪-૮-૦
૫ પાદરનાં તીરથ જયંતિ દલાલ ૨-૮-૦
૬ ધરતીનો અવતાર ઇશ્વર પેટલીકર ૨-૮-૦
૭ હૈયાની વાટ ચુનીલાલ વ શાહ ૪-૦-૦
૮ રૂપમતી „ „ „ ૪-૦-૦
૯ રાજહત્યા „ „ „ ૪-૦-૦
૧૦ તુલસીક્યારો ઝવેરચંદ મેઘાણી ૪-૦-૦
૧૧ બીડેલાં દ્વાર „ „ ૩-૦-૦
૧૨ કદમ કદમ બઢાયેજા નિ. વર્મા
જ. પરમાર ૩-૮-૦
૧૩ આવતીકાલ રા. ના. પાઠક ૩-૦-૦
૧૪ લા. મિઝરાબ્લ ભા.૧ વિક્ટર(હ્યુગો) ૩ ૧૨-૦
૧૫ „ ભા.૨ „ ૩-૧૨-૦
૧૬ બંદીઘર દર્શક ૩-૦-૦

નવલિકાઓ

૧ વિલોપન ઝવેરચંદ મેઘાણી ૩-૦-૦
૨ મેઘાણીની નવલિકાઓ ભા. ૧ „ ૩-૦-૦
૩ „ „ „ ભા. ૨ „ ૩-૮-૦
૪ તેજછાયા જ્યોત્સ્ના ખંડેરીઆ ૨-૮-૦
૫ પ્રથમ પત્ની પર્લ બક ૨-૮-૦

જીવનચરિત્રો

૧ મેં પાંખો ફફડાવી તનસુખ ભટ્ટ ૨-૦-૦
૨ સાહસિક સોદાગરો ડુંગરશી સંપટ ૨-૧૨-૦
૩ નાનસેન મૂળશંકર ભટ્ટ ૧-૪-૦
૪ ગાંધી બાપુ ભા ૧-૨ રા. ના. પાઠક ૯-૦-૦

ઇતિહાસ-રાજકારણ

૧ આપણો સાગર સૈનિક
મહેન્દ્ર મેઘાણી ૩-૦-૦
૨ આપણું બાંધવરાષ્ટ્ર ચીન
જી. ચાંપાનેરીઆ ૩-૦-૦
૩ ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧-૨
પં. સુંદરલાલજી ૧૮-૯-૦

સહદર્શન

૧ વિશ્વદર્શન (૧૯૪૬-૪૭)
છો. કામદાર ૧૦-૮-૦

કાવ્ય

૧ આતિથ્ય ઉમાશંકર જોષી ૩-૦-૦

પ્રાપ્તિસ્થાન

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

સીમરાજ બીલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ, : મુંબઇ-૨.



# અને નવરચના



જાનેવારી ૧૯૪૭ : અંક દસમો

## આ અંકની સામગ્રી

કાગ ટોડા : દ્વિરેફ, કાળચક્ર : ઝવેરચંદ મેઘાણી, વસંત-રજબ સ્મારક ગ્રંથ : ઝવેરચંદ મેઘાણી, અજિત ગઢીનો અજિત સ્વામી : ધૂમકેતુ; અંકલ ટોમ્સ કેબિન : કાકા કાલેલકર, કઈ કેળવણીના પરિણામે : રવિશંકર મહારાજ, વટ : ઈશ્વર પેટલીકર, બે નવાં પુસ્તકો : રામચંદ્ર શુક્લ, બે પત્રો : રવીન્દ્રનાથ ટાગોર, વલ્લભવિદ્યાનગરની યોજના : નિરીક્ષક, માર્ગે મળેલાં : ડા. ભા. નાયક.

સંપાદક : ઈશ્વરલાલ મોહનલાલ દવે

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણેકચંદ રૂપાણી; ૬૬ શ્રીમાળી સોસાઈટી : અમદાવાદ.
મુદ્રક : હરિલાલ મગનલાલ ભટ્ટ : ભારતી મુદ્રણાલય : હરણવાળી પોળ : ચાર રસ્તા; ખાડિયા; અમદાવાદ
વિજ્ઞાપનાવ્યવસ્થાપક : સાયન્ટિફિક પબ્લિસિટી કાં. મોહન રોલીંગ સામે, અમદાવાદ; મહેતાબિલ્ડિંગ, મેડોઝસ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણેકચંદ રવાણી, ૧૯ શ્રીમાળી સોસાઈટી : અમદાવાદ.
મુદ્રક : હરિલાલ મગનલાલ ભટ્ટ · ભારતી મુદ્રણાલય : હાજાવાળી પોળ : ચાર રસ્તા; ખાડિયા; અમદાવાદ
વિજ્ઞાપનવ્યવસ્થાપક : સાયન્ટિફિક પબ્લિસિટી કું. મોરલ ટોકીઝ સામે, અમદાવાદ; મહેતાબિલ્ડિંગ, મેડોઝસ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૬ : 'નવરચના' વર્ષ ૧૧ : અંક ૧૦

જાનેવારી : ૧૯૪૭


અ નુ ક્ર મ


| | | | |
|---|---|---|---|
| ૧ | કઈ કેળવણીના પરિણામે | રવિશંકર મહારાજ | ૭ |
| ૨ | વહેતાં પાણી | માસિક નોંધ | ૯ |
| ૩ | કાળચક્ર | ઝવેરચંદ મેઘાણી | ૨૦ |
| ૪ | રજબ-વસંત સ્મારક ગ્રંથ | ઝવેરચંદ મેઘાણી | ૨૯ |
| ૫ | કાગડોળા | દ્વિરેફ | ૩૩ |
| ૬ | અંકલ ટોમ્સ કેબિન | કાકા કાલેલકર | ૩૭ |
| ૭ | માર્ગે મળેલાં | હા. ભા. નાયક | ૩૯ |
| ૮ | અજિત ગઢીનો અજિત સ્વામી | ધૂમકેતુ | ૪૩ |
| ૯ | બે નવાં પુસ્તકો | રામચંદ્ર શુક્લ | ૪૮ |
| ૧૦ | વટ | ઇશ્વર પેટલીકર | ૫૩ |
| ૧૨ | વિજ્ઞાનદર્શન | બંસી ગાંધી, જયંતિલાલ દે. ઓઝા, નરસિંહ મૂ. શાહ | ૫૮ |
| ૧૨ | હરમાન હેસ | કૃષ્ણવદન જેટલી | ૬૧ |
| ૧૩ | વલ્લભનગરની યોજના | નિરીક્ષક | ૬૫ |
| ૧૪ | બે પત્રો | રવીન્દ્રનાથ ટાગોર<br>અનુ : રમણિક મેઘાણી | ૭૨ |



વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૭–૦–૦ : પરદેશમાં રૂ. ૧૦–૦–૦

છૂટક નકલ બાર આના

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ભીમરાજ બીલ્ડિંગ, બીજે માળે, નવી હનુમાન ગલીના નાકે, કાલબાદેવી રસ્તો, મુંબઈ ૨.

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ




# કઇ કેળવણીના પરિણામે ?

એક દિવસ હું આણંદ જતો હતો. વચ્ચે પેટલાદ સ્ટેશન આવ્યું. ત્યાં બધાં ગાડી-માંથી ઊતરીને આણંદ જવાની ગાડીના પ્લેટફોર્મ પર ગયાં. એ નાના સ્ટેશન ઉપર ભજીયાંની સાઇકલ લારીવાળો ફરતો હતો. અને એના ખાસ અવાજથી ભજીયાં-સેવની જાહેરાત કરતો હતો.

મારા ડબ્બામાં ભાદરણથી પેટલાદ આવેલી ગાડીનાં ભાઇ બહેન બેઠેલાં હતાં, તેમાંના એક બહેને ત્રણ આના આપીને પાશેર ભજીયાં લીધાં. અને કેડમાં લીધેલા નાના છોકરાને ખાવા માટે તેમાંથી ભજીયું આપ્યું. આ વખતે તેનો ભાઈ તેની પાસે ઊભો હતો. તે ઠીક ઠીક ભણેલો હશે. એમ તેના પોશાક અને રીતભાત પરથી લાગતું હતું.

પેલા બાળકે ભજીયું મોંમાં તો મૂક્યું. પણ તીખું લાગવાથી થૂ થૂ કરી, થૂંકી નાખ્યું. હું ઊભો ઊભો વિચાર કરતો હતો કે આ મા કેવી ? પોતાના બાળકને શું ખવરાવવું અને શું ન ખવરાવવું તેનું ય ભાન નથી. અને તેના સગા ભાઇ જેવો જણાતો એક ભાઇ ભણેલો જણાય છે. તે પણ કંઈ કહેતો નથી.

મેં તે બહેનને પૂછ્યું. 'બહેન, ક્યાં જવું છે ?'

જવાબ મળ્યો: 'બોરસદ'.

મને મનમાં પ્રશ્ન થયો કે બોરસદ જવું હોય તો પેટલાદ થઇને શું કામ જવું પડે ?

મેં ફરીથી પૂછ્યું : "બહેન, ક્યાંથી આવો છો છો ?"

જવાબમાં "........ગામથી."

"ત્યાંથી તો બોરસદ અઢી ગાઉ છેટું છે. જો ઘેરથી ચાલી નીકળ્યાં હોત, તો ક્યારનાં ય બોરસદ પહોંચી ગયા હોત." મારાથી કહ્યા વિના રહેવાયું નહિ.

"ચોમાસામાં મોટર બંધ થઈ છે. અને ગાડું-દમણિયું પણ ન ચાલે. અને આ છોકરું લઇને ચાલવાનું શી રીતે ફાવે ?' એ બાઈએ ઉત્તર વાળ્યો.

મેં પૂછ્યું : "આ સાથે ઊભા છે. તે તમારા સગા લાગે છે."

બાઈએ કહ્યું : "હા, એ મારા ભાઈ છે."

મેં કહ્યું : "આ તમે બંને જુવાન છો, સાથે બીજું કંઈ વજન નથી. અને કલાક પહેલાં ઘેરથી નીકળ્યાં. એટલામાં આ ભજીયાં લીધાં. તે વળી આ નાના ધાવતાં છોકરાને આપો છો. તમે જાણો છો કે એ ભજીયાં કેવાં હોય છે, એમાં તેલ કેટલું ખરાબ હશે, લોટ કેવો સડેલો હશે; અને એનો બનાવનાર કેવો હશે—એનો વિચાર કર્યો ? આવો ખોરાક ખાય, તો સાજો માણસે ય માંદો પડે, અને તમે તો આ નાના છોકરાને આપો છો."

"એ રડે ત્યારે શું કરીએ ?" બાઈ બોલી.

મેં કહ્યું, "ઘેરથી નીકળતી વખતે કેમ વિચાર નહીં કર્યો કે છોકરું રડશે ત્યારે શું કરીશ ? જો ખાવાનું આપવું હતું તો ઘેરથી બનાવીને કંઈ લાવવું હતું ને ? પણ આવો ગંદો ખોરાક અપાય ખરો ?"

બહેન કહે, "ઘેરથી લાવીએ છીએ તે મુવો ખાતો નથી."

મેં કહ્યું : "એવી મા કેવી, કે જેના હાથનું તેનો જ છોકરો ન ખાય ?"

એટલામાં ખંભાતથી ગાડી આવી. બધાં તેમાં બેઠાં. એ બહેન બેઠી, તે ખાનામાં હું પણ બેઠો.

ગાડી ઊપડવાની સીટી વાગી છોકરે અચાનક પાણી માગ્યું.

બહેન કહે, "બળ્યું, આ તો ગાડી ઊપડી અને છોકરાને પાણી પાવાનું રહી ગયું."

મેં કહ્યું : "હજી વાર છે. (પેલા ભાઈને ઉદ્દેશીને) આ સામો નળ છે. જાઓ અને લોટામાં પાણી ભરી લાવો."

બહેન : "લોટો લેવાનું ભૂલી ગયાં."

"બંને જણ ભૂલી ગયાં", મેં પૂછયું.

"ઘેરથી નીકળતી વખતે મને યાદ આવ્યું હતું. પણ ટ્રેન ઉપડી જશે એવું લાગવાથી મારા ભાઈએ કહ્યું. કે લોટા વગર ચાલશે. પેટલાદ સ્ટેશને નળ છે, અને હમણાં પહોંચીશું. બહેને સાચી વાત કહી દીધી.

"પણ છોકરો લોટે જાય તો શું કરો ?" મેં ફરી પૂછયું.

"આ તો ખરા છે. પૂછપૂછ કરે છે. આટલી બધી ખબર અમને ન પડી." ભાઈના અવાજમાં કંટાળો હતો.

મે કહ્યુ, "તમે બોરસદ શી રીતે જશો ? અગાસથી મોટર જતી નથી." જુવાનભાઈ કહે, "મોટર ચાલુ છે. હજુ થોડા દિવસ પર હું ગયો હતો ને !"

મેં કહ્યું, "મારા મિત્ર કહેતા હતા, કે પરમીટની તકરારને કારણે તે ત્રણ દિવસથી બંધ છે."

બહેને કહ્યું : "ત્યારે ભાઈ, આપણે આણંદ થઈને બોરસદ જઈએ."

એટલામાં અગાસ સ્ટેશન આવ્યું. અને સામે ઘોડા ગાડી ઊભેલી જોઈ બંને ઊતરી પડયાં સાથે બેઠેલા મિત્રે કહ્યું કે આ ઘોડાગાડીવાળા જણદીઠ બબ્બે રૂપિયા બોરસદ જવાના લે છે."

મારા મનમાં અનેક વિચાર આવવા લાગ્યા આ જુવાનિયાઓને પૈસાની શી પડી છે ? ત્રણ દુ છ ગાઉ ચાલીને ઘેરથી બોરસદ જઈ આવ્યા હોત, તો એક પૈસાનો ય ખર્ચ ન થાત, ચાલવાની કસરતથી શરીર મજબૂત થાત, અને વેળાસર ઘેર પહોંચી જાત. એટલું ચાલવાનું છોડીને ગાડીમાં આવ્યા ! હવે અગાસથી બબ્બે રૂપિયા ઘોડાગાડીનો ખર્ચ કરશે, રસ્તામાં નકામો નુકસાનકારક ખોરાક લઈ શરીર બગાડશે, અને પૈસા ખર્ચશે ! આમ દશ રૂપિયાનું પાણી કરશે અને તે પૈસા મેળવવા અનેક ઊંધા-ચત્તા ધંધા કરશે.

આમ તંદુરસ્તી ખોશે, તબિયત બગાડશે, આળસુ બનશે અને આ બધા માટે ઊંધાચત્તા ધંધા કરી માણસાઈ ખોશે. આ બધું કંઈ કેળવણીનું પરિણામ હશે ?

શ્રી. રવિશંકર મહારાજ

# વહેતાં પાણી



### આપ–લે એકપક્ષી ન હોવી જોઈએ

પરપ્રાંતોના વિદ્વદ્મણિઓને ગુજરાતને આંગણે નોતરી તેમનાં વ્યાખ્યાનો યોજાય છે. અમદાવાદની ગુજરાત વિદ્યા–સભાએ આ પ્રશસ્ય પ્રવૃત્તિને વેગ આપી આંતરપ્રાંતીય સંપર્કને પ્રતિદિન વેગ આપી રહી છે. અત્યારે એના તેડાવ્યા નવી દિલ્હીના ડૉ. અગ્રવાલ મથુરાના સંસ્કૃતિ–સમન્વય ઇત્યાદિ વિષય પર ચાર વ્યાખ્યાનો આપે છે. આમ ગુજરાત સાંસ્કૃતિક સંબંધો બાંધવામાં મોટો લાભ ઉઠાવી રહ્યું છે, અને આંતરપ્રાંતીય ઔદાર્ય દેખાડી રહ્યું છે, તો એમ પણ ઇચ્છીએ, કે અન્ય ભારત–પ્રાંતો આ સંપર્કને એકપક્ષી ન રાખતાં ગુજરાતના સંસ્કાર-પ્રતિનિધિઓને પણ પોતાને દ્વારે સત્કારતાં થાય. સમગ્ર ભારતીય સાંસ્કૃતિક આપ–લેમાં ગુજરાતની પાસે તો કશું જ સાદર કરવા જેવું નથી એવી માન્યતા અસ્થાને છે. ગુજરાતની પાસે પણ, રાષ્ટ્રસંસ્કૃતિમાં ગણના પાત્ર ફાળો આપે એવી ઇતિહાસ, સાહિત્ય, શિક્ષણ, ધર્મ, પુરાતત્ત્વ વગેરેની સંશોધન–સામગ્રીની દોલત છે. રખે આપણે આત્મલાઘવની જૂની ગ્રંથિથી પીડાયા જ કરીએ, અને અન્ય સર્વના પ્રત્યે જ અહોભાવ સેવવામાં સદા રાચીએ. હજુ સુધી તો કોઇ પરપ્રાંતીય સંસ્કાર–સંસ્થાએ ગુજરાતને ઇજન દીધાનું અમારી જાણમાં નથી.

### હવે પાછું સંબોધનોનું પીંજણ

કોમી ભેદભાવ ભૂંસવાની કલ્યાણનિષ્ઠ દૃષ્ટિથી પણ, એ ભેદભાવ જેમાં નથી હોતો તેવી બાબતો પર પણ આપણે નાહકનો ભાર મૂકીને છાણે વીંછી ચઢાવીએ છીએ. એનો દાખલો 'હરિજનબંધુ'માં તાજેતરમાં આવેલી એક પ્રશ્નોત્તરીમાંથી જોવા મળે છે. એક પ્રશ્નકાર એવું સૂચવે છે, કે 'હિંદુ ચા, મુસ્લિમ ચા,' વગેરેની સ્ટેશન પરની ભેદભાવપ્રેરક ખૂમો પાડવાનું કોંગ્રેસ રાજતંત્ર વિચારી રહ્યું છે. તો પછી હિંદુ મુસલમીન–નામોના ઉલ્લેખમાં ખુદ ગાંધીજી વગેરે 'શ્રીયુત' 'શ્રીમાન' અને 'જનાબ' જેવા ભેદભાવ સૂચવનારાં સંબોધનો કેમ વાપરે છે! એ પ્રશ્નકારને તો આવા સંબોધન–ભેદની લેબાસમાં પણ કોમી ભેદભાવની દુર્ગંધ ફેલાતી લાગે છે. આ પ્રશ્નના જવાબમાં કિ. ઘ. મશરૂવાળા સમર્થનરૂપે લખે છે કે એમને પણ આ કોમ પરસ્ત વિશેષણો ખૂંચે છે. અને પોતે સૌ કોમોને પસંદ પડે તેવાં માનસૂચક દેશી વિશેષણો સૂચવવા સૌને ભલામણ કરે છે; પછી તો શ્રી કિશોરલાલભાઇ પોતે જ એવાં વિશેષણોની એક અટપટી રચના સાદર કરે છે.

### મૂળ વાતમાં જ વાસ્તવ નથી

આમ તો આ કોમી ભેદભાવ ટાળવાના ઇલાજોનું કાંતણપીંજણ ક્યાં જઈ અટકશે? અને કોણે કહ્યું કે આ વિશેષણભેદ કોમી ઇતરાજી જન્માવે છે? આજની આ તંગદિલી, કે જેનાં મૂળ નરદમ નિર્મેળ રાજકારણ સત્તાપ્રાપ્તિની મેલી, સામ્રાજ્યપ્રેરિત ભૂખનાં ઝેરી કયારામાં પડેલાં છે, જે તંગદિલી ઇરાદાપૂર્વકની સ્પર્ધા-મૂલક છે, ખલકુટિલોનું સર્જન છે, અને જે કેવળ માયાવી છે, તેને સાચી માનવામાંથી જ આવા વિભ્રમો પેદા થાય છે. સારા મુસલમીનને 'ભાઇશ્રી' કહી સંબોધતાં એ માઠું લગાડતો નથી, કે નથી હિન્દુને 'જનાબ' સંબોધન ખટકતું. હિંદુ શ્રીમાન શબ્દ મુસ્લીમ 'જનાબ' શબ્દથી ભાવમાં જુદો નથી. પ્રત્યેક માનવી સમજે છે કે આ તો માનસૂચક શબ્દો છે, અને એની વચ્ચે રહેલો શાબ્દિક વિભેદ એ તો હિંદુ ઇસ્લામી સંસ્કારિતાની નિરાળી ભાતનો દ્યોતક છે. આ બધું સૌ સમજે છે. બાકી તો પેલા ઘેટા ને વરૂ વાળી વાત જેવું છે. જીવ પર આવવા માટે કુટિલોને તો કોઈ પણ બહાનું જડી રહે છે. એને વિશે આટલી અતિશયતા કરવી, અને નવાં વિશેષણોની શોધ કરવા બેસવું એ પણ એક બડી રમૂજની બાબત છે.

### જે વૈવિધ્ય છે
### તેને વિચ્છેદ કહો છો !

લેબાસ, ભાષાઓ, ચહેરા મોરા, ધર્મો સંપ્રદાયો શિલ્પ સ્થાપત્ય, ખાનપાન ઇત્યાદિના હિંદી પ્રજામાં પ્રવર્તતા નિર્દોષ, સમૃદ્ધિસૂચક અને સમન્વયલક્ષી સુભગ વૈવિધ્યને મિટાવી નાખવાથી જ કોમી એખલાસની સ્થાપના થશે, એવું જો કોઇ માનતું હોય તો તે એક વિભ્રમ છે આ વૈવિધ્યને બહાને તો ફક્ત શત્રુ વિદેશીઓ જ આપણને તિરસ્કૃત કરે છે પણ એની પાટે આપણે ભણવાનું ન હોય, ભારતીય એકતા એ તો આંતરિક સંસ્કાર છે, અને આ જુજવા પ્રકારનું જીવનવૈવિધ્ય એ તો એની પ્રજામાં યુગે યુગે બનતા આવેલા સંસ્કૃતિમિલનનો મહાગ્રંથ છે એકતાનતાની નિષ્પ્રાણ ભૂમિકા પર પટકીને ઊભી કરેલી એકતા કેટલી કમાગી ને ભયાનક છે તે તો યુરોપ-અમેરિકાની પ્રજાઓના પોશાક, ખાદ્ય, ને રીતરસમોની એકવિધતાની વિડમ્બના કરતી આવેલી જાદવાસ્થળી ઓની અને યુદ્ધોત્તર સત્તા-તુલાના ધમપછાડાઓમાં બતાવી દીધું છે મતલબ કે જ્યાં દોષ નથી ત્યાં આપણી આંખો દોષ જોતી બની ગઇ છે કોમપરસ્ત લોકોના ખ્યાલ પર જ આવું આવું આપણે મૂકીએ છીએ આવું પીંજણ ક્યાંક તો હવે અટકવું ઘટે

### ત્રીશ વર્ષમાં
### પહેલું હિન્દીમાં ભાષણ !

૨૯ માલવિયજીવાળા કાશી હિન્દુ વિશ્વવિદ્યાલયના પદવીદાન-સમારંભ પર શ્રી રાજેન્દ્રપ્રસાદજીએ આપેલું દીક્ષાંત ભાષણ, એ આ સંસ્થાના ત્રીશ વર્ષના ઇતિહાસમાં પહેલી જ વાર હિન્દી ભાષામાં અપાયેલું ભાષણ હતું એવું દર્શાવાયું છે મતલબ કે આગલાં સર્વ દીક્ષાંત પ્રવચનો અંગ્રેજીમાં અપાયાં હશે આ માહિતીથી સૌને મોટું આશ્ચર્ય થશે રાષ્ટ્રભાષા હિન્દીને જ જે સંસ્થાની સર્વ શાખાઓના શિક્ષણનું માધ્યમ બનાવવાના સ્વ સંસ્થાપકના કોડ હતા અને ક્રમે ક્રમે જેમ જેમ રાષ્ટ્રભાષામાં લખાતાં પુસ્તકોની સગવડ બનતી જાય તેમ તેમ આ ફેરફાર સ્વીકારતા જવાની હિમાયત જે સંસ્થાને માટે સ્વર્ગસ્થે કરી હતી, તે સંસ્થાનું શિક્ષણ-વાહન તો હજુ અંગ્રેજી રહ્યું છે તે ઉપરાંત એના વાર્ષિક ભાષણો પણ હિન્દી વાહનને નહોતાં અપનાવી શક્યાં, એ એક કરુણ બાબત છે શ્રી રાજેન્દ્રપ્રસાદજીના આ ભાષણનો પ્રધાન ઝોક એટલા માટે જ રાષ્ટ્રભાષા હિન્દીના માધ્યમને સ્વીકારી લેવાની હિમાયત પર હતો

### હજી યે માધ્યમ
### અંગ્રેજી છે !

પાછલાં ત્રીશ વર્ષોમાં હિન્દી સાહિત્યની જે અભૂતપૂર્વ વૃદ્ધિ થઇ છે, અને આજે તો એ ભાષાના ભંડારમાં લગભગ સર્વ વિષયો પર ઊંચી કોટિના ગ્રંથો પ્રાપ્ય બની ગયા છે એમ બતાવીને રાજેન્દ્રબાબુએ પાઠ્ય પુસ્તકોની મુશ્કેલીઓ ઘણા પ્રમાણમાં દૂર થયેલી ગણાવી છે આ મહાવિદ્યાલય એક સાર્વદેશિક અને અખિલ ભારતીય શિક્ષણ કેન્દ્ર છે, એ કંઇ પ્રાંતીય સંસ્થા નથી એની અંદર તો પ્રાંત પ્રાંતના વિદ્યાર્થીઓ આવતા હોય છે આ સંસ્થા હિન્દીભાષી પ્રજાસમૂહના બરાબર હાર્દમાં આવેલી છે એના જનક અને પોષકો રાષ્ટ્રભાષાના ધુરંધરો હોવા જોઇએ એને આપણે તો રાષ્ટ્રભાષાના માધ્યમનો આદર્શ સૌ પહેલો સ્થાપવો જોઇતો હતો આજે તો નાગપુર યુનિ જેવી પ્રાંત-વિદ્યાપીઠે પણ હિંદી અને મરાઠી બેઉને માધ્યમ બનાવી નાખ્યાં છે

### રખે અંગ્રેજીને
### ભૂંસી નાખીએ

હિન્દીના શિક્ષણ-વાહનની હિમાયત કરતાં કરતાં વ્યાખ્યાતાએ અંગ્રેજી તેમજ અન્ય વિદેશી ભાષાઓના સ્થાન વિશે પણ મુદ્દાની વાત કહી છે 'હિન્દીને માધ્યમ બનાવવાનો અર્થ એ નથી, કે આ વિદેશી ભાષાઓ નહિ શીખવવામાં આવે વિદેશીભાષા શીખવી એ અમુક મનુષ્યોને માટે તો અનિવાર્ય છે વિદેશોની સાથે ભારતવર્ષનો સંપર્ક વધતો જશે વિદેશી ભાષાઓમાં અચ્છા પ્રભાવશાળી ગ્રંથો લખાયે જાય છે એનો પરિચય હિંદીભાષી લોકોને કરાવવો એ વિદ્વાનોનું કામ છે ઘણા લોકોને વ્યાપાર વિદ્યાભ્યાસને માટે વિદેશોમાં જવું આવશ્યક બનશે આ બધાં કારણોને લઇ કેટલીક વિદેશી ભાષાઓનું જ્ઞાન કેટલાક લોકોએ પ્રાપ્ત કરવું જ રહેશે ? પણ એવા લોકોની

સંખ્યા થોડી રહેવાની, અને એમને આ જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો આ વિશ્વવિદ્યાલયમાં તેમજ અન્ય યુનિવર્સિટીઓમાં મળવાં જોઇએ.'

અંગ્રેજી ભાષાની સામે સદંતર જ દ્વાર બંધ કરી દેવાની ભૂલ કોઇ વિદ્યાપીઠ ન કરવી જોઇએ, એવું આ પરથી ફલિત થાય છે.

### કોંગ્રેસને થપાટ મારવાનું બ્રિટિશ કાવતરું

છેક છેલ્લી ઘડીએ, પોતાનો આગલો નિર્ણય બદલીને પંડિત જવાહરલાલ ઇંગ્લંડની મંત્રણાઓમાં ભાગ લેવા ગયા તે સામાન્ય પ્રજામતને એક કમનસીબ પગલું લાગ્યું હતું. સરદાર જેમાં ન સપડાયા, ત્યાં જવાહરલાલ ભોળવાઇ ગયા એવી લોકોની માન્યતા હતી. અને જે બની ગયું છે, તેમ જ ખુદ પંડિત નહેરુએ પાછા ફરીને જે કહ્યું છે તેણે સાબિત કર્યું છે કે પ્રજાની એ માન્યતા સાચી હતી. ૧૬ મી મેના પ્રધાન ત્રિપુટીના નિવેદનની એક કલમનો અર્થ માત્ર કરવા ખાતર થઇને એ નિવેદન પછી સાત–સાત મહિને હિંદુસ્તાનના નેતાઓને ઠેઠ ઇંગ્લંડ તેડાવવાની અજોડ બુદ્ધિ એક બ્રિટન સિવાય બીજા કોઇ દેશના રાજપુરુષો ન ચલાવી શક્યા હોત. એ એક કાવતરું હતું—અમે કહી ગયા છીએ તેમ કોંગ્રેસને થપાટ મારવાનું.

### વિજયાલક્ષ્મીનો વિજય –હિંદુસ્તાનનું ગૌરવ

બ્રિટનના મુત્સદ્દીઓ એક બાજુથી જ્યારે હિંદના બે ઝઘડતા પક્ષોને લંડન બોલાવી તેમનો ઇન્સાફ તોળવાનો દેખાવ કરીને દુનિયામાં આ દેશની બેઆબરૂ કરી રહ્યા હતા ત્યારે હિંદમાતાની એક સુપુત્રી સંયુક્ત રાષ્ટ્રોની સભામાં હિંદુસ્તાનને ગૌરવભર્યું સ્થાન અપાવી રહી હતી, આઝાદીના પ્રવેશદ્વારે પહોંચેલા આ રાષ્ટ્રને તેના ઉન્નત આસન ભણી લઇ જઇ રહી હતી. બ્રિટનના પ્રતિનિધિઓએ તો ત્યાં પણ હિંદુસ્તાનની બદબોઇ કરવા માટે કોઇ પણ વાતના ઉચ્ચારણને મલિન કે હલકટ નથી ગણ્યું. પણ શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતે જવાંમર્દને – જવાંમર્દની બેટીને અને બહેનીને—છાજે તેવી રીતે એમનો સામનો કર્યો અને પોતાની માગણીના ઇન્સાફમાં પોતાની પ્રતિભાનું તેજ પૂર્યું. બ્રિટન–અમેરિકાની ખુશામત કરવા એ ન રોકાયાં. ફ્રાંસનો, મેક્સિકોનો, ફિલિપાઇન્સનો, ચીનનો અને આરબ–દેશોનો એમણે સહકાર સાધ્યો અને પોતાના ઉચ્ચ આદર્શો તેમજ અણનમ સિદ્ધાંતોને કારણે રશિયા જેવી મહાસત્તાનો સમાનતાના પાયા ઉપર સાથ મેળવ્યો. દક્ષિણઆફ્રિકાના હિંદીઓની વહારે એક કાફલો ભરીને ફોજ લઇ જનારા કોઇ સેનાપતિથી પણ ન થયું હોત તે શ્રીમતી વિજ્યાલક્ષ્મીએ, અને ન્યાયમૂર્તિ ચાગલા તેમજ શ્રી. મહારાજસિંહ જેવા એમના સાથીઓએ કરી બતાવ્યું છે. વર્ષોના બ્રિટિશ પ્રચારના ધુમ્મસને દૂર કરીને એમણે હિંદુસ્તાન વિશેના સત્યના સૂરજને ખુલ્લો કર્યો છે; બ્રિટનનું ગુલામ હિંદ જૂનવાણીઓનો રૂઢિચુસ્તોનો, સામ્રાજ્યવાદીઓનો, શોષિતોનો પક્ષ કરતું. તેને સ્થાને રાષ્ટ્રીય સરકારવાળા નવા હિંદુસ્તાને શું દક્ષિણ આફ્રિકામાં કે નૈઋત્ય આફ્રિકામાં, શું સ્પેઇનમાં કે શું ન્યુગિનીના દૂરના ટાપુઓમાં પણ સત્યનો, ઇન્સાફનો, પીડિતોનો, વાચાહીનોનો પક્ષ લીધો છે. બાવન રાષ્ટ્રોના પ્રતિનિધિઓમાં એ એકલી નારીએ પોતાની માતૃભૂમિને મગરૂરીભર્યું સ્થાન અપાવ્યું છે. આજે ખંડેખંડમાં હિંદુસ્તાનના દોસ્તો વધતા જાય છે તે એમને પ્રતાપે. હિંદ–રશિયા વિશે બન્ને દેશોમાં અનેક ગેરસમજણો ઊભી કરવામાં આવેલી, અને એકબીજાના ઉંબરામાં પડી હોવા છતાં આપણી પ્રજાઓ એકમેકથી વિમુખ હતી. તેને સ્થાને આજે રશિયા હિંદુસ્તાનને પોતાના બિરાદર તરીકે સન્માની રહ્યું છે. રશિયાના ભાડૂતી પ્રચારકો વર્ષોથી જે અહીં નથી કરી શક્યા તે વિજ્યાલક્ષ્મી પંડિતે થોડા દિવસોમાં કરી દેખાડ્યું. કારણ કે એ રશિયાના પગ ચાટવા નહોતાં ગયાં, કારણ કે રશિયાની દોસ્તીના સાટામાં એ પોતાની વફાદારી ગીરો મુકવા નહોતાં ગયાં. એટલે જ દક્ષિણ આફ્રિકાના પ્રશ્ન ઉપર હિંદની તરફેણમાં મત આપવા બદલ રૂસી પ્રતિનિધિનો આભાર માનવા ગયેલાં શ્રીમતી વિજ્યાલક્ષ્મીને એ પ્રતિનિધિએ કહેલું કે, 'એમાં વળી આભાર શેનો માનવાનો ? મેં ક્યાં હિંદને પક્ષે મત આપ્યો છે ! મેં તો ઇન્સાફને મારો મત દીધો છે.

### પરરાષ્ટ્રોની દોસ્તી આપણુ ભાથું બનશે

વિજયાલક્ષ્મી પંડિતનું આ દેશ ઉપર એક મોટું ઋણ ચડ્યું છે. ગાંધીજીની, જવાહરલાલની, અને દેશ આખાયની કસોટીમાંથી એ પાર નીકળ્યાં છે. એમને હાથે આપણાં પરરાષ્ટ્રો સાથેનાં મૈત્રીભર્યાં સંબંધો હજી વિકસતા રહો! એશિયા અને આફ્રિકાની પ્રજાઓએ હિંદમાં પોતાના એક આગેવાન તરીકે જે શ્રદ્ધા મૂકી છે તે શ્રીમતી વિજયાલક્ષ્મીને પ્રતાપે વધુ ને વધુ ફળતી રહો. બ્રિટિશ સામ્રાજ્યવાદ સામેના કે ઘરના કોમવાદી સામેના આવી રહેલા સંગ્રામની વચ્ચે આપણા આ પરદેશી દોસ્તોની બિરાદરી હિંદુસ્તાનના રાષ્ટ્રવાદનું ભાથું બની રહો!

### કોમવાદીને આરબોનો આવકાર ન મળે

શ્રીમતી વિજયાલક્ષ્મીએ પરદેશોમાં આશાની, સર્જનની, મુક્તિની, નવજીવનની, દોસ્તીની વાતો કરીને હિંદને ઊંચું સ્થાન અપાવ્યું. પણ મુસ્લિમ લીગના પ્રમુખે નિરાશાની, વિનાશની ગુલામીની, હિંસાની, દુશ્મનાવટની બાંગો મારી મારીને પોતાનું, અને પોતાની દ્વારા પોતાની કોમનું, પોતાની જન્મભૂમિનું કલંકિત દર્શન કરાવ્યું છે. લંડનમાંનાં ભાષણો અને કેરોમાંની રદીખડી અખબારી-પરિષદમાં શ્રી. ઝીણાએ દુનિયાના બજારમાં આ રાષ્ટ્રની જાંઘ ઉઘાડી કરવાનો, આપણો આંતરિક ગંદવાડ જગતની શેરીમાં ઉલેચવાનો પ્રયાસ કર્યો છે. આ દેશમાં એમના જે અનુયાયીઓ હશે તેમણે જોયું હશે કે કોઈ ગૌરવભર્યું સન્માન શ્રી ઝીણાને ક્યાંયથી સાંપડ્યું નથી. લંડનથી કરાંચી સુધીમાં મોટા મોટા મુસ્લિમ દેશો પડ્યા છે, પુરાણા વિશ્વવિદ્યાલયો પડ્યાં છે, મઝહબનાં મહત્વનાં સ્થાનો પડ્યાં છે, પણ ક્યાંયથી કોઈએ એમને એક દિવસ પણ ઊતરવાનું કહ્યું નથી. કોઈ સાંસ્કૃતિક સંસ્થામાં એમનું સન્માન થયું નથી. 'ડૉક્ટર ઑફ લેટર્સ' જેવી કોઈ ઉપાધિ એમને ઇજિપ્તની, તુર્કીની કે અરબ-મુલકોની કોઈ યુનિવર્સિટીએ આપી નથી.

આરબ-દેશોને હિંદુસ્તાનના રાષ્ટ્રવાદ સામે ઉશ્કેરવા માટે 'હિન્દુ સામ્રાજ્યવાદ'નો હાઉ ઊભો કરવા જતાં એમણે પોતાની લાઘવગ્રંથિનું પ્રદર્શન કર્યું છે. બ્રિટિશ સામ્રાજ્યવાદ સામે લડી રહેલા, અને અમેરિકી કે રૂસી બની રહેલા શક્તિશાળી આરબ રાષ્ટ્રોને 'હિન્દુ સામ્રાજ્યવાદ'નો કાલ્પનિક ભય દેખાડીને પોતાને પક્ષે લેવા માગનાર માનવીની મરદાનગી માટે આરબોએ શું ધાર્યું હશે તે કલ્પવું મુશ્કેલ નથી. હિંદુસ્તાનના લીગવાદીઓના જેટલી અંધશ્રદ્ધાળુ અને ઝનૂની જો આરબ દેશોની પ્રજાઓ હોત તો આજે એ ત્રિવિધ સામ્રાજ્યવાદના પડમાં પિસાઈ ગઈ હોત. પણ એ સાચા મુસલમાનો છે. ભયની કલ્પનાઓ વચ્ચે નહિ, પણ જીવતા ભયની વચ્ચે એ જીવે છે. વાસ્તવનો એમને ખ્યાલ છે. બ્રિટિશ સામ્રાજ્યવાદનો એમને અનુભવ છે, પોતાની પ્રગતિ પોતાના દેશમાં વસતી તમામ કોમોને એકત્રિત કરવામાં છે, વિચ્છિન્ન કરવામાં નહિ,–એ તેઓ જાણે છે. જેને ખુદ એના દેશની પ્રજાએ સત્તાસ્થાનેથી ફગાવી દીધેલ છે, જેને દુનિયા આખી એ 'લડાઈખોર'નું બિરુદ આપેલ છે, જેણે આરબ-દેશોમાં બ્રિટિશ સામ્રાજ્યવાદની જડ મજબૂત કરવા અનેક પ્રયાસો કરેલ છે, એ ચર્ચિલનું અને રૂઢિચુસ્તોની તેની ટોળકીનું શરણું શોધનાર માનવીનું મૂલ્ય કેટલું આંકવું તે આરબ પ્રજાઓને શીખવવું પડે તેમ નથી.

આરબો સમજે છે કે હિંદુસ્તાનની આવતી કાલ તેના કોમવાદીઓના નહિ પણ રાષ્ટ્રવાદીઓના હાથમાં છે. એ સમજે છે કે હિંદુસ્તાનને આંતરવિગ્રહમાં હડસેલી દેવા જેટલું કૌવત કદાચ બ્રિટનમાં હશે, પણ એને સ્વતંત્ર બનતું રોકવાની તાકાત હવે બ્રિટનમાં નથી રહી. બ્રિટિશ સરકાર લાખ ચાલાકીઓ કરે તો પણ હિંદુસ્તાને સ્વતંત્રતાનને પંથેથી એ ચળાવી શકે તેમ નથી. એ જાણે છે કે હિંદમાં આંતરવિગ્રહ થશે તો ચર્ચિલનું માથું નથી ભાંગવાનું. એમાં ચર્ચિલના દેશભાઈઓ નથી હોમાવાના. પણ એમાં હોમાવાના છે ગેરરસ્તે દોરવાયેલા પોતાના જ મઝહબીઓ, અને એમાં હોમાવાના છે એશિયાનું, રંગીન પ્રજાઓનું નામ ઉજાળનારા હિંદુસ્તાનના રાષ્ટ્રવાદીઓ. એવો આરબ-અરચો પાકિસ્તાનનું સમર્થન કરે નહિ.

## બંધારણ સભામાંથી શું સંગ્રામ જાગશે ?

બંધારણ સભામાં હિંદુસ્તાનના સ્વતંત્ર, સાર્વભૌમ પ્રજાસત્તાક અંગેના પંડિત જવાહરલાલના ઠરાવ ઉપર ચર્ચા ચાલી રહી છે ત્યારે એ જ બંધારણસભાના પ્રમુખશ્રી રાજેન્દ્રબાબુથી માંડીને મદ્રાસના પ્રધાન શ્રી ભાષ્યમ અને '૪૨ની લોકક્રાંતિના આગેવાન શ્રી જયપ્રકાશ નારાયણ નવી લડત માટે તૈયાર રહેવાની ચેતવણીઓ પ્રજાને આપી રહ્યા છે એ બીના ઘણી સૂચક છે. બંધારણસભા આમ કરશે કે તેમ વર્તશે તો અંગ્રેજ સરકાર તેનું ઘડેલું બંધારણ મંજૂર નહિ રાખે તેવી વાતોની અર્થહીનતા હવે કોઈનેય સમજાવવાની જરૂર નથી. બંધારણસભા એ કાંઈ બ્રિટનની મહેરબાનીથી મળેલી કોઈ બક્ષિસ નથી. હિંદની પ્રજાનો અધિકાર છે, અને પોતાનું લોહી રેડીને તેણે એ અધિકાર હાંસલ કર્યો છે. પોતાના હાથમાં આવેલા અધિકારની રક્ષા કાજે એ ફરી લોહી રેડતાં પોતાનું તેમ જ એ અધિકાર ઉપર તરાપ મારનારા શત્રુનું લોહી રેડતાં અચકાશે નહિ. બંધારણસભાનો જન્મ અમુક મર્યાદાઓ વચ્ચે થયો છે. પણ હવે જનમ્યા પછી જીવવા માટે એ પોતાનું કોઈ પણ બંધન દૂર કરી શકે તેમ છે. મહિનાઓ પૂર્વે પંડિત જવાહરલાલે કહ્યું હતું તેમ બંધારણસભા સાર્વભૌમ–સર્વશક્તિમાન છે. એની પાસે ભલે લશ્કર ન હોય, મશીનગનો ને વિમાનો ન હોય. પણ દેશ આખો એ એની સેના જ છે. કિસાનોનાં દાતરડાં કોદાળી ને પાવડા, મજૂરોનાં ઓજારો, કાતરિયામાં કાટ ખાતી તલવારો, ગામડાના લુહારની કોઢમાં બની શકતી દેશી બંદૂકો, એ બધાં આ લોકસેનાનાં શસ્ત્રો છે એવું જયપ્રકાશ સંભળાવી રહ્યા છે. નવી દિલ્હીની જે સરકારી ઇમારતમાં આજે બંધારણસભા મળે છે તેની આરામભરી બેઠકોની એ સભાને લેશમાત્ર ખેવના નથી.

૧૭૮૯ માં, રાજાની બંધૂકોએ ફ્રાંસની બંધારણસભાને તેની બેઠકના ખંડમાં મળવા દીધી નહોતી ત્યારે એના બહાદૂર સભ્યોએ ખુલ્લા મેદાનમાં, ટેનિસ રમવાના ચોક ઉપર, ભેગા મળીને પોતાનું કાર્ય પૂરું કર્યા વિના જુદા ન પડવાના ઐતિહાસિક શપથ લીધા હતા તેમ, વખત આવ્યે હિંદુસ્તાનની બંધારણસભા પણ જૂના દિલ્હીની કોઈ ગંધાતી શેરીમાં એની સાંકડી બજારમાં કે જમુનાતટે કોઈ ખુલ્લા હરિયાળા ખેતરમાં મળશે અને ૧૯૪૬ ની ૯ મી ડિસેમ્બરે પોતે આરંભેલું મહાભારત કાર્ય પૂરું કરીને જ જંપશે. પ્રજાના સાચા પ્રતિનિધિઓ બંધારણસભામાં ગયા છે તે કાંઈ ચાંદીના થાળમાં પોચું ને સુંવાળું બંધારણ મૂકીને અંગ્રેજ સરકારને ચરણે ધરવા માટે નહિ, પણ જેમાં કાનામાતરનો પણ ફેરફાર થવા દેતાં પૂર્વે મરી ફીટવાનો પૌરસ પ્રજાને ચડે એવું પોલાદી બંધારણ ઘડવા માટે. આવી બંધારણસભામાંથી ૧૬૬ સભ્યો ગેરહાજર રહે કે ૩૬૬ ગેરહાજર રહે, એના શબ્દની તાકાતમાં ફેર નહિ પડે.

## બંધારણસભાનું સાર્વભૌમત્વ દખલગીરી સાંખશે નહિ

અષાઢ મહિનો હજી દૂર છે, પણ હિંદના રાજકીય આકાશમાં આ રીતે વાદળ ઘેરાવા માંડયા છે. કટોકટી તોળાઈ રહી છે. આંતરરાષ્ટ્રીય રાજકારણના નિરીક્ષકો કહે છે તેમ હિંદુસ્તાનના બળવાનો સામનો ન કરી શકે તેટલું બ્રિટન કદાચ નિર્વીર્ય બની ગયું હશે, પણ બ્રિટને આ દેશમાં દૂધ પાઈને ઉછરેલો કોમવાદનો દૈત્ય, પૂર્વે કદી નહોતો તેટલો આજે શક્તિશાળી બન્યો છે તેમાં કાંઈ સંદેહ નથી. બ્રિટિશ શાહીવાદ સામેના આખરી સંગ્રામને હિંદુસ્તાનના આંતરવિગ્રહમાં પલટી નાખી શકે તેટલી કુટિલતા તો ત્રીજા દરજ્જાના બ્રિટિશ રાષ્ટ્રના મજૂરપક્ષી મુત્સદ્દીઓમાં પણ ભરેલી છે. માટે કોઈએ ભ્રમમાં ન રહેવું ઘટે. સરદાર વલ્લભભાઈએ કહેલું કે આભ તૂટી પડે તો પણ નવમી ડિસેમ્બરે બંધારણસભા મળશે જ. સરકારે પણ તારીખ નીમી તે કબૂલ રાખી, અને જવાહરને કોલ દીધા પ્રમાણે તા. ૯ મી પહેલાં દિલ્હી પહોંચતા એ કર્યાં છતાં છૂટો વાંદરો ગુલાંટ ન ભૂલ્યો ? પોતાનો અભિનંદન-સંદેશ મોકલવાને બદલે એણે તો એક જ બોલ કહી દીધો, કે લીગ જેમાંથી ગેરહાજર છે તે સભાનું ઘડેલું બંધારણ કોઈ પર ઠોકી નહિ બેસાડી શકાય. ને બ્રિટિશ સરકાર એને

માન્ય નહિ રાખી શકે! તેનો જવાબ બંધારણસભામાં અદના વિનીતોએ પણ છાજતો દીધો. બ્રિટિશ સરકાર આ બંધારણ મંજૂર રાખશે કે નહિ એનો વિચાર છે જ નહિ. અમારો અધિકાર અબાધિત છે.

## રાષ્ટ્રવાદી મુસ્લિમને— રખે વિસરતા

આઝાદ હિંદુસ્તાનના પ્રજાસત્તાક કાજે લડવા તૈયાર થનારાઓને ખબર છે કે માત્ર બ્રિટિશ સરકાર સામે જ નહિ, માત્ર પરદેશીઓ સાથે જ નહિ, પણ પરદેશીઓના હાથા બનેલા કોમવાદી દેશબાંધવો સામે લડવું પડશે. કોમવાદીઓ એટલે માત્ર મુસ્લિમ લીગવાદીઓ જ નહિ. મુસ્લિમ લીગને મોટા ભાગના મુસ્લિમોનું પીઠબળ છે, એ સાચું. લીગના ઝનૂની પ્રચારથી અનેક મુસ્લિમો અવળે રસ્તે ગયા છે તે પણ સાચું. પણ જેનો અર્થ એવો થઇ રહ્યો છે કે તમામ મુસ્લિમો કોમવાદીઓ છે. હિંદુમહાસભાના ગણ્યાગાંઠ્યા અનુયાયીઓ જ નહિ, પણ પોતાની જાતને હૃદયપૂર્વક રાષ્ટ્રવાદી માનતા અનેક કોંગ્રેસીઓના દિલમાં આ માન્યતા ઘર કરતી જાય છે. પોતાના દિલમાં આવી માન્યતા છે તે કબૂલ કરવું અતિ આકરું છે. પણ ઊંડને એકાંતે જે આ વાતનો વિચાર કરશે તેને જરૂર લાગશે કે પોતાના રાષ્ટ્રવાદની પાછળ કોમવાદનો વિષ ગુપ્તપણે ઉછરી રહ્યો છે. તમામ મુસ્લિમો ખરાબ બની ગયા હોત, દરેક મુસલમાન કોમવાદથી દીવાનો બની ગયો હોત તો આ ધરતીની સપાટી ઉપર સરહદના પઠાણી બચ્ચાઓ ન રહ્યા હોત, તો બંગાળમાં મૌલાના આઝાદ ન હોત, તો આસામથી સિંધ સુધી જમિયત–ઉલ–ઊલેમાના શૂરવીરો ન હોત, તો પોતાની જ કોમના ગુંડાઓનાં અનેકાનેક અપમાનો ને પ્રહારો સહેનારા સંત મૌલાના મદની ન હોત, તો કાશ્મીરની રિયાસતી કેદમાં શેરે–કાશ્મીર શેખ અબ્દુલ્લા સડતા ન હોત, તો હૈદરાબાદના નિઝામે બંગાળના અને બિહારના નિરાશ્રિતોને–દરેકને–એકએક લાખ રૂપિયાની મદદ ન કરી હોત, તો મુંબઈની મુસ્લિમ બહેનોએ બિહાર–બંગાળના રમખાણ પીડિતોને સરખે હિસ્સે વહેંચી આપવા પોતાનો ફાળો ન મોકલ્યો હોત. શ્રી ઝીણા ભલે કહે કે એકસોમાંથી ૯૯ મુસલમાનો એમની, લીગની, પાકીસ્તાનની પાછળ છે. હા, ભલે રહ્યા ૯૯ એમની પાછળ. એમાં પાકીસ્તાનને સમજનારા તો પૂરા નવ પણ નથી. પણ એ નવની ધાકે બીજા નેવુંને મૂંગા કરી દીધા છે. અને પોતાની પાછળ ૯૯ હોવા છતાં શ્રી ઝીણા પાકિસ્તાન નથી પામી શકતા, તે છતાંય એમને લંડનના ચર્ચિલોની ખુશામત કરવી પડે છે, તે છતાંય એમને મુસ્લિમ દેશોમાં હમદર્દીના એકાદ ટુકડાની ભીખ માગવી પડે છે–તેનું કારણ એ છે કે સોમાંથી બાકીના એક મુસલમાનની રગેરગમાં રાષ્ટ્રવાદનું ખૂન વહી રહ્યું છે. શ્રી ઝીણાની અને એમના પાકિસ્તાનના પાયમાલીભર્યા ખ્વાબની વચ્ચે એ રાષ્ટ્રવાદી મુસ્લિમ ખુલ્લી છાતીએ એકલો ઊભો છે. એનો રાષ્ટ્રવાદ પળેપળે એની જ કોમના ભાઇઓના પડકાર ઝીલી રહ્યો છે. દિવસ ને રાત એ મુશ્કેલીઓ અને માનસિક યાતનાઓ વેઠી રહ્યો છે. હર ઘડી, હર પળ એ દુશ્મનોની છાવણીની વચ્ચે રહી, અગ્નિપરીક્ષામાંથી પસાર થઇ રહ્યો છે. એનો રાષ્ટ્રવાદ અમદાવાદના ખાડીઆ—એલિસબ્રિજ જેવા કે મુંબઇના ગિરગામ–દાદર જેવા લત્તામાંથી નહિ, પણ રાષ્ટ્રશત્રુઓના અડ્ડાની મધ્યમાંથી જ કોમવાદ સામે પોતાનો એકલ સૂર કાઢી રહ્યો છે. સરદાર અને જવાહરની પાછળ કરોડોની રાષ્ટ્રસેના ખડી છે. કોમવાદીઓ એનાથી ડરે એમાં કાંઇ નવાઇ નથી. નવાઇ તો એ છે કે સિંધના સૈયદ, બિહારના અબ્દુલબારી જેવા એકલવાયા માનવીઓથી પણ એમને ડરવું પડે છે. શ્રી ઝીણા જો કદી એમના જીવનની સત્યકથા લખે તો એમાં ડૉ. ખાન સાહેબના સ્વપ્નોએ એમની કેટલી રાત બગાડી છે તેનો સાચો ખ્યાલ મળી રહે. સહુએ સતત જાગ્રત રહેવાની જરૂર છે કે મુસ્લિમોને મૂલવતી વખતે આ રાષ્ટ્રવાદી મુસ્લિમને વિસારવાની ગલતી થઇ ન બેસે.

## ઇસ્પિતાલોનો કોમભાવ: મુંબઇનું કલંક

ભૂલભૂલમાં પણ જેઓ એમ માની બેઠા હોય કે બિનમુસ્લિમો તો સામાન્ય રીતે રાષ્ટ્રવાદી હોય છે તેમનું શિર નીચેના સમાચાર જાણીને શરમથી નીચું ઢળશે.

મુંબઈ કૉર્પોરેશનની એક સભામાં તેના એક સભ્ય શ્રી. અખ્તરહસન મિરઝાએ થોડા અઠવાડિયા પર એક પ્રસંગ ટાંકેલો કે મુંબઈના રમખાણ દરમિયાન વોર્ડનરોડ ઉપર કોઈ એક રાહદારી ઉપર છુરીથી હુમલો થયો. રાહદારી ઢળી પડ્યો. હુમલો કરનારાઓ પોતાનું કામ પતાવી કુદરતી રીતે જ પલાયન થઇ ગયા. થોડીવારે ત્યાંથી મોટરમાં પસાર થતા એક યુરોપિયને એ જખમીને રસ્તા ઉપર પડેલો જોયો, ને તરત જ એને મોટરમાં નાખી નજીકની એક ઇસ્પીતાલે પહોંચાડ્યો, ઇસ્પિતાલે એ લોહીલોહાણ ઇન્સાનને સારવાર માટે અંદર લેવાની ના પાડી—કારણ કે એ હિંદુ નહોતો (અને ઇસ્પિતાલ માત્ર હિંદુઓ માટે જ હતી). માણસનું માથું ભમાવી મૂકે એવા આ સમાચાર છે. વીસમી સદીમાં, મુંબઇ જેવી સમૃદ્ધ, સંસ્કારી નગરીમાં આવું બને તેના કરતાં તો બહેતર છે કે મુંબઈમાં આજે એક પણ ઇસ્પિતાલ ન હોય અને જખમીઓ ભલે શેરીઓમાં જ પડ્યા પડ્યા પોતાના લોહીના ખાબોચિયામાં જ છેલ્લા શ્વાસ લેતા હોય. આ કટારોમાં અગાઉ અનેક પ્રકારની કોમી સંસ્થાઓ નાબૂદ કરવા અંગે લખાયું છે, પણ કોમી ઇસ્પિતાલો ને કોમી દવાખાનાં નાબૂદ કરવાની અગત્ય એ તમામને વટાવી જાય તેવી છે. મુંબઈની કોંગ્રેસ સરકારે આ કલંક દૂર કરવામાં જરા ય ઢીલ ન કરવી ઘટે.

### હિંદુઓનું સંગઠન આ દિશામાં વળે

મુસ્લિમ લીગને પ્રતાપે મુસ્લિમોનું એક પ્રકારનું સંગઠન થયું છે ખરું, પણ એ સંગઠન આખા દેશને, અને ખુદ મુસલમાનોને જ કેટલું ભયંકર નુકસાન કરી રહ્યું છે તે વાત ઉઘાડી છે. એવા નાપાક સંગઠનનો જવાબ બીજી કોમોના પણ એવા જ નાપાક સંગઠન દ્વારા ન હોઈ શકે. હિંદુઓએ પોતાનું સંગઠન કયા હેતુસર કરવાનું છે તે શ્રી નરહરિ પરીખ 'હરિજનબંધુ'માં ઘણી સ્પષ્ટતાથી આ રીતે જણાવે છે. સુરત જિલ્લાનાં 'અનાવિલ અથવા પાટીદાર જેવી ઉપલી ગણાતી કોમના લોકો' એ 'હરિજન જેવી હલકી ગણાતી કોમના' અમુક લોકો ઉપર હુમલો કર્યાનો પ્રસંગ ટાંકીને તેઓ લખે છે કે—

'પોતાની કોમના ઊંચપણાની તુમાખીમાં ફરતા લોકો એટલું તો સમજી જ લે કે, ગમે તેટલી હલકી ગણાતી કોમના માણસને પણ મારવાનો, ગાળ આપવાનો કે તેનું અપમાન કરવાનો તેમને અધિકાર નથી. આવા લોકો હિંદુ સમાજનું સંગઠન કરવાની વાતો કરતા જણાય છે. હિંદુસમાજે જો સાચું સંગઠન કરવું હોય, તો તે બીજી કોઈ કોમના કે ધર્મના સમાજની સામે નથી કરવાનું, પણ પોતાના સમાજમાં જ પેસી ગયેલી બદીઓની સામે, અન્યાયની અને જુલમની વૃત્તિઓ સામે, ભયની અને કાયરપણાની ટેવોની સામે કરવાનું છે. અસ્પૃશ્યતાની બદી આવી સઘળી બદીઓમાં મુખ્ય છે.'

હરિજનો ઉપર આવા જુલમો ઠેરઠેર થતા આવે છે. એ ધીમે ધીમે ઓછા થતા જશે તેમ માનીને આપણાથી બેસી ન રહી શકાય. શ્રી. નરહરિભાઇ કહે છે તેમ 'હવે ધીમે ધીમેની નીતિથી ચાલે એમ નથી.' હરિજનોએ પોતે જ પોતાની ઉન્નતિ માટે મહેનત કરવી જોઇએ. મૂંગે મોઢે પણ આજે તેઓ એટલું બધું વેઠી રહ્યા છે કે જુલમનો સામનો કરવા જતાં હવે આથી વિશેષ તેમને સહેવું પડે તેમ નથી. વચગાળાની સરકારના મજૂર-પ્રધાન શ્રી. જગજીવનરામે દિલ્હીની એક સભામાં કહ્યું છે તેમ—

'હરિજનોએ હિંદુ સમાજની અંદર રહીને જ પોતાના હક્ક માટે લડવું જોઇએ. એમણે પોતાનું એવું સંગઠન કરવું જોઈએ કે કોઈ એમને એમના યોગ્ય અધિકારોથી વંચિત રાખી શકે નહિ. વિનવણીઓ કે વાટાઘાટોથી જો તેઓ સમાજમાં પોતાનું સાચું સ્થાન ન મેળવી શકે તો એમણે તેને માટે લડવું જોઇએ અને વિરોધીઓના હાથમાંથી એ ઝૂંટવી લેવું જોઈએ. પણ આવા હેતુસર ધર્મપલટો કરવો એ તો બાયલાપણું છે. જે બાયલાઓ જ હશે તેમની હાલત તો ધર્મપલટો કર્યા છતાં પણ નહિ સુધરે.'

### હરિજનો હાથ જોડીને બેસી ન રહે

રાષ્ટ્રીય ભાવનાવાળી કહેવાતી ઉપલી કોમના

હિંદુઓ કે ખુદ કોંગ્રેસી પ્રધાનમંડળો પણ હરિજનો માટે બધું જ કેવી રીતે કરી શકે. બહુમાં બહુ તો એ હરિજનોના માર્ગમાંથી તમામ જાતનાં વિઘ્નો કાઢી નાખી શકે, પણ હરિજનોને તેડીને તેઓ આગળ કઇ રીતે લઇ જઈ શકે? એવી આગેકૂચ માટે તો ખુદ હરિજનોએ પગ મક્કમ બનાવીને ડગલાં ભરવાં જોઈએ. મુંબઇની સરકારે હમણાં જ એવો ઠરાવ કર્યો છે કે આ પ્રાંતમાં એક લાખ કરતાં ઓછી વસ્તીવાળાં જે કોઈ ગામ-શહેરોની સુધરાઈ પોતાના ભંગી કામદારોને જેટલું માસિક મોંઘવારીભથ્થું આપશે, તેના અડધા ખર્ચ જેટલી ગ્રાંટ સરકાર તરફથી તે સુધરાઇને મળશે. ગ્રાંટ માટે વધારેમાં વધારે મોંઘવારીનું ધોરણ વીસ રૂપિયાનું ઠરાવવામાં આવ્યું છે. અને આ ગ્રાંટનો અમલ તા. ૧-૪-૧૯૪૬ થી થવાનો છે. સરકારે કરેલા આ નિર્ણય પછી ભંગીઓએ સુધરાઇના સારા-નરસા સંચાલકોના મનના તરંગોની વાટ જોયા વિના જ. સામે ચાલીને પોતાને એ નિર્ણયનો પૂરેપૂરો લાભ મળે તે માટે સુધરાઇ પાસે માગણી કરી દેવી જોઇએ.

**અનાજની અછતે**
**ભણાવેલો પાઠ**

અનાજની અછતનો આખરી કટોકટીભર્યો તબક્કો . વીતી રહ્યો છે. માપબંધીવાળા વિસ્તારોમાં અપાતું ઘઉંનું પ્રમાણ ઓછું કરવામાં આવ્યું છે. પરદેશોમાંથી મોડું મોડું પણ જે કાંઈ અનાજ આવી રહ્યું છે તેને આધારે દેશને ઘઉંના નવા પાક સુધી પહોંચાડી દેવાની આશા રખાય છે. અનાજની આ અછતમાંથી આપણો દેશ આખો હેમખેમ પાર ઊતરી જાય તો પણ આ અછતે આપણને ભણાવેલો પાઠ આપણાથી કદી વિસરી શકાય નહિ તેવો છે. અનાજ, ખેતી અને ખેડૂત અંગેની આપણી માન્યતાઓ આપણે નવા સંજોગો અનુસાર બદલ્યા વિના છૂટકો નથી. સરહદના ખાન અબ્દુલગનીખાને વડી ધારાસભામાં એક ભાષણ કરતાં જે શબ્દો ઉચ્ચાર્યા હતા તેની ઉપર કાઠિયાવાડથી બંગાળ સુધીના સહુ પ્રાંત વાસીઓએ વિચાર કરવા જેવો છે—

'કોપનહેગનમાં ભરાયેલી ખોરાક અને ખેતીવાડી અંગેની વિશ્વ-પરિષદમાં મેં ભૂખે મરતા હિંદુસ્તાન વતી ભીખ માગી હતી. તે વખતની મારી શરમ હું કદી નહિ ભૂલી શકું. જગતનાં રાષ્ટ્રો સમક્ષ ત્યાં ઊભો ઊભો હું સ્પષ્ટ શબ્દોમાં કહી રહ્યો કે: 'મારા દેશમાં અસીમ માનવબળ છે, અખૂટ કુદરતી ખજાનાઓ છે, ઘણી સારી આબોહવા છે, અને છતાં અમે ભૂખે મરીએ છીએ.

એક હજાર ભભકાદાર યોજનાઓમાંથી પણ એક ગાજર પેદા થઈ શકશે નહિ. નદીકાંઠે બેસીને હાલરડાં ગાવાથી માછલી નહિ પકડી શકાય. ફાઈલો, યોજનાઓ અને 'વધુ અનાજ ઉગાડો'ની અંગ્રેજી છાપામાંની જાહેરખબરોથી જો અનાજ પેદા થઇ શકતું હોત તો આજે દુનિયાના કોઈ પણ દેશ કરતાં આપણી અનાજની નિકાસ વધારે હોત. કમનસીબે ફાઇલોમાં બટેટા નથી ઊગતા.

આપણે હવે સમજવું જોઈએ કે અનાજ જમીનમાંથી આપોઆપ નથી ઊગવાનું પણ હિંદુસ્તાનનો ખેડૂત એને ઉગાડવાનો છે. એને તો તમે ભૂલી ગયા છો, એને તમે પેટપૂરું ખાવા પણ નથી દીધું, એને તમે અજ્ઞાન, કંગાલિયત અને રોગથી ભર્યા જીવનમાં સબડવા દીધો છે. અને હવે દુકાળના રૂપમાં તમે એની આકરી કિંમત ચૂકવી રહ્યા છો. હવે તમે એને સંભાર્યો છે.

આપણા ખોરાકનો સારામાં સારો ઉપયોગ કરવો હોય તો આપણે એને 'બુદ્ધિપૂર્વક ખાતાં શીખવું પડશે. દક્ષિણ હિંદના રહેવાસીઓ અમુક અનાજની અમુક જ જાત માટે માગણી કરી શકે નહિ. જો તમને ફાયદો કરવું હોય તે તમારે ખાવું જોઇએ. દક્ષિણ હિંદમાં હજી સુધીમાં ડઝનેક દુકાળ નથી પડ્યા તેથી મને નવાઈ લાગે છે. મદ્રાસી હિસાબનીસ, ધારાશાસ્ત્રી અને ભાષણકર્તા તરીકે ઘણો કુશળ હોય છે પણ ખાવાની બાબતમાં એ અક્કલનો ઉપયોગ નથી કરતો. એ માત્ર ચોખા ખાય છે. મચ્છી, માંસ કે ઘઉં સુદ્ધાં એ નહિ ખાય. પઠાણો કે પંજાબીઓની માફક મુક્તપણે ખાનારાઓ કરતાં

આવા એક જ પ્રકારનો ખોરાક લેનારાઓ માટે ભૂખમરાનો ભય હંમેશા વધારે રહે છે. આપણે જે ખાવું હોય તે પેદા કરી શકીએ નહિ ત્યાં સુધી જે મળે તે આપણે ખાઈ લેવું જોઇએ.

'મદ્રાસીઓ માટે ખાસ ચોખા ઉગાડવા માટે આ વર્ષે હિંદુસ્તાન કરોડો રૂપિયાનો ખરચ કરે છે, પણ દર વર્ષે એવો ખરચ નહિ થઈ શકે. મકાઈ, બાજરી, ઈંડાં, મચ્છી વગેરે જે કાંઈ હિંદુસ્તાનમાં પેદા થતું હોય તે એમણે ખાવું જોઇએ.

'ભૂતકાળમાં જે પ્રાણીઓએ એક જ પ્રકારનો આહાર રાખ્યો હતો. તેઓ જીવનસંગ્રામમાં સૌપહેલાં ડૂકી ગયાં હતાં. આજે એમનું નામ-નિશાન પણ નથી. મારે તો ચોખા જોઇએ અને નહિ તો હું ભૂખે મરીશ : એમ કહેવું વાજબી નથી. દેહમાં આત્મા ટકાવી રાખવા જે કાંઈ હાથ આવે તે આપણે ખાવું જોઇએ.

'તમામ હિંદુસ્તાનીઓ એવું ક્યારે સમજતા થશે કે ગાજર ખાવામાં કોઈ પુણ્ય નથી અને માંસ ખાવામાં કાંઈ પાપ નથી! હિંદુસ્તાનને ખૂબ ખવડાવો પીવડાવો અને એને કેળવણી આપો; પછી એના ભાવિ વિશે કોઇએ ફિકર કરવાની જરૂર નહિ રહે. તમે સ્વપ્નામાં પણ જેને કલ્પવાની હિંમત નહિ કરી હોય એવું ભવ્ય એ ભાવિ હશે.'

### ગુજરાતીઓએ બુદ્ધિ પૂર્વક ખાવા જરૂર છે

આ શબ્દોમાં એટલું જ ઉમેરવાનું છે કે જેમ મદ્રાસીઓએ તેમ ગુજરાતીઓએ પણ બુદ્ધિપૂર્વક ખાતાં શીખવાની જરૂર છે. મદ્રાસીઓ જેમ ચોખા સિવાયના અનાજને અડતા નથી, તેમ આપણે પણ આજે રેશનિંગવાળા વિસ્તારોમાં અપાઈ રહેલા જવ, મકાઈ પ્રત્યે ઓછી સૂગ નથી દાખવતા. રેશન તરીકે મળતાં ઘઉં, બાજરી કે ચોખા મેળવવા માટે કાળા બજારમાં દોડયા જવાનું 'જેને પાલવે' તેમ છે તે મધ્યમ વર્ગનો શિક્ષિત સમૂહ પણ તેમ કરતાં અચકાયો નથી. ગામડાની અભણ પ્રજાના દિલમાં, તેણે કદી ન જોયેલા આવા અનાજ સામે પૂર્વગ્રહો હોય, તે સમજી શકાય તેવું છે. પણ સાધનસંપન્ન શિક્ષિતોએ તો એ અનાજનો ઉપયોગ કરીને અભણ પ્રજાજનો માટે દાખલો બેસાડવો જોઈએ. આપણા દેશમાં અનાજ નથી એ હકીકત છે; અનાજ માટે આપણે પરદેશો પાસે ભીખ માગી છે અને જ્યાંત્યાંથી એક યા બીજી જાતનું અનાજ આપણને મળ્યું છે એ હકીકત છે; આપણે ભૂખ્યા ન મરવું હોય તો જે કોઈ અજાણ્યું અનાજ મળે તે પણ, બીજી રીતે તે ખાવાલાયક હોય તો ખાતાં શીખી જવું જોઈએ એ પણ હકીકત છે. હકીકતનો આપણે સામનો કર્યે જ છૂટકો છે. ચાલીસ કરોડનું પેટ કાળા બજારથી થોડું જ ભરાવાનું છે? અમેરિકાની 'મિલો' નામની ઝીણી જુવાર આવે છે એમ સાંભળી ભડકવું નહિ.

### આર્થિક અસંતોષને કોમવાદનું સ્વરૂપ

આજે આઝાદી આટલી સમીપ છે ત્યારે, અને એ આઝાદી મળી જાય તે પછી પણ, આપણે ધાર્મિક અને કોમી ભેદભાવને સ્થાને આર્થિક ભેદભાવો ઉપર ભાર મૂકતા રહેવાની જરૂર છે. આધુનિક યુગના માનવી ઉપર આર્થિક ભેદભાવની અસર ઘણી પ્રબળ થતી હોય છે. આજે આટલા સતેજ બનેલા કોમી ભેદભાવોની પાછળ પણ ઘણીવાર આર્થિક અસમાનતા જોર કરતી હોય છે. આમજનતાના સાચા દુશ્મન કોઇ એક કોમના કે મઝહબના આગેવાનો નહિ પણ મૂડીવાદીઓ છે. આ વર્ગવિગ્રહને કોમવાદીઓ સહેલાઇથી કોમી સંગ્રામમાં પલટાવી દઈ શકતા હોય છે. દાખલા તરીકે, એક એવા પણ સમાચાર આવ્યા છે કે બંગાળના અમુક વિભાગોમાં જમીનદારો બધા એક કોમના હતા, અને કિસાનો બીજી કોમના; જમીનદારો લઘુમતી કોમના, કિસાનો બહુમતી કોમના. આ પીડિત અને પીડક વચ્ચે અસંતોષ ધુંધવાઈ રહ્યો હતો અને એ અસંતોષનું સ્વરૂપ સીધું અને સાદું આર્થિક જ હતું. પણ એ આર્થિક અસંતોષને યોગ્ય દિશામાં વાળનારા કોઈ કાર્યકરો મળ્યા નહિ. તે દરમિયાન કોમવાદીઓ ત્યાં પહોંચી ગયા, અને કિસાન તથા જમીનદાર વચ્ચેની અથડામણને મુસલમાનો અને હિંદુઓ વચ્ચેના રમખાણનું સ્વરૂપ આપી દીધું.

### લીગરને મત દેનારા હિંદુ જમીનદારો

જે શોષકો છે તેઓ પોતાની વચ્ચે કોઈ જાતનો કોમી ભેદભાવ રાખતા નથી. હિંદુ, મુસલમાન અને શીખ રાજાઓ એક જ નરેન્દ્ર મંડળમાં ભેગા થયેલા છે. હિંદુ અને મુસ્લીમ મૂડીવાદીઓ એક જ ઉદ્યોગનું સંયુક્ત સંચાલન પોતાના નફાને લક્ષ્યમાં રાખીને કરી શકતા હોય છે, જમીનદારો પણ કોમ-કોમના ભેદ ભૂલીને પોતાનાં સ્થાપિત હિતોના રક્ષણહારની પાછળ કટિબદ્ધ થતા હોય છે. આ વાતનું દૃષ્ટાંત સિંધમાં હમણા જ થયેલી ચૂંટણીઓમાંથી મળ્યું છે. સિંધના નામચીન વડાપ્રધાન શ્રી હિદાયતુલ્લા સામે બીજું ચાહે તેટલું કહેવાનું હોય, એક બાબતમાં એમની પ્રશંસા કર્યા વિના રહેવાય તેવું નથી. આ હાડોહાડ કોમવાદી માનવી સિંધની ધારાસભામાં કદી કોમી મત-વિસ્તાર દ્વારા ચુંટાઈ આવ્યા નથી. હમેશા એ જમીનદારોના મત-વિસ્તારમાંથી ફતેહ મેળવતા આવ્યા છે. આ મત-વિસ્તારમાં હિંદુ અને મુસ્લિમ બેઉ ધર્મના મતદારો છે. એટલું જ નહિ, એ મત-વિસ્તારમાં હિંદુ જમીનદારોની ઘણી મોટી બહુમતી છે. એટલે સિંધની હિંદુ પ્રજા જો શ્રી હિદાયતુલ્લાને એક નંબરના પ્રજાહિતશત્રુ માનતી હોય તો તેની જવાબદારી મુસલમાનોની નહિ પણ હિંદુ જમીનદારોની જ છે!

### મુસ્લિમ વેપારીઓની વિચિત્ર રાવ

લોટ ફાકવો, અને ભસવું : આ બન્ને કામ કરવાની લાલચ, મુંબઈની મુસ્લિમ ચેમ્બર ઑફ કોમર્સને થઈ આવી છે. વચગાળાની સરકારના વેપાર-ખાતાના પ્રધાન શ્રી ચુંદરીગરે થોડા વખત પર મુંબઈની મુલાકાત લીધી ત્યારે એમના માનમાં ઉપલી ચેમ્બરે યોજેલા એક સમારંભમાં એવી ફરિયાદ રજૂ કરવામાં આવી હતી કે, હિંદુ વેપારીઓ મુસલમાન વેપારીઓનો બહિષ્કાર કરી રહ્યા છે અને બહુમતી કોમના આ જુલમમાંથી સરકારે લઘુમતીને બચાવવી જોઈએ. પોતાને કાને આ વાત જાણે કે પહેલી જ વાર પડી હોય તેમ અત્યંત અજાયબી ધારણ કરીને શ્રી ચુંદરીગરે આ બાબત અંગે (-બારેખમ મોઢે) ઘણો ખેદ વ્યક્ત કર્યો હતો અને હિંદુઓના આ બહિષ્કારને વખોડી કાઢ્યો હતો, એટલું જ નહિ પણ, પ્રધાન તરીકેની પોતાની સત્તાની રાહે, કંઈક પગલાં લેવાનો પણ સૂચક સૂર કાઢ્યો હતો!

આ પ્રાંતમાં એક કોમના વેપારીઓ બીજી કોમના વેપારીઓનો આવો બહિષ્કાર કરે છે કે નહિ તે જાણીતું નથી, પણ કરતા હોય તો પણ તેનો દોષ કોને શિરે છે તેનો જો મુસલમાન વેપારીઓએ જરાક વિચાર કર્યો હોત તો આ બાબત અંગે શ્રી ચુંદરીગર સમક્ષ ફરિયાદ કરવાને બદલે એમણે મુસ્લિમ ચેમ્બર ઑફ કોમર્સ નામની જુદી સંસ્થા સમેટી લીધી હોત, અને સર્વ કોમના વેપારીઓના હિતનું રક્ષણ કરનારી કોઈ પણ એક બિનકોમી વેપારી ચેમ્બરમાં એ જોડાઈ ગયા હોત. ભલા માણસ, હિંદુ વેપારીનાં અને મુસ્લિમ વેપારીનાં હિત શું જુદાં છે? એક શું વેપારમાંથી નફો કરે છે અને બીજો પરગજુ ભાવનાથી માલની લે-વેચ કરે છે? મુક્ત વેપારને, માલની અવરજવરને, ચલણની અદલાબદલીને રોકતા સરકારી અંકુશો શું એકને કડવા અને બીજાને મીઠા લાગે છે? કાળાં બજાર શું એકે કર્યાં છે અને બીજાએ નથી કર્યાં? નફાખોરી શું એકે કરી છે અને બીજાએ નથી કરી? હિંદુ અને મુસ્લિમ વેપારીઓ વચ્ચે એવો કયો તફાવત છે કે જેને જોરે આ જૂદી મુસ્લિમ ચેમ્બર ઑફ કોમર્સ ઊભી પણ કરવી પડી?

અખિલ હિંદ તંત્રી પરિષદમાંથી નીકળી જઈને મુસ્લિમ લીગી વાજીંત્ર દિલ્હીના 'ડોન'ના તંત્રીએ શા માટે મુસ્લિમ અખબારોની જુદી પરિષદ કરી? એક બાજુથી આમ વાતવાતમાં જુદા ચોકા નાખવા છે, અને બીજી બાજુથી પાછી તેની ફરિયાદ કરવી છે! ઘરને આગ લગાવા દેવી, ને પછી રાવ કરવી કે અમને કોઈ આશરો નથી દેતું!

### હિંદુ વ્યાપાર-બહિષ્કારના રીતસર ઠરાવો

અલબત્ત હિંદુઓએ જો આવો બહિષ્કાર કર્યો હોય તો તે વાજબી ઠરાવી શકાય નહિ, પણ એ તો લીગવાદીઓએ વાવ્યું હશે તેવું એમને હવે લણવું

પડે. મુંબઈની મુસ્લિમ ચેમ્બર ઑફ કૉમર્સમાં કેટલાય ચુસ્ત લીગવાદીઓ છે. જો એમની યાદશક્તિ કાચી નહિ હોય તો, હજી થોડા જ મહિનાઓ પર સરહદની લીગે એક ઠરાવ કરીને મુસલમાનોને એ પ્રાંતની નજીવી લઘુમતી સમા હિન્દુ વેપારીઓનો બહિષ્કાર કરવાની સૂચના આપેલી તે એ ભૂલી ન ગયા હોત. વળી શ્રી ચુંદરીગર તો બાહોશ વકીલ ગણાય છે, એમને કેમ યાદ ન રહ્યું કે તે અગાઉ થોડા વખતે સિંધની લીગના એમના સાથી આગેવાનોએ પ્રાંતના મુસલમાનોને હિન્દુ વેપારીઓનો બહિષ્કાર કરવાનો અને પોતાની જરૂરિયાતો માત્ર મુસલમાન વેપારીઓ પાસેથી ખરીદવાનો આદેશ આપ્યો હતો! હિંદુઓના બહિષ્કારના કારણે મુંબઈના મુસ્લિમ વેપારીઓને જો કાંઈ વેઠવું પડયું હોય તો સિંધ અને સરહદના હિંદુઓની મુસીબતોનો કાંઈક ખ્યાલ એમને આવ્યો હશે. એકેબીજાની આ હાડમારીઓ બંધ કરવાનો સરળ રસ્તો એ છે કે, લીગ-નેતાઓના આ અને આવા બીજા, આત્મઘાતક આદેશોનું આંધળું પાલન એમણે ન કરવું પણ બુદ્ધિશાળી માનવી તરીકે દરેક વાતનાં સારાં-નરસાં પરિણામોનો વિચાર કરવો.

### જાપાન પ્રત્યે એશિયાની ફરજ

અમેરિકનોના ઊડતા-કિલ્લાસમા રાક્ષસી વિમાનોમાંથી જેની ઉપર મહિનાઓ સુધી હજારો ટન બૉમ્બ વરસ્યા હતા. હજી તો સોળ જ મહિના અગાઉ બે ઍટમ બૉમ્બ વડે જેનાં બે ધીકતાં, ધમકતાં શહેરોને ધરતી ઉપરથી સાફ કરી નાખવામાં આવ્યા હતા, તે જાપાન લોકશાહીને અને પુનર્રચનાને પંથે મુશ્કેલીથી ડગલાં ભરી રહ્યું હતું ત્યાં કુદરત એની ઉપર કોપી છે અને એક જબરદસ્ત ધરતીકંપે તેના પાંચ-૭ લાખ માનવીઓને આ શિયાળાની ચામડું ઊતરડી નાખે તેવી ટાઢમાં ઘરબાર વિનાનાં બનાવી મૂક્યાં છે. જાપાન જેમ 'એશિયાનું કલંક' નીવડયું હતું તેમ જાપાનમાં એવું ઘણું હતું; અને આજે પણ હજી એવું ઘણું ટકી રહ્યું છે, કે જેને માટે એશિયાવાસીઓ મગરૂબ બની શકે. જાપાનના લશ્કરવાદી આગેવાનોનાં અનેક પાપ છતાં જાપાનની આમજનતા પ્રત્યે તમામ એશિયાવાસીઓને હમદર્દી છે. જાપાનના હાથે જેણે અગણિત યાતનાઓ વેઠી છે તે ખુદ ચીનની પ્રજાને પણ જાપાની જનતા સાથે કોઈ વૈરભાવ નથી. વળી આજે તો જાપાન યુદ્ધની ભસ્મમાંથી લોકશાહીની ઈમારત ઊભી કરી રહ્યું છે. એ જાપાનને તેની આ મુસીબતો વચ્ચે મદદરૂપ થવાનો ધર્મ હિંદુસ્તાન કે ચીન નહિ ચૂકે. આટલે દૂરથી હિંદ વધુ નહિ તો કાંઈક પ્રતીકરૂપે જરૂર મોકલી શકે. ખાસ કરીને તો લડાઈ પહેલાં જાપાન સાથે આયાત-નિકાસનો વેપાર ચલાવનારા હિંદી વેપારીઓ એ દેશને તેના આ કઠણ પ્રજાસત્તાક અને જાપાની લોકશાહી વચ્ચે સત્તાવાર સંબંધો ન બંધાય ત્યાં સુધી આ વેપારીઓએ જ એક-બીજા દેશ વચ્ચે એલચીઓ બનવું રહ્યું.

### જાપાનમાં ભીખ મગાતી નથી

જાપાન અંગેની એક બીના ઘણાને જાણીતી હશે કે, જાપાનમાં ગમે તેવો ગરીબ માણસ પણ ભીખ માગતો નથી. પણ આ લડાઈએ ભલભલા ભૂપતિઓનાં ગુમાન મેલાવ્યાં છે તો જાપાનની પ્રજા બિચારી શું વિસાતમાં—એમ હવે ઘણા માનતા થયા હશે. 'જન્મભૂમિ'ના 'ન્યુયૉર્કના પત્ર'માં એ અંગે આવેલી આ હકીકત જાપાની પ્રજાના રુધિરમાં વસતા સંસ્કારોનું દર્શન કરાવે છે.

'યુનાઇટેડ સ્ટેટ્સ અને યુરોપના કેટલાક દેશો બાદ કરતાં આખી દુનિયાના બધા જ મુલકોમાં ભિખારીઓનાં ટોળાં ફરતાં હોય છે. પરંતુ, બીજા વિશ્વયુદ્ધમાં સખત માર ખાનારા જાપાનના ગરીબ પ્રજાજનને આજે પણ પોતાનું સ્વમાન જાળવી રાખ્યું છે: એ ભીખ માગતો નથી. લાખો જાપાનીઓ આજે બેકાર પડયા છે. જાપાનનાં મોટાં શહેરોના અરધાં-અરધ મકાનો લડાઇ દરમિયાન બૉમ્બમારાને કારણે ખંડિયેર બન્યાં છે. લાખો જાપાનીઓને પેટપૂરું ખાવા નથી મળતું, લાખોને પહેરવા કપડાં નથી મળતાં, છતાં એ ભીખ નથી માગતા. એટલું જ નહિ, એમનાં બાળકો પણ કોઈની પાસે હાથ લંબાવવાનું શીખ્યા નથી. લડાઈને પાપે જાપાનનાં હજારો બાળકો અનાથ બન્યાં છે. મા-બાપ, ઘરબાર, અન્ન અને વસ્ત્ર વિનાના એ જાપાની બાળકોને કોઈનો આશરો ન રહ્યો. પછી એ બૂટ-પૉલીશ કરીને પેટનો ખાડો પૂરી રહ્યા છે. આજે જાપાનનાં બધાં જ શહેરોમાં બૂટ-પૉલીશ કરનારાં નાનાં બાળકો ઠેર ઠેર નજરે ચડે છે. આની ટાઢમાં એમને કોઈ છાપરાનું કે ભાંગીતૂટી ચાર દીવાલોનું પણ રક્ષણ નથી. રસ્તા ઉપરની મોટી મોટી બત્તીઓના ઉજાસના ગરમાવામાં સૂતા સૂતા એમાંના કેટલાક પગથીઓ ઉપર રાત ગાળે છે. પણ એ ભીખ નથી માગતાં.

રંગ છે એ જાપાની બાળકોની જનેતાને!

# કાળચક્ર

ઝવેરચંદ મેઘાણી

## આગલાં પ્રકરણોનો સાર

સુમનચંદ્ર નામનો એક વૈશ્ય જુવાન, દેશાવર ખેડવા સિંગાપુર તરફ ચાલ્યો ગયો છે. એની વાગ્દત્તા કન્યા વિમળા વાટ જુએ છે પણ ત્યાં તો જાપાન સાથે લડાઈ ફાટી નીકળી છે. સુમનચંદ્ર જીવતો છે કે મુઓ તેનો યે પત્તો નથી. વિમળાની બેનપણી પાડોશણ ખેડુપુત્રી હુરબાઈ મુસલમાન છે. એનો પરણ્યો ધણી લશ્કરમાં ભરતી થઈ ગયો છે ને એના ઠામઠેકાણાનો પણ પત્તો નથી.

હવે આગળ વાંચો.

## પ્રકરણ બારમું

### બાળપણ્યાં સાંભરે છે

એક તો અંગ પર ખાખી લશ્કરી લેબાસ, એમાં પાછો જુવાન બદન ધરાવનાર આદમી, અને તેમાં પણ ચોરણી મૂછોના વળદાર આંકડા ચડાવનારો અજાણ્યો આદમી — પાથરોદાર પોતાની બહેન હુરબાઈને મળવાની માગણી કરતો ઊભો રહ્યો છે, એ દેખી રમઝાને ખાટલે બેઠાં બેઠાં પોતાની આંખો પરથી તોલદાર પોપચાં ઊંચાં કર્યાં. સીગરેટના ધુમાડા આડેથી એની નજરનું ખુન્નસ અછતું ન રહ્યું.

બીજા બધા ભંગી લોકો છેટે ભોંય પર ઊભડક પગે બેસી ગયા હતા, ત્યારે આ અજાણ્યો લશ્કરી ઊભો જ હતો.

હાથ ભાગેલ એક ખાંડો સામે પડ્યો હતો, તેની સામે દૃષ્ટિ ચિંધાડીને મને કમને પણ રમઝાન કહ્યા વગર ન રહી શક્યો કે, 'બેસો, ક્યાં પીઓ છો ?' કહી સીગારેટની ડબી અને દીવાસળીનું બાકસ ખાંડા પર ફેંક્યાં.

સ્વીપર ખાંડે બેઠો, ને એના મોંમાંથી ભંગીઓના શ્વાસ અદ્ધર ચડ્યા. પેલાએ તો સીગરેટ સળગાવી, ધુમાડા તાણવા માંડ્યું.

હજુ પણ રમઝાન એ શખ્સને બીડીના ધુમ્રપટ આડેથી તપાસી રહ્યો હતો.

તેઓ બેઠા હતા ત્યાં એક વંડી હતી. એ માટીની પછીત પાછળથી ફેરાનો મીઠો ગંભીર ઘેરો રવ અવિરત ધારે આવી રહ્યો હતો. ઉપરાંત બે જણાની બોલચાલ પણ સંભળાતી હતી. એક પુરુષ-સ્વર કહેતો હતો : 'તૈયબ માગે છે તમારી ગાય. કહું કે રોકડા સો આપું. કાંધાં ય નહિ.'

'ના રે નારણભાઈ !' સામે ઓરતનો સ્વર ઉત્તર વાળતો હતો : 'છૈયા ઈ તૈયબાનો મને ઈતબાર નહિ. ઈ તો કસાઈવાડે ય ગાને વેચે. તમ જેવા ગોવાતી માગે તો દઉં. મને પાંચ-પંદર ઓછા આપે. નીકર કાંઈ નહિ, પૂળો નીરીશ તો પૂળે ય દુવા દેતી બાપડી ખીલે બંધાઈ રે'શે. મને દૂધ નો દેતી.'

'લ્યો મેલો હવે વાછડાને.'

'હાં ! રોયો કાંઈ જોર કરે છે ! મારી હથેળી જ છોલી નાખી.'

પછીત પાછળનો એ દેરાનો અવાજ, બે જણ વચ્ચેનો વાર્તાલાપ વગેરે ઉકરડી ભાયો, અને વાછડાની ખરીઓની તબડાટી સંભળાઈ.

એ વાતચીત કરનાર હુરબાઈ અને ગોવાળ હતાં.

અહીં બહાર ફળીમાં સ્વીપરને રમઝાને પૂછ્યું: 'ક્યાંથી આવો છો ?'

'મલાયાથી.' સ્વીપર બોલ્યો.

'શું કામ છે અમારી બાઇનું ?'

'સમાચાર દેવા છે.'

'કોના ?'

'તમારા બનેવીના.'

'ગુલઝારના ?'

'હા.'

'હજી જીવતો છે ?'

રમઝાનના એ શબ્દોમાં તીખાશ હતી. પણ એણે જવાબની રાહ જોયા વગર પોતાની માને સાદ પાડી નૂરબાઇને લાવવા કહ્યું.

'માને ઘણી ખમા ! બોનને ઘણી ખમા !' એવું બોલતાં, પેલા ભોંય પર બેઠેલા બધા ભંગીઆ ઊભા થઇ ગયા, અને ડોશી જેવી દેખાતી બેકુ-પત્નીએ જરાક લાજ કાઢીને 'હા ! આવો ખીમા ભાઇજી ! આવ બેટા ભગવાન ! આ જ તો સંધા ભેળા થઇને આવ્યા !' એમ બોલી, ઓઢણાનો પાલવ પેટછાતીના ઉઘાડા ભાગ પર લપેટી લીધો.

'આવીએ' તો ખરા ને માડી !' એક જણે કહ્યું: 'વધાઇના સમાચાર લેઇને આવ્યા છયેં. આજ તો મા ડબલ કૉપ ભરી ભરી આ પીવરાવે. આજ હોઠ પલાળ્યા વિના નૈ જાયેં, સારા સમાચાર લાવ્યા છયેં.'

'ડબલ પીજોને માડી ! હાલ ઘડી હૉટલેથી મગાવી દઉં એમાં શી નવાઇ છે ? રૂડાં મોઢાં તમારાં, તે સારા સમાચાર લાવ્યા. કહો, શું છે સમાચાર ?'

'કહે ધૂડાંભાઈ !' બુઢ્ઢા ભંગીએ 'સ્વીપર'ને જણાવ્યું:

રમઝાનના કાન ચમક્યા. આંખો પૂરેપૂરી ઊઘડી ગઇ. જેને બાંકડા પર બેસારી પોતે સીગરેટ આપી છે તેતો ઝાંપડો નીકળ્યો. એનું અભિમાન તો ખૂબ ઘવાયું, પણ પછી તેણે તાજેતરમાં જે નવી હવા પીધેલી તે યાદ આવી. એણે ગમ ખાધી.

અને લશ્કરી સ્વીપર ધૂડાભાઈ એ મા-દીકરી તરફ જોઇને સંદેશો શરૂ કર્યો-'હું મલાયા સીંગાપુરમાં હતો, હમણાં જ આવ્યો છું. ગુલઝારભાઈ મેરી સાથે એકજ કંપનીમાં (લશ્કરી વિભાગમાં) હતા. જાપાનવાળાએ કાળા કોપનું બમ્બીંગ કર્યું. કુઆલાલંપુરમાં હમેરી કંપનીનો પડાવ હતો. મેરી તો સરજી ગુલઝારભાઇની સાથે ઉધર રહી જવાની હતી. પણ હમ હમેરા ગોરા કમાનીંગ સાહેબને બંગલે ડ્યૂટી કરતા થા. ઓર મેમ સાબની મેરી ઉપર બડી મેરબાનીથી. કારણ જે ઉસકા બાબા લોગ મેરી સાથે રમતા ખેલતા. એટલે કમાનીંગ સાબ ને મેમ સાબ બાબા સાબ સૌ મોટરગાડીમાં ભાગ્યા, હમને પણ સાથે લીધો. ગુલઝારભાઈ સબ કાળા લોકના લશ્કર સાથે ઉધર રે ગયા. હમ તો કમાનીંગ સાબ સાથે ઇસ્ટીમરમે ચડ ગયા. બાબા લોગે હમારો હેડો છોડ્યો નહિ.'

'તે ગુલઝાર સલામત છે ના માડી ?' ડોશીએ આ માણસની ભાષાની ખીચડીમાંથી ફક્ત મુદ્દાની વાત પકડીને પૂછ્યું.

'હા મા, ખુબ સાજા તાજા થા. મને બોલે કે ધૂડાભાઇ, અમારા ખટલાને ખેરિયત કહીં આવજો. મેંને કહયા કે જરૂર ગુલઝારભાઈ, હું જાતે જઇને ખેરિયત કહીશ. પોતે કહે કે હમેરી જોરૂકું ખાસ મોહામોઢ કહેના-'

અહીં સ્વીપરે ડોશીના પડખામાં બેઠેલી નૂરબાઇ સામે દષ્ટિ કરી. નૂરબાઈ નીચું જોઇ ગઇ. જરી વારમાં તો એ ઘરની ઓશરીની ગાર' પર ટપ-ટપ ટપ-એ યુવતીનાં નેનનાં નેવલાં ચૂઇ પડ્યાં.

'સાજો નરવો છે મારો ગુલઝાર ! હેં માડી, સાચે જ ?' એમ પૂછતી ડોશી આસમાન સામે સલામ કરતી અને બીજા સલામ ધરતીને ભરતી ફક્ત એટલું જ બોલી: 'હે અલ્લા ! ખાવંદ ધણી ! તું બડો રહેમાન છે. અમે તો રોજ ફફડતાં;, ને આ મારો રમલુ તો કાંઈ ઉતાવળો ! કાંઇ ઉતાવળો માડી ! વાંસે જ લાગ્યો'તો કે નૂરીને ઝટ બીજે...'

'છાની રે'ને મા !' એવું તદ્દન ધીરે સાદે કહેતી નૂરબાઈએ ડોશીનો હાથ દબાવી રાખ્યો. એનું ગળું વધુ કંઇ અવાજ કાઢવાને અશક્ત હતું. મહિનાઓથી ફિક્કાશ ધારણ કરતા ગયેલા એના લંબગોળ રૂપાળા

ચહેરા પર સુરખીદાર રુધિરના જોશભર્યાં આવન-જાવન ચાલતાં હતા.

'ઔર ક્યા હૈ, કે અમારા ખવચાકુ પણ દેખ કે આના ધૂડાભાઈ.'

'લ્યોને એનેય લઇ આવુ બાપુ!' એમ કરતી ડોશી અંદર દોડી ગઈ ઘોડિયામાંથી ઊંઘના ભાણુને તેડી લાવી, એના વાળને પંપાળી કહે; 'જો તારા બાપનો સંદેસો લાવ્યા સે! તને યાદ કરે સે તારો બાપુ.'

'કેવરાવ્યુ છે. ગુલઝારભાઇએ, કે હેમત ગયે, ઉગર કહેણુ કરીને રહે માલિક ચોકસ મેળવશે'

'મેળવશે-કળજમાં-' એમ કહેતો રમઝાન તીખે અવાજે પૂછી ઊઠયો 'તમારી ફોજુ તો તિયાં જાપાનવાળાને સોંપાઇ ગઈ, તોય કહો છો કે માલિક મેળવશે! ગોરા ગોરા તમામ મોટરૂમાં ભાગીને આગબોટુમાં ચડી અહીં ચાલ્યા આવ્યા, વાંસે કાળી ફોજુને સોંપી દેવા રાખી-કમજાતો!'

'બાત તો સચ્ચ છે' રવીપરે કબૂલ કર્યું

'ને તમારા ગોરા તો આખી રાત લગી દારૂ રંડીબાજીમા મશગૂલ હતા ખરી બાત કે નહિ?'

'આખી રાત કલબુમા મોજ કરી, ને સવારે સીંગાપોર તૂટયું કે ભાગ્યા. સચ બાત છે ભાઇની.' રવીપર ડૌકો પૂરી રહ્યો. 'બીજે ત્રીજે ઠેકાણે લડતા હતા ત્યાંથી પણ કાળાને લડતા છોડી ગોરા ભાગી છૂટયા.'

'અરે મારા રોયા!' ડોશીએ નિ:શ્વાસ પડતો મેલ્યો. 'અમારા ગુલઝારને-અમારા એક જમાઈ નેય ન કાઢી લઇ શકયા મારા પીટયાઓ? ઇ એક એને શુ ભારે પડી જાત? જુવાનજોધ બાપડો. મોટીમોટી ઉમેદે ગયો, ને આટલા મહિના ઓરત છોકરાંની સામે ન જોયું—'

ડોશી અટકી પડયાં, પણ રવીપરે ત્રાગડો ઉપાડી લીધો 'સાચુ ડોશી મા, ગુલઝારભાઇ પણ અમે છૂટા પડયા ત્યારે એ જ વલોપાત કરતા'તા, બોલે, કે અરે ધૂડાભાઇ' પેટછૂટી કહું છુ. બાળબચ્ચાંને ટુકડો કાગળ પણ નથી લખ્યો, નથી ખરચી મોકલી, ક્યાંઈ મલાયામાં જાણુ અટે સારંગ માથે મોહી પડયો, ભુગા રૌઝ ને ભુગા ચમેલીની વેણી ઉપર દિલ લટી ગયુ. પણ આખરે તો ઘર એ ઘર, નકા કરેલી તે જ સાચી ઓરત.'

'ઈ શું કહ્યું ભાઈ? કંઇ સમજાયું ન પડી'

'ઈ તો એવો માયનો છે ડોશીમા, કે મલાયાની ઓરતું બહુ દેખાવડી, બહુ રૂપકડી ચલિયાને ઠેકાણે ઇ જે ધુધી વીંટે તેને સારોંગ કહે છે, બદન પર કબ્જાની સિસ્ટમ પહેરે તે બાજુ કહેવાય કાનમાં પહેરે તરીંગા, પગને કડે પહેરે રૂપાના પેરા, ગ્રી ભરેલા ખાસોટ માથને ચંપલ પહેરે, માથામાં ગુલાબ ચમેલીની વેણી બાંધે. બોલ મયાળુ બાઇઓ.'

હુરમાઇના દિલમાં જે સંદેહ સૂતો હતો તે જાગી ઊઠયો. એના મનોભાવને સમજતી માએ રવીપરને સ્પષ્ટ પૂછ્યું; 'તે હેં ભાઇ! ત્યાં નકા કરે?'

'ઘણા કરે. જેને પરણે તેને મલાયાવાળીયુ ફૂલ જેમ જાળવે પણ લશ્કરવાળો કંઇ પરણી શકે? ઇ તો પાગલે પરદેશ એકલવાયું લાગે, મરવા મારવાના મામલા, ઘડી સાથે ડોકી કાયમ હથેળીની જ રહે, ઘર સાંભરે, આ એમ વળી કયાંક કોઇક દિવસે ડયુટી નય હોયે ત્યારે જાય તો માયા લાગે, બાકી કાંઇ નહિ."

'બાકી કાંઇ નહિ!' એ બોલ હુરમાઇને શાંતિ પમાડનારા લાગ્યા.

'પણ ડોશીમા!' રવીપરે ચોખ્ખું કર્યું. 'વાત છુપાવવી નથી. હું ને ગુલઝારભાઇ કોક કોક વાર ભાગી પડવા જેવા થઇ જતા હું એને કહેતો ને એ મને કહેતા, કે જન્નતમાં જાય આપણો દેશ, હાલોને અહીં આ નાનાં નાનાં કમ્પોંગમાંથી એકાદમાં, નાળિયેરી ને રબરના બગીચામાં મજૂરીએ લાગીયે, એઇ ને ખજૂરીના છાપરાંવાળા એકાદ ખોરડામાં પરણીને બેસી જઇએ પણ ફોજમાંથી શે છુટાય! ત્યાં તો બંદૂકે જ દે ના!'

'સારું બાપુ! તું હીમખીમ ઘેર આવ્યો.'

'ગુલઝાર આવી રૂપે હવે મા.' રવીપરે સાદે રમઝાને કહ્યું.

'હા બાપુ?'

'જાપાનવાળા કેદીઓને સાચવતા જ નથી. કાપીને ગોસ રાંધી ખાઇ જાય છે.'

'ઇન્સાનનું?'

'હા, ઇન્સાનનું.'

'હે ભા!' ડોશીએ રવીપર પ્રત્યે રાંકડી નજર નોંધી.

'વાતું તો બધીયું ય થાય છે માડી! પણ આલિક સારાં વાનાં કરશે. હું તો નીકળ્યો ત્યારવેળાનું હીમ ખીમ કહેવા આવ્યો છું.'

'એટલેથી ય અમે ઘણાં રાજી છયેં ભાઈ, ને અમારો અલા રાજી થાશે. લ્યો ચા આવી ગયો. પીને પછી જાવ.'

બીજા સૌએ સબડકા બોલાવીને, અને સ્વીપરે કપમાથી જ ધીરું ધીરું 'સીપીંગ' કરતે કરતે ચા પીધી. ગોરાને ઘેર રહી આવ્યો હતો એટલે જ તો!

મુલાકાતિયા જવા ઊઠયા, ભંગીઓએ દુવા દીધી કે 'ઇ તો માડી, માલક મોટો છે, હીમખીમ રાખશે, બોનને હરમત દેજો.'

એ શબ્દોએ હૂરબાઈની હીંમતને ઉલટી ગાળી નાખી. એને ઓઢણાને છેડે આંખો લૂછતી નિહાળીને રમઝાન ચિડાયો.

'રોવછ તે એવી કઈ મહોબતે! રઝળાવીને જનારના મોં માથે તો ખૂટ મારવી જોવે.'

હૂરબાઈ એ ન સાંભળી શકી, અંદર ચાલી ગઈ, ને વાડાની ખડકીએથી બહાર નીકળીને પેલા ભંગી લોકોનો રસ્તો આંતરી ઊભી રહી. સંદેશો લઈ આવનાર સ્વીપરને એણે હળવે સ્વરે પૂછ્યું: 'હેં ભાઈ, એણે બીજું કાંઈ કે'વાર્યું છે?'

'બીજું તો શું બાઇ!' સ્વીપર ધૂડાભાઈએ નીચું મોં રાખીને જવાબ દીધો: 'બાલબચ્ચાં બહુ યાદ આવે છે એટલું જ કહ્યા કર્યું. અમે ગોરા કમાનીંગ સાબનાં મેમ સાબ ને બાબા સાબ સાથે સવારે ભાગી નીકળ્યા, ને એ પછી ગુલઝાર ભાઇ વાળી અમારી આખી ફોજ સાંજે જાપાનવાલાને સરીન્ડર થવાની હતી.'

'એનું બદન તો નરવું હતું ને ભાઇ?'

'કાંક લેવાઇ ગયેલ તો ખરા. આડોડાઇ બહુ કર્યા કરે ખરા ને, એટલે એને માથે ખટલા થાય, સજા ભોગવ્યા કરે, કાંઈ ડ્રીલ બીલ કરે નહિ. દિલ ઉપર ફ્રાશકોજ પડી ગયેલ, કે ફ્સાઈ ગયા! એટલે પછી કામમાં ગલતી થિયા જ કરે.'

'શા માટે?'

'બાલબચ્ચાં યાદ આવ્યા કરે એથી.'

'શી સજા કરે? માર મારે ખરા?'

'પલટનના મામલામાં તો હરેક કિસમની હિંદવે-હલાં વીતે બાપા! પણ હવે એ બાતકા કુછ વલોપાત મત કરનાં.'

એમ કહેતો સ્વીપર ચાલ્યો ગયો, અને હૂરબાઇ ખડકીની અંદર પાછી પેસીને કમાડ બંધ કરતી હતી તે જ પળે શેરીમાંથી એક આદમી ખૂણાનો વાંક વળીને નજીક આવી પહોંચ્યો; ને હસીને એણે હૂર-બાઇને પૂછ્યું: 'આંઇથી તો નહિ જ દાખલ થવા દેને હૂરી?'

સુધરાઇના ઝાંખા દીવાને અજવાળે શરીર ઓળખાય તે પૂર્વે તો અવાજ પિછાનીને હૂરબાઇ બોલી: 'કાસમ બનેવી! આગલી ખડકીએથી આવો, અને—જુઓ, છોકરાંના બાપુના સારા વાવડ છે. એટલેથી સમજી જાજો. નીકર પછી હું જેવી કોઇ ભૂંડી નથી!'

એટલા શબ્દો સાથે એણે પાછલી ખડકીને અંદરથી 'સાંકળ ચડાવી. ને એના અંતરમાંથી ઉદ્‌ગાર ઊઠયો:

'સગા ભાઈને ય મારું એક પેટ ભારે પડે છે; નીકર આટલી ઉતાવળ હોય? આજ આને તો કાલ ઓને, તેડાવ્યા જ કરે છે, બેનને ઝટ ઠેકાણે પાડવા. બેન શું અણુહકની શેર જાર બગાડે છે! અરે અલા! પરણ્યો બાપડો કાળા પાણીને પાર બેઠો બેઠો અમારે વાસ્તે હિજરાય છે, ને આંઇ તો કાસમ બનેવી મધરાશી ફેંટે તલપાપડ બની રિયા છે. ઓ અલા! હે અલા!'

વાડામાં ગાયોને કડબના પૂળા નીરવાને મિષે એણે આટલા મનોદ્‌ગારને માટે સમય મેળવ્યો.

## પ્રકરણ તેરમું

### માણેકબહેન

વિમળાને ઘેર જઇ પોતાના વરના વાઘી બની ગયેલા કુશળ ખબર આપવા હૂરબાઇ ઘણા

દિવસથી ઇંતેજાર હતી (એ ખબર વાશી હતા કારણ કે ચાર-૭ મહિના પહેલાના હતા) પણ ૧ ખેતર-વાડીના અટપગા કામોએ એને રોકી રાખી હતી વાડીમા ધઉંને પાણી પવાતા હતા, તો છેટે ખેતરમા મગ-મઠ ઉપડાતા હતા, ત્યા પાછા તન ઉમેળાતા હતા કાના વીણાતા હતા પોતાના આનંદની વાતને જાણે કે દાબડીમા મૂકી દેવી પડી હતી મેનનો આ આનંદ ગમઝાનને ગમતો નહોતો, સમજાતો પણ નહોતો ગુનઝારને એ કોઇક જાપાની કેદી-છાવણીમા વગર પોષણે રીબાતો સમડતો અગર તો કે' દાડાનો ઠાર થઇ ગયેલો માનતો હતો ભાઇની દૃષ્ટિ ચુકવીને એક દિવસ હરખાઇ બેનપણીને ઘેર ગઇ છોકરો સાથે હતો

ઓશરીની કોર પર છોકરાને ઉભાડીને પોતે તો હજુ ફળીઆમા ઊભી હની, ત્યા એણે અંદરના ઓરડામાં એક નવી વ્યક્તિ દીઠી ભરાવદાર શરીરનો પીઠભાગ જ એટલો વિચિત્ર હતો, કે આ કોઇ સ્ત્રી છે કે પુરુષ તે સમસ્યા થઇ પડે પણ એ પીઠ પર બહુ લાબો નહિ કે બહુ ટૂંકો નહિ એવો ચોટલો ઝૂલતો હતો, ને ભુજા સુધીના ખુલ્ના હાથ ઊજળા હતા હાથની કળાઈઓ ઉપર છૂંદણાની હાર ને હાર હતી, જે પરથી કોઈક જૂના જમાનાનું માણસ લાગે સફેદ ખાદીની જાડી સાડી જો અરધો બરડો ઉઘાડો મૂકીને ખભા પર પડી ન હોત તો કોઇ પુરુષ ધોતીઉ ઓઢીને ઊભેલો લાગત કચ્છની વળીને જરા ઊંચી ચડી ગયેલ એ સાડીની નીચેથી ચણીઓ (તે પણ સફેદને જાડો) દેખાતો હતો પગની પીંડીઓ સહેજ ડોકાતી હતી પગના કાંડા પર કાંઈ દાગીનો નહોતો, પગની પેશીઓમા સુકોમળતા નહોતી હાથને કાંડે ફક્ત અકેક પાતળી ચૂડી હતી કમરે એક હાથ દઇને એ ઊભી ઊભી વિમળાની બાને કહેતી હતી

'તમે મારો ભરોસો રાખોને માશી! મને એક વાર એને આહીંથી ખેસવવા દો પછી તમે જુઓ શુ થાય છે'

પોતાને માશી કહેનાર આ સ્ત્રીને વિમળાના બા ઓશિયાળી, રાંકડી ને ઉચાટભરી આંખે કહેતા હતા

'તારા વિના એને બીજું કોઈ દેખાણું નહિ લાવી શકે, મારું! તારો મને ભરોસો છે બીજા તો કોઇને ઘેર મોકલુ નહિ પણ તું એનું મન મનવીને ક્યાંઇક સારુ ઠેકાણું ગોતી દે બેન તુ જ, મારો ઇષ્ટદેવ બાકી આ મારાથી નથી ખમાતુ આ કુટુમ્બીઓના કડવા બોલ રાતદા'ડો મારી છાતી છૂંદી રહ્યા છે'

'મારો ભરોસો હોય તો ભરો ઘેલીના કપડાં'

'ક્યારે જવુ છે?'

'તમે ઘેલીને તૈયાર કરી દ્યો, તો હું પગ દી પાછી ફરુ કે તરત'

'એને તે પૂછ્યુ છે?'

'એ તો મને સાગે ચાલીને કહી રહી છે કે બેન, મને મુંબઈ તેડી જા, ગમે તે રીતે મુંબઈ ભેગી કર'

હરખાઈ સમજી ગઈ બહેનપણી ઘેલીને મુંબઈ લઈ જઈ એનું ક્યાંઇક લગ્ન કરી નાખવાને ઇરાદો આ કોઈ મહેમાન બાઇની સાથે ચર્ચાઈ રહ્યો છે ઘેલીબેન ઘરમા જણાતી નથી

બાજુમાં રસોડું હતુ, ત્યા પોતે ગઇ વિમળા રોટલી કરતી હતી હરખાઈ દૂર બેઠી બેઠી વાતો કરવા લાગી, ગુનઝાર જીવતો હોવા વગેરેના ખબર દીધા

'સારુ બેન! ભગવાન તમને હેમખેમ પાછા ભેટાડે'

'તમને ય' હરખાઇએ સામી દુવા દીધી

'અમારુ તો કોણ જાણે'

'કેમ કોણ જાણે?'

'અમારે તો શ્યો સંબંધ ને શું સગપણ?'

'સંબંધ મોહબ્બત પ્રીતો મનની વાતું છે'

'પણ એકના મનની નહિ તો!'

'એકના મનની વાત સામાના મનમાં ઊગ્યા વિના રહે નહિ'

'એમ?'

'હા, આનો બાપ અમને જંપી રહ્યો છે ન્યા કાળે પાણીએ-રેડ મવાયામા'

'જે થાય તે ખરુ બાઈ!'

'તમારાં તો ગાંસડાં પોટલાં બંધાય છે ને શું ?'

'હા, થોડા દી મન મોકળું કરી આવું.'

'કોણ છે મેમાન ?'

'મારાં એક મશિયાઈ બેન છે.'

'પરણાવી દેવાની પેરવી કરે છે ?'

'ના રે ના, એ તો મારી બાને ફોસલાવવા-માટે.'

'જબ્બર લાગે છે.'

'મુંબઇમાં એને બધા જમાદાર કહે છે. બહુ જબ્બર છે.'

'મરદ ઘડતાં ઘડતાં માલિકે અસ્રી ઘડી લાગે છે.'

'તમે એને જોયાં ?'

'વાંસો જોયો.'

'મોઢું જોયું હોત તો ખબર પડત.'

ત્યાં તો એ મરદ, સાધુડી, અને સુભગા સ્ત્રીના મિશ્રણમાંથી બનેલી મહેમાન સ્ત્રી અંદરના ઘર-ભાગમાંથી રસોડા તરફ, 'લે ઘેલી! કર તૈયારી.' એમ કહેતી કહેતી આવી. એનું મોઢું હુરબાઈએ જોયું. ઘેલી બેન સાચું કહેતી હતી. આ 'જમાદાર' નામે મુંબઇ-મશહુર સ્ત્રી સાચા અર્થમાં, સુકોમળ, સોહામણી, બેશક ટાઢ તડકા ને વરસાદમાં ટીપાઇ ટીપાઇ રીઢી બનેલી, પણ અમીરાતનાં ઊંડાં લક્ષણો ળળકાવતી એક નરદમ નિર્ભેળ નારી જ હતી. એણે વિનાપિછાને પણ હુરબાઈના બાળકને બચકાર્યો, ઊંચે શીકા પરથી એક કેળું ઉતારીને આપ્યું, રસોડામાં ધસી આવતા બાળકને બીકથી રોકતી હુરબાઇને એણે હસીને કહ્યું : 'બાળકનું કાંય નહિ બેન!'

'ના બાપા, અભડાય.' હુરબાઇ હસી.

'કશું ય અભડાતું નથી. શું નાતું કે શું મોઢું, કોઇ કોઇથી અભડાય નહિ.'

'કરી મેલ્યું છે ને !'

'એથી જ દાટ વળ્યો છે ને ? કર્યું તો કરનારે. કરનારા તો હજારૂં વરસ પહેલાં હાલ્યા ગયા, ને આપણને એકબીજાનાં ગળાં કાપતાં શખ્યાં.'

હુરબાઈને પોતાનો ભાઇ રમઝાન યાદ આવ્યો: એ તો કહે છે કે હિંદુ પાણીનો છાંટો ય ન લેવાય, એ કાફરનું પાણી કહેવાય. એ વિચારો કેમ જાણે વાંચી ગઇ હોય તેમ આ મહેમાન બાઇ બોલી ઉઠી;

'અમે તમને હલકાં ગણ્યાં, તો હવે પાછાં તમે અમને કજાત ઠરાવેલ છે. સ્ટેશને સ્ટેશને ય હિંદુ પાણી ને મુસલમાન પાણી નોખાં નોખાં ! અરે હું મુંબઇથી આવી ત્યારે તરસે મરી જતી'તી, એક પણ સ્ટેશને હિંદુ પાણી વાળો ન મળે. મુસલમાન પાણી વાળાને મેં કહ્યું કે ભાઈ લોટો ભરી દે; ત્યાં તો મારી જોડેનાં બધાં વાણિયાં બામણ ચોંકી જ હાલ્યાં; એ તો ઠીક, પણ મુસલમાન પાણી વાળાયે 'નહિ મળે' કહેતો ચાલ્યો ગયો.

હુરબાઇને આ નારી પોતાના ગામમાં-એટલે એ પોતાના જન્મારામાં નવી નવાઇની લાગી. એનો ઢીલોઢફ જાડો લેબાસ નખશિખ સફેદ રંગને લીધે કોઇ રાંડીરાંડ ચુસ્ત બામણી હોવાની શંકા કરાવનો હતો; ત્યારે એનું બોલવું કોઇ સુધરેલી વંઠેલીના જેવું હતું. નહિતર હિન્દુ ઊઠીને મુસલમાનનું પાણી પીવાની વાત કાં કરે !

'તમે તો મુંબઇમાં જ જનમ્યાં ઊછર્યાં લાગો છો.' એણે પૂછી જોયું.

'ના બહેન.' મહેમાન સ્ત્રીએ એની લાક્ષણિક રીતે, ગળામાં ઘૂઘરો ખખડતો હોય એવા તોરથી ખડખડ હસીને જવાબ આપ્યો; આંહી કાઠિયાવાડના ગામડા-માં જ ટેકૂાં ભાંગ્યાં છે, અઢારે આલમની હારે પાણી ભર્યાં છે, ને શેમે વગડે છાણાં વીણ્યાં છે.'

'કિયું ગામ પિયરિયાંનું ?'

'અત્યારમાં નરણાં નામ ન લેવાય. ઠીક, ઉભાં રહો.' એમ કહી, રોટલીનું બટકું મોંમાં મુકીને પછી કહે, કે 'ભગતનું ગામ.'

કાઠિયાવાડમાં કેટલાંક ગામો એવાં છે, કે જેનું નામ, ખાધાપીધા વગર લેવાઇ જાય તો ટાણાસર જમવા ન પમાય, એવી માન્યતા છે, સાયલા ગામને

'ભગતનું ગામ' કહેવાનો ચાલ એટલા કારણે જ પડ્યો છે.

'ઈ તો શહેર વદે.' હરબાઈએ શહેર વિશેની પોતાની ગામડી કલ્પના રજૂ કરી.

'પણ મારે તો પિયરનો દસ્યજ બંધ પડી હતી, હું આઠ વરસની હતી ત્યારથી.'

'તયેં પછી?'

'મોસાળમાં ખોપાળે મોટી થઈ.'

'તયેં તો સાસરું સુધરેલ શહેરનું હશે. વર હશે બાલિસ્ટલ.'

'સાસરું સુધરેલ તો એવું હતું, કે...હેં-હેં-હેં, રાતે વરને અરધી ઊંઘ પૂરી થયા પછી તો વઉથી ઓરડે પહોંચાય. એવાં સાત વરસ કાઢ્યાં.'

ત્રણે જણીઓ એક સામટું હસી પડી.

'પછી?' હરબાઈથી પુછાઈ તો ગયું, પણ એવી શરમિંદી બની કે મોં આડે પાલવ નાખી દીધો...

'પછી' શું, તે કહું? જોજે હો, કહું છું. હું-હું-હું-' ગળાનો ઘૂઘરો રણઝણ્યો: 'વરની પથારીથી છેટે છેટે એક મેલું ફાટલું ગોદડું પાથરીને પડું તે વહેલું વાય વહાણું!'

'વરને મળવાનું ય નહિ?'

'કોક કોક વાર.'

'ક્યારે?' એ પ્રશ્ન હરબાઈના નહિ, પણ વિમળાના હોઠમાંથી પડ્યો; પડતાં વાર તો વિમળા ઝબકી. એણે છીંક કચરી, 'નહિ, નહિ, નહિ. હો!' એમ બોલતી એ રોટલી કરતી ઊભી થઈ ગઈ, 'કહેશો નહિ કોઈ કહેશો નહિ, મારા સમ, શૂળ સર્પ નાઠ!'

એમ બોલતી એ ત્રણેના હાસ્ય વચ્ચે બહાર નાસવા કરતી હતી, પણ મહેમાન બહેને એને પકડીને રોકી, પછી કહ્યું: 'સાંભળતી જા, જો, કહું ક્યારે? જ્યારે જ્યારે સાસુએ એમના દીકરાને અધરાત સુધી પાસે બેસાડીને મારા સામટા ગુનાની પારાયણ સંભળાવી હોયને, ત્યારે, તે રાતે.'

'તે દી' શું વર પઢેક કરે?' હરબાઈએ હીંમતથી પ્રશ્નાવલિ ચલાવી.

'ના.'

'તયેં?'

'હેત કરે. હાં-હાં-હાં-હાં—'

'કેવી રીતે?'

'મર રે મર તું હરકી!' કહેતી વિમળા ઘરમથી ગોટાવળી ગઈ, અને રોટલીનું ગોળણું પછાડની પાછળ ફરી ગઈ: એટલે મહેમાન બહેને કહ્યું, 'લે ઘેલી! હવે રાતની વાતનો ભેદ ખલાસ કરી દીધો. હાઉં? કર તું તારે રોટલી.'

'લે હવે જાને બાઈ! તારે વાડીનું મોડું થાય છે.'

વિમળાના એ જૂઠા જાકારાના જવાબમાં હરબાઈએ કહ્યું. 'આજ તો અમારી અગ્યારશ છે ડાહી! ને તું તો હવે વનનું પંખેરું. કાલ્ય ઊડી જઈશ. ઘોડી વાર તો બેસવા દે. આ બેનને પાછી કે'દી મળીશ!' માયા લાગી ગઈ.'

છોકરો માના પગ પાસે ઊંઘી ગયો હતો. એના મોં પરથી ખરેટા ઉખેડતી ઉખેડતી હરબાઈ બેસી રહી. ને પછી મહેમાન બહેનનું નામ પૂછ્યું. વિમળાએ કહ્યું:

'માણેક બેન.'

'નામ હજી ગામડી જ રાખ્યું છે ને શું?'

'અરે બાઈ, નાની હતી ત્યારે તો મોસાળમાં માકુડી કહેતા. ને આજ પાંચ છોકરાંની મા થઈ ને મોસાળ જઈશ તોય માકુ કહી બોલાવશે.'

'કેટલાં વરસનાં થયાં?' હરબાઈ આશ્ચર્ય પામી.

'તમને કેટલાં લાગે છે?'

'ખબર કયાં પડે એવું છે!'

'આડત્રીશ.'

હરબાઈએ પચીશથી વધુ કલ્પ્યાં નહોતાં.

'લે ઘેલી,' માણેક બહેને અભરાઈ ઉપરથી થાળી ઊતારી કહ્યું: 'પીરસ ઝટ. હમણાં ઘોડાગાડી વાળો આવશે ખોપાળું છે પૂરા સાત ગાઉ.'

'એટલાં જાવાના છો?' હરબાઈએ પૂછ્યું:

'હા જ તો.'

'કાઠિયા મલકમાં એકલાં!'

'શો વાંધો છે?'

'મોટા મરદો ય એકલા ન જાય એવું બીકાળું છે ને?'

'મારે શી બીક? હું તો આ બધાં ગામડાંની ભાણેજ ખરી ને?'

'કોઈ દી ગિયાં છો?'

'દર બે સાલ થાય ને જાઉં છું.'

'કોઈ વતાવે નહિ?'

'ના રે! ભાણી છું સૌની. બાકી તો જે બીએ તેને જ વતાવે. આપણા રામને તો રાક્ષસનીયે બીક નહિ. ને પાછાં આ લૂગડાં જોઈનેય છેડતાં અચકાય.'

'લૂગડાં?'

'હા, ગાંધી બાપુનાં લૂગડાં.' માણેકબેન ખાદીનો નિર્દેશ કરીને કહેતાં હતાં: 'મારગમાં મળે તો બચારા ગાંધીજીની, ને જવાહરલાલની, ને દેશપરદેશની વાતો પૂછે, જેલની વાતો પણ કઢાવે.'

'જેલની?'

'હા રતો. કોઈના ભાઈ ભત્રીજા જેલમાં ગયા હોય, એ સૌના સમાચાર પૂછે.'

'તમને?'

'હા સ્તો. ત્રણ વાર જઈ ચૂકી છું. રીઢો ગુનેહગાર છું.'

'શી બાબત?'

'ગાંધી બાપુની લડતમાં.'

હુરબાઈની મનોભૂમિમાં વળી એક નવો જ પ્રદેશ ઊઘડવા લાગ્યો; પ્રશ્નો પૂછી પૂછી એ અટવાતી જતી હતી. એને કાને ખેતરવાડીના એક સુરીલા જીવનમાં, ગાંધી-સંગ્રામના ભણકારા અફળાયા તો હતા જ, પણ સ્પષ્ટપણે કશું સમજમાં આવ્યું નહોતું. ઉપરાંત એણે રમઝાનભાઈના ભાંગ્યાતૂટ્યા ઉદ્ગારો-માંથી, અને હમણાં હમણાં તો પોતાની મુસ્લીમ કોમની વસ્તીમાં આછી આછી ચર્ચાતી વાતોમાંથી ગાંધીની લડત પ્રત્યે સૂગ, શંકા તેમજ તિરસ્કારના વાયરા અનુભવ્યા હતા. ગાંધીની લડતમાં તો હિંદુ ઓરતો અને કેટલીક કાફર બની ગયેલી વંઠેલી મુસ્લીમ બાઈઓ ભ્રષ્ટાચારને માર્ગે ચડી ગઈ છે, એવી હવાઓ ચાલી હતી.

એ હવાએ હુરબાઈને ચૂપ કરી દીધી.

જમી ઊઠીને માણેકબહેને વિમળાને કહ્યું: 'અરે પણ ઘેલી! મારે તો વાસીદામાં સાંબેલું ગયું.'

'કેમ?'

'મેં તો મારી જ વાત કહ્યા કરી, પણ આ બહેનની તો તેં ઓળખાણ જ ન આપી.'

'એનાં વર લડાઈમાં ગયાં છે.'

'ક્યાં? લશ્કરમાં?'

'હા, મલાયા–સિંગાપૂર; હમણાં જ ખબર આવ્યા કે એને ત્યાં જાપાનવાળાના હાથમાં સોંપી દેવાના હતા.'

'ત્યારે તો બચી ગયા.'

'કેમ?' હુરબાઈનો ચહેરો ચમકી ઊઠ્યો.

'રેડીઓમાં અમે સાંભળ્યું હતું.'

રેડીઓ શું ચીજ છે એ કશું સમજ્યા વિના હુરબાઈએ પૂછ્યું: 'શું સાંભળ્યું?'

'કે ત્યાં તો આપણા હિંદી કેદી સિપાઈઓની જુદી ફોજ ગોઠવાઈ છે; તમારા વર એમાં હશે.'

'જાપાનવાળાએ કાંઈ જફા નહિ કરી હોય?'

'ના; ઘણું કરીને તો નહિ જ.'

'હીમ ખીમ હશે?'

'હા.'

હુરબાઈએ આકાશ તરફ જોઈને પછી નેત્રો ધરતી તરફ ઢાળી દીધાં. ઊંઘતા બાળકને શરીરે એનો હાથ ફરવા લાગ્યો. એ વખતે માણેક બહેને એ હાથને પહેલી જ વાર નિહાળી જોયો, કેટલા કાળ પૂર્વે એ હાથ પર મૂકેલી મેંદીની આખરી આછેરી ઝાંય હજુ આંગળીઓના નખ ઉપર રોકાઈ રહી હતી.

એણે દુવા દીધી: 'તમારા મોંમાં સાકર, બોન!'

વધુ વાતનો સમય નહોતો. ટપાલવાળાની બૂમ પડી; માણેક બહેન પોતાના એક ચાર બરસના

છોકરા સાથે બેસી ગયા; અને હુરમાઈના કહેવા મુજબ સાથેસાથ જ્યા એક જોડ ઉજળાં કપડાં પહેરેલા મન્તો પણ વગર રક્ષણે મુસાફરી કરતી અચકાતા હતા, તે પચાળના કાઠિયા મુલકની વેરાન ભાટ પર નિર્ભીક માણેક બહેનની ગાડી મજલ કાપવા લાગી. વળતે દિવસે વિમળાના બાપુની વરસી વાળી લેવામાં આવી, અને તે પછી મોકળી બનેલી વિધવા ખૂણો મુકાવવા માટે પોતાની ભેંસો સહિત નજીકને ગામડે પોતાને પિયર ગયાં, અને વિમળા માણેક બહેન જોડે મુંબઈની ગાડીમાં બેઠી

વિમળાને હુરમાઈએ વળાવતી વેળા એક બાજુ લઈ જઈને ખાસ ભલામણ કરી હતી કે 'બોન; તારાં બોન ઓલ્યા રેડીઆની જે વાત કરતા હતાં તેનું પૂરેપૂરું સમજીને મને જરૂર જરૂર સંદેશો મેનતી રે'જે; ને એમા જો આ છોકરાના બાપુને કોઈ વારે વાતડ પોકાડી શકાય તેવુ હોય,—તો પોકારજે કે, 'અલ્યા સહુ સારાં વાનાં કરશે; હિમ્મત રાખજો.' ને તું પાછી વે'લી વે'લી વળી આવજે; હું આંઇ સાવ એકલી થઇ પડીશ.'

વધુ કહી ન શકવાથી, ને વારંવાર આંખો ભીંજવવાની શરમે મરી જવા જેવું થવાથી, એ ઉતાવળે ઉતાવળે, માથે ભાત લઈને વાડીએ ચાલી ગઇ. ત્યાં ઊભા ઊભાં એણે ધુમાડાના ફુવારા વાળતે વાળતે મુંબઇ જતી ગાડીની દરેક બારી સામે જોયા કર્યું.

[ અપૂર્ણ ]



## સૂચના

માસિક માટેની તમામ ફરિયાદો તેમજ વ્યવસ્થાને લગતો કોઈપણ જાતનો પત્રવ્યવહાર અમદાવાદની ઓફિસે કરવો. રેપર પર આવતો ગ્રાહક નંબર અવશ્ય લખવો. વ્યવસ્થાપક 'ઊર્મિ-નવરચના'

## લવાજમમાં વધારો

યુદ્ધ પૂરું થયા છતાં ચાલુ રહેલી-બલ્કે ઉત્તરોત્તર વધતી જતી રહેલી કાગળ, મુદ્રણ તેમજ બીજી સામગ્રીની તીવ્ર તંગી અને મોંઘવારીને કારણે, આજ સુધી જે પગલું ભરતાં અમે અટકી રહ્યા હતા તે હવે નછૂટકે અમારે ભરવું પડે છે, અને તા. ૧ જાન્યુઆરી ૧૯૪૭થી અમારાં પત્રોના વાર્ષિક લવાજમમાં એક રૂપિયાનો (પરદેશ માટે તેના પ્રમાણમાં) વધારો કરવો પડે છે. આશા છે કે ગ્રાહકો પરિસ્થિતિ પ્રમાણીને આ નિભાવી લેશે.

બચુભાઈ રાવત, તંત્રી: 'કુમાર'
ઈશ્વરલાલ દવે, તંત્રી: 'ઊર્મિ-નવરચના'
જયન્તી દલાલ, સંપાદક: 'રેખા'
મનુભાઈ જોધાણી, સંપાદક: 'સ્ત્રીજીવન'

# વસંત-રજબ સ્મારક ગ્રંથ

**આ** સ્મારક-ગ્રંથનો ઉદ્ભવ અમુક દરજ્જે એક પ્રસંગને આભારી છે. સ્વ. વસંતરાવના જેમને ગાઢ મિત્રો કહી શકીએ તેવા થોડાએક અમદાવાદમાં સ્વ.નાં સગાંને મળવા ગયા, તે વખતે, તેમાંના એક શ્રી ગોકળદાસભાઈ ગંગલાણીને વિચાર આવ્યો અને તેમણે તરત ભારતી સાહિત્યસંઘના એક પ્રતિનિધિને વાત કરી કે, 'વસંતરાવના જીવનના પ્રસંગો એવા છે કે તે સ્મારક-ગ્રંથરૂપે પ્રકટ થાય તો વસંતરાવ જે હેતુ ખાતર જીવ્યા તે હેતુ લોકો બરાબર સમજશે અને તેના બલિદાનની યોગ્ય કદર થશે.' ( ભાઈ ગોકળદાસને સ્વ. રજબઅલીનો મુદ્દલ પરિચય નહિ, એટલે એકલા વસંતરાવ વિશેજ આ વિચાર આવ્યો. ) ભારતી સાહિત્યસંઘના પ્રતિનિધિને આ વિચાર ગમ્યો અને તેણે સૂચવ્યું કે આવા ગ્રંથનું પ્રકાશન તેમની સંસ્થા ખુશીથી હાથ ધરશે અને તેની જે કાંઈ આવક થશે તે વસંતરાવના સ્મારક ફંડમાં આપી દેવાશે.

શ્રી ગોકળદાસની ગણતરી તે વખતે આવો ગ્રંથ કોઇ એક અધિકારી લેખકની કલમે આલેખાવવાની હતી. એમણે મારું નામ સૂચવ્યું. આ પ્રસ્તાવ મારી પાસે આવ્યો. મેં મારો મત જણાવ્યો કે, જીવનચરિત્રના રૂપમાં એક માણસની કલમે આ લખાય તે કરતાં વિશેષ સુખકર વાત તો એ છે કે, સ્વર્ગસ્થના—વસંતરાવ તેમજ રજબઅલીના સ્નેહીઓ સ્વજનો તેમજ સ્વ.નાં વિધવિધ જીવન-પાસાંના જાણકારોની જુદી જુદી કલમે સ્વર્ગસ્થનાં સંસ્મરણો લખાવીને ગ્રંથસ્થ કરીએ તો તે વધુ રળિયામણું બનશે; અને તેવા લેખ-સંગ્રહનું સંપાદન હું ખુશીથી કરી આપીશ.

આ વાત ભાઇ ગોકળદાસને અને સ્વ. વસંતરાવના મામાને ગમી ગઇ. પણ તે જ વખતે તેમને મળવા આવેલા શ્રી રમણિકલાલ રાવળ નામે સ્વ. વસંતરાવના મિત્રે કહ્યું કે, અમે અમદાવાદના મિત્રો શ્રી જયંતિ દલાલ તથા બીજા મળીને આવો એક ગ્રંથ કરવા ધારીએ છીએ, એટલે આવું કાંઈ થશે તો ખેવડાઇ જશે, અને કાંઇક ખેદ્દું લાગશે. આ જાણીને ભાઈ ગોકળદાસ વિગેરેએ એ વિચાર પડતો મૂક્યો. પણ શ્રી રમણિકલાલ રાવળે જ સામે ચાલીને સૂચવ્યું કે, આવો ગ્રંથ પ્રકટ થાય તેને માટેની જરૂરી સામગ્રી તથા સ્વ. વસંતરાવના જીવનના કેટલાક પ્રસંગો અમારી પાસે છે, તેમજ બીજા ભાઇઓ પણ તે અમારા પર મોકલે, અને ભાઈ મેઘાણી તેનું સંપાદનકાર્ય સ્વીકારે તો સૌથી ઉત્તમ. આ પ્રસ્તાવને ભાઇ ગોકળદાસે તથા સ્વ. વસંતરાવના મામાશ્રીએ સમર્થન આપ્યું, અને આવો કોઈ ગ્રંથ કે જીવનચરિત્ર પ્રગટ થાય તેવું ઇચ્છનારા તેમના મુંબઈના મિત્રોને પણ શ્રી ગોકળદાસે વિગતવાર જણાવી એમ સૂચવ્યું કે આવી પ્રવૃત્તિ ખેવડાય નહિ માટે ત્યાં કાંઇ ન કરવું.

તે પછી શ્રી જયંતિ દલાલ, 'ગુજરાત સમાચાર'ના તંત્રી શ્રી ઇન્દ્રવદન ઠાકોર અને ભારતી સાહિત્યસંઘ લિ.ના સંચાલક શ્રી ઇશ્વરલાલ દવેની રચાયેલી સમિતિએ સ્મારક-ગ્રંથની જાહેરાત કરી તેનું સંપાદન કરવાનો મોંઘો અધિકાર મને આપ્યો. તે માટે આ ત્રણ ભાઈઓનો, અમદાવાદવાળા મૂળ યોજનાકાર ભાઈઓનો, શ્રી ગોકળદાસ વગેરે મુંબઈ–કાઠિયાવાડ ખાતેના બન્ને સ્વર્ગસ્થોના બહોળા આપ્તજનમંડળનો, તેમ જ ખાસ કરીને તો એ લખનારાઓનો હું ઘણો ઋણી છું, કે જેમણે પોતાનાં લખાણો મારાં હાથમાં મને યોગ્ય લાગે તેવી માવજત કરવા માટે મૂકવાની ઉદારતા બતાવી છે.

## લખનારાઓનો સારો જવાબ

લખાણો બે જાતનાં માગવામાં આવ્યાં હતાં. એક તો બન્ને સ્વર્ગસ્થોનાં જીવનનું સર્વતોભદ્ર ચરિત્રદર્શન કરાવનારા, અને બીજાં આ બન્નેનાં જીવન તેમજ મૃત્યુમાંથી ઉપસ્થિત થતી સાંસારિક, રાજકારણી વગેરે સર્વસામાન્ય સમસ્યાઓનું વિવેચન કરનારા. આ પૈકી પહેલા જ પ્રકારનાં લખાણો સંખ્યાદષ્ટિએ તેમજ પ્રમાણદૃષ્ટિએ એટલાં વિપુલ અને ગુણદૃષ્ટિએ એટલાં પ્રસંગભરપૂર, રોમાંચક અને મર્મવેધક આવી પડ્યાં, કે સ્મારકગ્રંથની કિંમતની દૃષ્ટિએ, તેમજ પ્રકાશનમાં થતા કાલક્ષેપની દૃષ્ટિએ બીજા પ્રકારના લેખો મેળવવાનો પ્રયત્ન આજે તો પડતો મૂકવો પડ્યો છે. તેમ છતાં પાછી એવી સર્વસામાન્ય સમસ્યાઓનું વિવરણ આમાંના અનેક લેખોની અંદર અંતર્હિત પ્રકારે સારા પ્રમાણમાં આવ્યું યે છે.

એ તો ઘણાના અનુભવની વાત છે, કે આવા સ્મારક–ગ્રંથોનું આયોજન લાંબો સમય ને કપરી મહેનત માગી લે છે. આ ગ્રંથના વિધાયકોનું એ મોટું સાભાગ્ય છે કે, માગ્યા ભેળો જ લેખોનો મેહ વરસ્યો. અને અમદાવાદનાં છાપખાનાંને દીવાળી–અંકો વગેરેનાં પ્રકાશનોએ આવરી ન લીધાં હોત, અગર આજકાલની મુદ્રણ–સ્થિતિને કામદારોની તંગીએ પરેશાન કરી ન મૂકી હોત, તો આ ગ્રંથ ત્રણેક મહિના વહેલો પ્રકટ થયો હોત.

## સચ્ચાઇ ભર્યું નિરૂપણ

લખાણ–સામગ્રી જેટલી બહોળી આવી પડી, તેટલી જ એ સત્ત્વશીલ પણ નીકળી. જેનાં લેખિકા (સ્વ. વસંતરાવનાં બહેન શ્રી. હેમલતા હેગિષ્ટે)નું નામ, પ્રૂફ વાંચનારની સરતચૂકથી રહી ગયું છે તે પ્રથમ પહેલા લેખ 'ભાઇનાં સ્મરણો'થી શરૂ કરીને છેલ્લા લખાણ લગી, વાચકનું મન ઉત્કટ લાગણીઓ, પ્રબલ મનોભાવો અને ગંભીર વિચારોના, કોઈ મહાવાદ્યમાંથી પ્રકટતા સંવાદમય જીવન–સંગીત વડે ગુંજી રહે છે. બન્ને સ્વર્ગસ્થોના નિકટનાં આપ્તજનોને પણ, સમગ્રતાએ તો આ જીવનદર્શન નવીન અને આશ્ચર્યભરપુર જણાશે. પ્રત્યેક લેખિની કંઈ ને કંઈ નવું ને અણપેખેલું અજવાળતી આવે છે. જેમાંનુ એક તો હજુ વિકાસની પ્રારંભાવસ્થામા જ હતું. ને બીજું જો કે પરિમલ પાથરતું સુવિકસિત પદ્મ હતું છતાં જાહેર જીવનનાં ઝાળાંઝાંખરાં આડે ઢંકાયેલું હતું, તે બેઉ માનવ–જીવનોનાં આવા બહુવિધ સંસ્કાર–પાસાં

આપણને મળે છે, તેનું શ્રેય સ્વર્ગસ્થોનાં સંપર્કગામી આટલાં બધાં લખનારાંઓની સચ્ચાઈભરી નિરૂપણદૃષ્ટિને જાય છે. આ સર્વે હકીકતોથી સમૃદ્ધ બનીને કદાપિ જો એક કલમ આલેખવા બેઠી હોત—ને એ કલમ ભલેને સમર્થ હોત—તો તેના આલેખનમાં આ ગ્રંથના જેવી ચમત્કૃતિ ન જ આવત. કારણ દેખીતું છે. આ લેખોમાં અંગત જીવનસ્પર્શની ઉત્કટ સચ્ચાઇ છે. એ એક જ સંસ્કારે લખાણોને અનેરું કલાવિધાન અપાવ્યું છે.

આ લેખોમાં એકના એક પ્રસંગો તેમજ મુદ્દાઓની પુનરુક્તિ આવે એ સહજ હતું. છતાં પ્રત્યેક લેખને એની આગવી વિશિષ્ટતા હતી. એટલે એવા વિશિષ્ટ કથયિતવ્યને અખંડિત રાખી, પુનરુક્તિને બાદ દેવાનો સંપાદક-ધર્મ મેં બજાવ્યો છે, તેથી કોઇને ન્યૂનાધિકપણું નહિ લાગે તેવી આશા રાખું છું.

એકધારી જોડણીનો અભાવ, તેમજ લેખક-નામોમાં કોઇને 'શ્રી'નો શણગાર ને બીજાને એ નહિ, આવું કેટલુંક વાચકોને સાલશે. મૂળ લખાણોમાં જોડણીની શુદ્ધિ નહિવત્ હતી, અને સંપાદકની સમજ એવી હતી કે એકધારી જોડણી તો પ્રૂફ વાંચનારે કરી લેવાની હોય છે. પણ પ્રૂફ વાંચનારની સમજ એથી ઉલટા પ્રકારની હશે! પરિણામે અન્યથા તો સ્વચ્છ ને સુઘડ એવી આ ગ્રંથની છપાઇ જોડણીને હિસાબે મનને ખૂંચે એવી ક્યાંક ક્યાંક બની ગઈ છે.

**મહારાષ્ટ્રી લેખસામગ્રી**

લેખો પૈકી કેટલાએક મહારાષ્ટ્રી ભાઇઓ બહેનોના છે. છતાં એ ગુજરાતી ભાષામાં મળ્યા છે. તેઓ જો કે એક કરતાં વધુ પેઢીથી ગુજરાતના વાસી હશે, ગુજરાતી ભાષામાં વ્યવહાર કરવાની ફરજ પણ તેમની કહેવાય, તે છતાં ગૃહવ્યવહારમાં અને સમાજ-જીવનમાં તેઓ મરાઠી ભાષાનો ઉપયોગ કરતા હોઇ, અને ગુજરાતી ભાષાનો સંસ્કાર તેમનાં રક્તમાં પચી ન ગયેલો હોઇ, તેમણે આ ગુજરાતી ગ્રંથ માટેની સંસ્મરણપ્રસાદી આવડયું તેવા ગુજરાતીમાં જ પીરસવાની શિષ્ટતા દાખવી તે માટે તેમના આપણે ઋણી છીએ. એમના ગુજરાતીમાં થોડીઘણી મરામત કરવી પડી છે.

અન્ય કેટલાક મહારાષ્ટ્રી ગુર્જરોએ પોતાની માતૃભાષામાં જ લખી મોકલવાનું પસંદ કર્યું. આ સંપાદક હસ્તલિખિત મરાઠી વાંચવા અશક્ત હતો. ઇચ્છા હતી કે એનું ગુજરાતી કરાવીને મૂકીએ. પણ સ્વ. વસંતરાવની ગુર્જરતાની સાથે તેમની મહારાષ્ટ્રીયતા પણ મંગળ રૂપે સંલગ્ન હતી, તે દૃષ્ટિ રાખીને, મરાઠી ભાષા દ્વારા આવેલી અંજલિને એ જ રૂપે શામિલ રાખવાનું અમે ઉચિત સમજ્યા છીએ. એ વિભાગનું સંપાદનકાર્ય ગુજરાતી મહારાષ્ટ્રી વચ્ચે સંસ્કાર-કડી સમા પ્રોફેસર વસંત જોષીએ કરી આપી અમને સવિશેષ ઉપકૃત કર્યા છે.

**ઐક્યનો પાયો નાખનારા**

આટલી તો પ્રકટ થયેલાં લખાણોની વાત થઇ. ક્ષમા તો પ્રાર્થવી રહે

છે, આમાંથી જેને બાદ રાખી લેવી પડી તે સામગ્રીને માટે. પસંદગીનું ધોરણ એ ગણ્યું હતું કે, જેમાંથી સ્વર્ગસ્થોનો જીવનપરિચય મળતો હોય તેવાં ચરિત્રલક્ષી લખાણોને પહેલાં લઈ લેવાં, (તેમાં પણ પુનરુક્તિ થતી અટકાવવી) નરી અંજલિલક્ષી પ્રશસ્તિઓને પાછળ ગણવી. આવી અંજલિઓ પણ ઘણા મોટા પ્રમાણમાં આવી પડી છે. એ અંજલિ આપનારાઓનાં નામો સારી પેઠે ગણનાપાત્ર છે. દાખલા તરીકે મુંબઈ સરકારના આજના ગૃહપ્રધાન શ્રી. મોરારજીભાઈ દેસાઈ આ બન્ને શહીદોને આપેલી અંજલિમાં લખે છે કે, 'બન્ને જણા મારા નિકટના પરિચયમાં આવેલા હતા. ખાસ કરીને ભાઈ વસંતરાવે ગુજરાત સેવાદળનું કાર્ય એમના સાથીદારો સાથે પોતાનું કરી લીધું હતું, અને એ અંગેનો મારો ભાર ઘણો હળવો થયો હતો.' એ પ્રકારનો અંગત સૂર કાઢીને એમના બલિદાનને 'હિંદુ-મુસ્લિમ ઐક્યનો પાયો નાખનાર' તરીકે બિરદાવ્યું છે; અને એમની 'ઉદાત્ત ભાવના તેમજ વીરતાનું અનુકરણ કરવું' તેને આપણો દરેકનો ધર્મ ગણાવ્યો છે.

## સાચી કસોટી મૃત્યુકાળે

એ જ રીતે કાઠિયાવાડના અગ્રણી કાર્યકર શ્રી. ઉછરંગરાય ઢેબર સ્વ. વસંતરાવને એક જ વાર જોયા તેને પોતાનું સદ્ભાગ્ય કહી ઓળખાવે છે, અને 'એમની ચંચલ આંખો, ખડતલ દેહ, તેજસ્વી છતાં ગીડી જબાન, વાક્યે વાક્યે નીતરતો વિદ્યાર્થી, યુવક-સંગઠન, વ્યાયામ, સેવાદળ અને મહાસભા પ્રત્યેનો પ્રેમ' એનાં સ્મરણો તાજાં કરે છે. ભાઈ રજબને પોતે વસંતરાવની કુદરત-સરજી બીજી આવૃત્તિ કહી યાદ કરે છે, અને લખે છે કે, 'માણસમાત્રની માન્યતાઓ આદર્શો અને વફાદારીની કસોટી જેવી મૃત્યુના ઓળા નીચે થાય છે એવી બીજી ક્યારેય થતી નથી.' 'અમદાવાદના ઇતિહાસની એ શરમજનક ક્ષણ'ની યાદ આપી પોતે લખે છે કે 'બન્ને ભાઈઓએ પોતાનાં માન્યતા, વફાદારી અને આદર્શોને સોળે કળાએ દિપાવ્યાં.'

## લોકશાહીની કાળી બાજુ

શ્રી. નાનુભાઈ દેગસરીની અંજલિ એક જુદી જ ભાત પાડે છે અને સ્વ. વસંતરાવ જેવા પ્રખર કાર્યકર પ્રમાણમાં ઓછા જાણીતા કેમ રહ્યા તેનો માર્મિક જવાબ આમ આપે છે; 'સામાન્ય રીતે દરેક સમાજ-સેવક પોતાનો આદર્શ, કાર્યનું ક્ષેત્ર તેમજ કાર્યની પદ્ધતિ વિચારી લે છે, પરંતુ શુભનિષ્ઠા, વફાદારી અને પ્રામાણિકતાથી તેને અમલી બનાવવાનો પ્રયાસ પ્રશંસનીય છે. આ રીતે જ દાદા પોતાના ખ્યાલોને અમલી બનાવવા પ્રયાસ કરતા. પરિણામે તે હાલના વાતાવરણમાં આદર્શવાદી ને અવ્યવહારુ ગણાતા. પરંતુ બીજા કેટલાક કાર્યકર્તાઓની માફક ફક્ત સફળતા મેળવવા માટે જ અથવા ફક્ત લોકપ્રિય બનવા માટે પોતાના આદર્શ, સિદ્ધાંતો અથવા કાર્ય-પદ્ધતિમાં તેમણે કદી બાંધછોડ કરી નથી. જ્ઞાનસંપાદન કરી આટલી પ્રગતિ સાધ્યા છતાં સત્તા-હોદ્દાની લાલચમાં કદી ફસાયા નહોતા.' અને એમની

[ અનુસંધાન પૃષ્ઠ ૫૩ ]

# કાગ ડોળા

દ્વિરેફ

**આ**જે ગોદાવરીની અકળામણનો પાર રહ્યો નહિ. દૂરના પિત્રાઈની દીકરીના વિવાહના પ્રસંગે તે પાપડ વણાવવા ગઇ હતી. થોડી વાર પછી એક બાઈએ, જાણે કાંઇ જાણતી જ ન હોય એમ પાસેનીને પૂછ્યું: "એલી સાંભળ્યું? આપણા ગામમાં એક કૌતુક થાય છે એ!"

"ના અલી!"

"કાંક કરે છે ને પડાનન પુરોહિત કીર્તિસ્તંભ કરાવે છે?"

"અલી વળી કીર્તિસ્તંભ શું?"

"પૂછ ગોદાવરીને."

"હેં ગોદાવરી, આ તારા ધણી શું કરાવે છે?"

"બાઈ ભાયડાની વાતોમાં આપણે શું જાણીએ?

"હંઅમ. તું શેની જાણે? જોયું, ભોળી થઇને કેવી છૂટી જાય છે?"

"એ તો બહારથી દેખાડે, નથી જાણતી. મનમાં તો હરખ માતો નહિ હોય!"

"શેનો! માય? કીર્તિસ્તંભમાં એનું ય નામ આવવાનું ને?"

અને એ આખી મંડળીએ બિચારી ઓછાબોલી, ગભરૂ, ગોદાવરીને પાણી પાણી કરી નાંખી. કાબરો કીવી કીવી કરતી નાસતી ઉંદરડીની પાછળ પડી તેને ચાંચો મારે એમ આ બધી સ્ત્રીઓ પાપડ વણતી વણતી, ગોદા મારતી હોય એમ હાથ લાંબો કરી વેલણ હલાવતી હલાવતી તેને મહેણાં મારતી રહી. ગોદાવરી રોવા જેવી થઈ ગઈ. એ બોલે કે ન બોલે, રડે કે ન રડે, સામું જુએ કે ન જુએ, સાંભળે કે ન-સાંભળે એ દરેક વિકલ્પ આ પ્રતિભાશાળી જોગમાયાઓને નવા મહેણાનો પ્રસંગ બનતો હતો. તેનામાં મેણાં સામું મેણું મારવાની પ્રવૃત્તિ નહોતી, ગુસ્સાથી કે રડીને વાતાવરણ બદલાવવાની નૈસર્ગિક શક્તિ નહોતી. કોઈ કોઈ ઊઠવા માંડયાં ત્યારે એ પણ કંઈ પણ બહાનું કાઢયા વિના ઊભી થઈ, અને તેની જરા પીઠ ફરતાં તે સાંભળે એમ અનેક સ્ત્રીઓ તેની પાછળ હસી.

રસ્તે ચાલતાં આ બધા દુઃખનું મૂળ તેને પોતાનો ધણી પડાનન જણાયો. તેની આગળ પણ બિચારી ગોદાવરીનું કશું ચાલતું નહિ. ઘેર જઈ તેણે કામમાં મન ઘાલવા પ્રયત્ન કર્યો પણ તેમ કરી શકી નહિ. તે નીચે કોયળા ઉપર સૂઇ ડૂસકે ને ડૂસકે રોવા લાગી.

થોડીવારે પડાનન કંઇ ગણગણતો આવ્યો. ધૂનમાં ને ધૂનમાં પોતાની પાટ ઉપર બેઠો. થોડી વારે તેણે પાણી માગ્યું ને ન આવ્યું ત્યારે તેણે ધ્યાન આપ્યું ને ત્યારે તેને ખબર પડી કે ગોદાવરી રડતી હતી. તે પાસે ગયો ને કહ્યું; "જ્યારે જ્યારે હું આનંદમાં હોઉં છું ત્યારે ત્યારે તું હમેશાં રડતી જ હો છો. જો મને કીર્તિસ્તંભની એક બીજી પંક્તિ સૂઝી."

ગોદાવરીથી બોલાઇ ગયું: "તમારા કીર્તિસ્તંભમાં પૂળો મૂકો. તમારે તો રાજદરબારમાં ફર્યા કરવું. મારે નાતજાતમાં કેટલું સાંભળવું પડે છે તે જાણો છો? મહેતાને ત્યાં પાપડ વણાવવા ગઇ'તી તે બધીઓએ મને તો ચૂંટી ખાધી! તમે મારું માનો તેવા નથી, પણ નાત આખી તમારું ભૂંડું બોલશે."

"તો ગાંડી, તે બોલનારા પાંચપચીસે મરી જશે ત્યારે પણ આ કીર્તિસ્તંભ જીવતો હશે અને બોલશે: ષોડશતીनां हि मूर्ध्नि प्रकटित महिमा दत्तपाद प्रहारः।"

પડાનનની બોલવાની છટા બહુ આકર્ષક હતી. તેના શત્રુઓ–અને એનો કંઈ પાર નહોતો–પણ તેની સંસ્કૃત બોલવાની પદ્ધતિના એકે અવાજે વખાણ કરતા. તો ભોળી ગોદાવરી મુગ્ધ થાય તેમાં નવાઇ શી? એણે અર્થ પૂછયો, અને એમાંથી આ કીર્તિસ્તંભ શો, રાજ સાથેનો સંબંધ કેવી રીતે થયો,

નાતમાં તડો શાથી થયાં એ બધી વાત ષડાનનને કહી સંભળાવી.

"નગરના રાજાની ઉંમર થવા આવી હતી. તેને પુત્ર નહોતો. એક જ દીકરી, તે પાત્રીસની થઇ ગઈ ત્યાં સુધી તેનો વિવાહ કરી શકાયો નહિ. જરા કદરૂપી હતી, કોઈ લેતું નહોતું. એને મેં ઠેકાણે પાડી આપી. અહીંથી બાવાનો વેશ લઈને સાથે એક ચેલકો લઈ નીકળ્યો. પુષ્કળ ધન દોલત હીરા માણેક મોતી સાથે રાખ્યાં હતાં. અહીંથી દક્ષિણે સોએક ગાઉ પર અદ્રિપુર છે, ત્યાંનો રાજા ઘરડો થવા આવ્યો હતો, અને તેને પુત્ર નહોતો એ હું જાણતો હતો. એ નગર એક મજલ રહ્યું અને ઘોડા એવા દોડાવ્યા કે નગરને પાદર પહોંચતા બન્નેના ઘોડા મરી ગયા."

"પણ ઘોડા શા સારુ મારી નાખ્યા?"

"ચમત્કાર બતાવવા. સવારનો પહોર હતો. લોકો ભેગા થઈ ગયા હતા, તેમના સાંભળતાં ચેલાને કહ્યું કે અહીં જ પડાવ નાખવો એવી ગુરુદેવની મરજી છે. અહીંના લોકોનાં નસીબ હશે તો ગુરુદેવ તેમનું સારું કરશે. ધીમે ધીમે જુદી જુદી જગાએ દ્રવ્ય વગેરે દાટી, ગુપ્ત વિદ્યાથી તેની બાતમી લોકોને આપી અમારી કીર્તિ વધારી. લોકોએ અમારે માટે ગુફા જેવું કરી આપ્યું. એક બ્રાહ્મણની દીકરી પરણાવી ચોર્યાશી કરાવી એટલે બધેય વાત ફેલાઇ ગઇ. અને ત્રણ મહીને તો રાજા પોતે મળવા આવ્યો. પુત્ર કેમ થાય એમ પૂછ્યું. ત્રણ દિવસની એકાન્ત સમાધિ પછી કહ્યું કે જે સ્ત્રીથી પુત્ર થાય એને પરણતો નથી તો પુત્ર કેમ થાય? તારે માટે તો એ કન્યા બીજાને પરણતી નથી. અનેક રીતે વાતને ચમત્કારક બનાવીને કહ્યું કે અહીંથી ઉત્તરમાં સો કોશ ઉપર એક નગરી છે. એ પહેલાં અલકાપુરી હતી. ત્યાંના રાજાની પુત્રી પહેલાં યક્ષકન્યા હતી. તેં ગયા જન્મમાં એનો અનાદર કરેલો એટલે એ કન્યારૂપે તારી રાહ જોતી વર્ષો ગાળે છે. એનો આદર કર એટલે પુત્ર થશે. રાજાએ આ શુભ કથન માટે દ્રવ્ય દેવા માંડ્યું તે ન લીધું, અને ઊલટું કહ્યું કે હવે અમારાં અહીંનાં અંજળ પૂરાં થાય છે. હજી છ મહિના સુધી હું તને અદૃશ્ય મદદ કરી શકીશ, પછી એ પણ નહિ કરી શકું.

"તે રાતે સૂવા જતા પહેલાં પેલા ચેલાને ઝેર દઈ દીધું. અને રાતે ગુફામાં ઓઢવાની કંથા વગેરે અંદર સૂતો જ હોઉં એમ દેખાય એવી રીતે મૂકી, નાસી ગયો."

"તમારા ચેલાને ઝેર દીધું? તમે તે કેવા છો!"

"એને મારી ન નાખું તો શું જીવતો રાખું? એ ત્યાં રહે કે અહીં આવે ને ગમે તે વાત કરે તો પણ મારી જડ ઊખડી જાય. સ્ત્રીને વાત ન કરવી એમ ડાહ્યા માણસો કહે છે તે કાંઈ ખોટું છે!"

ગોદાવરીએ વાતની અધિકારીણી થવા આઘાતને શમાવી દીધો.

ષડાનને આગળ ચલાવ્યું: "પછી તો છ મહિનામાં તે રાજા આવીને પરણી ગયો એ તું જાણે છે."

"એને દીકરો નહિ થાય તો?"

"હું ક્યાં કહું છું થશે. નહિ થાય તો ધણાયના જાય છે, એમ એનોય વંશ જશે. મારે પરણાવવા સાથે કામ હતું તે થઈ ગયું. અને આ બધું શા માટે કર્યું ખબર છે?"—બોલતાં બોલતાં તેનો સાદ બદલાઇ ગયો.—"ખબર છે?—ષોડશાલીનાં હિ મૂર્ધ્નિ પ્રકટિત મહિમા દત્ત પાદપ્રહારઃ। શત્રુઓનાં માથાં ઉપર ઘાવ મારીને ઊભો રહેનાર! એ શુકલોનું નિકંદન ન કાઢી નાખું તો હું શેનો હતો?

"આપણા કુળમાં આવતી એક કન્યા એ આડેથી લઇ ગયો તો આપણે એની બે લીધી છે. ને અલી જો સાંભળ! આ તો તને પરણ્યો છું અને આપણી નાતમાં બીજી નથી થતી. નહિતર એનો પેલો પંડિત છે ને?!—એની વેરે આપેલી પેલી કોણ! શું નામ એનું?—પેલી હરિલક્ષ્મી. એનું સગપણ તોડાવીને હું પરણી લઉં. અત્યારે રાજમાં મારું એટલું ચાલે છે. એનો બાપ, ભાર નથી કે મને ના કહી શકે! પણ એ તો થયું." આટલીવારે એને ભાન આવ્યું કે પોતા પર બીજી આવે એ વિચારથી ગોદાવરી ભય અને ક્રોધથી સામું જોઇ રહી હતી. પણ તેણે એ જ ધૂનમાં ચલાવ્યું, "તને એટલામાં માઠું લાગી ગયું? બૈરાંની જાત! મોટી વાતો ચાલતી હોય તેમાં એમની નાની નાની વાતો વચ્ચમાં લાવ્યા વિના રહે નહિ. ચાલ ઊઠ અલી. નકામો વિચાર ન કરતી.

અત્યારે ક્યાં કશું થવા બેઠું છે? ચાલ સંધ્યાકાળ થવા આવ્યો. સંધ્યાપૂજાની તૈયારી કર. હું નાહી લઉં છું."

ગોદાવરી ચીડાએલી, ફૂંગરાએલી, હારેલી, અકળાએલી કામે વળગી.

સમય ચાલતો જતો હતો. પડાનને પોતે રાજાના નામની પ્રશસ્તિ લખી, તેમાં અંતર્લાપિકાથી પોતાનું નામ ગોઠવ્યું. અને પોતાના શત્રુ કુટુંબ મધુસૂદનના ઘરની સામે જ કીર્તિસ્તંભનો પાયો નખાવ્યો. તેણે જ સારો પથ્થર મંગાવ્યો—તેણે જ તેમાં પોતે કરેલા શ્લોકો કોતરાવ્યા અને તેણે જ તેના પૂજન-વિધિનું મુહૂર્ત નક્કી કરી આપી રાજાને તેના ખબર આપ્યા. અને પૂજનના દિવસ પહેલાં તો પડાનનની એક બીજી ઘણી મોટી જીત થઈ ગઈ. હરિલક્ષ્મી મધુસૂદનના ભાઈ વેરે આપેલી તે ગુજરી ગયો અને કન્યા પાછી વળી. બીજી બાજુ ગોદાવરી માંદી પડી. અને અંતે મરી ગઈ. દરબારમાં ખટપટ કરી, કન્યાના બાપને સામ, દામ, ભેદ, દંડથી વશ કરી પોતે એ કન્યા પરણ્યો અને કીર્તિસ્તંભના પૂજનને દિવસે મધુસૂદનના ઘરની સામે તેના ભાઈની પાછી વળેલી કન્યાને પત્ની તરીકે સાથે લઈ તેણે પૂજનવિધિ કરાવી.

આટલો બધો વિજય થયો પણ તેનો તેને હર્ષ થયો નહિ. ગોદાવરી માંદી હતી ત્યારે તે એક વાર તેની ખબર કાઢવા તેની પાસે બેસી એની નાડ જોતો હતો ત્યારે કોણ જાણે ક્યાંથી ગોદાવરીએ આખા ભવનો અનુભવ ભેગો કરી એક જ વાક્ય કહેલું:

"પેલા ઘોડાને માર્યો, ચેલાને માર્યો, એમ હરિ-લક્ષ્મીને પરણવા મને મારવી નહિ પડે. હું મારી મેળે જ જાઉં છું."

દુનિયામાં ફળાઈ જવા જેવો બીજો પરાજય નથી. એ વાક્ય તેના મનમાંથી ખસતું નહોતું. એને તેનો ભય લાગ્યા જ કરતો હતો.

પાંચેક વરસ પછી ગામનો રાજા નિર્વંશ મરી ગયો. તેનો દૂરનો પિત્રાઈ ગાદીએ બેઠો. જેમ એક જ સીમાડા ઉપરના રાજ્યો સ્વાભાવિક શત્રુઓ હોય છે તેમ જ એક જ સમયસીમા ઉપરના રાજાઓ પણ સ્વાભાવિક શત્રુઓ જ હોય છે. પાછળના રાજાને આગલા રાજાનું કરેલું બધું લોપવામાં કંઈક ગૂઢ મજા પડે છે. તેણે પડાનન પુરોહિતનો દરબારમાંથી પગ કાઢ્યો અને તેના સામા પક્ષના મધુસૂદનને દરબારી પુરોહિત નીમ્યો. અને મધુસૂદનને ગયા રાજાની નિંદા સાથે પડાનનની નિંદા ભેળવીને પડાનનના કીર્તિસ્તંભની સામે જ પોતાના ઘર આગળ પડાનનની અપકીર્તિનો સ્તંભ કરવાની પરવાનગી મેળવતાં વાર ન લાગી.

અંતર્લાપિકા કે એવી કોઈ યુક્તિમાં ન પડતાં એણે તો પડાનનની સીધી જ નિંદા લખાવી અને એ જ કડિયા પાસે એ જ પથ્થર મગાવી, એ જ સલાટ પાસે તે કોતરાવી.

પડાનન ક્રોધથી સમસમી ગયો પણ શું કરે? અધૂરામાં પૂરું, તેની નવી પત્ની હરિલક્ષ્મી ભારે ક્રોધી અને કર્કશ હતી. તેણે પડાનનની પડની કલામાં તેને ભાંડવામાં મણા રાખી નહિ.

પુરોહિતે એ સ્તંભોનો માર્ગ છોડ્યો. પણ એથી તો ચર્ચા ઊલટી વધી. અંતે બહારના પ્રકોપથી અને ઘરના અંતઃકોપથી તે લોકોને અને પથરાઓને હતા તેવા બોલતા મૂકી દૂર દૂર બીજે ગામ ચાલ્યા ગયો.

પચાસેક વરસ વીતી ગયાં. એ બોલનારા અને સાંભળનારા મરી પરવાર્યા. અને કદી નહિ વંચાતા, માત્ર પક્ષીઓની હગારથી ચર્ચિત એ સ્તંભો ઊભા રહ્યા. ત્યાં એક સવારે કોઈ પરદેશી યવન લશ્કર સાથે ગામડાં લૂંટતો, ખેતરો ભેળાડતો, હાહાકાર વર્તાવતો ત્યાં આવી પહોંચ્યો. આ ગામનો રાજા તેને આવતો સાંભળી નાસી ગયો હતો. એટલે ગામે તેની સામે કશો સામનો કર્યો નહિ, અને એને ત્યાંથી હજી દૂર જવું હતું એટલે એણે ગામમાં કશી મારફાડ કરી નહિ. તે માત્ર એક દરવાજેથી પેસી સામે દરવાજે નીકળી જવા ઇચ્છતો હતો. રસ્તામાં પેલા સામસામા સ્તંભો આવ્યા તે જોવા તે ઘડીભર ઊભો રહ્યો. ત્યાં કોઈ ઉપર ઊડતા પક્ષીની ચરક તેના ઉપર પડી. તેણે ઊંચું જોઈ એક બાણ માર્યું ને તે જ ક્ષણે એક કાગડો ઘાયલ થઈ નીચે પડ્યો. તેણે આસપાસ

જોયું તો કોઈનું એક લાંબું મોભિયું પડ્યું હતું. તેણે પોતાની ભાષામાં એ મોભિયું પેલા સ્તંભો પર આડું મુકાવી પેલા કાગડાને વચ્ચે ટાંગવાનો હુકમ કર્યો. તેના માણસો કુહાડો લઈ ઉપર ચડ્યા, મોભ મૂકવાને એ સ્તંભો પર ખાંચા કર્યા, ને તેના પર મોભ ગોઠવી દીધો. આસપાસ પક્ષીઓને પાણી પાવાની પરબોનાં શીંકાં હતાં, તે તોડી, શીંકામાં કાગડાને બાંધી તે મોભ ઉપર વચ્ચોવચ્ચ ટાંગ્યો. અને પોતાના સૈનિકોને કંઈ કહી, તરવારવાળા હાથે એ કાગડો બતાવી, એક હર્ષનાદ કર્યો, તે તેના સૈનિકોએ ઝીલી લીધો. તેની લંબાતી ગર્જનામાં આખું લશ્કર ત્યાંથી પસાર થઈ ગયું.

એના ચાલ્યા ગયા પછી પણ લોકો ઘરોમાં સંતાઈ રહેલાં એકાદ પ્રહર એમ ને એમ રહ્યાં. પછી ધીમે ધીમે દરવાજા બહાર જઈ જોઈ આવ્યાં અને યવન ગયો છે એવી ખાતરી થતાં ધીમે ધીમે બીતાં બીતાં તેમણે દૈનિક વ્યવહાર શરૂ કર્યો. એ નાસી ગયેલો રાજા ફરી ત્યાં આવ્યો નહિ. અહીંથી પોતાની રાજ્યધાની ફેરવી પોતાના એક બીજા વધારે સુરક્ષિત નગરમાં લઈ ગયો. આ પ્રમાણે દિવસો ઉપર દિવસો જતા ગયા પણ, ભયથી કે न गणस्याग्रतो गच्छेत् । "મોખરે ન કદી થવું" એવી સલામતીની ફિલસૂફીથી, કે બન્યું હોય તે નિભાવી લેવાની જડતાથી, કે ઉપેક્ષાથી કે ગમે તે કારણથી લોકો યે ન ખસેડ્યો એ મોભ કે ન ખસેડ્યો એ કાગડો. ઊલટું એ અર્થહીન સ્તંભોનું નામ કાગટોડા પાડી એ સ્થિતિનો શાશ્વત સ્વીકાર કર્યો.

જતે દિવસે એ કાગડો એ શીકું એ મોભ સર્વ ત્યાંથી ખસી નાશ પામી ગયાં. માત્ર આ કાગટોડા ઊભા રહ્યા. અને પછી તો એ પણ ધીમે ધીમે ભેંશોના અને કાળના ઘસારાથી પડી ગયા. માત્ર એ સ્તંભોની જગા કાગટોડાના નામથી પ્રસિદ્ધ રહી.

કેટલાક સૈકા પછી હિંદમાં નવજીવનનો સંચાર થયો, આ પ્રાંતને માટે એક પુરાતત્ત્વ ખાતું સ્થપાયું, અને એક પ્રાચીન લેખોનો નિષ્ણાત ત્યાં આવી પહોંચ્યો. તેણે લોકોથી બને તેટલી માહિતી મેળવી બચેલા પથરા ભેગા કર્યા. નામ સંબંધી તપાસ કરતાં બધાએ તેને કાગટોડા જ કહ્યો: પડેલા પથ્થરો તેણે ભેગા ગોઠવ્યા. અનેક બારીક પુરાવાથી તેણે પથ્થરની ખાણની માહીતી મેળવી, અને બધા પથ્થરો એક જ ખાણના, અને લેખો એક જ કાળના એક જ લિપિના એક જ કારીગરના છે એમ સાબીત કર્યું. ઘણી પંક્તિઓ તૂટી ગઈ હતી પણ એક શ્લોકની પહેલી પંક્તિઓ ઓછાવત્તા શબ્દોવાળી હતી, તેના પ્રથમાક્ષરોમાં તેણે ષડાનન શબ્દ વાંચ્યો. षोऽशतीनामहिमूर्ध्नि......द प्रहारः એમ ગોઠવ્યું. અને બીજા એક પથ્થરમાથી માત્ર એટલું વાંચી શક્યો यो गर्दभनिनादाग्र विजृंभितषडाननः । ગર્દભના નાદને માટે જેણે ષડાનન (છ મોઢાં) પહોળાં કર્યાં છે એવો. એ નિષ્ણાત અત્યંત આશ્ચર્યમાં પડી ગયો! બન્ને જગાએ ષડાનનનું જ વર્ણન હતું, એમાં એને શંકા ન રહી. શું ષડાનનની ઉપાસના અહીં પહેલાં થતી હશે? ષડાનન, કાર્તિકેયની ઉપાસના તો દક્ષિણમાં હતી. અહીં સુધી હોવાનો એક પણ પુરાવો ક્યાંઈ જ નથી. પણ ગમે તે હોય, પણ આ પ્રશસ્તિ અને નિંદા બન્ને એક સાથે કેમ હોઈ શકે? અને આનું નામ કાગટોડા શાથી પડ્યું?

આ પ્રશ્નો હજી અણઉકેલ્યા જ પડ્યા રહ્યા છે. હજી વારંવાર પુરાતત્ત્વકોવિદો ષડાનન પુરોહિતને અંજલિ આપવા આવતા રહે છે. એ અંજલિ પુરોહિતને પહોંચે છે કે નહિ, અને પહોંચતી હોય તો તેનો કેવો સ્વાદ આવે છે તે જાણવાને કશું સાધન નથી!

❊

# 'अंकल टोम्स केबिन'

काका कालेलकर

વિશ્વ સાહિત્યમાં સ્થાન પામેલી આ એક અમરકથા છે. એ નવલકથાની લેખિકા—હેરિયેટ બીચર સ્ટોએ બીજી કોઈ ચોપડી લખ્યાનું હું જાણતો નથી. પણ આ એક જ વાર્તા લખી એણે પોતાની અસાધારણ સાહિત્યશક્તિનો પરિચય દુનિયાને કરાવ્યો છે.

જે ચોપડીએ સમાજ ઉપર અસાધારણ અસર પાડી છે અને જેને લીધે અસંખ્ય હૃદયો જાગ્રત થયાં છે તેને સાહિત્યકૃતિ કહેવા કરતાં જીવતી વ્યક્તિ તરીકે ઓળખવાનું હું વધારે પસંદ કરું છું. પશ્ચિમમાં ગુલામીની પ્રથાને નેસ્તનાબૂદ કરવામાં વિલ્બર ફોર્સ, ગેરિસન અથવા એબ્રહેમ લિન્કન જેવાઓએ જેટલું કામ કર્યું છે તેટલું જ આ ચોપડીએ પણ કર્યું છે.

આ ગ્રંથના અનુવાદ દુનિયાની બધી ભાષાઓમાં થયા હશે. મરાઠીમાં, બંગાળીમાં અને હિન્દીમાં થયા છે જ. ગુજરાતીમાં બે છે. દુઃખની વાત એટલી જ કે ભાષાંતરિત સાહિત્ય હોઈ એને ક્યાંય પાઠ્ય પુસ્તક તરીકે સ્થાન મળ્યું નથી. સાહિત્યક્ષેત્રમાં અનુવાદિત સાહિત્ય હંમેશા ગૌણ ગણાય છે, અને તે યોગ્ય છે. પણ કેળવણીના ક્ષેત્રમાં અમુક ચોપડી મૌલિક છે કે અનુવાદિત છે એનો વિવેક બહુ જાળવવાની જરૂર નથી. યુવાનોનાં મન ઉપર ભારે અસર કરી શકે એવી એકે એક સાહિત્યકૃતિ કેળવણીના દિવસોમાં યુવકો અને યુવતીઓની નજર તળે આવ્યા વગર રહે નહિ એની ચિંતા કેળવણીકારોએ રાખવી જોઈએ.

સાહિત્યનું ક્ષેત્ર વિશાળ થતું જાય છે એટલા માટે સાહિત્યશક્તિ ધરાવનારા કેળવણીકારોએ પ્રખ્યાત સાહિત્યકૃતિના સારા સારા સંક્ષિપ્ત સારાંશ આપવાનું કામ આ જમાનામાં ઘણું કર્યું છે. અંકલ ટોમ્સ કેબિનનો સાર અંગ્રેજીમાં કોઈએ આપ્યો છે કે નહિ તે હું જાણતો નથી. ન હોય તો મને આશ્ચર્ય થશે.*

ભાઈ શશિન ઓઝાએ ગુજરાતીમાં એ અમર કથાનો સાર આપણને આપ્યો છે એ યુવાન વાચક વર્ગ ઉપર એમનો ઉપકાર જ છે. મૂળ ચોપડી મેં વાંચી એને ઘણાં વર્ષો થયાં. કથાની ઘણીખરી વસ્તુઓ તો હું ભૂલી ગયો છું. છતાં રવીન્દ્રનાથ ઠાકુરની "ઘરે બાહિરે" ( Home & the world ) જ્યારે વાંચી ત્યારે એમાંના નિખિલનું પાત્રલેખન વાંચી મને 'અંકલ ટોમ્સ કેબિન'માં આવેલા સેન્ટ ક્લેરનું સ્મરણ થયું. બન્ને સ્વભાવે સજ્જન, પરોપકારી અને છતાં કાંઈક ઢીલા એવા લાગ્યા.

જ્યારે સેન્ટ ફ્રાન્સિસ ઓફ એસીસીનું જીવનચરિત્ર વાંચ્યું ત્યારે એની શિષ્યા સેન્ટ ક્લેરના જ અદ્‌ભુત જીવનક્રમના સ્મરણ સાથે 'અંકલ ટોમ્સ કેબિન'ની નવલકથા યાદ આવી પણ મગજમાં જેનું પાત્રલેખન બરાબર ઠસી ગયું છે તે મિસિસ સેન્ટ ક્લેર છે. એના સ્વભાવનું ચિત્ર જોયા પછી 'અહંપ્રેમ' એ શબ્દ મેં યોજ્યો. અને એ વિષે એક લેખ પણ લખ્યો. અહંપ્રેમી લોકો સ્વાર્થી હોય છે એમ નથી, પણ એમની આખી દુનિયા તેઓ પોતાની આસપાસ ફેરવે છે. પોતાની લાગણીને જ પ્રધાનપદ આપે છે પોતાનું જ દુઃખ રુએ છે. અને અખંડ પોતાની જ દયા ખાતા હોય છે. મિસિસ સ્ટોએ નાનકડી ઈવાનું ચિત્ર પણ આબાદ ચીતર્યું છે. તે નાનકડું ફૂલ અકાળે કરમાઈ ગયું પણ એની સુગંધ સાહિત્યમાં કાયમની રહી છે. એ ઈવાની પડખે નાનકડી ટોપ્સીનું ચિત્ર ખડું કરી લેખિકાએ કેળવણીકારો માટે બહુ જ મહત્ત્વનો મસાલો પૂરો પાડ્યો છે. ઓફીલિયાનું ચિત્ર પણ એવું જ આબાદ છે. એ ગુલામો પ્રત્યે ન્યાયબુદ્ધિ બતાવી શકે છે પણ એમના પ્રત્યે સમભાવ કેળવી શકતી નથી. કાર્યકુશળતાને વરેલા કેટલાક લોકો ચારિત્ર્યને બુદ્ધિનો વિષય ગણે છે. એવા લોકો તેજસ્વિતા બતાવતા છતાં માનવતાનો પરિચય નથી કરાવી શકતા. એમની ભલાઈ ઉપર તમે વિશ્વાસ રાખી શકો પણ હૂંફ ના મેળવી શકો.

ખ્રિસ્તી લોકો આગળ આદર્શજીવનનો એક ચોક્કસ ચિતાર હોય છે. અને એ આદર્શ જેટલો

* આ લખ્યા પછી ખબર પડે છે કે અંગ્રેજીમાં કાંઈ નહિ તો એક સંક્ષિપ્ત આવૃત્તિ તો છે જ.

જોયું તો કોઈનું એક લાંબું મોભિયું પડ્યું હતું. તેણે પોતાની ભાષામાં એ મોભિયું પેલા સ્તંભો પર આડુ મુકાવી પેલા કાગડાને વચ્ચે ટાંગવાનો હુકમ કર્યો. તેના માણસો કુહાડા લઇ ઉપર ચડ્યા, મોભ મૂકવાને એ સ્તંભો પર ખાચા કર્યા, ને તેના પર મોભ ગોઠવી દીધો. આસપાસ પક્ષીઓને પાણી પાવાની પરબોનાં શીંકા હતાં, તે તોડી, શીંકામાં કાગડાને બાંધી તે મોભ ઉપર વચ્ચોવચ્ચ ટાંગ્યો અને પોતાના સૈનિકોને કંઈ કહી, તરવારવાળા હાથે એ કાગડો બતાવી, એક હર્ષનાદ કર્યો, તે તેના સૈનિકોએ ઝીલી લીધો. તેની લંબાતી ગર્જનામાં આખું લશ્કર ત્યાંથી પસાર થઇ ગયું.

એના ચાલ્યા ગયા પછી પણ લોકો ઘરોમાં સંતાઈ રહેલાં એકાદ પ્રહર એમ ને એમ રહ્યાં. પછી ધીમે ધીમે દરવાજા બહાર જઈ જોઈ આવ્યાં અને યવન ગયો છે એવી ખાતરી થતાં ધીમે ધીમે બીતાં બીતાં તેમણે દૈનિક વ્યવહાર શરૂ કર્યો. એ નાસી ગયેલો રાજા ફરી ત્યાં આવ્યો નહિ. અહીંથી પોતાની રાજ્યધાની ફેરવી પોતાના એક બીજા વધારે સુરક્ષિત નગરમાં લઇ ગયો. આ પ્રમાણે દિવસો ઉપર દિવસો જતા ગયા પણ, ભયથી કે न गणस्याग्रतो गच्छेत्। "મોખરે ન કદી થવું" એવી સલામતીની ફિલસુફીથી, કે બન્યું હોય તે નિભાવી લેવાની જડતાથી, કે ઉપેક્ષાથી કે ગમે તે કારણથી લોકો યે ન ખસેડ્યો એ મોભ કે ન ખસેડ્યો એ કાગડો. ઊલટું એ અર્થહીન સ્તંભોનું નામ કાગટોડા પાડી એ સ્થિતિનો શાશ્વત સ્વીકાર કર્યો.

જતે દિવસે એ કાગડો એ શીકું એ મોભ સર્વ ત્યાંથી ખસી નાશ પામી ગયાં. માત્ર આ કાગટોડા ઊભા રહ્યા. અને પછી તો એ પણ ધીમે ધીમે ભેંશોના અને કાળના ઘસારાથી પડી ગયા. માત્ર એ સ્તંભોની જગા કાગટોડાના નામથી પ્રસિદ્ધ રહી.

કેટલાક સૈકા પછી હિંદમાં નવજીવનનો સંચાર થયો, આ પ્રાંતને માટે એક પુરાતત્ત્વ ખાતું સ્થપાયું અને એક પ્રાચીન લેખોનો નિષ્ણાત ત્યાં આવી પહોંચ્યો. તેણે લોકોથી બને તેટલી માહિતી મેળવી બચેલા પથરા ભેગા કર્યા. નામ સબંધી તપાસ કરતાં બધાએ તેને કાગટોડા જ કહ્યો. પડેલા પથ્થરો તેણે ભેગા ગોઠવ્યા. અનેક બારીક પુરાવાથી તેણે પથ્થરની ખાણની માહીતી મેળવી, અને બધા પથ્થરો એક જ ખાણના, અને લેખો એક જ કાળના એક જ લિપિના એક જ કારીગરના છે એમ સાબીત કર્યું. ઘણી પંક્તિઓ તૂટી ગઈ હતી પણ એક શ્લોકની પહેલી પંક્તિઓ ઓછાવત્તા શબ્દોવાળી હતી, તેના પ્રથમાક્ષરોમાં તેણે ષડાનન શબ્દ વાંચ્યો. योऽशतीनामहिमूर्धि......द महारः એમ ગોઠવ્યુ. અને બીજા એક પથ્થરમાંથી માત્ર એટલુ વાંચી શક્યો यो गर्दभनिनादाय विजृंभितषडाननः। ગર્દભના નાદને માટે જેણે ષડાનન (છ મોઢાં) પહોળાં કર્યાં છે એવો. એ નિષ્ણાત અત્યંત આશ્ચર્યમા પડી ગયો! બન્ને જગાએ ષડાનનનું જ વર્ણન હતું, એમા એને શંકા ન રહી. શું ષડાનનની ઉપાસના અહીં પહેલા થતી હશે? ષડાનન, કાર્તિકેયની ઉપાસના તો દક્ષિણમાં હતી. અહીં સુધી હોવાનો એક પણ પુરાવો ક્યાંઈ જ નથી. પણ ગમે તે હોય, પણ આ પ્રશસ્તિ અને નિંદા બન્ને એક સાથે કેમ હોઈ શકે? અને આનું નામ કાગટોડા શાથી પડ્યું?

આ પ્રશ્નો હજી અણઉકેલ્યા જ પડ્યા રહ્યા છે. હજી વારંવાર પુરાતત્ત્વકોવિદો ષડાનન પુરોહિતને અંજલિ આપવા આવતા રહે છે. એ અંજલિ પુરોહિતને પહોંચે છે કે નહિ, અને પહોંચતી હોય તો તેનો કેવો સ્વાદ આવે છે તે જાણવાને કશું સાધન નથી!

❋

# 'અંકલ ટોમ્સ કેબિન'

काका कालेलकर

વિશ્વ સાહિત્યમાં સ્થાન પામેલી આ એક અમરકથા છે. એ નવલકથાની લેખિકા—હેરિયેટ બીચર સ્ટોએ બીજી કોઈ ચોપડી લખ્યાનું હું જાણતો નથી. પણ આ એક જ વાર્તા લખી એણે પોતાની અસાધારણ સાહિત્યશક્તિનો પરિચય દુનિયાને કરાવ્યો છે.

જે ચોપડીએ સમાજ ઉપર અસાધારણ અસર પાડી છે અને જેને લીધે અસંખ્ય હૃદયો જાગ્રત થયાં છે તેને સાહિત્યકૃતિ કહેવા કરતાં જીવતી વ્યક્તિ તરીકે ઓળખવાનું હું વધારે પસંદ કરું છું. પશ્ચિમમાં ગુલામીની પ્રથાને નેસ્તનાબૂદ કરવામાં વિલ્બર ફોર્સ, ગેરિસન અથવા એબ્રહેમ લિન્કન જેવાઓએ જેટલું કામ કર્યું છે તેટલું જ આ ચોપડીએ પણ કર્યું છે.

આ ગ્રંથના અનુવાદ દુનિયાની બધી ભાષાઓમાં થયા હશે. મરાઠીમાં, બંગાળીમાં અને હિન્દીમાં થયા છે જ. ગુજરાતીમાં બે છે. દુઃખની વાત એટલી જ કે ભાષાંતરિત સાહિત્ય હોઈ એને ક્યાંય પાઠ્ય પુસ્તક તરીકે સ્થાન મળ્યું નથી. સાહિત્યક્ષેત્રમાં અનુવાદિત સાહિત્ય હંમેશા ગૌણ ગણાય છે, અને તે યોગ્ય છે. પણ કેળવણીના ક્ષેત્રમાં અમુક ચોપડી મૌલિક છે કે અનુવાદિત છે એનો વિવેક બહુ જાળવવાની જરૂર નથી. યુવાનોનાં મન ઉપર ભારે અસર કરી શકે એવી એકે એક સાહિત્યકૃતિ કેળવણીના દિવસોમાં યુવકો અને યુવતીઓની નજર તળે આવ્યા વગર રહે નહિ એની ચિંતા કેળવણીકારોએ રાખવી જોઇએ.

સાહિત્યનું ક્ષેત્ર વિશાળ થતું જાય છે એટલા માટે સાહિત્યશક્તિ ધરાવનારા કેળવણીકારોએ પ્રખ્યાત સાહિત્યકૃતિના સારા સારા સંક્ષિપ્ત સારાંશ આપવાનું કામ આ જમાનામાં ઘણું કર્યું છે. અંકલ ટોમ્સ કેબિનનો સાર અંગ્રેજીમાં કોઇએ આપ્યો છે કે નહિ તે હું જાણતો નથી. ન હોય તો મને આશ્ચર્ય થશે.*

ભાઇ શશિન ઓઝાએ ગુજરાતીમાં એ અમર કથાનો સાર આપણને આપ્યો છે એ યુવાન વાચક વર્ગ ઉપર એમનો ઉપકાર જ છે. મૂળ ચોપડી મેં વાંચી એને ઘણાં વર્ષો થયાં. કથાની ઘણીખરી વસ્તુઓ તો હું ભૂલી ગયો છું. છતાં રવીન્દ્રનાથ ઠાકુરની "ઘરે બાહિરે" ( Home & the world ) જ્યારે વાંચી ત્યારે એમાંના નિખિલનું પાત્રલેખન વાંચી મને 'અંકલ ટોમ્સ કેબિન'માં આવેલા સેન્ટ ક્લેરનું સ્મરણ થયું. બન્ને સ્વભાવે સજ્જન, પરોપકારી અને છતાં કાંઇક ઢીલા એવા લાગ્યા.

જ્યારે સેન્ટ ફ્રાન્સિસ ઑફ એસીસીનું જીવનચરિત્ર વાંચ્યું ત્યારે એની શિષ્યા સેન્ટ ક્લેરના જ અદ્ભુત જીવનક્રમના સ્મરણ સાથે 'અંકલ ટોમ્સ કેબિન'ની નવલકથા યાદ આવી પણ મગજમાં જેનું પાત્રલેખન બરાબર ઠસી ગયું છે તે મિસિસ સેન્ટ ક્લેર છે. એના સ્વભાવનું ચિત્ર જોયા પછી 'અહંપ્રેમ' એ શબ્દ મેં યોજ્યો. અને એ વિષે એક લેખ પણ લખ્યો. અહંપ્રેમી લોકો સ્વાર્થી હોય છે એમ નથી, પણ એમની આખી દુનિયા તેઓ પોતાની આસપાસ ફેરવે છે. પોતાની લાગણીને જ પ્રધાનપદ આપે છે પોતાનું જ દુઃખ રુએ છે. અને અખંડ પોતાની જ દયા ખાતા હોય છે. મિસિસ સ્ટોએ નાનકડી ઇવાનું ચિત્ર પણ આબાદ ચીતર્યું છે. તે નાનકડું ફૂલ અકાળે કરમાઇ ગયું પણ એની સુગંધ સાહિત્યમાં કાયમની રહી છે. એ ઇવાની પડખે નાનકડી ટૉપ્સીનું ચિત્ર ખડું કરી લેખિકાએ કેળવણીકારો માટે બહુ જ મહત્ત્વનો મસાલો પૂરો પાડ્યો છે. ઑફીલિયાનું ચિત્ર પણ એવું જ આબાદ છે. એ ગુલામો પ્રત્યે ન્યાયબુદ્ધિ બતાવી શકે છે પણ એમના પ્રત્યે સમભાવ કેળવી શકતી નથી. કાર્યકુશળતાને વરેલા કેટલાક લોકો ચારિત્ર્યને બુદ્ધિનો વિષય ગણે છે. એવા લોકો તેજસ્વિતા બતાવતા છતાં માનવતાનો પરિચય નથી કરાવી શકતા. એમની ભલાઇ ઉપર તમે વિશ્વાસ રાખી શકો પણ હૂંફ ના મેળવી શકો.

ખ્રિસ્તી લોકો આગળ આદર્શજીવનનો એક ચોક્કસ ચિતાર હોય છે. અને એ આદર્શ જેટલો

* આ લખ્યા પછી ખબર પડે છે કે અંગ્રેજીમાં કાંઇ નહિ તો એક સંક્ષિપ્ત આવૃત્તિ તો છે જ.

ઉચ્ચ છે તેટલો જ વ્યવહારમા આણવાલાયક પણ હોય છે એમ તેઓ સિદ્ધ કરવા મથે છે મિસિસ સ્ટોનો આદર્શ ધર્મપરાયણ સહનવીર તે ગુલામ અંકલ ટોમ છે એનુ ઉજ્જ્વલ ચારિત્ર, એની નમ્રતા સહનશીલતા અને એનો કરુણ અંત, બધાં જ આપણા હૃદય ઉપર કાયમની અસર કરે છે

મિસિસ સ્ટોએ 'અંકલ ટોમ્સ કેબિન' એ નવલકથા ગુલામીની પ્રથા સામે માણસજાતનો પુણ્ય પ્રકોપ જાગ્રત કરવા માટે લખી કાઢી પણ એ ચોપડીમા એણે જાતજાતના માનવીઓના એવા તો સુદર સુદર નમૂનાઓ વર્ણવ્યા છે કે માનસશાસ્ત્રના અભ્યાસીને એમાથી ઘણુ મળે એમ છે

એક વિચાર મનમા આવ્યા વગર રહેતો નથી સન ૧૮૫૨ના સમયમા લખેલી આ નવલકથાની પડખે રાખી શકાય એવી કોઈ નવલકથા આપણા દેશમા કોઈએ લખી હશે ખરી ? બંકિમચંદ્ર, ગોવર્ધનરામ, હરિનારાયણ આપ્ટે એ બધા લેખકો ત્યારપછીના જમાનાના ગણાય ૧૮૫૭ની સાલના પહેલાના જમાનાના આપણા સાહિત્યકો કેવા હશે, એમણે શુ લખ્યુ હશે એવી જિજ્ઞાસા મનમા ઊઠતા એ તૃપ્ત કરવાના સાધનો આપણી પાસે નથી

મારી ખાત્રી છે કે ભાઈ શશિન ઓઝાએ આપેલો આ સંક્ષિપ્ત અનુવાદ વાચ્યા પછી દરેક વાચકને આખી ચોપડીનો સળંગ ગુજરાતી અનુવાદ વાચવાનુ મન થવાનુ જ અને કેટલાકને તો મૂળ અંગ્રેજીમા જ આ અમેરિકન અમરકથા વાચ્યા વગર સંતોષ થવાનો નથી ભાઈ શશિન ઓઝાએ આ એક સુંદર સાહિત્યકૃતિનો સ્વાદ ચખાડવાનુ કામ કર્યું છે, તે માટે તે અવશ્ય ધન્યવાદને પાત્ર છે

આપણે ત્યા રાષ્ટ્રસેવકો અને સમાજસેવકો માટે આજકાલ જે અભ્યાસક્રમ તૈયાર કરવામા આવે છે તેમા બુકર ટી. વોશિંગ્ટનના આત્મચરિત્રની પેઠે મિસિસ સ્ટોની આ નવલકથા પણ દાખલ કરવી જોઈએ અને દરેક સમાજસેવકે તે વાચવી જોઈએ *

વર્ધા ૫-૧૨-૪૬

* ટુંક સમયમા પ્રગટ થનાર શ્રી શશિન્ ઓઝા અનુવાદિત પુસ્તકનો પ્રવેશક



## રવી કણિકા

'ઘણાયે દિવસોથી લખતો આવુ છુ જીવનના વિવિધ પ્રસંગોએ અને વિધવિધ પરિસ્થિતિમા લખ્યુ છે લખવાનુ શરૂ કર્યું હતુ કાચી ઉમ્મરે જ્યારે હુ મને પોતાને યે નહોતો ઓળખતો, અને એથી જ મારા લખાણમા જેમ બહોળપ છે તેમ નાખી દેવા જેવુયે ઘણુ હશે પણ એ નાખી દેવા જેવાને બાદ કરતા જે શેષ રહેશે તેમા હુ માનુ છુ કે સહુને એક વાત તો સ્પષ્ટ દેખાશે જ કે વિશ્વને મે ચાહ્યુ છે મહત્‌ને હુ પ્રણમ્યો છુ, મુક્તિની મે કામના કરી છે, અને તે એ મુક્તિ જે પરમપુરુષ પરમાત્મા પાસે આત્મનિવેદન છે તે

અને મે સત્ય માન્યુ છે એ માનવ-સત્યને એ મહામાનવમા, જે માનવીના-માનવીમાત્રના હૃદયમા નિરંતર વસી રહ્યો છે ( जनाना हृदये सन्निविष्ट )

—ટાગોર

# માર્ગે મળેલાં

ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક

મુંબઈના ગૂજરાત સંશોધન મંડળે ગૂજરાત–કાઠિયાવાડ-કચ્છનો મનુષ્યમાપન 'સરવે' કરવાનું કામ અમને ગયા એપ્રિલમાં સોંપ્યું હતું. અમારા નેતા લખનૌ યુનિવર્સિટીવાળા ડૉ૦ મજુમદાર હતા. આ "સરવે"માં અમારે ગૂજરાતની જુદી જુદી પ્રજાઓ વચ્ચે કેટલું જાતિસામુદાયિક સામ્ય (=Racial affinity) છે તે જોવાનું હતું. આને માટે અમે શરીરના જુદાજુદા ભાગોનાં ખાસ કરીને માથાનાં અને નાકનાં–માપો લેતા હતા; તથા મપાયેલા દરેક માણસના લોહીની વર્ગણી (=Blood–grouping) કરતા હતા. દિવસ–ભર કામ; લોકોને આ વિષય વિષે, એની અગત્ય વિષે સમજણ પાડવાની (નહીં તો લોહી કોણ લેવા દે?), દરેક જણનાં બારતેર માપ લેવાનાં અને લખવાનાં મુકામે જઈ લોહીની વર્ગણી કરવાની : કેડ તો ફાટના આવે, થાક તો કહે મારું કામ. આમાંથી આરામ મેળવવાના જ પ્રાથમિક હેતુથી તથા કંઈક આનંદ મળે અને કંઈક લોકજીવનની ઝાંખી થાય એ ઉદ્દેશથી જ્યાં-જતો ત્યાં મળે એટલાં લોકગીતો મેળવવા પ્રયત્ન કરતો. આમાંથી કેટલાંક સાંભળેલાં, કેટલાંક ગવડાવેલાં અને બેત્રણ મિત્રો પાસેથી મળેલાં.

રસ્તે ચાલતાં ચાલતાં (કે દોડતાં દોડતાં?) મેળવેલાં આ ગીતોમાંથી વાંચનારને રસિક થઈ પડે પડે એ હેતુથી થોડાં અહીં આપું. દક્ષિણ ગૂજરાતના બીલીમોરાથી શરૂ કરી કચ્છના ભચાઉ સુધી આપણે જઈશું અને ગીતો સાંભળીશું.

*

આ બે ગીતો "નાયકા" લોકો ગાય છે. ગૂજરાતની આદિવાસી પ્રજાઓમાંની એ એક છે. એ બંને બીલીમોરા–રેલ્વે–રેસ્ટ–હાઉસના ચોકીદાર પાસે ગવડાવેલ :

૧

મારો વીરાજી આયવો ખડકી
મારી દૂઝણી ભેંસો ભડકી
ચીલીચીલી ઘુઘર વાગેરે
પેલો મોટો મોસાળિયો આવેરે
મારી બેની આવી રે
ચીલીચીલી ઘુઘરી વાગે રે
ઊંચી ચડી નીચી ઉતરી
હું તો જોઉં મામાની વાટ રે
ઊંચી ચડી નીચી ઉતરી.
હું તો જોઉં મામીની વાટ રે.
(બેનીની, બનેવીની વાટ જોવાય છે.)
ઊંચી ચડી નીચી ઉતરી
મારો બનેવી ક્યારે આવશે?

૨

લાલજી ધોળો ઘોડો રે ફુલડે શણગારું
લાલજી ધોળો ઘોડો રે જોયે તો બોલાવું
મોટીબેની.

આ હાલરડું બીલીમોરામાં કામ પર જતાં ગાડી થોભાવીને સાંભળેલું :

૩

ભાઈ, તને કોણે બેસાડ્યો પાટલે
આજનો દિન-રામજી રે
ભાઈ, તને બેને બેસાડ્યો પાટ રે
ભાઈ, તને મામી બેસાડે પાટે રે
ભાઈ, તું તો સવાકા સાડી લાવ્યો
ગજવે ખાલી બેઠો
આજનો દિન રામજી રે

નીચેનો પવાડો બીલીમોરા બંદરે લાકડાં ભરનારાઓ ગાતા હતા :

૪

લળાલા ખારવા હેઈસાં
ખારવીઆ કાજુ હેઈસાં
જુવાન જોડી હેઈસાં
લાગો રે લાકડાં હેઈસાં
વાદેડી તોડી હેઈસાં
કારવીઆ કાજુ હેઈસાં

વાદડે ડુંગરે હેઈસાં
સાય બે સોરી હેઈસાં
દાધા રીંગુ હેઈસાં
ડામો ડુંગરો હેઈસાં
લાગો રે જુવાન હેઈસાં

આ પવાડાના બધા શબ્દોના અર્થ કોઇ કરી આપશે?

નવસારી તરફના દૂબળાઓ ગાય છે એ લગ્ન-ગીતોમાંનું આ એક છે :

૫

ચાંદલીઓ રે નદીમાંનાં નીર,
તારો રે ક્યારે ઉગશે?
ચાંદલીઓ રે, પાસલી રાતનાં ઊગશે,
મોતી રે સરખો ઝૂલશે.
ભાણીવોવ રે, તમારા તો નાથ રે
ક્યા રે આવશે?
ગયા છે રે સપાયોની સાથ,
સપાઈગીરી લઇને આવશે.
લાવશે રે મોગરીઆનાં ફૂલ
ભાણીવોવ ગજરા ગૂંથશે.

ઉપલા ગીતમાં ભાણીવોવ ( =ભાણી વહુ )ને બદલે ગમે તે નામ લે છે. ફૂલોનાં વળી પણ જેમ આવ્યા ઉપર.

દક્ષિણ ગૂજરાતના કોળીઓ ઘેરીઆ રમે છે ત્યારે નીચેનું ગીત ગાય છે. શ્રોતાવર્ગ તરફથી આની ઘણી જ માંગ રહે છે. "બાલજીવન"ના (? કોણ જાણે!) એકાદ અંકમાં આ ગીતનો થોડો ભાગ જોવાનું યાદ છે :

૬

પારણું ઘડી લાવ રે લાલ
પારણું રે ધમ ઘુઘરીઉં
પારણું છે મારા દેવનું રે
ધમ ઘુઘરીઉં
ભાગીઓ માગે ભાગ રે લાલ
પારણું રે ધમ ઘુઘરીઉં
લાયવો તો મેલ પેલા ચોકમાં રે
ધમ ઘુઘરીઉં
ન્યાય કરો દિવાવ રે લાલ
પારણું રે ધમ ઘુઘરીઉં
ભાઇ સુથારી વીનવું રે
ધમ ઘુઘરીઉં
પારણું ઘડી લાવ રે લાલ
પારણું રે ધમ ઘુઘરીઉં
રમશે સઘળા દેવ રે લાલ
પારણું રે ધમ ઘુઘરીઉં
ભાઇ ચિતારી વિનવું રે
ધમ ઘુઘરીઉં
પારણું ચીતરી લાવ રે લાલ
પારણું રે ધમ- ઘુઘરીઉં.

છેલ્લી લીટીઓ ફરીફરી બોલાય છે.

*

હવે પ્રવેશો રાજપીપળા રાજના રાસ્તી ભાગમાં. અહીંના જે ભીલો વધુ સંસ્કૃત (!) પ્રજાના સંસર્ગમાં આવ્યા છે તેમની વનવાસી સંસ્કૃતિની ઘણીખરી પહેલો ઘસાઈ ગઈ છે. એ લોકો હોળીને ખૂબ આનંદથી ઊજવે છે; અને નાચતાં છાલીઆનું ઉત્તર-પ્રત્યુત્તરી ગીત ગાય છે. કાંધ ગામમાં આ ગીત સાંભળ્યું

૭

યા ફકરની રાખના, ઓ પિનોમી
ફકર બાબતમાં જીંદગી આપી દેહીં ઓ દૂબલી
તો મરજી હોય તો અરજી કરજે
સરકારી તેડો આશે ઓ પિનોમી
કાગરનાં નામ બોયલું તારૂં ઓ દૂબલી
હજૂરમેં નામ બોયલું. ઓ છોકરી.
તો બાબત જીંદગી આપી દેહીં, ઓ છોકરી.
એ બાબત તું કર નીં ઓ પોયરી.
ખાધું પીધું ને મોજ મારી ઓ છોકરી.
પેલી કરી જાહે ઓ સીટી તો કાગરી વાલી.
ફુલેવર ડગલી વાલી, લીલી તો બંગડીવાલી
પાસો ફીરી પાલ, પોયરી, પલોતી લાગી.

આ ગીતનો અર્થ તો સમજાય એવો છે. પિનોમી એ પ્રિયતમાને માટે વપરાતો થેલો શબ્દ છે. એનું મૂળ શોધી કાઢવા ભાષાશાસ્ત્રીઓને નિમં-

ત્રણ છે. કાગરીવાળી એટલે ઘાઘરીવાળી અને પાલવું એટલે જોવું.

નીચેનું ગીત ઘેરીઆઓનું છે. એ રાજપીપળા તરફનું છે. એને અને છઠ્ઠા ગીતને સરખાવવા જેવું છે :

૮

આવી મેવાસી ઘેર રે
ટીલડી ઝમકારી
આવી મેવાસી ઘેર રે
ટીલડી ઝમકારી
ઠાકોર ગીયો છે રાજમે'
ટીલડી ઝમકારી
ઠાકોર શું શું આવી છૂટશે
ટીલડી ઝમકારી
આવી મેવાસી ઘેર રે.

એક મિત્ર, ભાઇ હર્ષદરાય પંડયાએ (એ માટે એમનો ઋણી છું.) આપેલાં નર્મદા તીરનાં ભાલોદ આદિ ભુરિશ્રી ગામોનાં ગીતોમાંથી આ બે આપીએઃ

૯

સોળ બેડાંની સોળ ગાગેરો
ધુમતાં ગાગેર નંદાઇ રે, ઓ મેવાસી
મારી સાસુ તો એમ કરી કે'છેઃ
વહુ તમે ઘરની માયા મેલો રે, ઓ મેવાસી.
ઘરની માયા તો કેમ કરી મેલીએ?
નાનપણનાં પરણાવ્યાં, ઓ મેવાસી.
નાની તે નણદી એમ કરી કે' છેઃ
ભાભી તમે પિયેર હેંડો રે, ઓ મેવાસી.
પિયેર તે નણદી, કેમ કરી હેંડિયે?
છોકરાં થાયાં ડાહ્યાં રે, ઓ મેવાસી.
મોટાં ભાભીજી એમ કરી કે' છેઃ
દેરાણી, ડા'પણ મેલો રે, ઓ મેવાસી.
સાચી તે વાતમાં ડા'પણ શું કીધું?
તમારું લૂંટી તે શું લીધું રે, ઓ મેવાસી.
મારા સસરાજી એમ કરી કે' છેઃ
દીકરા–વહુ મારાં ડાહ્યાં રે,
પિયેર પનોતાં ને મારે અક્કારાં
પિયેરીએ જાવને ચાલ્યાં રે, ઓ મેવાસી.
પિયેરીએ કેમ કરી ચાલ્યાં તે જાએ?
મેલી પિયુડાને ઠાલાં રે, ઓ મેવાસી.
જાઓ પનોતીના પિયુડા દીકરા
ઘર કરો મારાં ઠાલાં રે, ઓ મેવાસી.
સવમાની દીકરા કૂદીને ઉઠયા,
બાપાનાં તે ઘરને છોડયાં રે, ઓ મેવાસી.

*

૧૦

ડેરી પાછળ જીરું ઊગ્યું, ધન રે ધનેરિયું.
તે જીરું તો ગાયને માંડયું, ધન રે ધનેરિયું.
ગાયે મને દૂધ આપ્યું, ધન રે ધનેરિયું.
તે દૂધ મેં મોરને પાયું, ધન રે ધનેરિયું.
મોરે મને પીંછું આપ્યું, ધન રે ધનેરિયું.
પીંછા વતી પૂંજો વાળ્યો, ધન રે ધનેરિયું.
પૂંજો વાળતાં સોય જડી, ધન રે ધનેરિયું.
સોય લઇને કોથળો સાંધ્યો, ધન રે ધનેરિયું.
કોથળામાં તો બધજી ઘાલ્યાં, ધન રે ધનેરિયું.
બધજી વેચીને ચૂડા પહેર્યા, ધન રે ધનેરિયું.
ચૂડા પહેરીને દળવા બેઠી, ધન રે ધનેરિયું.
ચૂડો ખખડે ને ડોસો બબડે, ધન રે ધનેરિયું.

*

કચ્છના રેતીદળાયા પણ રંગમંડિત માંડવીના વાઘેરો અને ભેડલાઓનાં માપ લેતા હતા. તે વખતે કેટલાક ભેડલાઓને એઓ વહાણમાં કેવાંક ગીતો ગાય છે એ પૂછયું, એક જણે બે ચાર ગીતો આપ્યાં હતાં.

આ એક પવાડો છેઃ

૧૧

હે કિનાલ
ઓ બેલાં કિનાલ
યા અલ્લા કિનાલ
અજવાણીઆ કિનાલ
હે કિનાલ.

*

નીચેનું ગીત "કાફી" છે, એમાં સિંધીની ખૂબ જ અસર છે—સિંધી જ છે. આપણી સમુદ્રજીવી પ્રજાઓનો અભ્યાસ ક્યારે થશે?

૧૨

ઉમ્મર મીર મુકે માડુ યાદ પવન
ધરજી લગી ધર હીર મુકે માડુ યાદ પવન
સરતીઉં મથી રમે ચાક
તખો બેનોર મથે કુંજે બોલ્યો અસબા
તેંજા તાણાંમેણા માર્યા મુકે, માડુ યાદ પવન
ધજા બાને તોજી કેંનું ચાવા મા
હીંજા બાઉં તોજું ન બાસું મા
તોજા કેંન રેશમ હીર મુકે, માડુ યાદ પવન
રસાલે મથે હીજા સાલે ચવે
મુલક અબાણે નાલેર મથે
મુસ આ રમરૂર મથે
રણે સોઇ અબાણે નીર મુકે, માડુ યાદ પવન.

કરવનું ભચાઉ એટલે વાગડ (=વા અને ગડ: પવન અને પથ્થર?) ત્યાંના કાઠીઓનાં માપ લીધા પછી આ રાસડો સાંભળ્યો:

૧૩

ચૂડલો પે'રતી'તી રંગમોલમા
ચૂંદડી રે પે'રતી'તી રંગમોલમાં
ચૂંદડી પેરવાની ચતુરાઇ રંગમોલમાં
કાંકરી રે નાંખતી'તી રંગમોલમાં
કાંકરી રે નાંખવાની ચતુરાઇ
વારલો રે પે'રતી'તી રંગમોલમાં
વારલો રે પેરવાની ચતુરાઈ, રંગમોલમાં.

નથડી, ટીલડી, વગેરે લગભગ ઘણું પહેરાવી શકાય. નવાઈ જેવું તો એ છે કે એ લોકોના ગીત કચ્છીને બદલે ગુજરાતીમાં છે.

નીચેનો બીજો રાસડો લેવાતો હતો ત્યાં કોઈ કાગણુસર બંધ કરવો પડ્યો. એ કોઈ વાંચનાર છે, એને કોઇ વાંચનાર પૂરો કરી આપશે કે?

૧૪

લીમડો ઊગ્યો વાગડમાં
લીમડો ઊગ્યો વાગડમાં
ભામ ભાઇ માગે વાગડમા
એનો ભાગ માગે વાગડમાં

*

છેલ્લે જ્યારે અમારી "સર્વે"-પાર્ટી મુંબઇ આવી ત્યારે આ એક અનાવિલ બ્રાહ્મણોમાં ગવાતું ફટાણું મળ્યું. છેલ્લે ધ્યાન રાખજો: નવા શબ્દો, નવા પ્રાસો, નવા ઝમાના!

૧૫

જાનમાં તો આવ્યા મોટા, જાને ભરી લાવો લોટા,
રાજવંશી જાન લાવ્યો જાન.
જાનમાં તો આપસી, જાન જોઇને વેવણ લપસી,
રાજવંશી જાન લાવ્યો જાન.
જાનમાં તો આવ્યા મુનશી, બેસવાને લાવો ખુરશી,
રાજવંશી જાન લાવ્યો જાન.
પરિયાણામાં દાતણ નથી, વેવણનામાં કાંપણ નથી,
રાજવંશી જાન લાવ્યો જાન.
ચૂલા ઉપર ચોખા તખડે, વેવઇને વેવણ બખડે,
રાજવંશી જાન લાવ્યો જાન.
માંડવામાં તો લાઇટ નથી, શંભુભાઈને વાઈફ નથી,
રાજવંશી જાન લાવ્યો જાન.



## મિલઉદ્યોગ

હિંદુસ્તાનમાં આજે ૪૧૭ કાપડની મિલો છે. તે ઉપરાંત ૧૨૫ નવી મિલો બાંધવાની યોજના તૈયાર છે. એ ૧૨૫ નવી મિલોની વહેંચણી આ રીતે થયેલી છે—

મુંબઇ : ૨૪ (૩,૫૨,૦૦૦ સ્પિન્ડલ), મદ્રાસ : ૧૬ (૩,૨૫,૦૦૦ સ્પિન્ડલ), બંગાળ: ૧૨ (૨,૬૪,૦૦૦ સ્પિન્ડલ), યુક્તપ્રાંત : ૧૫ (૪,૩૭,૦૦૦ સ્પિન્ડલ), પંજાબ : ૯ (૨,૧૩,૦૮૮ સ્પિન્ડલ), બિહાર : ૬ (૧,૫૧,૦૦૦ સ્પિન્ડલ), મધ્યપ્રાંત : ૪ (૧,૧૯,૦૦૦ સ્પિન્ડલ), ઓરિસ્સા : ૩ (૭૫,૦૦૦ સ્પિન્ડલ), સિંધ : ૪ (૧,૦૦,૦૦૦ સ્પિન્ડલ), દેશી રાજ્યો : ૩૨ (૭,૦૮,૦૦૦ સ્પિન્ડલ).

# અજિત ગઢીનો અજિત સ્વામી

ધૂમકેતુ

સોઢલની ગઢી હજી અજિત હતી. એના ઉપર હલ્લો લઈ જવામાં એને ગૌરવ મળતું હતું. સિદ્ધરાજે એ વિચાર માંડી વાળ્યો. રાતે ને રાતે રા' ખેંગારને આંહીંથી વર્દ્ધમાનપુર તરફ મોકલી દેવાનો નિર્ણય થયો. ગઢીની દુર્ભેદ્ય રચના જોતાં ગઢી ચાર છ મહિના રમતરમતમાં કાઢી નાખે એ લીલીબાની વાત સાચી હતી. અને રા'ની વાતમાં જરાક પણ કાચું કપાય તો ફરીને ઉપાધિ ઊભી થાય. મુંજાલ, ઉદયન, પરશુરામ, સજ્જન સૌ રાતે મળ્યા. મહારાજ જયદેવે પોતે જ ખેંગાર વિષે કરેલો નિર્ણય કહી સંભળાવ્યો. 'મુંજાલ મહેતા! સાથે કોણ જશે? રા'ને લઇ જવો છે!'

સૌની દૃષ્ટિ ઉદયન ઉપર પડી. સ્તંભતીર્થ એ પાછો ફરે છે એવી વાત તરત માનવામાં આવે. મીનલદેવીને પણ એ રુચ્યું. પણ જયસિંહદેવની ઇચ્છા જુદી હતી 'આપણે સત્વર જવું જોઈએ, મા!' તે બોલ્યો; 'શાંતૂ મહેતા ગમે તે પળે પાટણનું નાક માલવાવાળાને કાપી લેવા દેશે! હવે ત્યાં કોઇકે પહોંચવું જોઇએ. મુંજાલને પોતાને જ જવું પડશે રા' સાથે!'

કોઈ કાંઈ બોલ્યું નહિ. જયસિંહદેવનું મન માપવા મુંજાલ શાંત રહ્યો. પરશુરામને કાંઇ કહેવાનું ન હતું. પણ સ્પષ્ટ રીતે ઉદયને એમાં મુંજાલનો ગૌરવભંગ દીઠો. પોતાનું સ્થાન વધારે ચોક્કસ થતું તેણે જોયું. 'મહારાજ! રા' જનારો છે એટલે કોઇક જવાબદારે જવું તો પડશે. હજી એ હાથતાળી દે એવો છે! મહારાજની આજ્ઞા હોય, તો હું તૈયાર છું. મારે સ્તંભતીર્થ જવાનું એટલે નીકળી પડ્યો છું એમ ગણાશે. ને શંકા નહિ થાય!'

'ઉદા! મા પોતે પાછાં ફરશે મુંજાલ સાથે. અને મુંજાલ મહેતા! તમે રા'ની સોનરિખને પણ સાથે ઉપાડજો. એટલે એનો કબજો સાબૂત રહે. રાજમાતા હવે સોમનાથની જાત્રાએથી પાછાં ફર્યાં એવો દેખાવ રસ્તે આખે રાખવો. મા! તમારે જવું પડશે. તો કોઈને કંઈ જ વહેમ નહિ જાય. તમે જાત્રા કરી સોમનાથની—ને પાછા ફર્યાં છો. મુંજાલ તારા સિવાય કે મારા સિવાય રા'ને ન મોકલાય. ઉદયન જાય એમાં પણ શંકા પડે. અને રા' તો—હવા બાંધી રહે તો રા' બાંધ્યો રહે!'

ઉદયન જયસિંહદેવના નિર્ણય ઉપર વિચાર કરી રહ્યો. એમાં બન્ને વસ્તુ હતી. મુંજાલને ગૌરવ આપવાની વાત હતી, તેમજ એને દૂર કરવાની વાત પણ હતી. નિર્ણય તરત જ કરવાનો હતો.

મુંજાલ તે જ રાતે રા' ખેંગાર સાથે ઊપડી ગયો. વર્દ્ધમાનપુર પહોંચીને જયદેવની એને રાહ જોવાની હતી. પૃથ્વીભટ્ટ ને ઝાંઝણ, આડેસરને ધુબાકો, એકએ મુકામ આગળ રહેવાના હતા. રાજમાતા જાત્રાથી પાછાં ફરે છે એ ઘોષણા સાથે સૌ ઊપડી ગયાં.

સિદ્ધરાજે બીજે દિવસે જ દેવુભાને બોલાવ્યો. આવીને એ એક બાજુ શાંત બેઠો. ડોસો રાજકેદી હતો. એના મનમાં રા' વિષે હજી શંકા તો હતી. પણ પરિણામ ગમે તે હોય, સોલંકીએ જે જમાવટ કિલ્લામાં કરી નાખી હતી, એમાં એથી ફેર પડે તેમ ન હતો. એ જમાનાનો ખાધેલો માણસ હતો. એણે કૈંક લીલીસૂકી જોઈ હતી. સિદ્ધરાજે એને કેમ બોલાવ્યો એ એ સમજી ગયો હતો. લીલીનાં વેણમાં તો એને વિશ્વાસ ન હતો—પણ એણે રા'નો જરાક જેટલો આધાર મળતો હોય તો એ આધારનો લાભ ઉઠાવવામાં લાભ જોયો. એની આશાસૃષ્ટિને કોઈ અંત ન હતો. એ તો એવું સ્વપ્ન પણ સેવી રહ્યો હતો કે, રા'નો કોઇ વંશવેલો પાંચેપંદરે પાકો ઊભો થાય, તો એની પડખે એ નેવું વર્ષે પણ ઝઝુમતો હોય! સોઢલને સિદ્ધરાજે કહેવરાવ્યું તો હશે. સોઢલનો શો જવાબ હોય એ ડોસાથી અજાણ્યું ન હતું.

'સધરાને જાવાની ઉતાવળ લાગે છે,' દેવુભા વિચાર કરી રહ્યા: 'માલવા એને મૂકે તેમ નથી.

ગમો ભૂલ કરે તો કરવા દેજો, એ તો પછી રા'નો વંશવેલો છે! કેસરીની જેમ ઊઠશે!'

'દેવુભા!' સિદ્ધરાજે કહ્યું: 'મેં ઉદયનને બોલાવ્યો છે. હમણાં એ આવશે, તમારા સોઢલભા હજી જુદ્ધ હાંકે છે. હાંકે તો અમને વાંધો નથી— પણ હવે આ જુદ્ધ નહિ ગણાય. હવે તો એ સંહાર ગણાશે!'

દેવુભાને વાણિયાનો એક ભયંકર ઘા મારવાનું મન તો થઈ આવ્યું. પણ એણે જાતકાબૂ મેળવી લીધો. એ સમજી ગયો વાત ને-સોઢલની ગઢી પાસે આને હવે વખત કાઢવો નથી.

'વાત તો, મહારાજ! બરાબર છે. સોઢલભાને કહેવરાવી જુઓ!'

'કહેવરાવ્યું તો ખરું—'

'પછી?'

'એ માને છે કે ખેંગાર પડશે તો ગઢની ધજા એની મેળે હેઠે જઈ પડશે!'

દેવુભા બોલ્યા: 'મહારાજ! ઘણા એમ માને છે. સોઢલભા તો ખેંગારજીના પરમ ભક્ત રહ્યા!'

'ખેંગારજી તો વીરગતિ પામ્યા છે, દેવુભા! આકાશપાતાળ એક કરીએ છીએ એનું શબ શોધવા એ તમે જાણો છો. પણ એના આ દુર્ગની નામના, અમારે મનને પણ એમ હતું, ને હજી છે કે— એ નામના એમ ને એમ રાખવી સોઢલજી એ નહિ રહેવા દે. તમે ને ઉદયન મહેતો જાઓ. અને જુઓ, નહિ જ માને એમ લાગે તો પછી, અમે આવતી કાલથી અમને સૂઝે એ કરીશું. બીજું શું? પણ પછી અમે જેમ ગઢ નહિ રહેવા દઈએ, તેમ રા'ના વંશવેલાનું ક્યાંય નામનિશાન પણ રહેવા નહિ દઈએ. એમાંથી આ વાત થાશે. તમે વૃદ્ધ છો. અનુભવી છો. લીલીસૂકીના જાણકાર છો. વિચાર કરી જુઓ.'

'રા' ખેંગારજીના કુટુંબકબીલા સૌ કામમાં આવી ગયા. પ્રભુ! રા'નું લૂણ ખાધું'તું ઈ તમામ ખપમાં આવી ગયા. ચંદ્રચૂડજી આ મોરચે પડ્યા. મજેવડી મોરચે રાયઘણજી ને બીજા પડ્યા. ત્યાં તો સોથ વળી ગયો, પ્રભુ! રહ્યો છું એક હું. ને એક આ અમારા દેશુભા વીહુભા!'

'દેશુભા વીહુભા તો બાળક ગણાય. રાજનીતિના જાણકાર તમે! આમાં દેશુભા વિશુભાનું કામ નહિ! તમે વળી જાણકાર રહ્યા રા' કુટુંબના પણ.'

'જાણકાર તો છું, મહારાજ! પણ મારું વેણ રે' એમ હોય તો હું સોઢલભા પાસે જાઉં. નકર તો જઈને ય હું શું કરું! સોઢલભાને શેને આધારે પાછા વાળું? કાંક મારી પાસે જોઈએ ના?'

'શું છે વેણ?'

'જુઓ, મહારાજ! અમારા રા' કુટુંબ ઉપર તો આવી વીતતી આવે છે. ત્રણ ત્રણ રા'ની ચડતીપડતી જોતો આવ્યો છું. ઘોડિયામાં રમતાં જોયા'તા એને ચેહમાં બળતા જોયા છે, શરીર હાલે ને ભગવાન ફરગાવે ત્યાં સુધી આ ગરનારની છત્રછાયામાં રા'ની રખેવાળી કરવી છે! મારો ઈ ધરમ એક આ ખેંગારજી હાથતાળી દઈ ને મોઢા આગળ હાલી નીકળ્યા. પણ હવે એનો દખધોખોય શું કરું? જ્યાં મલક ભેળાણો' ત્યાં પછી મલકપતિ ઊભો રિયે જોવા! ઈ હાલી જ નીકળે નાં? ઈ ને મા'રાજ! મલકપતિનું મા'તમ આંઈ હતું.' દેવુભાએ છાતીએ હાથ લગાડ્યો. એનો સાદ જરાક ફરડાણો, ડોસો થોડોક વિહ્વળ બન્યો.

'જુઓ, દેવુભા!' સિદ્ધરાજે ડોસાને શાંત કરતો હોય તેમ કહ્યું. 'ખેંગારજી તો વીર હતા ને વીર રહ્યા. હવે જે બાકી રહ્યું છે—એનું નામનિશાન, એ અમારે ટાળવું નથી. તમે સોઢલને સમજાવો!'

'સમજાવું, ભા! મારું વેણ નાખી જોઉં. બા સોઢલ મારું વેણ પાછું તો નહિ વાળે. એક રાણીજી છે ખેંગારજીનાં, એને દી ચડ્યા છે, મહારાજ! ભગવાન કરે ને આ ગરનારનો રા'નો વારસો જાળવનારો કોક આવે તો મારે ગલઢેગઢપણ વળી કામ મળ્યું! મારી ઈ આશા છે. મહારાજ! ઈ અરભકનો વિચાર કરે!'

'કોણ રાણી છે?'

'રાણી મેરાણી-એને દી ચડ્યા છે!'

'પણ તો પછી, દેવુભા! દંડનાયક આંહીં સોલંકીઓનો રહેશે!'

'તે ભલે'ને રે' બાપ! અમારું તો આ બેઠાણું સચવાય રા'નું એટલે બસ!'

દેવુભા ઊંડી સમજથી બોલી રહ્યો હતો. એના મનમાં તો એક હજાર મણ કાષ્ટના કોલસા જળી રહ્યા હતા. પણ અત્યારે આ રીતે જ રા'ને ઘેર દીવો બળતો રે'શે. ને પછી પાછો એ તો રા'નો છોકરો. સિંહનાં કાંઇ મોળાં હોય? મલક પાછો ઘેર કરશે. આ સોલંકી પણ ક્યાં અમરપટો લખાવી લાવ્યો છે? ગઢ રે'શે અખંડ, તો રા'નું રાજ રહેશે!

સિદ્ધરાજ દેવુભાની રમત કળી ગયો હતો. એને તો અત્યારે આમાંથી સાંગોપાંગ બહાર નીકળી જવાનું હતું. દેવુભાની વાત દેશુભાને ગળગળિયું દેવામાં કામ આવે એવી હતી. અને આંહીં દંડનાયક હોય પછી કોઈ ઊઠે ત્યારની વાત ત્યારે! તેણે મોટેથી કહ્યું, 'દેવુભા! રા'નો વંશવેલો અમારે ઉચ્છેદવો નથી. કોક દી એ હશે તો અમારા મંડળમાં શોભશે!'

'હા–ભા! હું પણ એ જ કહું છું!'

'એ વેણ તમારું અમારે સોમનાથસાખે પાળવું. અર્ભક ગમે એવું હોય, એ તો થાપણ છે. આ તો રા'નું છે. દંડનાયકની દેખરેખ નીચે ભલે મજો કરે!'

'થયું ત્યારે. મહારાજનું એટલું વેણ હોય તો એને આધારે સોઢલભા વાળ્યા વળે!'

દેવુભાના અંતરમાં એક બીજી વિચારસરણી પણ કામ કરી રહી હતીઃ 'સાપનાં પેલાં બે બચોળિયાં દેહુભા ને વીહુભા–ઈ કાંઈ મારા બેટા અમથા આ સધરાને પડખે લોટ્યા નહિ હોય! ઇ બેયને આ રખડાવવાનો! ને લીલી ભલે ભેરવજપ કરતી! ખેંગારજી હોય કે ન હોય, પણ આટલું તો એનું વેર વળશે!

અને રા' ખેંગાર એ તો સિંહ છે. આણે ભલેને આજે એને વશ કર્યો. પણ એનું એક નાનકડું બાપળું પાણી પીનારું પણ કોક રહેશે નાં, તો ધાંધ-ણિયાં ધુણાવશે. ને એ વખતે જીવતા તો વળી મનેય લાવો મળશે–જુદ્ધભૂમિ જોવાનો. ભગવાન એ દી પણ દેખાડશે!'

પોતાની વિચારમાળામાં એની પડખે ઉદયન ક્યારનો આવીને બેઠો છે એ એને ધ્યાન રહ્યું નહિ. ઉદયનના શબ્દે ડોસો, દિવાસ્વપ્નમાંથી, નેવું વરસે પોતે જુદ્ધમાં ઘૂમી રહ્યો છે, એવી ભવ્ય મનોદશા-માંથી જાગ્રત થયો.

'કાં ભા! દેવુભા! મહારાજે પાછું આપને સોંપ્યું છે. તમે ભેગા છો એટલી મને ધરપત છે. બાકી તો, સોઢલ નર્યો વજ્જર કટકો છે! ઊપડવું જ છે નાં?'

'હા. ભા! હું તો તૈયાર જ છું! મહારાજ આજ્ઞા આપે એટલે!' થોડી વાર પછી બન્ને ઊપડ્યા. ગઢીએ બન્ને પહોંચ્યા. શબ્દ અંદર કહેવરાવ્યો. સોઢલ પોતે સામે લેવા આવ્યો. ધીમે ધીમે અંદરના ખંડમાં આવ્યા. ઉદયન જોઈ જ રહ્યો. રા' ખેંગાર પડ્યાનો જાણે આંહીં શોક જ ન હતો. ખેંગારજીનું મૃત્યુ થયું એ ઘોષણા આંહીં કોઈએ સાંભળી જ નહિ હોય કે શું? આંહીં તો ચારે તરફ ભાટચારણો હજી રણઘેલી બાનીમાં શૌર્યકથા કરી રહ્યા છે. ડુંગરા ભરી દેતા દાસીઓના રાસડા રા'ના યશોગાન ગાય છે. રણ-ભૂમિનો ઉત્સાહ આંહીં એ નો એ છે. તેણે ધીમેથી વાત ઉપાડીઃ 'સોઢલભા! રા' તો વીરગતિ પામ્યા. અને અમર થઈ ગયા. હવે તમે સૌ એમની ધર્મ-ક્રિયામાં લાગો. મહારાજ પોતે એમાં રાજલક્ષ્મી વાપરતાં સંકોચ નહિ રાખે એ કહેવા માટે અમે આવ્યા છીએ. રા'નું મરણ એ તો......'

'જુઓ, મંત્રીરાજ! તમને કોણે કહ્યું, રા' મૃત્યુ પામ્યા છે? મહારાજે?'

'ઘોષણા કરાવી છે મહારાજે પોતે, નાહકનાં માણસ ન મરાય એટલા માટે તો. એમનો કેકાણ પોતે જાળવ્યો છે હજી. એવી જ એમની પાઘ જાળવી છે!'

'ત્યારે, ઉદયનજી! તમે મંત્રનાં ફીફાં ખાંડો માં!' સોઢલે જવાબ વાળ્યોઃ 'રા' જૂનાગઢના કદી પણ મરણ પામતા નથી! રા' ખેંગાર—રા' અમર છે.' એણે ગઢીની ધજા તરફ અંગુલિનિર્દેશ કર્યોઃ 'જુઓ, આ ફરફરે!'

'આ ભા દેવુભા ત્યાં જ ઘૂમતા'તા. મેં દેખ્યું હોય એ ભલે તમે એ ન માનો. પણ આ દેખનારા પોતે રહ્યા! એનું શું?'

'રા' ગિરનારના—એને મૃત્યુ ન હોય, મંત્રીજી!' સોઢલે દઢ વજ્જર જવાબ વાળ્યો: 'રા' તો અમર છે. આ જોયાં?' સોઢલે ચારે તરફની ગિરનારી ડુંગરમાળા ઉપર નજર ફેરવી: 'આ પડે તો રા' પડે' ઉદયને સોઢલની દઢ વાણીમાં એનો ભીષણ નિશ્ચળ ટંકારવ સાંભળ્યો. આ કદાપિ પણ ગઢી નહિ છોડે!

ભા દેવુભા સોઢલની રાજભક્તિ જાણતો હતો. તેણે ધીમેથી કહ્યું: 'સોઢલભા! વાણી તો તમારી, બાપ! સોએ સો વસા સાચી છે. રા' જૂનાગઢનો મેં તો કોઈ દી કોઈ મર્યો જાણ્યો નથી! એ તો, ભા! આના જેવો'—દેવુભાએ પણ ભીષણ ખડકોની સામે દૃષ્ટિ કરી: 'અડગ, અજર અને અમર! એને માથે મરણ નહિ, ભા! રા' કોઈ મરતા નથી!'

'મહારાજે કહેવરાવ્યું છે, સોઢલભા! ગઢી સોંપો એટલે શાંતિ સ્થપાઈ જાય!' ઉદયને બન્ને જોદ્ધાને વાતના મૂળ વહેન-ઉપર આણ્યા.

'મસાણની એમ નાં! મુડદાં શાંતિ માણે, મંત્રીજી! માણસ નહિ,' સોઢલનો જવાબ આવ્યો. 'આ ગઢી, અમે, અમારા કુટુંબકબીલા, ઢોરઢાંખર ને ઝાડપાન, પહાણા. પથ્થર ને ખડક, કાં તો સૌ ભેગાં રહેશું ને કાં સૌ ભેગા જાશું! મહારાજને કહેજો, ગઢીના નામનું આંહીં દામોદર કુંડમાં સ્નાન કરી નાખે! ગઢી આ મળે ત્યારે, જ્યારે આંહીં મુડદાંના ઢગલા થાય!'

દેવુભાએ તો રા'ના રજપૂતી રંગ જોયા હતા-સોઢલની ગઢી પાંચેપંદરે પડે ત્યારે મહારાજ જયદેવના હાથમાં રાખનો ઢગલો જ આવે એ તો ચોક્કસ હતું. પણ એ તો આવ્યો હતો, પોતાનો એક જરાક જેટલો અમર આથાતંતુ લઈને સોઢલભાને એ તંતુની જાણ કરવાની હતી. ઉદયનને એણે કહ્યું: 'મંત્રીજી! તમે બેસો તો અમે બેક પેટછૂટી વાત કરી લઈએ!'

ઉદયનને એમાં કાંઈ વાંધો લાગ્યો નહિ. આ કાંઈ થોડા દેહુભા વીહુભા હતા? ને ભગવાન સોમનાથના શપથ હતા—સંધિની નિયમાવલિ જાળવવાના. તેણે કહ્યું: 'હા, ભલેને તમતારે વાતની ચોખવટ કરો!'

સોઢલ ને દેવુભા અંદર ગયા. એક-પાટ પડી હતી તેના ઉપર દેવુભા બેઠા. સોઢલ સામે ઉભો રહ્યો.

'સોઢલભા! આ સથરાને ઝટ ભાગવું છે!'

'એટલે તો, પ્રભુ! મેં આ ગઢી ટકાવી રાખી છે. એને ભાગવું પડશે. એ ભલેને સાત સાગર તરે આ તો ખાડી. એમાં એ ડૂબશે!'

'એની પાસે સેનનો પાર નથી. સોઢલ! સાધનનો પાર નથી. ગઢી પાંચેપંદરે વહેલીમોડી પડશે! પડશે એ ચોક્કસ. એ દગાખોર છે. હઠીલો છે. જોદ્ધો છે. ને જાદુગર પણ છે! હજી આમાં આંઇ બાબરું તો આવ્યું નો'તું!'

'બાબરું' પણ ભલે લાવી જુએ. અમે પણ રા'ને નામે ખપી જઈશું. રા' જૂનાગઢના મરતા નથી. અમે ખપી જઈશું તો કોક દી કોક, આવે વખતે, ખપવા નીકળશે ને રજપૂતી રહી જાશે. કેસરિયાં તો આ ખડકે ખડકે ખડક્યાં છે! એની ડુંગરે ડુંગરની ભીષણ ખડકાવલિમાંથી મને તો રાતે એના જ ભણકારા આવે છે. હું ગઢી નહિ સોંપું! થાવું હોય ઈ થાય!'

'રંગ છે. સોઢલભા! જશ તમારો જગતમાં અમર રહી જાશે. પણ, ભા! સાચું બોલજો; તમને કોણ વધારે વહાલું? રા'ની રાજભક્તિ કે તમારો નકલંક જુદ્ધજશ!'

'હું તો રા'નો પહેલો. મારા જુદ્ધજશનો પણ પછી!'

'ભારે વેણ કહ્યું, સોઢલભા! ખરેખરું કહી નાખ્યું! રાજભક્તિની વાત કહી, તંઈ સાંભળજો. જેવો તમને જુદ્ધનો જશ ગમે છે. એવો અમને પણ ગમે છે. આ ખડકને તમે તો ત્રીસપાંત્રીસ વરસ થયાં જુઓ છો. હું એંશી એંશી વરસથી જોતો આવ્યો છું. એમાંથી તો, બાપ! મેં એવા મા કાળીની બિરદાવલિના છંદ ઊઠતા સાંભળ્યા છે કે, જેનાં તો સપનાં ય કોઈને ન આવે! મેં તો એના ખડકને રા'ના વિજોગે રોતાં સાંભળ્યાં છે! પણ ભા

સોઢલભા ! મેં આ રા'ના વંશવેલાની એક ખૂબી નિહાળી છે. એ વંશવેલો અમર છે. એને ખેદાન મેદાન કરનારા ભલેને ખેદાનમેદાન કરી નાખે એક પાવળું પાણી પીનારું, એનું કોક અરભક પણ, ક્યાંક પેટને અંધારે પડ્યું હોય નાં, તોય એક દસકો વીત્યે ગિરના કેસરી જેવું ઇ ત્રાડ દેતું ઊભું થઇ જાય ! હું તો ડોસલો છું. એંશીને આરે ઊભો છું. પણ મનેય આ વાતની ખાતરી છે. રા' જૂનોગઢનો અમર છે ! રા'નું અરભક, સોઢલભા ! વળી ઊભું થાશે. વળી કેસરી જાગશે ! મેરાણી રાણીને એકબે મૈનાનું ઓધાન છે, ઇ સાંભળ્યું ને આ સધરા પાસે હું નરમ થઇ ગયો છું ! મા કરશે મારી: જોગમાયા મે'ર, તો ડોસલો ડોસલો કાં તો પાછો એને પડખે ઘૂસું છું ! તમને જશ વહાલો હોય તો ભલે. ભા ! તમે કહ્યું તેમ રાજભક્તિ વહાલી હોય–તો આ તક છે !'

'પણ ભા ! રા' ખેંગારજી મર્યા હોય — હું એ માનતો નથી !'

'હું ક્યાં માનું છું ? પણ ઇ ગમે તે હોય—આ જેસંઘ હવે એને થોડા હમણાં સાંસતા મૂકવાનો છે ? તો ભલે ને એય ભલે સપનાં માણે કે આ સોરઠીને મેં છેતર્યા છે ! આપણે એક વખત 'રા' નું નામ તો ચાલુ રખાવી લ્યો—પછી દેખી લેવાશે ! દીના ક્યાં દકાળ છે !'

'પણ આ ગઢી તો, દેવુભા ! અજિત છે !'

'તો ભલે, બાપ ! તમને વીરગતિ મળશે. તમારો પાળિયો પૂજાશે. તમારી નામના થાશે. તમને પૌવારુ ઘૂંઘટમાન આપશે, પણ બાપ ! સોઢલભા ! રાજ છોડવાં સે'લાં છે, કટંબકબીલાની માયા છોડવી સે'લી છે, દેહ છોડવો સે'લો છે. જશ છોડવો અઘરો છે ! રા'ને અમર એમણે રાખ્યાં છે જેમણે જશ છોડ્યા છે ! પાંચપંદર વરસ—દટાઇ જવું પડશે, ભા ! તો ઇમાં શું ? દટાઇ જાશું ! આ ખડક અમથાં ઊભાં છે ?'

દેવુભાની વાણીથી સોઢલ ડોલી ગયો. એને વિચાર તો ગમ્યો. એણે પણ રા'ના પડી પડીને ઊભા થનારા ઇતિહાસ જાણ્યા હતા. એના બર્બકની સેવા કરનારા અમર પુરુષોએ જ વંશવેલને જીવતી રાખી હતી. આજ અત્યારે એ તક હતી, અને આ બાજુ એની જોદ્ધાની અજિત કીર્તિ હતી, એને પસંદગી કરવાની હતી. તે બે પળ વિચાર કરી રહ્યો :

'અને તક આજે જ છે હો — સોઢલભા ! કાલ પછી થઇ રહ્યું !' સધરા પાસેથી વેણ લીધું છે એટલે કહું છું.'

'દેવુભા ! તો તમે આ ગઢી સંભાળી લ્યો — હું નીકળી પડું !'

'ક્યાં ?'

'જ્યાં નશીબ લઇ જાય ત્યાં :'

'એમ નો'ય. ભા ! હું તો ખર્યું પાન. વાત તમને કરી છે શું કરવા ? મેં જેસંઘભા પાસે અમૃતના ઘૂંટડા નથી પીધા, ભા ! ખોબો ભરી ભરીને ઝેર પીધાં છે. ઇ ઝેર પીવા તમેય ભેળા હાલો, બાપ ! જેસંઘ આંઇ એનું દંડનાયકડું મૂકશે. અને આપણે ઇનેય સંભાળવો પડશે — અને રા'ના કેસરીને વારસો સોંપવો પડશે ! આ તો ભોંમાં ભંડારાઇ જાવાવાળી વાતું છે, સોઢલભા ! તમારા વિના હું એકલો કેટલા દી ?'

સોઢલે જવાબ ન વાળ્યો એનું મનોમંથન શરૂ થયું હતું. વાત સાચી હતી. એ એક ક્ષણ ધ્રૂજી ગયો. એની દૃષ્ટિ ચારે તરફના ખડકો તરફ ફરી વળી. પોતાની ગઢીના કોટકાંગરા ઉપર એક ક્ષણ સ્થિર થઇ ગઇ. એણે ભા દેવુભા તરફ નજર કરી. એની નજરમાં શોકનો દરિયો ભર્યો હતો. તો પણ એટલી જ સ્થિર, શાંત, દૃઢ, વજ્જર મુદ્રા હતી. તેણે ધીમે શાંત વિષાદભર્યા અવાજે કહ્યું : 'ચાલો, દેવુભા !' ક્યાં જાવું છે ? સધરા — '

દેવુભા એને સમજી ગયો. તેણે એને વાંસે પ્રેમથી હાથ મૂક્યો : 'સોઢલભા ! આ તો બે ઘડીની રમત છે. હું તો આ ત્રીજા રા'ને ઊભો થાતો જોઇ રહ્યો છું !'*

---

* શ્રી. ધૂમકેતુની નવી પ્રગટ થતી નવલકથા 'ત્રિભુવનગંડ સિદ્ધરાજ જયસિંહ'નું એક પ્રકરણ.

# બે નવાં પુસ્તકો

રામચંદ્ર શુક્લ

'પાનેતરના રંગ'. લેખક, પન્નાલાલ પટેલ: પ્રકાશક, આર. આર. શેઠની કું.: કિંમત રૂ. ૩-૮-૦ : પાનાં ૨૪૮ : આવૃત્તિ પહેલી : સન ૧૯૪૬ :

આ પુસ્તકમાં શ્રી પન્નાલાલ પટેલે લખેલી ચૌદ ટુંકી વાર્તાઓ સંગ્રહરૂપે, અને પુસ્તકનું નામકરણ પહેલી વાર્તા 'પાનેતરના રંગ' પરથી થએલું છે. 'મળેલા જીવ' નામની સરસ નવલકથાના આ લેખકે નવલિકાક્ષેત્રમાં પણ ઠીક પ્રમાણમાં અખતરા કર્યા છે અને પોતાને પ્રિય એવા વિષયોને સાહિત્યના આ પ્રસાદ દ્વારા મૂર્ત સ્વરૂપ આપ્યું છે.

ગ્રામજીવનના વિવિધ અને પરિચિત પ્રશ્નોને લેખકે આ સંગ્રહમાંની 'જીવતર પર ખોયણું', 'વંતરીનો ઉતાર', 'પ્રભુ જે કરે છે તે સારા માટે' ને 'મહેણાંની મારેલી' નામની નવલિકાઓમાં સ્થાન આપેલું છે.

'રતનની જોડાજોડ ઊભો રમે તો નાથો તેના ખભા બરાબર મથીને આવે' એવા અસમાન લગ્નવાળી સ્ત્રી આડે રસ્તે જઇ સગર્ભા બને છે અને એની મા એને મેણાં મારે છે ત્યારે 'આખા ભવપર તો ખોયણું આવ્યું છે' એમ કહી ઠકળી ઊઠે છે. 'પ્રભુ જે કરે છે તે સારા માટે'માં પોતાની મિલકત ભોગવનાર પુત્રની આશાએ ત્રીજી વખત પરણેલા છબીલદાસ શેઠ પોતાની જુવાન સ્ત્રી રાધાને રજસ્વલા થયાનું જાણીને નિશ્વાસ મૂકે છે અને પોતાની આખીય દુનિયા ડૂબી જતી હોય એમ એમને લાગે છે, એવા પુત્રની આકાંક્ષાવાળા વૃદ્ધ અને અશક્ત શેઠની જુવાન સ્ત્રી ધીમે ધીમે એક જુવાન પુરુષ પ્રત્યે આકર્ષાય છે, અને હેતી ગોરાણી શેઠાણીને ગર્ભ રહે તે માટે કામ દેવરાવવાની છબીલદાસની પરવાનગી પણ લે છે. કામ તો દેવાતો નથી પણ એ પ્રસંગદ્વારા શેઠાણી અને પેલો જુવાન પુરુષ સંસર્ગમાં આવે છે અને રાધા સગર્ભા બને છે. પરિણામે છબીલદાસને ત્યાં પુત્રનો પ્રસવ થાય છે, એક બપોરે હેતી ગોરાણીને ત્યાં અચાનક કામ પ્રસંગે જતાં છબીલશેઠે કોઈક આકૃતિને રસોડામાં ઘૂસતા અને રાધાને ખાટલામાં કપડાં સમારતી જોયેલી તે યાદ આવતાં પ્રભુ સારા માટે જ કરે છે એમ મન મનાવે છે. 'મહેણાંની મારેલી'મા વંધ્યા અને તેનો પતિ મનોર પતિપત્ની સુખી જીવન ગાળતાં હોવાથી ગ્રામજનોનાં મહેણાં સાંભળી તથા અપમાન મેળવી લાડુ મનોરને ફરી પરણાવે છે, પણ થોડા વખત પછી નવીના ભંભેરવાથી મનોર લાડુને ધક્કો મારીને કાઢી મૂકે છે અને લાડુ પિયર જાય છે. ત્યા ભાભી ઠંડો આવકાર આપે છે અને ત્યાં થોડો વખત રહયા પછી ભાભીના શબ્દઅંગારથી દાઝવી શરૂ થાય છે. અંતે પોતાના પતિને નવી સ્ત્રીથી પુત્રનો પ્રસવ થયો છે તે જાણી ભારે હૈયે પતિને ત્યાં જાય છે ત્યાં માંદલો પુત્ર લાડુ આવી તેજ દિવસે ગુજરી જાય છે, અને બધાં જ લાડુને દુશ્મન જેવી ગણે છે.

"તમારી બેનને તેડતા જજો : એને હાથ છેડો ફાડી આપું છું એમ પતિને બોલતો સાંભળી લાડુ છેવટનો નિર્ણય કરી રાતે લપાતી છૂપાતી ગામ બહાર નીકળી કુવામાં પડી મરે છે. 'વંતરીનો ઉતાર'માં ગમે તેમ બોલી પતિનો જીવ ખાતી સ્ત્રીનો ચિતાર છે અને એજ સ્ત્રી પોતાના ભાઇઓએ મારેલા અને બિમાર પતિની અથાગ સેવા કરી એને બચાવે છે, અને પહેલાંની એની દાતરડા જેવી જીભને સુધારે છે. એ ચારેય વાતોમાં લેખકે ઉઘાડી પ્રશ્નચર્ચા કરી નથી, પણ ગામડાના સામાજિક જીવનનો વાસ્તવિક ચિતાર સવિસ્તર આપ્યો છે. એ વાસ્તવિક ચિત્રણમાં રજૂ થયેલા પ્રસંગો દ્વારા લેખક પ્રચલિત સામાજિક માનસ પર કટાક્ષ કરી એને ઉઘાડું પણ પાડે છે.

'બે વરસ' અને 'રામસિંહ'માં પોતાનાં આપ્તજનને ગામડાંમાં દુર મૂકીને શહેરમાં કમાવા આવેલા ખેમા અને રામસિંહનું પાત્રાલેખન છે. શેઠના બંગલામાં ઘરકામની નોકરી કરતો ખેમો બચાવી બચાવી માને પૈસા મોકલે છે અને થોડા વખતમાં પરણવાની

આશા સેવે છે, એવામાં લડાક શેઠાણી એને કાઢી મૂકે છે. એમાં બેમાનો મા પ્રત્યેનો પ્રેમ અને કોમળ લાગણીનો લેખકે સાચો ખ્યાલ આપ્યો છે. અંતે નોકરી જવાથી બેમાની ઉમેદો પર ઘા પડે છે ત્યાંથી વાત પૂરી કરી લેખકે નૈરાશ્યમાંથી ઊપજતું કારુણ્ય પણ આપ્યું છે. 'રામસિંહ'માં મીલમાં સખત મજૂરી કરતાં પણ સ્વમાનશીલ નાયકનું આલેખન છે, પરંતુ એમાં અનેક છૂટા પ્રસંગોને કારણે નવલિકા એકરસ બનતી નથી. મીસ્રી અને મીલના મજૂરો વચ્ચેના ઝઘડાઓમાં રામસિંહ સ્વમાન સાચવતો આગળ તરી આવે છે, પણ મીલના એવા કલુષિત વાતાવરણથી કંટાળી એ પાછો પોતાને ગામ ચાલ્યો જાય છે.

'ઘરવટ' 'રાજીનામું'ને 'શંકરકાકાએ કરેલું ધીરાનું વેવિશાળ' એ હાસ્યરસ ખીલવતી વાર્તાઓ છે. ગામડાના દુઃખી સમાજજીવનના પ્રસંગો આલેખી લેખકે આરંભમાં જણાવેલી ચાર વાર્તામાં ગમગીની પેદા કરી છે તો આ ત્રણ વાર્તામાં ખડખડાટ હાસ્ય નહિ, પણ પાત્રની ખાસીયત અને પ્રસંગ રચનામાંથી પેદા થતું સામાન્ય હાસ્ય તો છે. ગુંદરીઆ જેવા દોશી બધાંની સાથે પોતાને ઘરવટ છે એમ માની ઘાલગુલ કરે છે ત્યારે એમના ઓળખીતા લપ ક્યારે ટળે, એની રાહ જોતા હોય છે. એમાંય લેખકે ગમગીનીની છોળ આણી દીધી છે, કારણ કે એને દોશી ઘરવટમાં પોતાની ભૂલ થતી સમજીને પછી એકલા ઉદાસ દૂર ફરવા જઇ પીપર પર બેસી રહેતા બતાવ્યા છે. પોતાને રાજીનામું આપવું પડશે એમ માનતા નોકરને છેવટે ખબર પડે છે કે પોતાની સ્ત્રી મુલાકાતે આવી સાચી સ્થિતિ જોઇ જવાથી ખુદ સાહેબને રાજીનામું આપવું પડે છે અને ધીરાને પરણાવવા શંકરકાકા ધીરો મીસ્રી છે એવી વાત વહેતી મૂકી, શેઠ પાસે પણ સગાઈ કરનારા આવે ત્યારે ધીરો મીસ્રી હોવાનો દેખાવ કરાવી ધીરાને પરણાવે છે, અને છેવટે ધીરો સાચો મીસ્રી પણ બને છે.

'પૂરતો વિચાર' એ વાર્તા નથી, પણ એક પ્રકારની ચર્ચા છે અને ચર્ચાને અંતે અમરીષ સહાધ્યાયીની સાથે પરણવાનો હતો તેને બદલે એની છોકરી માટે ઉમેદવારી નોંધાવે છે, એટલુંજ વિચાર-પરિવર્તન છે. એ ચર્ચા પણ અસર વિનાની છે. 'મોતના મેળાપ'માં સરસ નવલિકા બને એવું વસ્તુ છેઃ એનો આરંભ પણ સરસ છે, પરંતુ લેખકે વાર્તાનો અંત એટલો બેહૂદો અને આકસ્મિક બનાવ્યો છે કે, વાર્તાની શરૂઆતની અસર મારી જાય છે. કનકા અને મંગળાનું જંગલમાં સંવનન જંગલ ખાતાના સીપાઈના આગમનથી અટકતું નથી, પણ મંગળાના પિતાની સતામણીમાં પરિણમી બેને વિખુટાં પાડે છે. 'મંજેલા જીવ'માં આવે છે તેવાજ એક મેળામાં કનકો અને મંગળા એકમેકને જુએ છે, પણ તે એવા સંજોગમાં કે જંગલખાતાનો સીપાઇ મંગાળાને એના બાળના ગુજરા માટે પકડી લઈ જતો હોય છે. કનકો સીપાઇને મારવા ઊંચી ભેખડ પરથી તીર મારે છે તે મંગળાને વાગે છે તેજ વખતે પગ ખસવાથી તે ખીણમાં ગગડી પડે છે. મઝાની બને તેવી શક્તિવાળી આ પ્રણયવાર્તા–અને તે પણ જંગલનાં માનવીઓની–નાટકીઆ અંતને લોભે લેખકે વણસાડી છે.

અંતે, ત્રણ વાતો વિષે કહેવાનું રહે છે, અને તેઓ 'મનહર', 'વાતવાતમાં', અને 'પાનેતરના રંગ' એ ત્રણેય વાતોમાં તેમજ 'બે વરસ'માં લેખકની નવલિકાકાર તરીકેની શક્તિનો કંઇક પરિચય આપણને થાય છે. એમાં સામાન્ય વાસ્તવિક હકીકતની રજુઆત કરતાં કંઇક ઊંડે ઉતરવાનો લેખકે પ્રયત્ન કર્યો છે. 'મનહર'માં પૈસાદારની પુત્રી મંજુ સાથે પરણ્યા પછી મનહર એને હરેક પ્રકારનું સુખ આપવું અને શારીરિક સંબંધથી દૂર રહેવું એવો નિશ્ચય કરે છે. પરંતુ પહેલી જ રાતથી બન્નેનું શારીરિક સંબંધ અંગે મનોમંથન શરૂ થાય છે તેનો લેખકે સરસ ચિતાર આપ્યો છે. મંજુને અગવડ પડતી હશે, એમ માની મનહર ટૂંકી આવકમાં પણ પૈસા ખર્ચ્યેજ જાય છે, છતાં ય મંજુને સંતોષ થતો નથી, કારણ કે એના અસંતોષનું કારણ અલગ છે અને એ અસંતોષનો અંત છેવટે મંજરીએ કાકને મારીને આણ્યો હતો તેમ અહિં પણ મંજુ મનહરને લપડાક મારીને લાવે છે. 'વાતવાતમાં' વાર્તાની ગૂંથણીથી રસનિષ્પત્તિ થાય છે. સુખીયુગલના જીવનમાં એક કલ્પિત વાર્તા ભારે પરિવર્તન લાવી દે છે. સુરબાળા પોતાના પતિને ખુશ રાખવા કરકસર ભોગવી, પોતાનાં ઘરેણાં વેચી,

એને સુખસાધન આપવા પ્રયત્ન કરે છે; પરંતુ એ હકીકતથી અજાણ હોવાથી પતિ મોંપઝાની વાર્તાનો સાર સાંભળીને પોતાની પત્નીના ચારિત્ર્ય પર શંકા લાવે છે. સુરખાળાના સ્નેહ પર એથી ભારે ઘા થાય છે, અને વસંત સાચી હકીકત જાણે છે, છતાં સ્નેહનું ઝરણું વસંતની માનસિક નિર્બળતાને કારણે આ ભવ માટે તો સુકાઇ જાય છે. અને 'પાનેતરના રંગ'માં લેખકે સીનેમાની નટી મીસ માલતીના હૃદય પર પ્રકાશ નાખ્યો છે. પોતાના યૌવન અને રૂપમાં મસ્ત એવી માલતીને નટી તરીકે દસેક વર્ષ કાઢ્યા પછી લાગે છે કે સીનેમાક્ષેત્રમાં યૌવન અને રૂપમાં ઓટ આવતાં કશી કિંમત રહેતી નથી. અને ત્યારે એને પોતાનો તુચ્છકારેલો પ્રિયતમ યાદ આવે છે; અને સીનેમામાં પાનેતરના ફટકેલા રંગ જોતાં પ્રભાકરની વાત એને યાદ આવે છે. અને પ્રભાકર તો ભઠ્ઠીમાં ઊકળીને પાનેતર ભલે ઘસાયું હોય પણ એના રંગ વધારે પાકા બન્યા છે, એમ કહી બન્ને હતાં તેવાં સ્નેહી બને છે.

સમગ્રરૂપે જોતાં શ્રી. પન્નાલાલ પટેલે મોટે ભાગે સામાન્ય કક્ષાની વાતો આ પુસ્તકમાં આપી છે. ગામડાના સમાજજીવનનો એમને સરસ પરિચય છે. એ કારણે ત્યાંનાં સામાજિક દૂષણો તદ્દન વાસ્તવિકરૂપમાં અને તળપદી ભાષામાં એમણે રજૂ કર્યાં છે. પણ એમાં સંપૂર્ણ વિગતો આપવાની લાલચને એ વશ રહી શક્યા નથી તેથી, એ માત્ર ઉંડાણ વિનાનાં ચિત્રો જ રહે છે. નવલિકાના સ્વરૂપનો હજુ એમને ઝાઝો ખ્યાલ થયો લાગતો નથી, તેથી વસ્તુની આકર્ષક ગૂંથણી 'વાતવાતમાં' સિવાય બીજે એ કરી શક્યા નથી. એમની વાર્તાઓમાં રસવૈવિધ્ય પણ ઓછું છે. ' મનહર ', 'વાતવાતમાં' અને 'બે વરસ'માં નવલિકાકાર તરીકે વિકાસ પામવાનાં શુભચિહ્નો એ આપણને આપે છે.

❀

મૌલાના અબુલ કલામ આઝાદ: લેખક, મહાદેવ દેસાઇ: અનુવાદક, ચંદ્રશંકર શુકલ: પ્રકાશક, વોરા એન્ડ કંપની: આવૃત્તિ પહેલી: સન ૧૯૪૬: કિંમત, અઢીરૂપિયા: પાનાં ૧૭૨.

સ્વ. મહાદેવ દેસાઈને ૧૯૪૦ માં અંગ્રેજીમાં પ્રસિદ્ધ કરેલા મૌલાના આઝાદનાં જીવનચરિત્રનો આ અનુવાદ છે. રામગઢની કોન્ગ્રેસના વરાયલા પ્રમુખ મૌલાના સાહેબનો અંગ્રેજી વાંચતી પ્રજાને પરિચય કરાવવાનો મુખ્ય ઉદ્દેશ રાખી આ પુસ્તક લખાએલું છે. રાષ્ટ્રપતિ તરીકે મૌલાના આઝાદે રાજકીય વાટાઘાટોમાં જે કુનેહ અને કુશળતા દાખવ્યાં છે અને પોતાની અતુલ શક્તિનો પરિચય આપ્યો છે તેની ટૂંકી નોંધ અનુવાદકે ઉમેરી હોત તો આ પુસ્તક વિશેષ સમૃદ્ધ થાત, એમ લાગે છે. ગાંધીજીએ અંગ્રેજી પુસ્તકના ઉપોદ્‌ઘાતમાં લખ્યું છે કે " ઇસ્લામ વિષેની એમની શ્રદ્ધા જેવી અડગ છે તેવી જ અડગ એમની રાષ્ટ્રીય ભાવના પણ છે." અને એ અડગ રાષ્ટ્રીય ભાવના મૌલાના સાહેબે પોતાના જીવનમાં ઉતારી તે માટે-તમામ સહન કરી છુટ્યા છે.

એમનું જીવનચરિત વાંચતાં રાષ્ટ્રપ્રમુખ તરીકે એમણે વ્યક્ત કરેલી શક્તિઓનો અને ભાવનાઓનો નાનપણથી થયેલો સુંદર વિકાસ જાણવા મળે છે. મૌલાના સાહેબના પૂર્વજ શેખ જમાલુદ્દીને મોગલ બાદશાહ અકબરના વખતમાં સારી નામના મેળવી હતી, અને તેમનાથી આઠમી કે નવમી પેઢીએ મૌલાના સાહેબનો જન્મ થયેલો છે. એમના પિતાનું નામ મહમદ ખૈરૂદ્દીન હતું અને તે વિદ્વાન અને સૂફી હતા, અને હિંદમાં તેમના ઘણા શિષ્યો હતા. ૧૮૫૭ માં અંગ્રેજોએ દિલ્હી સર કર્યા પછી જે ખૂનામરકી કરી તેમાંથી જીવ બચાવવા જે હજારો માણસો નાસી છૂટ્યાં. તેમાં મૌલાના સાહેબના પિતા પણ હતા. તે રામપુરના નવાબની મદદથી મક્કા પહોંચ્યા, અને મક્કામાં શેખ-મહમદ ઝહીર વેટ્રીનામના આલીમની દીકરી સાથે તેમનાં લગ્ન થયાં. મૌલાના સાહેબનું બાળપણ અરબસ્તાન-માંજ પસાર થયેલું. એમના પિતાએ ૧૮૮૦ થી હિંદુસ્તાનમાં આવવું શરૂ કરેલું, પરંતુ શિષ્યોના આગ્રહથી છેવટે ૧૮૯૮માં કલકત્તામાં એમણે કાયમનો વસવાટ કર્યો. ચૌદ વર્ષ પહેલાં તો અરબીનો મૌલાના સાહેબે સરસ અભ્યાસ કરેલો, અને પિતાએ તેમને અંગ્રેજી નિશાળે મોકલ્યા નહિ, પણ ૧૯૦૫માં કૈરોના અલ-અઝહર વિશ્વવિદ્યાલયમાં અરબીના ઉચ્ચ-અભ્યાસ માટે મોકલેલા. ત્યાં બે વર્ષ રહી ૧૯૦૭માં તે હિંદ પાછા ફર્યા. 'સત્યની વાણી' નામનું એમણે પહેલું પત્ર શરૂ કરેલું, અને તેમાં સર સૈયદ અહમદખાન

પર ઉર્દૂમાં લખાયેલા પુસ્તકની તેમણે સમાલોચના કરી તેથી લોકોનું ધ્યાન ખેંચાયેલું. લાહોરના પ્રતિષ્ઠિત માણસોની સભામાં ૧૯૦૩માં વાર્ષિક વ્યાખ્યાન આગળ "સિઆનુ સિલહક"ના આ બુદ્ધિશાળી તંત્રીને આમંત્રણ મળ્યું, ત્યાં મહાકવિ હાલા, ઉર્દૂના ગદ્યલેખક નઝીર અહમદ, કવિ ઈકબાલ વગેરે હાજર હતા. જ્યારે એ સભામાં ચૌદ પંદર વર્ષનો છોકરો હાજર થયો ત્યારે બધાંના આશ્ચર્યનો પાર ન રહ્યો! અને 'ધર્મ અને બુદ્ધિ'ના સંબંધ વિષેનું એનું વ્યાખ્યાન સાંભળી તેથી વિશેષ આશ્ચર્ય ફેલાયું, ત્યારથી મુસ્લિમ જગતમાં એમણે કાયમી નામના મેળવી, 'દોરંગી આલમ'માં મૌલાના સાહેબ કવિઓનાં કાવ્યો છાપવા તથા કવિતા લખતા અને 'આઝાદ'ને આ બાળકવિએ સ્વીકારેલું તખલ્લુસ હતું, જે આજ સુધી કાયમ છે.

૧૯૦૭માં ઇજીપ્તથી પાછા ફર્યા પછી મૌલાના સાહેબનું મનોમંથન ચાલતું હતું, કારણકે તે વેળાએ જુવાન હિંદ બ્રિટિશની તાબેદારીમાંથી નીકળી આઝાદ થવાની ઝુંબેશ ચલાવતું હતું તે વેળાએ મુસલમાનો સરકાર પ્રત્યે વફાદારીના સૂત્રને અનુસરતા હતા. પોતાના સહધર્મીઓ સર સૈયદ અહમદની વિચાર-સરણી પ્રમાણે આવો ભાગ ભજવે તે તેમને અસહ્ય લાગ્યું. પોતાની કોમના માનસમાં પરિવર્તન કરાવવા તેમણે નિશ્ચય કર્યો, અને તે માટે લોકોનાં મનમાં અલીગઢના સંપ્રદાયની નીતિસામે બળવાની ભાવના પેદા કરવી તેમજ અંગ્રેજોએ મુસલમાનોમાં અંગ્રેજી રાજ્ય પ્રત્યે વફાદારીની જે ભાવના પોષી છે તેની જડ ઉખેડી નાખવી, એમ નિર્ણય કર્યો, અને તે પ્રમાણે મુસ્લિમ કોમની સેવા માટે 'અલહિલાલ' (બીજનો ચંદ્ર) નામનું ૧લી જૂન ૧૯૧૨ના દિવસે સાપ્તાહિક શરૂ કર્યું. તે વખતે તેમની ઉંમર ૨૪ વર્ષની હતી. ત્યારથી મુસ્લિમ જગતે તેમને મૌલાના એટલે 'આપણા આગેવાન' તરીકે સ્વીકાર્યા. ૭ મહિનામાં એ પત્રની અગિયાર હજાર નકલો ખપવા લાગી, અને પહેલા વિશ્વયુદ્ધ દરમ્યાન પચીસ હજાર નકલો ખપવા લાગી. એમાંના લેખો પર સરકારની ચાંપતી નજર હતી. ૧૯૧૫માં સરકારે બંગાળમાંથી હદપાર કર્યા અને રાંચી ગયા. ત્યાં હિંદી સરકારે તેમને નજરકેદ કર્યા તે ૧૯૨૦ના આરંભ સુધી પૂરી રાખ્યા.

મૌલાના સાહેબ ગાંધીજીને ૧૮મી જાનેવારી ૧૯૨૦ના રોજ મળ્યા, અને અસહકારનો કાર્યક્રમ એમને રુચી ગયો. કલકત્તામાં ભરાએલી બીજી ખીલાફત પરિષદ સમક્ષ એ કાર્યક્રમ એમણે પ્રમુખ તરીકે રજુ કર્યો. ત્યાર પછી એમણે અનેક ભાષણો કર્યાં, અને લાહોરમાં ઉલેમાઓની એક ખાસ પરિષદ ભરાઇ તેમાં દેશના હઝારેક ઉલેમા આવ્યા હતા, તેમણે મૌલાના આઝાદને આખા હિંદને માટે ઇમામ-સૌથી મોટા ધર્મગુરૂ-નીમવાનો ઠરાવ કર્યો; પણ મૌલાના સાહેબે એ પદ લેવાની ના પાડી. ૧૯૨૩માં જેલમાંથી પાછા ફર્યા પછી પણ એમને એ માટે આગ્રહ થયો, પણ એ પદ એમણે ન સ્વીકાર્યું. ૧૯૨૧માં હિંદી સીપાઇ અને મુલ્કી નોકરોને સરકાર જોડેનો સંબંધ છોડવા મહાસભાએ જાહેરનામું બહાર પાડેલું તે પર પહેલી સહી ગાંધીજીની અને બીજી સહી મૌલાના આઝાદની હતી. ૧૯૨૧માં અમદાવાદમાં ભરાનારી મુસ્લિમ લીગનું પ્રમુખપદ મૌલાના આઝાદ લેનાર હતા, તે પહેલાં તેમને કારાવાસમાં પૂર્યા. સજા થતાં પહેલાં એમણે કોર્ટમાં લાંબુ નિવેદન કર્યું ત્યારે 'મારી કોમને અને મારા દેશને તેમના હક ને તેમની આઝાદી માગવાની બાર વરસથી તાલીમ આપી રહ્યાનું જણાવ્યું. તેમજ "શસ્ત્રબળની સામે શસ્ત્રબળથી વિરોધ કદી ન જ કરવો જોઇએ, એવું મહાત્મા ગાંધી માને છે, પણ હું નથી માનતો... મારી પાકી ખાતરી છે કે હિંદ શસ્ત્રબળ વડે ફતેહ મેળવી શકે એમ નથી, તેમજ એ રસ્તો લેવો એને માટે લાજમ નથી." એમ જણાવી પોતાની નીતિ સ્પષ્ટ કરી કહ્યું. મૌલાનાએ કુરાનનું ઉર્દૂમાં સટીક ભાષાંતર કરેલું છે તે પ્રખ્યાત છે.

૧૯૨૨માં ગાંધીજી જેલમાં ગયા પછી રાજકીય ઓટ શરૂ થઇ અને ૧૯૨૩માં ધાર્મિક હુલ્લડો થયાં. ૧૯૨૪માં ગાંધીજીના ઉપવાસ પછી એકતા પરિષદ ભરાઇ તેમાં મૌલાના સાહેબે મહત્વનો ભાગ ભજવેલો ૧૯૨૩ના સપ્ટેમ્બરમાં દીલ્હીમાં મહાસભાની ખાસ બેઠક મળી તેના મૌલાના સાહેબ પ્રમુખ હતા અને ફેરવાદી અને નાફેરવાદી વચ્ચે એમણે તોડ કાઢી સમાધાન કરાવેલું. ૧૯૨૩માં શરૂ થયેલાં ધાર્મિક

હુલ્લડો ૧૯૨૭ સુધી ચાલુ હતાં પણ ૧૯૨૭માં સાયમન કમીશનના આગમનથી ફરી રાજકીય જાગૃતિ શરૂ થઇ તે ૧૯૩૦ની ઐતિહાસિક લડતમાં પરિણમી તેમાં પણ મહાસભાના કામચલાઉ ઉપપ્રમુખ તરીકે મૌલાના સાહેબ પકડાયા.

૧૯૩૫ના ગજબંધારણે પ્રાંતિક સ્વશાસન આપ્યું અને કોન્ગ્રેસે પ્રાંતિક સરકારમાં હોદ્દા સ્વીકારવાનો નિર્ણય કર્યા પછી મૌલાના સાહેબ ૧૯૩૭થી પાર્લામેન્ટરી પેટાસમિતિના સભ્ય નિમાયા, અને રાજેન્દ્રપ્રસાદ તથા સરદાર વલ્લભભાઇ સાથે કુશળતાપૂર્વક બંધારણીતંત્રને માર્ગદર્શન આપ્યું અને નવી ચુંટણીઓ પછી પણ આપે છે. તેમાથી એમની મુત્સદ્દીગીરી વિષે માન પેદા થાય છે. કોન્ગ્રેસનાં પ્રધાનમંડળોએ રાજીનામાં આપ્યાં પછી લીગે 'મુક્તિ દિન' ઉજવ્યો તે પર મૌલાના સાહેબે તમામ આક્ષેપોનો જવાબ આપતું નિવેદન પ્રસિદ્ધ કરેલું છે અને તેમાં તમામ આક્ષેપો સાવ પાયા વિનાના છે, એમ જણાવેલું છે.

૧૯૪૦ના માર્ચ માસમાં ૧૮૫૪ વિરૂદ્ધ ૧૮૩ મતે મૌલાના સાહેબની મહાસભાના પ્રમુખ તરીકે ચૂંટણી થઇ ત્યારથી ૧૯૪૬મા એ પદથી એ નિવૃત્ત થયા ત્યાં સુધીમાં હિંદી રાજકારણમાં અને દુનિયામાં અનેક મહત્વના બનાવો બની ગયા પરંતુ ૧૯૪૨માં ક્રીપ્સ સાથેની વાટાઘાટોમાં તેમજ પહેલી સીમલા પરિષદમાં તથા કેબિનેટ મિશન સાથેની લાંબી અને મુત્સદ્દીભરી વાટાઘાટોમા જે બુદ્ધિની સમતુલા જાળવી રાષ્ટ્રીય ધ્યેયને નજર સમક્ષ રાખી મૌલાના સાહેબે પોતાની અથાગ શક્તિનો પરિચય કરાવ્યો છે તે, માન પ્રેરે તેવો છે. શ્રી ઝીણા એમને કોન્ગ્રેસના 'show-boy' કહી હલકા પાડવા પ્રયત્ન કરે છે તે કેટલું જૂઠાણું છે અને મૌલાના સાહેબ કેટલા સાચા અને પ્રખર રાષ્ટ્રનાયક છે તે આ જીવનચરિત્ર વાંચવાથી જણાશે.

પુસ્તકનો અનુવાદ સુવાચ્ય છે



## આયાત અને નિકાસ

"૧૯૩૮ દરમિયાન હિંદુસ્તાને અમેરિકાથી ૩,૩૫,૦૦,૦૦૦ ડોલરના માલની આયાત કરી હતી આયાતનો એ આંકડો ૧૯૪૨ માં વધીને ૬,૦૦,૦૦,૦૦૦ ડોલર ઉપર પહોંચેલો તે પછી હિંદમા આયાત ઉપર અંકુશો મુકાયા તેથી અને બીજાં કારણોસર એ આંકડો ઓછો થતો આવ્યો છે.

હિંદમાંથી ૧૯૩૮ દરમિયાન ૫,૮૦,૦૦૦ ડોલરનો માલ અમેરિકા નિકાસ કરવામા આવેલો ૧૯૪૫ માં એ આંકડો ૧૪,૯૦,૦૦,૦૦૦ ડોલર ઉપર પહોચી ગયો હતો."

# ૫૮

ઇશ્વર પેટલીકર

દાના મહેતરનો બોલ ગણેશ મહેતરને રૂંવે રૂંવે વ્યાપી ગયો. આખી જિંદગીમાં આવું મહેણું એણે કોઈનું ખાધું ન હતું. પરંતુ દાનાનો બોલ એવો હતો કે, ગણેશને સહેજ જ છૂટકો.

મહેતર વાસમાં બે પાડિયાં હતાં. એક દાના મહેતરનું પાડિયું, ને બીજું ગણેશ મહેતરનું. વળી એ બે ભાગ બીજા નામથી પણ ઓળખાતાં. વીરા બાપા-વાળા અને જેશંગ મોટાવાળા. અને એ નામ ગામની પાટીદાર વસ્તીની બે પાટીઓ ઉપરથી મહેતરોએ પાડયું હતું. ગામની પાટીદારની સો ઘરની વસ્તી મૂળે તો એક જ બાપની પ્રજા હતી. પરંતુ બે ભાઈઓનો એ વસ્તાર. એના મૂળ પુરુષ વીરાભાઈ અને જેશંગ-ભાઈ ઉપરથી વીરા બાપાવાળા અને જેશંગ મોટા-વાળાના નામે ઓળખાતો. અને એ જ નામ મહેતરની બે પાટીઓએ પણ સ્વીકારી લીધું હતું. દાના મહેત-રનો ભાગ વીરા બાપાવાળાના કુટુંબવાળા પાટીદારોનો મહેતર ગણાતો. અને ગણેશ મહેતરનો ભાગ જેશંગ મોટાવાળાનો વણકર ગણાતો.

પાટીદારોનાં એ બંને કુટુંબ એક હોવા છતાં, વીરા બાપાવાળા મોટાભાઈની પ્રજા હતી એટલે પોતાને જેશંગ મોટાના ભાગ કરતાં ઊંચી ગણતી હતી. વળી ખાધેપીધે પણ એ ભાગ વધારે લીલો હતો, 'એટલે એમની એ મોટાઈનું અહમ્ ગામમાં પોષાતું પણ ખરું.

અને જેમ પાટીદારોમાં મોટાઈની હૂંસાતૂંસી હતી તેમ મહેતરવાડમાં પણ હતી. દાના મહેતરનો ભાગ પોતાને વીરા બાપાનો હોવાથી મોટો માનતો હતો. જ્યારે બીજી બાજુ ગણેશ મહેતરનો ભાગ કમાણીમાં આગળ હતો એટલે એમની નાતમાં એ આગળ પડતો ગણાતો હતો. છતાં એમની મોટાઈ ગામમાં તો દાના મહેતરવાળા ચાલવા દેતા નહિ.

આ ખેંચતાણ, પહેલાં તો કોણ જાણે આટલી હદે હોય તો, બાકી છેલ્લાં દસ વર્ષથી આ બે ભાગમાં જૂના આગેવાન મરી જતાં, દાના ગણેશના વખતમાં વધતી જતી હતી.

એ દસ વર્ષના ગાળાની વાતમાંથી જ દાનાએ ગણેશને બોલ માર્યો હતો.

વાત જોવા જાય તો આજના માણસને તો કંઈ અસર જ ન થાય. પરંતુ ગઈકાલનાં આ માનવીઓના પ્રાણને અજ્ઞાનની ભઠ્ઠીમાંથી પકવી બહાર કાઢયા પછી સહેજ વધુ પડતું પાણી પવાઈ ગયું હતું; જેથી વધારે પાણીવાળાં એ માનવી સહેજ પણ ટકોરો ખમી શકતાં નહિ.

સામાન્ય રીતે પાટીદારના જે ભાગમાં લગ્ન-મરણ પ્રસંગે જમણવાર હોય ત્યારે એના ભાગના મહેતર-વાસને જમણનો લ્હાવો મળતો. પરંતુ જ્યારે એવો કોઈ પ્રસંગ બન્નેનાસાંથી ઊજવાય ત્યારે ગામની અઢારે ય વરણને જમવાનું મળતું.

એવો એક મરણનો પ્રસંગ વીરા બાપાના ભાગમાં ઊજવાયો હતો. બધા મહેતર જમીને વાસની વચ્ચે લીમડાના ઓટલા ઉપર બેસીને હુક્કાઓ પીતા હતા. અલકમલકની વાતો ચાલતી હતી. તેમાંથી પોતાના પટેલોની વાત નીકળી.

અને દાનાના લોહીમાં અભિમાન ઉછળી આવ્યું: 'ગણેશ મહેતર! અલ્યા કીધું, તું ને તારો ભાગ ગમે તેટલી મોટી મોટી વાતો કરો, પણ અમારા પટલને ઘેર આ હોતા તમે ત્રણ વખત જમ્યા. અને દસ વરસમાં બતાવ એકે ય વખત જો અમે તારા પટલને ઘેર મોં ગળ્યું કર્યું હોય તો?'

ગણેશ મહેતરના પેટમાં ગએલી ધુમાડી વિચા-રના વમળમાં ને વમળમાં અંદર જ અટવાઈ ગઈ. ગણેશથી કંઈ સામો જવાબ અપાય તેમ હતો જ નહિ. એના પટેલોમાં—જેશંગ મોટાવાળામાં—સાચે જ છેલ્લાં દસ વર્ષમાં એક પણ પ્રસંગ સમગ્ર ગામ જમ્યાનો બન્યો ન હતો. એને કારી ઘા લાગ્યો— મારા પટલને ઘેર આવો પ્રસંગ ન થયો ત્યારે મારે મહેણું સાંભળવું પડ્યું ને?

પણ એનો ઘા તે વખતે ખમી લેઈને ગણેશ મહેતરે મનમાં ગાંઠ વાળી. એ રાત્રે તો ગણેશને ત્યારે જ ઊંઘ આવી કે, જ્યારે એમ મને **નક્કી**

કરી નાખ્યું: 'હવે કોઇ એવો પ્રસંગ આવે તો મારા પટેલને પાછા જ ન પડવા દઉં. ગામ કરાવું ત્યારે જ જંપું.'

*

પ્રભુની માયા, તે દોઢ જ મહિનો એ વાતને વીત્યો અને જેશંગ મોટાના કુટુંબમાંથી પંચોતેર વર્ષના વરતા પટેલ દેવ થયા. પરંતુ સ્થિતિ એવી કે ગામ તો શું પણ કુટુંબે ય ન જમાડી શકે! એ તો ગયા, પણ એમના એકના એક દીકરા મોહનને મોટો ધારસો પડ્યો. બાપ ગયાના આઘાત કરતાં ય મોટો, અને તે બારસું શી રીતે કરાશે?

બપોરે એમને અગ્નિદાહ દઈને આવ્યા પછી ટાઢો પહોર થતાં મોહન બળદ લેઈને ખેતર જવા તૈયાર થયો. ખડકીની બહાર માથે બાપના સૂતકનું ઓઢીને એ નીકળ્યો ત્યાં સામે ગણેશ મહેતર મળ્યો. એના પગ થંભી ગયા. ગળગળો થઈ જતાં એણે વસતા પટેલના મોતનો શોક દર્શાવ્યો.

અને સજળ આંખે ગણેશ મહેતરે કહ્યું: 'મોહન મોટા! હું તમને બે વાનાં કહેવા આવતો'તો'

'શાં?'

ગણેશ મહેતરે પગ ઉપાડતા કહ્યું: 'એમ અધવચારે રસ્તામાં શું કહું? ચાલોને હું ય તમારી જોડે ખેતરમાં જ આવું. મોકળાશથી વાત પણ થશે?'

મોહનને કલ્પના પણ નહોતી આવતી કે આ મહેતરને વળી મને બે વાનાં શાં કહેવાં હશે. ડચકારો કરીને, બળદનું પૂછડું ઝાલીને મોહને બળદને ઝડપમાં ચલાવ્યો. એણે પણ પગ જોરમાં ઉપાડયો.

ગણેશના પગમાં તો વેગ માતો જ ન હતો! ખેતર તળાવની પાળ ઉપર હતું. એમાં પેસી ઝાંપલી બંધ કરતાં ગણેશે શરૂઆત કરી: 'મોટા! આ વખતે નીચું ઘાલી જવાનું નથી; હોં કે?'

મોહનને હજુ વાતની ગંધ આવી ન હતી. એણે પૂછ્યું: 'અરે! ગણેશ મહેતર આજ ગાંડો થયો છે કે શું?'

એ પ્રશ્નને ગળી જતાં ગણેશ બોલ્યો: 'વસ્તા બાપા, ખાઈપીને અને ઘરની વાડીનો વેલો ખીલેલો જોઈને ગયા છે. તમારે ય ભગવાનના આશા ત્રણ દીકરા છે. સીત્તેર કરતાં ય વધારે ઉંમરના થઈ બાપા ગયા છે. જેશંગ મોટાના કટમ પ્રમાણે એમની પાછળ ગામ કર્યા વગર ન ચાલે!'

ઓચિંતો માથામાં કોઈ ડાંગ મારે ને માણસ તમ્મર ખાઈને નીચે ગબડી પડે, તેમ મોહનના મગજે વિચારની તમ્મર ચડી ગઈ. ઘડીકતો જવાબ આપવાની સૂઝ પણ જતી રહી.

ગણેશ મહેતરે ઉમેર્યું: 'શું કીધું. મોટા! આ વખત બાપા પાછળ ગામ ના થાય તો જેસંગ મોટાના કટમનું નાક જાય!'

મોહન સ્વસ્થ થતાં બોલ્યો: 'ગણેશ મહેતર, કંઇ ફટકી તો નથી ગયું ને?'

માથા ઉપર બે ત્રણ ટપલી મારી, મગજ સાબધું છે તેની ખાત્રી આપતાં ગણેશે કહ્યું: 'મગજ તો, મોટા, સાબુત છે. પણ ક્યારે ફાટી જાય એ શું કહેવાય?'

'એટલે?'

ગણેશ મહેતરે વાત વધુ ન લંબાવતાં દાના મહેતર સાથેનો પ્રસંગ કહી સંભળાવ્યો.

મોહને એ સાંભળી રહેતાં કહ્યું: 'એ તો ખરું, પણ મારું ગજું.....'

વચ્ચે ગણેશ મહેતર બોલ્યો: 'એ મારું અજાણ્યું ઓછું છે, મોટા!'

'તો?'

'એની તમારે ફકર ના રાખવી.'

'એટલે?'

'એકથી પાંચ હજાર સુધી, જેટલા જોઈશે તેટલા એકી કલમે હું ગણી આપીશ.'

મોહન મહેતરની આંખો સામે ઘડીભર તાકી રહ્યો.

ગણેશે કહ્યું: 'તે મોટા, પાછા લેવાની દાનત હોય એને ભરમાણી માતા પૂછે!'

મોહનના મને મોતી પરોવ્યાં : 'બારોબાર પારકે પૈસે જશ લેવાનો લ્હાવો આવ્યો કે શું ?'

વળી મન પાછું પડ્યું : 'મહેતરના પૈસા લઈ ને બાપ પાછળ ગામ કરું ? સાત પેઢીની લાજ જાય કે બીજું ?'

મોહનને મૂગો રહેલો જોઈ ગણેશ મહેતરને જંપ ન વળ્યો. એ બોલ્યોઃ 'જુઓ મોટા, તમે ના કે'સો તે હું માનવાનો નથી. એક વખત તમારા બેઉ ભાગને ભેગા કરો. કાગળિયું કરાવો. કેટલો આંકડો થશે તે મને કે'જો.' અને સ્હેજ થંભીને એણે કહ્યું : 'વાતનું પેટમાંથી પાણી હાલવા દઉં તો બે બાપનો કે'જો.'

મોહને બોલવા મોં ઉઘાડ્યું : 'પણ...પણ...'

'મોટા, તમારા રુદિયામાં એ મારા રુદિયામાં. જેસંગ મોટાના કટમનું નામ કપાય તેવું હું ના કરું. મહેતરના પૈસા લેઈને કર્યું એમ જણાય ત્યારે તો કટમની અડખ (ઉપનામ) પડી જાય, એ મારી જાણ બહાર નથી.'

મોહનના મોંમાં પણ પાણી આવ્યું.

ગણેશ મહેતર આગળ બોલ્યો : 'તમ-તમારે કે'શો ત્યારે આ ખેતરમાં દૂધાં ઠાલવી જઈશ.'

તે વખતે બાબાશાહી રૂપિયા મોટી મોટી દૂધીને સૂકવી નાખી, તેમાંથી ગર્ભ કાઢી નાખી, એના બોખામાં ભરવામાં આવતા, દૂધીની કોથળીઓ!

વસ્તા બાપા પાછળ આખું ગામ! મોહનનું પાટીદારિયા લોહી જાગી ઊઠ્યું. ગણેશ મહેતર ગામના શેઠ શાહુકાર કરતાં વધારે લીલો હતો, એમ વાતો તો થતી જ. એટલે મોહનને એનું કહેવું હસવા જેવું ન જ લાગ્યું. અને ઉપરથી એટલી મોટી રકમ આવ્યા પછી, પાછી લેવાની દાનત ન હતી કે વાતની ગંધ પણ બહાર આવવા દેવાની વાત ન હતી.

મોહનના અભિમાનના કેડિયાની કસો પૂરેપૂરી ફાટી ગઈ. એણે કહ્યું : 'ગણેશ મહેતર, જો જો હોં, પાછું મારે મરવા વખત ના આવે.'

ગણેશ પાછો ભગત હતો. બારણે કાયમ તુલસીનો છોડ રાખતો. એ તુલસીને યાદ કરતાં એ બોલ્યોઃ 'અરે, મારા બાપ! એ શું બોલ્યા! તમારા પહેલાં મારે મરવું પડે.' અને સ્હેજ રહીને એણે ઉમેર્યું: 'તુલસીના સમ' જો એમાં મીનમેખ થાય તો.'

તૃપ્તિનો ઓડકાર આવે તેમ મોહનને ધચરકું આવ્યું.

કંઇ વાત રહી ગયેલી યાદ આવી હોય તેમ ગણેશ મહેતરે પાછું કહ્યું : 'ભૂલ્યો પાછો હું તો. અરે! આખું કોળું શાકમાં જતું રે'તું'તું ને!'

'શું ?' મોહનને હવે ચટપટી શરૂ થઈ ગઈ હતી.

'જુઓ, વીરા બાપાવાળાના કટમ પ્રમાણે આપણે લાડવા નથી કરવા.........'

'ત્યારે ?' મોહને પૂછ્યું.

'છૂટું ચૂરમું અને ઉપર ઘી!'

મોહનના બાપનું એમાં શું જવાનું હતું ? એને તો ઊલટો વધુ જુસ્સો આવ્યો. એણે કહ્યું:

'તમારો એવો વચાર હશે તો એમ.'

'પણ એક શરત.' ગણેશ મહેતરે મોહનની સામે તીક્ષ્ણ દૃષ્ટિ કરતાં કહ્યું.

મોહનને થયું—મારો બેટો કંઇ પાછો ખસે છે કે શું? અને એ ભાવથી સ્હેજ ઊંચા થતાં એણે પૂછ્યું. 'શી શરત ?'

ટટાર થતાં ગણેશ મહેતરે કહ્યું: 'એમાં પા ટકો અણીપૂણી ના થવી જોઈએ.' અને ઊંડો શ્વાસ લઇને એણે મનનો ભાવ જણાવ્યોઃ 'અમે બધા મહેતર જમવા બેસીએ ત્યારે ઘીની વાઢી લેઇને પીરસવા તમારે આવવાનું. દાનાના બાજમાં હું ના કહું ત્યાં સુધી ઘી પીરસ્યા જ કરવું.' તે ભાર દઇને એ બોલ્યોઃ 'ભોંયે રેલો જાય તોય પાછું વાળીને જોવાનું જ નહિ. હું ઇશારો કરું ત્યારે જ વાઢી વાળી લેવી.'

વસ્તા પટેલને દેવ થયાં પાંચ દા'ડા થયા અને આજ છઠ્ઠું પરભાત હતું ત્યાં ધૂળા રાતે પાટીદારના

બેઉ ભોગમાં સાદ પાડ્યો. આ સાદ પાછળ ગામ કરવાનું હોય ત્યારે જ પડતો. તે દા'ડે બેઉ ભાગના ભમાતો ભેગા થતા. નાતની કુલ ઝપટ દીકરીઓને બારસની ચિઠ્ઠીઓ લખાતી સરસામાન લાવવાની યાદી તૈયાર થતી

એ સાદ સાંભળતાં દરેકને ધરતી ફાટી કે શું, એવો અચંબો થયો. વસ્તા પટેલ પાછળ કુટુંબ જ મો ગળ્યું કરશે કે કેમ, એની જ્યાં શંકા હતી ત્યાં ગામનો સાદ!

જે હોય તે ધૂળા રાતને તોડી ખાય: 'અલ્યા, તેં ભાંગબાંગ તો નથી પીધી ને?'

એક બે ડાવકા આગેવાન મોહનને ઘેર જઈ, એને ખાનગીમાં પૂછી ખાત્રી પણ કરી આવ્યા. નગારા ઉપર દાંડી પિટાય તેમ છાતી ઉપર હાથ ઠોકીને મોહન દરેકને ખાત્રી આપતો કે, 'એ સારુ તો બાપા, ખાધાપીધા વગર ભેગું કરતા ગયા છે. મરતી વખતે કહેતા ગયા છે કે મારી પાછળ કસર ના રહે!'

વહાણનું સૂકાન ફરે તેમ દરેકના વિચાર ફર્યા.

આધેડ કહેતા: 'વસ્તાએ ખરી કરી. આખી જીંદગી રોટલો ને મરચું ખાધું. કને ટકો છે એ મરતાં સુધી જાણવા ન દીધું અને મારો બેટો બધાંને બનાવી ગયો!'

જુવાનિયા હસવા લાગ્યા: 'શુ ધર્ઈડ માણસનો જીવ છે! જાતે ખાધુ નહિ, પીધું નહિ, ને મર્યા પછી વાપરવા ભેગું કર કર કર્યું?'

બૈરાં કહેતાં: 'આનું નામ તે જીવી જાણ્યું. પોતે ખાય પીએ તેમાં શું વળ્યું? પણ કટમનાં, ગામનાં છોકરાને મોઢે, ગરીબ ગરબાને મોઢે અને કુતરાંને મોઢે જાય ત્યારે એનું નામ પેદા કર્યું કહેવાય!'

નાતના ડેલામાં જોતજોતામાં માણસ ચિકાર થઈ ગયું. કોઈ વખત નહોતું ભરાયું તેટલું માણસ આવ્યું. દરેકના કુતૂહલનો પાર ન હતો. અંદર સમાવેશ થાય એવો ન રહ્યો એટલે મોહને ધૂળા રાતને બૂમ પાડતાં કહ્યુ 'જો અલ્યા, ઘેરથી આયર લેઈ આવ. બહાર પથરાય એટલે બધાંને નિરાંતે બેસતાં તો ફાવે.'

મોહનને જાણે આજ દરેક પહેલ વહેલા જોતા હોય તેમ તાકી તાકીને જોયા કરતા હતા.

આવા પ્રસંગનો બધો કારભાર કરતા છગન પારેખે સરસામાનની યાદી કરવા હાથમાં કાગળ ને કલમ લીધાં.

મોહન એમની પાસે જઈને-બેસતાં બોલ્યો. 'પારેખ કાકા! લાડુ સમજીને પાછું ચિતરામણ ના કરતા!'

'ત્યારે?'

'ચૂરમું ને છૂટું ઘી કરવાનું છે.'

'હેં!' ત્યાં બેઠેલા મોટા ભાગના માણસોનાં મોં ફાટી ગયાં.

વીરા બાપાના કુટુંબના બેંચા આગેવાનોએ મનમા ને મનમાં હાથના પુહોંચા કરડયા: 'મારો બેટો વસ્તો, જતાં જતાં ખરું કુટુંબનું નાક કાપવાનો ઘાટ ઘડતો ગયો!'

થોડાંની આંખમાં લક્ષ્મીની કરકર આવી હોય તેમ એકાદ બે જણ બોલી ઊઠયા: 'મોહન! અલ્યા કહે તો ખરો, બાપા કેટલાક બોયમાં ભંડારતા ગયા છે?'

મોહન મૂછમાં હસીને કહેતો: 'તમે ય શું કાકા, મશ્કરી કરો છો! એમને એમનું થઈ રહે એટલે બસ!'

વસ્તા પટેલ ઉપર જાણે પૂરેપૂરી રીસ ચડી હોય તેમ છગન પારેખ અને બીજા પાંચ આગેવાન દાંત પીસીને યાદી તૈયાર કરવા લાગ્યા. જાણે એમના અંતરમાં વેરવૃત્તિ ન ઘુંટાતી હોય: 'આમે ય મારો બેટો આપણને બનાવી ગયો, ત્યારે જે ચપટીમૂઠી સંઘર્યું હોય તે સાફ જ કરી મૂકો!'

યાદી મોહનના હાથમાં આપતા છગન પારેખ બોલ્યા: 'બહુ બહુ તો ત્રણથી સાડત્રણમાં પતી જશે!'

મોહને યાદી ઉપર આંખ ફેરવતાં કહ્યું: 'ચાર હજાર થાય તો ય કરવા બેઠા પછી કંઈ મોં ઘોઈ જવાય છે!'

બધા દાંત કચકચાવીને વિદાય થયા.

બપોરના બાર વાગ્યાથી જમણવાર માટે જે પંગતો પડ્યે જતી હતી, તે સાંજના સાડાચાર વાગે ગામના મહેતરોનો વારો આવ્યો. ગણેશ મહેતર એના મનનો ઉમંગ બહાર જણાવા દીધા વગર વર્તન કરતો હતો. બધાંની વ્યવસ્થિત પગંત ગોઠવવાની, કોઈ રહી ગયું હોય તો સંભારવાની, માંદું હોય અને ન આવ્યું હોય તો એને માટે ભાણું લેઈ જવાની, કંઇ કહેતાં કંઈ કહેવત ન આવે તેની જવાબદારી ગણેશની હતી. કારણ કે એના પટેલને ઘેર અવસર હતો.

બધાંને પંગતમાં બેસાડી દીધાં. પોતાની યોજના પ્રમાણે દાના' મહેતરને પોતાની સાથે પહેલો બેસાડ્યો.

પીરસવાનું શરૂ થયું.

ઘી પીરસવાનો વારો આવતાં મોહન પિત્તળની વાઢી લેઈને આવ્યો.

'ના, ના,' મહેતર કહેતા જાય છે છતાં મોહન દરેકને આગ્રહ કરીને ઘી પીરસે છે. કોઇ કોઈ 'બસ, બસ,' કહેતાં બાજ ઉપર આડા હાથ દેતા છતાં ઘીની ધાર અટકતી નહિ.

વચ્ચે દૂર દૂરથી દાના મહેતર બોલી ય ઊઠ્યા હતા કે, 'નાહક ઘી શું કામ બગાડો છો.'

એમ કરતાં કરતાં, ગણેશ મહેતર જે ઘડીની આતુરતાપૂર્વક કેટલા ય દિવસથી રાહ જોતો હતો તે પળ આવી પહોંચી. એની આંખે અધીરાઇથી મોહનને હેલ્લાળો મારી આપ્યો.

મોહનને તો કહેવાનું જ શું હતું? એણે તો ભપ ભપ કરતી આખી વાઢી જ ઊંધી વાળે તેમ ઘી ધડધડાવ્યું.

'બસ! બસ!' કરતાં દાના મહેતરે આડા હાથ ધર્યા.

પણ ઘીની ધાર અટકે ત્યારે તો ગણેશ મહેતરની મહેચ્છા ધૂળમાં જ મળે રતો!

બાજમાંથી છેવટ ઘી રેલાઇને ભોંયે વહેવા લાગ્યું. દાનો મહેતર પોકારી ઊઠ્યો: 'બસ, બાપા બસ! ઘી ભોંયે રેલાઈ હેંડ્યું, ખમા કરો હવે.'

ગણેશ મહેતરની પળ ભરાઈ ચૂકી. દાનાના વાંસામાં ઠાંસ્સો મારતાં એણે કહ્યું: 'ખા, ખા, હવે. પૂછડા નીચે ઢેખાળો મૂકી ખવાય તેટલું. અમારા પટલ કંઇ તારા પટલ જેવા ભિખારી નથી કે લાડવા વાળે!'



## 'વેજીટેબલ ઘી'

આ પદાર્થ પ્રથમ હોલેંડ, બેલ્જીઅમ, જર્મની વગેરે યુરોપિયન દેશોમાંથી હિંદમાં આયાત કરવામાં આવતો હતો. ૧૯૪૨થી એ ધંધો હિંદમાં શરૂ થયો. આજે હિંદમાં દરરોજ ૩૦૦ ટન વનસ્પતી 'ઘી' તૈયાર થાય છે. ૧૯૩૭માં આ દેશમાં એની વાર્ષિક વપરાશ ૨૬,૦૦૦ ટનની હતી. ૧૯૪૫માં તે વધીને ૧,૩૭,૦૦૦ ટને પહોંચેલી.

( મુંબઇનું ઘી મરચંટસ એસોસીએશન )

વૈજ્ઞાનિક જગતના આંદોલનો લોકભોગ્ય ભાષામાં વર્ણવતી માસિક નોંધઃ

# विज्ञानदर्शन

શ્રી. બંસી ગાંધી बी. एससी.
પ્રોફે. જયંતીલાલ દે. ઓઝા,
एम. एससी.
ડૉ. નરસિંહ મુ. શાહ
एम. एससी. पी. एच. डी.

## વિજ્ઞાન અને સાહિત્ય

ગૂજરાતી સાહિત્ય પરિષદના વિજ્ઞાન વિભાગના પ્રમુખ ડૉ. કુંવરજી ગોસાંઈ નાયકના રસદાયી ભાષણનો ઉત્તરનો ભાગ નીચે આપીએ છીએઃ

મારા મનમાં ભાવિ હિન્દનું જે ચિત્ર છે એમાં વિજ્ઞાનનું સ્થાન ઘણું અગત્યનું છે. આપણી સાહિત્યની સંસ્થાઓએ અને આપણા સાહિત્યકારોએ વૈજ્ઞાનિકો સાથે વધુ ગાઢ સંપર્ક સાધવો પડશે. આ ખાસ જરૂરનું છે, કારણ કે સાહિત્યકારે એવા પ્રકારનું વસ્તુ સાહિત્ય સર્જન માટે પસંદ કરવું પડશે જે રજૂઆતની શૈલીથી નિરપેક્ષ રહીને પણ વાચકને માટે રસપ્રદ નીવડે. જો વસ્તુની પસંદગી બરાબર રીતે કરવામાં આવે તો ભૌતિક શાસ્ત્ર અને ગણિતશાસ્ત્રનું કોઈ પણ પુસ્તક લોકપ્રિય અને શિક્ષણપ્રદ નીવડે. આવાં પુસ્તકમાં તે તે સમયના એ પ્રતિબિંબ પાડવાં જોઈએ. વળી તેમાં એવી વ્યક્તિઓનું ચરિત્રચિત્રણ હોય જેમણે વિજ્ઞાનની પ્રગતિને વેગ આપીને રાષ્ટ્ર-ઉત્થાનના કાર્યના મૂળમાં રહેલા આદર્શો અને હેતુઓની વિશદ છણાવટ કરી હોય. આપણા ભવિષ્યના સાહિત્ય માટે વિજ્ઞાન સુંદર સામગ્રી પૂરી પાડી શકે એમ છે. વૈજ્ઞાનિક પદ્ધતિના સિદ્ધાંતોનો અભ્યાસ લેખકો માટે બોધદાયક અને અગત્યનો છે. વિજ્ઞાનનો ઇતિહાસ સાહિત્ય માટેની આવી અદ્ભુત સામગ્રીથી ભરપૂર છે. વિજ્ઞાનની જુદી જુદી શાખાઓમાં થયેલી શોધખોળમાંથી સાહિત્યને માટે અદ્ભુત રસિક પ્રસંગો, પરાક્રમો અને જાતના ભોગે કરેલા મહાન પ્રયત્નોના જ્વલંત ઉદાહરણો મળી રહેશે. માનવજાતને સુખી કરવાના અને મહાન સમસ્યાઓના ઉકેલ લાવવાના આ પ્રયત્નોની કથા મૂડીવાદી શોષણ કથાના પ્રસંગો કરતાં વધુ રસપ્રદ નીવડે એવી છે.

સાહિત્યમાં વૈજ્ઞાનિક કલ્પનાજન્ય નવલકથાનું અનોખું સ્થાન છે. "આ સાહિત્ય પ્રકારમાં રહેલી શક્યતાઓ ઘણી મોટી છે. મનુષ્યજીવનની સમગ્ર પ્રણાલિકામાં ભારે પરિવર્તન લાવનાર વૈજ્ઞાનિક શોધખોળો વિશે, એમાં કોઈ પણ જાતનું જોખમ ખેડ્યા સિવાય આગાહીઓ કરી શકાયઃ વાચકને નિઃશંક રીતે વાકેફ કરી શકાય.

આપણા ભવિષ્યનાં વૈજ્ઞાનિકો આપણા રાષ્ટ્રવિધાયકો હશે. તેમનું સામાજિક જીવનચરિત્ર આપણા ભવિષ્યના લેખકોને સાહિત્યસર્જન માટે યોગ્ય વિષય પૂરો પાડી એમનું ધ્યાન કેન્દ્રિત કરશે. આપણી ભવિષ્યની કવિતાએ વાસ્તવદર્શી અને મુક્ત-મનોદશાયુક્ત થવું પડશે. એમાં કારખાનાઓ અને ખેતરોના કામદારો, વિજ્ઞાનના અને એન્જીનીયરિંગના કાર્યકરો અને સંશોધકોના ભારે પ્રયત્નો તેમજ પરાક્રમો ઉતારવાં પડશે. આપણી નવલકથા અને કવિતાના સાહિત્યે ભગીરથ પ્રયત્ન કરનારા કામદારોના નમૂનાઓ રજૂ કરવા પડશે. ખેડૂતના જીવનમાંથી જંગલી જમીનદાર શાહી નાબૂદ થાય એ જોવા માટે જીવવાની આકાંક્ષા દર્શાવી ડૉ. નાયકે જણાવ્યું કે ભવિષ્યના લેખકે ગ્રામ્ય જીવન અને ગામડાંઓમાં ચોમેર પ્રવર્તી રહેલી કઠોર શુષ્ક અને કલ્પિત કંપાવે તેવી પરિસ્થિતિઓથી સંપૂર્ણપણે વાકેફ રહેવા તેમની સાથે સંપર્ક સાધવો પડશે. નિર્માલ્ય અને આળસુ નિષ્ક્રિયતાને સ્થાને જોમયુક્ત સક્રિયતા વિકસાવવાં પડશે.

પ્રૌઢ વર્ગને આપણા નૂતન આદર્શ અને ઉદ્દેશ

અનુસાર કેળવણી આપવામાં આપણને ભારે મુશ્કેલીઓનો સામનો કરવો પડશે. આપણે એ ભૂલવું ન જોઈએ કે આ વર્ગને આપણા દેશની પરિસ્થિતિને કારણે અનિચ્છાએ અજ્ઞાનના અંધકારમાં રહેવું પડ્યું છે. આપણા ભવિષ્યનાં વિશ્વવિદ્યાલયોએ આ વસ્તુસ્થિતિ પર સંપૂર્ણ ધ્યાન આપવું પડશે. જો એમ ન બની શકે તો નવીન વિશ્વવિદ્યાલયોને અસ્તિત્વમાં લાવવાનું પ્રયોજન જ શું?

## નોબેલ પારિતોષિકો

શાંતિ માટે અપાતું નોબેલ પારિતોષિક મીસ એમીલી ગ્રીને બાલ્ચ અને ડૉ. જોન આર. એલ. મોટને એનાયત થયાનું જાહેર થયું છે. પારિતોષિક બંને વચ્ચે વહેંચવામાં આવશે. મીસ બાલ્ચ શાંતિ અને સ્વતંત્રતા માટે સ્ત્રીઓની આંતરરાષ્ટ્રીય લીગના પ્રમુખ છે. તેમની વય ૭૯ વર્ષની છે. તેઓ અમેરિકાનાં વતની છે. ડૉ. મોટ આંતરરાષ્ટ્રીય મિશન કાઉન્સીલના પ્રમુખ હતા અને ખ્રિસ્તી ધર્મને માટે ખૂબ કામ કર્યું છે. વાય. એમ. સી.એ.ની પ્રવૃત્તિઓમાં તેમણે ખૂબ સક્રિય ફાળો આપેલો છે. ડૉ. મોટની ઉંમર ૮૧ વર્ષની છે.

ભૌતિક વિજ્ઞાનની શ્રેષ્ઠ શોધો માટેનું નોબેલ પારિતોષિક આ વર્ષે હારવર્ડ યુનિવર્સિટીના પ્રોફેસર પરસી બ્રીજમાનને મળે છે. ખૂબ દબાણ ( High pressure) પેદા કરવા માટે ઉપયોગી સાધનો શોધી કાઢવાની તેમની સફળ સંશોધન-પ્રવૃત્તિઓ અને ખૂબ દબાણના વિજ્ઞાનને લગતી નવી શોધોમાં તેમના ફાળા માટે આ ઈનામ તેમને આપવામાં આવ્યું છે. તેમનો જન્મ ૧૮૮૨ માં થયો હતો. ૧૯૧૯ ની સાલથી તેઓ હારવર્ડ યુનિવર્સિટીમાં પ્રોફેસર તરીકે છે.

સાહિત્યનું પારિતોષિક જર્મન નવલકથાકાર અને કવિ હરમાન હેસને આપવામાં આવ્યું છે. હેસ હાલમાં સ્વીટ્ઝરલાંડમાં રહે છે. ૧૯૩૭માં નાત્સી સરકારે ઢંઢેરો બહાર પાડ્યો હતો કે જર્મનોને નોબેલ પ્રાઈઝ સ્વીકારવાની મનાઈ કરવામાં આવે છે। તેને બદલે એકલાખ માર્કના એવાં ત્રણ ઈનામ નાઝી સરકાર આપશે એમ જાહેર કરવામાં આવ્યું હતું.

## સંશોધનની વધતી સગવડો

હિંદમાં ઔદ્યોગિક ખીલવણી માટે યોજવામાં આવેલી પાંચ રાષ્ટ્રીય પ્રયોગશાળાઓમાંથી એક—સીરામીક અને કાચના સંશોધનની પ્રયોગશાળા કલકત્તામાં શરૂ કરવામાં આવી છે. તેનો ખર્ચ બાર લાખ રૂપિઆ થશે.

હવે બીજી ચાર પ્રયોગશાળાઓ કાઢવાનું નક્કી થયું છે. કાઉન્સિલ ઓફ સાયન્ટીફિક અને ઇન્ડસ્ટ્રીયલ રિસર્ચની નિયામક સભાએ આ પ્રયોગશાળાઓને લગતી યોજનાઓ મંજૂર કરી છે. કુલ ખર્ચ ૧૩૨ લાખ રૂપિઆ આવશે. ધાનબાડ નજીક દિગ્વદીહમાં ફ્યુલ રિસર્ચ પ્રયોગશાળાનો પાયો ડૉ. રાજેન્દ્રપ્રસાદ આવતા મહીને નાખશે. શ્રી. રાજગોપાલાચારી જમશેદપુરમાં નેશનલ મેટાલરજીકલ લેબોરેટરીનો પાયો નાખવાની ક્રિયા કરશે. પંડિત જવાહરલાલ નહેરૂ દિલ્હીમાં નેશનલ ફીઝીકલ લેબોરેટરી અને મુંબઈના વડા પ્રધાન બાલાસાહેબ ખેર પૂનામાં નેશનલ કેમીકલ લેબોરેટરીના ખાતમુહૂર્ત કરશે. દેશમાં મળતા કાચા પદાર્થોને ઉદ્યોગોમાં વાપરી દેશની ઔદ્યોગિક ખીલવણી માટે આવશ્યક સંશોધન આ સંસ્થાઓ હાથ ધરશે અને ઉદ્યોગોને મદદ કરશે. વૈજ્ઞાનિક-સંશોધનની પ્રવૃત્તિઓ દેશમાં વિસ્તારવાની શરૂઆત કરવામાં આવી છે. એ આનંદની વાત છે.

## એલ્યુમીનિયમના વહાણ

વહાણ અને સ્ટીમરની બનાવટમાં અત્યાર સુધી લોઢું વપરાતું આવ્યું છે. હવે એલ્યુમીનિયમના બનાવેલાં વહાણ આવશે. આઠ હજાર ટન માલ લઈ જઈ શકે એવું એલ્યુમીનિયમનું વહાણ બનાવવાની યોજના તૈયાર થઇ ગઈ છે. એટલા જ કદના લોઢાના વહાણ કરતાં આ એલ્યુમીનિયમનું વહાણ ૧૫૦૦ ટન માલ વધારે લઈ જઈ શકશે. તે ૪૦૦ ફુટ લાંબું અને ડીઝલ એન્જીન વડે ચાલશે. આનાથી એક નાનું વહાણ પણ એલ્યુમીનિયમમાંથી તૈયાર કરવાની યોજના તૈયાર થઇ ગઈ છે. પણ તેને વરાળના એન્જીન વડે ચલાવવામાં આવશે. આવા વહાણ બે વર્ષમાં તૈયાર થઈ જશે, એમ આલ્કોઆ સ્ટીમશિપ કંપનીના પ્રમુખ મી. હરમાન લેવીસે જાહેર કર્યું છે.

## હેલિયમ

હવામાંથી ઓકસીજન અને નાઇટ્રોજન કાઢી લીધા પછી અત્યંત અલ્પ પ્રમાણમાં થોડો વાયુ રહે છે. આ વાયુ એક નથી, તેમાં પાંચ વાયુઓ અત્યંત અલ્પપ્રમાણમાં આવેલા છે. આ વાયુઓ તદ્દન નિષ્ક્રિય છે. તેમને હવાના વિરલ વાયુઓ તરીકે ઓળખવામાં આવે છે. આ વાયુઓના નામઃ આર્ગન, હેલિયમ, નિયોન, ક્રીપ્ટોન અને ઝિનોન. પૃથ્વીપર હેલિયમનું અસ્તિત્વ છેક ૧૮૯૫મા માલુમ પડ્યું. સૂર્યના વાતાવરણમાં તેના અસ્તિત્વની શોધ ૧૮૬૮માં થએલી. સ્ટ્રેટોસ્ફીયરમાં પણ તે છે એમ જણાયું છે, પણ ત્યાંથી તે મેળવવો મુશ્કેલ છે. વીસમી સદીની શરૂઆતમાં અમેરિકામાં તેલના કૂવા ખોદતાં તેલને બદલે વાયુઓ નીકળ્યા. તેમાં બે ટકા હેલિયમ હતો. આ કુદરતી વાયુમાંથી હેલિયમ છૂટો પાડવાનું કાર્ય વેપારી પેઢીઓએ ઉપાડી લીધું. આજે અમેરિકા અને કેનેડા આ વાયુ મોટા જથ્થામાં બનાવે છે. હેલિયમ કાઢવાની શકયતા આપણા દેશમાં પણ છે.

ત્રાવણકોરમાં મોનાઝાઇટ નામની રેતી પુષ્કળ છે. આ રેતીમાંથી પેટ્રોમેક્ષના મેન્ટલ બનાવવામાં જરૂરી થોરીયા કાઢવામાં આવે છે. મોનાઝાઈટના એક ગ્રામમાંથી એક ઘન સેન્ટીમીટર હેલિયમ નીકળે છે એટલે ૧૦૦ ટન ખનીજમાંથી ૧,૦૦,૦૦૦ લીટરગેસ મળે. આ વાયુ રેતીને ગરમ કરવાથી છૂટે છે. અત્યારે તો તે હવામાં મળી જાય છે. હેલિયમની કિંમત ૧૯૧૮ માં ૧ ઘનફૂટના રૂા. ૭૫૦ આસપાસ હતી. આજે તેટલા વાયુની કિંમત બે પૈસા થાય, અને ભવિષ્યમાં તેથી પણ ઘટવા સંભવ છે. હેલિયમનું ઉત્પાદન એટલું બધું વધી ગયું છે.

હેલિયમનું આટલું બધું મહત્ત્વ કેમ ? તેનું ખાસ લક્ષણ એ છે કે તે ખૂબ હલકો છે, તે કોઇપણ પદાર્થ સાથે રાસાયનિક સંયોજન કરી શકતો નથી. તેનું ખરૂં મહત્ત્વ આ બે ગુણોમાં આવી જાય છે.

હવાઈ જહાજો ભરવા માટે હલકા વાયુ તરીકે હાઇડ્રોજનનો ઉપયોગ થતો. ૧૯૩૭માં જર્મન જહાજ હીંડનબર્ગના કરૂણ બનાવ પછી હાઇડ્રોજનના જોખમનો ખ્યાલ વિશેષ સ્પષ્ટ થયો. હવે હાઇડ્રોજનનું સ્થાન હેલિયમે લીધું છે. હેલિયમ બીજા વાયુઓ કરતાં ઓછામાં ઓછો ગળે છે ( leak ) અને અક્રિયતાને લીધે સળગવાની બીતિ રહેતી નથી. ટૂંકામાં, હવાઈ જહાજોના વ્યવહારમાં હેલિયમ ખાસ મહત્ત્વપુર્ણ ભાગ લે છે. તેની ઉપયોગિતા યુદ્ધકાળમાં ખૂબ વધી પડે છે.

હલકી છતાં ટકાઉ અને મજબુત ધાતુ બનાવવામાં મેગ્નેશિયમનો ઉપયોગ કરવો પડે છે. પરંતુ ઝારણભઠ્ઠીમાં ( welder's torch ) મેગ્નેશિયમ ટકી શકતું નથી. એટલે મેગ્નેશિયમવાળી ધાતુઓ પર હેલિયમનું વાતાવરણ રાખવામાં આવે છે. એ વાતાવરણમાં મેગ્નેશિયમ એ ઉષ્ણતાએ પણ ટકી શકે છે. આ માટે નાઇટ્રોજનનો ઉપયોગ કરવાનો પ્રયત્ન થયેલો. પણ નાઇટ્રોજન અને મેગ્નેશિયમ રાસાયનિક રીતે જોડાવાથી મેગ્નેશિયમ નાઇટ્રાઇડ બની જાય છે.

એલ્યુમિનિયમને પણ હેલિયમનો ઢાળ ચઢાવી તેનું ઝારણ લોઢા સાથે કરી શકાય છે.

દમના રોગીને ઉચ્છ્વાસ બહાર કાઢતાં મુશ્કેલીઓ નડે છે. હેલિયમવાળી હવા આપતાં દમના રોગીને રાહત મળે છે. હેલિયમ નાઇટ્રોજન કરતાં ઘણો હલકો છે, એટલે દર્દીને ઉચ્છ્વાસમાં રાહત મળે છે.

પહેલાં, મરજીવા જમીનની સપાટીથી ભાગ્યેજ ૨૦૦ ફૂટ જેટલે નીચે જઈ શકતા. ઓકસીજન અને હેલિયમની હવા લઈને આજે તેઓ ૪૦૦ ફૂટ જેટલે નીચે જઇ શકે છે. દરિયામાં વિશેષ ઉંડે જવાની શકયતાઓ આથી વધે છે.

બધા વાયુઓમાં હેલિયમ એકદમ જુજ પ્રમાણમાં પાણીમાં સૌથી ઓછો દ્રાવ્ય છે. હેલિયમને એકદમ ઠંડો પાડીને (૧૫° એબ્સોલ્યુટ) પ્રસરવા દેવાથી પ્રવાહી બની શકે છે અને દબાણમાં ૧°એબ્સોલ્યુટ સુધી ઠંડો કરવાથી ઘન બની જાય છે,

(સેન્ટીગ્રેડ ટેમ્પરેચરમાં ૨૭૩° ઉમેરવાથી એબ્સોલ્યુટ ટેમ્પરેચર થાય. ૧૫ ડીગ્રી એબસોલ્યુટ એટલે –૧૫૮ ડીગ્રી સેન્ટીગ્રેડ. ૧° એબ્સોલ્યુટ એટલે– ૨૭૨° સેન્ટીગ્રેડ ).



# હરમાન હેસ

કૃષ્ણવદન જેટલી. એમ. એ. બી. ટી.

૧૯૪૬નું નોબેલ પારિતોષિક જીતનારે જર્મન સાહિત્યકાર

આ પણને અખબારે સમાચાર આપ્યા કે આ વર્ષે સાહિત્યના નોબેલ ઈનામ માટે જર્મન લેખક હરમાન હેસની (Hermann Hesse) ની પસંદગી થઈ છે. આપણે તેને વિશે ખૂબ ઓછું જાણીએ છીએ આપણને તેના સાહિત્ય વિશે પૂરતી માહિતી મળી નથી, પણ જે સાહિત્યકાર જગતના શ્રેષ્ઠ સાહિત્યકારો વચ્ચે સ્થાન પામે તેને વિશે જ્ઞાન મેળવવું એ આપણી સાહિત્યપ્રેમી તરીકે એક ફરજ થઈ પડે છે. ચાલો આપણે એ ફરજ અદા કરીએ. અદા કરવા પ્રયાસ કરીએ. કારણ તેનું સાહિત્ય વાંચ્યા સિવાય કેવળ તેના સાહિત્યનો અવલોકન દ્વારા પરિચય સાધવો એ તાજમહાલનો તેના રમકડા સમા નમૂનાથી ખ્યાલ બાંધવા જેવો અલ્પ પ્રયાસ જ છે.

જેમ આપણે ગુજરાતીમાં મુનશી અને રમણલાલ દેસાઈ, સુંદરમ્ અને ઉમાશંકર કે મરાઠીમાં ખાંડેકર અને ફડકેના નામો એકી સાથે બોલાતાં સાંભળીએ છીએ, તેમ હરમાન હેસનું નામ જાણતાં જ તેની સાથે આપણે એમિલ સ્ટ્રૉસના ( Emil Strauss ) નામના પરિચયમાં આવીએ છીએ. બંનેમાં કેટલાક અંશે સામ્ય છે અને કેટલાક અંશે તફાવત પણ છે. બંને સૂર્યપ્રકાશિત વાતાવરણને ચાહનારા રખડુઓ, પ્રકૃતિપ્રેમીઓ છે. પણ બંનેના પાત્રાલેખનમાં ખૂબ તફાવત છે. સ્ટ્રૉસ કઠોર નાટ્યતત્ત્વયુક્ત અનુભવ દ્વારા પાત્રને હથોડા મારી ઘડે છે ત્યારે હેસ રંગદર્શીની જેમ મૃદુ કાવ્યમય મનોવ્યાપાર દ્વારા પાત્રનું સ્વપ્ન સેવે છે અને તેને માર્દવપૂર્ણ કલાથી વેદના અને સુખનો સ્વાદ ચાખડી મૃત્યુની શાંતિમાં પોઢાડે છે. હેસ વિકાસશીલ છે, તેની છેલ્લી કૃતિઓ સુંદર તત્ત્વદર્શન અને મનોવિશ્લેષણ દર્શાવે છે, ત્યારે સ્ટ્રૉસ તો મુક્તિના ઉપદેશનો ઘણુ પછાડયે જ જાય છે. સ્ટ્રૉસ નાઝીવાદનો પોષક અને દલાલ બને છે, ત્યારે હેસ બિમાર અને દમ વિનાનો, યહુદી માનસપૃથક્કરણરૂપી દુષ્ટતાથી સ્વજાતિના માનસસ્વાસ્થ્યને કેટલેક અંશે હણનારો ગણાય છે.

કલાપ્રેમી માનસનું કટાક્ષયુક્ત પૃથક્કરણ કરી હેસે સાહિત્યસેવાની શરૂઆત કરી અને ૧૯૦૧માં Hinterlassene Schriften and Gedichte Hermann Lauschers નામે તેની પ્રથમ કૃતિ તેના ૨૪મે વર્ષે પ્રગટ થઇ. ૧૯૦૪માં Kunstleroman; Peter Camenzind 'પિટર કેમેન્ઝીન્ડ' દ્વારા તેણે કલાનો ઝભ્ભો ઉતારી સામાન્ય માનવનું જીવન ગાળતો કલાકાર આલેખ્યો છે. પ્રથમ દર્શને તે કલાકારના વિજયારોહણનું કટાક્ષમય આલેખન છે અને ઘણું ખરું તો લેખકનું અર્થહીન આત્મપુરાણ છે.

હેસનો જન્મ ૧૮૭૭માં થયો હતો. તે ધર્મપ્રચારક પિતાનો પુત્ર હતો તેથી તેને એજ કાર્યને લાયક બનાવવા મોલબ્રોનની ધાર્મિક વિદ્યાપીઠમાં મૂકવામાં આવ્યો હતો. તેણે તેની આજીવિકા કેટલોક સમય તો પુસ્તકવિક્રેતાનો ધંધો કરી પ્રાપ્ત કરી. તેની નવલકથાના નાયક પિટર કેમન્ઝીંડ જેમ તે વિદ્યા કરતાં પ્રકૃતિપ્રેમી વિશેષ પ્રમાણમાં હતો અને ૧૯૧૨ થી તેણે પ્રકૃતિની ગોદસમાં સ્વીટ્ઝર્લેન્ડમાં રહેવું પસંદ કર્યું. તે પહેલાં તે કૉન્સ્ટન્સ સરોવર (The Lake of Constance ) પર આવેલા ગૈનહોફેનમાં વસતો હતો.

Unterm Rad [૧૯૦૫]માં આત્મકથાનું તત્વ સ્પષ્ટ છે; નાયક, મોલબ્રોનના છાત્રાલયનો વિદ્યાર્થી, અભ્યાસના ભારથી બિમાર બને છે; તેને ઘેર પાછો મોકલવામાં આવે છે. ત્યાં તે ડૂબી મરે છે. સ્ટ્રૉસ કૃત Freund Hein પણ બાળકના બલિદાનદ્વારા શાળાની શિક્ષણ પદ્ધતિની ખામીઓની છણાવટ કરે છે. આ કૃતિની હેસ પર અસર થઇ હોય એ સંભવિત છે. Gertrud 'ગરટ્રુડ' (૧૯૧૦)નો નાયક સંગીતકાર છે; એ નિષ્ફળ લગ્નજીવન અને કુશળતામાં સુધારો દર્શાવે છે. Rosshalde 'રોઝહાલ્ડ' (૧૯૧૪) સુંદર મનોવિશ્લેષણાત્મક કૃતિ છે. વેરાગુથ (Veraguth) નામે ચિત્રકાર રોઝહાલ્ડ નામની પોતાની જાગીર પર રહે છે ત્યારે તેની સાથે અણુબનાવથી રહેતી પત્ની હવેલીમાં રહે છે. પતિ પત્ની ફક્ત ભોજનસમયે ભેગાં મળે છે. તેમને બે પુત્રો છે;

એક વિદ્યાપીઠમાં ભણતો માતાના પક્ષનો છે અને બીજો પિયરે ફક્ત બાળક છે. વેરાગુથને જો પિયરે સોંપવામાં આવે તો તે પત્નીથી છૂટો થવા ખુશી છે. પિયરે તેને મન તેના કાર્ય જેટલો જ પ્યારો છે, પણ પત્ની આ વિચારને સમતિ નથી આપતી આ વાત દૂર પૂર્વમા રબર ઉગાડવાનો ધંધો કરનાર એક જૂના મિત્ર સમક્ષ પ્રગટ થાય છે. તે મિત્ર રોઝ હાલ્ડમા તહેવાર ગાળવા આવ્યો છે. તે પ્રશ્નોદ્વારા વેરાગુથના મનનો રોગ પારખે છે અને પિયરેના ત્યાગના ભોગે પણ તેને પત્નીથી છૂટો થવાની સલાહ આપે છે. છોકરો મેનીન્જાઈટિસથી મરણ પામે છે અને ચિત્રકાર ઉષ્ણ પ્રદેશોમા મિત્ર સાથે જવા મુક્ત બને છે. એ પ્રદેશોમાં ચીતરવા માટે સુંદરીઓ છે અને પ્રેમ-સંતાન પ્રત્યેનો પ્રેમ એક માણસને કઠોર પત્ની સાથે જંજીરમાં જકડી રાખે એ એક કોયડો છે. રિકાર્ડા હુશ ( Ricarda Huch ) કૃત Via Somnium Brve મા પણ આ પ્રશ્ન જ છણવામાં આવ્યો છે. પણ હેસના આલેખનમાં વધુ તાદશતા છે. વેદના વેઠતો પતિ એકાંતમાં દુ:ખી તેની જરૂરિયાતો પ્રત્યે લાગણી શૂન્ય પત્નીના ભ્રામક સહવાસમાં પડ્યું પાનું નભાવી લે એવી વૃત્તિના ઘેનમાં જીવન દસડયે જાય છે.

માનસપૃથક્કરણથી ખદબદતા સ્વીટ્ઝર્લૅન્ડના પ્રદેશમાં રહી હેસ પ્રથમ વિશ્વયુદ્ધના વર્ષો દરમ્યાન માનસિક ઉપાધિથી બિમાર થયો હતો અને માનસ પૃથક્કરણશાસ્ત્રી જંગના શિષ્યે તેની માવજત કરી હતી. તે સમય અરસામાં તેણે લાક્ષણિક મનોવિશ્લેષણાત્મક નવલો લખી. Demian ડેમિયનમાં Friedrich (૧૯૧૯] Huch ફ્રિડ્રિશ હુશ કૃત Mao 'માઓ' (૧૯૦૭) જેમ કિશોર માનસવિકાસનુ સૂક્ષ્મ આ લેખન છે. શરીરમાં થતા રાસાયણિક ફેરફારો જુવાનીના વિકાસ પહેલાં અને પછી એક મૂંઝવણભરી સ્થિતિ પેદા કરે છે. આત્મીય જ્ઞાનના કામળાને વીંધતુ મનોવિશ્લેષણ પ્રગટ કરે છે; કે એમાં કિશોરના મનમા બે દુનિયાઓની અથડામણ થાય છે.

એક માબાપ, ગૃહ અને ફરજની દુનિયા અને બીજી રસોડાના ચાકરોથી શરૂ થતી અને દારૂપીણા તથા છોકરીઓ અને પ્રથમ આંચકો આપતા પણ પછીથી મિત્રો જેમ પરિચિત બનતા હિંમતબાજ ખ્યાલોની મનાઈ કરેલી ભેદ ભરેલી આકર્ષક દુનિયા. નવલકથાના નાયક સિંકલેરના મિત્ર ડેમિયનના મુખ પર જ આ દુષ્ટ ગણાતા ખ્યાલોની મોહિની તરી આવે છે; અફવા છે કે ડેમિયન અને તેની મા એક બીજાના પ્રેમી તરીકે રહે છે. પુસ્તકમાં માતૃપદનો ખ્યાલ ગર્ભિત છે; પુત્ર માતાની બે મૂર્તિઓ જુએ છે–શારીરિક અને આદર્શ. ડેમિયનની માતા ફ્રૌ ઇવા માતૃત્વના આદર્શનું એક પ્રતીક બની રહે છે. સિંકલેરને જ્યારે તેની જરૂર પડી ત્યારે તેની પાસે જવાના ઈવાના વચનથી વાર્તાનો અંત આવે છે સિંકલેર અને ડેમિયન, એક જ પાત્રના–બીરુ 'તેમજ આદર્શવાદી અને બળવાન હુમલાખોર તેમજ શેતાની એવાં–બે પાસાં છે. માતૃત્વની પ્રાપ્તી અને વાત્સલ્યાભવનું અહીં હિંમતભર્યું: મૃદુ પ્રતીકારોપણ છે. સ્તન તરફ ઢસડાવું એ બચપણ અને મોટપણની એક જ આંતરવૃત્તિ છે. સ્ત્રીના આલિંગનમાં પુરુષ બાળક સમાન છે. બાળકની માતા એ તેની ભાવિ પત્નીનું એક સ્વરૂપ છે, અને પત્ની એ પુરુષની માતાનું આદર્શનું સ્વરૂપ છે. તેનો વિચારવંત ચહેરો તેને અંતરમાંથી તેની છાતી તરફ બોલાવે છે. માતા એ આદિ અને અંત છે. કુદરતું ઝરણું છે અને સલામત વિશાળ વિરામ સ્થાન સમું પ્રેમનું બારું છે. ઈડામાથી વેદના સાથે પ્રગટ થતી નવી દુનિયામાં નવી નીતિએ રૂઢી અને નિષેધો (પ્રેમ+જાતીયતા, મા+વાસનાભૂખી પત્ની, માણસ+પશુ, દેવ+શેતાન.)થી છૂટી પડેલી બે દુનિયાને એકરૂપ બનાવવી જોઈએ.

Siddarta-'સિદ્ધાર્થ' (૧૯૨૩) બાહ્યદૃષ્ટિએ હિંદી તત્ત્વજ્ઞાનનું ગૂંથણ લાગે છે; પણ અંતરમાં નૈતિક સામ્યવાદના ક્રમિક વિકાસ, પુત્રના પિતા અને દુનિયા સાથેના સંબંધોની કથામાં પરિણમે છે. 'સિદ્ધાર્થ' 'ડેમિયન'નો પૂરક છે. 'ડેમિયન'માં એક વ્યક્તિત્વના દેવદૂત અને શેતાન એમ બે ભાગ પડે છે, તેમ સિદ્ધાર્થ અને તેનો મિત્ર ગોવિંદ–તેના સિદ્ધાંતનો અનુયાયી–વિચારસ્વાતંત્ર્ય અને જૂનવાણી પ્રેમના પ્રતિકો છે. 'ડેમિયન'માં છોકરો ઊર્મિકેન્દ્રરૂપ માતા તરફ સદા ધસતો લાગે છે, ત્યારે 'સિદ્ધાર્થ'માં તેનો અનુભવ નૂતન હોવાથી અને પિતાના જૂના થયેલ અનુભવ કરતાં વધુ સત્ય હોવાથી તે પિતાથી

હંમેશ દૂર ને દૂર થયા કરે છે. માતૃપ્રેમમાં પુત્ર સ્વાર્પણ કરે છે કારણ પ્રેમ નૂતન સર્જનાર્થે સર્વ-શોષક બને છે. પણ પિતાથી તો તે દૂર ભાગે છે.

હેસની નવલકથા Der Steppenwolf 'ડર સ્ટેપેનવૉલ્ફ'-(૧૯૨૭)નો નાયક હેરી હોલર પોતાને 'વગડાનો વરૂ' માનનાર કલાકાર છે. સામાન્ય માણસ જ્યાં શાંતિ અને સુખ માણે છે ત્યાંથી દૂર એ વગડાનો જીવનપ્રદેશ છે. તેના એકાંત માળિયા સમા નિવાસસ્થાનમાં જવા તે પહેલા માળેથી પસાર થતા લાકડાના રાચરચિલાંનાં પોલિશની ગંધ દ્વારા તેને ગુમાવેલ સૃષ્ટિની લાકડાની, વહેલા ઉઠવાની, ફરજની, માતાની સૃષ્ટિની-યાદ આપે છે. જ્યારે એક વ્યક્તિમાં બે સ્વરૂપો હોય-વરૂ અને માણસ, અને વરૂ માણસ પ્રત્યે ઘુરકિયાં કરતું હોય, ત્યારે જીવનમાં સંવાદ ક્યાંથી હોય ? મનુષ્ય તો સંગીતકાર મોઝાર્ટ, કાવ્ય, આદર્શ અને શાંતિનો પ્રેમી છે; અને વરૂની આંતરેચ્છાઓ જંગલી છે, પણ આ કઢંગા સમાજમાં વરૂને ઘેટા સાથે પૂરવામાં આવ્યું છે. ઊંડો વિચાર કરતાં આપણે એનો અર્થ ઘટાવી શકીએ છીએ. પ્રતિભાશાળી વ્યક્તિને તેનાથી વિમુખ, તેને સમજવા અસમર્થ સમાજમાં રહી એ સમાજને અનુકૂળ પોતાની પ્રતિભાને વિકૃત કરવી પડે છે અથવા તો કતલ થઈ જવું પડે છે. ખરી રીતે તો એકમાં અનેક વ્યક્તિઓ હોય છે. વ્યક્તિત્વ જીવનશેતરંજનાં પ્યાદાંમાં વહેંચાયેલું રહે છે. વ્યક્તિનું સ્વરૂપ બહુરૂપી છે. તે વરૂ, વાઘ, વાનર અને સ્વર્ગીય વિહગ છે, પણ આ સ્વરૂપો વરૂ દબાવી છુપાવી રાખે છે. વરૂનું સ્વરૂપ નાગરિક સંસ્કૃત મનુષ્ય દબાવી-છુપાવી રાખે છે. હોલરના મિત્ર હરમાનનું બીજું સ્વરૂપ નારીનું-હરમાઇનનું છે. એ હોલર પર નરનારીની મિશ્રિત લાક્ષણિકતાની મોહિની પાથરે છે; એના તાજાં નારી સ્વરૂપ સાથે તે નૃત્ય કરે છે. વ્યક્તિનું સમષ્ટિમાં ડૂબી જવું એ પરમ ગહન આનંદનો યોગ છે; નૃત્ય આપણને સમષ્ટિ સાથે એકરૂપ બનાવે છે. હોલર દર્પણમાં પોતાના હોલર અને વરૂ એમ બે સ્વરૂપો જુએ છે, તેઓ એકબીજાને ખાઇ જવા મથતા હોય છેઃ તેને કહેવામાં આવે છે કે આ પ્રતિબિંબને મિટાવવાનો રસ્તો તેને હસી કાઢવામાં છે. આપણે પોતાનો ખ્યાલ ગંભીરપણે ન કરીએ ત્યારે હાસ્ય જન્મે છે. નવલકથાનો અંત વિચિત્ર પ્રતીકોનાં સંઘર્ષણમાં આવે છે-જાણે એક ફિલ્મ પર એક ઉપર બીજું ચિત્ર લેવામાં આવ્યું હોય! તેમાં એક 'જાદુઇ નાટ્યગૃહ' છે : તેમાં પ્રવેશ માટે તદ્દન સાધારણ આપઘાત કરવાની જરૂર છે. તેમાં બોક્ષની બેઠકોના બંધ દરવાજે લખ્યું છેઃ 'હું ચાહું તે બધી બાળાઓ મારી છે, કારણ ચેતન ચેતનને વિંધે છે.' મોઝાર્ટ (પ્રતિભાશાળી વ્યક્તિએ-જેમાં સદ્‌ગૃહસ્થના પ્રતીકસમું કોટનું પૂછડું, બાળાની મૃદુ છટા અને વૈચિત્ર્યનું સંમિશ્રણ છે. કલાકારને મધ્યમવર્ગના જીવનનો સુમેળ સાધ્યો છે.) ગુલાટો ખાય છે અને બેડી પર નાચે છે; હોલર તેના કોટનું પૂછડું ખેંચે છે અને તે લંબાય છે અને હોલરને બરફ પ્રદેશમાં ઘસડી જાય છે. મોઝાર્ટ પાછો સાંજના પોશાકમાં દેખાય છે અને વાયરલેસ સેટ ચલાવે છે; તે ટીકા કરે છે કે રેડિયો જ્યાં સંગીત નથી ત્યાં સંગીતને લઈ જાય છે, પણ તેથી સંગીતનો નાશ થતો નથી. રેડિયો દિવ્ય સંગીતને સસ્તું બનાવે છે એ જ પ્રમાણે આ દુનિયાના 'જાદુઈ નાટ્યગૃહ'માં દિવ્ય જીવન સસ્તું બને છેઃ ઔષધપ્રાક તેનો નાશ ન કરતાં, તે પ્રત્યે હસવામાં રહેલો છે. આ આશ્વાસક વિચાર આપઘાતને બીનજરૂરી ઠરાવે છે.

હેસનું શ્રેષ્ઠ સર્જન કદાચ તેની નવલકથા Narziss and Goldmund 'નારઝીસ અને ગોલ્ડમુન્ડ'-(૧૯૩૦) છે. મૃદુ તાલબદ્ધતા અને ધૈર્યમય માનસિક ગૂંચોનું અનાવરણ આ નવલકથાને દરેક રીતે મનોહર બનાવે છે. તેનો મુખ્ય સૂર એ છે કે સર્વે માર્ગો પ્રભુ તરફ જાય છે. એકાંત સાધુજીવનની શુદ્ધતા જ દિવ્ય આદર્શ નથી. પણ વાસ્તવજીવન તરછોડી ભાગનાર સાધુના જીવન જેટલું જ ઐંદ્રિક-જીવન દિવ્ય હેતુને પાર પાડવામાં સહાયક છેઃ માતૃત્વ અને પિતૃત્વના સિદ્ધાંતોના સંઘર્ષણ દ્વારા જીવનની દ્વિવિધતા સમજાવવાનાં આવી છે. પિતૃત્વનો સિદ્ધાંત ચિંતનમય જીવન અને અમૂર્ત વિચાર પ્રત્યેનું વલણ દર્શાવે છે; માતૃત્વનો સિદ્ધાંત ઇંદ્રિયોનું જીવન પરનું જુલ્મીશાસન છે. પણ ફક્ત માતૃત્વનો સિદ્ધાંત સર્જનાત્મક છે; પિતૃત્વનો કઠણ પુરુષત્વભર્યો સિદ્ધાંત માતૃત્વના સિદ્ધાંતને વ્યક્ત કરવાનું સાધન બની, તેને માર્ગદર્શક બની એ અશક્ત લાગણીવશ વિરોધાંશી

સૂક્ષ્મ વિવેકપૂર્ણ વિચારકનો પૂરક બની રહે છે. આમ નારઝીસ પ્રકૃતિના લાડકડા વિલાસાક્ત સ્વપ્નસ્થ કવિ સમ ગોલ્ડમુન્ડનો માર્ગદર્શક, વિશ્વાસુ સલાહકાર અને નિસ્વાર્થી પ્રેમી બની રહે છે. આપણને એ બંને પ્રથમ તો એક મધ્યકાલીન મઠમાં નવદીક્ષિતો રૂપે મળે છે અને ત્યારે નારઝીસ ધૈર્યપૂર્ણ પ્રશ્નાવલિ દ્વારા ગોલ્ડમુન્ડ સમક્ષ પોતાનું અંતર દર્શાવે છે. નારઝીસ મઠાધીશ બને છે અને ગોલ્ડમુન્ડને વનસ્પતિનો સંચય મોકલવામાં આવે છે ત્યાં તેને એક ઘઉંવર્ણી રઝડુ છોકરી પ્રેમપથનો માર્ગ ચીંધે છે; તે તેના વસ્ત્રો કાઢી નાંખતા સૌંદર્યદર્શન કરે છે. ત્યાર પછીનું તેનું જીવન રઝળુ અભ્યારીનું છે. એક બાદ બીજી એમ અનેક નારીઓ એને સ્વ–નારીત્વનો આસ્વાદ કરાવે છે. પણ એક યહુદી બાળા તેના ખીલેલા યૌવન અને રૂપનો ઘૃણાપૂર્વક અનાદર કરે છે. આ બાળાને તે રસ્તે નોર્ડિક ખ્રિસ્તીઓએ બાળેલા તેના પિતાની રાખને માથામાં ચોળતી જુએ છે. તેને ખાત્રી છે કે એ અટૂલી રખડતી બાળાને પકડી વાસનાવશ કરી શકાશે પણ તેને એ જાણે એક મહારાણી હોય એમ તેની વિદાય લેવી પડે છે. તે બાળા તેને મૃત્યુ માટે પણ નિશ્ચય હોઈ શકે છે તેમજ મૃત્યુને શરણ થવાની જરૂર છે એવો બોધ આપે છે; અને પછીથી તેને સમજાવે છે કે જ્યારે જિંદગી પાકી જાય છે ત્યારે મૃત્યુના નિશ્ચય સુધી પહોંચે છે. જ્યારે આ રંગીલો રખડેલ આ સ્થિતિ પ્રાપ્ત કરે છે ત્યારે સ્ત્રીઓ તેને એક ક્ષીણ અને અનાકર્ષક વ્યક્તિ તરીકે જુએ છે. તેણે નારઝીસને જણાવ્યું હતું કે જીવનને માણવા યોગ્ય કેવળ સંભોગ દ્વારા જ બનાવી શકાય, છતાં યે તે જાતે જ સ્ત્રી કરતાં કોઈક વધુ મૂલ્યવાન ચીજ માટે જીવ્યો છે. તેને ચાહનાર એક બાળા તેને કહે છે. 'તારી આંખોમાં કદી આનંદ નથી જોયો. તે કહે છે કે 'આ બધું ક્ષણિક જ છે!' તેને જ્ઞાન થાય છે કે ફક્ત સર્જનાત્મક કલાજ સૌંદર્ય અને ઊર્મિને મૃત્યુના નૃત્યમાંથી ઘડીભર બચાવી શકે એમ છેઃ તે એક લાકડા પર કોતરકામ કરનાર મહાન પ્રતિમાકારના સંસર્ગમાં આવે છે અને પોતાના પ્રથમ શ્રેષ્ઠસર્જન તરીકે પોતાના વિરોધાંશી પ્રત્યે પૂજનને વ્યક્ત કરવા ગુરુ જહોન રૂપે નારઝીસની પ્રતિમા ઘડે છે. તે દુર્લભ, સરકી જતાં રહસ્યને– સંભોગ સમયે અત્યાનંદના સ્ત્રીના નયનમાં આવતા ચમકારને ઝડપવા સ્વપ્ન સેવે છે અને આ વિકૃતિ અને સંકોચન, આ આતશનો ચમકારો અને તેનું બુઝાવું તેણે જ્યારે એક ખેડૂત સ્ત્રી બાળકનો જન્મ આપતી હોય છે ત્યારે તેણે તેના મોં પર ધરેલી મિશ્રુઅત્તિના પ્રકારામાં તેની આંખમાં જોયાં છે કારણ તેને સમજાય છે કે અત્યાનંદ અને વેદના એકજ છે. તેનું સ્વપ્ન છે કે તેનું છેલ્લું શ્રેષ્ઠસર્જન તેને વારંવાર સ્વપ્નામાં દેખાતું તેની માતાનું મુખ બને પણ કથા-કારની ઉંમર તેને કરમાવે છે અને તે મુખ એક વ્યક્તિનું અંગત વદન ન બનતાં કલાકારે ચાહેલી બધી સ્ત્રીઓનું વદન,–ઈવનું વદન - બની રહે છે. તે અત્યાનંદના પ્રલોભન તરફ, પ્રસુતી તરફ, તેના પ્રેમની છેલ્લી પકડ તરફ, મૃત્યુ તરફ તેને 'આકર્ષી લઈ જાય છે. પણ આ વદનનું રહસ્ય તે ઘડે તે સમય પહેલાંજ તે નારી તેના હાથ કલાકારના હૈયે વીટે છે અને તેને નવસ્વરૂપ બક્ષે છે–તેને મૃત્યુના નિશ્ચય તરફ, પોતે જગાડેલ આતશના વિલોપન તરફ લઇ જાય છે. તે અટૂલો અભ્યાસી મૃત્યુ પામતાં પહેલાં તેના ચિંતને ઘડેલ સુંદર વદન પર નારઝીસના જીવનમાં રહેલું એકજ ચુંબન મેળવે છે.

હેસની વાર્તાઓ ગોટફ્રિડ કેલરની વાર્તાઓ જેમ નાના શહેરની જિંદગીનું કટાક્ષમય આલેખન કરે છે. દાખલા તરીકે Diesseits ૧૯૦૭ અને Nachbarn ૧૯૦૮. Knulp (૧૯૧૫) માં આપણને રંગીલા રખડેલની વાર્તાઓ વાંચવા મળે છે અને Klingsohrs letzter Sommer (૧૯૨૦)માં ઊર્મિને ઝણઝણાવતું પ્રતીકાત્મક આર્ષદર્શન જોઇએ છીએ.

હેસના ઊર્મિગીતો–Gedichte(૧૯૦૨), Musik de Einsamen (૧૯૧૫) અને Tost der Nacht (૧૯૨૮), શોક અને વિશાદગાથ છે; ખૂબ તાદશ ઈટાલિયન શબ્દચિત્રોવાળાં યાત્રાસ્મરણો તેની કૃતિઓમાં તરી આવે છે.



# વલ્લભનગરની યોજના

લે : નિરીક્ષક

## ( કેળવણી અને ગ્રામોદ્ધારનું એક નવીન સ્વપ્ન )

**આ**દર્શ ગામડું કેવું હોવું જોઇએ એ સંબંધી આપણે ત્યાં અને બીજા પ્રાંતોમાં પણ છેલ્લા ત્રીસ-ચાલીસ વર્ષથી ખૂબ ઉહાપોહ થયો છે. અનેક પુસ્તકો લખાયાં છે, અને જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓ રજૂ થયાં છે. પૂજ્ય ગાંધીજીની પ્રેરણા હેઠળ અનેક ગ્રામસવકોએ ગામડાં સુધારવા માટે ભગીરથ પુરુષાર્થ કર્યો છે.

હવે એ જ દિશામાં હમણાં એક નવો પ્રયોગ થઇ રહ્યો છે. એ પ્રયોગનો ઉદ્દેશ ચરોતરનાં ગામડાંની સર્વાંગી પુનર્ઘટના એ છે. એને માટે "ચારુતર વિદ્યામંડળ" અને "ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિમિટેડ" એ નામની બે સંસ્થાઓ સ્થપાઇ છે, અને એ સંસ્થાઓએ પોતાનું કામકાજ શરૂ કરી દીધું છે.

- ચરોતર એટલે ગુજરાતનો મહી અને વાત્રક વચ્ચેનો પ્રદેશ. ચરોતરમાં બ્રિટિશનો ખેડા જીલ્લો ગાયકવાડીના પેટલાદ અને ભાદરણ તાલુકા અને ખંભાત રાજ્ય એટલાનો સમાવેશ થાય છે. આ પ્રદેશ હિંદનો એક વધુમાં વધુ ગીચ વસ્તીવાળો પ્રદેશ છે. અહીં દર ચોરસ માઇલે ૮૦૦ થી ૧૦૦૦ માણસની વસ્તી છે. હિંદના બીજા ભાગોને હિસાબે આ પ્રદેશ સમૃદ્ધ છે. એ ગુજરાતનો બગીચો ગણાય છે. કેળવણી અને પુસ્તકાલય પ્રવૃત્તિ અહીં ફુલાંફાલ્યાં છે. ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી કેળવણીની દિશામાં સારું કામ થયું છે. આ પ્રદેશને પોતાના કેટલાક વિશિષ્ટ પ્રશ્નો છે, જેના ઉકેલ માટે ઉપરોક્ત બે મંડળોની સ્થાપના થઇ છે.

### યોજનાની રૂપરેખા.

આ યોજનાનું કેન્દ્ર વલ્લભવિદ્યાનગર રહેશે. આ ગામ આદર્શ ગામડું કેવું હોવું જોઇએ એનો પહેલો નમૂનો થશે. આ નગર સવા માઇલ લાંબુ અને પોણો માઇલ પહોળું એ રીતે ૮૦૦ વીઘામાં રચાશે. એમાંથી ૩૦૦ વીઘામાં કૉલેજો બંધાય છે અને ૫૦૦ વીઘામાં લોકોનો વસવાટ થશે. ગામનો મોટામાં મોટો રસ્તો ૮૦ ફૂટ અને નાનામાં નાનો ૩૦ ફુટ પહોળો રહેશે. પાકા રસ્તા, એની બન્ને બાજુ ઝાડોની હારો વૉટરવર્કર્સ, ડ્રેનેજ, વીજળી વગેરે અને આધુનિક જીવનની સુખસગવડો ત્યાં હશે. ગામની વસ્તી આશરે દસેક હજાર થશે. ગામમાં ટાઉનહૉલ, પુસ્તકાલય, મ્યુઝિયમ, ક્લબ, સ્વિમીંગ બાથ, રમતગમતનાં મોટાં મેદાનો, રંગભૂમિ, સીનેમા, હોડી ચલાવવાની ક્લબ, બાગબગીચા, મંદીર, ધર્મશાળા અને બીજી અનેક જાહેર હિતની યોજનાઓ થશે.

પાંચસો વારનો એક પ્લૉટ એ રીતે બાવીસસો પ્લૉટ પડશે, જેની કુૈ જમીનમાં બાંધકામ થઇ શકશે. ઢોરો રાખવા ઇચ્છતા માણસો ઢોર પણ રાખી શકશે. ૨૦૦૦ રૂપિયાથી માંડીને ૫૦,૦૦૦ રૂપિયા સુધીનું મકાન બાંધી શકાય એવા તૈયાર પ્લેન રાખવામાં આવ્યા છે. જે લોકો જાતે મકાન બાંધવા માગતા હોય તેઓ તેમ કરી શકશે. જેઓ મંડળને એ કામ સોંપવા માગતા હોય તેમનું કામ મંડળ યોગ્ય મહેનતાણું લઇ કરી આપશે. શ્રીમંત, મધ્યમ અને ગરીબ એ રીતે સમાજના બધાજ વર્ગો સ્વચ્છ, સુઘડ ને સંસ્કારી જીવન કઇ રીતે જીવી શકે એ દ્રષ્ટિએ અહીંની બધી વ્યવસ્થા થશે. ચાલીસ રૂપિયાનો માસિક પગાર મેળવનાર કારકુન પણ પાંચ રૂપિયાના ભાડામાં સુઘડ રીતે જીવી શકશે. માસિક દસ રૂપિયા ભાડું ભરનાર માણસ પણ ત્રીસ વર્ષે મકાનનો માલીક થઇ શકશે.

આ રીતે ધૂળ, ધુમાડી, ગંદકી, ગીચ વસ્તી અને શહેરનાં અનેક અનિષ્ટોથી મુક્ત, છતાંય શહેર કરતાં વધુ સુખસગવડોવાળું એવું આ આદર્શ ગામ રચવાની વિગતવાર યોજના છે.

વિદ્યાનગરના મધ્યભાગમાં આર્ટસ, સાયન્સ, ઇજનેરી, વેપારી, વૈદકીય વગેરે કૉલેજો થશે. આ કૉલેજોનો સબંધ માત્ર ડીગ્રી પૂરતો યુનિવરસિટી સાથે રહેશે. બાકીનો બધો આંતરિક વહીવટ સંસ્થાના સંચાલકોના રાષ્ટ્રઘડતરના નૂતન આદર્શો મુજબ થશે.

બાળમંદિરથી પોસ્ટ-ગ્રેજ્યુએટ કોર્સ સુધીની બધીજ વ્યવસ્થા અહીં રહેશે, જેથી ચરોતરના વિદ્યાર્થીઓને ઘેરબેઠાં બધું ઉચ્ચ શિક્ષણ મળી રહે. ચરોતરનાં ઘણાં ખરાં ગામો વિદ્યાનગર સાથે પાકા રસ્તાઓથી જોડાઈ જશે, આ ગામોના વિદ્યાર્થીઓ દરરોજ મોટરબસમાં વિદ્યાનગર ભણવા આવીને ઘેર પાછા જઈ શકશે. ખર્ચાળ શહેરી જીવનને કારણે આજે અનેક ગરીબ પણ લાયક વિદ્યાર્થીઓ કૅલેજની કેળવણી લઈ શકતા નથી, તેઓ આ યોજનાથી પોતાનાજ ગામમાં ઘેરબેઠાં કૉલેજની કેળવણી લઈ શકશે. કૉલેજો સાથે વર્કશોપ થશે, જેમાં પોતાના ફુરસદના વખતમાં કામ કરીને ગરીબ વિદ્યાર્થીઓ કમાણી કરી શકશે, અને સ્વમાનપૂર્વક ભણી શકશે. કૉલેજોની કેળવણી વિદ્યાર્થીઓને સાહેબ કરીને શહેરમાં લઈ જવા માટે નહિ હોય, પણ એમને વધુ સારા ગ્રામજનો બનાવીને ગામડામાં જ રાખવા માટે હશે. ઇજનેરી કૉલેજના વિદ્યાર્થીઓને પોતાના સૈદ્ધાંતિક અભ્યાસની સાથે સાથે સંસ્થાનાં કારખાનાંઓ અને ગામડાઓમાં થતાં કામોમાંથી વ્યવહારુ તાલીમ મળી રહેશે.

વિદ્યાનગરમાં ૪૦૦ દુકાનો થશે, અને એ વિદ્યાની પેઠે વેપારનું પણ કેન્દ્ર થશે. આ રીતે વિદ્યાનગર એ વિદ્યા, વેપાર, ઉદ્યોગ, વિજ્ઞાન, સંશોધન, સંસ્કાર વિચારવિનિમય, ઉત્ક્રાન્તિ અને ક્રાન્તિનું એક જબરદસ્ત કેન્દ્ર થશે. ચરોતરનું એ પહેલું આદર્શ ગામ થશે. એ ગામના નમૂના ઉપરથી નવા કસ્બા, ગામ, ગામડાં અને સોસાયટીઓ વસશે, અને જુના ગામ અને ગામડાં સુધારવામાં આવશે.

વિદ્યાનગરના કામની સાથે સાથે જ ગામડાંનું સેનિટેશન સુધારવાનું કામ શરૂ થશે દરેક ગામમાં વૉટર વર્ક્સ, ડ્રેનેજ, આસફાલ્ટના રસ્તા અને વીજળી આવી જશે, અને ગામનો ભવિષ્યનો વિકાસ યોજનાબદ્ધ થાય એ માટે દિશાસૂચન થશે.

ગામડાંની આર્થિક સ્થિતિ સુધારવા માટે બે પ્રકારના ઉદ્યોગો શરૂ થશે-કેન્દ્રિત અને વિકેન્દ્રિત. કેન્દ્રિત ઉદ્યોગોનું મથક વિદ્યાનગર રહેશે. ત્યાં ઘર બાંધવા માટે ઈંટથી માંડીને ટાઈલ્સ સુધીની એકેએક વસ્તુ બનશે. તેમજ પાણીના અને ગટરના સીમેન્ટના નળ અને એને અંગેનો સીમેન્ટ અને લોઢાપિત્તળનો બધો જ સામાન તૈયાર થશે. એને માટે ઈંટાનો ભઠ્ઠો, ચુનાની ભઠ્ઠી, વર્કશોપ સૉ-મીલ, ટાઈલ્સના અને હ્યુમ પાઈપના કારખાનાં, અને બીજાં જરૂરી કારખાનાં ઉભાં કરવામાં આવશે.

વિકેન્દ્રિત ગ્રામોદ્યોગો ગામડે ગામડે અને ઘેરે ઘેર થશે. એનો ઉદ્દેશ ગામડાંની સ્વાયત્તતા અને આબાદી એ હશે. આ ઉદ્યોગો વીજળીક બળથી ચાલશે, અને એમાં આધુનિક ઢબના યંત્રોનો ને વિજ્ઞાનનો ઉપયોગ થશે. આ ઉદ્યોગોમાં કાંતવાના યંત્રો, વણવાની શાળો, ગંજીફ્રાક, ચડ્ડીઓ વગેરે બનાવવાના યંત્રો, દળવાની ઘંટીઓ, ડાંગર ખાંડવાના યંત્રો, તેલ કાઢવાની ઘાણીઓ, લાકડાં વહેરવાની મીલ વગેરે હશે. સહકારી પ્રવૃત્તિથી આ વિકેન્દ્રિત ઉદ્યોગોનું સંગઠન થશે. દરરોજ આઠ કલાક કામ કરનાર માણસ સાંજ પડે સહેજે ઘેરબેઠાં બેત્રણ રૂપિયા કમાઈ શકશે.

આ ઉપરાંત ખેતીની ઉન્નતિ માટે ખેતીવાડીની સુધરેલી રીતો, સસ્તું અને વિપુલ પાણી વગેરે પ્રશ્નોનો ઉકેલ કરવામાં આવશે.

આ રીતે આ સંસ્થાઓ તરફથી ખેતી ગ્રામોદ્યોગો, દીવાબત્તી, ચોક્ખા પાણીનો પુરવઠો, ગંદકીનો નિકાલ, આરોગ્ય, અને સારવાર જેવા ગામડાના જીવનને સ્પર્શતા ખેતીવાડીથી માંડીને આયુર્વેદ સુધીના ગામડાના સઘળા પ્રશ્નો વિષે વિચાર થશે, અને નવા જમાનાને અનુકૂળ રીતે ગામડાનાં જીવનની સર્વાંગી પૂનર્ઘટના થશે.

આ બધું વાંચીને સામાન્ય વાચકને તો એ જ ખ્યાલ આવવાનો કે:

"ભવ્ય યોજના! પણ યોજનાના ઘડનારાઓને જીવનની ભયંકર વાસ્તવિકતાનો કંઇ ખ્યાલ છે કે નહિ? કરોડોની યોજના! પણ યોજનાના જનક પાસે લાલ ટકો નથી! એમને રાજ્ય કે શ્રીમંતોની સહાય નથી, તો પછી આ સંઘ કાશી યે કઈ રીતે પહોંચશે?

મુંબઈના પાર્લા, અંધેરી ને ઘાટકોપર જેવા પરાઓમાં, અમદાવાદના એલિસબ્રિજ જેવા ધનિક લત્તામાં અને સુરત જેવા શહેરમાં ડ્રેનેજ નથી અને

આ તો ગામડે ગામડે ડ્રેનેજની વાત છે! મ્યુઝિયમ અને બોટિંગ કલબ તો હજી અમદાવાદ પણ કરી શકયું નથી, તો વિદ્યાનગર જેવું નાનકડું ગામ કઈ રીતે કરશે? મુંબઈ–અમદાવાદ જેવાં સમૃદ્ધિમાં આળોટનારાં શહેરો જે વસ્તુ ન કરી શકે તે વસ્તુ બિચારાં ગરીબ ગામડાં કઈ રીતે કરવાનાં એ જ સમજાતું નથી! અશકય વાત!"

આ યોજના સાંભળીને દરેક માણસને પહેલી છાપ તો એ જ પડવાની કે આ યોજના કોઇ કવિનું દિવાસ્વપ્ન છે, મદ્યપીનો પ્રલાપ છે, કોઈ "આ જા ફસા જા એન્ડ કંપનીનો" જાદુકપટનો ખેલ છે, કોઈ કાચી ઉમ્મરના સમાજવાદીનો છબરડો છે!

પણ જ્યારે એમ કહેવામાં આવે છે કે આ યોજના ૫૮ વર્ષની ઉમ્મરના સફળ બાહોશ અને નિવૃત્ત ઈજનેરનું વ્યવહારલક્ષી સર્જન છે, ત્યારે શંકાશીલો થોભવા ને વિચારવા પ્રેરાશે જ્યારે આ યોજનાના જનક પોતાની ગ્રામોદ્ધાર અને કેળવણીની યોજના લઈને સરદારશ્રી વલ્લભભાઇ પટેલ પાસે ગયા, ત્યારે એમણે એક કાબેલ વકીલ સામા પક્ષના સાક્ષીને તપાસે એમ આ યોજનાના જનકની બરાબર ત્રણ દિવસ સુધી ઉલટપાલટ તપાસ કરી. જ્યારે એમને થયું કે આ એક અત્યંત સંગીન યોજના છે, ત્યારે જ એમણે એની ઉપર પોતાની સંમતિની મહોર મારીને આ નવા સાહસને પોતાના આશીર્વાદ આપ્યા, એને વિરોધની ગણના કર્યા વગર આગળ વધવા અનુમતિ આપી.

આ કઇ રીતે બન્યું? કોઇથી ના છેતરાનારા સરદારસાહેબ અહીં આગળ છેતરાયા કે શું? કે પછી આ વાતમાં બીજું જ કાંઈક રહસ્ય છે?

### વિદ્યાનગરના વિશ્વકર્મા :

ઈ. સ. ૧૯૧૨ની સાલ હતી ત્યાર મહારાજા સયાજીરાવ પ્રવાસે નીકળ્યા હતા. એક અઠવાડિયા પછી એ મહેસાણા આવવાના હતા. મહેસાણાની એકઝીકયુટિવ એન્જિનીઅરની આેફીસમાં હુકમ આવ્યો કે ત્યાંના પ્રદેશમાં બંધાનારા છ મકાનોના પ્લેન એસ્ટીમેન્ટ તૈયાર કરી મહારાજા સાહેબ આવે ત્યારે રજુ કરવા.

એકઝીકયુટિવ એન્જિનીઅરે તુરત જ પોતાના હાથ નીચેના એન્જિનીઅરને બોલાવ્યા, અને એ હુકમ વાંચી સંભળાવ્યો.

"એ મારાથી નહિ બને. એ અશકય છે. આ કરવા માટે ઓછામાં ઓછા બે મહિના જોઇએ." આસિસ્ટંટ એન્જિનીઅરે સાફ સંભળાવ્યું

"અરે! એમ કેમ ચાલે? હજુરનો હુકમ છે."

"ભલેને રહ્યો! હજુર ઇજનેરીમાં શું સમજે? બે મહિનાનું કામ અઠવાડિયામાં કેમ કરીને થાય?"

એકઝીકયુટિવ એન્જિનીઅર ખૂબ મૂંઝાયા. કોલેજમાંથી તાજો જ પાસ થએલો એક યુવાન આૅફિસમાં બેઠો હતો. એણે કહ્યું: "તમારે જો હરકત ન હોય તો એ કામ મને સોંપશો?"

"તમારાથી એ બનશે?" એકઝીકયુટિવ એન્જિનીઅરની આંખમાં સંશય હતો.

"તમને વિશ્વાસ હોય તો સોંપો. નહિ તો કંઇ નહિ."

"ભલે, કરી જુઓ પ્રયત્ન."

આસિસ્ટંટ એન્જિનીઅરને હસવું આવ્યું. એમને ૨૨ વર્ષનો ઇજિનેરીનો અનુભવ હતો. એમનાથી ન થઈ શકતું કામ કરવા માટે આ નમુછીઆ જુવાને બીડું ઝડપ્યું હતું!

યુવાને આૅફિસનો સ્ટાફ બોલાવ્યો. જુદા જુદા માણસોને જુદાં જુદાં કામ સોંપી દીધાં. ત્રણ જ દિવસમાં આખીયે યોજના નખશિખ સંપૂર્ણ થઈ ગઇ!

મહારાજા સાહેબ આવ્યા. એમની સાથે સુપરિન્ટેન્ડિંગ એન્જિનીઅર શ્રી. અઠોલકર હતા. એમણે અધૂરા કામની જ આશા રાખેલી. પણ જ્યારે પૂરેપૂરું કામ જોયું, ત્યારે મહારાજા ગયા પછી ફરી પાછા આૅફિસમાં આવ્યા. એમને એમ કહેવામાં આવ્યું કે આૅફિસમાં આવેલા નવા ઇજનેરે આ કામ માત્ર ત્રણ જ દિવસમાં કર્યું હતું. એમણે એ યુવાનને બોલાવ્યા.

"આ કામ તમે કર્યું?"

"હાજી."

"તમે હમણાં ને હમણાં રાજીનામું આપી દો."

"કેમ ?"

"તમારા જેવા શક્તિશાળી માણસ માટે આ રાજ્યમાં સ્થાન નથી. તમારી શક્તિઓ માટે તમને બ્રિટિશ રાજ્યમાં બહોળું ક્ષેત્ર મળી રહેશે. તમારા જેવા માણસને ગુમાવતાં મને બહુજ દુઃખ થાય છે. પણ હું લાચાર છું."

યુવાને ગાયકવાડીમાંથી રાજીનામું આપ્યું અને અંગ્રેજી રાજ્યમાં નોકરી લીધી.

એ યુવાન તે શ્રી. ભાઈલાલભાઈ પટેલ. મહેસાણાના મકાનોનાં પ્લેન એસ્ટીમેટ એ એમણે પાર પાડેલું એમના જીવનનું પહેલું "અશક્ય" કાર્ય. વલ્લભવિદ્યાનગરની વ્યાપક યોજના એ એમણે ઉપાડેલું એમના જીવનનું છેલ્લું "અશક્ય" કાર્ય.

આ બે અશક્ય કાર્યોની વચમાં એમણે એમની ભયંકર હિંમતથી કંઈક નાનામોટાં "અશક્ય" મનાતાં કાર્યો પાર પાડ્યા છે. એમની કાર્યપદ્ધતિ ઉપર મુગ્ધ બનેલા એક ઉપરી અંગ્રેજ અમલદારે એમને માટે એમ કહેલું કે : "આ ચતુષ્કોણ ચહેરાના માણસ માટે કંઈ જ અશક્ય નથી."

વિદ્યાનગરના વિશ્વકર્મા શ્રી. ભાઈલાલભાઈ પટેલ એક વિલક્ષણ વ્યક્તિ છે. એ જન્મે સૈનિક, ધંધે ઇજનેર, સંસ્કારે સંસ્કૃતિપ્રવર્તક અને સ્વભાવે પૈસાની ઝાઝી પરવા વિનાના, દોલા દિલના રાજા માણસ છે. હીંડનબર્ગની પેઠે "Duty, discipline and fatherland" (કર્તવ્ય, શિસ્ત અને પિતૃભૂમિ) એ એમનો જીવનમંત્ર છે. એમના પાટીદાર પૂર્વજોના સઘળા ગુણદોષોનું એમનામાં પ્રતિબિંબ પડતું હોવા ઉપરાંત અનેક અર્વાચીન બળોથી એમનું જીવન ઘડાયું છે.

પોતાની સરકારી, મ્યુનિસિપલ, સામાજીક, સાંસ્કૃતિક અને કેળવણીવિષયક સેવાઓને અંગે એમણે આપણા પ્રજાજીવનને જૂદાંજૂદાં દૃષ્ટિબિંદુઓથી જાત અનુભવ વડે જોયું જાણ્યું છે.

બાલ્યાવસ્થાની કારમી ગરીબી અને યુવાવસ્થાની સુંવાળી સાહ્યબી, પૂનાની ખુશનુમા હવા અને સિંધનો ભયંકર તાપ, રણનું અસહ્ય એકાંત અને શહેરનો ગજબ ઘોંઘાટ, સરકારી ફરમાનને પડકારતાં હથિયારબંધ ટોળાંઓનો ઝનૂની સામનો અને માનપાનના મુલાયમ જલસા, કોમી હુલ્લડમાં થએલા જીવલેણ હુમલા અને સૌ કોમોનો સરખો સદ્‌ભાવ, અમલદારી દમામખી તેમજ દુમારશાહી ને લોકશાહીનો બેજવાબદાર ટોળાંવાદ, ફંડફંડાઓનાં ષડ્‌યંત્રો અને લોકસેવકોની નીઃસ્વાર્થ સેવા, જીવનનાં આવાં આવાં અનેક પાસાઓને જાતઅનુભવથી જોઈજાણીને, એમાં રમીભમીને, એ પાકા પરેશાન થઈ ગયા છે. એ કોઈ પગમાથા વિનાની તરંગી યોજના વહેતી મૂકે એવા કાચી માટીના, આરંભશૂરા માણસ નથી.

હવે આપણે જો આ યોજના વિષે વિચાર કરીએ તો એમાં વિચારની દૃષ્ટિએ નવીન તત્ત્વ કંઈ જ નથી અથવા તો બહુ જ ઓછું છે. આવી અથવા આને મળતી યોજનાઓ સર વિશ્વેશ્વરૈયાથી માંડીને જવાહરલાલ નહેરૂ સુધી અનેક વિચારકોએ રજૂ કરી છે. ચરોતરના અમુક ગામોમાં વોટર વર્ક્સ થયાં છે, પણ ડ્રેનેજ નથી થઈ એને લઈને ગંદકી અને મેલેરિયા ખૂબ વધ્યાં છે, આ રીતે પશ્ચિમના સુધારા ટુકડે ટુકડે લેવાથી આપણી આ દશા થઈ છે. આ યોજનાના પ્રણેતાએ પ્રથમ પહેલું પકડેલું રહસ્ય એ જ છે. એમણે ટુકડા ટુકડા નહિ પણ સર્વાંગી યોજનાને હાથમાં લીધી છે.

## પીઢ કેળવણીકાર : શ્રી. ભીખાભાઈ પટેલ,

ઉપરોક્ત બન્ને સંસ્થાઓના મંત્રી શ્રી. ભીખાભાઈ કુ. પટેલ એક પીઢ કેળવણીકાર છે. ઉમ્મર ૫૬ વર્ષની છે. ચરોતર એજ્યુકેશન સોસાયટીના એ ૨૩ વર્ષ સુધી સ્વયંસેવક હતા, અને એ સંસ્થાની ઉજ્જવળ કારકીર્દીમા એમનો ફાળો બહુ મોટો છે. ત્યાંથી છૂટા થયા પછી એમણે શુક્લતીર્થમાં નર્મદા કેળવણી મંડળ સ્થાપ્યું, અને એ પ્રદેશમાં કેળવણીનો પ્રચાર કર્યો. એ મુંબઈ યુનિવર્સિટીની સેનેટના તેમજ એકેડેમિક કાઉન્સિલના સભ્ય છે. યુનિવરસિટીની પરીક્ષા માટે આણંદનું સેન્ટર એમણે ખોલાવ્યું હતું.

ચરોતરમાં આર્ટ્સ કોલેજ કાઢવાની વાત ઘણા વખતથી ચાલતી હતી, પણ અમને એમાં રસ નહોતો. શ્રી. ભાઈલાલભાઈ જ્યારે અમદાવાદ મ્યુનિસિપાલિટીના મુખ્ય ઇજનેર હતા ત્યારે એ ચરોતર એજ્યુકેશન સોસા-

પટીમાં અવારનવાર આવતા, એ અરસામાં એ શ્રી. ભીખાભાઈને મળ્યા, અને એમની વચ્ચેનો વિચાર વિનિમય મૈત્રીમાં ફેરવાયો. શ્રી. ભાઈલાલભાઈએ શ્રી. ભીખાભાઈને પોતાની સાથે જોડાવાનું આમંત્રણ આપ્યું, અને શ્રી. ભીખાભાઈએ તે સ્વીકાર્યું. જ્યારે અનેક લોકો આ નવી યોજનાથી વિરુદ્ધ હતા, ત્યારે શ્રી. ભીખાભાઈએ પોતાની સાદી સમજથી આ યોજનાનાં દુરગામી પરિણામો જોયાં અને એમાં ઉત્સાહ પૂર્વક ઝંપલાવ્યું. આ સંસ્થાઓમાં ઇજનેરી, વૈજ્ઞાનિક અને ગ્રામોદ્ધારની બાબતોની જવાબદારી મુખ્યત્વે શ્રી. ભાઈલાલભાઈને માથે છે, જ્યારે કેળવણીવિષયક, પત્રવ્યવહારની, વહીવટની અને બંધારણીય કામકાજની જવાબદારી મુખ્યત્વે શ્રી. ભીખાભાઈને માથે છે. તેઓ શ્રી. ભાઈલાલભાઈ જેટલી જ એકનિષ્ઠા અને ઉત્સાહથી આ સંસ્થામાં કામ કરી રહ્યા છે.

### સંસ્થામાં વૃદ્ધોની આગેવાની

આ સંસ્થાઓની એક ખાસ વિશિષ્ટતા એ છે કે, એની આગેવાની વૃદ્ધોના હાથમાં છે. આવી ક્રાન્તિકારી યોજના ઘડવાની અને પાર પાડવાની જવાબદારી પચાસથી પંચોતેર વર્ષ સુધીના વાનપ્રસ્થાશ્રમીઓએ લીધી છે. ચારૂતર વિદ્યામંડળ સરકારમાં રજીસ્ટર થયા પછી મંડળની પ્રથમ સાધારણ સભા ૯-૯-૪૫ના રોજ મળી તેમાં મંડળના હોદ્દેદારો નિયામક મંડળના સભ્યો, નાણાં સમિતી અને ઇજનેર સમિતિ નીમવામાં આવ્યાં. મંડળના પ્રમુખ તરીકે સરદાર શ્રી. વલ્લભભાઈ પટેલ, ટ્રસ્ટીઓ તરીકે શ્રી. જીવાભાઈ દેવાભાઈ પટેલ અને મગનભાઈ શંકરભાઈ પટેલ, અધ્યક્ષ તરીકે શ્રી. ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલ અને મંત્રી તરીકે શ્રી. ભીખાભાઈ કુબેરભાઈ પટેલની ચૂંટણી થઈ.

આ ઉપરથી એ જોઈ શકાશે કે પોતપોતાના કાર્યક્ષેત્રમાં જુદીજુદી જીવનસિદ્ધિઓને વરેલા પ્રૌઢ અને પીઢ માણસો આ સંસ્થાના આગેવાનો છે. સરદાર સાહેબની ઉમ્મર ૭૨ વર્ષની, શ્રી. ભાઈલાલભાઈની ૫૮ વર્ષની અને શ્રી. ભીખાભાઈની ૫૬ વર્ષની છે. શ્રી. જીવાભાઈ અને મગનભાઈ પણ વયોવૃદ્ધ છે.

આ પ્રદેશના એક કેળવણીકાર શ્રી. હરિવલ્લભદાસ શાહને હું મળેલો. ૭૦ વર્ષની ઉમ્મરે એમના બધા વાળ કાળા છે, અને એમનામાં જુવાન જેવું જોમ છે, એમણે મને કહ્યું કે: "આવી ક્રાન્તિકારી કેળવણીનાં સ્વપ્નાં મેં અને મારા મિત્રોએ વર્ષોથી સેવેલાં પણ તે વખતે સમય પાક્યો નહોતો, અને યોગ્ય વ્યક્તિની આગેવાની નહોતી. આજે ગાંધીયુગ છે, અને શ્રી. ભાઈલાલભાઈ જેવા શક્તિશાળી નેતા છે, એટલે આ યોજના અવશ્ય સફળ થશે એની મને પૂરેપૂરી ખાત્રી છે.

શ્રી. ભાઈલાલભાઈએ મને પહેલાં તો આ સંસ્થાઓમાં આવવા એવું કહીને આમંત્રણ આપ્યું કે: "જૂઓ ભાઇ! હું ને ભીખાભાઇ પાટીદાર રહ્યા. આંધળુકિયાં કરવાં એ અમારો જાતીસ્વભાવ. અમારી ઉપર અંકુશ મુકવા અમારે તમારી વણિક બુદ્ધિની જરૂર છે. તમને જ્યાં એમ લાગે કે અમે ખોટું સાહસ કરીને સંસ્થાઓને ખાડામાં નાખીયે છીએ, ત્યાં તમારે ઉપર "બ્રેક" મૂકવો."

"સંસ્થામાં આવીને મેં એનું અર્થતંત્ર તપાસ્યું તો એ મને એટલું સંગીન લાગ્યું કે મેં એનું નામ "પુણ્યચક્ર" પાડ્યું. જગતમાં જેમ પાપચક્ર છે, તેમ પુણ્યચક્ર પણ છે. આ સંસ્થાઓમાં જેમ પૈસા આવે છે તેમ કામ આગળ વધે છે, અને કામ આગળ વધે છે, તેમ વધુ પૈસા આવે છે. એટલે હું હવે બ્રેકને બદલે વરાળનું કામ કરું છું, અને આ કામની ઝડપ બહુજ ધીમી છે એમ વારંવાર શ્રી. ભાઈલાલભાઈને કહું છું!

"હું વાણિયાનો દીકરો છું, અને મેં ૨૫ વર્ષ સુધી એક મિલના મેનેજર તરીકે સફળ નોકરી કરી છે. છતાંય આજે ૭૦ વર્ષની ઉમ્મરે મને શ્રી. ભાઈલાલભાઈ પાસે હિસાબકિતાબ વિષે ઘણું નવું જાણવાનું મળ્યું. એમની હિસાબની ચોક્કસાઈ અને ચોખ્ખાઈ અણીશુદ્ધ છે."

આ સંસ્થાના બીજા એક કાર્યકર્તા શ્રી. નાથાભાઈ પટેલ ૭૦ વર્ષની ઉમ્મરના યુવાન હૃદયવાળા વૃદ્ધ છે. એ એક જૂના સત્યાગ્રહી જોદ્ધા છે. એમણે નિશ્ચય કર્યો છે કે કદી પૈસા લાવ્યા વિના વિદ્યાનગરમાં પગ

મૂકવો નહિ જ્યારે જ્યારે એ ત્યા આવે છે ત્યારે ત્યારે એ પાચસો, હજાર કે બે હજાર રૂપિયા લઈને આવ્યા હોય છે આ ઉમ્મરે એ ગામડે ગામડે ઘૂમીને આ નવી યોજના લોકોને સમજાવી રહ્યા છે

## નવી પરિસ્થિતિ નવુ અર્થશાસ્ત્ર

આ યોજનામા રસ લેતા લોકો પૂછે છે કે "આ યોજના ગાધીવાદી છે કે સમાજવાદી ?" આવો પ્રશ્ન સાવ સ્વાભાવિક છે કોઇ પણ યોજનાની કરોડ એનું અર્થતત્ર છે હિન્દમા અને ગુજરાતમા ગભીર વિચારકો દેશ સ્વતત્ર થાય ત્યારે આર્થિક વ્યવસ્થા કેવી રીતે કરવી એ સબધી ત્રણ વિભાગમા વહેચાઇ ગયા છે ગાધીવાદી, સમાજવાદી અને સમન્વયમા માનનારા

આ ત્રણ સિવાય ચોથા પ્રકારનું અર્થશાસ્ત્ર સભવી શકે જ નહિ એમ મોટા ભાગના માણસો માનતા હોય છે

મને જ્યારે એમ પૂછવામા આવે છે કે "આ યોજના ગાધીવાદી છે કે સમાજવાદી ' ત્યારે હુ જવાબ આપુ છુ કે, 'બેમાથી એકે નહિ અને છતાંય આ યોજના ગાધી વિરોધી કે માર્ક્સવિરોધી પણ નથી "

શ્રી ભાઈલાલભાઈને કરોડો રૂપિયાના કામ કરવાની હોશ છે, અને એમની પાસે પૈસા બિલકુલ નથી આદર્શ અને વ્યવહાર વચ્ચેની વિષમતા ટાળીને એ બન્ને વચ્ચે પુલ જેવુ કામ કરે, એટલા માટે એમણે એક નવુ અર્થશાસ્ત્ર સર્જ્યુ છે શ્રી ભાઈલાલભાઈનુ અર્થશાસ્ત્ર એ ચરોતરની નાનકડી દુનિયા માટે ઉપયોગી, એવુ એક વ્યવહારુ ફળનેરતુ ગામઠી અર્થશાસ્ત્ર છે

પહેલા મહાયુદ્ધ પછી જગતમાં અનેક આર્થિક પ્રશ્નો ઉપસ્થિત થયા એને પહોચી વળવા માટે જુદા જુદા દેશોએ જુદા જુદા માર્ગો લીધા ઇંગ્લેન્ડ, અમેરિકા ને જાપાને મૂડીવાદથી, જર્મની ને ઇટલીએ ફેસિઝમથી, રશિયાએ સમાજવાદથી, અને હિન્દે અને ચીને ગૃહોદ્યોગોથી પોતાના આર્થિક પ્રશ્નો ઉકેલવાનો પ્રયત્ન કર્યો આ ઉપરાંત સહકારી પ્રવૃત્તિ દુનિયાના ઘણા દેશોમા ચાલી આ બધા મહાન પ્રયોગોનો લાભ આ નાના પ્રયોગમા લેવાયો છે, અને આ બધી પ્રવૃત્તિઓના દોષોને શક્ય હોય એટલી હદે ટાળવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે

આ નવા અર્થશાસ્ત્રમા, મૂડીનુ કેન્દ્રિકરણ કેદ્રસ્થ ઉદ્યોગો, એકહથ્થુ વહીવટ, મોટા પાયા ઉપર ઉત્પાદન ઓછે નફે બહોળો વેપાર, બજાર માટે હરીફાઈ અને નફા માટે ઉત્પાદન જેવા મૂડીવાદી અર્થરચનાના તત્વો છે

એજ રીતે મૂડી ઉપર માત્ર 3% વ્યાજ, ઉદ્યોગો ઉપર રાજ્યનો (અહી આગળ સસ્થાઓનો) અંકુશ, હુમારશાહીનો અભાવ, જવાબદાર વહીવટ, અને કામ કાજનો ઝડપી ઉકેલ જેવાં નાઝીવાદના તત્વો છે

કામદારોને પૂરતા પગાર અને એમની સુખ સગવડો માટે કાળજી, વ્યવસ્થિત અર્થશાસ્ત્ર, સમગ્ર સમાજના હિતની યોજનાઓ, ઉપયોગ માટે ઉત્પાદન અને ઉત્પાદનના સાધનોની સામાજીક માલીકી જેવા સમાજવાદી અર્થતત્રના એમા તત્વો છે

એ જ રીતે દેશના એકમ તરીકે ગામડું, વિકેન્દ્રિત અર્થશાસ્ત્ર, ગૃહોદ્યોગો ખેતી, પશુપાલન અને ગૃહોદ્યોગોનો સુમેળ, ગ્રામસફાઇ, સ્વાશ્રય અને વર્ગમેળ જેવા ગાધીમાર્ગના સુદર તત્વોનો આ અર્થશાસ્ત્રમાં સ્વીકાર થયો છે

આ અર્થશાસ્ત્રમા સહકારી પ્રવૃત્તિના પણ અનેક તત્વો છે

ઉપરના પાચ પ્રકારના અર્થશાસ્ત્રોને દુનિયામા જુદીજુદી જગ્યાએ ચકાસવામા આવ્યા છે, પણ એક અર્થશાસ્ત્રને હજી ક્યાય તક મળી નથી શ્રી એચ. જી વેલ્સ જેવા વિચારક અને દ્રષ્ટિએ દુનિયામાં પ્રવર્તતા યાંત્રયુગથી અસતુષ્ટ થઇને એક નવીન પ્રકારના યંત્રયુગની કલ્પના કરી છે, જેને એમણે 'ટેકનોક્રસી"નું નામ આપ્યુ છે, આ પ્રકારની સમાજરચનામા પડિતો, પ્રાધ્યાપકો, વૈજ્ઞાનિકો અને ટેક્નિશિયનો સમાજના અગ્રેસરો હશે આ કલ્પના પાછળ રહેલા તત્વનો આ અર્થશાસ્ત્રમા સ્વીકાર થયો છે, અને "ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મડળ લિમિ

ટેડ" ના બંધારણમાં બહુમતી વૈજ્ઞાનિકો, ઇજનેરો, પ્રાધ્યાપકો અને પંડિતો જેવા અર્વાચીન બ્રાહ્મણોની છે.

આ રીતે આ નવા અર્થશાસ્ત્રમાં આધુનિક યુગનાં છ આર્થિક દર્શનો મૂડીવાદ, નાઝીવાદ, સમાજવાદ, ગાંધીવાદ, સહકારી પ્રવૃત્તી અને ટેકનોક્રસીનો સમન્વય થયો છે.

એજ રીતે આ બધી પદ્ધતિઓના દોષો દૂર કરવાનો પ્રયત્ન પણ થયો છે.

અહીં મૂડીવાદ છે, પણ અમર્યાદિત નફો નથી. ફોર્ડ અને બાટા જેવાં મોટાં કારખાનાઓમાં હોય છે તેમ એક ખાતું બીજા ખાતાને કે પ્રજાને માલ આપતાં પહેલાં ૧૦% નફો ચઢાવે છે. મોટા પાયા ઉપર ઉત્પાદન અને સુવ્યવસ્થા હોવાથી સંસ્થાઓનો માલ લોકોને બજારુ માલ કરતાં સસ્તો પડશે. અહીં આગળ નફો જનતાના સહકાર અને સંમતિથી લેવાય છે અને એનો ઉપયોગ પ્રજાના શ્રેય માટેજ થાય છે. અમર્યાદીત નફો અને કાળાં બજારથી મુક્ત એવો આ મૂડીવાદ આ પ્રદેશની પ્રજાને આશીર્વાદરૂપ થયો છે.

એજ રીતે નાઝીવાદ કે સમાજવાદની સરમુખત્યારી અહીં નથી. બન્ને સંસ્થાઓ લોકશાહી સંસ્થાઓ છે, સંસ્થાઓમાં વગર વેતને ચોવીસે કલાક કામ કરનાર વ્યક્તિઓ માત્ર બેજ છે, શ્રી. ભાઈલાલભાઇ અને શ્રી. ભીખાભાઇ. બાકીના બધા સ્ટાફને પૂરતો અને સંતોષકારક પગાર મળે છે. કોઇ પણ વ્યક્તિનું અહીં સેવાને નામે શોષણ ન થવું જોઇએ એવી દષ્ટિ છે. સંસ્થાઓએ ચરોતરના ગામડાંઓમાં પાકા રસ્તાઓ કરવાનું કામ માથે લીધું છે. આ ખોટની પ્રવૃત્તિ છે, છતાંય એ કરવામાં આવે છે, કારણ કે સમાજને એની જરૂર છે. ઉપયોગ માટે ઉત્પાદન જેવા સમાજવાદી સિદ્ધાંતનો અહીં આગળ પૂરેપૂરો અમલ થઇ રહ્યો છે.

ગાંધીવાદી અર્થશાસ્ત્રનું ઓછું ઉત્પાદન અને નીચું જીવનધોરણ અહીં સ્વીકારાયું નથી. સહકારી પ્રવૃત્તિની એક મર્યાદા એ છે કે જેટલા એમાં ભળ્યા હોય તેટલાનેજ લાભ થાય, જ્યારે આ સંસ્થાઓની પ્રવૃત્તિઓ આખા સમાજના શ્રેય માટે છે.

ટેક્નોક્રસી અહીં પહેલીવાર અજમાવાય છે એટલે એનું તો જે પરીણામ આવે તે ખરૂં. સંસ્થાઓ પોતાની ભવિષ્યની પ્રવૃત્તિઓને ત્રણ વિભાગમાં વહેંચી નાખશે.

(૧) નફાકારક પ્રવૃત્તિઓઃ વર્કશોપનું કામ, ઘર બાંધવાના દરેક જાતના સરસામાનનું વેચાણ, ઘંટી. હલર, મોજશોખ માટે વીજળી જેવી કે પંખા, પ્રકાશ વગેરે માટે, ખેતીવાડીને પાણી અને ડ્રેનેજનું ખાતર પૂરાં પાડવાની પ્રવૃત્તિ, મશીનરી બનાવવી સુધારવી અને વેચવી, વાહન વ્યવહાર માટે મોટરો દોડાવવી, આયુર્વેદિક ફાર્મસી.

(૨) સરભર ખાતાંઃ સહકારી પ્રવૃત્તિ, ગૃહોદ્યોગો, ગૃહોદ્યોગો માટે વીજળી, વગેરે.

(૩) ખોટવાળાં ખાતાંઃ ગામડામાં પાકા રસ્તા, વૃક્ષારોપણ, બાગબગીચા, હાઇસ્કુલ અને કોલેજની કેળવણી, પુસ્તકાલયો, વૈદકીય રાહત વગેરે.

પોતાની આવડી મોટી પ્રવૃત્તિઓ માટે એમણે પ્રજા પાસે અર્ધા કરોડની ટહેલ નાખી છે. વીસલાખ કોલેજો માટે અને ત્રીસ લાખ ગ્રામોદ્ધાર માટે.

વીસ લાખમાં કોલેજોનાં બધાં મકાન સાધન સામગ્રી સાથે ઉભાં થઈ જશે. કામ અતિશય કરકસરથી ચાલી રહ્યું છે, એટલે બીજે એક કરોડ રૂપિયામાં ના થાય એટલું કામ અહીં વીસ લાખમાં થશે. કોલેજો થઇ ગયા પછી કોલેજોનો ચાલુ ખર્ચ "ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિમિટેડ"ના નફામાંથી ચાલશે. "બ્રાહ્મણને ભીખતાં શી લાજ?" એ પ્રેમાનંદની ઉક્તિ આ નવા યુગના બ્રાહ્મણો ખોટી પાડવા માગે છે.

"ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિમિટેડ" ત્રીસ લાખના શેર કાઢયા છે, જેની ઉપર પ્રજાને ૩% વ્યાજ મળશે. આ મૂડીમાંથી ગ્રામોદ્ધાર માટે કેન્દ્રસ્થ ઉદ્યોગો ઉભા થશે, અને એ ઉદ્યોગો સારો નફો કરશે. (અપૂર્ણ)



# બે પત્રો

રવીન્દ્રનાથ ટાગોર
અનુ. રમણિક મેઘાણી

[ શાન્તિનિકેતનના એક વારના વિદ્યાર્થી કળાકાર શ્રી. ધીરેન્દ્ર કૃષ્ણ દેવવર્મા પરના શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરના પત્રોમાંના આ બે પત્રો છે. ]

( ૧ )

કલ્યાણીયેષુ

ધીરેન, તું ઓચિન્તાનો અહીંથી ચાલ્યો ગયો તેથી તારા પર રોષે નથી ભરાયો. હું જાણું છું કે મન વચ્ચે વચ્ચે માળો મૂકીને આકાશમાં ઊડી આવવા ઈચ્છે છે, અને એમા ખોટું યે નથી. પોતાની જાતને બરાબર ઓળખવા માટે નિત્યના રહેઠાણથી દૂર જવાની જરૂર છે. વળી આશ્રમમાં તારા જીવનનો જે આરંભ થયો છે, ચિત્તનો જે વિકાસ થયો છે, તે તો દૂર જવાથી યે દૂર નથી થવાનો. અંતરમાં જે લઈ ગયો છો, તેમાંજ આશ્રમ તારા અંતરમાં જ રહેશે.

ફાગણીપૂર્ણિમાના ઉત્સવમાં પરોવાયો છું. વૃક્ષોપર્ણોમાં વસંત જે રીતે પ્રગટે છે તે રીતે માનવીમાં પણ જો એનો એવો જ પડઘો પડે તો જ ઉત્સવ પૂર્ણ થાય. તેથી જ અહીં કો'ક કવિતામાં, કો'ક વળી ચિત્રમાં, કોઈ નૃત્ય-ગાન અભિનય વગેરેમા લાગી ગયાં છે. તું જો વસંતનો કંઈક સંદેશ તારા ચિત્રમાં વ્યક્ત કરીને પાઠવીશ તો આનંદ થશે. ખાસ બહુ મોટું કંઈ કરવાની જરૂર નથી. આપણા કલાભવનની વસંત-ડાળે કંઈક એક અર્ધ્ય આવી પડે એટલું જ બસ છે; તમે બેઉ મારા આશીર્વાદ સ્વીકારજો. અને કાજરીના લલાટે મારું સ્નેહચુંબન. લાલુ અને અન્ય સહુ કેમ છે ? ખબર આપજે.

ઇતિ. ૭ ફાગણ ૧૩૩૪ શુભાકાંક્ષી

શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

( ૨ )

શાન્તિનિકેતન

કલ્યાણીયેષુ,

તારો પત્ર મળતાં ખુશી થયો, પરંતુ શિષ્યવૃત્તિ મેળવી તું વિલાયત જાય છે જાણી જરાયે આનંદ ન પામ્યો. જો વિજ્ઞાન શીખવા જતો હોત તો વાંધો ન હતો, પણ ચિત્રકળા ?

શું એજ સાબિત કરવા જઈશ કે આ હતભાગી દેશમાં કોઈ પણ વિષયમાં, પોતાનામાં પોતીકી શક્તિ ઉદ્ભવતી જ નથી. એ લોકોની દારકાની છાપ લઈને પછી જ આપણે કોઈક વસ્તુની જેમ બઝારમાં વેચાય જશું. જ્ઞાન-શિક્ષણમાં નમ્રતાની જરૂર છે, પરંતુ સર્જન શક્તિની પ્રતિભા, માથું નીચું કરવાથી આત્માવમાનના અનુભવે છે, તેથી એની શક્તિનો હ્રાસ થાય છે. મ-એ એનો પરિચય આપ્યો છે. ત્યાં બેશક રૂપિયાથી થેલી ભરાય છે એ વાત હું સ્વીકારું છું. અજન્તાના કળાકારો વિષે આ ગર્વ સદાયે કરીશ કે તેઓ સંપૂર્ણપણે આપણાં જ રહ્યા છે. સાઉથ કેન્સિંગ્ટનની લાંછનાએ લાંછિત નથી બન્યા. પણ તું કો'ક પ્રલોભને-કોઈક મોહે આ અગૌરવની છાપ સ્વીકારવા-લેવા જઈશ તો ઇતિહાસ સદાને માટે એમ વદતો રહેશે કે તારી ખ્યાતિ એ બ્રિટિશ સામ્રાજ્યની ખ્યાતિની એંઠ જ છે. આ રીતે તું તારી-પોતાની પ્રતિભાને ભોગે અર્થ પામીશ, પરંતુ જન્મભૂમિને અંતરો-અંતર પૂરેપૂરી વંચિત કરીશ એ વાત ન ભૂલીશ. આપણી ઓફિસોમાં પરોપજીવીઓનાં ટોળાં છે, આપણાં વિશ્વવિદ્યાલયોમાં પરદેશી વિષયોના વિદ્યાર્થીઓ ઘણાં છે, પરંતુ ભારતમાં ભારતીય રાજ્ય મા ક્યાંયે એકાદું સ્થળ પણ એવું નહિ રહે શું, જ્યાં વીણાપાણિની વીણાનો ઓછામાં ઓછો એકાદ તાર તો અહીંની ખાણનાં અસલ સોનાનો બેચાયેલો હોય ? બધે જ શું વિલાયતી અઢાર કેરેટ જ ચલાવવો પડશે ? દુર્ભાગી દેશનાં મજૂરો બીજાને બારણે ધાન માટે જાય છે, પરંતુ એ દેશ તો એના કરતાયે વધુ દુર્ભાગી છે કે જ્યાં વિદ્વાનો પણ વિદેશી શ્રીમંતોને સલામ કરતા ઊભા રહીને કહે છે કે તમારા હાથનું તિલક જો કપાળે હશે તોજ મારો જય થશે. સાઉથ કેન્સિંગ્ટનની છાપ દેશના આશીર્વાદને નકામા કરશે. મનોમન આ જાણવા છતા તારા વિદેશ પ્રવાસ પર હું કઈ રીતે પ્રસન્નતા પ્રગટ કરી શકું ?

ઇતિ ૨૩ શ્રાવણ. શુભાકાંક્ષી

શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

[ અનુસંધાન પૃષ્ઠ ૩૨ થી ચાલુ ]

વ્યવહારની પ્રામાણિકતા શંકાથી એટલી બધી પર હતી કે આ ભાઇ સ્વ૦ વસંતરાવને એ બાબતમાં રવિશંકર મહારાજની જોડમાં મૂકે છે. તદુપરાંત વેધક વાત તો શ્રી. દેરાસરી એ કહે છે કે, 'જમાલપુર વોર્ડની કોંગ્રેસ મારફત ઘણાં વર્ષો સેવા કર્યા પછી '૪૬ ની શહેરસમિતિની ચૂંટણીમાં લોકશાહીની કાળી બાજુના ભોગ બનીને વસંતરાવ નાકામિયાબ નીવડયા.'

## આ બલિદાનોનો અર્થ

આ અંજલિ આપનારાઓમાં બીજું ઊજળું નામ તે શ્રી. ગણેશ વાસુદેવ માવલંકરનું છે. ઘનિષ્ઠ કૌટુંબિક સંબંધની દૃષ્ટિએ જે પોતાના ભાણેજ કે પુત્ર જેવા લાગતા અને જાહેરજીવનની દૃષ્ટિએ જેને પોતે નાના ભાઈ સમજતા, તેના અંગત સ્મરણે ઝણઝણેલા હૃદય-તારને બાજુએ રાખીને શ્રી. માવલંકર પૂછે છે કે, 'આ બલિદાનોનો આપણે માટે શો અર્થ ?' અને પછી પોતે જ તેનો જવાબ આપે છે—

'આદર્શ થવું સૌ કોઈને ગમે. ટોચે પહોંચેલા પુરુષોને જોઇ મનમાં થાય કે, આપણે તેવા થઈએ તો કેવું ? ધંધામાં કે જાહેર જીવનમાં કે જીવનના કોઈ પણ ક્ષેત્રમાં નિસરણીના ઊંચામાં ઊંચા પગથિયે પહોંચવા કોણ ન ઇચ્છે ? છતાં સૌ પહોંચતા નથી, તેમ પહોંચવાને માટે બીજા કોઇને દૂર કરવા પડે તેમ પણ નથી; પ્રયત્ન કર્યે ન જ પહોંચી શકાય એમ પણ ઘણી વખતે નથી હોતું. પણ શક્તિ અને ઈચ્છા હોવા છતાં ઘણા પહોંચતા નથી એ વાત સત્ય છે. આનું શું કારણ ?

'ચિ. વસંતરાવના જીવન તરફ જુઓ. કારણ તરત જણાશે. તેનું શરીર માયકાંગલું હતું. વિચાર્યું કે આ ઠીક નહિ. પણ વિચારથી ન અટક્યા. કસરતનું કામ શરૂ કર્યું. રોજબરોજ કંટાળ્યા વગર ચાલુ રાખ્યું. નિશ્ચયનું બળ કેળવી, સાથે સાથે શરીરબળ કેળવ્યું. ધ્યેય આંખ આગળ રાખી આળસ કે લાલચમાં ન પડ્યા. કસરત, આહાર, વિહાર એ બધું નિયમિત કરી, મનને કાબૂમાં રાખી, શરીર સુંદર અને શક્તિશાળી બનાવ્યું. નિશ્ચય સાથેનો શ્રમ અને સંયમ એનું જ નામ તપશ્ચર્યા. એકલી શુભેચ્છાથી, આદર્શોથી, કે શબ્દોથી કાંઇ ન વળે—તપશ્ચર્યા જોઇએ. વસંતરાવે તપ કર્યું. મજબૂત શરીર-સંયમ અને નિશ્ચયબળ ( એમાં જ મનોબળ આવી ગયું ) વગર દેશસેવા ન થઇ શકે, એ એમના જીવનનો પાઠ આપતા ગયા.

'શરીરબળ મેળવ્યું—પણ તેથી શું ? સેવાના આદર્શને વર્યા. જીવનધ્યેય નક્કી કર્યું કે, દરેક ક્ષેત્રમાં બને તેટલી દેશની સેવા કરવી છે. વ્યાપારક્ષેત્રમાં પડયા. ભદ્રના અખાડામાં આવતા થયા. અને પાછળથી "વસંતરાવ એટલે જ ભદ્રનો અખાડો" એવા તેના પ્રાણસમા થઈ પડયા. ન પ્રસિદ્ધિની લાલસા કે ન અધિકારનો મોહ કહો કે લોભ કહો—એક જ 'સેવા'—'સેવા'—'સેવા'. તેથી સૌને માટે જીવ્યા; અને દેહને અર્પણ પણ કર્યો સૌને માટે. સેવાનો મૂંગો પણ જ્વલંત પાઠ આપતા ગયા.

'તેમની સાથેના પ્રસંગો તો ઘણાયે યાદ આવે. કેટલા લખીએ ! દરેકનો સાર કાઢવા બેસું તો ઉપર ટૂંકમાં જણાવ્યું છે તે જ આવે.

'વસંતરાવ સદા હસમુખા. નિરાશા તો જાણે એમની કાર્યધગશથી દૂર જ નાસતી. કોઈના ઉપર તેઓ ગુસ્સે થયાનું મેં જોયું કે જાણ્યું નથી. દેશસેવા અર્થે આજન્મબ્રહ્મચારી રહ્યા. ઉદાત્ત આદર્શોનો પાઠ આપતા ગયા.

'પણ હું 'ગયા,' 'ગયા' શું લખું છું ? 'છે,' 'છે'—એ લખતાં હું એને જ મારી સમક્ષ હસમુખો જોઈ રહ્યો છું. અને મારા શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી એનું દર્શન તો હરહંમેશ કરતો રહેવાનો જ છું. પ્રેમ રૂપે, વાત્સલ્યરૂપે, સેવારૂપે, આદર્શરૂપે, સંયમરૂપે; શિસ્તરૂપે, સ્મૃતિદેહે તેઓ મારી સાથે જ રહેવાના.'

### તકવાદી ગણતરી નહોતી

શ્રી બાળકૃષ્ણ ગણેશ માવળંકરની પણ અંજલિ સ્વ. વસંતરાવનાં એવા જ સ્મરણોથી ભરેલી છે અને તેમાં રહેલી આ ટકોરને માટે ઉલ્લેખપાત્ર છે: 'વસંતરાવ પાસે કેટલાક કાર્યકર્તાઓની માફક, એક ભાઈ કરતાં બીજા ભાઈ કાર્ય ઉપાડી શકશે માટે પેલા ભાઈને તરછોડો અથવા આગળ ઉપર આ ભાઈની આમ ગોઠવણ કરીશું માટે હમણાંથી જ તેની સાથે મિઠાશ જાળવો એવી ગણતરી હતી જ નહિ. તેમની સાથેના સંબંધમાં સૌથી વધારે મહત્ત્વ દાનતનું જ હતું. ભૂલો કરવાની એમની આગળ છૂટ હતી. વસંતરાવ ગમે તેવો કાર્યનો બોજો ઉપાડવા કહે, તેમની સાથેના લોકોને કદી તેનો ભાર જણાતો નથી.' આટલું કહીને આ અંજલિકાર પોતાનો ભાવ માર્ક ટ્વેઇને પોતાની પ્રિય પુત્રીની કબર મૂકેલી નીચેની લીટીઓમાં વ્યક્ત કરે છે.

'Warm summer sun, shine kindly here.
Warm southern wind, blow softly here,
Green sod above, lie light, lie light,
Good night Dear Heart, Good night, Good night.'

### કારાવાસીઓની બરદાસ્ત

ડૉ. હરિપ્રસાદ દેસાઇ અમદાવાદ શહેરની નાની મોટી રાજકીય હીલચાલોમાં પોતાને વારંવાર વિદ્યાર્થીવર્ગની મદદ જોઈતી હતી તે વખતે ખુશીથી કામનો ભાર માથે લેનારા યુવકોમાં સ્વ. હેગિષ્ટેને મોખરે જોતા તેનું સ્મરણ કરે છે, અને 'વારંવારના કારાવાસોની અંદર દરેકના સ્વાસ્થ્યની સંભાળ લેતા, કોઇને તેલ ચોળતા, કોઇની ચંપી કરતા, કોઇને પલાળેલાં શીંગ કે દ્રાક્ષ ખવરાવતા, બધાને જમાડયા પછી જમતા અને ઉંઘાડયા પછી ઊંઘતા, સેવાનું કોઈપણ કામ હલકું નહિ ગણતા, અને પોતાની આખી મહેનતનો બધો યશ બીજાને લેવા દેતા ભાઇ વસંતરાવ'નું સૌજન્ય આપણી સામે ખડું કરે છે.

### હલ્લો લઇ જવાની હૃદયજ્વાલા

'૧૯૪૨ની નવમી ઓગસ્ટે ગુજરાત પ્રાંતિક સમિતિનાં મકાનોનો સિપાહીઓએ કબજો લીધો એ દશ્ય એમનાથી જોવાયું નહિ. જે સામ્રાજ્ય સામે કરેંગે યા મરેંગેનો પડકાર મહાસભાએ ફેંકેલો તેના પ્રતિનિધિઓ સમિતિના મકાનના ઓટલા ઉપર બંદૂક હાથમાં રાખી પહેરો ભરે તે પોતે સાંખી શક્યા નહિ, અકળાયા, અને કેટલાક ભાઇઓ સાથે મારી પાસે આવ્યા ને કહ્યું, 'ગમે તે થાય તો પણ આપણે સમિતિ ઉપર હલ્લો લઇ જવો જ જોઇએ.'

ઉપલા પ્રસંગની યાદ આપનાર શ્રી ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર 'મૃત્યુંજય વસંતરાવ' એ મથાળા નીચે પોતાની અંજલિ આપનાં આગળ લખે છે કે—

'અમે એ ઉપર વિચાર કરી જોયો, પણ અંતે એ વિચાર પડતો મુકાયો. છતાં એ વસ્તુ એમને તો ખૂંચતી જ હતી તે હું જોઇ શક્યો. જરૂર પડે તો પ્રાણ આપીને પણ સમિતિનો કબજો લેવા પ્રયત્ન કરવો જોઇએ એમ તેઓ માનતા હતા. આદર્શની સિદ્ધિ માટે જીવન અર્પી દેવું એ એમના મનને બહુ સહજ લાગતું.'

પોતે જેને એમના જીવનનો કિર્તિસ્થંભ કહે છે તે આ મૃત્યુંજયતાના બીજા પણ એક બે કિસ્સાઓ ટાંકીને શ્રી ઠાકોરલાલ ઠાકોર વસંતરાવના વૈજ્ઞાનિક માનસને નીચે પ્રમાણે બિરદાવે છેઃ

### નવું કરવાની ધગશ

'નવું જાણવાની' નવી દૃષ્ટિથી વસ્તુ સમજવાની અને નવા પ્રયોગો કરવાની તેમનામાં બહુ ધગશ હતી. રામકૃષ્ણ પરમહંસનું લખાણ હું વાંચતો ત્યારે તેઓ કહેતા કે, હવે આ પુસ્તકો નવી દૃષ્ટિથી લખાવાં જોઇએ. વિજ્ઞાનનું કોઇ જૂનું પુસ્તક જુએ તો તરત એમજ કહે કે, હવે તો આપણે ઘણા આગળ વધી ગયેલા છીએ.'

### વેવલાઇ છાડો !

છેલ્લે, ભાઈ વસંતરાવનું ખરું સ્મારક તો આપણા યુવાનો–યુવતીઓમાં નિર્ભયતાનો સંચાર કરવામાં રહેલું છે એમ કહી, શ્રી. ઠાકોર આપણા સમાજને નીચે પ્રમાણેના થોડાક ચાબખા લગાવી માર્ગો બતાવે છે—

'આપણામાં વીરત્વનો અભાવ જોવામાં આવે છે તેનું કારણ એક એ છે કે, વર્ષોથી ગુલામીના પરિણામે આપણે સુંવાળું અને "અનામત" જીવન ગાળવામાં જ જીવનનું સાફલ્ય માનીએ છીએ. જીવનના ભોગોમાં તેથી આપણી લાલસા વિશેષ રહે છે અને તેથી આપણા સુંવાળાં જીવનમાં કાંઇ હરકત આવે છે તો આપણો જીવ તાળવે ચઢી જાય છે. તેથી જે મેદાનમાં જીવન—મરણના ખેલ થઇ રહ્યા હોય ત્યાં ઊભા રહેવાનું આપણે પસંદ કરતા નથી એટલું જ નહિ પણ ત્યાંથી નાસવાનો માર્ગ શોધીએ છીએ, વર્ષોથી આપણે લઢાઇઓ લડ્યા નથી અને તેથી દેશને માટે માથું આપવું પડે એ વિચાર આપણને આવતો નથી અને તેથી મરણનો વિચાર આવતાં

કુર્બાની દૂરે છે, બીજી બાજુ ઉપર આપણે જોઈએ છીએ કે પોતાનાં કુટુંબી-જનોને મૂકીને ૫૦૦૦ માઈલ દૂર આવેલા વાઇસરૉય, ગવર્નર વગેરે અમલદારો-ના પુત્રો અને જમાઈઓ લડાઈના મેદાને જ્યારે હોમાઈ જાય છે ત્યારે આ અમલદારોને શોક તો થાય છે જ પરંતુ તેઓ હતાશ થઈ જતા નથી કે વેવલાપણું બતાવતા નથી. એરોપ્લેનના અકસ્માતો પછી યુવાન અમલદારોની દફનક્રિયાનાં અનેક ચિત્રો જોવામાં આવે છે; આ દફનક્રિયા થાય છે ત્યારે મરણ પામેલા અમલદારોની પત્નીઓ પણ હાજર હોય છે; એમના મોં ઉપર ગાંભીર્ય જોઈએ છીએ ત્યારે આપણને માન ઉપજે છે.

## રોગિષ્ઠ માનસ

'આ ગાંભીર્યનું મૂળ કારણ એ છે કે લડાઇ દરમ્યાન થતું મૃત્યુ એ અનિવાર્ય લેખાયું છે. પશ્ચિમની પ્રજા પાસેથી આ મહાન ગુણ લઈને જ વસંતરાવનું ખરું સ્મારક ઊભું કરવાનું છે. બીજી બાજુ ઉપર દેશને માટે આપણે સહન કરવું પડે છે ત્યારે આપણે કેટલી બધી કાયરતા અને વેવલા-પણું બતાવીએ છીએ! આપણા કુટુંબીઓ જેલમાં જાય છે ત્યારે જેલમાં કોઈ પ્રકારનું દુઃખ હોતું નથી છતાં વધુ પડતું દુઃખ કલ્પી કેટલી બધી કાયરતા બતાવીએ છીએ! જેલનિવાસ એ કાંઈ મૃત્યુ નથી. તો પણ આપણે કેટલો શોક કરીએ છીએ! અને અકસ્માતથી મૃત્યુ થાય ત્યારે! મૌલાના અબુલકલામ આઝાદ જેલમાં હતા અને બેગમનું અવસાન થયું ત્યારે, અને મૌલાના જેલમાંથી બહાર આવતાં બેગમની કબરે ગંભીરતાથી ગયા ત્યારે આપણાં વર્તમાનપત્રોએ કેટલાં બધાં આંસુ સાર્યાં! પ્રજા પણ કેટલી વિહ્વળ બની! કસ્તુરબા અને શ્રી મહાદેવભાઈને મૂકીને મહાત્માજી બહાર આવ્યા ત્યારે—મહાત્માજી તો ખડક જેવા હતા છતાં યે—આપણે આપણા હૃદયદૌર્બલ્યનું મહાત્માજી ઉપર કેટલું બધું આરોપણ કર્યું! હૃદયના દૌર્બલ્યનું મુખ્ય કારણ એ છે કે, મૃત્યુને આપણે બહુ ભયંકર કલ્પી લઈએ છીએ, મોટી ઉંમરે થતું અવસાન એ તો સહજ. અને દેશ માટે થયેલું અવસાન એ તો જીવનની ધન્યતા છે એ આપણે માની શકતા નથી. આ રોગિષ્ઠ માનસ છે જે પ્રજાને કાયર બનાવે છે.. એ માનસ વહેલી તકે દૂર કરી નિર્ભયતા કેળવવા માટે આપણે યુવાન વર્ગને તૈયાર કરવો જોઈએ. મોટી ઉંમરે પહોંચેલા વર્ગ માટે તો આ આશા વ્યર્થ છે. પણ યુવાનો પ્રત્યેની આપણી ફરજ તો બજાવવી જ જોઈએ. મારી દૃષ્ટિએ તેથી નીચેના ઉપાયો સૂચવું છું:

(૧) ૧૬ કે ૧૭ વર્ષનો વિદ્યાર્થી થાય કે તરત જ તેને ફરજ્યાત લશ્કરી તાલીમ આપવી આપવી જોઇએ, જેથી લશ્કરમાં જોડાવાનો અને દેશને માટે માથું આપવાનો વિચાર યુવાન પ્રજામાં દૃઢ થાય. આ કાયદો બનતી ત્વરાએ દાખલ કરવાની ખાસ જરૂર છે. જો લશ્કરી તાલીમ આપવામાં આવે તો કામી રમખાણ જેવી કોઈ વસ્તુ રહે નહિ.

(૨) મૃત્યુનો ભય ટાળવાનો અને વીરત્વનો સંચાર કરવાનો બીજો માર્ગ એ છે કે, આપણા અખાડાઓમાં કેરાયુદ્ધ, કુસ્તી અને લાઠીમારને પ્રથમ

સ્થાન મળવું જોઇએ. જે કસરતોથી હાડકાં ભાગે, લોહી નીકળે, શરીર ધૂળવાળું થાય અને ખડતલ થાય તેને ઉત્તેજન આપવું જોઇએ. અત્યારની કસરતો આ દિશામાં કાંઇ કામ કરતી નથી. અત્યારની કસરતો તો ઓળેલા વાળ સરખા રાખવામાં અને પાટલુનની ઘડી અકબંધ રાખવામાં મદદરૂપ થાય છે. આપણા અખાડાઓ જો આવા પ્રકારની કસરતો વ્યાપક બનાવે, તો યુવાન વર્ગ નિર્ભય બને એમાં મને જરા પણ શંકા નથી. '

## ઉદારચેતા

વ્યાયામપ્રેમી શ્રી હરિનારાયણ-આચાર્યને શ્રી વસંતરાવ સાથેની વ્યાયામ વિશેની એક ચર્ચા અંગે યાદ આવે છે. તે ચર્ચા સંઘવ્યાયામ વિ૦ વ્યક્તિ-વ્યાયામની હતી. ભાઇ હરિનારાયણ વ્યક્તિગત વ્યાયામોપાસનાના હિમાયતી હતા. કેટલાક મહારાષ્ટ્રીઓ એમની સામેના મતના હતા. સાચખોટની પ્રતીતિ કરવા વસંતરાવે ભદ્રમાં એક વ્યાયામસત્ર યોજ્યું હતું, અને એ સત્રને અંતે 'એક દિવસ મારે ઘેર આવીને ભાઇ વસંતરાવે શરીરનો સર્વાંગ વિકાસ સાધવાનું એક માત્ર સાધન વ્યક્તિગતવ્યાયામ છે એ મારી માન્યતાની પોતાને પ્રતીતિ થયાનું ભાવભર્યા હૃદયે જણાવ્યું હતું'. એમ કહીને શ્રી આચાર્ય 'ઉદારચેતા ભાઈ વસંતરાવ 'ને નીચે પ્રમાણે સ્મરે છે—

'અમારો વિચાર વિનિમય એમના મામાની દુકાને થતો. હું પુસ્તક ખરીદવા ગયો હોઉં, એ કાઉન્ટર આગળ ઊભા હોય, અને અમે વાતે ચડીએ એ સર્વ પ્રસંગે એમના હૃદયની શુચિતા અને ઉદારમતવાદિત્વનું મને સુંદર દર્શન થયેલું. એ નિર્મળ ચિત્તવૃત્તિએ જ એમને લોકકલ્યાણાર્થે સ્વદેહની આહૂતિ આપવા પ્રેર્યા. કલ્યાણભાજન વિશ્વમૂર્તિએ તેજમાં તેજ ભેળવી દીધું.'

## કાર્યક્ષમતાનો પાયો

મામાની દુકાનના કાઉન્ટર પર ઊભા ઊભા જટિલ વ્યવહારબુદ્ધિ અને આદર્શરક્ત ભાવના વચ્ચે મેળ સાધવા મથતા વસંતરાવનું એક વધુ દર્શન કરાવતી અંજલિ શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ તરફથી આવે છે. 'કાર્યક્ષમતાનો પાયો' એ શિર્ષક નીચેની આ અંજલિમાં પોતે 'સ્વ. વસંતરાવના યૌવન, ધગશ અને એક વિશિષ્ટ શક્તિનો પરિચયપ્રસંગ કહે છે.

'મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેની ગ્રંથવિક્રેતાની પેઢી સાથે તો મારો અંગત સંબંધ ચાલીસ કરતાંય વધુ વર્ષનો છે. સદ્‌ગત વસંતરાવને હું તેમના બચપણથી પિછાણતો. તેમનો વિશેષ પરિચય તો તેમણે હાઇસ્કુલનો અભ્યાસ પૂરો કરીને પોતાના મામા શ્રી ગોવિંદ જાગુષ્ટેની સાથે રહી પેઢીમાં ભાગ લેવાનું શરુ કર્યું ત્યારે જ પડયો.

'તે વખતે એ પેઢી પચાસ વર્ષની થઈ હતી; પેઢીના કાર્યભારનો વિસ્તાર ઘણો વધી ગયો હતો. ત્રણ માળની દુકાનમાં અને મોટી ત્રણ વખારોમાં પુસ્તકો સમાતાં નહોતાં. એક ગુમાસ્તો વખારમાંથી- પુસ્તકો

દુકાન પર લઈ આવવા જતો, તે વખારની અંદર જ થોડાં પુસ્તકોનું એકાદ પાર્સલ બાંધી, શહેરની રેલવે બૂકિંગ ઓફીસેથી મુંબઈના કોઈ પોતાના મિત્રને નામે રવાના કરીને પછી પેલાં દુકાન માટે કાઢેલાં પુસ્તકો લઈને દુકાન પર આવતો ! આ ચોરીની ખબર કેટલાક દિવસ પછી પુસ્તકો માટે હિસાબ મેળવતી વખતે મામા–ભાણેજને પડી, પણ તે પહેલાં તે હજારેક રૂપિયાનાં પુસ્તકો ઉઠાવી ગયો હતો !

'વેપાર અને વ્યવસ્થા જેટલાં વધ્યાં હતાં, તેટલાં કાર્યક્ષમતામાં ઉણાં હતા એ મામા–ભાણેજે જોયું. મામાને લાગ્યું કે વ્યવસ્થામાં હવે સુધારો કરવો જોઇએ, ભાણેજને લાગ્યું કે વેપારની આખી યોજના જ બદલીને એવા પાયા પર મૂકવી જોઇએ કે જેથી કોઈ પણ પ્રકારના બગાડને સ્થાન રહે નહિ.

'વસંતરાવે યોજના ઘડી કાઢી અને મામાની સમક્ષ મૂકી. મામાને એ યોજના ઘણી મોટી અને ગૂંચવણભરી લાગી. તેમાં ગુજરાતી–હિંદી પુસ્તકો ઉપરાંત અંગ્રેજી પુસ્તકોનો નવો વિભાગ દુકાનમાં ઉઘાડવાની અને પુસ્તકોના પ્રકાશનના શિરસ્તામાં મૂલગત પરિવર્તન કરવાની ગોઠવણ હતી. બદલાતા યુગમાં વેપારની દિશા અને ધોરણ પણ બદલાવાં જોઇએ એ મામાને સમજાવું હતું, પરન્તુ એકદમ મોટું પરિવર્તન તેમને રુચતું નહોતું. સદ્‌ગત મહાદેવ જાગુષ્ટેનો એ એક શિરસ્તો હતો, કે બીજા ગ્રંથવિક્રેતાઓને ત્યાંથી ન મળી શકે તેવું પુસ્તક પોતાને ત્યાંથી તો ગ્રાહકને મળવું જ જોઇએ. એ ધોરણે શ્રી. ગોવિંદ જાગુષ્ટેએ ચલાવેલા વહીવટથી વેપારનો વિસ્તાર ખૂબ વધ્યો હતો. દુષ્પ્રાપ્ય અને અપ્રાપ્ય પુસ્તકો પણ તેમને ત્યાંથી ઘણીવાર મળતાં. વસંતરાવને એ વિસ્તાર ઓછો કરી, વેપાર અંગેની નવી દિશાઓ ખોલી બધા વિભાગોને એકસરખા સમૃદ્ધ કરવા હતા. પણ એ અંગે મામા-ભાણેજ વચ્ચે મતભેદ પડ્યો.

'તે વખતે વસંતરાવ મારી પાસે આવ્યા અને મતભેદનું તત્ત્વ મારી પાસે રજુ કર્યું. વસંતરાવના યૌવનનું તેજ પેઢીના વેપારને પણ સાંપડવા લાગે તો બહુ સારું એમ મને લાગ્યું અને મેં મધ્યસ્થ બનીને મામાની પાસે જઈ વસંતરાવની યોજનાની વકીલાત કરી. નવા યુગના ઉચ્છ્વાસ ભરવામાં મામા કાંઇ પછાત રહે તેમ નહોતું, પરંતુ તેમનો વેપારનો અનુભવ અને વસંતરાવની ધગશભરી યોજના એ બેઉની વચ્ચે કેટલુંક અંતર છે અને તે અનિવાર્ય છે એમ મેં જોયું. વેપારના ધોરણનો એકદમ મોટા પલટો શક્ય નથી એમ છેવટે વસંતરાવને પણ સમજાયું, એટલે તુરતમાં અંગ્રેજી વિભાગ શરૂ કરવાનું ઠર્યું અને તેનો અમલ પણ થયો. વખારોની અને પુસ્તકોની સાચવણીની પદ્ધતિમાં ફેરફાર કરવામાં આવ્યો. જે મર્યાદિત ફેરફાર તે વખતે કરવામાં આવ્યા તે અણીશુદ્ધ રીતે નિભાવવામાં વસંતરાવની જે ચોકસાઈ —precision—મેં જોઇ, તે મને આજે પણ સાંભરે છે. કોઇ પણ કાર્ય નોકરને સોંપ્યું એટલે જાણે થઈ ગયું, કોઇ પુસ્તકો છાપવા આપ્યાં એટલે

જાણે તે તૈયાર થઇ ગયાં, ઘરાકને કોઇ પુસ્તક કાઢી આપ્યું એટલે જાણે તે વેચાઇ ગયું, એમ માની લેવામાં જે પ્રમાદ કાર્યકરો કરતા તે તેમના ધ્યાનમાં આવ્યો અને તેમણે દરેક કામ ચોક્કસાઇથી પૂરું કરવા માંડ્યું. પેઢીની અંદરની બધી શાખાઓ પોતાના જેવી જ ચોક્કસાઇથી કામ કરે એ તેમને જોઈતું હતું. અને તેમના આગ્રહ તથા ચીવટનું ફળ દેખાવા લાગ્યું હતું. મારા પરિચયમાં આવેલા ઘણા જુવાનોમાં મેં કામ કરવાની ધગશ જોઈ છે, અનેરો ઉત્સાહ અને સાહસિકતા પણ જોઈ છે, પણ ચોક્કસાઇનો ગુણ બહુ થોડા પ્રમાણમાં માલુમ પડ્યો છે; કોઇ યુવાનની કાર્યક્ષમતાનું માપ તેના કર્તૃત્વની અંદર રહેલી ચોક્કસાઇ ઉપરથી કાઢવાની મને ટેવ પડી છે.

'એ ધગશ અને ચોક્કસાઈભરી વસંતરાવની કાર્યકુશળતાનો લાભ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેની પેઢીને પ્રમાણમાં થોડો મળી શક્યો. નાના ભાઈઓ પેઢી પર આવી કામમાં જોડાયા અને વસંતરાવને દેશકાર્યોએ અને પરિણામે તુરંગે આકર્ષી લીધા. ભદ્ર વ્યાયામ મંડળને તેની એ શક્તિનો લાભ એ જ કારણે મર્યાદિત પ્રમાણમાં મળી શક્યો. ચોક્કસાઈ એ જ કાર્યક્ષમતાનો પાયો છે, એકલી ધગશ કે સંયોજનશક્તિ ચોક્કસાઈ વિના સફળતા નથી મેળવી શકતી, એ નિષ્કર્ષ સદ્‌ગત વસંતરાવના પરિચય પરથી હું તારવી શક્યો છું.'

### હાઉ દાખવનાર ડરકુ છે

આમ કોઈએ એને દુકાનના થડા પર જોઇને, તો વળી એક વિરાગીએ સ્મશાને બળતી ચિતામાં એનો ચહેરો જોઇને, અંજલિ આપી છે. સ્વ. વસંતરાવના થોડા જ પરિચયે આકર્ષાઇ ગયેલા લોકસેવક જૈન મુનિશ્રી સંતબાલજી એના શબ-દહનના જાણે કે મૂંઝવતા ધુમાડા વચ્ચે ઊભીને જણાવે છે કે—

'એ ગાંડપણે રજબ-વસંત જેવાનો ભોગ લઈને બતાવી આપ્યું છે કે, આ ગાંડપણ એવી જાતનું છે કે જેમાં હિંદુ કે મુસ્લિમ કોમ પ્રત્યેની કડવાશનો પ્રશ્ન નથી, જેમાં તો પ્રશ્ન છે માત્ર નબળાં માનવીને હાઉ બતાવવાનો. 'હાઉ' દાખવનાર પણ અંદર તો 'ડરકુ' જ છે. આવી ડરપોકતાની સામે ડરપોકતા અસર નહિ કરે. સંગઠિત ગુંડાગીરી એ તો વળી ગજબનાક ડરપોકતા છે. એ પણ અસર નહિ કરી શકે. એને તો અસર કરશે માત્ર આંતરિક વીરતા, કે જે હેગિષ્ટેએ આચરી બતાવી છે. અને આચરવાને પ્રેરણા મૂકી છે. હણનારો જ હણાય છે, ખીવરાવનારો જ બીએ છે, એ સૂત્ર એણે પોતાની પાછળ જીવન્ત મૂક્યું છે. માટે જ હેગિષ્ટે, સાથીઓ સાથે અમર છે.'

### મર્યાદાઓનું સમ્યક્‌દર્શન

ગુણદર્શન—ખાસ કરીને મૂએલાંનું ગુણદર્શન પ્રમાણમાં સહેલું છે, અને સભ્યતાનો આચાર-નિયમ પણ જાણે એવું માગી લેતો હોય છે, કે મૂએલ માણસની ત્રૂટિઓને ન સંભારવી; પણ એવું કરવા બેસીએ તો આ

સ્મારક—પ્રશ્નનો શુભાશય પૂરો સચવાય નહિ. આ બે હુતાત્માઓની પ્રશસ્તિના એક અનિવાર્ય અંશ તરીકે પણ એમની મર્યાદાઓને ચર્ચાવા દેવી ઠીક લાગે છે—ખાસ કરીને તો એ મર્યાદાઓનું દર્શન જ્યારે એક અધિકારપ્રાપ્ત આપ્તજનની સંયમશોભન કલમમાંથી આવે છે ત્યારે એ મર્યાદાદર્શન આપણુ સર્વને સારુ મંગળકર બની જાય છે. નીચેની અંજલિ આપણા સન્માનિત સેવાવીર શ્રી છોટુભાઈ પુરાણી તરફથી મળે છે, અને એ કેટલી બધી શિક્ષાપ્રદ છે!

'નિરભિમાની મૂંગી સેવાવૃત્તિથી માણસની માણસાઈનું માપ નીકળતું હોય તો સ્વ૦ ભાઈ વસંતરાવમાં ખરી માણસાઈ સારા પ્રમાણમા હતી. લોકોનાં માનસ તથા હેતુઓ પરખી કુશળતાથી પોતાનો હેતુ સિદ્ધ કરવાની વ્યવહારકુશળતાથી માણસની કસોટી કરવાની હોય તો તેવી કસોટીમા તે ભાગ્યે જ ઊંચું સ્થાન મેળવે એમ હતું. જ્વલંત બુદ્ધિની પ્રતિભાનો ઝળકાટ એનામાં નહોતો, તેમજ સામાને દંગ કરે તથા લાગણીઓને સ્પર્શી તેને ઉશ્કેરી કળપૂતળાં પેઠે નચાવે એવી વકતૃત્વકળા પણ તેનામા ન હતી. શુદ્ધ ચારિત્ર, સરળ નિખાલસ સ્વભાવ, ઊંચી વ્યવસ્થાશક્તિ, સિપાઈની શિસ્ત તથા સેવાવૃત્તિ એ તેની મૂડી રૂપ હતા.

'સ્વ૦ વસંતરાવ ભોળો હતો; અસાવધ વસંતરાવને સ્વાર્થી વ્યક્તિઓ છેતરી અવળે માર્ગે દોરી જઈ શકતી, કારણ કે સામા માણસના હેતુઓની બાબતમા શંકા કર્યા વગર ઘણીવાર તે તેવાનો વિશ્વાસ કરતો અને તે માગે તેવી મદદ કરતો હતો. આવે પ્રસંગે પોતાની ભૂલનો સ્પષ્ટ એકરાર કરવા જેટલી નિખાલસતા તેનામા હતી.

'એની વ્યવહાર કુશળતાની ખામી કેટલીક વાર હાસ્યાસ્પદ બની જતી; એ એટલી બધી સહેલથી આંખે ચઢે એવી હતી કે, સામાને નવાઇ લાગે કે આવી બાઘાઇ તેણે કેમ કરી હશે! એક પ્રસંગ આ બાબતનો મને યાદ છે. ભદ્રનો અખાડો બાંધવા માટે નાણાંની જરૂર હતી. રકમ બહુ મોટી ન હતી. વસંતરાવે યત્ન કર્યો હોત તો પાંચ હજાર જેટલી રકમ તે સહેલથી અમદાવાદમાંથી જ મેળવી શકત; પણ કોણ જાણે કેમ એના મનમાં એમ જ થયું કે બસ મુંબાઇ જઈ એ રકમ ઉઘરાવી લાવું. એણે મુંબાઇમાં આવી 'દીવાર' નાટકની રકમ આ કાર્ય માટે મળે એવી વ્યવસ્થા કરી. તેની ટિકીટો વેચવામાં ભારે મહેનત કરી. મને તે મુંબાઇમાં મળેલ ત્યારે મેં પૂછ્યું, "વસંતરાવ! આ તે કેવું કર્યું? આટલી રકમ માટે મુંબાઇ આવવાનું શા માટે રાખ્યું! અમદાવાદની વ્યાયામસંસ્થા માટે આટલી નાની રકમ મેળવવા મુંબાઇની જનતાને અપીલ કરવી અને તેને માટે દાદા સાહેબની ભલામણ મેળવવી એ ઠીક નથી એ તને કેમ ન સમજાયું!" તેણે જવાબ આપ્યો: "તમે કહો છો તે બરાબર છે. પણ કોણ જાણે મને એમજ થયું કે આ રીતે જ નાણાં વહેલાં મળશે."

'એની વધારે પડતી ભલમનસાઈ એના વ્યક્તિત્વના વિકાસમાં અંત-

રાયરૂપ નીવડી છે એમ મને લાગે છે. એ દષ્ટિએ એનો આત્મવિશ્વાસ મજબૂત થઇ શક્યો નહિ અને તેનામાં આક્રમકવૃત્તિ તથા કાર્યનો વેગ પેદા થઇ શકયાં નહિ. આવી મનોદશામાં તેણે પૂજ્ય બાપુજીના અહિંસાના આદર્શનો આશ્રય લીધો અને સેવાદળ પ્રવૃત્તિને અપનાવી. સેવાદળ પ્રવૃત્તિને અપનાવ્યા છતાં બીજી સમાજોપયોગી પ્રવૃત્તિ તરફ એના દિલમાં સૂગ, અણગમો કે વિરોધની વૃત્તિ પેદા થયાં ન હતાં એ ધ્યાનમાં રાખવા જેવી વાત છે.

'સાચી માણસનાં પ્રેમ, વિશ્વાસ તથા આદર જીતી લે એવી સૌમ્યતા તેનામાં હતી, એકવાર મળનાર તેના તરફ આકર્ષાતો અને ભાગ્યે જ તેની મોહિનીથી મુક્ત થઈ શકતો.'

**જિંદગી એ શું છે?**

આ અંજલિઓની સમાપ્તિ એક મુસલમીન ભાઇના શબ્દોવડે કરીએ. ઈસ્માઇલભાઇ નાગોરી (તરવડા), દાદા અને રજબઅલીનું જીવન યાદ કરે છે, ત્યારે 'સાથોસાથ કવિવર રવીન્દ્રનાથની એક વિખ્યાત વાર્તા ઘરે બાહિરે ચિત્રપટ માફક' એની નજર આગળ આવે છે. એ અર્થઘન કથાની પૂર્ણાહુતીમાં નાયક નિખિલ જીવનની એક સુંદર પળે માત્ર એક કર્તવ્ય ખાતર આવી જ એક દુઃખદ આગ ઓલવવા નીકળી પડે છે. જિંદગી ને જિંદગીની તમન્નાઓ, સ્નેહ અને સ્નેહના તાર બધા—શું કરવા જેવું છે એ એક જ વિચાર આગળ માર્ગ આપી દે છે, ને એ આદર્શજીવી, માનવવીરોના અમરપંથે નીકળી પડે છે.

**'હરગિઝ ન મીરદ આં કે દિલશ ઝિન્દા શુદ બ ઇશ્ક**
**'સબ્તસ્ત બર્ જરીદએ આલમ દવામે મા.........'**

"જેનું દિલ પ્રેમથી જીવંત થયું તે કદી મરતો નથી—પૃથ્વીના પૃષ્ટ પર અમારો અમરપટો અંકિત થઈ ચૂક્યો છે." (હાફિઝ).

'દાદા ને રજબઅલીમાં સુવાસ હતી તેમની નિખાલસતાની–નાતજાતના ભેદ વિનાની ઈન્સાની હમદર્દીની, આઝાદીની જંખનાની. રજબભાઇ સાથેનો મારો ને કુટુંબનો પરિચય ઘણો ટૂંક સમયનો કહેવાય. દાદાને મળવાની તક માત્ર બેજ વાર મળી હતી; ને કુટુંબે તો થોડા જ અરસા પહેલાં દાદાને પહેલી ને છેલ્લી વાર જોયા; સૌના હાથની રેખાઓ જોતા જાય અને એ શું સુચવે છે એ એક સ્વજનની સ્નેહભરી ભાષામાં સમજાવતા જાય. એજ પ્રેમનો એક પડઘો છે કે, ઘરમાં એકેએક તેમને યાદ કરે છે. આજે એ બંને નથી તોય સૌના દિલમાં છે–નજરથી દૂર દૂર ગયા છતાં નજર આગળ તર્યા કરે છે.

**બરતર અઝ અંદેશએ સૂદોઝયાં હૈ ઝિન્દગી**

...............

**કભી હૈ જાં–કભી તસ્લીમે જાં હૈ ઝિન્દગી.**

(જીવન એ લાભ ને હાનિના વિચારથી પર છે ...... ક્યારેક પ્રાણ તો ક્યારેક પ્રાણનું અર્પણ એજ જિંદગી છે) (ઇકબાલ)

'દાદા અને રજબઅલીની 'સરફરોશી' કેમ જાણે આ કડીનું જ ભાષાન્તર ન હોય!'

સંપાદકના નિવેદનની પણ આહીં જ પૂર્ણાહુતી શોભશે. જે કંઈ અલ્પ લેખસામગ્રી બાકી રહે છે તેનું તમામનું સત્ત્વ આ ગ્રંથસામગ્રીમાં આવી ગયું છે, એટલે બાદ દેવાઈ જતા લખનારાઓ દરગુજર કરશે એવી આશા છે.

મને આવું સંપાદનકાર્ય સોંપી ગૌરવાન્વિત કરનારા સમિતિના સૌ સભ્યોનો પુનઃ ઉપકાર માનું છું, અને ભાઈ જયન્તિ દલાલનો તો એક વિશિષ્ટ ઉલ્લેખ જરૂરી ગણું છું. મારા કાર્યમાં એણે પુરાવેલો સહકાર ઓછો નથી. મુદ્રણ પર પણ જો એની ચીવટભરી તકેદારી ન હોત તો ગ્રંથનો ઉઠાવ મોળો પડી જાત. બાકી તો બેશક, આ કાર્યની સૌપહેલી કલ્પનાજ એની છે, અને એ કલ્પનાને સાકાર કરવાની એની ધગશનો જન્મ સ્વ૰ વસંતરાવ સાથેની એની મૂંગી મૂંગી ફન્દતી મિત્રતા તેમજ કર્મ-બાંધવતામાંથી થયો છે.

જે કંઇ હોય તે મારી સંપાદન-ત્રુટિઓને તો સમિતિના, અને ખાસ કરીને ચાયાળુ લખનારાઓના સ્નેહૌદાર્ય પર છોડી દઈને સ્વર્ગસ્થોની સ્મૃતિને પ્રણમતો પ્રણમતો હું વિરમું છું.






અને નવરચના



ફેબ્રુઆરી ૧૯૪૭ : અંક અગિયારમો



## આ અંકની સામગ્રી


| | |
|---|---|
| નર્મદાને તીરે | ઝવેરચંદ મેઘાણી |
| જીવનપંથ | ધૂમકેતુ |
| અરુણા અને ત્રિવિક્રમ | દ્વિરેફ |
| કાળચક્ર | ઝવેરચંદ મેઘાણી |
| મુનશીની મહાકથા | અનંતરાય મ. રાવળ |
| ગરોળીનાં ઇંડાં | શરદિન્દુ બંદ્યોપાધ્યાય |
| વલ્લભનગરની યોજના | નિરીક્ષક |
| બાળ માનસશાસ્ત્રના પ્રવાહો | નીરુ દેસાઈ |
| વિજ્ઞાન દર્શન | બંસી ગાંધી, પ્રો. જ. દે. ઓઝા, ડૉ. ન. મૂ. શાહ |
| ગ્રંથ સમીક્ષા | અ. મ. રા. |




સંપાદક : ઈશ્વરલાલ મોહનલાલ દવે.

નર્મદા હાઈસ્કુલના ઊંચાણુ સ્થળેથી આપણી સન્મુખ, કોઈ જૂહુતટની યાદ આપતો વિસ્તીર્ણ ભૂમિપટ પડયો છે, તેની ઉપર હવાફેર માટેના બંગલાની કે બીજી કોઇ આરોગ્યાલય ધર્મશાળાની ઈમારતો નથી; ચોખ્ખું ફૂલ એ ગ્રામ—આંગણું જ રહ્યું છે; અને નવાઈની વાત છે, કે ગ્રામજનોએ આ ગામ અને નદી વચ્ચેના વિશાળ મેદાનને શૌચ ઉકરડાનું સ્થાન બનાવ્યું નથી. સાંભળ્યું છે કે એ તો ગામના એક આગેવાન ઠાકોરની શેહને આભારી છે. તો તો ગામેગામ આવી આગેવાનીની જરૂર.

વચ્ચે કોઇ લોખંડ-કિનારાનું વિશ્રાંતસ્થાન રાખ્યા વગર આ ઠેકાણે નર્મદા શુકલતીર્થની પૃથિવી સાથે બહેનપણાં બાંધી રહી છે. બારીક રેતનો થોડો પટ ખૂંદ્યા પછી નદીનો પહોળો સ્રોત આવે છે. અને એનું પાણી સાચા અર્થમાં પુણ્ય-સલિલ છે. નાવડીમાં બેઠે બેઠે પહલીઓ ભરી ભરીને ઘૂંટડા પીધા, પણ મન ધરાતું નહોતું.

શતકોના પરદા ઉચકાય છે, ને એક દિવસની બપોરવેળાએ ઉપરવાસથી એક નવાઈભરી નાવડી ફૂલેલે શઢે ચાલી આવે છે. કાળી નૌકા, કાળા શઢ, તેની મોખરે કાળા પોશાકે બેઠેલો એક પ્રવાસી દેખાય છે. એને શરીરે કોઢની કાળાશ વ્યાપી વળી છે. અંગે-અંગે રક્તપીતનાં ધારાં વહે છે. તીર્થ પછી તીર્થ એ કરતો આવે છે, કાળા શઢ પર અને પોતાના કાળા પોશાક પર એ ધ્યાન-મગ્ન છે. એ કશાક પરિવર્તનની વાટ જોતો જણાય છે. નૌકામાં ભયભરી ચિંતાભરી નીરવતા છે, ખળળ ખળળ કેવળ હલેસાંના જ બોદા ધ્વનિ સંભળાય છે, અને નર્મદાની પ્રવાહ-વાણી માર્દવપૂર્ણ છે.

એકાએક એ નાવડીના શઢ કાળા મટી શ્વેત-શુકલવર્ણા બની જાય છે, પ્રવાસીનાં કાળાં પરિધાન પણ રંગપલટો અનુભવી પીળા-ફૂલ બને છે, અને પ્રવાસી નૌકાને થોભાવે છે. કાંઠે ઊતરે છે, ચિરવાસ કરે છે, નિત્ય નહાય છે, જળપાન કરે છે, અને થોડે દહાડે એનો કોઢ ટળે છે.

-એ હતા આર્યાવર્તના રહાપણભંડાર અર્થશાસ્ત્રી અને પરમ રાજનીતિજ્ઞ દેવચાણાક્ય. રાજનીતિના એણે ખેડેલા પંથ વસમા હતા. પાપના પુંજ એના દેહ પર કોઢરૂપે ફૂટી નીકળ્યા હતા. દેવવાણી બોલી હતી એકદા, કે નૌકારોહણ કરો કૌટિલ્ય ! નર્મદાનાં પર્યટન માંડો, કાળા શઢ, કાળી નાવ, કાળા પોશાક ધારણ કરો ! નર્મદાના વિહારમા જે ઠેકાણે એ કાળા મટી શુકલ (શ્વેત) બની રહે, ત્યાં ઠેરજો, તમારી કાયા પણ ત્યાં કોઢણી મટીને શુકલ બનશે

શુકલતીર્થના એ મહાતમને તો આજે ય કોઢિયાં લોકો તટવાસો સેવીને સાર્થ કરે છે નર્મદાનાં હવા ને પાણી આ કારમા કાળા રોગને હરી લે છે એવું સાંભળ્યું. અને પેલી ચાણાક્ય-કથામાંથી આપણું આર્યોનું સદાય વહાલું એવું કાવ્યતત્ત્વ જડે છે જીવનને લગતી એવી એક પણ બાબત નથી, કે જેને આપણા પૂર્વજોએ કાવ્ય વડે ન શણગારી હોય આજે જેને વહેમ પાખંડોનાં વાગૂજાળાં કહીએ છીએ તે તો આપણાં રૂપકકાવ્યો છે આપણી આજની વાસ્તવનિષ્ઠતા રૂક્ષતાને પામી છે, કાવ્યને હારતી જાય છે, રૂપકને પકડી શકતી નથી

નર્મદા પૂર્વથી પશ્ચિમે વહે છે. નર્મદા હાઈસ્કુલના આચાર્ય, ચરોત્તર એજ્યુ૰ સોસાયટીના નિવૃત્ત કાર્યવાહક અને અત્યારે નવા

સર્જતા ચરોત્તરી વિદ્યાધામ વલ્લભવિદ્યાનગરના બે જોડિયા નિર્માતાઓમાંના એક શ્રી. ભીખાભાઈ પટેલ એ મને આ સ્થળ પર ઊભતાંની વાર જ નદી-દશ્યથી મુગ્ધ બનતો દેખીને કહે કે, 'હું પણ અહીંના લોકોને એ જ કહું છું, હું લોકોથી આકર્ષાઈને નહિ પણ નદીથી આકર્ષાઈને દસ વર્ષ સુધી અહીં આવી બેઠો હતો.'

નર્મદા હાઈસ્કૂલના હેડમાસ્તર શ્રી સંત્રે કહે છે કે 'અહીં તો આકાશ નદીને માથે દિવસમાં કૈં કૈં વાર રંગો બદલે છે. આ રંગપરિવર્તનોનો કંઈ પાર નથી.'

આ પાર ભરૂચ જીલ્લાની વસ્તી છે, ને સામે પાર રાજપીપળાની રાજસ્થાની સરહદની શરૂઆત થઈ જાય છે. નાવડીમાં નદી-વહેન ઓળંગતા હતા ત્યારે એક સંગાથીએ કહ્યું કે, બેઉ પ્રદેશોની વચ્ચે તો છે કેવળ આ નદી, છતાં અહીંથી એ પાર પર પ્રવેશો કે તરત જ તમને આબોહવા ફરી ગયેલી લાગશે. અરે, આ આપણા કાંઠાનાં વાંદરાં અને એ કાંઠાનાં વાંદરાંમાં પણ મોટો ફરક છે. આ કાંઠાનાં વાંદરાં પૂછડાનો ઝંડો ઊંચે શરીર પર ફરકાવીને ફરે છે, ત્યારે તે પારનાં વાંદરાંનાં પૂછડાં તો પાછળ ઘસડાતાં હોય છે.'

હતું તો કેવળ પ્રાણીનિરીક્ષણ, પણ એમાં વિધાતાનો વ્યંગ હતો. જીલ્લાની પ્રજા અને દેશી રાજ્યની પ્રજા, એ બે વચ્ચેનો, મિજાજનો તફાવત એ શબ્દોમાં ધ્વનિત થતો હતો.

શુક્લતીર્થના અને સામા પારના ઝઘડિયા શહેરના ઓવારા વચ્ચે ઉતારુઓને લઈ જતી નાવડીના નાવિકો 'નિજામા' નામે ઓળખાતી એક કોમના છે. આ કોમનાં ખારવા કેવળ શુક્લતીર્થ, ભરૂચ, જાડેશ્વર, અને સીનોર એમ ફક્ત ચાર જ ઠેકાણે છે. નામ નિજામા, પણ જાતે હિંદુ, ખેતી કરનારા, ઓવારા સિવાયની કોઈ ખેપ ન કરનારા, અને મચ્છી ખાનારા છતાં જાતે તો મચ્છી નહિ જ મારનારા, એવા વિલક્ષણ છે. તદુપરાંત એમની અપવાદરૂપ હકીકત તો આ છે, કે આ ઓવારાનો નૌકાવ્યવહાર કાયમને માટે તેમને જ હસ્તક સુપરદ છે. અન્ય ઓવારાની માફક આ ઓવારો ઈજારે અપાવા હરરાજીમાં મુકાતો નથી, કોઈ સરકારી દરબારી લાગાવેતરી એમના પર છે નહિ, તેમ લોકપક્ષે તેઓ બ્રાહ્મણ, સાધુ, ફકીરોને વિનામૂલ્યે નાવડીમાં લઈ જાય છે. અને નાવડીનો ચાર્જ ફક્ત બે પૈસા!

અમારા નાવિક બનેલા જુવાન નિજામા ધીરજભાઈને પૂછીને આ વાતો કઢાવી, અને વળતા પ્રભાતે કબીરવડની નૌકા-યાત્રામાં નાવિક છીતાભાઈને જે પૂછપરછ કરી, તે તો વિવિધવિષયવંતી હતી.

'છીતાભાઈ, આ નર્મદાની માછલીઓ કઈ કઈ ?'

'ઢાંગરી, ગરી, શિંગારિયો, કાંટિયો, બોયો, લેવરો, જીંગા, કરચલા, અને કાતરિયું.'

આ કાતરિયાની વાત અમારા સાથી ઠાકોર ગુલાબસિંગભાઈ પરમારે કહી: 'ખારવો જ્યારે માછલી પકડવા પાણીમાં પડી, અંદર ડૂબેલો ડૂબેલો તરતો જતો હોય છે ત્યારે તેને કોઈક વાર નદીનું પાણી લાલ લાલ દેખાય છે. અને તુરત એ પોતાના પગ સંભાળે છે. એને ખબર પડે છે કે એક પગ એને રહ્યો જ નથી. કાતરિયું એ આખો પગ પોતાના દાંતની તીક્ષ્ણ ધાર વડે એવી તો સફાઈથી કાપી ગયું હોય છે, કે નાવિકને પગ જુદો પડવા છતાં જાણ નથી થતી!

મનમાં થયું : વાહ! ખાંડ ખાય છે જગતના સર્જનબહાદુરો! આ જળચર સર્જનને

તો ક્લોરોફોર્મ કે કોકેનાઇઝ કરવાની યે જરૂર રહેતી નથી પછી તો વિશેષ વાતો પણ સાથી ગુલાબસિંહજી કહેવા લાગ્યા:—

ચોમાસે આ નર્મદા જ્યારે બે કાંઠે બની જઈ 'રુદ્રદેહા' એવું એને આપાયેલું નામ સાર્થ કરે છે, ત્યારે એવા પ્રલય–પૂરમાં ખારવા તુંબડીની ઘોડી બનાવીને પડે છે. બે લાંબાં તુંબડાં હોય છે. તેને એક સાદી રસીથી જોડેલાં હોય છે. તે રસી પર ખારવો, માણુસ ઘોડ-સ્વાર બને તેવી અદાથી પલાણી, બીડી પીતો પીતો, પણુભિંજાયેલ કપડે, પગને પાણીમાં રાખી હલનચલન કરતો જાય છે એટલે આ તુંબડી–ઘોડી ચાલતી જાય છે. એણે પોતાની મોખરે ગોળાકાર વાંસની ખપાટ પર એક જાળ ગોઠ-વેલી હોય છે, આ જાળમાં જે માછલાં પકડાય છે, તેને પોતે ચોંભાગેથી એક રસીમાં પરોવી દઈ પછવાડે તરતી રાખે છે. એટલી બધી માછલીઓને પછવાડે તરતી રાખી ઘસડી જવા માટે પાછળ બીજું એક તુંબડું આપેલું હોય છે.

રુદ્રદેહા નર્મદાના પ્રલયકારી તાંડવ—પૂર પર જે તુંબડાં પર આ માછીમાર ઘોડેસવારીની લજ્જતભરી સેલગાહ માણુતો હોય છે, (ને તે લજ્જત કેટલી! બીડી પણ પીતો જાય!) તે રચનાનો પરિચય તો મને ભાઠાં પર ગયા પછી એક ઝૂંપડામાંથી આપવામાં આવ્યો. ઝૂંપડાના છાપરા પર એ યંત્ર પડયું હતું! બે નાનાં, લાંબાં, દૂધી જેવાં તુંબડાં, ને વચ્ચે કાથીની સાદી રસી: ગુજરાતના બહાદરિયા નાવિકની આ માણકી ઘોડી! એના પર પલાણીને એક કંગાલ માણુસ રુદ્રરૂપિણી સંહારમૂર્તિ રેવા ની જળપ્રચંડાકાર લીલાભૂમિના પટ પર આસાનીથી રમતો જાય છે! ગુજરાતે તો આ તુંબડાંઘોડીનાં ઇનામી ટૂર્નામેન્ટ ઊજવવા જેવું છે.

( અપૂર્ણ )



## ટેલીફોન

૩૮ કરોડની વસ્તીવાળા આપણા દેશમા આજે કુલ ૧,૨૫,૦૦૦ ટેલીફોન છે જેમ જેમ પરદેશથી નવા યંત્રો અને અન્ય સરંજામ આવતો જશે તેમ તેમ એ આંકડો વધારીને ૨,૧૮,૦૦૦ ઉપર લઇ જવાની એક યોજના છે. એ ૨,૧૮,૦૦૦ માથી વીસહજાર તો એકલા મુંબઇ શહેરમા હશે.

૧૪ કરોડની વસ્તીવાળા અમેરિકામા ૨,૮૦,૦૦૦ ટેલીફોન છે, એટલે કે દુનિયાના કુલ ટેલીફોનની અડધી સંખ્યા તો આ એક જ દેશના કબજામા છે. દર પાચ અમેરિકન કુટુંબમાથી ચારના ઘરમા ટેલીફોન હોય છે.

## જીવનનો આનંદ

દવાખાનાની દુકાનો, પેન્સિલ-પાવડર ઇત્યાદિ સૌંદર્યવર્ધક બનાવટો, બીડી–સિગારેટ અને દારૂ પાછળ અમેરિકન પ્રજા દર વરસે તેર અબજ ડૉલર ખરચે છે.

એ જ અમેરિકન પ્રજા પોતાની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અંગે બારમહિને પ અબજ ડૉલરનો ખર્ચ કરે છે.

**શહેરોનાં જંગલી જીવનની કરુણ તસવીર**

કોમી વિખવાદને કારણે આપણાં શહેરો કેટલી જંગલી અને પછાત દશામાં ગરકી પડ્યાં છે તે વિશે 'હરિજનબંધુ'માં લખતાં શ્રી કિશોરલાલ મશરૂવાળા એક શહેરનું નીચે પ્રમાણેનું વર્ણન ટાંકે છે—

> 'શહેરનું વાતાવરણ ઉપરથી તો સૌને હવે ઠાઠે પડી ગયું હોય એમ લાગે છે. પણ વિશ્વાસ બિલકુલ બેઠો નથી. તોફાનનું નવું કારણ કે સ્વરૂપ ન જન્મે, તો અત્યારની સ્થિતિથી બધા ટેવાતા જાય છે. વેપારી બજારમાં અમુક અમુક સ્થળે વચ્ચે પોલીસ બેઠી હોય અને એક તરફ હિંદુ અને બીજી તરફ મુસલમાનો એકઠા થાય. લાખો રૂપિયાની લેવેચ કરે. કલાકો સુધી ત્યાં ઊભા ઊભા જ કામ થાય. એકબીજાના નોકરો નક્કી કરેલી સરહદ સુધી માલ પહોંચાડી જાય, અને પછી સાંજ પડયે કામકાજ ખતમ થાય. હિંદુઓ હિંદુસ્તાનમાં અને મુસલમાનો પાકિસ્તાનમાં! કોઈ એકબીજાના લત્તામાં જતા નથી ને આ રીતે કામકાજ કરે છે.'

આ વર્ણનને શબ્દે શબ્દે વાસ્તવની કઠોરતા અને કરુણતા ન ભરેલી હોત તો એ કટાક્ષચિત્રનો એક આબાદ નમૂનો બની રહે. શું મુંબઈ–અમદાવાદમાં કે શું કરાંચી–કલકત્તામાં હિંદુઓ અને મુસલમાનોના જીવનના તાણાવાણા એવી રીતે વણાઈ ગયેલા છે કે એમાંથી એમને જુદા પાડવાનું કામ બ્રહ્માને પણ આકરું પડી જાય. બંનેને રોજ રોજ, કલાકે અને દર ઘડીએ એકબીજા સાથે વ્યવહાર કર્યા વિના ચાલતું નથી; અને છતાં અહીં વર્ણવાયું છે તેમ એકબીજા સાથે છૂટથી હળવા મળવાની હિંમત બંને હાલ તુરત પૂરતી ખોઈ બેઠા છે. પ્રાંતની પ્રજાકીય સરકાર એમ આશા રાખતી હશે કે જેમ જેમ સમય વીતશે તેમ તેમ કૃત્રિમ જીવનવ્યવહાર બંને ઝઘડતા પક્ષો માટે અસહ્ય થઈ પડશે અને વિશ્વાસનું વાતાવરણ આપોઆપ ઊભું થશે.

**થડમૂળ ઉપર કેમ ઘા નથી થતા?**

આવી આશા રાખવી એ એક વાત છે અને મહિનાઓ સુધી તેને નિષ્ફળ નીવડતી જોયા કરવી અને છતાંય નિષ્ક્રિય રીતે બેસી રહેવું તે બીજી વાત છે. કુદરતનો ક્રમ છે કે, ચાહે તેવો જખમ; સમય વીતવાની સાથે, આપોઆપ રુઝાય છે. પણ આજે પ્રજાના બે પક્ષો વચ્ચે જે ખાઈ પડી ગઈ છે તેને જખમ સાથે નહિ પણ ઊંડા ધારા સાથે સરખાવી શકાય. પ્રજાનો એક પક્ષ રોજ રોજ એ ધારામાં મરવાં ભરી રહ્યો છે. એમનાં છાપાં બેફામપણે ઉશ્કેરણી ફેલાવ્યે જાય છે. રમખાણોમાં જે પક્ષ આક્રમક છે તેના માત્ર ગુંડાઓ જ નહિ પણ વેપારીઓ, વકીલો અને સમાજમાં ઊંચું સ્થાન ભોગવતી કેટલીય વ્યક્તિઓ અગ્રભાગ ભજવે છે તે સરકારથી અજાણ્યું ન હોઈ શકે. છૂરી મારનારા ગુંડાઓ તો કેટલાક પકડાશે? એમ પાંદડે પાંદડે તોડતાં ક્યારે આરો આવશે? થડમૂળ ઉપર ઘા કરતાં આ પ્રાંતની સરકાર કેમ આટલી બધી અચકાય છે? આવા બધા પ્રશ્નો પ્રજાના દિલમાં સળગી રહ્યા છે. વિશ્વયુદ્ધ દરમિયાન લડાઈને મોરચેથી યાદીઓ આવતી કે, આજે આટલાં વિમાનો તૂટી પડ્યાં, આજે આટલાં જહાજ ડૂબ્યાં, આજે આટલા સૈનિકો મરણ પામ્યા, તેની માફક રોજ રોજ સરકારી યાદીઓ છરાબાજીના ભોગ બનેલા નિર્દોષોના આંકડા ઘણી કાળજીપૂર્વક અને બાહોશીથી આપ્યે જાય છે; પાંચ મર્યા: દસ ઉપર છૂરી ચાલી: પંદર ઉપર તેજાબ ફેંકાયો. સરકારી યાદીને મન એ પાંચ–દસ–પંદર નિષ્પ્રાણ આંકડાઓ છે, પણ એ પાંચ–પંદરમાંથી પ્રત્યેકના પચાસ–સો કુટુંબીજનો અને સ્નેહીઓને માટે તો છાપાંમાંના એ આંકડા આંખો ઉપર ધગધગતા અંગાર ચંપાયા બરોબર છે. એક એક આંકડે અનેકનાં કિસ્મત ફૂટી જાય છે, દીવાં ભાંગી જાય છે, રોટલા રઝળી પડે છે.

### કૉંગ્રેસની મનામણાં-નીતિને પ્રધાનોથી કેમ અનુસરાય ?

જાણીએ છીએ કે કૉંગ્રેસના વરિષ્ઠ આગેવાનો જ આજે કોમવાદીઓનાં મનામણાં કરવા શક્ય તેટલા માર્ગો શોધી રહ્યા છે અને બહુ દૂર નીકળી ગયા છે. એ આગેવાનોના દેશપ્રેમની કે એમની સમજણ-શક્તિની લેશ માત્ર પણ અવગણના કર્યા સિવાય આ વસ્તુ સ્પષ્ટ રીતે કહી શકાય તેવી છે. ધર્મરાજા પણ જો જુગટામાં દ્રૌપદીને મૂકે તો તે વસ્તુ સહી શકાય નહિ. કૉંગ્રેસ દેશની આઝાદી માટે, દેશની અખંડિતતા માટે ને દેશની આબાદી માટે લડતી આવી છે. પણ એ આઝાદી, એ અખંડિતતા કે એ આબાદી ગીરે મૂકવાનો ખુદ કૉંગ્રેસને પણ અધિકાર ન હોઈ શકે.

આ રીતે કૉંગ્રેસની દેશવ્યાપી નીતિ લીગ સાથે અથડામણમાં ન આવવાની હોવાથી કૉંગ્રેસી પ્રધાન-મંડળોને અમુક મર્યાદાઓમાં રહીને જ રમખાણોને અંકુશમાં રાખવાનાં પગલાં ભરવાં પડતાં હોય તેમ લાગે છે. (જોકે પ્રજાને આવી વાત દિલ ખોલીને કોઈ પ્રધાને કહ્યાનું જાણમાં નથી.) પરંતુ પ્રાંતોના પ્રધાનમંડળોની સ્થિતિમાં અને કૉંગ્રેસ સંસ્થાની હાલતમાં કાંઈક ફેર છે. પ્રધાનો કૉંગ્રેસના અનુયાયીઓ હોવા છતાં આખર જતાં તો પોતાના પ્રાંતની પ્રજાને જવાબદાર છે. એ પ્રજામાં જેમ કૉંગ્રેસીઓ અને બિનકૉંગ્રેસી છે તેમ જીવને જોખમે પણ કોમવાદીઓનાં મનામણાં કરવાની હદ સુધી ન જઈ શકનારા ખુદ કૉંગ્રેસીઓ પણ છે. એ તમામના જાન-માલની સલામતી પ્રધાનોને શિરે છે. પ્રધાનો આમ ન કહી શકે કે રમખાણો માટે ઉશ્કેરણી ફેલાવનારાઓનાં મનામણાં કરવાની કૉંગ્રેસની નીતિ છે માટે પ્રજાની સલામતીની દરકાર કર્યા વિના પોતે એ નીતિને વળગી રહેશે.

તે ઉપરાંત પણ મુંબઈ પ્રાંતની પરિસ્થિતિ કાંઈક વધુ વિષમ છે. તોફાનો તો યુક્તપ્રાંતમાં પણ થયાં છે, પણ ત્યાંની કૉંગ્રેસી સરકારે ઉશ્કેરણી કરનારા અમુક આગેવાનોને જેલ ભેગા કરી દેતાં પણ સંકોચ અનુભવ્યો નથી, અને એ પ્રાંતની ધારાસભાની બેઠક-માં વડા પ્રધાન પંડિત પંતે અને ગૃહપ્રધાન શ્રી. કિડવાઈએ એ વાત ખુલ્લેખુલ્લી કહી દીધી છે કે કાયદો અને વ્યવસ્થા જાળવવામાં અંતરાયરૂપ બનનાર ચાહે તેવી વ્યક્તિ સામે પગલાં ભરતાં સરકાર અચકાશે નહિ. પંજાબમાં કોમી છાપાંઓ સામે સરકારનો દંડો બરાબર ઊછળતો રહ્યો છે, તેથી એ પ્રાંતમાં શાંતિ રહી શકી છે. એટલે કૉંગ્રેસની મધ્યસ્થનીતિની સીમામાં રહીને પણ જે કેટલાંક કડક પગલાં ભરી શકાય તેમ છે તે આ પ્રાંતના પ્રધાનમંડળે નથી ભર્યાં, તેમ નથી એ ન ભરવાનાં કારણો પ્રાંતની પ્રજા સમક્ષ રજૂ કર્યાં.

### હીચકારાપણાનું વિષ પ્રજામાં સિંચાઈ રહ્યું છે.

પરકોમના અજાણ્યા ને નિર્દોષ માનવી ઉપર પીઠ પાછળથી છૂરી ચલાવવાનું હીચકારાપણું દેશ આખામાં મુંબઈના જેટલું વ્યાપક ક્યાંય નથી બન્યું. આવા ઘાતકી હુમલાઓ રોજ પાંચ-દસની સંખ્યામાં હજી પણ થઈ રહ્યા છે. એમાં પ્રજાની તો શરમ છે જ, પણ એ પ્રજાના પ્રતિનિધિઓની બનેલી સરકારની પણ શરમ છે. જુદી જુદી કોમનાં બે ટોળાં વચ્ચે રીતસરની અથડામણ થતી હોય અને તેમાં એક યા બીજે પક્ષે પાંચ-દસનાં મરણ થાય તે સમજી શકાય તેવી બાબત છે. એમાં જે મરે છે તેનું દુઃખ તો સહુને થાય જ, પરંતુ એ મૃત્યુનો એટલો સંતોષ લઈ શકાય, કે મરનાર દેખીપેખીને અને પરિણામોની સમજણ સાથે લડવા ગયા હતા.- ગમે તેવા હલકટ હેતુસર પણ સામી છાતીએ લડીને મરનારમાં એક પ્રકારની બહાદુરી છે, પરંતુ રસ્તે જતા ગાફેલ ઉપર તૂટી પડનારા ખૂનખોરો તો પ્રજામાનસમાં એક પ્રકારનો હીન અને જુગુપ્સાજનક રસ પેદા કરી રહ્યા છે. નિર્દોષોનાં મૃત્યુ કરતાં પણ આ ઝેર ઘણું વધારે ભયાનક છે. જો સમાજમાં આવા હીચકારા હુમલાઓ રોજિંદા બનાવ ગણાવા માંડે તો પતનનો કોઈ પાર નહિ રહે, માટે આવા પીઠ પાછળના હુમલાઓ માટે આકરામાં આકરી સજાઓ થવી જોઈએ.

ખૂનખોરોના ત્રાસનો જવાબ ત્રાસથી અપાવો જોઈએ. Terror must be faced with terror સરકાર એમ માનતી હોય કે, અને કોમને ચલાવવાનો

નાદ લાગ્યો છે માટે ભલે થોડા દિવસ ઝઘડી લ્યે–પછી એમની મેળે સમજશે કે સંપીને સાથે રહ્યા સિવાય એમને માટે કોઈ ઇલાજ નથી, તો પણ લડવામાં તો અમુક મર્યાદાઓ જળવાય તે જોવાનું તેનું કર્તવ્ય છે. એવી મર્યાદા ચૂકનાર હિંદુ હોય કે મુસલમાન, તેને જાહેર રસ્તા ઉપર ફટકા મારવા સુધીની સજા કરતાં તેણે અચકાવું ન જોઈએ. આખર જતાં જીવનનાં અમુક પ્રાથમિક મૂલ્યો તો આપણે જાળવવાં જ જોઈએ અને દહાણુંના હજારો ગામડિયા વારલીઓ સામે રીતસરના યુદ્ધમાં ઊતરી શકનાર સરકાર મુંબઈના હુલ્લડખોરોને ધારે તો મહાત ન કરી શકે એમ કોઇ માનતું નહિ હોય.

### તરવાર ધારણ કરવાની આવકારપાત્ર છૂટ

દિલ્હી, અજમેર અને કૂર્ગ જેવા મધ્યસ્થ સરકારના સીધા વહીવટ હેઠળના પ્રદેશોમાં તમામ કોમની પ્રજાને તલવાર ધારણ કરવાની છૂટ આપવાનું ગૃહ-પ્રધાન સરદાર વલ્લભભાઇ વિચારી રહ્યા છે, એવા સમાચાર સાચા હોય તો બરાબર સમયસરના છે. હિંદુસ્તાનભરમાં ચાહે તેવી હથિયારબંધી હોય, છતાં શીખો પોતાના ધાર્મિક ચિહ્નસમી કીરપાણો ધારણ કરી શકે છે. વળી કાયદાની દૃષ્ટિએ કીરપાણના કદની કોઈ મર્યાદા ન હોવાથી માસ્તર તારાસિંગ જેવાની કમરે લટકતી લાંબી તરવારને પણ કીરપાણ જ ગણવી પડે છે. આ અંગે વડી ધારાસભાની છેલ્લી બેઠક દરમિયાન કેટલાક સવાલ–જવાબ થયેલા. તલવાર ધારણ કરવાનો આવો અધિકાર બીજા ધર્મના અનુયાયીઓને શા માટે નથી અપાતો એવા પ્રશ્નના જવાબમાં સરદાર વલ્લભભાઇએ મજાકમાં કહેલું કે બીજાઓ જો શીખધર્મ અંગીકાર કરશે તો એમને પણ એ અધિકાર પ્રાપ્ત થશે.

સંભવ છે કે આખા દેશમાંથી હથિયારબંધીનો કાયદો એકીસાથે રદ કરતાં પૂર્વે આવા મર્યાદિત વિસ્તારોમાં તેના પ્રત્યાઘાતો જોઇ લેવાનું મધ્યસ્થ સરકારે જરૂરી માન્યું હોય, પણ છ-બાર મહિનામાં જ એ કાયદો નીકળી જવાનો છે તેમાં કોઈ શંકા નથી. અલબત્ત તલવાર ધારણ કરનારાઓ જ બહાદુરી દાખવી શકે છે એવું કાંઈ નથી, મહાત્માજીનો દાખલો બાદ કરીએ તો પણ આઝાદ ફોજવાળા સરદાર નિરંજનસિંગ ગિલ અને એમના શીખ સાથીઓ આજે પોતાના કીરપાણનો ત્યાગ કરીને બંગાળમાં ઘૂમી રહ્યા છે તે આત્મબળનું અદ્‌ભુત ઉદાહરણ છે, અને બતાવે છે કે વર્ષો સુધી જેણે તલવાર ચલાવી જાણી છે એવા સૈનિકો પણ અહિંસક વીરતાને ઘણા ઉચ્ચ પ્રકારની ગણે છે.

પરંતુ સામાન્ય પ્રજાજન માટે તો હજી તલવાર-વાળી વીરતા શીખવાનું બાકી છે. વર્ષો સુધી એનો અનુભવ પામ્યા પછી જ એ તલવાર વિનાની વીરતા દાખવી શકશે, અને ત્યારે જ એનો મર્મ પામી શકશે, તેથી સરદારશ્રીનું આ પગલું યોગ્ય દિશામાં જ છે.

### જુવાનોને અપાનારી લશ્કરી તાલીમ

એ જ રીતે કલકત્તા યુનિવર્સિટીએ પોતાની કોલેજોમાં પહેલાં બે વર્ષોમાં વિદ્યાર્થીઓને ફરજિયાત લશ્કરી તાલીમ આપવાનો નિર્ણય કર્યો છે તે આવકારપાત્ર અને અનુકરણીય છે. આ વિશે કલકત્તા યુનિવર્સિટીના વાઇસ-ચાન્સેલર શ્રી બેનરજી અને વચગાળાની સરકારના સંરક્ષણ પ્રધાન સરદાર બળદેવસિંગ વચ્ચે પત્રવ્યવહાર ચાલી રહ્યાનું અને હિંદી લશ્કરના સર સેનાધિપતિ સમક્ષ ફરજિયાત લશ્કરી તાલીમ અંગેની યુનિવર્સિટીની આ યોજના રજૂ કરાઈ હોવાનું મનાય છે. આવી રાષ્ટ્રવ્યાપી અગત્યની બાબતમાં રાષ્ટ્રીય સરકારને બદલે આ કે તે પ્રાંતની યુનિવર્સિટીને પહેલ કરવી પડે તે જરા નવાઈ પમાડે તેવું તો છે જ. પણ હવે આશા રાખીએ કે આ બાબતમાં રાષ્ટ્રીય સરકાર જે કાંઇ યોજના મંજૂર રાખે તેનો અમલ સમગ્ર દેશની કોલેજો દ્વારા એકી-સાથે કરાવે. ત્રીજું વિશ્વયુદ્ધ થશે તો હિંદુસ્તાન તેનાથી અલિપ્ત નહિ રહી શકે, એટલું જ નહિ પણ તેમાં તેણે એક મહાસત્તા તરીકેનો ભાગ ભજવવો પડશે. અને ત્રીજું વિશ્વયુદ્ધ ન થાય તો પણ હિંદુસ્તાનના યુવાનોને તેમના અભ્યાસકાળ દરમિયાન જ આવી લશ્કરી તાલીમ આપવાની અગત્ય જેટલી

ગણાતીએ તેટલી ઓછી છે. સૌ કોઈ જાણે છે તેમ, અને ખુદ ગાંધીજીએ પણ સ્વીકાર્યું છે તેમ, લશ્કરી તાલીમ જુવાનોને માત્ર બીજાઓનાં લોહી રેડતાં જ નથી શીખવતી. બહાદુરી, શિસ્તપાલન, સહનશીલતા, સંઘજીવન અને એવા બીજા જે અનેક ગુણો લશ્કરી તાલીમ દ્વારા કેળવાય છે તે શાંતિમય જીવન કાજે અને અહિંસક યુદ્ધ માટે પણ અત્યંત આવશ્યક છે.

પંડિત જવાહરલાલ અને સરદાર બળદેવસિંગે મળીને થોડા વખત પર હિંદુસ્તાનના જુવાનોને લશ્કરમાં ભરતી થવાની અપીલ કરેલી તેનો જવાબ ઠીક ઠીક મળી રહ્યાનું જણાવવામાં આવ્યું છે. એ અપીલથી એક કદમ આગળ વધીને હવે જુવાનોને સામે ચાલીને લશ્કરી તાલીમનો સ્વાદ ચખાડવો જોઈએ.

## શિસ્તવિહીન અને બિનજવાબદાર બની રહેલા વિદ્યાર્થી

વર્ષ વીત્યું અને ફરી જુવાનો અને વિદ્યાર્થીઓની પરિષદો મળી, ફરી એ પરિષદોની ફારસરૂપ કાર્યવાહીઓ ચાલી, પરિષદો ભરનારાઓએ ફરી સમસ્ત વિદ્યાર્થી આલમને શરમિંદી બનાવી, અને તેથી ફરી ફરીને એમને માટે એકની એક વાત કહેવાની જ ઊભી રહે છે. પહેલી લપડાક દિલ્હીમાં મળેલી અખિલ હિંદ વિદ્યાર્થી પરિષદ. છેલ્લાં કેટલાંક વર્ષોથી વિદ્યાર્થીઓ 'સામ્યવાદી' અને 'રાષ્ટ્રવાદી' એવી બે છાપવાળાં મંડળોમાં વહેંચાયેલા તો હતા જ. તેમાં વળી આ દિલ્હી–અધિવેશન વેળા ખુદ 'રાષ્ટ્રવાદી'ની છાપવાળાઓમાં બે તડાં પડ્યાં, બન્નેએ સમાંતર પરિષદો ભરી હોદ્દેદારો નીમ્યા અને એકબીજાનાં માથાં ફોડ્યાં—અને આ બધું વિદેશોમાંથી આવેલા આમંત્રિત પરોણાઓની નજર સામે જ! તે ઉપરાંત શ્રી. જયપ્રકાશ નારાયણ જેવા જુવાનોના જ લાડકવાયા આગેવાનોનું અપમાન કર્યું! આવા વિદ્યાર્થીઓને કઈ જાતની સલાહ આપવાની કઈ વ્યક્તિએ હિંમત કરવી તે નક્કી કરવું અઘરું છે. 'વિદ્યાર્થીઓને બે શબ્દ' એ નામના એક અગ્રલેખમાં 'નેશનલ હેરાલ્ડે' જે લખ્યું છે, તેમાંથી જ વિસ્તૃત ઉતારા આપવા જેવા છે—

'પોતાના દેશની આઝાદીની લડત દરમિયાન હિંદુસ્તાનના વિદ્યાર્થીઓએ કરેલી સેવાએ એમનું નામ ઉજળું બનાવ્યું છે. પોતાની શક્તિ અનુસાર તેમણે કાર્ય કરેલું છે, અને પરિણામે એમનો આત્મા કચડાયો છે અને એમની ભૌતિક કારકિર્દીને હાનિ પહોંચી છે. આપણા રાજકારણમાં આજે લડતો દરમિયાન ભાંગી પડેલા હતાશ જુવાનો ઠેર ઠેર દેખાય છે. સમાજ માટે કાં તો એ શહીદો બને છે ને કાં તો ભાડુતી સિપાહીઓ. તે સિવાય સમાજથી તેઓ સંપૂર્ણપણે વિમુખ બની ગયા છે......કમભાગ્યે આજે વિદ્યાર્થીઓમાં વિખવાદ ફેલાયો છે. એનો બચાવ તો એટલો જ હોઈ શકે કે ખુદ રાજદ્વારી આગેવાનો જ વિદ્યાર્થીઓ માટે ખરાબ દાખલો બેસારી રહ્યા છે, પણ જુવાનોએ મોટેરાઓના માત્ર દોષની જ નકલ શા માટે કર્યે રાખવી જોઈએ તેનું કારણ સમજાતું નથી......વિદ્યાર્થીઓનાં જુદાં જુદાં જૂથ પોતાનાં અલાયદાં મંતવ્યોને વળગી રહે અને તે છતાં સહુ સાથે મળીને કામ કરી શકે, પોતે: માત્ર વિદ્યાર્થીઓ જ છે તેનું આત્મભાન રાખી શકે અને બહુમતીના નિર્ણયનું શિસ્તબદ્ધ રીતે પાલન કરવાનું ઠરાવી શકે, પણ આજે તો આગેવાની ઉપરથી ઠોકી બેસાડેલી હોય છે, અને આપણા રાજકારણની માફક વિદ્યાર્થીઓમાં પણ આગેવાનો ઉભરાય છે, જ્યારે શિસ્તબદ્ધ અનુયાયીઓની અછત છે. જે વિદ્યાર્થીઓએ અભ્યાસ પૂરો કર્યો હોય તેમને આગેવાની ધારણ કરવાનો જરાય અધિકાર નથી. હિંદુસ્તાન જેવા દેશને સંસ્થાઓની સંખ્યાની વિપુલતા પોસાય તેમ છે, અને કાર્યમાં આગેવાની લેનારાઓ અહીં આવકારપાત્ર છે, પરંતુ એ આગેવાની માત્ર ભાષણો અને નિવેદનોવાળી અને ઉદાર દિલ તથા જરા બેદરકાર છાપાંઓ દ્વારા ઉત્તેજન પામેલી ન હોવી જોઈએ......દુર્ભાગ્યે વિદ્યાર્થીઓની સંસ્થાઓએ પસાર કરેલા ઠરાવોમાં વિદ્યાર્થીઓના ખુદના જ કોયડાઓનો તો સમુળગો નિર્દેશ જ નથી હોતો. પોતાની વિદ્યાપીઠના કરતાં વિશ્વ-પ્રશ્નોના 'ડોળા' ણમાં એમને વધુ રસ પડતો હોય છે. વિદ્યાર્થીઓમાં જો ડહાપણ હોય તો તેમણે જીવનની આ વિશાળ શાળાનો અભ્યાસ કરવાની ડો. રાજેન્દ્ર-

પ્રસાદની સલાહનો અમલ કરવો જોઈએ. જે વિદ્યાર્થી અભ્યાસ નથી કરતો તે વિદ્યાર્થી મટીને રસ્તે ચાલતો કોઈ સામાન્ય માનવી બની જાય છે, અને એના દેશપ્રેમની ભાવના ગમે તેટલી પ્રબળ હોય તે છતાં કોઈ પણ ચળવળને એ મદદરૂપ થઈ શકતો નથી.'

વડોદરામાં મળેલી ગુજરાતના વિદ્યાર્થીઓની પરિષદ સમક્ષ શ્રી. રવિશંકર મહારાજે કરેલું પ્રવચન તો આખું સૌ વિદ્યાર્થીઓએ વાંચવા જેવું, અને વાંચીને ફરી ફરી વિચારવા જેવું છે. એ પરિષદમાં હાજર રહેલા વિદ્યાર્થીઓ કરતાં મહારાજે અભ્યાસ તો ઓછો કર્યો છે, પણ આમજનતાની કૉલેજમાંથી એમણે જે મેળવ્યું છે તે જ્ઞાન મોટી મોટી વિદ્યાપીઠોની ઉપાધિઓ મેળવનારાઓમાંથી પણ બહુ થોડાને હાથ લાગ્યું છે. વિદ્યાર્થીઓ માટે કડવાં વેણ બોલતાં એમનો આત્મા તો ઘણો દુભાયો હશે. પણ કોઈ બીજું કાંઈ કહી શકે તેવું વિદ્યાર્થીઓએ રહેવા દીધું નથી.

ગાંધીજી, સરદાર, મહારાજ, એ બધા ચાલી જતી પેઢીના માણસો છે. એમની તપશ્ચર્યાએ દેશને જે હાંસલ કરાવી દીધું છે તેમાં અખૂટ ખજાનાઓ પડેલા છે. સમૃદ્ધિના, સુખના, ઈન્સાફના, નીતિના. એ ખજાનાઓ આજના જુવાનોના હાથમાં સોંપીને એમણે તો એક દિવસ ચાલી નીકળવાનું છે. જુવાનો પોતાનો વારસો દીપાવે છે કે વેડફી નાખીને દેવાળિયા બને છે તે જોવા પણ એ રોકાવાના નથી. પવન ફૂંકાય ત્યારે ધરતીની ધૂળ પણ આસમાને ચડી જાય છે. એ આસમાનમાં જ રહેવું કે ફરી પાછું ભૂમિની રજ બનીને પડવું. એ નક્કી કરવાનું કામ એકલા જુવાનોનું—વારસદારોનું જ છે.

**અડાસ–ખટલાનું ઉન્નત ધ્યેય શહાદતને શોભાવે છે**

વિદ્યાર્થીઓના ઇતિહાસ સાથે સંકળાયેલી પુનિત સ્મૃતિઓમાંની એકને ફરી તાજું કરવાનો એક અવસર હમણાં આવી ગયો. લગભગ સાડાચાર વર્ષ ઉપર અડાસ ગામે પોલીસના નિર્દય ગોળીબારનો ભોગ બનેલા ચાર જુવાનોની શહાદતને શોભાવે તેવા એક ધારાશાસ્ત્રીને હાથે એ પોલીસો સામેના આરોપો સેશન્સ અદાલતમાં સાબિત થયા છે. ચિતોમાં પોઢેલા એ નવલોહિયાના આત્માને પુલકિત બનાવનારી હકીકત આ ખટલામાંના ત્રણ આરોપીઓને જનમ-ટીપની કેદ મળી છે તે નથી, પણ એક પ્રૌઢ અને નિષ્ઠાવાન લોકસેવકે સંપૂર્ણપણે સત્યપરાયણ રહીને જે ઉચ્ચ હેતુઓ કાજે લડત ચલાવી છે તે છે. અડાસ ગોળીબાર કેસની ચૂંટેલી જુબાનીઓવાળી એક પુસ્તિકા બનાવવાનું કામ ગુજરાત વિદ્યાર્થી કોંગ્રેસે કરવા જેવું છે. એવી પુસ્તિકામાં સહુથી શોભીતી વાત તો આ ખટલો ચલાવનાર ધારાશાસ્ત્રી શ્રી. મોતીભાઈ વીણે જે આખરી વક્તવ્ય કર્યું છે તેમાં રહેલી છે—

> 'આ ખટલામાંથી આ પોલીસોને જેલ ભેગા કરવા કે એમની ઉપર વેર વાળવા હું નથી નીકળ્યો. હું તો માગું છું ઈન્સાફ—ભલે પછી એ નિર્ભેળ ન્યાય ન હોય, ભલે એ દયાભાવે ભિંજાયેલો ન્યાય હોય. હું કાંઈ લોહીનો બદલો લોહીથી લેવા નથી નીકળ્યો. મારે તો દુનિયાને કહેવું છે કે અમે ન્યાયની માગણી કરી છે, તમે અમારા નિર્દોષ જુવાનોને ખોટી રીતે માર્યા છે. મારે સાબિત કરી બતાવવું હતું કે એમનાં ખૂન કરવામાં આવ્યાં છે. બાકી આ સિપાહીઓ તો બિચારા દયાને પાત્ર છે, સરકાર જો દયા બતાવીને એમને છોડી મૂકશે તો મારા જેટલો આનંદ બીજા કોઈને નહિ થાય.'

શ્રી. વીણનું છેલ્લું વાક્ય જ આ ખટલો જે ઉન્નત ધ્યેયસર લડાયો છે તેનું દર્શન કરાવે છે. સિપાહીઓનો બચાવ કરનારા શ્રી. નરીમાને કહેલું કે, આરોપીઓ સાચા ગુનેગારો નથી, એ વાતને સાચા સ્વરૂપે રજૂ કરીને શ્રી. વીણે જણાવેલું કે સાચા ગુનેગારો તો બંગલાઓમાં બેઠા છે. આશ્ચર્યની વાત તો એ છે કે કોંગ્રેસના વહીવટ તળે પણ એ 'સાચા ગુનેગારો' હજી પોતાના એના એ જ હોદ્દા ઉપર બેઠેલા છે, અને આ ચિઠ્ઠીના ચાકર, આ 'બર્સિનરીઝ' જેલ ભેગા થઈ ગયા છે. બેચાર આરોપીઓએ દાખ-

કોર્ટમાં અપીલ કરી છે, એટલે એનો ફેંસલો આવ્યા પછી જ પ્રાંત-સરકાર બીજાં પગલાં લે તે ઉચિત છે.

### કોમવાદનું ધારણ ઓછું કરનારો કોલાહલ

યુક્તપ્રાંતની સરકારે મ્યુનિસિપાલિટીઓના મતપત્રકોમાંથી પેટાકોમોનું ખાતું કાઢી નાખવાનો નિર્ણય કર્યો છે. એ અંગે એટલો જ વિચાર આવે છે કે તમામ પ્રાંતોમાંથી આવાં દૂષણો એકસામટાં દૂર કરવાનું કાંગ્રેસી પ્રધાનમંડળોથી કેમ નહિ બની શકતું હોય! નિશાળોમાં, ઇસ્પિતાલોમાં, અદાલતોમાં અને સરકારી વ્યવહારમાં ઠેર ઠેર પ્રજાજનોની કોમો ને પેટા-કોમો પૂછવાનો જે અનર્થકારી અને બુદ્ધિહીન રિવાજ છે તેને સહુ પ્રાંતોમાંથી એકસામટી વિદાય અપાવી જોઈએ. એ વિદાય છાનેખૂણે શાંતિપૂર્વક નહિ, પણ છડેચોક મોટા કોલાહલ સહિત અપાવી જોઈએ. તો જ કોમવાદનું ધારણ કાંઇક ઓછું થશે.

### કાળાં બજારિયાઓને શી સજા હોય!

લડાઇ દરમિયાન અસ્તિત્વમાં આવેલાં અનેક ભાવ-નિયમનોનો અંત આવી જવાથી જીવનની જરૂરિયાતની વસ્તુઓને આપણા વેપારીઓ ફરી પાછા કાળાં બજારમાં ઢસડી ગયા છે અને નાની નાની વાત માટે પ્રજાને રાતે પાણીએ રોવરાવી રહ્યા છે. કોઇ વસ્તુની અછત હોય અને તેથી બધાને એ સરખે હિસ્સે મેળવવા માટે કતારોમાં ઊભા રહેવું પડે એમાં શરમ નથી, પણ કતારોમાં ન ઊભા રહેનારાઓ એ વસ્તુ થોડે થોડે કાળાં બજારમાંથી ખરીદી શકે છે તે અસહ્ય બને છે. રાજકીય ક્ષેત્રે આપણે જેટલી પ્રગતિ કરી છે તેટલું જ સમાજજીવનને ક્ષેત્રે આપણું પતન થયું હોય તેમ લાગે છે, નહિ તો આપણા વેપારીઓ નફાના નશામાં આટલા બધા ચકચૂર બનીને માનવતાને સાવ ન વિસારી બેઠા હોત.

દોષ એકલા વેપારીઓનો જ નથી. કાળાં બજારના પાપસ્પર્શથી સમાજનો કયો વિભાગ સમૂળગો અલિપ્ત રહ્યો છે તે નક્કી કરવું સહેલું નથી. આખર જતાં તો કાળાં બજારનો આધાર તેના વેપારીઓ ઉપર નહિ પણ એમાં ખરીદી કરનારા ઘરાકો ઉપર રહેલો છે તે સહુ જાણે છે. પણ પ્રજા કાળાં બજારમાંથી જ પોતાની જરૂરિયાતો ખરીદવાની લાલચનો ત્યાગ ન કરી શકે ત્યાં સુધી કાળાં બજારિયાઓને છૂટે હાથે મહાલવા દેવાની જરૂર નથી.

લડાઈ દરમિયાન ચીનમાં અને ત્યાર પછી ફ્રાંસમાં કાળાં બજારના વેપારીઓ માટે મોતની સજા જાહેર કરવામાં આવી હતી તે હકીકત હજી સહુની સ્મૃતિમાં તાજી જ હશે. આપણે ત્યાં ઘણા ય કાળાં બજારિયાઓ માત્ર અમુક દંડ ભરી દઇને સજામાંથી છૂટી જાય છે, અને પછી, એવા તો એકસો દંડ ભરી શકે 'તેરહી મૂડી' પ્રજાના લોહી-પરસેવામાંથી ઊભી કરે છે. કાળા બજાર કરનારા કોઈ પણ ગુનેગારને કેદની સજા ન ફરમાવાય તો દંડનો તેને માટે કાંઇ અર્થ નથી રહેતો. ખુદ સરદાર વલ્લભભાઇએ અમદાવાદમાં એક વાર જાહેર કરેલું કે 'હું સત્તા ઉપર હોઉં તો કાળાં બજારિયાઓને ખતમ કરી નાખું.' આજે એ સત્તા પર છે, છતાં ફૂંકી શકયા નથી. કોને ફૂંકે!

### કાપડ-ઉદ્યોગની કાળી કથા

આ દેશના કાપડ-ઉદ્યોગ સામે શ્રી. ખંડુભાઈ દેસાઈ જેવા જવાબદાર માનવીએ જે તહોમતનામું ઘડીને બહાર પાડયું છે તે આપણી આંખોને સાચી દિશા ઉઘાડનારું અને ઘણું સમયસરનું છે. ૧૯૪૦થી ૧૯૪૬ સુધીના યુદ્ધકાળ દરમિયાન પ્રજાની નિરાધારતાનો લાભ લઇને કાપડ-ઉદ્યોગના મૂડીવાદીઓએ આ દેશના ગરીબોનું શોષણ કર્યું છે તે કાળી કથાનો આ જમાનામાં જગતના કોઇ પણ દેશના ઇતિહાસમાં જોટો નહિ જડે એવું વિધાન શ્રી. ખંડુભાઇએ માત્ર હકીકતો અને આંકડાને આધારે બાંધ્યું છે. આ નિવેદનના કેટલાક મુખ્ય મુદ્દાઓ આ રહ્યા—

૧. આખા દેશના કાપડ ઉદ્યોગમાં અત્યારે પચાસ કરોડ રૂપિયાની મૂડી રોકાયેલી છે. આ મૂડીમાંનો મોટો ભાગ આ દેશમાંની મેનેજિંગ એજન્ટસની ૧૫૦ પેઢીઓના હાથમાં છે. એટલે આ દોઢસો મૂડીવાદીઓ જ આખા દેશના આવા મહત્ત્વના ઉદ્યોગનો કબજો ધરાવે છે, એનું સંચાલન કરે છે, અને એમાંથી

[ અનુસંધાન પૃષ્ઠ ૫૯ ]

# કાળચક્ર

ઝવેરચંદ મેઘાણી

## પ્રકરણ ચૌદમું : ક. બિલ્ડીંગની ટોચે

મુંબઈની એક ધીકતી બજારવાળા રાજમાર્ગ પર ક. બિલ્ડીંગ ઊભું હતું. એને ત્રણ મજલા હતા. એને નિહાળો એટલે કોઈક અવ્યવસ્થિત અને બેદરકાર અમીર માણસના શરીરનો ખ્યાલ આવે. આવા માણસનાં જાકીટ અને ડગલાનાં, બહાર તેમજ અંદરનાં ખિસ્સામાંથી એકાદની અંદર કાગળચિઠ્ઠીઓ પડી હોય, એકાદમાં નોટો ને પરચુરણ હોય, એકાદમાં ગંધાતો રૂમાલ, તો વળી એકાદમાં દવાની નાનકડી શીશી, ને બીજા એકમાં સીગરેટની ડબી પડી હોય. ક. બિલ્ડીંગ પણ, દેખાવે અને બાંધણીમાં આવું અમીરી હતું. એને દરેક મજલે દુકાનો ઑફીસો, ગોદામો અને રહેઠાણનાં ઘરો સામટાં ખદબદતાં હતાં. છતાં પેલા અમીર ગૃહસ્થના ઉપલા એકાદ ગજવામાં જેમ એકાદ કીમતી ફાઉન્ટનપેન અને ગુલાબ-ફૂલનું બટન શોભી રહ્યું હોય છે, તેવી અદાથી ક. બિલ્ડીંગની ટોચે માણેકબહેનનું પતિગૃહ દીપતું હતું.

વિક્ટોરિયા ગાડીમાંથી વિમળાની સાથે નીચે ઊતરીને માણેકબહેને ઉપલે માળે નજર કરી. કોઈ ત્યાં ઊભું નહોતું, પણ કૂલરોપનાં કૂંડાં મલકાઈ રહ્યાં હતાં; મન બોલી ઊઠ્યું: 'ઠીક, મહેરબાન ફૂલઝાડને પાણી તો નાખતા લાગે છે.'

મજૂર કરી દરવાજે દાખલ થતાં જ એક માણસની ને માણેકબહેનની આંખો મળી. દાંત કાઢીને પૂછ્યું, 'કયું, ઠીક હો ને ભાઈ! બરાબર ચોકી કરતે હો ને?'

માણસ શરમાઈ ગયો. 'કયા કરેં બાઈ! જૈસા હુકમ ઉપરીકા!'

'કરો કરો ચોકી. શેઠ હૈં ને ઉપર?'

'હાં બાઈ, અભી તો હૈં.'

'દૂસરે સબ?'

'સબી ગયે.'

'અચ્છા! અચ્છા! હમેરેકું તો સરકારને મુફત ચોકીદાર દિયા હૈ. આનંદ કરો.'

એટલું કહી, હસતે હસતે દાદર પછી દાદર ચડતાં માણેકબહેને વિમળાને પૂછ્યું: 'કાંઈ સમજી?'

'દારૂનો!' વિમળા પણ હસી.

'શું?'

'તમારી સરકારમાં આળરૂ!'

'એટલે?'

'પોલીસનું ખાનગી માણસ.'

વિમળાની ગ્રહણશક્તિ સાહજિક હતી. બેરાળીમાં એને આવી સી. આઈ. ડી. પોલીસનો અનુભવ નહિ, તેમ છતાં, કેટલાંક માણસો હવાની સાથે જ નવી પરિસ્થિતિની સમજણ શ્વાસમાં પી શકે છે, તે માંહેલી હોઈને વિમળા આ માણસનું રહસ્ય પામી શકી.

માણેકબહેને કહ્યું: 'તું બીતી નહિ!'

'જરાકે નહિ. મજા પડે છે.'

પોતાના બ્લોકમાંના છેલ્લા ખંડમાં પહોંચીને માણેકબહેને ગળાનો હાસ્ય-ઘૂઘરો ખખડાવ્યો: 'લો! આંહીં તો મેરબાન એનો એ જ ધંધો લઈ બેઠા છ!'

પતિને એ 'મેરબાન' શબ્દે સંબોધતી. 'મેરબાન' તો બેઠા બેઠા રેડિઓની ચાવી ફેરવ્યા જ કરતા હતા.

'રહે તો!' મેરબાને ઊંચે જોયા વગર જ કહ્યું: 'એક નવું સ્ટેશન પકડાય છે.'

ચાવીને ધીરે ધીરે ફેરવતો એ મેરબાન રેડિઓના કાંટાને અમુક એક ઠેકાણે ઠેરવવા મથતો રહ્યો. 'આ મીડીઅમ વેવ પર ૨૨ મા મીટર પર એક નવું જ સ્ટેશન પકડાય છે......રહે તો!'

'તમ તમારે નવાં નવાં સ્ટેશનો પકડજો, પણ

કહો તો ખરા, અમારો તાર શું નથી મળ્યો?' એમ કહી પતિનો કાન ઝાલ્યો.

'મળ્યો છે.' ચાવી ઘૂમરડતે ઘૂમરડને મેરબાને મહેરબાની કરી.

'તો પછી મોટર કેમ ન મોકલી?'

'નહોતી.'

'કેમ?'

'ભાઈસાહેબને જોતી'તી, એના સગાને કોઈકને મળવા જવા.'

'ઠીક! થયે ઠીક! માંડ જતે જનમારે મોટર પામ્યા, તે પણ આપણા માટે નહિ—મેમાનોને માટે. હં-હં-હં-હં—'

ખુબી જ આ હતી, કે જે શબ્દો બીજાં માણસો રોષ ને કંટાળાની લાગણીથી બોલતાં હોય છે, તે જ શબ્દોને આ સ્ત્રીએ પોતાના કંઠ-ઘૂઘરાની અંદર કાંકરાની પેઠે રમાડ્યા. પણ પતિએ તો રેડિયોનો કાટો ફેરવતે ફેરવતે 'રહે તો લગીર! રહે તો જરા!' એમ કહ્યા કર્યું. માણેકબહેન વરનો કાન આમળીને પછી ચાલ્યાં—

'ચાલો ભાઈ! મોટર ઘેર આવી પણ એ આપણા પ્રારબ્ધની નહિ હોય, મેમાનના ભાગ્યની હશે. અરે પણ આ બાથરૂમમાં ગાભરડા લૂગડાં કેમ પડ્યા છે!'

'તમારે માટે રાહ જુએ છે.' રેડિયો પરથી જ મેરબાને ટોકો કર્યો.

'કેમ, રામો નથી?'

'ના, ચાલ્યો ગયો રત્નાગિરિ.'

'ક્યારે!'

'પરમદિવસે.'

'પરમદિવસનાં પડ્યાં છે લૂગડાં? બધાયનાં? કોઈએ પોતાનું પોતિયું પણ નિચોવ્યું નહિ!'

'ના, તમારી તો કાલે વાટ હતી ખરી ને!'

'વા...આ...આ...રે! ઘણી સારી વાત! ચાલ બેન ઘેલી, પ્રથમ તો આ ધરણ ઘરમાંથી કાઢવા દે.'

બેઉ જણીઓ કપડાં ધોવા બેઠી. એ ધોણય ચિત્રવિચિત્ર હતી. મલમલ, રેશમ અને ખાદી; સફેદ લેંઘા, ખાખી ચડ્ડીઓ, બારીક અને ઘડકી જેવી જાડી ધોતીઓ: સાડીઓ ને ચણિયા પણ હતા. આ પોશાક પહેરનારાં આઠ-દસ માનવીઓની કલ્પના કરવી એ પણ એક તમાશો જોવા બરાબર હતું.

'હું ત્યારે જાઉં છું કારખાને.' કહેતા 'મેરબાન' સજ્જ થઈને નીકળ્યા; ને ધોતી પત્નીને જણાવ્યું: 'કાલે કોંગ્રેસની મહાસમિતિની બેઠક માટે તમારી ટીકીટ આવી ગઈ છે.'

'અને તમારી?'

'હું નથી આવવાનો.'

'કેમ?'

'હું ક્યાં કોંગ્રેસનો અનુયાયી છું! રાજકારણમાં આપણા રામને અંધારું ઘમ!'

'હં-અં—સીધા કહોને, સરકારના ઓર્ડર મેળવવામાં આબરૂ આડે આવે!'

'એવું કંઈ નહિ. તમારી ધોળી ટોપીને તો એ બાબતનું બેવડે દોરે સુખ છે.'

'પત્યું. ચાલો, બાથરૂમ તો ગાવાની જગ્યા છે, રાજકારણ ચર્ચવાની નહિ. પણ આંહીં જરા ડોકાતા તો જાવ! આ એક વધુ મહેમાનને તેડતી આવી છું.'

'કોણ છે વળી?' એમ કહેતા 'મેરબાન' અંદર દૃષ્ટિ કરતા ઊભા. વિમળાને માણેકબહેને કહ્યું 'મોં તો બતાવ તારા બનેવીને!' બન્ને એકબીજા સામે જોઈ રહ્યાં. જોયાં હશે વર્ષો પૂર્વે. સ્મરણ નહિવત્ હતું. પાતળી ઊંચી કાઠીના બનેવી મનોહરલાલને અકાળે બેઉ લમણા પર ધોળાં આવી ગયાં હતાં. ચહેરો અક્કડ હતો, અને તક્ષણ આંખોમાં આછો મલકાટ એટલો તો ગુપ્ત હતો, કે કોઈકને જ એ જોવા મળે. માણેકબહેને બહાર આવીને બારણા સુધી જઈ માશિવાઈ બહેનની પિછાન દીધી અને અહીં લઈ આવવાનું પ્રયોજન કહ્યું. મનોહરલાલે ટકોર કરી: 'આ ઘરની અંદર તો કૈંક આવે છે ને જાય છે. છોકરી બાપડી ભોળી લાગે છે. એટલા પૂરતો તારે માથે બોજો થયો, બાકી તો સારું કર્યું'. અને જો, રસોયો પણ આજથી કદાચ ન આવે,

સવારે છણકો કરીને ગયો છે. અને મેં તો હવે ગૃહરાણીને ઘરનો ચાર્જ ક્ષેમકુશળ સોંપી દીધો છે.'

'વા...આ...આ...રૂ મેરબાન! એમ કહીને ચોખ્ખું, કે દીરા જણનું ભડિયારું સાંજે કરી રાખજો!'

'કહેવે કહેવે ફેર છે ના! આને કાંઈ, સાચું છે છતાં ય, બાપની બૈરી કહીને બોલાવાય છે?'

'અરે તમારી ખૂબી!' કહેતાં માણેકબેન વિદાય થતા વરને ચોટિયો ખણવા ગયાં, ત્યાં તો 'એ બધી રાતે વાત,' એમ કહેતો મનોહરલાલ, જે ચાલાકીથી સીડી પર સરકી ગયો, તે ચાલાકી એનામાં આજે તો શું પણ જન્મારે ય કદી હોઈ શકે નહિ, એવું સોગંદ પર કહેવા એના નજીકના સ્નેહીઓ પણ છાતી ઠોકીને બહાર પડ્યા હોત. કારણ કે એ ચાલાકીનું લીલારથાન વરવહુ બે જ જણાંની વિશ્રંભ-પળોમાં જ હતું.

જેમ જેમ સાંજ પડ્યા પછીનો સમય અંધારું ઘૂંટતો ગયો. તેમ તેમ વિમળાએ માણેકબહેનના ઘરના દાદર પર અને દ્વાર પર નાનાં મોટાં ધમસાણ ચાલુ થતાં સાંભળ્યાં. દાદરના પથ્થરો પર તડાક તડાક બોલતાં ચંપલો ને પદ્દાણી સેંડલો પછડાતાં ઘસાતાં આવે છે; અને જોશભેર હસવાના તથા ઉગ્ર રોષના ઉશ્કેરાટભર્યા સામસામા અવાજો. બારણા સાથે અફળાટ કરે છે.

એક કહે છે, 'નહિ જવાહરના ભેજામાં ભૂસું ભર્યું છે. આઇડિયોલોજી...'

બીજો બોલે છે, 'મોરકોના પઢાવ્યા તમે તો પોપટ છો પોપટ.'

ત્રીજો, 'પંદર દા'ડામાં દેશભરમાં કોન્ફ્લેગ્રેશન (દાવાનલ) સમજજો.'

ચોથો, 'આ વખતે તો ફાઈટ ટુ ધ ફિનિશ!'

પહેલો, 'કંઈ નથી થવાનું. આઇડિયોલોજી...'

ત્રીજો, 'આઈડિયોલોજીની મોંપાટ શું લો છો યાર! શું વલ્લભભાઈને આઈડિયોલોજી નથી એમ કહેવું છે તમારું!'

પહેલો, 'ઓફ કોર્સ (અલબત્ત) એમ જ.'

ત્રીજો, 'આ સામ્યવાદીઓને તો મારી મારીને બોલતા બંધ કરવા જોઇએ.'

પાંચમો, 'ધેટ્સ ઇટ! ધેટ ઈઝ આવર ટ્રાયમ્ફ (વાહવાહ! એ જ અમારો વિજય!) તમારા ઉશ્કેરાટથી જ અમને જીત મળે છે.'

ત્રીજો, 'હવે બેસો બેસો! હું તો કંઇ નથી ઉશ્કેરાયો.'

આમ આ હા વા ને ધાબડિયો આસ્તેકદમ મુલાકાસ્તેકદમ મનોહરલાલ—માણેકબેનના ઘરમાં દાખલ થયાં અને તેમાંના બેત્રણ જણાએ સીધા રસોડામાં પેસી માણેકબહેન પૂરીઓ તળતાં હતાં તેમાંથી અક્કેક ઉપાડતે ઉપાડતે માણેકબહેનના સમાચાર પૂછવા માંડ્યા.

'અહો! કાઠિયાવાડ આવ્યું કે પાછું? આ વખતે કોઈ ડેકોઈટ કે રોબર—કોઈ બહારવટિયો લૂંટારો મળેલો ખરો કે માણેકબેન?'

'એ બધી વાતો હું તમને બધાને કહું, ખૂબ સાંભળવા જેવી છે, પણ પ્રથમ તો તમે અકકેક પૂરી ઉપાડી લઈ ને રસોડાની બહાર નીકળો.'

માણેકબહેન આ કહેતાં હતાં ત્યારે એ મિત્રમંડળની નજર વિમળા પર પડી. વધુ એક શબ્દ બોલ્યા વગર તેઓ પોતાનાં ટોળટિખળ ચૂપ રાખીને બેઠકના ખંડમાં ચાલ્યા ગયા.

વિમળાનું જીગર મજબૂત હતું એ વાત સાચી, પણ એક ગૃહસ્થીના ઘરમાં બહારના માણસો કાયમી વાસો કરતા હોય, વહેલા મોડા ફાવે ત્યારે બહારથી આવી નહાવા જમવાનું કે સૂવાનું પામી શકતા હોય, વાતોનાં સાદાં ટોળટપ્પાં મારી શકતા હોય તેમ જ દેશના સળગતા જાહેર પ્રશ્નો પર હળવી ભારે ચર્ચા કરી શકતા હોય, માણેકબહેન અને એના પતિ મનોહરલાલ આ સઘળી બાબતોમાં શામેલ રહેતાં હોય, ગંભીર વાતોમાંથી એકાએક ગંજીપો લઈ સૌની જોડે આ દંપતી બ્રીજ બિઝીક રમવા પણ બેસી જતાં હોય; એ સઘળી લીલાએ વિમળાને ઠીક ઠીક અકળાવી, વિસ્મિત બનાવી, અને ભયભીત સુદ્ધાં કરી.

પહેલી જ રાત હતી-પંદરેક દિવસની ગેરહાજરી પછીનું પતિ-પત્નીનું મળવું થયું હતું. તેમ છતાં સૌની સંગાથે બેઠાં બેઠાં અધરાતનો સુમાર થયો. પછી બે પાંચ ગયા, ત્રણ ચાર રહ્યા. માણેકબહેને સૌની

પથારીઓની વેતરણ કરવા માંડી. એમની ગણતરી આજે તો પોતાના શયનખંડને સલામત રાખવાની હતી. મનોહરલાલ હિંદુસ્તાનની અંદરનાં રેડિયો—કાર્યક્રમો ખલાસ કરીને-મુંબઇ, દિલ્હી, લખનૌ, કલકત્તા, વગેરે બધાં સ્ટેશનો પતાવી નાખીને પછી અલકમલકના સ્ટેશનો પર કાંટો ફેરવતા હતા; તરેહ તરેહની જબાનો સાંભળતા હતા. છેલ્લે પહોળું બગાસું ખાઇને માણેકબહેને પતિને કહ્યું કે, 'હવે તો બચાડા રેડિયોનો જીવ લેવો છોડો! ઊઠો; ઊંઘ ભરાણી છે મને તો.'

'આ લગાર—લગાર સાઇગોનને સાંભળીએ. જુઓ, કોઈ કૅપ્ટન મોહનસિંગ બોલે છે.'

એમ કહેતા મનોહરલાલ એકાગ્ર બન્યા. ઘરમાં હાજર હતાં તે સર્વ હાજર થઈ જઇને એક કાને સાંભળતાં ઊભાં. સિયામ દેશના પાટનગર સાઇગોન-માંથી શુદ્ધ હિંદી સ્વરોની ધારા વહેતી હતી. મરદાઈના મરોડો વડે શોભતા શબ્દો કોઇ રણબંકડા હિન્દીવાનના હોઠ પરથી ટપકતા હતાઃ—

'પ્યારા દેશબાંધવો, અમારી ફિકર કરશો નહિ. અમને હિન્દીવાન સૈનિકોને જાપાનને હાથે જખમે થવા સોંપી દઇને અંગરેજ ઠંડે કલેજે ચાલ્યા ગયા છે. પણ અમે આઝાદ હિન્દ ફોજની સ્થાપના વિચારી છે. જુઓ, સાંભળો, આ આઝાદ ફોજી જુવાનો અહીંથી બોલે છે. પોતાનાં માતાપિતાને ખુશખબર કહેવરાવે છે.

પછી કોઇ કોઈ બુલંદ ઘેરો પ્રૌઢ અવાજ, તે પછી કોઈક જખમી જનનો કંઠ, અને તે પછી કોઇક યુવાનીના પ્રવેશ-દ્વારે ઊભેલા છોકરાની તરડાતી ભરડાતી જબાન અનુક્રમે બોલી ઊઠીઃ ફલાણો પ્રાંત, ફલાણો જીલ્લો, ફલાણો તાલુકો, એમાં અમૂક શહેર, ને એ શહેરની પાસે આવેલા અમૂક ગામડાનો હું રહીશઃ બાપનું અમૂક નામઃ એને કહેજો કોઈક, કે હું અમૂક નામઠામનો, અમૂક પલટનમાંનો માણસ ખુશમઝામાં છું. દેશની આઝાદી મેળવવા હું લડનાર છું. મારી ફિકર કરશો નહિ. મારી બહેનને બોલાવશો, મારી માને મારા પ્રણામ પહોંચાડશો અને તમે સૌ પણ ત્યાંથી અંગરેજોને હાંકી કાઢજો......'

વગેરે વગેરે ઓળખાણ આપીને અપાતા આ દેશાવરી સંદેશા સ્તબ્ધ હૃદયે સૌ સાંભળતાં હતાં, તેમાં વિમળા પણ અદ્ધર શ્વાસે બેઠી હતી. એને થતું હતું કે હજુ કંઇક નવું માણસ એ રેડિયો પર નીકળશે, જેનું નામ, ઠામ ને ગામ જાણીતું છે. પણ એ પોતાનો સંદેશો કોને પહોંચાડવાનું કહેશે? કોનું નામ લેશે? આ દસ બાર માણસોની વચ્ચે વિટળાયેલું જ્યોતિર્મય યંત્ર શું એકાદ કોઈક દિવસ પણ નહિ બોલી ઊઠે, કે 'બેરાળી ગામમાં એક વિમળા નામની કન્યાને.....'

પણ હવે તો રેડિયો પર 'વંદે-માતરમ્' ગવાતું સંભળાયું. સ્ત્રીઓ પુરુષોનો કોઈ મોટો સમૂહ મળીને દરિયાપારથી ગાતો હતો. અને એ ગાનની સન્મુખ પેલા, સાંજથી લઇ અધરાત સુધી ચર્ચાદલીલોના અવિરત બડબડાટ કરનારા પાંચ છ જણા મંત્ર—મુગ્ધ હૃદયે, નિમિલિત નયને, પુન્યભાવપ્રેરિત ચહેરે પ્રાર્થનાભરપુર ઊભા હતા. અજાણી વિમળાને પણ વધારે સ્પષ્ટીકરણ વગર જ સમજાઈ ગયું હતું, કે દુનિયાના બેઉ ગોળાર્ધોમાં ચાલી રહેલી માનવી-માનવીની કાપાકાપીની વચ્ચે, પ્રલયના ઝંઝાગ્નિની વચ્ચે, આ કોઈક ગર્વભર્યાં ખુવાર દેશવાસીઓ ગાતાં હતાં—જે ગાન તેઓ ગાતાં હતાં તે ગાન વિમળાએ પણ પોતાના ગામની કન્યાશાળાના મેળાવડામાં અન્ય સખીઓની જોડે ગાયુ હતું, પણ આવું તો કદાપિ નહોતું સ્પર્શ્યું. આટલી બધી ઉષ્મા, ઉલ્લાસ ને ઉજાસ શું એકના એક જ શબ્દ-ઝૂમખામાં અગોચર અને અણસુણ્યાં પડ્યાં હતાં!'

વિમળા, કે જેણે પ્રાર્થના કદી કરી નહોતી, તે વિમળા શુન્યને પ્રણામ દિશે પહેલી જ વાર નમી રહી.

બધાં ગીતપોતાને ઠેકાણે સૂવા ગયાં; અને માણેક-બહેન પોતાનો, નાનાં છોકરાંનો ને પતિનો સૂવાનો એ અલાહેદો ઓરડો બંધ કરતાં હતાં તે જ ટાણે દરવાજે ટકોરી વાગી.

અંદર આવનાર હતાં એનાં દેર-દેરાણી.

'ઓહો! અત્યારે? ક્યાંથી? માટુંગાથી?'

'ના, ના, એ તો બપોરે એક મિત્રને ત્યાં આવેલાં, મોડું થઈ ગયું, થયું કે હવે રાત જ રહી જઇએ.'

બહાર પરામાં રહેતાં દેર-દેરાણીને આવો બેજ-

વાબદાર વિશ્વાસવૃત્તિને માટે કશું જ કહ્યા વગર ભોજાઈએ ઘરમાં લીધાં. જગ્યા તો હવે કોઈ બીજી રહી નહોતી. પોતે, દેરાણીની સાથે જ્યાં વિમળા હતી, તે મોટાં છોકરાંવાળા ખંડમાં પથારી કરી, અને દેરને એના મોટાભાઈ સાથે પોતાના સુવાના ખંડમાં સુવરાવ્યો.

સાઈગોન રેડિયોના શબ્દ—ભણકાર સૂર-ભણકાર વિમળાને અંતરદ્વારેથી મોડી રાતે પણ શમ્યા નહોતા. પોતાને આ થોડા કલાકોની અંદર જીવનના ઘરમૂળમાંથી કશોક ફેરફાર થયો જણાતો હતો. આ ઘરની ગૃહિણી માણેકબાઈ, ગૃહપતિ મનોહરલાલ, આ બહારથી આવનારા ચિત્રવિચિત્ર અને ભેદી સૃષ્ટિના કોઈક આગન્તુકો, અને એ બહારવાળાઓની ખિદમત આડે જેમને ઘરમાં પોતાનો અલાયદો રમત-ઓરડો પણ નહોતો મળી શકતો તે ત્રણચાર નાનાં બાળકોનું મૌનભર્યું જીવન, બધું જ રહસ્યમય હતું. ને સૌથી વિશેષ વિસ્મયકારી તો વિમળાને માટે આ હતું, કે પેલા પાંચછ ચર્ચાખોર આગન્તુકો એકબીજાની વિરોધી વિચાર-દુનિયાનાં પ્રાણીઓ હોવા છતાં તે રાત્રિ-પહોરે એકબીજાની નજીક નિરાંતે ઊંઘતા હતા. એમાંનો એક એમ. એ. નો અભ્યાસ કરતો હતો, બીજો રોયલ ઇન્ડિયન નેવીમાં જવા માટે ભણતો હતો, ત્રીજો ચારેક મહિનાથી મુંબઈમાં રહ્યો રહ્યો, કાઠિયાવાડમાંની પોતાની એક હરિજન સંસ્થાને માટે ફાળો કરતો હતો, અને હજુ એ સંસ્થાને સંભાળવા પાછો પહોંચતાં પહોંચતાં બેએક મહિના કાઢી નાખશે એમ મનોહરલાલનું માનવું હતું. ચોથો મૂળ તો આસામનો વતની, મુંબઈમાં આવેલો અનાથ અવસ્થામાં, ઊછરેલ કોઈ બાવાની જોડે મંદિરમાં, ભણેલો એક વેશ્યાને ઘેર રહી, ભણીને નિશાળમાં માસ્તર થયો હતો, ભણતર ભણાવતે ભણાવતે કોઈક એકાદ ગુજરાતી કન્યાને પરણી લેવાના કોડ સેવતો હતો, એ કોડને પુરનાર કોઈ ન મળ્યું એટલે કોંગ્રેસ-હાઉસમાં વગરવેતને સેવા આપતો હતો, એ સેવાની કદરરૂપે અને કાયમીપણાને ખાતર કોઈક આગેવાને એની જોગવાઈનો ભાર માણેકબહેન પર નાખ્યો હતો. કોંગ્રેસના ખડા સૈનિક તરીકે એનું કામ લડત થાય ત્યારે જેલમાં જવાનું હતું, અને શાંતિકાળ દરમ્યાન સીગરેટો પીતાં પીતાં એક આગેવાનની વાતો બીજા આગેવાનને ઘેર જઈ મીઠું-મરચું ભભરાવીને કહેવાનું હતું. ચોર-લૂંટારાને પણ ખાનદાનીના નિયમો હોય છે, તેમ આ માણસના સંબંધમાં પણ માણેકબહેનને માતૃતુલ્ય ગણવાની અને એમના ઘરની એક પણ સારી માઠી વાત બીજે કોઈ સ્થળે ન કરવાની ડાકુ-નીતિ હતી. પાંચમા એક ભાઈ, એલ. એલ. બી. થઈને બે વરસ નોકરી કર્યા પછી પાછા ફિલ્સુફીના વિષયમાં એમ. એ. નું કરી લેનાર, અને એમ. એ. તરીકે પોણાબે વર્ષ શાળા ભણાવ્યા પછી પાછા ગણિતમાં એમ. એ. થવાનો મનોરથ લઈ બેસનાર અલગારી હતા.

આવાઓને મુંબઈમાં મુખ્ય જરૂર સૂઈ રહેવા અને બે ટંક પેટીઉં મેળવી લેવાની હતી. માણેકબહેનનું ઘર એમને એ પુરું પાડતું હતું. બદલામાં તેઓ કશો કૃતજ્ઞતાનો ભાવ પણ નહોતા સેવતા, દબાઈ સંકોડાઈને પણ નહોતા રહેતા, તેમ બીજી બાજુ આ પોતાનું ઘર જ છે એવો સહજ ભાવ સેવતા હતા.

એક વાર, વિમળાના આવ્યા બાદ ત્રણેક દહાડે કોંગ્રેસ મહાસમિતિની ૧૯૪૨ના ઓગસ્ટની ૮ મી તારીખની બેઠક પર ગુજરાતમાંથી બેએક પ્રતિનિધિઓ આવ્યા હતા, તેમનો ઉતારો પણ માણેકબહેનને ત્યાં હતો. એમણે અગાઉ અનેક વાર આવેલ તે વખતની માફક આ વેળાએ પણ ઘરમાં પડેલાં આ બહારવાળાઓનાં બિછાનાંની અવ્યવસ્થિતતા ટાળવા માટે માણેકબહેનને મથતાં જોઈ જોઈને, પ્રભાતે ચા પીતાં પીતાં કહ્યું: 'આ તે કંઈ ઘર છે? આ તો ધર્મશાળા છે, ધર્મશાળા!'

કહેતા કહેતા એ કહેનાર હસ્યા. માણેકબહેનની આંખ એ સાંભળી એકાએક બદલી ગઈ. કહેનાર તરફ ફરીને એણે પૂછ્યું: 'શું બોલ્યા......ભાઈ? ફરી કહો તો! હેં! આ ધર્મશાળા છે? ધર્મશાળા છે મારું ઘર?'

કહેનારના ચહેરા પરથી રૂધિર સુકાઈ ગયું. એમનો ગર્ભિત હેતુ તો માણેકબહેનની દયા ખાવાનો હતો. પણ એ દયા ખાવા જતાં એમના પોતાના મનમાં પડેલી એક માન્યતા બહાર ડોકાઈ પડી કે આહીં આ ઘરમાં તો કોઈ પણ માણસ ધામા નાખી શકે છે. કોઈ ના પાડનાર નથી!

માણેકબહેને તે દિવસે આ ભાઈને જમવાનું તો રોજના કરતાંય અધિક ચીવટથી પીરસ્યુ, પણ રોજીંદુ રોનકીપણું માણેકબહેનના પીરસવા જમવામાંથી ઊડી ગયું હતું એમણે પોતાના ગાંભીર્યનો વધુ કશો ઊહાપોહ કર્યો નહિ બીજા કોઈની મગદૂર નહોતી—મનોહરલાલની પણ નહિ !—કે એમને આ વાત પર ટાઢા પાડી શકે મન એવું માહી બેઠું બેઠું બોલતું હતું, કે અહીં આ બધાને રહેવા ઊતરવા દઉં છું અને એમની વિચિત્રતા તેમજ બેદરકારી વગેરે બધું ચલાવી લઉં છું, તે તો તેમને ઘરના બાળકો જેવા જાણીને તેઓ પણ છો આ વિચિત્ર આદતો ને સરકારો રાખીને રહે—પણ તેઓને આટલું ભાન હોવું જોઈએ, કે પોતે ઘરના જનો થઈને રહે છે માટે આ લાલન પામી રહેલ છે, ધર્મશાળા સમજીને અહીં પડવાનો કોઈને જ અધિકાર નથી

કદી ન રડનાર માણેકબહેનની આંખો તે આખો દિવસ સુકાઈ નહિ, અને પેલા 'ધર્મશાળા' કહી ટીખળ કરનાર ભાઈ ફરી ઘેર ડોકાયા નહિ

આમ આ ઘરની અંદર બનતા નાના મોટા બનાવોની ઝીણી ઝીણી અસરોમાં વિમળા રંગાયે જતી હતી દિનભરમાં એનો સૌથી વધુ રસભર્યો સમય સાંજરે, બપોરે કે વહેલી સવારે મનોહરલાલ જ્યારે રેડિયોનો કાંટો ઘૂમરડતા બેસતા, તે જ હતો પોતે બાજુના ખંડમાં બારણા આડે લપાઈને બેઠી બેઠી કાન માંડતી એમ પણ થતું, કે દિવસે જ્યારે કોઈ ઘરમાં ન હોય ત્યારે, કદાચ છે તે સાઈગોન રેડિયો પર કોઈક જો પેલા, પોતે જેને માટે ઉત્સુક હતી તે સમાચાર બોલી નાખશે, તો શું થશે! અને બીજો પ્રશ્ન એને આ પણ થતો, કે જો સાઈગોન રેડિયો પરથી બોલાતા સંદેશા અહીં મળી શકતા હોય, તો પછી આ માણેકબહેનના રેડિયો પર હું જો બોલું કે 'ભાઈ! કાઠિયાવાડના ફલાણા ફલાણા ગામના મૂળ રહેવાશી અને રીસાઈને મનાપા-સિંગાપોર ચાલ્યા ગયેલા એક સુમનચંદ્ર નામે વેપારી લાઈનના માણસને આટલા ખબર દેશો!' તો ત્યાં સાઈગોન રેડિયો પર કોઈક ને કોઈક તો સાંભળશે જ, અને સાંભળશે તો સીંગાપુર મલાયામાં સમાચાર પણ દેશેરતો

આવી ગેરસમજણથી એણે ૧૯૪૨ના ઓગસ્ટની તા ૮મીના બપોરે એકાંતે માણેકબહેનની ગેરહાજરીમાં રેડિયોની સ્વીચ ઉઘાડી, ધીરે ધીરે એના કાચ પાછળ જલતી જ્યોતને સંબોધી કહ્યું પણ ખરું કે "કોણ છે ત્યાં? કોઈ છે? મારે સાઈગોન રેડિયો-વાળાને સંદેશો કહેવો છે!"

ખડખડાટ એની પાછળ કોઈક હસી પડ્યું બાપડી હાંફળી-ફાંફળી ઊભી થઈ ગઈ હસનારા માણેકબહેનનાં નિશાળેથી ઘેર આવેલાં છોકરાં હતાં એમાંની મોટી છોકરીએ કહ્યું 'માશી' શું કરતા હતા? સાઈગોન કોને સંદેશો કહેતા હતા? એમ કંઈ આ રેડિયો-સેટમાંથી કોઈ સાંભળી શકે! એ તો એના બ્રોડકાસ્ટિંગના સ્ટેશને જવું પડે—પણ ત્યાં તમને કોઈ બોલવા ન દે, એક હજાર શું એક લાખ રૂપિયા આપો તો પણ નહિ, હા કે માશી? ત્યાં સાઈગોનમાં તમારું કોઈ છે માશી? કોઈ રહી ગયું છે? એને શું સ્ટીમર નહોતી મળી? પણ તો તો હવે એ ક્યાંથી રહ્યું હોય? એને તો મારી જ નાખ્યા હોય.'

મુંબઈ શહેરના છોકરાંને માટે આ બાબતની સમજ સહજ હતી કાચની પૂતળી સરખી પારદર્શક પ્રકૃતિની એ છોકરીના ઉદ્ગાર શબ્દો વિમળાની કલ્પનાશક્તિને ઢંઢોળી ગયા એણે જવાબ દીધો 'અરે એ તો હું અમસ્થી અમસ્થી લહેર કરતી હતી એ તો હું પણ જાણું જ ને, કે આમાંથી તે કાંઈ કોઈને સંભળાવી શકાય?'

અધરાત વીતી ગયા બાદ મોટર ગાડી આવી અને એમાંથી ઊતરેલા માણેકબહેનને છેક દાદર પરથી બેકાબુ થનગનાટ કરતા આવેલાં દેખી પતિએ પૂછ્યું 'કાં, શું સમાચાર છે? બેઠક પૂરી થઈ ગઈ?' એનો પ્રશ્ન ગોવાળિયા તળાવમાં ભરાયેલી કોંગ્રેસ મહાસમિતિ વિશેનો હતો

'પૂરી થઈ શું, બાપુએ તો કમાલ કરી,' માણેકબહેને પાણીનો ગ્લાસ લઈ કંઠ-ઘૂંઘરો રમતો મૂક્યો 'કરેંગે, મરેંગેનું આખરીનામું આપ્યું હવે સરકારના મોતિયા મર્યા જાણજો.'

'૯-૯—'

'કેમ તમે કંઈ વાત કહેતા નથી ?'

'મને તો માઠું થનારું લાગે છે.'

'એટલે શું ? સરકાર પકડી લેશે બધાંને ?'

'મને એમ જ લાગે છે.' બોલતાં બોલતાં પતિ હાથનાં આંગળાં ચોળતા હતા. એમણે આગળ વાત ચલાવી: 'ગાંધીજીએ ભલેને હૈયાં હલમલાવી નાખે તેવું છેલ્લું ભાષણ કર્યું, વાઇસરાયને મિત્ર કહ્યા, મળવા દેવાની માગણી કરી, મળ્યા પહેલાં મારે તો કંઇ લડત ઉપાડવી જ નથી, એવું એવું મીઠું મધ જેવું ભલેને કહ્યું, પણ સરકાર હવે સમય આપે એમ મને તો નથી લાગતું.'

'તો તો લડત ઊપડશે.'

'ઊપડશે તે તો ઠીક—પણ એમાં શું બળ્યું હશે !'

'કેમ ?'

'કોઈને કશી ખબર નથી, કશી દોરવણી નથી, બધાં જ ધાંધિયા છે.'

પત્નીએ કહ્યું: 'અરે વાત શી કરો છો ! અત્યારે તે સરકાર શું મૂરખી છે કે આ દેશને છંછેડે ? જાપાન માર માર કરતું આવે છે તેનો તો વિચાર કરો ને !'

'શું વિચાર કરે ?'

'કેમ શું વિચાર કરે ? આખો દેશ સળગી ઊઠ્યા વિના રહેવાનો છે શું ? મીલો કારખાનાંને તાળાં દેવાય, ટ્રેનો, તાર, ટપાલના વ્યવહાર તૂટી પડે, એ ઉપરાંત આજે તો લશ્કરને વિફરી જતાં વાર નથી લાગવાની.'

પત્નીના દોરેલા આ ચિત્ર ઉપર શાહીનો ખડિયો ઊંધો વાળી દેતો હોય તેવી દર્દભરી હાંસી સાથે પતિએ કહ્યું: 'આ બધી તો તમારી' ધોળી ટોપીઓ ફિશિયારી જ છે !'

'નહિ, દરેક માણસ બોલે છે. અને અમે તો દેશના મોટામોટાઓ પાસેથી જ સાંભળ્યું છે કે, જવાહર પાસે તો મોટા લશ્કરી માણસો આવીને કહી પણ ગયા.'

'શું કહી ગયા ?'

'કે લડત જગાડો, એટલે અમે ઝંપલાવવા તૈયાર જ છીએ.'

'હા, એમ તો જમશેદપુરની તાતા-ફેક્ટરી વિશે પણ એવાં જ ગપાટાં ચાલે છે, કે તાતા પોતે મહાત્માજીને મળી ગયા—આજે જ, અને જો લડત ઊપડે તો આખું કારખાનું બંધ કરી બેસવાનો કોલ દઈ ગયા ! બધી બજારુ વાતો છે. સરકાર નહિ ડરે. પકડશે—કદાચ છે ને રાતોરાત પકડશે.'

પાણીનો ગ્લાસ માણેકબહેનના હાથમાં જ ભરેલો હતો, પણ એ મોંએ અડકાડવાનું વીસરીને એ વિમાસી રહ્યાં. મોં પર પતિના ભાખેલા આગમ-બોલની વાદળી છવાઇ ગઇ. એ બોલવા જતી હતી કે 'તો તો મને.......'

'હા એ તો, લીસ્ટ તૈયાર જ હશે.'

'હવે જાવ ! જાવ !' પત્ની ઊભી થઇને કહેવા લાગી 'ઘેલા થશો ના. સરકારથી કશું બનવાનું નથી. મહાત્માજીએ ખરેખરી એના પગમાં આંટી નાખી છે. પકડે તો તો સરકારનું મોત હાથવેંતમાં સમજવું.'

'ઠીક, ચાલો, જોઇએ સવારે શું થાય છે.'

પછી સવારે જ્યારે મનોહરલાલ ઊઠીને ટેલીફોન પર નંબર ઘૂમરડવા લાગ્યા, ત્યારે યંત્ર ખોટકાઇ ગયેલું જણાયું. સામી બાજુએ આવેલા પડોશીના ટેલીફોન પર ગયા, ત્યાં પણ કહે કે અમારો ફોન ખોટકાઇ ગયો છે. પાએક કલાકમાં તો આખા ક. બિલ્ડીંગના એકેએક ફોન ખોટા પડી ગયા હતા.

'આ તે શું !'

બહાર નજર કરે છે, તો નજર પહોંચી શકી ત્યાં સુધી પોલીસ ! પોલીસ ! ચોકીપહેરા બેસી ગયા છે.

માણસો ખબર લાવ્યા: 'ગાંધીજીને અને બીજા ઘણાને પકડી ઉપાડી ગયા......'

'ક્યાં ?'

'ઇશ્વર જાણે !'

માણેકબહેને પતિની સામે જોયું. પતિએ એમ તો બેશક ન જ કહ્યું, કે 'હું નહોતો કહેતો !' પણ કહ્યું કે 'બિરલા હાઉસ પર ફોન તો જોડો !'

ફોન પાછા ચાલુ થઈ ગયા હતા

માણેકબહેને બિરલા હાઉસનો ફોન જોડી પૂછ્યું એલાવ ' ગાંધીજી પકડાઈ ગયા શું ?'

' બંધ કરો ! ' સામો ઉત્તર મળ્યો, અને રિસીવર પણ દેતું નીચે મૂકાયું એવું લાગ્યું

ફરી ફરી બિરલા હાઉસ ખાતે નંબર જોડવાનો પ્રયત્ન કરતાં એકવાર સામેથી બહુ જ અસભ્ય જવાબ સાંભળવા મળ્યો

મોડેથી બારણા પરની ટકોરી વાગી ઉઘાડવા જતા મનોહરલાલે કહ્યું ' આવી પહોંચ્યા જણાય છે ! '

[ અપૂર્ણ ]



## શાંતિના મૂલ્ય

પેરિસમાં અઢી મહિના સુધી ચાલેલી શાંતિ-પરિષદની બેઠકનો તેની યજમાન ફ્રેન્ચ સરકારને આશરે સાડત્રીસ લાખ રૂપિયાનો ખર્ચ થયો છે. એમાંથી લગભગ ત્રીસ લાખ તો ખાદ્યસામગ્રી પેટ્રોલ ઈત્યાદિ ચીજવસ્તુઓ પાછળ ખરચાયા છે અને સાતેક લાખ રૂપિયા પરિષદના નોકરિયાતોને પગાર દેવામાં વપરાયા છે

૨૦૬ સરકારી ગાડીઓએ મળીને પરિષદની બેઠક દરમિયાન ૧,૬૪,૪૭૭ ગેલન પેટ્રોલ વાપર્યું હતું જુદી જુદી સમિતિઓની કાર્યવહી, સભ્યોના ભાષણો ઇત્યાદિના છાપકામ પાછળ કુલ પચાસ ટન કાગળ વપરાયો છે

જીવનસંસ્મરણોની શરૂ થતી નવી લેખમાળા



# જીવન પંથ

ધૂમકેતુ

શ્રી. 'ધૂમકેતુ'ની જીવનકથાના સંસ્મરણોની લેખમાળા નિયમિત પ્રગટ કરવાનો અમે પ્રબંધ કર્યો છે. તે પ્રમાણે આ પહેલો હપ્તો અહીં પ્રસિદ્ધ થાય છે. હવે પછી દરમહિને નિયમિત રીતે એ આવશે. 'જીવનપંથ'ની આ લેખમાળામાં શ્રી 'ધૂમકેતુ'ના જીવનના અનેક પ્રસંગો આવી જાય છે.

## [ નોંધ : પ્રવેશ ]

'ઊર્મિ'માં મારા 'જીવનપંથ'ના 'સંસ્મરણો'ની લેખાવલિ પ્રગટ કરવાનું નક્કી થયું, ત્યારે એક ક્ષણભર તો એમાં રહેલી ધૃષ્ટતાનો વિચાર આવતાં સંક્ષોભ થયો. સિદ્ધસેન દિવાકરનું પેલું પ્રસિદ્ધ વચન—'નિર્લજ્જઃ કો ન પણ્ડિતઃ' આ ધૃષ્ટતાનો ઉપહાસ કરતું, નજર સામે તરી આવ્યું. એડમંડ ગોસે પોતાની જીવનકથા આલેખતાં એક સુંદર વાક્ય લખ્યું છે કે વય વધતાંની સાથે માણસ પોતાના સંસ્મરણોની પરિમલસૃષ્ટિ ધીમે ધીમે ગુમાવતો જાય છે. એટલે એ પરિમલસૃષ્ટિને કાંઈક પણ સાહિત્ય સ્વરૂપ જેવું આપવાનો, એને થોડો પણ અધિકાર હોય તો, એણે એ પરિમલ લુપ્ત થઈ જાય તે પહેલાં, એ વાત ઉપાડી લેવી જોઈએ.—'While he is unbiased by the sensibility of advancing years'–એટલું છતાં શ્રી. મેઘાણી, મારી હમણાંની માંદગી દરમ્યાન અચાનક આવી ચડ્યા ન હોત—અને મારી પાસેની અનેક નોંધપોથી વગેરેનો નિર્દેશ કરીને આ કામ ઉપાડવાનું પ્રોત્સાહન આપ્યું ન હોત, તો મને લાગે છે કે આ વસ્તુનું પ્રાગટ્ય હજી ઘણું વહેલું ગણવાની મારી મનોવૃત્તિ ચાલુ રહેત. પણ એમનું પ્રોત્સાહન, ઊર્મિના સંચાલક શ્રી. ઇશ્વરલાલ દવેની એ વિષેની તરતની સતત માગણી અને મારી પાસેની નોંધપોથીઓ, હમણાંની માંદગી દરમ્યાન આરામ લેવા માટે વાંચી જવાની તક મળી જતાં, સંસ્મરણોની જાગી ઊઠેલી આખી માનસસૃષ્ટિ, અને અંદરથી આવેલો એક છાનો અવાજ—'હમણાં અથવા કદાચ કોઈ દિવસ નહિ—' એ સઘળી ઘટનાઓએ 'જીવનપંથ'નું તાત્કાલિક નિર્માણ કર્યું, અને મેં મારી આ 'જીવનકથા' કહી શકાય એવી સંસ્મરણોની સૃષ્ટિનું આલેખન કરવાની હિમ્મત કરી.

પરંતુ માણસની પાસે વિશ્વાસપાત્ર ગણી શકાય એવી એની કેટલીક હકીકતો હોય છતાં સાહિત્યનો આ પ્રકાર ઘણો જ અટપટો અને વિકટ છે. એમાં જેટલો ભય અતિશયોક્તિનો છે એટલો જ ભય હીનોક્તિનો પણ છે. ગોસના શબ્દો ટાંકીએ તો Perhaps an even more common fault in such autobiographies is that they are sentimental, and are falsified by self admiration and self fity' આ પ્રકારમાંથી માણસ જેટલો બચી શકે એટલું એનું મૂલ્યાંકન વધારે. છતાં જ્યાં ફીલસૂફો પણ જતાં ડરે એવું આ ક્ષેત્ર છે. અને માણસ સત્યની ઘણામાં ઘણો નજીક હોય ત્યારે પણ એ અસત્યના દોષારોપણથી બચી શકે એવું ન બને, તો એણે એ વિષે લેશ પણ ગ્લાનિ ધરવી ન જોઈએ, કારણ કે કલાની પેઠે સત્ય એ પણ વ્યક્તિનો મનોગત પદાર્થ છે કે કોઈ ત્રિકાલાબાધિત વ્યાપક વસ્તુ છે, એનો એકમતી નિર્ણય હજી સુધી તો થઈ શકયો નથી. ગીલ્બર્ટ મરેએ આનું એક સુંદર ઉદાહરણ આપ્યું છે કે ઉદ્યાનમાં સુંદર પુષ્પ ખીલ્યું છે. સમય, સ્થિતિ, વાતાવરણ, સ્થાન—સઘળાં પુષ્પના સૌન્દર્યમાં વધારો કરે તેવાં છે. પણ એ પુષ્પને જોનાર જ કોઈ ન હોય તો? એ પુષ્પ સુંદર કહેવાય ખરું? કહેવાય તો કહેનાર કોણ? ન કહેવાય તો

ખતાં ભવિષ્યના કોઈ દિવસ માટે રાખી મૂકવો પડશે. પણ કાલમર્યાદા પ્રમાણે ગણતાં જીવનનાં પચનનાં તમામ વર્ષો અત્યારે આંકથી રેખામાં આવી જાય છે કોઈક બહેને એક વખત પ્રશ્ન કર્યો હતો અને એમની કટાક્ષી શૈલીમાં સુચન પણ કરી હતી, કે સર ચીનુભાઈના બંગલામાં બેઠાં બેઠાં ગરીબોની સૃષ્ટિ વિષે લખનારા વાર્તાનવેશો આપણે ત્યાં ક્યાં નથી? મારી કૃતિઓમાં રસ લેનારા અનેકોએ આજ દિવસ સુધી જુદી જુદી રીતે એમાં રસ લીધો છે. 'હું ફૂતરાં પાળું છું કે નહિ?' એવા પ્રશ્નથી માંડીને મેં અમુક વાર્તા કેવા પ્રસંગમાં લખી છે ત્યાં સુધીના અંગત કહી શકાય એવા પ્રશ્નો પણ પૂછાયા છે. સોમાંથી નવાણુંને આજ દિવસ સુધી પ્રત્યુત્તર આપ્યા નથી. અલબત, એથી એક હવાઈ ખ્યાલ ફેલાયો જણાય છે કે અતડાપણું અને ગર્વિષ્ઠતા એ બન્ને મહાન દોષો, ગૂજરાતના તમામ લેખકોના ભાડાના ઘરમાંથી ગાંઠડીપોટલાં સાથે એમનાં 'રેશનકાર્ડ' લઈને મારે ત્યાં આવીને વસ્યાં છે! ખરી વસ્તુ તદ્દન જુદી જ છે. મેં જો આ છેલ્લાં વર્ષોમાં પ્રસ્તાવનાઓ લખવાનું કામ કર્યું હોત તો એ એટલું મહાભારત હોત કે એમને આડે મારી પુસ્તકો લખવાની તમામ મહેનત બચી જાત અને વળી મારી કીર્તિસુવાસ ફેલાત; પરંતુ દરેક લેખકને પોતાની અમુક ખાસિયત હોય છે, જેને આપણે મિજાજ કહીએ [સારા અર્થમાં] એ હોય છે; મિજાજની પણ ઋતુઓ આવે જાય છે. અને જેને ઋતુ ઋતુના પાક લેવાની તલ્લીનતા લોહીમાં વહેતી થઈ ગઇ હોય એટલે કે કામ કરવાની એવી જ ઢબ જેને ફાવી ગઇ હોય, એને કદાચ હાથ ઉપર એક કામ હોય, ત્યારે બીજું કામ હૈયે ચડે જ નહિ, અને ચડે તો એમાં એનો મીઠો સંવાદી સરોદ જાગે જ નહિ! એ તો કામ કરવાની ફાવટનો અંગત અનુભવનો વિષય કહી શકાય; એટલે એવી એવી અનેક વસ્તુઓની ગૂંચ પણ આ 'જીવનપંથ' ને રસ્તે ઉકેલાતી જશે એ કાંઈ જેવો તેવો લાભ નથી.

અત્યારે જ જ્યારે સોલંકીયુગની આખી સૃષ્ટિ મારી આસપાસ ફરી રહી છે, ત્યારે આ ગોંડલથી છ ગાઉ દૂર આવેલા, વીરપુરના સીમાડાઓ, નદીઓ, વોંકળાઓ, પાણીની પાળો, ડુંગરાઓ, ટેકરાઓ, અનેક પાત્રો અને પ્રસંગોને જાગ્રત કરવાનું કામ મેં આરંભ્યું છે એ તો એક અનોખી મનોભૂમિમાં પ્રવેશ કરવાના હેતુથી. અને એક રીતે એ બન્નેનો પંથ સમાન જેવો છે. કારણકે સીઝર, સિકંદર, જયસિંહ સિદ્ધરાજ, વનરાજ, પૃથ્વીરાજ, શિવાજી, પ્રતાપ, હાનિબાલ, નેપોલિયન, એકીલીઝ, હેક્ટર, અલેકઝાંડર, બાજીરાવ, બાપારાવળ, શાર્લમન ફ્રેડરિક, નર્મગદ્યની ઈ. સ. ૧૮૯૯ ની છઠ્ઠી આવૃત્તિના પહેલા પૃષ્ટથી માંડીને પાંચસોત્રીસ પૃષ્ટ સુધીના અનેક વખત થયેલા વાચને—આ ઇતિહાસ પ્રસિદ્ધ વ્યક્તિઓને મારી શિશુકલ્પનામાં એક એવું તો વિચિત્ર અને અનોખા પ્રકારનું સ્થાન તે વખતે અપાવ્યું હતું, કે આજ દિવસ સુધી હજી એ કોયડો તો અણઉકેલ્યો જ રહ્યો છે. વિરપુરના રેવાશંકર મહારાજ પાસેથી દોઢ રૂપિયામાં ખરીદેલું એ નર્મગદ્ય આજ પણ મારી પાસે છે. એના માલિક તરીકે, મારું જે નામ મેં એના ઉપર લખ્યું છે તે 'મણિરાય વિ. ગોવરધનરામ જોષી' જોડ શુક્લ ૪, વીરપુર, એમ છે. આ નર્મગદ્ય અને એક ત્રણ આનામા પ્રસિદ્ધ થયેલું અને પાનકોર નાકાના હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલરે પ્રગટ કરેલું 'વૃદ્ધ ચાણક્ય' એ બે પુસ્તકોએ એટલો તો જીવન્તરસ એ વયમાં પણ મને આપેલો જણાય છે કે ચિત્તશાસ્ત્રના થોડા-ઘણા અભ્યાસ પછી પણ હજી એનું ખરું કારણ તો કોયડા રૂપે જ રહ્યું છે. 'નર્મગદ્ય' મારી પાસે છે પણ 'વૃદ્ધ ચાણાક્ય' કોઇ ચોરી ગયું છે! એ નર્મગદ્યનાં પૃષ્ઠો ફેરવતાં એમાંથી જર્મનીનો ફ્રેડરિક, ૧૪મો ૧૫મો, મેવાડની મુખતેસર ... એબિસીનની ઇતિહાસ-નોંધો

[ચાલુ]

# અરુણા અને ત્રિવિક્રમ

દ્વિરેફ

અરુણા અને ત્રિવિક્રમના લગ્નની તારીખ બહાર પડી ગઇ. શહેરનો આખો જુવાન વર્ગ એ તારીખની કૌતુકથી રાહ જોતો એકપગે થઇ રહ્યો. તેમાં એમને આશ્ચર્ય એ હતું કે આવી મિજાજી, ધાર્યું કરનારી, ઘડી ઘડીમાં છંછેડાઇ જતી, અરુણા ત્રિવિક્રમથી જીતાઇ ગઇ. અને આવો દૃઢ મનનો, આત્મનિગ્રહને જ આત્મવિજય માનનારો, ઇષ્ટ વસ્તુ તરફ એકધ્યાનથી ધસતો, ત્રિવિક્રમ અરુણાથી જીતાયો; અને તે સાથે હર્ષ, ઉમંગ અને ઉત્સાહ એ હતો કે બન્નેનું લગ્ન સુધારાના વિજયને મૂર્ત કરતું હતું. ત્રિવિક્રમે અને અરુણાએ લગ્નની એકેએક વીગત પોતાના મિત્રમંડળમાં ચર્ચી, પોતાના આદર્શ પ્રમાણે નક્કી કરી હતી. બન્ને જુદી જુદી નાતનાં તો હતાં જ, બન્નેને યુનિવર્સિટીની ડીગ્રી હતી જ, બન્નેએ પોતાની ઇચ્છાથી જ એકબીજાને પસંદ કરેલાં તો હતાં જ ! પણ લગ્નની પદ્ધતિ પણ તેમણે પોતે જ નક્કી કરી અને ઘડી. લગ્ન એ પણ એક કરાર છે, માટે તેમણે હિન્દુ વિધિએ નહિ પણ રજિસ્ટર કરી, કરવાનું નક્કી કર્યું. રજિસ્ટર થતાં ઘણાંખરાં લગ્નો પણ, પોતાને આંગણે રજિસ્ટ્રારને બોલાવી, હિન્દુ લગ્ન જેવો ઠાઠમાઠ કરે છે, તો આમણે નક્કી કર્યું કે લગ્ન બેમાંથી કોઇને ગામ ન કરવાં, પણ મૈત્રીના સમયમાં જે જિલ્લામાં તેઓ વારંવાર ફરવા જતાં તે જિલ્લામાં કરવાં અને સાક્ષી તરીકે જરૂર જેટલા જ મિત્રો લઇ લગ્ન રજિસ્ટર કરવાની ઑફિસમાં જઇને જ નોંધાવવું. બધા લગ્નનું મુહૂર્ત જોવરાવે છે, તો એમણે મિત્રો સાથે એ બાબત ચર્ચી લૉટરીથી લગ્નતિથિ નક્કી કરવાનું કર્યું. એકસરખી ચિઠ્ઠીઓ પર ત્રણસે પાંસઠે ય તારીખો લખી, તેમાંથી અરુણા પાસે એક ચિઠ્ઠી લેવરાવી પછી જ તે જાહેર કરી. ત્રિવિક્રમને બીક હતી કે ક્યાંક ચિઠ્ઠીની તારીખ હિન્દુઓના જ્યોતિષે યોગ્ય ઠરાવેલ મહિનામાં જ પડશે ! પણ એમ ન થયું. હિન્દુઓના નિષિદ્ધ કાર્તક મહિનામાં આવી તેથી તે ઘણો ખુશ થયો. અરુણાને ભય હતો કે ક્યાંક બહુ દૂરની તારીખ આવશે ! તેને જરા લાગ્યું કે છ મહિના સુધી રાહ જોવી પડશે. પણ તેણે સુધારકની બહાદુરીથી તે સ્વીકારી લીધું. આ બધું કર્યા પછી ત્રિવિક્રમે મિત્રોને પણ કહ્યું કે લગ્નની તારીખ જોકે ખાનગી નથી, પણ બધા અભિનંદન આપે અને એવી ધમાલ કરે તે પોતાને પસંદ નથી, માટે એને ખાસ પ્રસિદ્ધિ આપવા કશું કરવું નહિ, જોકે આ લગ્નકૌતુકી દુનિયામાં તેની બાતમી મેળવનારાની સંખ્યા પર કશો અંકુશ કે કશી મર્યાદા રહી શકી નહિ !

બન્નેએ આ છ મહિના પોતપોતાના સ્થાને ગાળવા અને એ દરમિયાન મળવું નહિ એમ નિશ્ચય કરેલો. તે પ્રમાણે ત્રિવિક્રમ તો પોતાના સૂતરના ધંધે લાગી ગયો. ધંધામાં પણ સખ્ત પ્રમાણિકતા રાખવી એવો તેનો નેમ હતો, અને એના પાલનના ઉત્સાહમાં તેના દિવસો તો આનંદમાં જતા હતા. પણ અરુણાને આ દિવસો માત્ર રાહ જોવામાં જ ગાળવાના હતા. તેને ગામ તે છેલ્લાં અભ્યાસનાં વરસોમાં બહુ ઓછું રહેલી, ત્યાં તેને મિત્રો નહોતાં, વાતો કરવા ભાંડુઓ નહોતાં, આટલા છ જ મહિના પૂરતું તે કશું કામ ઊપજાવી શકે એમ નહોતું, માત્ર ત્રિવિક્રમના પત્રોની રાહમાં અને તે વાંચવામાં તેને દિવસો ગાળવાના હતા.

હવે લાગણી ગમે તેવી સારી હોય, પણ ઘણી વાર તે વસ્તુસ્થિતિને બરાબર સમજવામાં આડી આવી, માણસને માત્ર હેરાન કરે છે. લાગણી ઘણી વાર બુદ્ધિ વિના પ્રવર્તે છે એટલું જ નહિ, ઘણી વાર બુદ્ધિથી અવળી દિશામાં વહેવા માંડે છે. દિવસ જેમ જેમ પસાર થતા જતા હતા તેમ તેમ વિરહની અવધિ કપાતી જતી હતી. લગ્નનો દિવસ નજીક આવતો જતો હતો. અરુણાએ આમ વિચાર્યું હોત તો તે વધારે વધારે ઉત્સાહથી હર્ષમાં દિવસો પસાર કરી શકત. પણ તેથી ઊલટું જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ તેની અધીરાઇ વધતી ગઈ, અને તે ત્રિવિક્રમ ઉપર વધારે વધારે ગુસ્સે થતી ગઈ. તેના પત્રોમાં પ્રેમને બદલે વધારે વધારે વાંધાવચકા જ આવવા લાગ્યા.

એક દિવસ તેનો ગુસ્સો હાથ ન રહ્યો. આખો

દિવસ તેના મર્મોમા ખટકનો એક જ ઉદ્ગાર થવા કર્યો ! '૭ મ દિવસ ! તેણે ચિડાઇને કાગળ લખ્યો 'તમે લાગણી વિનાના છો હુ તમારે માટે અહી ઝૂરી મરુ છુ અને તમને, મને એક કાગળ લખવા જેટલી પણ પડી નથી ! હુ હમેશા જોતી આવી છુ કે તમારામા સ્નેહ જેવુ કઇ છે જ નહિ તમારા હૃદયમા અનેક વનસ્પતિ ઊગે-ઊગશે પણ સ્નેહ કદી પણ ઊગે એવી હવે મને આશા રહી નથી ! વગેરે વગેરે

ત્રિવિક્રમે ખુલાસાનો અને સાન્ત્વનનો કાગળ લખ્યો "આ આખુ અઠવાડિયુ હુ પગ વાળીને બેઠો નથી જપીને ખાધુ નથી કે જપીને ઊઘ્યો નથી પદર હજારની હૂડીના નાણા વસૂલ આપવાના હતા જેમને ત્યા ખતુ છે તે શેઠ બહારગામ હતા માલ ઉપર નાણા લેવાના હતાં પણ કોઇ આપતુ નહોતુ ઊલટુ મારી સચ્ચાઇની મશ્કરી કરવાની બધાએ તક લીધી તાકડે વનમાળીદાસની દસ હજારની હૂડીની પણ મારે જોગવાઇ કરવાની હતી તુ જાણે છે કે મારે તેની સાથે ગાઢ મૈત્રી છે અને એ પેઢીનો વેપારસબધ છે ઘરના દાગીના મૂકવા જરા પણ ગમતુ નહોતુ, તને બતાવવા કહેલુ તે યાદ આવતુ હતુ, પણ છેવટે તે મૂકી નાણા લીધા અનમત આ વખતમા તને એક નાનો કાગળ ઉતાવળમા લખી મોકલી શકાત પણ તે ન લખ્યો. કદાચ એથી તુ ચિડાય એમ ધારીને ! તુ બહુ કોમમા હો, ને મને માત્ર એક પોસ્ટકાર્ડ પર સહી કરી મોકલે તો પણ મને તો સતોષ થાત પણ તુ દીર્ઘ સુદીર્ઘ અને વારવાર વાચી શકાય એવો કાગળ માગે છે તેમા વળી એક વારની નાનાયડી વધારી આપવાની ઇચ્છા નહોતી પણ હવે આ બધુ એક આખ ઉઘાડીને મીચ એટલામા પૂરુ થવાનુ છે પછી તુ કહાળે એટલી વાર હુ તારી સાથે હોઇશ " વગેરે વગેરે

પણ આનાથી સાન્ત્વન લેવાને બદલે અરુણા વધારે ગુસ્સે થઇ હાજર હોય તો મારી લે એટના ગુસ્સાથી તેણે લખ્યુ ' તમે તો મારી સહી માત્રના કાર્ડથી રાજી થાઓ જ ના ! તમે તો વેપારી છો વેપારના તમારા બીજા ઘરાકો જેવી એક ઘરાક, મને સમજો છો વેપારી માન મળ્યો છે કે તમારા રૂપિયા આટલા લેણા છે તે ખરા છે, કે એવુ કાઇ લખી સહી કરીને મોકલે એટલે બસ ! મારે તો લેણુ પણ કબૂલવાની જરૂર નહિ કારણ કે પરણી એટલે મારુ સર્વસ્વ તમારુ થઇ ગયુ ! હુ માન સહી કરુ એટલે બસ ! પણ જો જો એવી ભૂલ ખાતા નવી સ્ત્રી એવી નથી એ તો પ્રેમ આપે ય છે અને પ્રેમ માગે ય છે આપ્યા વિના એની પાસેથી તમે કશુ પામવાના નથી તમે તમારા મિત્રોમાથી મ્હો પરવારવાના નથી આજે વનમાળી દાસની હૂડી હશે તો કાલે નથ્થુભાઇની હશે તો પરમ દિવસ મથુરભાઇની હશે તમને આના સબધો વધારીને મોટા થઇને બેસવુ બહુ ગમે છે હુ જાણુ છુ તમારા જીવનમા મારે માટે તલપૂર જગા પણ નથી ' વગેરે વગેરે

ત્રિવિક્રમે જરા દૃઢતાથી જવાબ આપ્યો ' મારા જીવનમા સર્વત્ર તુ છે, એટલે તલપૂર કે કેટલી એ ન કહી શકાય પણ એટલી વાત નક્કી છે બીજા બધા સબધો તારા લગ્નને લીધે હુ તોડી નાખુ કે ઘટાડી દઉં એવુ ન બની શકે લગ્નથી તો ઊલટા બધા સબધો વધારે રસમય બને ! માણસ એક વ્યક્તિ સાથે સબધ કરે તેથી તેના બીજા સબધો તૂટતા નથી ' વગેરે વગેરે

અરુણા આ વાચીને રાતીપીળી થઇ ગઇ તેણે લખ્યુ "હવે હુ સમજી તમારે મને તમે માણસ છો અને હુ તો એક માત્ર વ્યક્તિ છુ તમે ભણેલા છો પણ પહેલાંની અભણ બઇરી તરફ પુરુષોને જે દૃષ્ટિ હતી એ જ તમારી છે એ પહેલાની બાઇડીઓ ખમી લે પણ અમે પણ ખમી લઇશુ એમ માનશો તો ખત્તા ખાશો '

ત્રિવિક્રમે લખ્યુ ' વ્યક્તિ કહેવામા તને શુ મ કુ લાગ્યુ એ હુ તો સમજી શકતો નથી તને વ્યક્તિ નહિ તો શુ સમષ્ટિ કહુ ? અને અભણ ભણેલીનો અહી પ્રશ્ન નથી મારી મા અભણ હતી પણ ઘણી જ કુશળ, ઉદાર સુરુચિવાળી સ્નેહાળ અને કાર્યદક્ષ હતી અને ભણેલી પણ એવી થવા પ્રયત્ન કરે, એટલી મોટાઇ હોય, તો એવી થઇ શકે માત્ર ભણવાથી કઇ મોટા થઇ જવાતુ નથી '

અરુણાનો ગુસ્સો ઉત્તરોત્તર હાથથી જવા માડ્યો તેણે લખ્યુ હુ નહોતી ધારતી, તમે મરેલી માયેય

આટલા માવડિયા હશો. તમે તો હજી એમનો જૂનો આદર્શ જ દેખતા હશો. અત્યારે મારું લોહી પીઓ છો, અને ત્યાં આવું તે પહેલાં સાસુ નણંદ જેઠાણી દેરાણી બધું મારે માટે તૈયાર કરી રાખતા હશો!...... પણ આ બધું કશું થવાનું જ નથી. તા. ૧૧મીએ ટ્રેન ઉપર મને લેવા ન આવતા. અને મારા તમારા ઉપરના પત્રો પાછા મોકલી આપો."

ત્રિવિક્રમે માત્ર ટૂંકો જ જવાબ આપ્યો: "શ્રીમતી અરુણાબાઇ, તમારો તા......નો પત્ર મળ્યો. મારી સ્વર્ગવાસી મા સુધી તમારે જવાની જરૂર નથી. પત્રો માગો છો તો કહું છું એની ઉપર માલિકી–કબજાનો હક મારો છે. એની પ્રસિદ્ધિ અટકાવવાનો જ માત્ર તમારો હક છે. બાકી એનો કદી તમારા વિરુદ્ધ ઉપયોગ હું કરું એમ માનતાં હો તો ખોટું છે. જે મારું અથવા મારાંઓનું અપમાન કરે તેનો હું વિચાર પણ ન કરું. અને જેનો વિચાર ન કરું તેનું બૂરું કરવા પૂરતો પણ હું વિચાર ન કરું. (વળી જરા નરમ થઈ લખ્યું) તમને માઠું લાગે તે હું સમજું છું. પણ સંસારમાં એવા તો પ્રસંગો આવ્યા જ કરે. તેમાં ગુસ્સે થઈ, આવા નિર્ણયો, ક્ષણિક આવેશમાં આવી ન કરાય."

અરુણા: "મને શિખામણ આપવાની મુરબ્બીવટ મારા પર કરવાની જરૂર નથી. મને મારા નિર્ણયો કરતાં આવડે છે. કાગળો પાછા મોકલવાની ના કહેવા જેટલા તમે અધમ હશો એ હું નહોતી જાણતી. ભલે! તમારે કાયદેસર કાગળો રાખવા હોય તો રાખો. હું સમજીશ કે કેવા હલકટ સાથે જોડાતી જોડાતી હું બચી ગઈ. (અને છતાં મનની કોઇ ગૂઢ વૃત્તિથી લખ્યું) હવે મારે પક્ષે મારે તમને કંઇ લખવાનું રહેતું નથી."

ત્રિવિક્રમ: "હું કબૂલ કરું છું કે પત્ર ન આપવાનું મેં આવેશમાં આવી લખી દીધું. મારે એમ કરવું જોઈતું નહોતું. અત્યારે એ સુધારવા તમને તમારા પત્રો પાછા આપવા હું તૈયાર છું. પણ મને થાય છે કે જો આપણે છૂટા જ પડવું હોય તો એ પત્રો રાખીને ય શું કરવું છે? કેટલીક પ્રજાઓ મૃતદેહને દાટે છે. આપણે હિન્દુઓ અગ્નિદાહ દઇએ છીએ. એ પદ્ધતિ સૌથી સારી છે એમ આખી દુનિયાંના વિચારકો કબૂલ કરે છે. આપણે પણ બન્ને એકબીજાની સમક્ષ બધા પત્રો બાળી નાખીએ.

"આવતી અગિયારમીએ આપણાં લગ્ન માટે આપણે ભેગાં થવાનાં હતાં. હવે તે જ દિવસે છેલ્લી વાર જુદાં પડવા મળીએ. લગ્ન માટે આપણે બપોરના અઢી વાગે મળવાનાં હતાં. તેને બદલે હું ત્યાં બરાબર સાડા અગિયારે આવીશ. તમે પણ ત્યાં આવી પહોંચજો. હું કહું છું તમે પણ મારા કાગળો સાથે લેતાં આવજો. અલબત તમારે જેમ કરવું હોય તેમ કરવા તમે મુખત્યાર છો, પણ મારું સાંભળો, અને માનો તો તમે પણ બાળી નાખવા લઇ આવજો જ. હું મિત્રોને કશું જણાવતો નથી. એ પાછા વચમાં પડી સમાધાન કરવા આવે. આપણે લગ્ન કરવાનો વિચાર કર્યો, એ કાંઇ એમની સલાહથી કર્યો નહોતો, તો હવે છૂટાં પડવાના નિર્ણયમાં પણ એમની સલાહને અવકાશ રહેવા નહિ દઇએ."

"હું બરાબર સાડા અગિયારે હાજર રહીશ. તમારી આથી કોઈ જુદી દરખાસ્ત હોય તો જણાવશો."

અરુણા જો જવાબ આપે તો આ જ શેની? સાડા અગિયારે ત્રિવિક્રમ રજિસ્ટ્રારની ઑફિસે હાજર થયો. થોડી વાર રાહ જોઇ આંટા મારવા લાગ્યો. ત્યાં હાથમાં ઝોળી લઈ, લથડિયાં ઉપર સંયમ રાખી, ધીમે ધીમે ચાલતી આવતી અરુણાને જોઈ. તે એકદમ સામે ચાલી, જ્યાં તેઓ વારંવાર ફરવા આવતાં તે વાલા નીચે તેને મળ્યો. તેણે જરા સંકોચથી નીચી નજર રાખી કહ્યું: "મને જરા જુદો વિચાર આવ્યો. અહીં રજિસ્ટ્રારની ઑફિસ આગળ કાગળો બાળીએ તો લોકો જુએ, કૌતુકથી ભેગા થાય, કંઇક વાતો કરે, અને અઢી વાગે આપણા મિત્રો આવવાના છે તેમને કોણ જાણે કેવાય સ્વરૂપમાં એ વાત મળે. તમે જાણો છો કે આટલામાં એક જ જગાએ એકાન્ત છે. પેલા નદી ઉપરના શિવમંદિરના ખંડેરની જગામાં. આપણે લગ્નની તારીખે છૂટાં પડીએ, તો જ્યાં અનેક વાર મળ્યાં હતાં, અને એને પરિણામે જ્યાં લગ્નનો નિર્ણય કર્યો હતો ત્યાં જ મળીએ. કેમ?"

અરુણાએ 'ભલે' એવા અર્થની દૃષ્ટિ કરી તે ખંડેરને માર્ગે જોયું. બન્ને થોડી વારે ત્યાં પહોંચી ગયાં.

નદીની ઊંચી ભેખડ ઉપર નાનું એવું બેઠા ઘાટનું અનેક વરસોથી અપૂજ્ય રહેલું શિવનું મંદિર હતું. અને તેની બાજુમાં બાવાની જગા, કૂવો અને બગીચા જેવું હતું. સામે દર્શન કરવા આવતા લોકોને બેસવાનું. જતા આવતા મુસાફરોને પોરો ખાવાનું નાનું ધરમશાળા જેવું મકાન હતું. આમ ત્યાં ત્રણ બાજુની આડશથી વચ્ચે ચોક જેવું થતું હતું.

ત્રિવિક્રમ અને અરુણા બંને ચોક વચ્ચે આવી ઊભાં રહ્યાં. અરુણા માત્ર ત્રિવિક્રમ સામું સૂનમૂન જોતી ઊભી રહી. ત્રિવિક્રમે ચારે બાજુ નજર નાખી. પછી થેલીમાંથી પોતાનું દોરાથી બાંધેલું પત્રોનું નાનું પોટકું કાઢી, શિવમંદિરના ઓટલા પર મૂકી એ થેલી પાથરી અરુણાને ત્યાં બેસવા કહ્યું. એ પણ બોલ્યા વિના તેણે કર્યું.

ત્રિવિક્રમ પોટકું લઈ ગોક વચ્ચોવચ્ચ બાજની સામેની બાજુએ બેઠો. ખિસ્સામાંથી તેણે દિવાસળીની પેટી કાઢી ભોંય પર મૂકી. નાના છોકરાનું ઝભલું કાઢતો હોય તેટલી સંભાળથી પેલા પોટકાના દોરા તે ઉકેલવા લાગ્યો. ઉકેલતા ઉકેલતાં તે બોલતો હતો, "આ જ જગાએ બેસી તેં મને બહુ ભાવતી જલેબી, હું આશ્ચર્ય પામું તેમ ઓચિંતી થેલીમાંથી કાઢી, સૌથી પ્રથમ તારે હાથે તેં મને ખવરાવી. ત્યારે મેં કહેલું અને મોઝેયુ માતા કહી છે એ સાચું. અને ખવરાવવું ગમે છે. ત્યારે તેં બહુ સખ્ત સામનો કરેલો, યાદ છે ને! તેં કહેલું હું તો સદાનો જૂનવાણી વિચારનો જ હતો. તેં મને જૂનવાણી કેદાડે નથી કહ્યો?" અરુણા સામે જોઈ તેણે પૂછ્યું "કેમ નહિ?" અરુણા ત્રિવિક્રમ સામે સૂનમૂન જોઈ બેઠી હતી તેમ જ બેઠી રહી.

કાગળો છૂટતાં, એક નવો જ વિચાર આવ્યો તેના હર્ષથી જરા ઊંચે સ્વરે ત્રિવિક્રમે કહ્યું, "હવે બાજતા જ છે, તો છેલ્લી વખતના એક વાર વાંચી જ કેમ ન લઉં?" "હેં?" કહી તેણે અરુણા સામે જોયું. અરુણા એમ જ બેસી રહી હતી.

ત્રિવિક્રમ તો પોતાને આવેલા આ નવા વિચારની ધૂનથી એક કાગળ ઉઘાડી બોલવા લાગ્યો: "'જો આ કાગળ. તેનો આગલો ભાગ ક્યાંક બીજે પડ્યો હશે. કદાચ આ તારો જૂનામાંહેલો કાગળ હશે. તેં તેમાં લખેલું: 'તમે જાણો છો કે ત્રિવિક્રમનો અર્થ સૂર્ય થાય છે. અરુણાનો અર્થ ઉષા થાય. સૂર્ય અને ઉષા પાસે પાસે રહે છે પણ કદી એકઠાં થઈ રહી શકતા નથી. તેમ આપણે પાસે પાસે રહીએ, પણ કદી એકઠાં રહેવાની આશા રાખવી વ્યર્થ છે.'

"મેં આનો તને જવાબ લખ્યો'તો એ યાદ છે? ક્યાંક તારા બંડલમાં હશે. મેં લખ્યું'તું કે એ જ યુગલ વેદથી નીકળી પુરાણમાં આવે છે ત્યારે અનિરુદ્ધ અને ઓખા તો પરણે છે! કોણ જાણે ક્યાંથી મને આવો જવાબ આવડી ગયો. તને નથી લાગતું કે, કવિ તો ભલે ને તું હો, પણ મારો પણ જવાબ તો સારો છે!" "કેમ?" કહી તેણે સામું જોયું. અરુણા એમ ને એમ બેસી રહી હતી.

પણ અરુણાનો વિચાર કર્યા વિના ત્રિવિક્રમ પત્રવાચનના ઉત્સાહમાં જ આગળ ચાલ્યો. "આ તારો કૉલેજમાંથી લખેલો કાગળ. તેમાં તું આપણું મુસાફરીનાં સંભારણાં લખે છે. જો આ રહ્યું: 'આપણે હનીમૂન પૉઇન્ટ પર ગયાં. ત્યાં તદ્દન એકાંત હતું. મેં કહેલું કે આ મુસાફરીમાં અને અહીંના નિવાસમાં, આપણે ઘણાં જ સુખી થયા. આપણે લગ્ન કર્યા પછી અહીં આવીશું અને હનીમૂન પૉઇન્ટ જોવા જઈશું. તેં તારી વસ્તુલક્ષી દષ્ટિથી તરત કહ્યું કે આપણા વ્યવહારમાં કોણ જાણે હનીમૂન કરવા એમ નીકળી શકાશે કે કેમ! તું જાણે છે પિતાના મરણથી આખા વેપારનો બોજો મારા પર પડ્યો છે. મારે સૌથી પ્રથમ આખો વ્યવહાર સમજી લેવો જોઈએ. તને આમ બોલતાં તું મારી લાગણીનું ખૂન કરી રહ્યો છે તેનું જરા પણ ભાન હતું? તારી સમજવાની અને ન સમજવાની શક્તિ કંઈક અદ્ભુત છે. કોણ જાણે તને સમજતાં મારો આખો જન્મારો જ ચાલ્યો જશે!'"

ત્રિવિક્રમ હજી કાગળોમાં જ મો રાખી કાગળો ફેરવતો ફેરવતો બોલ્યો: "અને અરુણા, તને તારા નિશ્ચયમાંથી ફેરવવા નથી કહેતો, માત્ર એક સત્ય ખાતર કહું છું, તું મને નથી જ સમજતી, પણ હું સમજવા જેટલો મહત્ત્વનો છું એમ પણ હું નથી કહેતો. એમ તો હું પણ તને ક્યાં સમજું છું? અરે,

આપણે દરેક પોતપોતાને ક્યાં સમજીએ છીએ ? લગ્નમાં ખરું હોવું જોઈએ તે એકબીજાને તેના વિકાસમાં સહાયક થવા જેવો સાચો સદ્દભાવ જ. એ સિવાય પ્રેમ બીજી કઈ રીતે વ્યક્ત થાય એ જ હું તો સમજી શકતો નથી. પણ તું જુદું જ માને છે, નહિ અરુણા ?" કહી તેણે અરુણા સામું જોયું. હજી અરુણા એમ ને એમ બેઠી હતી.

ત્રિવિક્રમ ફરી કાગળો ફેંદવા લાગ્યો: "આ પેલો ચન્દ્રદર્શનનો. આ તારી કૉલેજની સખીઓની વાતચીતનો. આ તારાં માતપિતા સાથેની તારી વાતચીતનો. એમણે કેટલું બધું પૂછયું, પણ તેં એક પણ જવાબ ન દીધો. એક વરસ વીતી ગયું. તેમણે ફરી પૂછવા માંડયું, તો પણ જવાબ ન દીધો. એમ કરતાં કરતાં એમણે તને તદ્દન અનુકૂળ થઈ તારે જોઈતો હતો તે પ્રશ્ન પૂછયો, ત્યારે જ તેં જવાબ દીધો. સ્ત્રીઓ કોઈ અદ્દભુત રીતે પોતાનું ધાર્યું બીજાઓ પાસે કરાવે છે." આટલું વાંચી રહ્યો ત્યારે ત્રિવિક્રમને ભાન આવ્યું કે તેના કાગળ ઉપર તડકો પડતો હતો અને વાંચવામાં તેની આંખો પર બહુ તેજ પડતું હતું. તડકા તરફ પીઠ કરવા તે જરા ફર્યો, અને એમ કરતાં અરુણા તેની સંમુખેથી એક બાજુ થઈ ગઈ તેનું તેને ભાન ન રહ્યું. તે વાંચવા જ લાગ્યો:

"અને જો તારો આ કાગળ. હું ક્યારનો એ જ શોધતો હતો. જો તું એમાં સૌથી પહેલું મને સંબોધન કરે છે 'વીકુ.' નામ સુંદર છે. પ્રેમસાહિત્યના કોઈ અગમ્ય નિયમ પ્રમાણે બે જ અક્ષરનું છે. એ વાંચતાં મને યાદ આવેલું. મારી બા મને વઢતાં કહેતી કે જ્યાં હોય ત્યાં મારો રોયો વીકો વધામણિયો ઊભો જ છે! એને મુઆંય કેટલાં વરસો વીતી ગયાં!" થોડી વાર રહીને, "અને પછી તેં જે લખ્યું છે તે હું કદી નહિ ભૂલી શકું. મારે મન એ પ્રેમના સાહિત્યનાં ઉત્તમ વાક્યો છે. 'તું અને હું હવે ભેગાં રહેવાનાં. પોતાના સ્વજન- સાથે જીવનભર રહેવાનું હોય, એ તો કેવું મોટું સુખ! તું સર્વસ્વથી મારો. હું સર્વસ્વથી તારી! કેવું અદ્દભુત! મારા એકે એક વિચારમાં તું પરોવાઈ ગયો હો! તારો આખો વ્યવહાર, તારા મિત્રો, તારા પરિચિતો, સર્વ મારા પણ મિત્રો પરિચિતો બને, કેવો વૈભવ!'. અને અરુણા! તું મને કહે છે કે હું તને સમજાતો નથી. પણ ખરી તો તું ન સમજ એવી છે. અહીં કહે છે કે મારો આખો વ્યવહાર તારો થવાનો. અને થોડાઈ ત્યારે મારા એ જ વ્યવહારને ખરાબમાં ખરાબ ગાળો તેં દીધી. કેમ અરુણા! ન સમજ એવી તે તું, કે હું? કેમ બોલતી નથી?"

જવાબમાં ત્રિવિક્રમે અરુણાનું ડૂસકું સાંભળ્યું. ત્યારે જ તેને ખબર પડી કે અરુણા તરફ તેની પીઠ થઈ ગઈ હતી. હાથના કાગળ પડતા મૂકી તે એક ફલાંગે અરુણા પાસે ગયો. તેની પાસે બેસી તેની આંખો લૂછતાં પૂછવા લાગ્યો: "કેમ અરુણા! રડી કેમ પડી? મારા બોલવાથી કંઈ માઠું લાગ્યું? હું કંઈ એવું બોલ્યો હોઉં એમ મને તો નથી લાગતું! હેં, કેમ રડવા લાગી?" અરુણાએ રડવું ચાલુ રાખ્યું: "મારા સમ અરુણા! તને શું થયું? કેમ બોલતી નથી.?"

અરુણા રડતે અવાજે એક છણકો કરી બોલી, "તમને શેનું લાગે કે તમે કંઈ બોલ્યા છો કે ચાલ્યા છો! આ કાગળ તમારે મન છે તેટલીએ હું નથી. ક્યારના મારા સામું જોયા વિના બસ કાગળોમાં જ મોઢું ઘાલીને બેઠા છો! તમને કાગળ લખે એનું છે, હું બળું એનું કંઈ નથી.]"

ત્રિવિક્રમે ગરીબ અવાજે કહ્યું: "હું તને બાળું છું અરુણા, એવું કહેવાય? એવું કહી અને? મારા સમ અરુણા, તું રોતી બંધ થઈ જા, તું રડે એ મારાથી નથી ખમાતું. તું કહે એમ કરું."

'કહે એમ કરું!' તમે શું હું કહું એમ કરવાના હતા?

રડતી અરુણાને ખોળામાં લેતો લેતો ત્રિવિક્રમ બોલ્યો: "એવું હોય અરુણા? તું જે કહે તે કરું. તું કહે તો તારા બધા કાગળો તને પાછા આપું. તું કહે તો કદી તારા માર્ગમાં આડો ન આવું. તું કહે તો......"

ત્યાં દૂરથી બન્નેને જોઈ ખડખડાટ હસતા પેલા સાક્ષી માટે આવેલા મિત્રો આવી પહોંચ્યા. અને બધા મસ્તીમાં આવી બોલવા લાગ્યા.

નદીની ઊંચી ભેખડ ઉપર નાનું એવું બેઠા ઘાટનું અનેક વરસોથી અપૂજ્ય રહેલું શિવનું મંદિર હતું. અને તેની બાજુમાં આવવાની જગા, કૂવો અને બગીચા જેવું હતું સામે દર્શન કરવા આવતા લોકોને બેસવાનું. જતા આવતા મુસાફરોને પોરો ખાવાનું નાનું ધરમશાળા જેવું મકાન હતું. આમ ત્યાં ત્રણ બાજુની આડશથી વચ્ચે ચોક જેવું થતું હતું.

ત્રિવિક્રમ અને અરુણા બંને ચોક વચ્ચે આવી ઊભાં રહ્યાં. અરુણા માત્ર ત્રિવિક્રમ સામું સૂનમૂન જોતી ઊભી રહી. ત્રિવિક્રમે ચારે બાજુ નજર નાખી. પછી થેલીમાંથી પોતાનું દોરાથી બાંધેલું પત્રોનું નાનું પોટકું કાઢી, શિવમંદિરના ઓટલા પર મૂકી એ થેલી પાથરી અરુણાને ત્યાં બેસવા કહ્યું. એ પણ બોલ્યા વિના તેણે કર્યું.

ત્રિવિક્રમ પોટકું લઈ ચોક વચ્ચોવચ્ચ બાગની સામેની બાજુએ બેઠો. ખિસ્સામાંથી તેણે દિવાસળીની પેટી કાઢી ભોંય પર મૂકી. નાના છોકરાનું ઝભલું કાઢતો હોય તેટલી સંભાળથી પેલા પોટકાના દોરા તે ઉકેલવા લાગ્યો. ઉકેલતાં ઉકેલતાં તે બોલતો હતો, "આ જ જગાએ બેસી તેં મને બહુ ભાવતી જલેબી, હું આશ્ચર્ય પામું તેમ ઓચિંતી થેલીમાંથી કાઢી, સૌથી પ્રથમ તારે હાથે તેં મને ખવરાવી. ત્યારે મેં કહેલું સ્ત્રીને સોજ્યેષુ માતા કહી છે એ સાચું. સ્ત્રીને ખવરાવવું ગમે છે. ત્યારે તેં બહુ સખ્ત સામનો કરેલો, યાદ છે ને ! તેં કહેલું હું તો સદાનો જૂનવાણી વિચારનો જ હતો. તેં મને જૂનવાણી કેદારે નથી કહ્યો?" અરુણા સામે જોઈ તેણે પૂછ્યું "કેમ નહિ?" અરુણા ત્રિવિક્રમ સામે સૂનમૂન જોઈ બેઠી હતી તેમ જ બેઠી રહી.

કાગળો છૂટતાં, એક નવો જ વિચાર આવ્યો તેના હર્ષથી જરા ઊંચે સ્વરે ત્રિવિક્રમે કહ્યું, "હવે બાળવા જ છે, તો છેલ્લી વખતના એક વાર વાંચી જ કેમ ન લઉં ?" "હેં ?" કહી તેણે અરુણા સામે જોયું. અરુણા એમ જ બેસી રહી હતી.

ત્રિવિક્રમ તો પોતાને આવેલા આ નવા વિચારની ધૂનથી એક કાગળ ઉઘાડી બોલવા લાગ્યો : " જો આ કાગળ. તેનો આગલો ભાગ ક્યાંક બીજે પડ્યો હશે. કદાચ આ તારો જૂનામાંહેલો કાગળ હશે. તેં તેમાં લખેલું: 'તમે જાણો છો કે ત્રિવિક્રમનો અર્થ સૂર્ય થાય છે. અરુણાનો અર્થ ઉષા થાય. સૂર્ય અને ઉષા પાસે પાસે રહે છે પણ કદી એકઠાં થઈ રહી શકતાં નથી. તેમ આપણે પાસે પાસે રહીએ, પણ કદી એકઠાં રહેવાની આશા રાખવી વ્યર્થ છે.'

"મેં આનો તને જવાબ લખ્યો'તો એ યાદ છે ? ક્યાંક તારા બંડલમાં હશે. મેં લખ્યું'તું કે એ જ યુગલ વેદથી નીકળી પુરાણમાં આવે છે ત્યારે અનિરુદ્ધ અને ઓખા તો પરણે છે ! કોણ જાણે ક્યાંથી મને આવો જવાબ આવડી ગયો. તને નથી લાગતું કે, કવિ તો ભલે ને તું હો, પણ મારો પણ જવાબ તો સારો છે !" "કેમ ?" કહી તેણે સામું જોયું. અરુણા એમ ને એમ બેસી રહી હતી.

પણ અરુણાનો વિચાર કર્યા વિના ત્રિવિક્રમ પત્રવાચનના ઉત્સાહમાં જ આગળ ચાલ્યો. "આ તારો કૉલેજમાંથી લખેલો કાગળ. તેમાં તું આપણાં મુસાફરીનાં સંભારણાં લખે છે. જો આ રહ્યું: 'આપણે હનીમૂન પૉઇન્ટ પર ગયાં. ત્યાં તદ્દન એકાંત હતું. મેં કહેલું કે આ મુસાફરીમાં અને અહીંના નિવાસમાં આપણે ઘણાં જ સુખી થયાં. આપણે લગ્ન કર્યા પછી અહીં આવીશું અને હનીમૂન પૉઇન્ટ જોવા જઈશું. તેં તારી વસ્તુલક્ષી દૃષ્ટિથી તરત કહ્યું કે આપણા વ્યવહારમાં કોણ જાણે હનીમૂન કરવા એમ નીકળી શકાશે કે કેમ ! તું જાણે છે પિતાના મરણથી આખા વેપારનો બોજો મારા પર પડ્યો છે. મારે સૌથી પ્રથમ આખો વ્યવહાર સમજી લેવો જોઈએ. તને આમ બોલતાં તું મારી લાગણીનું શું કરી રહ્યો છે તેનું જરા પણ ભાન હતું ! તારી સમજવાની અને ન સમજવાની શક્તિ કંઈક અદ્‌ભુત છે. કોણ જાણે તને સમજતાં મારો આખો જન્મારો જ ચાલ્યો જશે!'"

ત્રિવિક્રમ હજી કાગળોમાં જ મોં રાખી કાગળો ફેરવતો ફેરવતો બોલ્યો: "અને અરુણા, તને તારા નિશ્ચયમાંથી ફેરવવા નથી કહેતો, માત્ર એક સત્ય ખાતર કહું છું, તું મને નથી જ સમજતી, પણ હું સમજવા જેટલો મહત્ત્વનો છું એમ પણ હું નથી કહેતો. એમ તો હું પણ તને ક્યાં સમજું છું ! અરે,

આપણે દરેક પોતપોતાને ક્યાં સમજીએ છીએ ? લગ્નમાં ખરું હોવું જોઈએ તે એકબીજાને તેના વિકાસમાં સહાયક થવા જેવો સાચો સદ્ભાવ જ. એ સિવાય પ્રેમ બીજી કઇ રીતે વ્યક્ત થાય એ જ હું તો સમજી શકતો નથી. પણ તું જુદું જ માને છે, નહિ અરુણા ?" કહી તેણે અરુણા સામું જોયું. હજી અરુણા એમ ને એમ બેઠી હતી.

ત્રિવિક્રમ ફરી કાગળો ફેંદવા લાગ્યો: "આ પેલો ચન્દ્રદર્શનનો. આ તારી કોલેજની સખીઓની વાતચીતનો. આ તારાં માતપિતા સાથેની તારી વાતચીતનો. એમણે કેટલું બધું પૂછ્યું, પણ તેં એક પણ જવાબ ન દીધો. એક વરસ વીતી ગયું. તેમણે ફરી પૂછવા માંડ્યું, તો પણ જવાબ ન દીધો. એમ કરતાં કરતાં એમણે તને તદ્દન અનુકૂળ થઇ તારે જોઇતો હતો તે પ્રશ્ન પૂછ્યો, ત્યારે જ તેં જવાબ દીધો. સ્ત્રીઓ કોઈ અદ્ભુત રીતે પોતાનું ધાર્યું બીજાઓ પાસે કરાવે છે." આટલું વાંચી રહ્યો ત્યારે ત્રિવિક્રમને ભાન આવ્યું કે તેના કાગળ ઉપર તડકો પડતો હતો અને વાંચવામાં તેની આંખો પર બહુ તેજ પડતું હતું. તડકા તરફ પીઠ કરવા તે જરા ફર્યો, અને એમ કરતાં અરુણા તેની સંમુખેથી એક બાજુ થઈ ગઈ તેનું તેને ભાન ન રહ્યું. તે વાંચવા જ લાગ્યો:

"અને જો તારો આ કાગળ. હું ક્યારનો એ જ શોધતો હતો. જો તું એમાં સૌથી પહેલું મને સંબોધન કરે છે 'વીકુ.' નામ સુંદર છે. પ્રેમસાહિત્યના કોઈ અગમ્ય નિયમ પ્રમાણે બે જ અક્ષરનું છે. એ વાંચતાં મને યાદ આવેલું. મારી બા મને વઢતાં કહેતી કે જ્યાં હોય ત્યાં મારો રોયો વીકો વધામણિયો ઊભો જ છે! એને મુઆં ય કેટલાં વરસો વીતી ગયાં!" થોડી વાર રહીને, "અને પછી તેં જે લખ્યું છે તે હું કદી નહિ ભૂલી શકું. મારે મન એ પ્રેમના સાહિત્યનાં ઉત્તમ વાક્યો છે. 'તું અને હું' હવે ભેગાં રહેવાનાં. પોતાના સ્વજન સાથે જીવનભર રહેવાનું હોય, એ તો કેવું મોટું સુખ! તું સર્વસ્વથી મારો. હું સર્વસ્વથી તારી! કેવું અદ્ભુત! મારા એકે એક વિચારમાં તું પરોવાઈ ગયો હો! તારો આખો વ્યવહાર, તારા મિત્રો, તારા પરિચિતો, સર્વ મારા પણ મિત્રો પરિચિતો બને, કેવો વૈભવ!'.

અને અરુણા! તું મને કહે છે કે હું તને સમજાતો નથી. પણ ખરી તો તું ન સમજાય એવી છે. અહીં કહે છે કે મારો આખો વ્યવહાર તારો થવાનો. અને ચીડાઈ ત્યારે મારા એ જ વ્યવહારને ખરાબમાં ખરાબ ગાળો તેં દીધી. કેમ અરુણા! ન સમજાય એવી તે તું, કે હું? કેમ બોલતી નથી?"

જવાબમાં ત્રિવિક્રમે અરુણાનું ડુસકું સાંભળ્યું. ત્યારે જ તેને ખબર પડી કે અરુણા તરફ તેની પીઠ થઈ ગઈ હતી. હાથના કાગળ પડતા મૂકી તે એક ફલાંગે અરુણા પાસે ગયો. તેની પાસે બેસી તેની આંખો લૂછતાં પૂછવા લાગ્યો: "કેમ અરુણા! રડી કેમ પડી? મારા બોલવાથી કંઈ માઠું લાગ્યું? હું કંઈ એવું બોલ્યો હોઉં એમ મને તો નથી લાગતું! હેં, કેમ રડવા લાગી?" અરુણાએ રડવું ચાલુ રાખ્યું: "મારા સમ અરુણા! તને શું થયું? કેમ બોલતી નથી.?"

અરુણા રડતે અવાજે એક છણકો કરી બોલી, "તમને શેનું લાગે કે તમે કંઈ બોલ્યા છો કે ચાલ્યા છો! આ કાગળ તમારે મન છે તેટલીયે હું નથી. ક્યારના મારા સામું જોયા વિના બસ કાગળોમાં જ મોઢું ઘાલીને બેઠા છો! તમને કાગળ લખે એનું છે, હું બળું એનું કંઈ નથી.!"

ત્રિવિક્રમે ગરીબ અવાજે કહ્યું: "હું તને બાળું છું અરુણા, એવું કહેવાય? એવું કદી બને? મારા સમ અરુણા, તું રોતી બંધ થઇ જા, તું રડે એ મારાથી નથી ખમાતું. તું કહે એમ કરું."

'કહે એમ કરું!' તમે શું હું કહું એમ કરવાના હતા?

રડતી અરુણાને ખોળામાં લેતો લેતો ત્રિવિક્રમ બોલ્યો: "એવું હોય અરુણા? તું જે કહે તે કરું. તું કહે તો તારા બધા કાગળો તને પાછા આપું. તું કહે તો કદી તારા માર્ગમાં આડો ન આવું. તું કહે તો......"

ત્યાં દૂરથી બન્નેને જોઈ ખડખડાટ હસતા સાક્ષી માટે આવેલા મિત્રો આવી પહોંચ્યા. બધા મસ્તીમાં આવી બોલવા લાગ્યા.

"હું નહોતો કહેતો, એ ત્યાં જ મળવાનાં! હમેશ ત્યાં સંતાઈ વાતો કરતાં, તે આજે છેલ્લાં એ ભૂમિનું દર્શન કરવા ગયા વિના રહે?"

"અલ્યા હવે તો પરણવાનાં હતાં, પછી આમ એકાન્તમાં ભરાવાની શી જરૂર?"

"અને આ કાગળો ને દીવાસળીની પેટી ને આ બધું શું?"

"એ તો હવે કાગળો બધા સાર્થક થઈ ગયા, એટલે એનો મોક્ષ કરવા બેઠાં હશે!"

"કેમ અરુણાબહેન, તમે કંઈ બોલતાં નથી?"

એટલામાં પવન આવ્યો અને કાગળો ઊડશે એમ લાગવાથી ત્રિવિક્રમ મોટી ફૂંકે કાગળ પાસે જઈ બધા ભેગા કરવા લાગ્યો. કાગળ લાવ્યો અને અરુણાને થેલીમાં મૂકવા કહ્યું. અરુણાએ બેઠી હતી ત્યાંથી થેલી કાઢીને આપી, અને કહ્યું: "મને જરા ભોળું આવી ગયું હતું. રાત આખીનો ઉજાગરો! ચાલો જરા નીચે નદીએ જઈ મોં ધોઈ આવીએ." એ પોતે ચાલવા લાગી. સાથે ત્રિવિક્રમ તેની પાછળ ગયો. અને જતાં જતાં મિત્રોને કહ્યું: "તમે ય ચાલોને, નીચે પણ નદી ઘણી સુંદર દેખાય છે. અહીં એક ધરામાં બહુ વિચિત્ર જાતનાં માછલાં થાય છે તે દેખાડું."

બધાં નીચે જઈ મોં ધોઈ વાતો કરતાં કરતાં પાછાં આવ્યાં. એક મિત્રે કહ્યું: "ચા પીને ચાલો, ઑફિસે પહોંચશું ત્યાં રજિસ્ટ્રાર તૈયાર થઈ બેઠા હશે. હું એમને ઓળખું છું. આપણું કામ જ પહેલું લેશે."

ત્રિવિક્રમે પૂછ્યું: "કેમ અરુણા! ચાલીશું ને!"

"હું તમે કહો તેમ કરવા ક્યારે તૈયાર નથી?"



# મુનશીની મહાકથા

અનંતરાય મ. રાવળ

**શ્રી.** મુનશી હીરક મહોત્સવ ગ્રંથાવલિના ગ્રંથ નં. ૧ તરીકે ભારતીય વિદ્યાભવન તરફથી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે પ્રગટ કરેલ ભગવાન પરશુરામ* આર્યત્વ અને આર્યાવર્તનું દર્શન અને નિરૂપણ કરવાની રા. મુનશીની 'ઉલ્લાસમય તપશ્ચર્યા' ની પૂર્ણાહુતિનું શ્રીફળ છે. એ વાઙ્મય–તપશ્ચર્યા બેપાંચ નહિ, પચીસ વર્ષ સુધી ચાલી છે એમ આ કથાની પ્રસ્તાવના બોલે છે. સને ૧૯૨૧–૨૨થી મહાભારત અને પુરાણોની પ્રેરણાથી પૌરાણિક વિષયો પર નાટક લખવાનું આરંભ્યું ત્યારે રા. મુનશીને મહાભારતના પ્રસંગોની પૂર્વકથાની કૃતિઓની એક માળા લખવાનો સંકલ્પ જાગ્યો. 'પૌરાણિક નાટકો' અને 'લોપામુદ્રા'ના ચારે ભાગ એ સંકલ્પને સિદ્ધ કરવાનું મૂર્તપરિણામ છે. નવલકથામાંથી નાટક પર ઊતરી ગયેલા રા. મુનશીએ બાર નાટકોનું મહાનાટક લખવું ધારેલું, પણ 'લોપામુદ્રા'ના ગુજરાતમાં થયેલા અલ્પ સત્કારે એમને ફરી નવલકથા પ્રત્યે વાળ્યા છે. 'પછી મને ભાન આવ્યું કે નાટક ગુજરાતી વાચકોને સુગમ નથી ને ગમતું ય નથી' એ, મહાનાટકના ઉત્તરાર્ધ માટે નાટક મૂકી નવલકથાનું સાહિત્યરૂપ પોતે કેમ સ્વીકાર્યું તેનું કારણ આપતાં રા. મુનશીએ ગુજરાતીઓને મારેલું મહેણું ખરેખર વિચારવાજોગ છે. નાટક મૂકી નવલકથા લખી કાઢી તે હકીકત અને નવલકથાકાર અને નાટકકાર તરીકેની તેમની વિજયી પૂર્વ કારકિર્દી સ્પષ્ટ રીતે સિદ્ધ કરી આપે છે કે રા. મુનશી નવલકથા અને નાટક પરત્વે સવ્યસાચી છે. ઉભય સાહિત્યપ્રકાર એમને એકસરખા ફાવે છે. તેથી જ જેટલી સહેલાઈથી એ નવલકથામાંથી નાટક તરફ વળ્યા હતા એટલી જ સહેલાઈથી નાટકમાંથી પાછા નવલકથા પર આવી ગયા છે. એમની નવલકથાઓ પણ નાટ્યપૂર્ણ જ નહોતી શું? આ નવલકથા પણ એવી જ છે. એનું નાટ્યરૂપાંતર સહેલાઈથી થઈ શકે.

પોતે સંકલ્પેલા એ મહાનાટકના ઉત્તરાર્ધમાં ઋગ્વેદકાળનું જીવન પૂરું થઈ બ્રાહ્મણકાળનું જીવન પ્રારંભાયું એ સમયને નિરૂપવાનું નક્કી કરતાં, એ સંક્રાન્તિકાળના અધિષ્ઠાતા પોતે જેમને માને છે[1] અને જે એમના કલ્પનામંદિરનાં બારણાં પરશુથી ક્યારના ઠોકી રહ્યા હતા[2] તે ભૃગુશ્રેષ્ઠ ભગવાન પરશુરામને રા. મુનશીએ કથાના નાયક બનાવ્યા છે, અને એમના પ્રતાપી પાત્રથી ઉત્તરાર્ધને ભરી દીધો છે. અને તે પણ તેમના જીવનનાં પહેલાં ત્રીસ વરસની કથાથી જ. બે ભાગમાં વહેંચી નાખેલી એ કથામાં, ગઈ સાલ પ્રગટ થયેલ 'લોમહર્ષિણી' રામ જામદગ્ન્યેયના બાળપણ ને કિશોરજીવનને અને આ 'ભગવાન પરશુરામ' તેમના યૌવનને અને તે કાળમાં તેમણે કરેલાં પરાક્રમોને આલેખે છે. રા. મુનશીની જાણીતી પરશુરામભક્તિએ પોતાના એ આરાધ્ય વીરના આયુષ્યના પહેલા ત્રણ દસકાને આટલા વિસ્તારમાં એવા તો સજીવ કર્યા છે કે એમના ઉત્તર જીવન વિશે કદાચ હવે લખી ન શકાય તો યે એણે તો પૂરતી કૃતાર્થતા રળી લીધી છે.

પુરોગામી કથા 'લોમહર્ષિણી'નો અન્ત બતાવે છે તેમ માહિષ્મતીનો હૈહયરાજ સહસ્રાર્જુન કાર્તવીર્ય લોમહર્ષિણીને તથા રામ જામદગ્ન્યેયને પકડી પોતાની જોડે લેતો આવે છે. દ્વારાવતીને દરિયાકિનારે એ બધાં ઊતર્યાં. ત્યાંથી આ કથા શરૂ થાય છે અને સહસ્રાર્જુનવધ સાથે પૂરી થાય છે. પણ એ દરમ્યાન તો ઘણું ઘણું બની જાય છેઃ રામ યાદવોને સંસ્કાર આપે છે ને શિસ્તબદ્ધ સૈનિકો બનાવી તેમને શાર્યાતોના ભયમાંથી મુક્ત કરે છે, ગુલામ તરીકે પકડાતા ને

---

* 'ભગવાન પરશુરામ' [ લેખકઃ કનૈયાલાલ મુનશી; પ્રકાશક અને વિક્રેતા : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય સાડાપાંચ રૂપિયા. ]

૧. પ્રસ્તાવના, પૃ. ૧૮.

૨. જુઓ: 'પરશુરામ તો બારણે પરશુ ઠોકી રહ્યાઃ "ખરી વાત છે. મને આમ લાગ્યો, તેમ લાગ્યો, મારો ક્રોધ સર્જાવ્યો, 'મારું' જામદગ્ન્યાસ્ત્ર સર્જાવ્યું, પણ મને તો બહાર ને બહાર—"

—'ભગવાન કૌટિલ્ય'ની પ્રસ્તાવના

રખાતા નાગલોકો પ્રત્યેનું તેમનું વર્તન સુધરાવે છે, માહિષ્મતીમાં આર્યાવર્તના સંસ્કાર પ્રચારે છે, અઘોરીઓનો માનવતિરસ્કાર નિર્મૂલ કરી તેમને સંસ્કારી તેમના ગુરુ કડુનાથનો પ્રેમાદર જીતી લે છે, મૃગારાણીનો ઉદ્ધાર કરે છે અને રામ જામદગ્નેય મટી ભગવાન જામદગ્ન્યેય બની યાદવો અને ભૃગુઓનાં ગોત્રોનું સુરાષ્ટ્ર અને અનૂપદેશમાંથી આર્યાવર્તના સપ્તસિંધુ તરફ ઐતિહાસિક મહાભિનિસ્સરણ કરાવે છે. તે આર્યાવર્ત પહોંચે છે તે દરમ્યાન વેદપ્રસિદ્ધ દાશરાજ્ઞ વિગ્રહ પૂરો થવા આવ્યો હોય છે. એના બલિ થતા વિશ્વામિત્રનો, ત્યારબાદ દક્ષિણેથી ચઢી આવતા સહસ્રાર્જુનના દુષ્ટ જુલમથી પ્રાણ છોડતા વસિષ્ઠનો, અને જમદગ્નિના ભવ્ય અને પ્રતાપી વારસ તરીકે યુદ્ધજર્જરિત આર્યાવર્તના પુનરસર્જનના વિધાયક બનતા અને 'સિંધુથી સિંહલ સુધી આર્યાવર્ત પ્રસરે' એ ભાવના સેવતા ભગવાન પરશુરામ સહસ્રાર્જુનની અકારણ દુષ્ટતાનો ઘડો પૂરો ભરાઈ જતાં તેનો વધ કરે છે.

સ્થળસમયનો વિશાળ પટ ભરી દેતું આટલું વસ્તુ નાનકડી વાર્તાનું નથી, મહાકથાનું છે. શ્રી. મુનશીએ એને ત્રણ ખંડમાં વહેંચી દીધું છે. પહેલા ખંડનું સ્થળ છે સૌરાષ્ટ્રમાં ગિરનારની તળેટીનો પ્રદેશ, અને વસ્તુ છે ભદ્રશ્રેણ્યના અને તેના યાદવ ગોત્રના સ્વયંસિદ્ધ ગુરુ બની જતા રામને હાથે યાદવોનું સંસ્કરણ, નાગમોચન અને શાર્યાતોનું નિકંદન. રામના જન્મજાત નેતૃત્વ ( born leadership ), વીરતા અને મુત્સદ્દીગીરીનું અહીં દર્શન થાય છે. રામ-લોમાનું લગ્ન, જેને માટે થોડી પૂર્વભૂમિકા પુરોગામી નવલ 'લોમહર્ષિણી'માં ગોઠવાઈ હતી, તે પણ આ પહેલા ખંડમાં થાય છે. બીજો ખંડ રામને માહિષ્મતીમાં અને તત્પશ્ચાત્ નર્મદાને સામે તીરે કડુનાથ અઘોરીના અડ્ડામાં લઈ જાય છે, એટલે સ્થળ બદલાય છે. સહસ્રાર્જુનને ભારતનો ચક્રવર્તી સમ્રાટ બનાવવા પ્રેરતી ને પ્રેરતી તેજસ્વી મૃગારાણી તથા રાજગુરુ બની બેઠેલા મૃકંડ પર રામનો પ્રભાવ અને વિજય, મૃગારાણીનો ઉદ્ધાર, સહસ્રાર્જુનની દુષ્ટતા, કડુનાથ અઘોરીનો ગામ તથા લોમાને થતો સંપર્ક, અને સહસ્રાર્જુનના કોપમાંથી બચવા યાદવો અને ભૃગુઓનાં ગોત્રોના મહાભિનિસ્સરણની યોજના બીજા ખંડનો કથાવિષય બને છે. ત્રીજો ખંડ નવલકથામાં વધુ જગ્યા રોકે છે. યાદવ-ભૃગુ ગોત્રોના મહાભિનિસ્સરણની કથા એમાં હોવાથી મહીકાંઠાથી સરસ્વતી સુધીનાં એક પછી એક વટાવાતાં જતાં સ્થળો એના પૂર્વાર્ધના પ્રસંગોની ભૂમિ બને છે. ઉત્તરાર્ધની ભૂમિ છે આર્યાવર્ત, અને કાળ છે દાશરાજ્ઞ વિગ્રહની પૂર્ણાહુતિ અને તેની તરત પછીનો. મહાભિનિસ્સરણ, સહસ્રાર્જુનના સેનાપતિ રુરુના સૈન્ય જોડે અભિનિસ્સરકોનું યુદ્ધ, દાશરાજ્ઞ વિગ્રહની પૂર્ણાહુતિ, વિશ્વામિત્રનો દેહવિલય, રેણુકાવધના પુરાણખ્યાત પ્રસંગનું અભિનવ નિરૂપણ, તે કાળના સમયપુરુષ બની જતા ભાર્ગવશ્રેષ્ઠને હાથે થતું આર્યાવર્તના નવસર્જનનું વિધાન, વસિષ્ઠની મહાસમાધિ, સહસ્રાર્જુને આણી આર્યાવર્તમાં પ્રવર્તાવેલો મહતી વિનષ્ટિ, અને ભગવાન પરશુરામને હાથે આખરે થતો તેનો વધ—આટલાને આ મોટા ત્રીજા ખંડના વસ્તુભૂત કથાપ્રસંગો શ્રી. મુનશીએ બનાવ્યા છે.

પહેલા બે ખંડોમાં પ્રસંગકથન અને કાર્યનો રસ વિશેષ છે. ત્રીજામાં એ તો છે જ, પણ તે ઉપરાંત ભાવનાનો રસ વિશેષ જામે છે. અલબત્ત, ભગવાન પરશુરામનું પ્રચંડ વ્યક્તિત્વ તો ત્રણેમાં મુખ્ય આકર્ષણ છે જ. વસિષ્ઠ, વિશ્વામિત્ર અને ભાર્ગવની પ્રવૃત્તિઓને જે ભાવના પ્રેરે અને ચલાવે છે તેનું આલેખન એ ખંડમાં ઘણું સારું થયેલું છે. ભાવનાઓનું આલેખન જેના વાહન વડે થતું વધુ સંભવિત તેવા સંવાદોનું જોર પણ એ ખંડમાં ઘણું છે. વસિષ્ઠ-રેણુકાનો સંવાદ ( પૃ. ૩૦૮-૧૦ ), વસિષ્ઠ ને વિશ્વામિત્રનો સંવાદ ( પૃ. ૩૨૦-૨૩ ), રામે પિતાને સંભળાવેલી પ્રેરણાવાણી ( ૩૩૨-૩૩ ), શુનઃશેપ અને ભાર્ગવનો સંવાદ ( પૃ. ૩૩૮-૪૦ ), અને મુનિ પરાશર તથા પુરુરાજનો સંવાદ ( પૃ. ૩૬૪-૬૫ ) આનાં સરસ ઉદાહરણો છે. જેમ સરસ સંવાદો તેમ નાટ્યક્ષમ પરિસ્થિતિઓ પણ એ ખંડમાં ઓછી નથી.

કથાનું મોટામાં મોટું આકર્ષણ તો છે પરશુરામનું પાત્ર. ભગવાન પરશુરામના પ્રતાપી પાત્રનું આલેખન એવું થયું છે કે તે બધા કથાપ્રસંગો વચ્ચે અને તે દ્વારા ઉત્તુંગ બની ઉપસી આવે છે. બીજાં બધાં

પાત્રો એનાથી ઢંકાઈ જાય છે ને એની આગળ ઝાંખાં પડી જાય છે. જુદા જુદા દેશ, કાળ અને કાર્યને લીધે વ્યક્તિગત ભિન્નતાવાળા દેખાતાં છતાં શ્રી. મુનશીના નાયકો એક જ માટીના ઘડેલા હોય છે એ સાહિત્યરસિકોને જાણીતું છે. પરશુરામનું પાત્ર પણ પ્રતાપી નરપુંગવોના રા. મુનશીને પ્રકૃતિથી બહુ રુચતા અને આલેખવા પણ ફાવતા આદર્શના ઢાળામાં ઢાળેલું છે. સુરાષ્ટ્રમાં આવતાં જ 'લોમહર્ષિણી'નો તરુણ રામ જામદગ્ન્યેય સ્વયંસિદ્ધ અને સ્વનિયોજિત ગુરુદેવની અદાથી વર્તવા મંડી જાય છે,[૧] અને ત્યારપછી તો 'આવ્યો, જોયું ને જીત્યો' જેવું જ એનું નિરૂપણ કર્તાએ છેડાથી છેક સુધી કર્યે રાખ્યું છે. એમ કરવામાં, પોતાના આવા તેજસ્વી પાત્રવિશેષોનાં પ્રતાપ ને ગૌરવ બતાવવાની જાણીતી યુક્તિઓનો કર્તાએ પૂરો ઉપયોગ કર્યો છે. સહસ્રાર્જુનનો સેનાપતિ ભદ્રશ્રેણ્ય એના સંસર્ગમાં આવતાં જ એનો ભક્ત બની જાય : પાતાલનગર સુધી સહસ્રાર્જુનનું પ્રયાણ તે એનું વિજયપ્રયાણ બની રહે : દ્રારાવતીને કિનારે તે ઉતરતાં પ્રેક્ષક મેદનીમાં ધાક ને પૂજ્યભાવનું મોજું ફરી વળે : ભદ્રશ્રેણ્ય, વિશાખા, મૃકંડ, તાલબાહુ, વિતિહોત્ર, જયામઘ —સૌ એને નમે, એનાથી અંજાય ને છેતાઈ જાય : કલ્પિણી ને મૃગારાણી જેવી, તેજસ્વી વિલાસિનીઓ એના પ્રત્યે આકર્ષાય : કરુનાથ અને મહાદન્તી સિધ્ધેશ્વરી જેવાં અઘોરીઓનાં પરમપૂજ્યો એને મમતા અને આદરથી જુએ ને એનાં થઈ જાય : સહસ્રાર્જુન એના દર્શને અને પછી તો એના સ્મરણમાત્રથી ભયથી છળી મરે : વસિષ્ઠ-વિશ્વામિત્ર સરખા આર્યાવર્તના મહર્ષિવરો ભાવિ આર્યાવર્ત માટે એના પ્રત્યે આશા ને શ્રદ્ધાભરી મીટ માંડે—આવું રામ જામદગ્ન્યેયનું આ કથામાં થયેલું આલેખન તેનો પ્રભાવ બતાવવાની ને વધારવાની કર્તાએ કેવી કાળજીભરી કોશિશ કરી છે તે સ્પષ્ટ બતાવે છે. અંધારામાં વાઘની માફક ચમકતી રામની આંખો પર વારે વારે મુકાયેલો ભાર, મૃકંડ મુગા લોપા સહસ્રાર્જુન આદિને થયેલાં દર્શાવાયેલાં પરશુધર ભગવાન જામદગ્ન્યેયનાં પ્રભાદર્શનો [visions], ગોમતીને શાપી વરુણને પ્રાર્થી રામગોમતી વહાવી યાદવોનું પાણીનું દુઃખ નિવારવાનો જામદગ્ન્યેયનો ચમત્કાર મહાદન્તી સિદ્ધેશ્વરી તેનામાં સમાઈ ગયાનું નિરૂપણ—આ સૌ પણ કથાનાયકનો પ્રભાવ સૂચવનારી કર્તાની યુક્તિઓ જ છે. અને પછી, પોતાની તેજસ્વી કલમને જોરે પોતાના પ્રભાવશાળી પાત્ર વિશે જે માન્યતા ઉપજાવવી હોય તે વાચકોમાં ઉપજાવવામાં કર્તા હમેશ મુજબ અહીં પણ સફળ થાય છે.

'લોમહર્ષિણી'માંનો ચંચલ તરુણ એકદમ આવો પ્રભાવશાળી ચમત્કારપુરુષ અને 'ભગવાન જામદગ્ન્યેય' બની જાય એવું આ કથામાં થયેલું તેનું આલેખન નાટકી લાગવાનું ખરું જ, પણ એવું આલેખન તો રા. મુનશીની વિશિષ્ટતા કહો તો વિશિષ્ટતા, આલેખનરૂઢિ કહો તો આલેખનરૂઢિ, અને મર્યાદા ગણો તો મર્યાદા છે. એને એક વાર ભૂલી જાઓ કે સહી લો, તો પછી પરશુરામનું અહીં થયેલું ચિત્રણ તમને અવશ્ય ખેંચી રાખશે. એ યજ્ઞ કરી દેવો ને પિતૃઓને પ્રાર્થી શકે છે. આર્યોની વિશુદ્ધિનું અને એમના ધર્મનું એને ઘણું અભિમાન છે. યાદવ ગોત્રમાં ને માહિષ્મતીમાં 'ધર્મ' પ્રવર્તાવવાની એની અભિલાષા ને પ્રવૃત્તિ છે. યાદવગોત્રમાં, માહિષ્મતીનાં પુરજનોમાં અને અઘોરીઓમાં એ સંસ્કાર અને આર્યોના આચાર ફેલાવે છે. સ્વનિયુક્ત અધિકારે અને આત્મપ્રભાવે કરીને લોકનેતા બનતા કાર્લાઇલની કલ્પનાના જનનાયક ( Hero : Leader of the people ) પણ એ છે.* એથી જ એ આવે છે ને યાદવો, માહિષ્મતીના ભૃગુઓ ને હૈહયો સૌ એના સેવકો ને ભક્તો બનવા મંડી જાય છે. એ યુદ્ધશાસ્ત્રવિશારદ છે. એવાની અચૂક નજરે એ ઘોડાનું મહત્ત્વ સમજે છે, અને યાદવ જુવાનોને અશ્વ-શસ્ત્ર-વિદ્યા શીખવી તેમનું તાલીમબદ્ધ સૈન્ય ઊભું કરે છે. એ યુદ્ધકલાના પરિવર્તક જ નથી,

૧ જુઓ: 'હું એમને કહ્યે ઓછો ગુરુ થયો છું? હું તો છું જ.' (પૃ. ૫૩)

* એ જે ચમત્કારક પ્રભાવ તેમના સમાગમમાં પોતે આવે છે તેના પર પાડે છે તે, આવા સ્વયંસિદ્ધ જનગણ અધિનાયક મહામાનવીના પ્રબળ આત્મવિશ્વાસ અને સંકલ્પબળ એ પ્રાણગુણોને જ લીધે. રા. મુનશી એક રીતે આ કથામાં પરશુરામના પાત્રનિરૂપણ દ્વારા લોકનેતા મહાવીરનું ઘડતર (making) બતાવે છે.

સમર્થ વ્યવસ્થાપક અને શાસક પણ છે. એ દીર્ઘદર્શી મુત્સદ્દી પણ છે. શાર્યાતો ને મૃગારાણી ને સહસ્રાર્જુન શું કરવાના છે તે એ આગળથી જાણી જાય છે. એ અપ્રતિમ ને દુર્ધર્ષ વીર છે ઘોર હિંસા પણ વિના અચકાયે ને સ્વસ્થતાથી એ કરી શકે છે. તો બીજી પક્ષે એ અહિંસક પણ રહે છે ને પોતાને મારવા તલસતા જયામઘ સામે છાતી ધરે છે; એટલું જ નહિ, એને ત્રણ વાર મોતથી ઉગારે છે. જયામઘને એ દ્વેષ મૂકી દેવાનો ઉપદેશ પણ બે વાર કરે છે. સહસ્રાર્જુનને પણ કથાના પ્રારંભમાં દ્વારાવતીના સમુદ્રમાંથી એ બચાવે છે, અને આખરે મારે છે, જ્યારે એ દુષ્ટતાની પરિસીમાએ જઈ પહોંચી જમદગ્નિને મારી નાખે છે ત્યારે જ. દ્વેષોન્મૂલનની ભાવના ભગવાન પરશુરામના મોંમાં મૂકી કર્તાએ તેમની હિંસાને અને નક્ષત્રીને દ્વેષોન્મૂલન માટેની હિંસા બતાવીને હળવી બનાવી છે.[1] દસ્યુસહાયક વિશ્વામિત્રની માનવતા પણ કર્તાએ એમનામાં મૂકી છે. યાદવો ને શાર્યાતોનો નરશિકાર એ સત્યાગ્રહ કરીને બંધ કરાવે છે, નાગલોકો પ્રત્યેનો જુલમી વર્તાવ પણ અટકાવે છે, અસુરકારી અઘોરીઓ પ્રત્યે પણ પ્રેમ કરે છે, અને દસ્યુરાજ ભેદના પુત્ર શિબિને ગાદીએ બેસાડાવે છે. વિશ્વામિત્રની ઉદાર માનવતાભરી દસ્યુ સહિષ્ણુતા અને મહર્ષિ વસિષ્ઠનો વિશુદ્ધિનો આગ્રહ—બંને એનામાં છે. 'વિદ્યા ને તપની અભિવૃદ્ધિ, અને તેને સંરક્ષવાની ને વિસ્તારવાની શક્તિ : આ બે એમના ધર્મના નિશ્ચલ પાયા હતા.' 'સિંધુથી સિંહલ સુધી આર્યાવર્ત પ્રસરે' એ જ તેમની ભાવના બતાવાઈ છે. સુદાસ આદિ આર્યાવર્તના ચારે રાજાઓનું એકત્ર પુરોહિતપદ એ સ્વીકારતા નથી. 'આર્ય ત્યજે રાજ્યાશ્રય પર અવલંબતું એને કરવું નથી... 'તમે ને હું તો જઈ કાલના છીએ—એ આજનો ને આવતી કાલનો' એ વસિષ્ઠના એમના માટેના ઉદ્ગારો (પૃ૦ ૬૫૦) એમને અપાતી ભવ્ય અંજલિ છે. પરશુરામ રા. મુનશીનાં અનેક તેજસ્વી પાત્રોની માફક ચિરસ્મરણીય પાત્ર છે.

એક પ્રશ્ન થશે : વાલ્મીકિ અને વ્યાસ આ મુનશીના પરશુરામને પોતાની કલ્પનાના પરશુરામ તરીકે ઓળખી શકશે ખરા ! પણ પરશુરામનું પાત્રાલેખન એકલું જ શા માટે, રેણુકાવધ, વિશ્વામિત્ર ને વસિષ્ઠના દેહવિલય અને સહસ્રાર્જુનવધ જેવા પ્રસંગોનું નિરૂપણ પણ એના પરંપરાગત આલેખન કરતાં જુદું છે. વસ્તુતઃ આ કથા પુરોગામી 'પૌરાણિક નાટકો' અને 'લોપામુદ્રા'ની માફક છે દૂર સુદૂરના ભૂતકાળમાં એક ડોકિયું, વેદકાળના સાહિત્યના અભ્યાસથી ઉત્તેજિત થયેલી એક અર્વાચીન સર્જકની કલ્પનાએ કરેલું તેનું દર્શન. 'ઇતિ હ આસ', એ આમ જ બન્યું હતું, એમ તો એમાંનાં પાત્રો ને પ્રસંગોને માટે કોણ કહી શકે એમ છે ? રા. વિશ્વનાથ ભટ્ટે 'લોપામુદ્રા' વિશે લખતાં કહેલું તેમ 'રોમાન્ટિક' સર્જકને નિરંકુશ વિહારની આવા દેશકાળનું વસ્તુ લેતાં સવડ મળી રહે છે એ ખરું, પણ એ પ્રાચીન દેશકાળનું ચિત્ર આપતા સાહિત્ય વિશે પોતાનું અને લોકોનું જ્ઞાન એના પર નિયમન કે અંકુશરૂપ બને છે એ ભૂલવું જોઈએ નહિ. રા. મુનશીએ વેદકાલીન અને પૌરાણિક દેશકાળ ને વાતાવરણ વિશે અભ્યાસમૂલક જે સામગ્રી એકઠી કરી છે તેનો તો તેમણે અહીં પૂરો ઉપયોગ કર્યો છે. એટલું કર્યા પછી તેમણે પોતાની સર્જક કલ્પનાને કામે લગાડી તે કાળની એક આખી સૃષ્ટિ કથામાં ઊભી કરી છે. એમ કરતાં એમણે દાશરાજ્ઞ વિગ્રહને, રેણુકાવધ ને સહસ્રાર્જુનવધને, વિશ્વામિત્ર–મેનકાવાળા પ્રસંગના ફળરૂપ દુષ્યન્તપુત્ર ભરતના રાજ્યાભિષેકને, પરાશર–મત્સ્યગંધાવાળા પ્રસંગને, અને વિશ્વામિત્ર તથા વસિષ્ઠના મૃત્યુને, એમ વેદપુરાણાંતર્ગત પ્રસંગોને અને પાત્રોને સમકાલીન બનાવી ભેગાં કરી દીધાં છે અને એમાંથી તે પ્રાચીન સમયનું ચિત્ર ઊભું કર્યું છે. વેદપુરાણપ્રસિદ્ધ પાત્રો ને પ્રસંગોના નિરૂપણમાં કરેલ

1 છતાં, તેમના શાર્યાતોના નિકંદનનો મુત્સદ્દીગીરીની દૃષ્ટિએ બચાવ કર્યો હોય તો કદાચ થાય; પણ રેણુકા જેની સેવાચાકરી કરી રહી હતી તે ત્રીસ રક્તપીતિયા ગભરુનોના સંહારથી તો 'ગુજરાતના નાથ'ના નરસિંહ ભટ્ટને કોટ પરથી ફેંકી દેતા કાકના પગલાથી ત્રાસી ઊઠતા કાક પ્રથમ ખેલકર જેવા અનેકોને ક્રમક્રમાં જ આવશે. રેણુકાને એમનાથી અળગી કરવાનો બીજો ઉપાય જ કર્તાને ન જડ્યો ?

ફેરફાર માટે રા. મુનશીએ મહાભારત, રામાયણ ને ભાગવતના કર્તાઓના દાખલાની ઢાલ ધરી છે અને સર્જક કલાકારના નિરૂપણસ્વાતંત્ર્યના વણલખ્યા અધિકારને સૂચવ્યો છે, 'માનવજીવનના મારા આદર્શો અને મારી જે કાંઈ સર્જકશક્તિ છે, તેનાથી જ આ ચણતર થયું છે' એમ કહીને. એ ફેરફાર ઉચિત છે કે અનુચિત, મૂળ પ્રસંગો ને પાત્રોનું ગૌરવ એનાથી વધે છે કે હીણું પડે છે, એ દૃષ્ટિબિંદુથી જ એને જોવા જોઈએ.

એ રીતે જોતાં રેણુપ્રવલ અને રામાર્જુનવિરોધનું આ કથામાં થયેલું નિરૂપણ કચવાટ નહિ પણ એથી ઊલટી જ લાગણી ઊભી કરે છે. રેણુકાને ચિત્રરથ પ્રતિ આકર્ષાઈ ધ્યત્સ્ખલિતા બતાવતી પુરાણકથાને બદલે રા. મુનશીએ રક્તપીતથી પીડાતા ગંધર્વોની મા બની તેમના પ્રત્યે અનુકંપાથી પ્રેરાઈ તેમની સેવાશુશ્રૂષા અર્થે તેમની જોડે એ રહી હતી એવું આલેખન કર્યું છે તે એ પાત્રને દોષમુક્ત કરી ઊંચું ચડાવે છે. રેણુકાને મારવાની જરૂર ન રહે, છતાં જમદગ્નિએ એને મારી નખાવી ગણાય અને પરશુરામે એને પુનઃ સજીવન કરાવી ગણાય એવું રા. મુનશીનું આલેખન પુરાણકથાને સરસ રીતે સુધારી આપે છે. નથી ગમતું એક જ તત્ત્વ, રેણુકાને મનોહર આલેખતાં જમદગ્નિનું પાત્ર અનુદાત્ત, સંકુચિત ને હઠીલું બની ગયું છે તે. સહસ્રાર્જુનના પાત્રના ચિત્રણમાંથી પરશુરામના રોષ અને પૃથ્વીને નક્ષત્રી કરવાના તેમના પુરાણકીર્તિત પરાક્રમનો સહેજ બુદ્ધિગમ્ય ખુલાસો મળી રહે છે. આર્યાવર્તને રંજાડતા ને પદદલિત કરતા સહસ્રાર્જુનને ઊંડે સુધી આવવા દઈ, પછી આર્યાવર્તના ચારે રાજાઓનાં સૈન્યો તથા ભૃગુઓનાં શતકો એકસામટા ધસી આવી તેને ચોમેરથી ઘેરી લઈ તેના સૈન્યમાંથી એક પણ જણને પાછો નર્મદા ભાળવા દે નહિ એવા ભગવાન પરશુરામના (આ વિશ્વયુદ્ધમાં રશિયનોની યુદ્ધનીતિના કર્તાએ કરેલા અનુકરણ જેવા લાગતા) વ્યૂહનો અમલ તે જ એમની નક્ષત્રી. એવી જ રીતે દાશરાજ્ઞ વિગ્રહને અંતે વિશ્વામિત્રનું કથામાં નિરૂપાતું મૃત્યુ, વસિષ્ઠ અને વિશ્વામિત્રના સુંદર સંવાદને અવકાશ આપી એ બેઉ ઋષિવરોની દૃષ્ટિ અને જીવનકાર્યને સરસ રીતે રજૂ કરવાની કર્તાને તક આપે છે. ઠકુનાથ અને અઘોરીઓના સંપર્કમાં પરશુરામને લાવવામાં જરૂરી કાળક્ષેપની યુક્તિનો આશ્રય લેવા ઉપરાંત અથર્વવેદમાંના ઘણા મંત્રો ને પ્રયોગોના ભૃગુઓના કર્તૃત્વના ખુલાસા માટે ભૂમિકા એ રીતે ગોઠવવી કર્તાએ ધારી લાગે છે. પરશુરામ તથા લોમહર્ષણી ઠકુનાથની હવામાં ઊડવાની ને ભિલાડી પેઠે કૂદવાની સિદ્ધિઓ તથા અઘોરીઓના ઉપાસનામંત્રો શીખી આવ્યાં છે એ કથામાં બતાવ્યું છે જ. પરાશર અને મત્સ્યગંધાના સંબંધનું નિરૂપણ પણ પુરાણકાર કરતાં જુદું છે.

મતલબ કે, સૂચનો અને સામગ્રી વેદ અને પુરાણોમાંથી મેળવ્યાં પણ તેમાંથી આ અર્વાચીન નવલકથાકારે રચી તો છે નવો જ ઘાટ ઘડી પોતાની અનોખી કલાકૃતિ. 'ભગવાન પરશુરામ'માં સરજાયેલી સૃષ્ટિ અને સંકળાયેલી ઘટનાઓ એક ન્યારી દુનિયા બતાવે છે, એ દુનિયા તેના પ્રવાસીને પોતાનું પૂરું દર્શન એ કરી રહે નહિ ત્યાં સુધી આકર્ષણના બંધમાંથી છોડતી નથી, અને એની વૈદિકતા કે પૌરાણિકતાની શંકા પણ પ્રથમ તો ઉપજવા દેતી નથી. એનો જશ રા. મુનશીની ઉચ્ચ પ્રતિની સર્જકતાને ભાગે જ જાય. લોમા, મૃગાશણી, ઠકુનાથ, સહસ્રાર્જુન, રેણુકા, જમદગ્નિ, વસિષ્ઠ અને વિશ્વામિત્ર જેવાં પ્રધાન પાત્રોનું અને ભદ્રશ્રેણ્ય, પ્રતીપ, મૃકંડ, કુક્ષિવંત, કલિણી, વિમદ, તાલબાહુ, વૃશ્ચિક, ઋક્ષ આદિ ગૌણ પાત્રોનું પણ તેમતેમની વ્યક્તિતા સાથે થયેલું જીવંત આલેખન: ગિરનારતળેટીના યાદવગોત્રના થાણાનું, ઠકુનાથના અઘોરીઓના વસતીસ્થાનનું તથા ભૃગુઓ અને યાદવોની સરસ્વતી તરફથી ભવ્ય કૂચનું તાદૃશ ચિત્રણ: લગભગ બધા કથાપ્રસંગોનું વાચકના કલ્પનાચક્ષુ સમક્ષ ભજવાતું રહે એવું નાટચાત્મક આલેખન: પ્રધાન વીર અને અપ્રધાન શૃંગાર ઉપરાંત રામ, ઠકુનાથ અને મહાદન્તી સિદ્ધેશ્વરીનાં પાત્રો સાથે સંકળાયેલા ચમત્કારોથી નિષ્પન્ન થતો અદ્ભુત રસ: પ્રાચીન વાતાવરણનો યોગ્ય ઉઠાવ: ત્રીજા ખંડમાંના સુંદર ભાવનાપ્રપૂર્ણ સંવાદો: ભગવાન પરશુરામનાં એક એકથી ચડિયાતાં પરાક્રમો પરથી જ વાચકની નજર ખસે એમ નથી, છતાં ક્યારેક ખસે તો એને ખેંચી રાખવા કુશળ નવલકથાકારે આ બધાં આકર્ષણો

કથામાં ગોઠવી જ રાખ્યા છે.

પણ કથાપ્રસંગો તો નિમિત્ત છે રા. મુનશીનો મુખ્ય આશય તો વેદકાળના પ્રચંડ માનવીઓનું આલેખન તેની ઓથે રહીને કરવાનો છે 'એવી ગગનસ્પર્શી માનવતા વિના સનાતન આર્ય સંસ્કૃતિનો પાયો નખાયો ન હતો. આર્યત્વ ને આર્યાવર્ત બંનેના દર્શન અને એમની દ્વારા થયા છે : એમના પ્રસ્તાવનામાંના આ ઉદ્‌ગાર સ્પષ્ટ સમજાવે છે કે એમનું અંતિમ સાધ્ય તો આર્યત્વ અને આર્યાવર્તનું આ નિમિત્તે દર્શન કરાવવનું છે આર્યાવર્તનું બહિર્દર્શન કથાએ કરાવ્યુ છે તે તો તરત ખ્યાલમાં આવે તેમ છે પણ આર્યાવર્તના વિશિષ્ટ સંસ્કાર, જે આર્યત્વ બનાવે છે, તે કયા એ જોવા માટે વસિષ્ઠ અને વિશ્વામિત્રની પર દૃષ્ટિ કરવી પડશે આર્યાવર્તને આંતરવિગ્રહની યુદ્ધજ્વાળામાં નવડાવનાર વસિષ્ઠના દાશરાજ્ઞ વિગ્રહના જનકત્વને પ્રેરતી ભાવના હતી માત્ર આર્યોની વર્ણશુદ્ધિ, અને દસ્યુદ્વેષ નહિ પણ આર્યોનાં સ્ત્રીપુરુષોના ચારિત્ર્યની વિશુદ્ધિનો આગ્રહ વસિષ્ઠના

"આખમીંચામણે અધર્મ ચલાવી ન લેવાય આર્યો એ શીખે તો ધર્મવૃત્તિ ઘસાઈ જાય ને મનુષ્ય પશુ બની જાય... .રેણુકા ! મે યુદ્ધ નહી આદર્યું હોત તો શશિયસી પર, બધા આર્યો પર કરેલા અત્યાચાર શિષ્ટ ગણાત આર્યોની રીતિ વીસારે પડી દસ્યુઓના સ્વચ્છંદ સર્વમાન્ય થાત તેથી ધર્મ માટે મે આર્યોને મરતા શીખવ્યુ દાશરાજ્ઞમાં રેડાયેલા રુધિર આર્યત્વની વિશુદ્ધિ અભેદ્ય રાખશે મારે શશિયસીઓ તો શુ—દસ્યુ કન્યાને પણ અમ્બાઓ બનાવવી છે અમ્બાઓ શશિયસી થાય તેનો વિરોધ તો પ્રાણાર્પણે કરવાનો જ રહ્યો"

એ શબ્દો આર્યને

'પ્રેમાળ માતા એકના એક પુત્રને તેના સ્વાસ્થ્ય માટે ઠંડા પાણીના સ્નાન કરાવે તેમ એમણે વિશુદ્ધિના સંરક્ષણાર્થે આર્યાવર્તને રુધિરનું સ્નાન કરાવ્યુ હતુ'

એવી જે પ્રતીતિ કરાવે છે, તે વાચકોને પણ કરાવી આર્યત્વનું એક વિશિષ્ટ તત્ત્વ કર્તા સમજાવવા મથ્યા છે

હવે વિશ્વામિત્ર તરફ નજર કરો એમની અંતિમ પળે વસિષ્ઠને એમણે સંભળાવેલા શબ્દોમા એમનું ભવ્ય જીવનકાર્ય દર્શાવાયું છે

'દેવે મને નિમિત્ત બનાવી યજ્ઞનો માર્ગ શીખવ્યો નરમેધ અટકાવ્યો, નવુ આર્યત્વ સર્જ્યું'

એ 'નવુ આર્યત્વ' ક્યું ? આ

'મુનિવર ! આપે માની લીધુ કે હુ ભેદના અત્યાચારની પડખે ઊભો રહી અધર્મ સંરક્ષી રહ્યો હતો ? ના ના...મારે આર્ય–અનાર્યનો ભેદ ટાળવો હતો માનવી માનવીના ભેદ તો આર્યત્વને કલંકિત કરે છે ત્યા સંસ્કાર ત્યા આર્યત્વ મે વર્ણભેદ ભુલાવ્યો–સંસ્કારભેદ શીખવ્યો. આર્ય જે તપ ને વિદ્યા મેળવે તે આ દેહે ફરી જન્મે તે આર્ય આ દેહે સંસ્કારજન્મ ન મેળવે તે અનાર્ય

માનવી તો આર્યત્વને પંથે દેવત્વ પામવા સર્જાયો છે'

એક બાજુથી વેદપ્રસિદ્ધ દાશરાજ્ઞ વિગ્રહને કથા વિષય બનાવી તેનું મૂળ આવા ભાવનાવિરોધમાં રહેલું કર્તા બતાવે છે, તો બીજી બાજુએ આર્યત્વની ભાવનાનો *વિશ્વામિત્રને હાથે થયેલો વિકાસ બતાવી આર્યત્વને* જીવતી વિકાસશીલ ભાવના તરીકે આલેખવાનું તેમણે આમ કર્યું છે. જમદગ્નિ અને રેણુકાના પાત્રો એક રીતે વસિષ્ઠ ને વિશ્વામિત્રની ભાવનાનાં પ્રતિરૂપો જેવાં જ છે એ ન સ્વીકારવુ હોય તો રેણુકાના પાત્ર દ્વારા આર્યત્વની ભાવનાને એક ડગલુ વધુ આગળ લઈ જવામા આવી છે એમ માનવુ પડશે. રોગપીડિત ગંધર્વોની મા બની તેની સેવાશુશ્રૂષા કરવા માટે એમને મૂકી ચાલી આવવા પતિએ કરેલી આજ્ઞા લોપવામા આર્યા રેણુકાએ, ગંધર્વોની જ નહિ વસિષ્ઠ જેવાની જીભથી પણ 'અમ્મા'નુ સંબોધન મેળવનારી રેણુકાએ, આર્યત્વની સીમા વિસ્તારી આપી છે

ભગવાન પરશુરામમા વસિષ્ઠ, વિશ્વામિત્ર અને રેણુકા ત્રણેની દૃષ્ટિ એકત્રિત થયેલી છે વસિષ્ઠ જેવા સ્ત્રીના વિશુદ્ધ શીલના આગ્રહી હોવાથી જ એ યાદવગોત્રમાં પોતાના પતિનું ઘર છોડી રૂરના ઘરમા ચાલી જનાર લોમાને શિક્ષા કરે છે (પૃ ૪૮) પોતામાં મુગ્ધ થનાર રુક્મિણીને સાટકા મારે છે અને મૃગારાણીએ એ પ્રસંગ ઉલ્લેખતા સ્ત્રીની શીલવિશુદ્ધિ પર ભાર મૂકી તેને સહસ્રાર્જુનની ભોગિની મટી પરિણીતા પત્ની બનવા આદેશ આપે છે વિશ્વામિત્ર જેવો ઉદાર માનવપ્રેમ પણ એમનામા છે, જેથી જ એ નાગો, અઘોરીઓ ને દસ્યુઓ પ્રત્યે માયાળુ વર્તન રાખે–રખાવે છે. અને રેણુકાને પિતૃઆજ્ઞાથી મારવા તત્પર થતા એ રેણુમાની વાત સાંભળી એના

ભવ્ય વર્તનને અભિનંદવા માંડી પિતાને ખરું આર્યત્વ પ્રબોધવા મંડી જાય છે, જે બતાવે છે રેણુકાની ભાવનાને એમણે પોતે આપેલી મંજરી. દાશરાજ્ઞ વિગ્રહને અંતે આર્યાવર્ત એક થયું. આર્યો ને દસ્યુઓનો પરસ્પર દ્વેષ ટળ્યો. વસિષ્ઠ વિશ્વામિત્રના ઝઘડાનું પરિણામ તો બંનેને ઇષ્ટ એવી આર્યાવર્તની એકતામાં જ આવ્યું. ભગવાન પરશુરામ એ એક અને અખંડ આર્યાવર્તને અને આર્યત્વને સિંધુથી સિંહલ સુધી લઈ જવાનું મહાસ્વપ્ન પછી સેવે છે. સુરાષ્ટ્રના યાદવો, માહિષ્મતીના હૈહયો અને અઘોરીઓને બારણે તો એ આર્યત્વને લઈ ગયા હતા જ. એ મહાસ્વપ્નમાં એક માત્ર વિઘ્નકર્તા સહસ્રાર્જુનના વધ પછી તો એ સ્વપ્નની સિદ્ધિ હાથવેંતમાં જ હોવાની એ પ્રતીતિ કથાનો અન્ત આપણામાં જગાડી જાય છે.

આર્યત્વ અને આર્યાવર્તની ભાવના ઉપરાંત બીજી ય એક ભાવના આ કથામાં રા. મુનશીએ વણી લીધી છે. એ છે દ્વેષોન્મૂલનની ભાવના. એ ભાવનાના પુરસ્કર્તા ને ઉદ્‌ગાતા પરશુધર જામદગ્ન્યેયને બનાવવામાં એમના શાર્યાતો ને ગંધર્વોના ઉચ્છેદનના કાર્ય જોડે અસંગતિ તો લાગે છે. છતાં એમને જયામઘ સામે એક વાર છાતી ધરતા અને એક વાર મોત માગી લેતા, તેને દ્વેષ મૂકી દેવા વીનવતા તેમ જ એને ત્રણ વાર મૃત્યુમાંથી બચાવતા રા. મુનશીએ બતાવ્યા છે. આગળ કહ્યું છે તેમ સહસ્રાર્જુનને પણ એક વાર બચાવી, એને મૃત્યુદંડ દેવાનું ઠેલતા રહી તે દ્વેષ મૂકી દેશે એવી આશા તેમણે સેવ્યા કરી છે. આખરે તેનો વધ કરવો પડ્યો છે તે પણ દ્વેષોન્મૂલન સારુ એ અનિવાર્ય ધર્મ થઈ પડે છે તેથી જ. દ્વેષ છે ત્યાં સુધી હિંસા રહેવાની, અને દ્વેષને કાઢવા હિંસાની જરૂર પણ રહેવાની, એ મતલબના ઉદ્‌ગાર પણ કથામાં એમના મોંમાં મૂક્યા છે. જયામઘને પરશુરામે કરેલા ઉપદેશ ઉપરાંત મુનિ પરાશર પાસે ત્રૈય્યારુણ પુરુરાજને આર્યાવર્ત પર આવતા સહસ્રાર્જુનના વિનાશક દળકટકની આગાહી કરી ચેતવણી આપી એની હિંસાને અહિંસાથી જીતતા તેને શરણે જવાની વીનવણી કરાવતાં હિંસાની અનિષ્ટતા માટે જે વચન કર્તાએ ઉચ્ચારાવ્યાં છે. [પૃ. ૩૬૫] તે પણ દ્વેષના ઉન્મૂલનની ભાવના ર૯ કરવા ખાતર જ. હમણાં પૂરા થયેલા વિશ્વયુદ્ધ વેળા અહિંસાના આચાર્ય ગાંધીજીએ જે માર્ગ બતાવેલો તે કંઈ અનુસરાયો તો ન હતો. તેમ પ્રાચીન કાળના ગાંધી બનાવાયેલા પરાશરનું પ્રવચન પણ નિષ્ફળ જાય છે. પણ એ વાત જુદી છે. કર્તાએ હિંસા વિરુદ્ધ થોડીક ઝુંબેશ 'ભગવાન પરશુરામ'માં ઊઠાવી છે તે જ જોવાનું હતું. આ દ્વેષોન્મૂલનની ભાવના પણ આર્યત્વનું જ એક અંગ છે, અને કર્તાએ એ ભાવનાનો ઉદય એ વખતે થતો જતો હતો એ બતાવવા માગ્યું છે.

આર્યત્વ અને આર્યાવર્તનું આ તો આ કથામાં કરાવાયેલું દર્શન. 'પૌરાણિક નાટકો'થી માંડી આ કથા સુધીની કૃતિઓમાં એવું દર્શન કરાવવા જતાં એ આખી માળા આર્યાવર્તની મહાકથા બની ગઈ છે. એ મહાકથામાં જે પ્રચંડ માનવીઓની કથા કહેવી પડી છે તે મોટા પ્રમાણમાં ભૃગુશ્રેષ્ઠોની કથા બની ગઈ છે. ભાર્ગવ મુનશીને હાથે એટલી પૂર્વજ-પૂજા કે ગોત્રગારવગાન થાય એની નવાઈ ન ઉપજવી જોઈએ એ ખરું, પણ એમણે ભૃગુવીરોની ઇતિહાસ-માન્ય મહત્તા પ્રસ્તાવનામાં ગણાવી જઈ એનું પૂરું વાજબીપણું પણ સિદ્ધ કર્યું છે. ને એમ છતાં, અગસ્ત્ય, વસિષ્ઠ, વિશ્વામિત્ર આદિ વ્યક્તિવિશેષોનું ગૌરવગાન પણ ક્યાં નથી થયું'?

ગુજરાતીમાં પ્રાચીન આર્યાવર્તનું સજીવ ચિત્ર આલેખવાની ૧૯૨૨માં પ્રકટ થયેલ 'પુરંદર પરાજય' નાટકથી માંડી ૧૯૪૬ની આ 'ભગવાન પરશુરામ' નવલકથા સુધીની કૃતિઓમાં મૂર્ત થતી રા. મુનશીની 'ઉલ્લાસમય તપશ્ચર્યા'ની સિદ્ધિ–અસિદ્ધિઓનું મૂલ્યાંકન એ કૃતિઓની આખી માળાનો અભ્યાસ કરી કોઈક કરવા જેવું છે. અહીં તો એટલું જ કહીએ કે આ કથાથી જેની પૂર્ણાહુતિ થાય છે એ 'વૈદિક ને પુરાણ કાળનાં દર્શન કરવાનો અને કરાવવાનો' તથા 'પ્રચંડ માનવીઓ ને પ્રચંડ પ્રસંગોનાં......સ્વપ્નાં એમાં આલેખવાનો', બીજા શબ્દોમાં આર્યાવર્ત ને આર્યત્વની મહાકથા કહેવાનો, રા. મુનશીનો 'પ્રયત્ન' ઓછો મહત્ત્વાકાંક્ષી કે નાનોસૂનો ન હતો અને એની સિદ્ધિ પણ જેવી તેવી નથી.

*

કથામા ગોઠવી જ રાખ્યા છે

પણ કથાપ્રસગો તો નિમિત્ત છે રા મુનશીનો મુખ્ય આશય તો વેદકાળના પ્રચડ માનવીઓનું આલેખન તેની ઓથે રહીને કરવાનો છે 'એવી ગગનસ્પર્શી માનવતા વિના સનાતન આર્ય સસ્કૃતિનો પાયો નખાયો ન હતો આર્યત્વ ને આર્યાવર્ત બન્નેના દર્શન મને એમની દ્વારા થયા છે. એમના પ્રસ્તાવનામાના આ ઉદ્ગાર સ્પષ્ટ સમજાવે છે કે એમનું અતિમ સાધ્ય તો આર્યત્વ અને આર્યાવર્તનુ આ નિમિત્તે દર્શન કરાવવનુ છે આર્યાવર્તનું બહિર્દર્શન કથાએ કરાવ્યુ છે તે તો તરત ખ્યાલમા આવે તેમ છે પણ આર્યવર્તના વિશિષ્ટ સસ્કાર, જે આર્યત્વ બનાવે છે, તે કયા એ જોવા માટે વસિષ્ઠ અને વિશ્વામિત્રની પર દૃષ્ટિ કરવી પડશે આર્યાવર્તને આતરવિગ્રહની યુદ્ધજ્વાળામા નવડાવનાર વસિષ્ઠના દાશરાજ્ઞ વિગ્રહના જનકત્વને પ્રેરતી ભાવના હતી માત્ર આર્યોની વર્ણશુદ્ધિ, અને દસ્યુદ્વેષ નહિ પણ આર્યોના સ્ત્રીપુરુષોના ચારિત્ર્યની વિશુદ્ધિનો આગ્રહ વસિષ્ઠના

"આખમીચામણે અધર્મ ચલાવી ન લેવાય આર્યો એ શીખે તો ધર્મવૃત્તિ ઘસાઇ જાય ને મનુષ્ય પશુ બની જાય રેણુકા! મે યુદ્ધ નહી આદર્યું હોત તો શશિયસી પર, બધા આર્યો પર કરેલા અત્યાચાર શિષ્ટ ગણાત આર્યોની રીતિ વીસારે પડી દસ્યુઓના સ્વચ્છદ સર્વમાન્ય થાત તેથી ધર્મ માટે મે આર્યોને મરતા શીખવ્યુ દાશરાજ્ઞમા રેડાયેલા રુધિરે આર્યત્વની વિશુદ્ધિ અભેદ્ય રાખશે મારે શશિયસીઓ તો શુ—દસ્યુ કન્યાને પણ અમ્બાઓ બનાવવી છે અમ્બાઓ શશિયસી થાય તેનો વિરોધ તો પ્રાણાર્પણે કરવાનો જ રહ્યો

એ શબ્દો ભાર્ગવને

'પ્રેમાળ માતા એકના એક પુત્રને તેના સ્વાસ્થ્ય માટ ઠડા પાણીના સ્નાન કરાવે તેમ એમણે વિશુદ્ધિના સરક્ષણાર્થે આર્યાવર્તને રુધિરનુ સ્નાન કરાવ્યુ હત

એવી જે પ્રતીતિ કરાવે છે, તે વાચકોને પણ કરાવી આર્યત્વનું એક વિશિષ્ટ તત્ત્વ કર્તા સમજાવવા મથ્યા છે

હવે વિશ્વામિત્ર તરફ નજર કરો એમની અતિમ પળે વસિષ્ઠને એમણે સભળાવેલા શબ્દોમા એમનુ ભવ્ય જીવનકાર્ય દર્શાવાયુ છે

'દેવે મને નિમિત્ત બનાવી યજ્ઞનો માર્ગ શીખવ્યો નરમેધ અટકાવ્યો નવુ આર્યત્વ સર્જ્યું

એ 'નવુ આર્યત્વ' કયુ? આ

'મુનિવર! આપે માની લીધુ કે હુ ભેદના અત્યાચારની પકડે છોડી રહી અધર્મ સરજી રહ્યો હતો! ના ના મારે આર્ય-અનાર્યનો ભે ટાળવો હતો

માનવી માનવીના ભેદ તો આર્યત્વને કલકિત કરે છે જ્યા સસ્કાર ત્યા આર્યત્વ મે વર્ણભેદ ભુલાવ્યો—સસ્કારભેદ શીખવ્યો આર્ય જે તપ ને વિદ્યા મેળવે તે આ દેહે ફરી જન્મે તે આર્ય આ દેહે સસ્કારજન્મ ન મેળવે તે અનાર્ય માનવી તો આર્યત્વને પથે દેવત્વ પામવા સર્જાયો છે'

એક બાજુથી વેદપ્રસિદ્ધ દાશરાજ્ઞ વિગ્રહને કથાવિષય બનાવી તેનુ મૂળ આવા ભાવનાવિરોધમા રહેલુ કર્તા બતાવે છે તો બીજી બાજુએ આર્યત્વની ભાવનાનો વિશ્વામિત્રને હાથે થયેલો વિકાસ બતાવી આર્યત્વને જીવતી વિકાસશીલ ભાવના તરીકે આલેખવાનુ તેમણે આમ કર્યું છે જમદગ્નિ અને રેણુકાના પાત્રો એક રીતે વસિષ્ઠ ને વિશ્વામિત્રની ભાવનાના પ્રતિરૂપો જેવાં જ છે એ ન સ્વીકારવુ હોય તો રેણુકાના પાત્ર દ્વારા આર્યત્વની ભાવનાને એક ડગલું વધુ આગળ લઈ જવામા આવી છે એમ માનવુ પડશે. રોગપીડિત ગધર્વોની મા બની તેની સેવાશુશ્રૂષા કરવા માટે એમને મૂકી ચાલી આવવા પતિએ કરેલી આજ્ઞા લોપવામા આવી રેણુકાએ, ગધર્વોની જ નહિ વસિષ્ઠ જેવાની જીભથી પણ 'અમ્મા'નુ સબોધન મેળવનારી રેણુકાએ, આર્યત્વની સીમા વિસ્તારી આપી છે

ભગવાન પરશુરામમા વસિષ્ઠ, વિશ્વામિત્ર અને રેણુકા ત્રણેની દૃષ્ટિ એકત્રિત થયેલી છે વસિષ્ઠ જેવા સ્રીના વિશુદ્ધ શીલના આગ્રહી હોવાથી જ એ માદ્રવગોત્રમાં પોતાના પતિનુ ઘર છોડી રૂરુના ઘરમાં ચાલી જનાર રોમાને શિક્ષા કરે છે (પૃ ૪૮) પોતામાં મુગ્ધ થનાર કવિલણીને સાટકા મારે છે અને મૃગારાણીએ એ પ્રસગ ઉવેખતા સ્રીની શીલવિશુદ્ધિ પર ભાર મૂકી તેને સહસ્રાર્જુનની ભોગિની મટી પરિણીતા પત્ની બનવા આદેશ આપે છે વિશ્વામિત્ર જેવો ઉદાર માનવપ્રેમ પણ એમનામા છે, જેથી જ એ નાગો, અઘોરીઓ ને દસ્યુઓ પ્રત્યે માયાળુ વર્તન રાખે-રખાવે છે અને રેણુકાને પિતૃઆજ્ઞાથી મારવા તત્પર થતા એ રેણુમતી વાત સાભળી એના

ભવ્ય વર્તનને અભિનંદવા માંડી પિતાને ખરું આર્યત્વ પ્રબોધવા મંડી જાય છે, જે બતાવે છે રેણુકાની ભાવનાને એમણે પોતે આપેલી મંજૂરી. દાશરાજ્ઞ વિગ્રહને અંતે આર્યાવર્ત એક થયું. આર્યો ને દસ્યુઓનો પરસ્પર દ્વેષ ટળ્યો. વસિષ્ઠ વિશ્વામિત્રના ઝઘડાનું પરિણામ તો બંનેને ઇષ્ટ એવી આર્યાવર્તની એકતામાં જ આવ્યું. ભગવાન પરશુરામ એ એક અને અખંડ આર્યાવર્તને અને આર્યત્વને સિંધુથી સિંહલ સુધી લઈ જવાનું મહાસ્વપ્ન પછી સેવે છે. સુરાષ્ટ્રના યાદવો, માહિષ્મતીના હૈહયો અને અઘોરીઓને બારણે તો એ આર્યત્વને લઈ ગયા હતા જ. એ મહાસ્વપ્નમાં એક માત્ર વિઘ્નકર્તા સહસ્રાર્જુનના વધ પછી તો એ સ્વપ્નની સિદ્ધિ હાથવેંતમાં જ હોવાની એ પ્રતીતિ કથાનો અન્ત આપણામાં જગાડી જાય છે.

આર્યત્વ અને આર્યાવર્તની ભાવના ઉપરાંત બીજી ય એક ભાવના આ કથામાં રા. મુનશીએ વણી લીધી છે. એ છે દ્વેષોન્મૂલનની ભાવના. એ ભાવનાના પુરસ્કર્તા ને ઉદ્ગાતા પરશુધર જામદગ્ન્યેયને બનાવવામાં એમના શાર્યાતો ને ગંધર્વોના ઉચ્છેદનના કાર્ય જોડે અસંગતિ તો લાગે છે. છતાં એમને જયામઘ સામે એક વાર છાતી ધરતા અને એક વાર મોત માગી લેતા, તેને દ્વેષ મૂકી દેવા વીનવતા તેમ જ એને ત્રણ વાર મૃત્યુમાંથી બચાવતા રા. મુનશીએ બતાવ્યા છે. આગળ કહ્યું છે તેમ સહસ્રાર્જુનને પણ એક વાર બચાવી, એને મૃત્યુદંડ દેવાનું ઠેલતા રહી તે દ્વેષ મૂકી દેશે એવી આશા તેમણે સેવ્યા કરી છે. આખરે તેનો વધ કરવો પડયો છે તે પણ દ્વેષોન્મૂલન સારુ એ અનિવાર્ય ધર્મ થઇ પડે છે તેથી જ. દ્વેષ છે ત્યાં સુધી હિંસા રહેવાની, અને દ્વેષને કાઢવા હિંસાની જરૂર પણ રહેવાની, એ મતલબના ઉદ્ગાર પણ કથામાં એમના મોંમાં મૂકયા છે. જયામઘને પરશુરામે કરેલા ઉપદેશ ઉપરાંત મુનિ પરાશર પાસે ત્રૈય્યારુણ પુરુરાજને આર્યવર્ત પર આવતા સહસ્રાર્જુનના વિનાશક દળકટકની આગાહી કરી ચેતવણી આપી એની હિંસાને અહિંસાથી જીતતા તેને શરણે જવાની વીનવણી કરાવતાં હિંસાની અનિષ્ટતા માટે જે વચન કર્તાએ ઉચ્ચાર્યાં છે. [પૃ. ૩૬૫] તે પણ દ્વેષના ઉન્મૂલનની ભાવના રજૂ કરવા ખાતર જ. હમણાં પૂરા થયેલા વિશ્વયુદ્ધ વેળા અહિંસાના આચાર્ય ગાંધીજીએ જે માર્ગ બતાવેલો તે કંઈ અનુસરાયો તો ન હતો. તેમ પ્રાચીન કાળના ગાંધી બનાવાયેલા પરાશરનું પ્રવચન પણ નિષ્ફળ જાય છે. પણ એ વાત જુદી છે. કર્તાએ હિંસા વિરુદ્ધ થોડીક ઝુંબેશ 'ભગવાન પરશુરામ'માં ઊઠાવી છે તે જ જોવાનું હતું. આ દ્વેષોન્મૂલનની ભાવના પણ આર્યત્વનું જ એક અંગ છે, અને કર્તાએ એ ભાવનાનો ઉદય એ વખતે થતો જતો હતો એ બતાવવા માગ્યું છે.

આર્યત્વ અને આર્યાવર્તનું આ તો આ કથામાં કરાવાયેલું દર્શન. 'પૌરાણિક નાટકો'થી માંડી આ કથા સુધીની કૃતિઓમાં એવું દર્શન કરાવતા જતાં એ આખી માળા આર્યાવર્તની મહાકથા બની ગઈ છે. એ મહાકથામાં જે પ્રચંડ માનવીઓની કથા કહેવી પડી છે તે મોટા પ્રમાણમાં ભૃગુશ્રેષ્ઠોની કથા બની ગઈ છે. ભાર્ગવ મુનશીને હાથે એટલી પૂર્વજ-પૂજા કે ગોત્રગૌરવગાન થાય એની નવાઈ ન ઉપજવી જોઇએ એ ખરું, પણ એમણે ભૃગુવીરોની ઇતિહાસ-માન્ય મહત્તા પ્રસ્તાવનામાં ગણાવી જઈ એનું પૂરું વાજબીપણું પણ સિદ્ધ કર્યું છે. ને એમ છતાં, અગસ્ત્ય, વસિષ્ઠ, વિશ્વામિત્ર આદિ વ્યક્તિવિશેષોનું ગૌરવગાન પણ કયાં નથી થયું ?

ગુજરાતીમાં પ્રાચીન આર્યાવર્તનું સજીવ ચિત્ર આલેખવાની ૧૯૨૨માં પ્રકટ થયેલ 'પુરંદર પરાજય' નાટકથી માંડી ૧૯૪૬ની આ 'ભગવાન પરશુરામ' નવલકથા સુધીની કૃતિઓમાં મૂર્ત થતી રા. મુનશીની 'ઉલ્લાસમય તપશ્ચર્યા'ની સિદ્ધિ–અસિદ્ધિઓનું મૂલ્યાંકન એ કૃતિઓની આખી માળાનો અભ્યાસ કરી કોઇકે કરવા જેવું છે. અહીં તો એટલું જ કહીએ કે આ કથાથી જેની પૂર્ણાહુતિ થાય છે એ 'વૈદિક ને પુરાણ કાળનાં દર્શન કરવાનો અને કરાવવાનો' તથા 'પ્રચંડ માનવીઓ ને પ્રચંડ પ્રસંગોનાં......સ્વપ્નાં એમાં આલેખવાનો', બીજા શબ્દોમાં આર્યાવર્ત ને આર્યત્વની મહાકથા કહેવાનો, રા. મુનશીનો 'પ્રયત્ન' ઓછો મહત્ત્વાકાંક્ષી કે નાનોસૂનો ન હતો અને એની સિદ્ધિ પણ જેવી તેવી નથી.

*

કેળવણી અને ગ્રામોદ્ધારનું એક નવીન સ્વપ્ન

# વલ્લભનગરની યોજના

લે: નિરીક્ષક



ગતાંકથી ચાલુ

### તળપદી યોજના

ગામડાંમાં વોટરવર્ક્સ, ડ્રેનેજ, આસફાલ્ટના રસ્તા ને વીજળી આવશે, એમ જાણીને કેટલાક લોકો છળી ઊઠ્યા છે. તેઓ એવો આક્ષેપ કરે છે કે આ યોજના એક પરદેશી યોજના છે. પરિસ્થિતિમાંથી ઊગી નથી, પ્રજા ઉપર પરાણે લદાઈ છે.

આ યોજનાની ચારેબાજુથી તપાસ કર્યા પછી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે આ યોજનાના દેહમાં અમુક વિદેશી તત્ત્વો હશે, પણ એનો આત્મા હિંદી છે. એની ઉપર થતા આક્ષેપો, અજ્ઞાન, રૂઢિચુસ્તતા અને પૂર્વગ્રહોને લઈને થાય છે.

આ યોજના શુદ્ધ સ્વદેશી છે, હિંદી છે, ગુજરાતી છે, અને એથી આગળ વધીને કહું તો એ શુદ્ધ ચરોતરી છે. આ યોજનાનું હાર્દ જેને સમજવું હોય તેણે શ્રી. ભાઈલાલભાઈના પ્રિય પુસ્તક 'સરસ્વતીચંદ્ર'નો ચોથો ભાગ જોવો. એમાં આલેખેલી કલ્યાણગ્રામની યોજના વાંચવી. શ્રી. ભાઈલાલભાઈ અહીં આગળ જાણેઅજાણે કલ્યાણગ્રામ ઊભું કરી રહ્યા છે. ચરોતરના એક મહાન સાક્ષરની સ્વપ્નભોમ, ચરોતરની ધરતી ઉપર સાક્ષાત્કાર પામે એવી એના સર્જકોની અભિલાષા છે. સાહિત્ય જીવન ઉપર કેટલી પ્રબળ અસર કરે છે, એનો આ એક દાખલો છે.

આ 'ચરોતરી' યોજના છે, એનો અર્થ કોઈ એવો ન કરે કે 'ચરોતર ચરોતરીઓ માટે' એવા સંકુચિત સિદ્ધાંત ઉપર રચાયલી આ કોઈ બાબોચિયા યોજના છે. ઊલટપક્ષે આ એક વ્યાપક યોજના છે. હું તો એટલું જ બતાવવા માગું છું કે આ યોજનાની ડાળો આકાશમાં જાય છે, પણ એનાં મૂળ તો ચરોતરની ધરતીમાં છે. બાકી તો યોજનાના સંચાલકોને મન ચરોતરી કે બિનચરોતરી, ગુજરાતી, દક્ષિણી, હિંદુ, મુસલમાન કે હિન્દી બિનહિન્દી એવો કોઈ જ ભેદભાવ નથી. વલ્લભવિદ્યાનગરને એક સાચું સંસ્કારધામ બનાવવા માટે હિંદુસ્તાનને ખૂણે ખૂણેથી, એટલું જ નહિ પણ ઇંગ્લંડ–અમેરિકાથી ય પણ વિદ્વાનો અને નિષ્ણાતોને બોલાવવાની વ્યવસ્થા થશે. પહેલી ખુલનાર કૉલેજના પ્રિન્સિપાલ સિંધી છે, અને ડી. એ. વી. કૉલેજના શ્રી. ગુટાનીનું નામ જાણીતું છે. 'ચરોતર ગ્રામોદ્ધારક સહકારી મંડળ લિમિટેડ'ના પહેલા રૂ. ૫૦૦૦)ના શેર એક કાઠિયાવાડી શ્રીમંતે લીધા છે. એટલે આ કોઈ સંકુચિત યોજના નથી.

### ચરોતરની પુનર્ઘટનાની પંચવર્ષી યોજના

'આ આખી યે યોજના પૂરી થતાં કેટલો સમય લાગશે?' મેં શ્રી. ભાઈલાલભાઈને પૂછ્યું.

'આ યોજનામાં ઈ. સ. ૧૯૪૬ અને ૧૯૪૭ એ રીતે પૂર્વતૈયારીનાં બે વર્ષ જશે. ત્યાર પછી પ્રજા જો મને પૂરેપૂરો સહકાર આપે, તો પાંચ જ વર્ષમાં આ કામ ઊકલી જાય. ઈ. સ. ૧૯૪૮ના જાન્યુઆરીમાં કામ શરૂ થાય અને ઈ. સ. ૧૯૫૨ના ડિસેમ્બરમાં કામ પુરું થાય.'

'પણ ધારો કે પ્રજા તરફથી સહકાર ન મળે, આજે છે એનો એ ઉત્સાહ કાયમ ન ટકી રહે તો શું?' મેં શંકા ઉઠાવી.

'મને જનતામાં શ્રદ્ધા છે. છતાં ય તમે કહો છો એમ થાય અને મોટાભાગનો બોજો મારે અને મારા સાથીઓને માથે આવી પડે તો પંદર વર્ષ થાય. કદાચ એથી વધારે પણ થાય.' પછી થોડી વાર મૂંગા રહી, ગંભીર થઈને એમણે મને કહ્યું: 'કદાચ એમ પણ બને કે યોજના પૂરી થાય ત્યારે મારી હયાતી ન પણ હોય. પણ એક પ્રજાના જીવનમાં પંદર વર્ષનો શો હિસાબ?'

### આ યોજના શરૂ શી રીતે થઈ?

શ્રી॰ ભાઈલાલભાઈએ પોતાની નોકરીની શરૂઆત ગાયકવાડીમાંથી કરેલી. ત્યાંથી એ બ્રિટિશમાં ગયા,

અને ખાનદેશ, મહારાષ્ટ્ર અને સિંધમાં બધી નોકરી પૂરી કરી. સિંધમાં સક્કર બૅરેજની ૨૦ કરોડની યોજનામાં એક મહત્ત્વના અંગ તરીકે ભાગ ભજવ્યો. એમણે એમની નોકરીની શરૂઆત ઓવરસીયર તરીકે કરેલી તે ચઢતા ચઢતા સિંધના સ્પેશ્યલ રોડ એન્જિનીઅર તરીકે નિવૃત્ત થયા. આ સમય દરમ્યાન એમણે એમની વિશિષ્ટ શક્તિઓ અનેક કામોમાં બતાવી હતી. સિંધમાંથી એ અમદાવાદ મ્યુનિસિપાલિટીના મુખ્ય ઇજનેર તરીકે આવ્યા અને એ શહેરને સુધાર્યું. એ અરસામાં સરદારશ્રી વલ્લભભાઈ સાથે એમને એક વખત વાત થઈ.

સરદારશ્રીએ કહ્યું: "ભાઈલાલભાઈ! તમે તમારી બુદ્ધિનો શહેરોને ખૂબ લાભ આપ્યો. હવે ગામડાંને ક્યારે લાભ આપશો?"

શ્રી. ભાઈલાલભાઈએ કહ્યું: "હું આજે જ રાજીનામું આપી દઉં."

સરદારશ્રીએ કહ્યું, "ના, હમણાં નહિ, હજી અમદાવાદને તમારી જરૂર છે; પણ આપણે ભવિષ્યમાં મળીશું ત્યારે આ પ્રશ્ન ચર્ચીશું. ખેડૂત, ખેતી, અને ગામડાંનાં કલ્યાણ માટે તમે જો કોઈ યોજના કરો તો હું રાજી થઈશ."

પછી તો '૪૨ની લોકક્રાન્તિ આવી, સરદાર પકડાઈ ગયા, મ્યુનિસિપાલિટીની લડતમાં શ્રી. ભાઈલાલભાઈએ રાજીનામું આપ્યું, સરદાર છૂટ્યા ત્યારે એમની આગળ શ્રી. ભાઈલાલભાઈએ પોતાની યોજના રજૂ કરી. સરદારશ્રીની પ્રશ્નધારાની અગ્નિપરીક્ષામાંથી એ યોજના પસાર થઈ અને કામ શરૂ થયું.

ઈ. સ. ૧૯૪૪ના માર્ચમાં આખાયે ચરોતરના કેળવણીમાં રસ લેતા સજ્જનોની સભા બોલાવવામાં આવી. એમાં વિચારોની આપલે થઈ, અને લોકમત કેળવાયો; કેળવણીની સંસ્થાઓ માટે બસો વીઘાં જમીન મેળવવાનું નક્કી કરવામાં આવ્યું. જમીન માટે પ્રયાસ કરવામાં આખું વર્ષ ચાલ્યું ગયું. પછી એક સજ્જને એવી સૂચના કરી કે લોકોનો સ્વાર્થ નહિ હોય ત્યાં સુધી જાહેર કામ માટે મદદ કરવા બહુ ઓછા આગળ આવશે; એટલે જો અર્ધી જમીનના પ્લૉટ પાડવાની ખાતરી અપાય તો જમીન મળી શકશે. સૂચના સારી હતી પણ એની પાછળની જવાબદારી બહુ મોટી હતી. આખું નવું નગર સર્જવાની જવાબદારી હતી. એ જવાબદારી સ્વીકારી લઈને આ પ્રકારની જાહેરાત કરવામાં આવી. એની અસર ચમત્કારિક થઈ. નાપાડ, વડોદ, મોગરના ઠાકોર, બાકરોલ અને કરમસદ તરફથી માગણીઓ આવી. એમાં કરમસદ સરદારશ્રી વલ્લભભાઈ અને વીર વિઠ્ઠલભાઈની જન્મભૂમિ હોવાથી સંસ્થાના બધા કાર્યકર્તાઓની પસંદગી એની ઉપર ઢળી. કરમસદ ગામ તરફથી ૫૦૦ વીઘાં જમીન મળી. એમાં બાકરોલના સજ્જનોના ઉત્સાહી આગ્રહથી ૩૦૦ વીઘાં ઉમેરાયાં. એ રીતે ૮૦૦ વીઘાં જમીન થઈ. એમાંથી ૩૦૦ વીઘાં કૉલેજો ખાતે રાખી છે. ૧૦૦ વીઘાં સંસ્થા પાસે રહેશે અને ૪૦૦ વીઘાં રસ્તા કાપીને મૂળ માલિકોને પાછી અપાશે. આમ કરવાથી બંને પક્ષને લાભ થયો. સંસ્થાને લાખો રૂપિયાની જમીન મફત મળી. લોકોને ૧ના ૧૦ થયા.

પછીથી કામ શરૂ થયું. જે મુશ્કેલીઓ વચ્ચે આ કામ આગળ ચાલ્યું છે તેનું વર્ણન કરવાથી લેખનો ઝાઝો વિસ્તાર થાય, શરૂઆતના ૭ મહિના Table work એટલે લખાપટ્ટીમાં ગયા. પછીના ૭ મહિનામાં સક્રિય કામ થયું. માર્ચની ૧૮મીએ ભઠ્ઠામાંથી પહેલી ઈંટ નીકળી. રસોડાંનાં વાસણ મેળવતાં એક મહિનો નીકળી ગયો. તેય પૂરાં ના મળ્યાં એટલે બાકીનાં શ્રી. ભીખાભાઈએ એમને ઘેરથી આણ્યાં. ઝૂંપડાં બાંધવા માટે વાંસ, વળીઓ ને પાલા મેળવતાં ત્રણ મહિના નીકળી ગયા.

ઑગસ્ટ આખર સુધીમાં માત્ર ૭ જ વેગન માલ મળ્યો. અને લોઢુંલાકડું તો છેક ઑક્ટોબરમાં મળ્યાં. આ રીતે ડગલે ને પગલે કાળાં બજારનો રાહુ સંસ્થાઓની પ્રગતિને નડી રહ્યો છે. પણ સંસ્થાઓનું કામકાજ જેમ જેમ ગોઠવાય છે, તેમ તેમ એ સ્વાશ્રયી બનતી જાય છે.

આવડાં મોટાં કામ કરનાર સંસ્થાઓની ઉદ્ઘાટન વિધિ સંસ્થામાં કામ કરનાર એક ભંગીભાઈને હાથે થઈ, ભઠ્ઠો એક ઢેડ કામદારે ખોલ્યો અને વર્ક-

શોપની ઉદ્‌ઘાટન વિધિ એક મુસ્લિમ કારીગરને હાથે થઈ. આ રીતે કશા જ ડોળદમામ, ધાંધલ કે ઉહાપોહ વિના લાખ્ખો રૂપિયાનુ કામકાજ યોજનાપૂર્વક આગળ વધી રહ્યું છે.

નવા અર્થશાસ્ત્રના ચમત્કારો.

વગર પૈસે કરોડોના કામ થઈ શકે એમ છે, એવી શ્રી. ભાઈલાલભાઈની વાત સૌ કોઈને હાસ્યાસ્પદ લાગતી. પણ કોઈ ભણેલા માણસને એ હાસ્યાસ્પદ લાગવી ના જોઈએ.

નાઝી જર્મનીએ જ્યારે પોલેન્ડ અને ફ્રાન્સ જેવી મહાસત્તાઓને પંદર પંદર દિવસમાં ઢાળી દીધી, ત્યારે પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટને ભારે અજાયબી થઈ. એણે પોતાના અર્થશાસ્ત્રીઓને પૂછ્યું કે : " આ કેવી રીતે બન્યું? જર્મની તો ભૂખડીબારસ દેશ છે ! "

એના અર્થશાસ્ત્રીઓએ જવાબ આપ્યો કે : "પૈસાનો આપણે જે અર્થ કરીએ છીએ તે જર્મનો કરતા નથી. તેઓ મહેનત એટલે જ પૈસો એમ સમજે છે. હિટલરે પરિશ્રમ વ્યવસ્થિત કર્યો એટલે એનું પરિણામ આબાદીમાં આવ્યું "

એ જ રીતે રશિયા જેવા ગરીબ દેશે પણ સમાજવાદી તંત્ર હેઠળ આત્મોન્નતિ સાધી. જે વસ્તુ જર્મની અને રશિયામાં બની તે જ વસ્તુ હિંદમાં પણ બની શકે.

એ હકીકત સાચી છે કે, શ્રી. ભાઈલાલભાઈ સ્થાનિક આગેવાન છે. એમનું ક્ષેત્ર નાનું છે, અને પ્રજાના મર્યાદિત સહકારથી જ જેટલું વધી શકાય તેટલું એમને આગળ વધવાનું છે.

પણ એટલા ઉપરથી એમનો સિદ્ધાંત ખોટો ઠરતો નથી.

એ એમ કહે છે કે, પૈસો=પરિશ્રમ+વ્યવસ્થા. પરિશ્રમ કરનાર લોકો હોય અને વ્યવસ્થા કરનાર બુદ્ધિ હોય તો પૈસાની ઝાઝી જરૂર રહેતી નથી.

એનો પહેલો ચમત્કાર આપણે સંસ્થાઓની જમીન બાબતમાં જોયો. લોકોના સહકાર અને સદ્‌ભાવથી, લોકો પાસેથી એક પાઈ પણ લીધા સિવાય, એમને સામેથી રજાજીને લાખ્ખો રૂપિયાની જમીન મફત મેળવી.

બીજો ચમત્કાર સંસ્થાઓના ઇજનેરી કામકાજનો છે. સંસ્થાના ઇજનેરી સ્ટાફને તેમ જ બીજા સ્ટાફને પૂરતો અને સંતોષકારક પગાર આપવામાં આવે છે, એનું એક પરિણામ એ આવ્યું છે કે સ્ટાફ પગારદાર છે. પણ ભાડૂતી નથી. નાનેથી મોટે સુધીના સૌ કોઈ રાતદિવસ જોયા વિના, કામના કલાકો કે પગાર વધારા માટે ઝઘડો નાખ્યા વિના, સંસ્થાના બે બિનવેતની કાર્યકર્તાઓ જેટલી જ ઝિંદાદિલીથી કામ કરે છે. સ્ટાફ પોતે જ બહારનું એટલું કામ ખોળી લાવે છે કે સંસ્થાઓનું તમામ ઇજનેરી કામકાજ મફત થાય છે, અને બહારના કામમાંથી સ્ટાફનો પગાર નીકળે છે.

ત્રીજો ચમત્કાર ગામડાંમાં વોટરવર્કસ અને ડ્રેનેજ કરવાનો છે. લોકો કહે છે કે એ કામ અશક્ય છે. વાત સાવ સાચી. એક ગામમાં વોટરવર્કસ ને ડ્રેનેજ કરવાં હોય તો ચાલુ વહીવટમાં દશ લાખ રૂપિયા જોઈએ. લોકો પાસે એટલા પૈસા નથી. એટલા પૈસા લોન કે દાન તરીકે આપવાની સરકારની શક્તિ નથી. એટલે આ પ્રશ્નમાં માથું મારવાની કોઈની છાતી ચાલતી નથી.

હવે એનું એ કામ આ નવી રીતે કરતાં ત્રેવણું લાખમાં પતી જાય છે. કારણોમાં પ્રણેતાઓની જાતદેખરેખ, પ્રામાણિક, સંતુષ્ટ અને કુશળ સ્ટાફ, મોટા પાયા ઉપર ઉત્પાદન, ગામડાંને જોઈતી વસ્તુઓનું ગામડાંઓમાં જ ઉત્પાદન, કરકસરભર્યો વહીવટ, પ્રમાદીનો અભાવ, કામકાજની અસાધારણ ઝડપ, અને સરકારી લાંચરુશવત, વેપારી કાળાં બજાર અને ગામપટેલોની ખટપટમાંથી મુક્તિ.

આ રીતે ૨/૩ પૈસાનો પ્રશ્ન ઊકલી ગયો. પણ બાકીના ત્રેવણ લાખ રૂપિયા કાઢવા ક્યાંથી ? એને માટે ગામમાંથી એક શ્રીમંત ઊભો કરવો, જે અર્ધી રકમ આપે, બાકીની રકમ ગામલોકો ઊભી કરે, ગામેગામ, શરાફો, સહકારી બેંકો પોસ્ટ ઑફિસના સેવિંગ ખાતામાં કે સરકારી લોનોમાં લોકોનાં નાણાં પડ્યાં હોય છે. એ પૈસા ત્યાંથી ખસેડી "ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિમિટેડ"ના શેર લેવા. આ શેર ઉપર

૩ % વ્યાજ મળે. એટલે લોકોને એનું એ જ વ્યાજ મળે, મૂડી સલામત રહે, દાનધર્મ કરવાનો નહિ. અને કામ પાર પડે. આ રીતે જોઈએ તો શ્રી. ભાઈલાલભાઈની વ્યવહારુ બુદ્ધિથી જે યોજના કાગળ ઉપર દશ લાખની દેખાય છે તે જ યોજના મફત પાર પડે છે. લોકોને દશ લાખનાં વૉટરવર્ક્સ અને ડ્રેનેજ મફત મળે છે. પછી એમને દર મહિને એક કનેક્શન દીઠ ૨–૩ રૂપિયા ટેક્સ આપવાનો રહે. સંસ્થાની આર્થિક વ્યવસ્થા એવી છે કે ૩૦ વર્ષે નવાં વૉટરવર્ક્સ કે ડ્રેનેજ કરવાં પડે તો તે પણ લોકો પાસેથી નવા પૈસા લીધા વગર થાય.

પણ ધારો કે જે ગરીબ ગામો પાસે એટલી યે રકમ ન હોય તેનું શું?

એમનું કામ પછીથી થશે. સંસ્થાઓ ખોટ ખાઈને પણ એવા ગામોનું સેનીટેશન સુધારશે. સાધનસંપન્ન ગામોમાં ય ગરીબ લોકો માટે જાહેર નળ થશે. તેમ જ જાહેર જાજરૂ, મૂતરડી અને હમામખાનાં થશે.

## પૂર્વતૈયારીનાં પહેલાં વર્ષની પ્રગતિ

ગઈ દિવાળીએ શ્રી. ભાઈલાલભાઈએ, જ્યારે ધોળે દિવસે માણસને લૂંટી લે એવી એ ભયંકર જગ્યાએ, પોતાના સાથીદારો સાથે, ડેરાતંબુ તાણ્યા, ત્યારે એમની પાસે મૂડીમાં સરદારસાહેબના આશીર્વાદ, એક ભવ્ય સ્વપ્ન, એને પાર પાડવાનો નિર્ધાર, બે ખાદીનાં ધોતિયાં, અને ચાર ખાદીનાં પહેરણ હતાં. ગજવામાં એક આનાના પણ પૈસા ન હોતા.

આજે એ જે સંસ્થાઓનું અધ્યક્ષ છે તેમની સ્થિતિ નીચે મુજબ છે:

સંસ્થાઓની પોતાની ૨૦ લાખ રૂપિયાની જમીન છે. એની કીમત ભવિષ્યમાં ઘણી જ વધશે.

અત્યાર સુધીમાં ચાર લાખ રૂપિયા ખર્ચાઈ ગયા છે.

વર્કશૉપ, ગોડાઉન, કન્યાઓનું છાત્રાલય પ્રિન્સિપાલનો બંગલો અને દુકાનો બંધાઈ ગયાં છે. અમદાવાદ શહેરમાંથી ૩૫ જગ્યાએથી લોઢું ભેગું કર્યું ત્યારે વર્કશૉપ બંધાયો.

આર્ટ્સ–સાયન્સ કૉલેજ ઝપાટાભેર બંધાઈ રહી છે અને પ્રિન્સિપાલ આવી બેસી ગયા છે. આવતા '૪૭ના જૂનમાં તો કૉલેજ ચાલુ થાય છે.

૨૦૦ માણસોનો સ્ટાફ કામકાજ કરે છે. એમાં મજૂર કડિયાથી ઇજનેર સુધી સૌ કોઈ આવી જાય છે. એમને નિયમિત રોજ અને પગાર ચુકવાય છે. દિવાળી પછી આ સ્ટાફ વધારીને ૫૦૦ માણસોનો કરવાના છે.

ભઠ્ઠો દરરોજની ૧૦,૦૦૦ ઈંટ કાઢે છે. દિવાળી પછી એક દિવસની ૪૦,૦૦૦ ઈંટ કાઢશે.

વગર પ્રચારે ચરોતરને ગામડે ગામડે આ નવા સ્વપ્નનો આશાસંદેશ પહોંચી ગયો છે.

૨૦×૨૦ની દુકાનનું માસિક સો રૂપિયા ભાડું વેપારીઓ આપવા તૈયાર છે, અને બાર મહિનાના પૈસા ડિપોઝિટ તરીકે આપી ગયા છે.

શેર ઉપર પહેલે જ વર્ષે ૩ % વ્યાજ અપાયું છે.

લોકોનો ઉત્સાહ પૂરો છે એવો એકે દિવસ જતો નથી, કે જ્યારે દાન કે શેરખરીદી તરીકે લોકો પૈસા ન આપી જતા હોય. સિમેન્ટ માર્કેટિંગ કંપનીએ સો ટન સિમેન્ટ મફત આપ્યો છે. જુદા જુદા ભાઈઓ તરફથી મોટર, એન્જિન તિજોરી, લાકડું, લોઢું વગેરે ભેટોનો પ્રવાહ વહી રહ્યો છે.

આણંદ મ્યુનિસિપાલિટી, એલેમ્બિક કેમિકલ વર્ક્સ અને વડોદરા રાજ્ય સંસ્થાના નિષ્ણાત ઇજનેરોની સલાહ ફી આપીને લેવાય છે.

વલ્લભવિદ્યાનગરનું દશ લાખનું, આણંદ મ્યુનિસિપાલિટીનું દશ લાખનું, ઓડનું ત્રણ લાખનું કરમસદ અને ચીખોદરાનું બબ્બે લાખનું, વાસદનું દોઢ લાખનું એ રીતે લગભગ ૩૦ લાખના વૉટરવર્ક્સ ડ્રેનેજનાં કામ સંસ્થાએ શરૂ કર્યાં છે, અને એને માટે સંસ્થાના ઈજનેરો કામ કરી રહ્યા છે.

અસંખ્ય યુદ્ધોત્તર મુશ્કેલીઓ વચ્ચે આ કામ થયું છે. આવતા વર્ષની પ્રગતિ આથી ઘણી વધારે હશે, અને ત્યાર પછી તો મહિને મહિને પ્રગતિ જોઈ શકાશે.

## લોકોની ગેરસમજ

આ યોજનાની પહેલી ઈંટ નહોતી ચંપાઈ, ત્યારે જ શ્રી. સરદારસાહેબની કુશાગ્ર બુદ્ધિને એનું રહસ્ય સમજાઈ ગયું, અને એની સંગીનતા ને સફળતા માટે સોએ સો ટકાની ખાતરી થઈ. પણ આજુબાજુનાં ગામડાંઓના **લોકોને ગળે** આ વાત નહોતી ઊતરતી.

ગામડાંમાં એક ઘર કરતાં ત્રણ પેઢી નીકળી જાય, અને હાઈસ્કૂલ કે ધર્મશાળા જેવું જાહેર હિતનું કામ હોય તો અંદર અંદરની ખટપટને લીધે દશકો વહી જાય. એટલે લોકો પોતાના તોલમાપથી આ નવી યોજનાને માપે એમાં એમનો દોષ નહોતો.

હવે એક વરસનું કામ જોયા પછી બધો જ લોકમત વિરુદ્ધ દિશામાં ગયો છે.

## નરસિંહ મહેતાની હૂંડી

ગઈ સાલ મેં શ્રી. ભાઈલાલભાઈને પૂછ્યું કે: "તમે આવડું મોટું કામ તો ઉપાડ્યું છે પણ તમારી પાસે પૈસા મેળવવાનો કોઈ "પ્લેન" છે કે નહિ?"

એમણે જવાબ આપ્યો: 'પ્લેન' વળી શો? નરસિંહ મહેતાએ હૂંડી લખી ત્યારે એમની પાસે કયો 'પ્લેન' હતો? હું તો હૂંડી લખીને બેઠો છું. હવે મારે શી ફિકર?"

મારે ગળે એ વાત ન ઊતરી. એક બાજુ વિજ્ઞાન, યંત્રો, સેનીટેશન ને બુદ્ધિવાદની વાતો અને બીજી બાજુ નરસિંહ મેહતાની હૂંડી!

હવે એક વરસનું કામ જોયા પછી મને એ વાતમાં વિશ્વાસ બેસે છે. જનતાજનાર્દને એમની હૂંડી સ્વીકારી છે.

## લોકો સંસ્થાઓને કઈ રીતે મદદ કરી શકે?

(૧) 'ચારતર વિદ્યામંડળ'ના સભાસદ થઈને. એના વર્ગો ને લવાજમ નીચે મુજબ છે:

(ક) મુરબ્બી: રૂ. ૫૦૦૦ (ગ) દાતા: રૂ. ૫૦૦
(ખ) ઉપમુરબ્બી: રૂ. ૧૦૦૦ (ઘ) સભ્ય: રૂ. ૨૫૦

(૨) ગ્રામોદ્ધાર સહકારી મંડળના શેર લઈને. એક શેરની કીંમત રૂ. ૧૦૦) છે. ત્રીસથી વધારે શેર એક માણસને નામે આપવામાં આવતા નથી. શેર ઉપર ૩ % વ્યાજ મળે છે. દરેક સભાસદને રૂ. ૧) દાખલ ફી આપવી પડે છે.

(૩) ૩ %ના વ્યાજે ગ્રામોદ્ધાર મંડળમાં બાંધી મુદ્દતની થાપણો મૂકીને.

## સંસ્થાઓ લોકોને કઈ રીતે મદદ કરી રહી છે?

(૧) વલ્લભવિદ્યાનગરમાં જે લોકો પ્લોટ વેચવા કે ખરીદવા માગતા હોય તેમને તે સબંધક મંડળ તરફથી કોઈ પણ જાતનું મ્હેનતાણું લીધા સિવાય કરી આપવામાં આવે છે.

(૨) આજુબાજુના પ્રદેશના લોકોને ઘર બાંધવાનો સામાન કિફાયત ભાવે પૂરો પાડે છે.

(૩) મંડળના નિષ્ણાત ઇજનેરોની સલાહ નીચેની શરતોએ મળે છે:—

(ક) કોઈ પણ બાંધકામના પ્લેન અને એસ્ટીમેટ તૈયાર કરી આપવા બદલ એસ્ટીમેટનો ૧½ % લેવામાં આવે છે.

(ખ) કોંટ્રાક્ટરને આપેલા કામકાજ ઉપર મંડળના ઇજનેરની દેખરેખ માટે એસ્ટીમેટ ઉપર ૫ % ચાર્જ લેવામાં આવશે.

(ગ) પ્લેન, એસ્ટીમેટ, તેમ જ માલસામાન વગેરે ખરીદી બાંધકામનું બધું જ કામ મંડળને કરવાનું હશે. તો કુલ ખર્ચના ૧૦ % વધારાના લઈ તે કરી આપવામાં આવશે.

આ સંસ્થાઓનો "ઑફિશિયલ" રિપોર્ટ નથી. "ઊર્મિ"ના તંત્રીશ્રીએ મને આજ્ઞા કરી કે મારે વલ્લભવિદ્યાનગર જઈને બધું જોઈ આવવું, અને ત્યાંના કામકાજનો અહેવાલ "ઊર્મિ"ના વાંચકો માટે રજૂ કરવો. હું ત્યાં જઈ આવ્યો, અને એક વૃત્ત-વિવેચક તરીકે મારા મન ઉપર પડેલી છાપ હું અહીં રજૂ કરું છું.

સંસ્થાઓ વિષે "ઑફિશિયલ" માહિતી મેળવવાની જેમની ઇચ્છા હોય તેમણે—

શ્રી૦ ભીખાભાઈ કુબેરભાઈ પટેલ.
મંત્રી: ચારુતર વિદ્યામંડળ,
વલ્લભવિદ્યાનગર—આણંદ.
એ સરનામે પત્રવ્યવહાર કરવો.

જેઓ જાતે જઈને બધું કામકાજ જોવા માગતા હોય, તેમણે આણંદ–ખંભાત રેલ્વે ઉપર આવેલા કરમસદ સ્ટેશને ઊતરવું. ત્યાંથી ૧॥–૧॥ માઈલ ઉપર વલ્લભવિદ્યાનગર રચાઈ રહ્યું છે, સ્ટેશને સંસ્થાઓની મોટરો માલસામાન વહી જતી હોય છે, જેમાં બેસીને ત્યાં જઈ શકાય છે. સંસ્થાઓનું અતિથિગૃહ ત્યાં છે, પણ ત્યાં એકાદ બે દિવસ રહેવા ઇચ્છનારે સાથે પોતાનો બીસ્તરો અવશ્ય લઈ જવો.

સંસ્થાઓને અત્યારે ઇજનેરો, ઓવરસીયરો, ડ્રાફ્ટસમેનો વગેરેની જરૂર છે. તો ઉપર જણાવેલે સરનામે સંસ્થાઓના મંત્રીને પોતાની લાયકાત દર્શાવીને અરજી કરવા જેવું છે.

# ગરોળીનાં ઈંડાં

શ્રી શરદિન્દુ બંદોપાધ્યાય
અનુવાદક : રમણિક મેઘાણી

શિયાળાની એક સાંજે અમે કેટલાક મિત્રો ક્લબમાં બેઠાં બેઠાં રાજકારણની ચર્ચા કરતા હતા. જોકે અમારી ક્લબમાં રાજકારણ ચર્ચવાની મનાઈ હતી, કારણ બિહારમાં રહીને બંગાળીઓએ જો મંડળો સ્થાપવાં હોય તો નિયમ લેખે આવા કેટલાક નિયમો રાખવા જ પડે છે.

ચર્ચા ધીરે ધીરે બે સભ્યો વચ્ચેના વાગ્યુદ્ધમાં પરિણમી. અમે સહુ ધ્યાનપૂર્વક એ સાંભળતા હતા. પૃથ્વી બોલ્યો, " ગમે તેમ કહો પણ માત્ર ગાંધીટોપી પહેર્યે જ દેશભક્ત નથી થવાતું. ગાંધી ટોપીધારી ચુની બોલ્યો, " ના, થઈ શકાય છે. બંગાળના સાત લાખ માણસો જો ગાંધી ટોપી પહેરતાં થઈ જાય તો ઓછામાં ઓછી એક કરોડ વાર ખાદીનું વેચાણ થાય, ને એની કિંમત વધુ નહિ તો યે ત્રીસ લાખ રૂપિયા તો થાય જ. એ રૂપિયા દેશવાસીઓના પેટમાં પડે એટલું તો દેખીતું જ છે."

" એ હશે પણ ટોપી પહેરવાથી બંગાળીઓની વિષમતા નાશ પામશે, પછી ભલે એ ગમે તે ટોપી હોય. ઉઘાડું માથું એ જ બંગાળીની વિશેષતા છે. " પૃથ્વીએ કહ્યું.

" જો એ વિશેષતાના જોરે જ બંગાળીઓ ટકી રહેવા માગતા હોય તો તે એમણે દોરડું બાંધી લટકી જવું જ બહેતર છે." ચુનીએ રોષભર્યા અવાજે કહ્યું.

આઘે ટેબલના ખૂણા પાસે બેઠેલો વરદા ઊંચે છતના મોભ તરફ તાકી રહ્યો હતો. એણે ઓચિન્તાનો પ્રશ્ન કર્યો કે " તમે ગરોળીને કદી હસતાં જોઈ છે ?

આ અણુધાર્યા પ્રશ્નથી બંને ચર્ચાખોર થોડી વાર માટે અવાક થઈ ગયા. ને પછી અમે સૌ એકીસાથે ખડખડાટ હસી પડ્યા.

હાસ્ય અટકતાં વરદા બોલ્યા, " હસવાની વાત નથી. હું ટાઢા પહોરનાં હાંકયે રાખું છું કહી તમે મને વગોવો છો એ જાણું છું. પણ એમાં તો નિન્દકોની જ નિન્દા છે. માત્ર ગાંધી ટોપી પહેર્યે દેશોદ્ધાર થાય કે નહિ તે તો હું નથી કહી શકતો, પણ ગયા જઈને પિન્ડદાન દીધે બંધાયેલા જીવાત્મા મુક્તિ પામે છે. એનું ખરેખરું પ્રમાણ જોતું હોય તો તે હું આપી શકું તેમ છું.

સૌએ જાણ્યું કે એકાદ વાર્તા માથે તોળાઈ જ રહી છે. અને ઊભો થઈને અમૂલ્ય બોલ્યો, " હવે ગાંજાનું શ્રાદ્ધ થવાનું. હું તો ભાઈ ઘેર જાઉં છું." ને બારણાં સુધી જઈ પાછો વળીને તે બોલ્યો, "જુઓ, ક્લબનું અને આપણાં સૌનું કલ્યાણ ઇચ્છતા હો તો આ વરદાને ક્લબમાંથી 'ગડગડિયું આપો. નહિ તો માત્ર ગાંજાના ધુમાડાથી આપણી આ ક્લબને ક્યારેક ફુગ્ગાની જેમ શૂન્યમાં ઊડી જશે. " ને આટલું બોલી ધબ ધબ કરતો એ ચાલ્યો ગયો.

એક ઊંડો નિસાસો મૂકી વરદા બોલ્યો, " સાચું કહેનારાની દશા આવી જ થાય છે. ઈશુને તો એ માટે ક્રોસે જડાવું પડેલું. વારુ રૂપી, એક સિગાર લાવ તો!'

' સિગાર તો નથી, બીડી છે, પીવી હોય તો આપું.' રૂપીએ જવાબ આપ્યો.

અને બીજો એક ઊંડો નિસાસો મુકતાં મુકતાં એ બોલ્યો, " રહેવા દે, જરૂર નથી; જોઉં કદાચ મારા ખિસ્સામાં એકાદ......"

ને ખિસ્સામાંથી સિગાર કાઢી એને ચેતાવતાં વરદાએ વાત શરૂ કરી, " વાત એટલી તો સામાન્ય છે કે તમારી પાસે એ રજૂ કરતાં મને સંકોચ થાય છે, પણ જ્યારે તમે સહુએ એ સાંભળવી એમ નક્કી જ કર્યું છે ત્યારે કહી નાંખું છું."

' માત્ર માણસ જ મરીને ભૂત થાય છે એવું નથી. પશુ-પંખી એટલે સુધી કે કીટ-પતંગ સુદ્ધાં મૃત્યુ પછી પ્રેત યોનિમાં જાય છે, એની સાબિતી મને એકવાર મળી છે.

' હજુ થોડા વખત પહેલાંની જ વાત છે. આંઠ બે વરસ એને થયાં હશે. ત્યારે રજાના દિવસો હતા.

કામકાજની ચિંતા નહોતી; એથી નચિંત મને મોપાસાંની વાર્તાઓ ફરી ફરીને વાંચતો હતો. આપણે ત્યાંના અકાળે પાકટ થઈ ગયેલા યુવાન સાહિત્યકારોએ મોપાસાંનો દોષ સોળેસોળ આના ગ્રહ્યો છે, પણ એના ગુણોનો તો એકાદ અંશ પણ ગ્રહ્યો નથી, બલ્કે તેઓ તે જાણી જ શક્યા નથી 'ખિસ્સાં ખાલી ને ભપકા ભારી' એ આનું જ નામ.

'પણ જવાદો એ વાત. એ રાત્રે ખુરશી પર બેઠો બેઠો સામેના ટેબલ પર ઝુકી તલ્લીન થઈને હું વાંચી રહ્યો હતો. ઘાસલેટિયો લેમ્પ મોટી વાટે બળતો હતો. ઓચિંતી આંખ ઊંચી કરીને જોયું તો એક મોટી એવી ગરોળી કોણ જાણે ક્યારની યે મારા ટેબલ ઉપર ઊતરી આવી 'જીવડાંઓને મોક્ષધામ પહોંચાડી રહી હતી. એની આવી હિંમત જોઈ હું અવાક જ બની ગયો.

'દુનિયામાં બધાયે જનાવરોમાં સહુથી વધુમાં વધુ ચીતરી ચડે એવું જાનવર હોય તો તે ગરોળી છે એમ મને લાગે છે. કરોળિયો, વંદા, કાચબા અરે દેડકાં સુદ્ધાંને હું સહન કરી શકું છું. પણ આ ગરોળી! જાણો છો, ગરોળીને એક કાનથી બીજા કાન સુધી આરપાર જોઈ શકાય છે! એની પૂંછડી કાપી નાખીએ તો એ પૂંછડી પણ આપમેળે કૂદકા મારતી રહે છે! મુદ્દે વાત એટલી જ કે ગરોળીને જોતાં જ કોણ જાણે કેમ વિના કારણે મારામાં ભયનો સંચાર થાય છે. પેટ ખાલી ખાલી લાગવા માંડે છે ને માથું વિચિત્ર રીતે ઘૂમવા લાગે છે. તમને હસવું આવશે પણ હસવાની વાત નથી. ડ્યૂક ઑફ વેલિંગ્ટનનો બિલાડો જોતાં સહુને આવું જ થતું *

'જે હો તે. મારા ટેબલ પર એ ગરોળીને સ્વચ્છંદે વિહરતી જોતાં જ હું ભડાક કરતો ખુરશી પરથી ઊભો થઈ ગયો. ને પછી દૂર રહ્યો રહ્યો એને હાંકી કાઢવા પ્રયત્ન કરવા લાગ્યો. એ માથું ઊંચું કરી થોડી વાર મારા તરફ તાકી રહી ને પછી દાંત બહાર કાઢીને એકવાર હસી પડી.

'એથી જ તમને સૌને પૂછતો હતો કે કદી ગરોળીને હસતી દીઠી છે? ગલુડિયાંના, બિલાડીના, અને શિમ્પાન્ઝીના હાસ્ય વિષે ઘણું ઘણું જાણ્યું—વાંચ્યું છે. પરંતુ ગરોળીના હાસ્ય વિષે ક્યાંય કંઈ વાંચ્યું હોય—કંઈ—લોકવાયકા સુદ્ધાં સાંભળી હોય એવું યાદ નથી આવતું.

'એ ગરોળીના મોઢામાં લગભગ પચાસ હજાર દાંત હોય એમ લાગતું હતું એનું એ હાસ્ય સ્પષ્ટ અવજ્ઞાસૂચક હતું. જાણે એ કહેતી હતી કે, કેમ! મને જોતા જ ખુરશી છોડીને નાઠાને? દૂરથી બડાઇ કરતાં શરમાતા નથી?

'બહુ રોષ આવ્યો. નાની એવી આ ગરોળી—ભલે ને એ છ ઇંચ લાંબી રહી!—મારા જ ટેબલપર ચઢીને મને જ આટલી તુચ્છકારે છે! અને એક ભારે એવું થોથું જોઈને, બનતાં સુધી વેબ્સ્ટર ડીક્સનેરી જ ઉપાડીને ટેબલ પર મેં ધડામ દેતી પડતી મૂકી. એ વીજળીની જેમ પાછી વળી ગોળ ગોળ આંખો કાઢી મારી સામે જોઇ રહી, ને બે મિનિટ પછી ફરીને એના એ જ પચાસ હજાર દાંત બહાર કાઢીને હસી.

'મારી પત્ની પડદાની તડમાંથી બાજુના ઘરમાં ઊભી ઊભી મારું આ શબ્દભેદી યુદ્ધ જોતી હતી. બંગડીના અવાજથી એ બાજુ જોયું તો એ પણ મૂંગી મૂંગી હસતી હતી. ગરોળી અંગેની મારી આ નબળાઇ એ પહેલેથી જાણતી હતી.

'ક્રોધથી હું અંગેઅંગ બળી રહ્યો. ડિક્સનેરી હાથમાં જ હતી. બે હાથ વડે એને ઊંચે તોળી, ગરોળી ઉપર જ બરાબર નિશાન લઈ મેં એ અદ્ધરથી ટેબલ પર ઝીંકી. હોહા મચી ગઈ. લેમ્પ ઊંધો વળતાં ચિમની ખનનન્ કરતી ફૂટી ને ઘરમાં અંધકાર થઈ ગયો. મા રસોડામાંથી આ અવાજ સાંભળી દોડતી આવી. મારા નાના ભાઇ પાંચુનો હિન્દુસ્તાની શિક્ષક બહારના ઓરડામાં બેસી તેને ભણાવતો હતો એ 'ક્યા હુઆ? ક્યા હુઆ?' કરતો હો હા કરવા લાગ્યો.

'અંધારામાં ઊભો ઊભો હું ડરતો હતો કે પેલી ગરોળી ક્યાંક ટેબલ પરથી ઉતરીને મારા શરીરે ચઢવા ન માંડે?

* ચરણાભૂલ્યા છે. ડ્યૂક ઑફ વેલિંગ્ટન નહિ પણ લોર્ડ રૉબર્ટ્સ જોઈએ.

'નોકર રઘુ ઊંચે શ્વાસે ફાનસ લઈ હાજર થયો-ને મેં જોયું તો ભાંગેલા કાચની વચ્ચે જબ્બર ડિક્સનેરીની નીચેથી માત્ર એનું મોં જ બહાર દેખાતું હતું. ધડ દબાઈ ને સાથવો બની ગયું હતું. માથું તદ્દન સલામત હતું. જાણે ભારે થોથા તળેથી માથું આગળ લાવી એ મને જોતી હતી ને અગણિત દાંત બહાર કાઢી એક અત્યંત દાનવી હાસ્ય હસતી હતી.

'હું પગથી માથા સુધી બે ચાર વાર ધ્રૂજી ઊઠ્યો. ચીતરી ચડે એવા એ મૃત દેહ ફેંકી દેવાનો હુકમ કરી, હું જઈને પથારીમાં પડ્યો. એ રાત્રે પછી વાળુ કરવાની રુચિ જ ન જન્મી.

'રાત્રે ઊંઘમાં વચ્ચે વચ્ચે અનેક દુઃસ્વપ્નો ફરી ફરીને આવતાં રહ્યાં. અને ભાનમાં આવી પકડાતાંયે નહોતાં. તેમજ કંઈ નથી કહી ઉડાડી મૂકી શકાતાંયે નહોતાં. સવારે જ્યારે પથારીમાંથી ઊભો થયો ત્યારે શારીરિક કે માનસિક તાઝગી જરાયે નહોતી.

'કંટાળાભર્યા ચિત્તે બહારના ઓરડામાં બેઠો બેઠો ચા પીતો હતો ત્યાં ઓચિન્તી નજર સામે ટેબલ પર પડી. જોયું તો ત્યાં બે નાનાં નાનાં ઈંડાં બાજુબાજુમાં પડ્યાં છે. દેખાવમાં બરાબર ખડી ચોપડેલા ઝીણાં કરમદાં જેવાં લાગ્યાં. એ પહેલાં કદીયે ગરોળીનાં ઇંડાં જોયાં ન હતાં. છતાં એને ઓળખતાં મને જરાયે વાર ન લાગી કે એ એનાં — ગરોળીનાં ઇંડાં જ છે.

'બૂમાબૂમ કરી નોકરોને પૂછા કરી કે અહીં કોણે એ મૂક્યાં છે? પણ કોઈ જ કંઈ ખુલાસો કરી શક્યું નહિ. મારઝૂડની બીક દેખાડ્યા છતાં કોઈની પાસેથી કંઈ વાત કઢાવી ન શક્યો, ત્યારે મને પશા ઉપર ગઝબની શંકા આવી. હું એના ઉપર ઊતરી જ પડ્યો. બહુ બહુ કર્યા છતાં ય એ કંઈ જ કહી ન શક્યો, આખરે એ રડી પડ્યો. પણ ગુનો મેં કર્યો છે એમ ન બોલ્યો. દંડ તરીકે એ બેઉ ઇંડાં બહાર ફેંકી દેવાનું ફરમાન કરી હું વિચારમાં પડ્યો.

'મને ડરાવવાના હેતુથી જ કોઈએ આ કાવત્રું રચ્યું હોવાની શંકા મારામાં ઘર કરી ગઈ હતી. થોડી વારે ટેબલનું ચાવી દાબેલું ખાનું ખોલીને જોઉં છું તો તેમાં પણ બે ધોળાં ધોળાં નાનાં નાનાં ઇંડાં દેખાયાં, ને ત્યારે મને એવો તો આંચકો લાગ્યો કે વાત જ ન પૂછો! આ શું? અહીં વળી આ કોણ મૂકી ગયું?

'પછી તો જોતજોતામાં આખા ઘરમાં આ ઇંડાંઓની છૂટે હાથે લાણી થઈ હોય એમ લાગ્યું. જ્યાં જ્યાં નજર નાખું, જ્યાં જ્યાં હાથ મૂકું, ત્યાં બધે જ ઇંડાં ને ઈંડાં જ દેખાતાં હતાં. આખી દુનિયાની તમામ માદા ગરોળીઓએ જાણે એકાએક સંપી જઈને સર્વત્ર ઈંડાં મૂકવાં શરૂ કરી દીધાં હતાં.

'એ રીતે લગભગ બે દિવસ ચાલ્યું. હું એવો તો ત્રાસી ગયો હતો કે એકાએક ક્યાંય હાથ મૂકતાં સુદ્ધાં હું ડરવા લાગ્યો. કદાચ ત્યાંથી યે ગરોળીનાં ઈંડાં નીકળી પડે તો!

'પણ બીજાઓ માટે આ વાત એવી તો મામૂલી હતી કે હું ખુલાસો કરી કોઈને કંઇ કહીયે ન શકતો. ગરોળીનાં ઈંડાં! એમાં શું? એનો જવાબ આપવો મુશ્કેલ હતો. મને પોતાને પણ એ વાત સમજાવવામાં ન ફાવ્યો. ઊલટાનું મનમાં થયા કરતું કે આ બરાબર નથી, સ્વાભાવિક નથી, ક્યાંક નક્કી કંઈક ભૂલ છે.

'પરંતુ માત્ર એક ગરોળીને આમ કમોતે મારી નાખવાને કારણે જ આ બધું થાય છે એ સહજબુદ્ધિથી માન્યામાં નહોતું આવતું. તો પછી આનું કારણ? બહુ બહુ વિચાર કર્યા પછી હું એ નિર્ણય પર આવ્યો કે મેં પેલે દિવસે જે ગરોળીને અત્યંત અન્યાયપૂર્વક મારી નાખ્યો હતો. તેની ગર્ભવતી વિધવા જ વિરહ વેદનાએ અસ્થિર બની ચારેબાજુએ ઇંડાં મૂકતી ફરે છે. આ સિવાય બીજું હોઈ પણ શું શકે?

'ઘેર બેઠાં બેઠાં જ્યારે મનને કંઇ જ ચેન ન પડયું ત્યારે થયું કે ચાલ કલબમાં જાઉં. અહીં આવ્યો. પણ કલબ લગભગ બંધ જેવી જ હતી. તમે કોઈ નહોતા. દરવાન પાસે બારણું ખોલાવી આ ઓરડામાં જ આવીને બેઠો. ટેબલ પર રજકણનો આછો થર જામ્યો હતો. સિગારેટ ચેતવી દીવાસળી એશટ્રેમાં નાંખવા જાઉં છું તો તેમાં રાખની વચ્ચોવચ્ચ બે ધોળાં ઇંડાં. ને તુરત જ હું ઘેર પાછો ચાલ્યો ગયો.

'બારણામાં પ્રવેશતાં જ બા સામે મળી. મારી સામે જોઈ રહીને બોલી, 'કેમ ભાઈ, આ થોડા દિ'થી તારું મોં આવું પડી ગયેલું કેમ લાગે છે ? શરીરે ઠીક નથી કે શું ?'

'મેં કહ્યું, 'હા, આ જરાક......'ને એટલું બોલતાં બોલતાં હું પાછો બહાર નીકળી ગયો.'

'વાત ધીરે ધીરે વધતી જતી હતી. એમાં શક નહોતો કદાચ પેલી ગરોળીની માદા વધુ ઈંડાં મૂકતી હશે તેમ કહી વાત ઉડાડી દેવી એ પણ સહજ નહોતું. આ બીજું કંઈ જ નહોતું. નક્કી ભૂત-ઈંડાં-ભૂત જ હતું. પેલી પ્રતિહિંસાપરાયણ ગરોળી પ્રેતયોનિમાં જઈ મને ડરાવતી હતી, અને એની ભૌતિક બુદ્ધિથી એણે જાણી લીધું હતું કે આ ઈંડાં-ભૂત સિવાય બીજા કશાથી હું ડરું એમ નથી.

'પ્રાણી માત્ર પ્રત્યે દયા દર્શાવવાનું આપણાં શાસ્ત્રોમાં શા માટે સૂચવવામાં આવ્યું છે, અને એક સામાન્ય બકરાંનો જીવ બચાવવા ભગવાન બુદ્ધ પોતાનો પ્રાણ સુદ્ધાં આપવા કેમ તૈયાર થયેલા તે મારી આ વાત સાંભળ્યા પછી તમને ન સમજાય તો નક્કી માનજો કે તમારા કર્મમાં કુમ્ભીપાક નર્ક અનિવાર્ય છે. મુદ્દે મારા મનમાં ઘોર પશ્ચાત્તાપ થતો હતો. અસંખ્ય દાંતોવાળી એ મૃત ગરોળીને ઉદ્દેશીને હું બોલતો હતો કે 'હે પ્રેત ! હે અવલંબનવિહીન વાયુભૂત ! ઘણું થયું. હવે ખમૈયાં કરો. તમારી ઈંડાં-લીલાને હવે સમેટી લો-કૃપા કરી એને પાછાં ખેંચી લો !

'પણ એને પાછાં કોણ ખેંચે ? રાત્રે વાળુ કરવા બેસતાં ભાતનો કોળિયો લેતાં જ જોયું તો બે બરાબર પાકી ગયેલાં ઈંડા ! ધ્રુજતે અંગે હું આસન પરથી ઊભો થઈ ગયો. બા બોલી, 'ઊઠ્યો કેમ ? શું થયું ?'

'હું થરથર કંપતો હતો. માંડ માંડ કંપને શમાવી મેં કહ્યું, કંઈ નહિ ! અમસ્થો જ ભૂખ નથી.'

'જઈને પથારીમાં પડ્યો. આળોટતાં આળોટતાં સાંભળ્યું. બા મારી વહુને ધમકાવતી હતી કે 'મરખી, ઝીણાં કરમદાં તે કદી ભાતમાં નખાતાં હશે ? ખબર નથી ઈ બહુ સુગાળવો છે ! જોતાં જ એમને એમ ઊઠી ગયો '

'રાત્રે એક ભયંકર સ્વપ્ન જોયું. એ પહેલાં કે એ પછી કદીયે એવું સ્વપ્ન મેં નથી જોયું ને હવે ફરી કદી જોવા ઇચ્છતો યે નથી. એ સ્વપ્નમાં મેં જોયું કે જાણે ખૂબ જ કંટાળીને હું પથારીમાં પડ્યો છું. પથારીમાં લંબાવતાં જ લાગ્યું જાણે ઓછાડ નાખ્યો નથી. ઓછાડને બદલે પથારી આખી ગરોળીનાં ઈંડાંથી જ ઢંકાઈ ગઈ છે, ધીરે ધીરે મારા ભારથી એ ઈંડાં ફૂટી જવાં લાગ્યાં ને એમાંથી કાળાં કાળાં કંકાલ જેવાં સાપોલિયાં શાં લાખમલાખ ગરોળીઓનાં બચ્ચાં નીકળી નીકળીને મારે અંગે અંગે ભમવા લાગ્યાં. હું જીવ લઈને નાસી છૂટવા ઊઠવા મથ્યો. પણ સ્વપ્નમાંથી ભાગવું કઈ રીતે ? આખરે પથારીમાં રહ્યો રહ્યો જ હાંફવા લાગ્યો. અને મેં મારી હતી તે જ ગરોળી મારે શરીરે ચઢી નાક ઉપર બેસી એકી ટશે મારી સામે જોઈ રહી.

'પત્નીનો ધક્કો વાગતાં ઊંઘ ઉડી ગઈ. જોયું તો આખું શરીર પરસેવે રેબઝેબ થઈ ગયું છે. અને ત્યારે પણ ચીતરી ચડે એવાં એ ગરોળીનાં જણ્યાં મારે આખે શરીરે ભમી રહ્યાં હોય એમ મને લાગતું હતું.

'ઘણાં ઘણાં ખરાબ સ્વપ્નો જોયાં છે-અને બીજાં યે ઘણાં જોઈશ એમાં શંકા નથી. પરંતુ ભગવાનને પ્રાર્થુ છું કે એવું સ્વપ્ન હવે ફરી કદી યે ન દેખાડે.

× × ×

'ભયની જે વસ્તુ આંખ દ્વારા જોઈ શકાતી નથી, તર્કદ્વારા જેની ભયંકરતા દૂર કરી શકાતી નથી, અને જેના હાથમાંથી ઉગરવાનો બીજો કોઈ જાણીતો ઉપાય જડતો નથી. એ વસ્તુ જ જગતમાં કદાચ સહુથી વધુ ભયંકર છે. ભૂતનો ભય એ પ્રકારનો છે. તેથી જ હું જેમ જેમ વધુ ભય પામતો હતો તેમ તેમ તેમાંથી છૂટવાનો માર્ગ મારાથી વધુ દૂર જતો હતો. શું કરવું ? ક્યાં જવું ? કંઈ જ જાણે નહોતું સૂઝતું.

'મારી માનસિક સ્થિતિ જ્યારે આવી હતી ત્યારે એક દિવસ ટપાલમાં એક કાગળ આવ્યો. કાગળ મારા મિત્ર શુભેન્દુનો હતો. ગયાથી એ લખતો હતો-

તું કેમ છો......હું મઝામાં છું......વગેરે કાગળમાં ખાસ કંઈ જ નહોતું. છતાં ઓચિન્તાની મને જાણે દિવ્યદૃષ્ટિ સાંપડી. મારે માટે જાણે એ મામૂલી કાગળ જ નહોતો. દૈવવાણી હતી.

'ને તુરત જ મેં શુભેન્દુને તાર કર્યો, 'આજે જ ઉપડું છું, ત્યાં આવવા.'

'એ પછી યથાસમયે ગયા પહોંચી પેલી ગરોળીના પ્રેતાત્મા માટે સદ્‌ગતિનો સંકલ્પ કરી મેં પિન્ડદાન દીધું. હવે ગયા જઈને કોઈ ગરોળીના પ્રેતાત્માને કોઈ પિન્ડદાન કરે છે કે નહિ એ નથી જાણતો. પણ એ પછી મને એ ઈંડાં-પ્રેતે કદી યે નથી સતાવ્યો.

'એ માયામુક્ત જીવાત્મા હવે કદાચ દિવ્યલોક વૈકુંઠમાં ભીંત પર કીટ-પતંગને આરોગતો વિહરતો હશે!'



## કેટલું દૂધ પીશો?

હિંદુસ્તાનમાં નવકરોડ સિત્તેર લાખ ગાયો છે. આ રીતે, આખી દુનિયાની ગાયોના લગભગ ૨૯ ટકા એકલા હિંદમાં જ છે. છતાં હિંદુસ્તાનમાં દૂધનું ઉત્પાદન સરેરાશ વ્યક્તિદીઠ રોજના ૭ ઔંસ (૧૭ા તોલા) આવે છે. ન્યુઝીલેન્ડ અને ઑસ્ટ્રેલિયામાં માણસદીઠ રોજનું ૫૬ અને ૪૫ ઔંસ દૂધ પેદા થાય છે. આહારશાસ્ત્રના નિયમ પ્રમાણે માણસે રોજનું ઓછામાં ઓછું ૨૦થી ૩૦ ઔંસ દૂધ પીવું જોઈએ.



# વિજ્ઞાનદર્શન

શ્રી. બંસી ગાંધી बी. एससी.
પ્રોફે. જયંતીલાલ દે. ઓઝા, एम. एससी.
ડો. નરસિંહ મૂ. શાહ, एम. एससी., पीएच. डी.

## 'વિજ્ઞાન-દર્શન'નું એક વર્ષ

નવેમ્બર ૧૯૪૫ના અરસામાં ભારતી સાહિત્ય સંઘના ભાઈશ્રી મણિલાલ તથા ભાઈશ્રી તારાચંદ અમારામાંના એકને મળ્યા અને 'ઊર્મિ' અને નવરચના' માસિકમાં વિજ્ઞાન વિભાગ શરૂ કરવા તેમને થએલ વિચારની અને તેના લેખન માટેની જવાબદારી સ્વીકારવાની વાત કરી. પૂરતો વિચાર કરી અમે આ જવાબદારી સ્વીકારી, અને ડિસેમ્બર ૧૯૪૫થી આ માસિકમાં દર માસે નિયમિત રીતે 'વિજ્ઞાન-દર્શન' વિભાગની શરૂઆત થઈ. 'વિજ્ઞાન-દર્શન' એક વર્ષ પૂરું કરી બીજા વર્ષમાં પ્રવેશ કરે છે તે પ્રસંગે અમારી એક વર્ષની પ્રવૃત્તિનું સરવૈયું અસ્થાને નહિં ગણાય.

'વિજ્ઞાન-દર્શન'ના પહેલા હપ્તામાં ('ઊર્મિ' અને અને નવરચના' અંક ડિસેમ્બર ૧૯૪૫) અમે અમારા ધ્યેયનો નિર્દેશ કરેલો. હિંદની જુદી જુદી પ્રયોગ-શાળાઓમા ચાલતી વૈજ્ઞાનિક સંશોધનની વિધવિધ પ્રવૃત્તિઓ અને તેના પરિણામો સંબંધી ઉપયોગી માહિતી પૂરી પાડવાનો, હિંદની ઔદ્યોગિક ખીલવ-ણીમાં વૈજ્ઞાનિક સશોધનના પરિણામો શું અગત્યનો ફાળો આપી શકે છે તે સંબંધી નિર્દેશ કરવાનો, તેમ જ વિજ્ઞાનના જુદા જુદા વિષયો સંબંધી ટૂંકી નોંધો લોકભોગ્ય ભાષામાં આપી વિજ્ઞાન વિષે વાચકોની અભિરુચિ ઉત્પન્ન કરવાનો અમારો ઉદ્દેશ અમે વાચકો સમક્ષ રજૂ કર્યો હતો. વર્ષ દરમિયાન વિજ્ઞાનના જુદા જુદા વિષયો સંબંધી વિવિધ રસથાળ અમે વાચકોને પીરસ્યો છે. અમારા ઉદ્દેશની સિદ્ધિ અર્થે અમારી શક્તિ અનુસાર અમે પ્રયત્ન કરેલ છે એવી અમોને ખાત્રી છે. પરંતુ અમારા પ્રયત્નમાં અમે કેટલે અંશે સફળ થયા છીએ તેનો તો માત્ર વાચકો જ નિર્ણય આપી શકે. થોડાઘણા પ્રોત્સાહન પત્રો તેમજ મૌખિક અભિનંદનો જો અમારી સફળતાના સૂચકચિહ્નો હોય તો અમોને તેટલા પૂરતો સંતોષ છે.

બીજું વિશ્વયુદ્ધ પૂરું થયુ છે. યુદ્ધકાળ દરમિયાન વિજ્ઞાનનો ઉપયોગ યુદ્ધની સંહારક પ્રવૃત્તિઓ માટે પૂરતા પ્રમાણમાં થયો. યુદ્ધકાળ દરમિઆન વિજ્ઞાને ખૂબ જ સશોધનાત્મક પ્રગતિ કરી એ ખરું; પરંતુ તેમાની ઘણી ખરી શોધોનો ઉપયોગ 'એટમ-બોમ્બ'ની માફક સંહારક પ્રવૃત્તિઓમાં જ લેવાયો. પરંતુ વિજ્ઞાન તો બેધારું છે. એક ધારે તે સર્જે છે, તો બીજી ધારે તે સંહારે છે. એટલે વિશ્વયુદ્ધની ભયા-નક જ્વાલાઓ શાન્ત થતાં શાન્તિકાળમાં આપણે જરૂર આશા રાખીએ કે વિજ્ઞાને જે પ્રગતિ સાધી છે તેનો ઉપયોગ હવે માનવ હિતની સર્જક પ્રવૃત્તિઓમાં કરવામાં આવે.

ગત વિશ્વયુદ્ધે જગતના દેશોની સંસ્કૃતિ છિન્નભિન્ન કરી નાખી. એ સંસ્કૃતિના પુનરુદ્ધાર માટે જગતના બધા દેશોમા જોરશોરથી આંદોલનો શરૂ થયાં છે. સંયુક્ત રાષ્ટ્રોમા આ સંબધે તો એકમત છે. અને તેથી 'યુનેસ્કો' ( United Nations Educational, Cultural and Scientific Organisation) જેવી સંસ્થા અસ્તિત્વમાં આવી છે. દેશની કેળવણી તેમ જ સંસ્કૃતિ વિષયક ખીલવણીના જેટલી જ વૈજ્ઞાનિક ખીલવણીની અગત્ય હવે પ્રત્યેક દેશ સ્વીકા-રતો ગયો છે. નવા નવા ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક સંશોધન મંડળો સ્થપાયા છે અને નવી પ્રયોગ-

શાળાઓના પાયા નખાયા છે. આ બધી પ્રવૃત્તિઓનો હેતુ વૈજ્ઞાનિક સંશોધનો મોટા પાયા પર શરૂ કરી તે સંશોધનના પરિણામો દેશના ઉદ્યોગોમાં લાગુ પાડી જીવનની જરૂરિયાતો પૂરી પાડવાનું તેમ જ દેશમાં વસતા કરોડો માનવીઓનું જીવન સુખી અને સરલ બનાવવાનો છે. હિંદમાં પણ આ દિશામાં મોટા પાયા પર વૈજ્ઞાનિક સંશોધનની પ્રવૃત્તિઓના પગલા મંડાયાં છે. દેશના જુદા જુદા ભાગોમાં તાજેતરમાં જ કેટલીક મોટી પ્રયોગશાળાઓના પાયા નખાયા છે. માનવીના જીવનમાં વિજ્ઞાનની અગત્ય સહુ કોઇ સમજતું થયું છે. વૈજ્ઞાનિક સંશોધનમાં હિંદના વૈજ્ઞાનિકો હવે આગળ પડતો ભાગ લઇ રહ્યા છે અને તેથી હિંદ બહારની દુનિયાનું ધ્યાન ખેંચી રહ્યું છે એ દેશને માટે એક શુભ ચિહ્ન છે.

'વિજ્ઞાન-દર્શન'ના બીજા વર્ષમાં અમો વાચકોનો સહકાર અને શુભેચ્છા માગીએ છીએ.

## હિંદી વિજ્ઞાન પરિષદ : ૧૯૪૭નું અધિવેશન

ઈશુના ૧૯૪૭મા વર્ષના દ્વિતીય દિવસે દિલ્હી વૈજ્ઞાનિકોનું યાત્રાધામ જેવું થઈ પડયું હતું. એ આખું અઠવાડિયું વિજ્ઞાન-સપ્તાહ સમું પસાર થયું. એ દિવસોમાં હિંદી વિજ્ઞાન પરિષદની ચોત્રીસમી બેઠકનું અધિવેશન દિલ્હીમાં મળ્યું હતું. પરિષદના ચૂંટાયેલા પ્રમુખ પંડિત જવાહરલાલ નહેરુ હતા.

વિજ્ઞાનપરિષદના ઇતિહાસમાં આ વખતની બેઠક અપૂર્વ ગણી શકાય : પ્રથમ, પરદેશી વિજ્ઞાનીઓની હાજરી; બીજું, પંડિત નહેરુની પ્રમુખ તરીકે ચૂંટણી અને ત્રીજું, યુદ્ધ વિરામ પછી હિંદના પલટાયેલા વાતાવરણમાં આ બેઠક અને તે પણ હિંદના પાટનગરમાં-આ બધું બેઠકની અપૂર્વતાના કારણરૂપ ગણી શકાય. પરિષદની બેઠકનું સ્થાન પટના નક્કી થયેલું હતું; પણ પરિસ્થિતિના કારણોએ બેઠકનું સ્થાન બદલાવ્યું. પરિષદના પ્રમુખ કાર્યમાં પહેલા મુખ્ય દિવસનો કાર્યક્રમ મુલ્તવી રાખવો પડયો; પરદેશી વિજ્ઞાનીઓને લઈ આવતું વિમાન સમયસર પહોંચી શક્યું નહીં. પ્રતિનિધિઓને સત્કારતાં સ્વાગત મંડળના પ્રમુખ દિલ્હી યુનિવર્સિટીના વાઇસ-ચાન્સેલર સર મોરીસ ગ્વાયરે યથાર્થ કહ્યું કે "પરિષદની આ બેઠક આંતરરાષ્ટ્રીય સંમેલન જેવી બની છે."

પ્રમુખ તરીકે પંડિત જવાહરલાલ નહેરુએ નવો ચીલો પાડયો. પરિષદના ઇતિહાસમાં પહેલી વાર પ્રમુખનું ભાષણ આપણા દેશની ભાષામાં શરૂ થયું. પંડિતજી વિજ્ઞાનને માત્ર બુદ્ધિમાનોને ખેલવાનું રમકડું ગણતા નથી. વિજ્ઞાન આજે રાષ્ટ્રઘડતરમાં અદ્વિતીય ફાળો આપે છે. વિજ્ઞાનના પરિણામો જનતા સુધી પહોંચવા જોઈએ અને એટલા માટે એ પરિણામ વ્યક્ત કરવાનું વાહન દેશની ભાષા થવી જોઈએ. પંડિતજીએ પોતાના પ્રમુખ તરીકેના ભાષણની શરૂઆત હિંદીમાં કરી. પછી અંગ્રેજીમાં બોલવાનું શરૂ કર્યું.

"હું સત્તા ઉપર છું એ માટે મેં આ માન સ્વીકાર્યું નથી. સત્તાને આધીન રહેવાની વૃત્તિ હું વૈજ્ઞાનિકોમાં ઉત્તેજવા માગતો નથી. મને અગાઉ આ માન માટે પસંદ કરવામાં આવ્યો હતો. પણ હું અહમદનગરના કિલ્લામાં શાંતિ ભોગવતો હતો, એટલે એ માન સ્વીકારી શક્યો ન હતો. "આજે જે નૂતન હિંદ ઊભું થતું તમે જોઈ રહ્યા છો તેનો હું એક અદનો પ્રતિનિધિ છું." એટલે આ માન સ્વીકારતાં હું આનંદ લઉં છું.

"હિંદમાં વૈજ્ઞાનિક સંશોધનને ઉત્તેજન આપવા અમે અમારી શક્તિ અનુસાર બધું કરશું : માનવજાતની પ્રગતિ અને જગતની શાંતિના કાર્યમાં અમે અન્ય દેશોના વૈજ્ઞાનિકો સાથે સહકાર કરશું. પણ એ વાત હું સાવ સ્પષ્ટ શબ્દોમાં કહેવા માગું છું કે યુદ્ધના કાર્યમાં અમારો સહકાર નહીં હોય. આવા સંહારક હેતુઓ માટે વિજ્ઞાનને વરેલા સ્ત્રી-પુરુષોનો થતો ગેરઉપયોગ અટકાવવા શું કરવું તે વિચારવાનું હવે જરૂરી બન્યું છે.

"વિજ્ઞાનનું ધ્યેય સમાજનું હિત હોવું જોઈએ. વિજ્ઞાને સ્વતંત્ર અને સ્વાવલંબી સમાજ ઊભો કરવામાં મદદ કરવી જોઈએ. હિંદની ભૂખી અને અર્ધનગ્ન વસતીને ખોરાક અને વસ્ત્ર પૂરાં પાડે એ રીતે વિજ્ઞાનની દિશા અંકાવી જોઈએ. પ્રજાની શક્તિ મુક્ત રીતે વ્યક્ત થાય એમાં વિજ્ઞાને પોતાનો ફાળો આપવો જોઇએ. તેની ખીલવણી માટે બધી તકો મળે એમાં

વિજ્ઞાને મદદ કરવી જોઈએ. અને છેવટે પણ ખૂબ અગત્યનું એ છે કે આ કાર્ય પૂરેપૂરા નિયોજનપૂર્વક થવું જોઈએ. વિજ્ઞાનને દુનિયાના સામાજિક અને રાજકીય બનાવો અને આર્થિક બંધનોથી અલગ પાડી ન શકાય. એટલા માટે જ વિજ્ઞાનને પોતાનું તત્ત્વજ્ઞાન અને એકતા ખીલવવાની જરૂર છે. વિજ્ઞાનના સીમાડા વધ્યા નહોતા ત્યારે વિજ્ઞાન પાસે આ બંને હતા. પરંતુ વિજ્ઞાનની વૃદ્ધિએ આ મુશ્કેલ બનાવી દીધું છે. જગતની ચાલુ પરિસ્થિતિમાં વિજ્ઞાનદૃષ્ટિની એકતા ખીલવવાની જરૂર છે એમ મને લાગે છે.

" આજથી બે વર્ષો પર હિરોશિમામાં બોમ્બ ફૂટ્યો દુનિયા આખીમાં ખળભળાટ મચી ગયો. રચનાત્મક તેમજ સંહારાત્મક-બંને જાતના જબરદસ્ત ફેરફારોની આગાહી થને લાગી. આપણે ક્યાં જઈ રહ્યા છીએ, આપણી સંસ્કૃતિ ક્યાં જાય છે વગેરે ઘર્ષણો માનવીના મગજમાં પેદા થયા. આ જરૂરી હતું કે નહી એ હું જાણતો નથી પણ એક પ્રશ્ન ઉપસ્થિત થયો : અમુક હેતુ સાધવા માટે કોઈ પણ શક્ય સાધન હાથ ધરવું જોઈએ ! હિરોશિમામાં વાપરેલું સાધન એટલું ભયંકર છે કે તેનું વર્ણન શબ્દાતીત છે. ધારેલું સિદ્ધ થયું છે પણ દરેક વિજ્ઞાનીએ વિચારવાનો એ પ્રશ્ન છે.

" નવયુગમાં આપણે પ્રવેશીએ છીએ : સમાજની રચના ધરખમ ફેરવી નાખે એટલી જબરદસ્ત શક્તિ નો કાબુ માનવીના હાથમાં છે. મારા વિચારો મધ્યયુગમાં જાય છે. દારૂગોળાની શોધ થઈ હતી. કેટલેક અંશે નૂતન રાજકીય અને આર્થિક રચના ઊભી કરવામાં તેણે મદદ કરી. અન્ય બળો પણ કાર્ય કરી રહ્યા હતા. છેવટે એક નવો મૂડીવાદી વર્ગ ઊભો થયો. અત્યારના સંજોગોને અનુકૂળ નૂતન સમાજ રચવામાં આજનો ' એટમ બૉમ્બ ' સંદેશવાહક તો નથી ને ?

" વિશાળ દૃષ્ટિપૂર્વક આ ચિત્ર સમજવા હું માગું છું એટલે જ આ બધા વિચારો આવે છે. આજની દુનિયાના સામાજિક બંધારણમાં અમુક ધરખમ મૂળભૂત ફેરફારો ન થાય ત્યાં સુધી વિજ્ઞાન કે અન્ય કોઈ ક્ષેત્રમાં પ્રગતિ થવાની નથી એવી મને તો ખાત્રી છે.

હિંદની પરિસ્થિતિ વિલક્ષણ છે. જુદી જુદી જગ્યાઓએ તમને જુદી જુદી સમાજરચના નજરે પડશે. મધ્યયુગની તેમજ આજની વીસમી સદીની રચના તમને જોવા મળશે. આ ઝડપથી બદલાતા ચિત્રમાં વીસમી સદીની સમાજ રચના પણ વર્તમાન જરૂરિયાતોને અનુરૂપ ઘટવાની હોય એમ લાગતું નથી. એટલે મને ખાત્રી થઈ છે કે તેમાં મૂળભૂત પરિવર્તન થવું જોઈએ.

" હિંદની ખીલવણી નિયોજનપૂર્વક થવી જોઈએ: છૂટાછવાયા પ્રયત્નો કામના નહીં નીવડે. નિયોજનપૂર્વક કાર્ય નહીં થાય ત્યાં સુધી કાંઈ પ્રગતિ થઈ શકવાની નથી."

× × ×

બીજે દિવસે બપોરના પંડિત નહેરુએ નેશનલ ફીઝીકલ લેબોરેટરીની શિલારોપણવિધિ કરી હતી. આ લેબોરેટરી દિલ્હીથી પાંચ માઈલ દૂર પુસા એગ્રિકલ્ચરલ ઇન્સ્ટીટ્યૂટ પાસે આવેલી છે. જવાહરલાલના દર્શને ખૂબ દૂરથી ગ્રામ્ય જનતા ઊલટી પડી હતી. આ લેબોરેટરી ૪૦ લાખના ખર્ચે બંધાવવામાં આવે છે. નહેરુજીએ કહ્યું કે, " પૈસાની અગવડ આવી કોઈ પણ યોજનાની વચ્ચે આવવી જોઈએ નહીં. દેશના માણસોને કેળવવા જોઈએ અને એમની કેળવણીનો ઉપયોગ કરી શકાય એવી તક આપવી જોઈએ. નહીંતર તેમની શક્તિ નકામી નોકરીઓના કામમાં વેડફાઈ જાય. આપણે શું કરીએ છીએ તેનો ખ્યાલ દેશની દરેક વ્યક્તિને આપવો જ જોઈએ.

" મને ઘણી દિલગીરી થાય છે કે અમારાં સ્વપ્નાં અનુસાર ઘડાયેલું હિંદ હું જોઈ શકીશ નહી, છતાં એ ઘડતરમાં ફાળો આપવો એ કાંઈ ઓછું ભાગ્ય નથી.

" આજે આ મહાન સંસ્થાની શરૂઆતમાં મદદ કરતાં મને ઘણો આનંદ થાય છે."

આટલું અંગ્રેજીમાં બોલીને તેમણે ગ્રામ્ય જનતાને ઉદ્દેશી હિંદીમાં થોડું ભાષણ કર્યું હતું અને જનતાને વિજ્ઞાનના ફાયદા શું છે એ સંક્ષિપ્તમાં સમજાવ્યું હતું.

× × ×

આ પરિષદની વિશેષતાઓ બે હતી : એક પરદેશથી આવેલા વૈજ્ઞાનિકોના સોહામણ્ય ભાષામાં અપાયેલાં ભાષણો. આ ભાષણો એટલાં આકર્ષક હતાં કે

ખૂબ ગીર્દી રહેતી. બીજું આકર્ષણ વિજ્ઞાન પ્રદર્શન હતું. આ વખતનું પ્રદર્શન શિક્ષણાત્મક હતું. તેના ચાર વિભાગ કરવામાં આવ્યા હતા :

(૧) લશ્કરમાં વિજ્ઞાન વિભાગ, (૨) સંસ્થાઓનો વિભાગ, (૩) વેપારીઓનો વિભાગ અને (૪) પ્રકાશન વિભાગ.

પ્રથમ વિભાગમાં રડર અને યુદ્ધમાં ઉપયોગી બીજી એવી કરામતો ગોઠવવામાં આવી હતી. ઉપરાંત યુદ્ધ દરમિયાન વૈદકીય સંશોધનની પ્રગતિને લગતી વિગતો જેવી કે પેનીસીલીન, બનાવટી રેફ્સાં વગેરે બતાવવામાં આવ્યું હતું. સંસ્થાઓના વિભાગમાં વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંશોધનની કાઉન્સિલ તરફથી પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું. તેમાં જાતજાતના પ્લાસ્ટીકમાંથી બનાવેલી વસ્તુઓ આકર્ષક હતી. દેશની ઔદ્યોગિક પ્રગતિસૂચક આ પ્રદર્શન વિભાગ સૌનું ધ્યાન ખેંચતો હતો; ઉપરાંત બીજી ઘણી વિજ્ઞાન સંસ્થાઓ તરફથી પુષ્કળ નમૂનાઓ આ વિભાગમાં પણ હતા. ત્રીજા વિભાગમાં વેપારીઓએ પોતાનો વિજ્ઞાનને લગતો માલ ગોઠવ્યો હતો અને પ્રકાશન વિભાગમાં જુદા જુદા વૈજ્ઞાનિક પ્રકાશનો બતાવવામાં આવ્યા હતા.

પરિષદના વિભાગોના પ્રમુખોના ભાષણોનો સાર આવતા અંકમાં આપશું.

આવતે વર્ષે વિજ્ઞાન પરિષદ પટનામાં ભરવાનું નક્કી થયું છે અને તેના પ્રમુખ સર રામનાથ ચોપરા ચૂંટાયા છે.



## હિંદનો મહાન વારસો

હિંદે છેલ્લાં થોડાં વર્ષોમાં સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિકો પેદા કર્યા છેઃ આમાંના કેટલાક દુનિયાના વૈજ્ઞાનિકો સાથે આગલી હરોળમાં સ્થાન ધરાવે છે. હિંદના યુવકો દેશની સંશોધન સંસ્થાઓમાં અતિ મહત્ત્વના પ્રશ્નો પર કાર્ય ચલાવી રહ્યા છે. જૂના કાળમાં જેમ આપણા વિદ્વાનો વૈજ્ઞાનિક સંશોધનમાં અગ્રે હતા તેમ આધુનિક હિંદ પણ પોતાનું યોગ્ય સ્થાન આ ક્ષેત્રમાં પ્રાપ્ત કરશે એમ ખાત્રીથી કહેવાય.

પ્રાચીન હિંદના તત્ત્વજ્ઞાનીઓનું અંતરજ્ઞાન આધુનિક વિજ્ઞાનની શોધો અને માન્યતાઓની ખૂબ સમીપ પહોંચેલું હતું. દુનિયામાં એવો કોઈ દેશ નથી જ્યાં આવું બન્યું હોય. વિજ્ઞાનનું વ્યવસ્થિત જ્ઞાન જ્યાંથી સૌ પ્રથમ દુનિયાના જુદા જુદા પ્રદેશોમાં ફેલાયું હોય એવું કોઈ કેન્દ્ર હોય તો તેનું માન મેળવવાનો હક્ક પ્રાચીન હિંદને છે. આપણા સંસ્કૃત ગ્રંથોમાં ખગોળ અને ગણિતને લગતું જ્ઞાન એટલું બધું છે કે ખરેખર આશ્ચર્ય થાય છે. કેટલાક એવો મત ધરાવે છે કે ગ્રીસ આ બધા જ્ઞાનનો ઝરો હતો. હિંદને આ બધું તેની પાસેથી મળ્યું હતું. ઘડીભર ધારો કે આ પ્રતિપાદન સ્વીકારી લઈએ. ગ્રીસ જેવા દૂરના દેશ પાસેથી આટલું બધું જ્ઞાન એ સમયના હિંદી ખગોળવેત્તાઓ અને ગણિત શાસ્ત્રીઓ પચાવી શક્યા એ શું કાંઈ નાનીસૂની સિદ્ધિ છે ? વિજ્ઞાનને અંગે આજે દેશમાં ઉત્સાહની ભરતી આવી છે. હિંદના શિક્ષિતો વિજ્ઞાનની પ્રગતિમાં પોતાનો હિસ્સો આપી રહ્યા છે. આજની વિજ્ઞાનની આ પ્રગતિ હિંદની પ્રાચીન વિજ્ઞાન-પરંપરાને સંવદી છે.

હિંદના પ્રજામાન્ય રાજકીય નેતાઓ વૈજ્ઞાનિક દૃષ્ટિપૂર્વક કામ કરે છે. જે ગાંધીજીના ગાઢ સંપર્કમાં છે તેઓ, ગાંધીજી પોતાના દરેક કાર્યમાં છૂટછાટરહિત વૈજ્ઞાનિક વૃત્તિ ધરાવે છે, એ બરાબર જાણે છે. વિચાર કે અનુમાન-શિથિલતા અને ખોટા વિધાનો થાય તો તેઓ ધૈર્ય ગુમાવે છે. તેમની પ્રવૃત્તિઓમાં આધુનિકતા ન દેખાય : છતાં સત્યની શોધમાં તેઓ વૈજ્ઞાનિકોના જેવા જ સંશોધક છે. ચોક્કસ વૈજ્ઞાનિક પદ્ધતિપૂર્વક યોજેલા હથિયારો વડે જ તેઓ કામ કરે છે.

પંડિત જવાહર નહેરુનું પણ એમ છે. એ સત્તા પર છે માટે તેઓ વિજ્ઞાન પરિષદના પ્રમુખ થવા લાયક છે એમ નથી. એમનું હૃદય અને બુદ્ધિ આધુનિક વિજ્ઞાન અનુસાર કામ કરે છે. વિજ્ઞાન પરિષદ સાથે તેમનો સંબંધ હિંદમાં મૌલિક સંશોધનને ઉત્તેજન આપશે અને આપણી યુનિવર્સિટીઓમાં વિજ્ઞાનના અભ્યાસમાં પડેલા યુવકોને પ્રેરણારૂપ બનશે.

વિજ્ઞાન, કલા અને સંસ્કૃતિ રાજકારણ જેટલા જ અગત્યના છે. જ્યાં સુધી પરદેશી સત્તા આપણા

પર પડેલી છે અને તેને કાઢવા લડત ચલાવવી પડે છે ત્યાં સુધી રાજકારણના મૂલ્યમાં પ્રભાવ રહેવાનો. સ્વતંત્રતા સાંપડ્યા પછી પરિસ્થિતિ બરાબર થઈ જશે: પછી રાજકારણ પ્રાધાન્ય ભોગવશે નહી વિજ્ઞાન તેમજ કલા અને સંસ્કૃતિ રાજકારણના ઝઘડા યા સત્તાપ્રાપ્તિ કરતાં વિશેષ મહત્ત્વના થશે.

શ્રી રાજગોપાલાચારી

## વિજ્ઞાનમાં પ્રગતિ

અમુક વ્યક્તિ કે વ્યક્તિઓ આજે પ્રયોગોમાં નિષ્ફળતા પામે: એ જ કાર્યમાં ભવિષ્યનો કોઈ સંશોધનકાર ફત્તેહ પ્રાપ્ત કરે. આજે મને જે ન સમજાય તે અમુક કાળના ગાળા પછી બીજાને સુસ્પષ્ટ બની જાય. બીબામાં નાખેલ લોહરસનો ઢાળો તૈયાર થાય તેમ વિજ્ઞાન અને કળાનું ઘડતર થતું નથી: તેના ઢાળા એક સરખા હોતા નથી. વિજ્ઞાન અને કળા આસ્તે આસ્તે અને થોડે થોડે મૂર્તસ્વરૂપ પામે છે: અને એ સ્વરૂપમાંથી તેટલીજ ધીમી ગતિએ થોડે થોડે સુંદર આકૃતિ પરિણમે છે જેમ રીંછ પોતાનાં બચ્ચાંને ચાટીચાટીને યા જરૂર પડે થપ્પડ લગાવીને તેના જેવું આકારવાન બનાવે છે તેવી રીતે વિજ્ઞાનમાં પણ થાય છે.

જો બચપનમાં મારી શક્તિઓની ઉણપને લીધે આજે હું ચંચુપાત પણ ન કરી શકું, તેમાં વિશેષ પ્રયાસો કર્યા કરું; મને ન સમજાય એ નવી બાબતને જુદી જુદી રીતે તપાસીને મારા પછીના કાર્ય કરનારાઓને એ ક્ષેત્રમાં હું ચીલો પાડી આપું; તેમનું કાર્ય સરળ અને સહેલું બનાવું; મારી પોતાની અશક્તિઓ અને મુશ્કેલીઓને લીધે હતાશ ન થતાં મારું કાર્ય જારી રાખું; એનું નામ વિજ્ઞાનમાં પ્રગતિ. મને નડતી અડચણો અને મુશ્કેલીઓ વ્યકિતગત છે. વૈજ્ઞાનિક પ્રગતિ વ્યક્તિથી પર હોય છે.

મીકેલ ડી મોન્ટેઈન'ના આત્મચરિત્રમાંથી



## બેન્કો કે બિલાડીના ટોપા ?

૧૯૩૯માં હિંદુસ્તાનમાં ૧૯૭૧ બેન્ક-કચેરીઓ હતી. તેની સંખ્યામાં નીચે મુજબનો ક્રમિક વધારો થયો છે:—

| | |
|---|---|
| ૧૯૪૨ની આખરે | ૨૭૧૦ |
| ૧૯૪૩ „ „ | ૩૪૧૩ |
| ૧૯૪૪ „ „ | ૪૫૫૦ |
| ૧૯૪૫ „ „ | ૫૨૧૬ |

( વડી ધારાસભામાં નાણાંપ્રધાન શ્રી લિયાકત અલીખાન ).

# બાળ માનસશાસ્ત્રના પ્રવાહો

નીરુ દેસાઈ

બાળ માનસશાસ્ત્રમાં હમણાં હમણાં ભારે પ્રગતિ સધાઈ છે. સંશોધનની ઘણી ફળદાયી દિશાઓના દ્વાર ઉઘડ્યા છે. તાજેતરમાં થયેલું પ્રાયોગિક કાર્ય મુખ્યત્વે બાળકોના સામાજિક વર્તન અને વલણ વિષે થયું છે; અને તેના આરંભકાળ વિષે હવે નિશ્ચિત મત બંધાતા જાય છે. બાળક બાળમંદિર કે પ્રાથમિક શાળામાં જતું થાય તે અગાઉની સ્થિતિ શિક્ષણ વિષે આથી રસ જાગૃત થવા માંડ્યો છે. ફ્રોઈડે બાલ્યવયમાં પ્રાપ્ત કરેલા સંસ્કારોની જીવન પર કેટલી છાપ હોય છે તેનું વિશદ દર્શન કરાવ્યું છે. અન્ના ફ્રોઈડ અને અન્ય શિક્ષણકારોનો મત એવો છે કે માનવી એકથી ત્રણ વર્ષના ગાળા દરમ્યાન જ ઘડાય છે. બાળ માનસશાસ્ત્રના નવા સંશોધનો આની શાખ પૂરે છે.

બાળકના અભ્યાસ અંગે કૂલ્લે ૧૪ પદ્ધતિઓનો નિર્દેશ જે. ઈ. એન્ડરસને કર્યો છે. આમાં પ્રાસંગિક નિરીક્ષણ, ચરિત્રલેખન, પદ્ધતિપૂર્વકનું નિરીક્ષણ, પ્રશ્નાવલી, માનસ પૃથક્કરણ, તમામ વિગતોની ઝીણામાં ઝીણી નોંધ (case history), સીધું માપ અને અન્ય કસોટીઓ, સૂરીત કાર્યો અંગે કસોટીઓ, ગણતરી, પ્રયોગ, ઇન્દ્રિય-અંકુશના પૃથક પ્રયોગો, ઇન્દ્રિય અંકુશના સમૂહ પ્રયોગો, આંકડાઓના ઉપયોગ દ્વારા અંકુશ અને પ્રસંગ પૃથક્કરણ (Factor Analysis) આ બધી પદ્ધતિઓ એકબીજાથી સાવ નિરાળી કે પરસ્પર પ્રતિબંધક નથી. બાળ માનસના અભ્યાસમાં એકથી વિશેષ પદ્ધતિઓનો આશ્રય લેવો પડે છે.

આ પદ્ધતિઓનું વર્ણન અહીંયાં અપ્રસ્તુત છે. પરન્તુ તેના પરિણામોથી જે પ્રકાશ સાંપડ્યો છે તે જાણવો જરુરી છે. આથી ખૂબ માહિતી એકઠી થઇ શકે છે; અને બાળકનું નાનામાં નાનું વર્તન તપાસી શકાય છે. અલબત્ત અમુક પદ્ધતિના પ્રયોગ પછી તારવેલા નિર્ણયોને સાચા જ માની લેવાની ભૂલ ન કરવી જોઇએ. પરન્તુ સમગ્ર દર્શનને સરવાળે જેમાં એકમતિ સધાઇ હોય તેવા નિર્ણયો વાજબી માની શકાય ખરા. કેટલાક ક્ષેત્રોમાં આવા નિર્ણયો પ્રાપ્ત થઇ શક્યા છે–અને તેની આપણે નોંધ લઇએ.

## ભાષા અને વાણી

વાણી અને ભાષા સામાજીક દૃષ્ટિએ ઘણા મહત્ત્વના છે; તેની સિદ્ધિ બાલ વિકાસમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

પ્રથમવાર જ જ્યારે બાળકના ફેફસામાં હવા જાય છે, અને એક શ્વાસ સાથે બહાર આવે છે ત્યારે બાળકનો પ્રથમ અવાજ–જન્મતા વેળા થયેલો અવાજ સંભળાય છે. થોડા દિવસ પછી તે વધારે મોટો કરે છે, યા રડે છે, તેમાં ખાસ કશો ફરક હોતો નથી. થોડાક અઠવાડિયામાં ભેદ માલૂમ પડવા માંડે છે, અને અનુભવી માતાઓ અને નર્સો ભૂખના તરસના, થાકના, શારીરિક અગવડના જુદા જુદા અવાજો પારખી શકે છે.

બીજા મહિનાને અંતે કે ત્રીજા મહિનાના આરંભમાં 'બબડાટ' શરૂ થાય છે–આમાંથી જ ભાષાનો ઉપયોગ વપરાશનો આરંભ છે. શુલ્લર જેવા આ 'બબડાટ'ને "તમામ માનવ ભાષાઓની ઊર્મિજન્ય અવાજ સામગ્રી" તરીકે ઓળખાવે છે. આ અવાજમાં દુનિયાના તમામ બાળકોમાં કશો ભેદ પરખાયો નથી. પ્રથમ વર્ષમાં બબડાટથી થતા અવાજોમાં વિવિધતા આવવા માંડે છે; તેમાં બધી ભાષામાં વપરાતા તમામ અવાજોનો સમાવેશ થાય છે, એટલું જ નહિ ભાષામાં નહિ જણાતા અવાજો પણ હોય છે. આ બધા મુદ્દા પર ગ્રેવરે સંભાળપૂર્વક નિરીક્ષણ કર્યું છે. એ સ્વર સૂચવે છે કે કોઈ પણ બાળક કોઇ પણ ભાષાના અવાજને સરળતાથી પકડી શકે છે. બબડાટનો આવેગ ઘણો પ્રબળ હોય છે–બાળક આ રમત યા બબડાટનુ આત્મસંભાષણ તેમાંથી મળતા આનંદ માટે ચલાવ્યે રાખે છે. પછીથી અવાજો વચ્ચેના ભેદનો તેને ખ્યાલ આવે છે. અને વાણીમાં અર્થ આવવા માંડે છે. જુદા જુદા અવાજોના અનુકરણમાંથી થોડેઘણે અંશે તે શીખે છે.

સ્ટર્ને ધ્વનિ-અનુક્રમનું અનુકરણ આઠ-નવ મહિનાના બાળકોમા નોંધ્યું છે. પરન્તુ આવા અવાજો બાળકે કર્યા જ નથી તે કહેવું કઠણ છે.

સ્ટર્ને 'ઇકોલેલિયા' અને 'મેટાલેલિયા' વચ્ચે મહત્ત્વનો તફાવત આપે છે. 'ઇકોલેલિયા' એટલે અવાજ સાંભળ્યા પછી તુરત જ તેનું ઉચ્ચારણ-આને ટૂંકમાં તાત્કાલિક પ્રતિધ્વનિ કહી શકીએ. મેટાલેલિયા એટલે વારંવાર સંભળાયેલા અવાજનું ઉચ્ચારણ-દીર્ઘકાલીન પ્રતિધ્વનિ-આમાં સાંભળ્યા પછી તુરત જ બાળક અનુકરણ ન કરે. પરન્તુ અમુક સમય-એક દાખલામાં દશ મહિને-પછી બાળક તેનું ઉચ્ચારણ કરે. હ્યુર્ઘસ એમ કહે છે કે બાળક કોઈપણ અવાજ સાંભળે કે તુરત જ તેનું ઉચ્ચારણ કરવા ઝંખે છે, જો કે તે ઇચ્છા પાછી સમાઈ જવાનો પણ સંભવ રહે છે. "આવાજ બીજા પ્રસંગે આવી જ પરંપરા તે અનુભવે છે. યા તો મૂળ પરંપરા તે કાયમ કરે છે. બન્ને વિકલ્પોમાં મૂળ અનુભૂતિ સાથે સંકળાયેલ ઉચ્ચારણની પુનઃસ્થાપના થાય છે. જો વર્તમાન પ્રેરક બળવાન હોય તો અંતર્ગત ઉચ્ચારણને વક્તવ્ય સાંપડે છે અને બાળકને વાણી પ્રાપ્ત થાય છે. બાળકને આગળ સાંભળેલા અવાજો યાદ રહ્યા છે તેવું નથી; પરન્તુ અવાજનું તે સમગ્ર દર્શન પુનઃ સ્થાપે છે." ડ્રેવર; જરા પણ બબડાટ વગર સોળ મહિને બોલવાનું શરૂ કરેલ બાળકનો દાખલો નોંધ્યો છે. આમાં ઉચ્ચારણ અંતર્ગત જ હતું તેમ કહી શકાય.

બાળક અમુક શબ્દ બોલે છે તેનો અર્થ એવો નથી કે તેનો અર્થ એ સમજે છે. આવી સમજ ત્યારે જ આવી ગણાય જ્યારે કાર્યો દ્વારા આ શબ્દનો અર્થ તે પ્રગટ કરે. ભાષાના અમુક વપરાશ પછી અને પ્રથમ વર્ષના અંત ભાગમાં આવી સમજ અમુક અંશે શરૂ થાય છે. સાદા શબ્દોચ્ચાર સમજવા શક્તિમાન થાય તે અગાઉ ગૂંથીત શબ્દો અને વાક્યો પણ બાળક સમજવા લાગે ખરું. કેટલાક બાળકોના દાખલામાં પ્રથમ "અર્થપૂર્ણ અને બુદ્ધિગમ્ય" શબ્દો નવ મહિનાની વયે પણ સંભળાવા લાગે છે. પરન્તુ મોટા ભાગના દાખલાઓમાં આ વય મોડી હોય છે. વાતાવરણની ભિન્નતા, વ્યક્તિગત તફાવતો આની ઢીલમાં કારણભૂત થાય છે. દાખલા તરીકે બાળક ઇશારાઓનો છૂટથી ઉપયોગ કરતું હોય અને તેનો શીઘ્ર જવાબ જો આપવામાં આવે તો શબ્દ વપરાશનું પ્રેરક બળ ઘટે છે. બાળક બોલતુ ન થાય એટલે માનસિક ક્ષતિ છે તેવું સામાન્યતઃ મનાય છે. પરન્તુ ઘણી વાર વાણીનું સ્ખલન ભાવની સમજ સાથે સંકળાયેલું હોય છે તેટલે અંશે જ માનસ વિકાસ અટકેલો કહી શકાય.

બાળકની ભાષાનો વિકાસ તેના શબ્દભંડોળ પરથી માપી શકાય. પ્રથમ તો અમુક શબ્દો વપરાય છે. ગેસેલના મતે બારમહિનાના બાળકનું શબ્દભંડોળ ત્રણ-ચાર શબ્દોનું હોય છે. આ પછી તેની ઝડપી પ્રગતિ થાય છે. આ પ્રગતિ વિશે અનેક નોંધો ઘણા માનસશાસ્ત્રીઓએ સંખ્યાબંધ બાળકો તપાસી કરી છે. પ્રેયર, સ્કુપીન સ્ટર્ન, ડ્રેવર શીર્લી વગેરે આ અંગે અભ્યાસપૂર્ણ સંશોધનો કર્યા છે. બધા જ એક વાત પર સંમત છે કે આરંભમાં શબ્દ-પ્રાપ્તિનું પ્રમાણ ઓછું હોય છે, પરન્તુ પાછળથી તે ઝડપથી વધે છે. ૨૭૩ બાળકોનો અભ્યાસ કરી એમ. ઇ. સ્મીથ એવા અનુમાન પર આવ્યા છે કે ૮ મહિનાના બાળકને એકેય શબ્દ આવડતો નથી, જ્યારે ૭ વર્ષની વયે ૨૫૬૨ શબ્દોનું ભંડોળ તો સામાન્ય બની જાય છે. ટરમાને મોટા બાળકો તથા મોટાઓના શબ્દભંડોળનો અભ્યાસ કરી નીચે પ્રમાણે કોઠો તારવ્યો છે.

| વય | શબ્દભંડોળ |
| --- | --- |
| ૮ વર્ષ | ૩૬૦૦ |
| ૧૦ ,, | ૫૪૦૦ |
| ૧૨ ,, | ૭૨૦૦ |
| ૧૪ ,, | ૯૦૦૦ |
| સાધારણ જુવાન | ૧૧૭૦૦ |
| અસાધારણ ,, | ૧૩૫૦૦ |

બીજા વર્ષમાં બાળકનું શબ્દભંડોળ વધવાનું એક કારણ પ્રત્યેક વસ્તુને નામ હોય છે તેવી એની શોધ છે. અંધ અને બહેરી હેલન કેલરના દાખલા પરથી આ જોઈ શકાય છે.

શબ્દભંડોળના જાતિ વિષયક ભેદો સમજવામાં છોકરીઓ છોકરાઓ કરતાં આગલો નંબર મેળવી

જાય છે. છોકરીઓ છોકરાઓ કરતાં બોલવાનું પણ વહેલું શીખે છે. સામાજિક દરજ્જાના ભેદભાવો પણ શબ્દભંડોળ સાથે સંબંધ ધરાવે છે. શિક્ષિત માબાપો અને મજૂર માબાપોના બાળકોના શબ્દભંડોળનો અભ્યાસ કરી ડેસકોદર એવા અનુમાન પર આવ્યો છે કે શિક્ષિત માબાપના બાળકો જલદી બોલતા શીખે છે–તકો અને સંસ્કારી વાતાવરણનો અભાવ શબ્દ-ભંડોળ વધતું અટકાવવામાં કારણભૂત થાય છે જ.

ભાષાના કાર્ય વિશે મહત્ત્વના સંશોધનો થયા છે. એક મહિના સુધી પીઆજેટ અને તેના એક મદદનીશે ખૂબ વિગતથી એક મહિના સુધી એક શાળાના સાડા છ વર્ષના બે છોકરાઓના સંભાષણો નોંધ્યા છે. આ શાળામાં વિદ્યાર્થીઓને રમવા ભણવાની તમામ સ્વતંત્રતા છે, એ પછી ચારથી સાત વર્ષની વયના વીસ છોકરાઓના સંભાષણો પણ તેણે નોંધ્યા. પીઆજેટના મતે બાળકોની વિચારશક્તિ અમુક શ્રેણીઓમાંથી પસાર થાય છે. આ પ્રત્યેક શ્રેણી અમુક પુખ્તતાનું પાછું પરિણામ છે. પ્રથમ શ્રેણી તે autistic કહે છે. તેમાં કલ્પના અને તરંગ પ્રધાન-પદે હોય છે,

બીજી શ્રેણી egocentric—સ્વકેન્દ્રી વિચારની હોય છે. બાળક સાતથી આઠ વર્ષનું થાય ત્યાં લગી તે ટકે છે. આ પછી તેની સમજશક્તિનો આરંભ થાય છે. અને બાળક સમાજનું એકમ બને છે.

વાણીના પીઆજેટ બે વિભાગો કરે છે:

સ્વકેન્દ્રી અને સામાજિક બાળક જ્યારે સ્વકેન્દ્રી વાણીનો ઉપયોગ કરતું હોય છે ત્યારે તે કોને સંબોધીને કહે છે, કે કોઈ સાંભળે છે કે નહિ તેની યત્કિંચિત પરવા પણ તેને હોતી નથી. તે મોટે ભાગે પોતાના વિશે જ વાત કરતું હોય છે. અને જે હાજર હોય તે પોતાની ગરજ સારે છે. સ્વકેન્દ્રી વાણીના ત્રણ વિભાગ છે. (૧) પુનરાવર્તન અથવા બોલવા ખાતર બોલવું. (૨) સ્વગત મોટેથી વિચારતા હોય તેમ બોલવું. (૩) સમૂહગત વાણી–હાજર રહેલ વ્યક્તિ બોલવા માટે પ્રેરક બનતી હોય. આવી વ્યક્તિ કશું જ ન બોલે તો પણ બાળક બોલ્યા જ કરે.

સામાજિક વાણી સમાજ સંભાષણનું ચોક્કસ સ્વરૂપ જ છે. તેના પીઆજેટ ચાર વિભાગ કરે છે. (૧) સાનુકૂળ માહિતી તેમાં બાળકો અન્યની સાથે વિચાર વિનિમય કરે છે. (૨) ટીકા—અન્યના વર્તન યા કાર્ય વિશેની ટીકાઓ—આ ટીકાઓ બુદ્ધિજન્ય કરતા લાગણીજન્ય વિશેષ હોય છે—તેમાં સ્વની શ્રેષ્ઠતા બતાવવાનો આશય વિશેષ હોય છે. (૩) હુકમો, વિનતીઓ, ધમકીઓ, (૪) પ્રશ્નો, ઉત્તરો. બે બાળકોના અભ્યાસ પછી પીઆજેટે સ્વકેન્દ્રી વિચારની માત્રા ૩૭ થી ૩૯ ટકા જેટલી ઠરાવી છે. તેના પરથી તેનું અનુમાન એવું છે કે "બાળકો મોટાઓ કરતાં વધારે સ્વકેન્દ્રિત રીતે વિચારે અને વર્તે છે. અને મોટાઓ કરતા બુદ્ધિ-જીવન પણ ઓછું જીવે છે."

પાંચ વર્ષ સુધી બાળકો મોટે ભાગે રમ્યા જ કરે છે. પાંચથી સાત સાડાસાત વર્ષ સુધીમાં બબ્બેના જૂથ રચાવા માંડે છે. પરન્તુ ભિન્નતા ઘણી છે. સાતથી આઠ વર્ષની અંદર તે બીજાની સાથે રમવાની કે કામ કરવાની તત્પરતા દાખવે છે."

" સાતથી આઠ વર્ષ અગાઉ બાળકો સ્વકેન્દ્રી હોય છે, અને સમાજવર્તનથી વિમુખ હોય છે, તેના મત સાથે સુસેન ઇસેકસ મળતી નથી, તેનો મત એવો છે કે અન્ય બાળકોની હાજરી તો નોંધાય જ છે. માત્ર તેમનું નિરાળું વ્યક્તિત્વ લક્ષ્યમાં નથી લેવાતું. સ્વકેન્દ્રી સ્થિતિના બે મુખ્ય લક્ષણો છે.

(૧) સંઘ રમત કે કાર્યના ઉદ્દેશ સ્વરૂપ પર તરંગનું પ્રભુત્વ અને, (૨) અન્ય બાળકોના હિસ્સાનું લઘુતમ મૂલ્યાંકન.

બાળકના વિચારના અન્ય પણ કેટલાક અંગો છે. બાળક ખાસ પદાર્થ છે તેવા નહિ, પરન્તુ પોતે જે રીતે કલ્પે છે તે રીતે જુએ છે. તેનામાં પરલક્ષી નિરીક્ષણ ઘણું ઓછું છે. બાળકોના ચિત્રો આની શાખ પૂરે છે. જે બનાવો એકસાથે બન્યા હોય તેની વચ્ચે બાળક જલદીથી સંબંધ જોડી દે છે. આમાંથી ખોટા નિર્ણયો પર આવતાં વાર થતી નથી. બાળકો જલદીથી ભેદ પારખી શકતા નથી. સરવાળા બાદબાકી કરી શકતા નથી, એ જ રીતે બાળકો કદી સામાન્ય ભૂમિકા સ્વીકારી દલીલ નથી કરતા, પરન્તુ એકદેશી દલીલ જ કરે છે—કોઇ દિવસ બધી સર-

ખામણી કરી ચોક્કસ સાચા અનુમાન પર આવવાની શક્તિ તેનામાં હતી.

### સંવેદના

સંવેદના જગવે તેવી સ્થિતિમાંના ઘણા બાળકોનો અભ્યાસ વોટસને કર્યો છે. તેના મતે બાળકમાં મૂળે ત્રણ પ્રકારની સંવેદના છે. (૧) ભય (૨) ગુસ્સો, (૩) પ્રેમ. બે જ ઉદ્દીપકો ભય પ્રેરે છે. મોટા અવાજો અને નિરાધારતા બાળકની પ્રવૃત્તિમાં અંતરાય આપે તો તેને ગુસ્સો ચઢે છે. બાળકને થાબડો, પંપાળો તો પ્રેમની લાગણી જાગે છે.

### ભય

ભય બે જ ઉદ્દીપકોના કારણે જાગે છે. તેના મતે બધાનું ધ્યાન ઠીક ઠીક ખેંચાયું છે. ૧૬૫ દિવસની એક છોકરી પર વોટસને પ્રયોગ કર્યા. તેની આગળ કાળી બિલાડી, કબૂતર, સસલું, અને સફેદ ઉંદર મૂકવામાં આવ્યો. છોકરીએ કશો ભય ન બતાવ્યો. ૧૭૨ દિવસે તેને એક અંધારી ઓરડીમાં એક બહારના માણસના ખોળામાં બેસાડવામાં આવી. અને બધા પ્રાણીઓને લાવવામાં આવ્યા. ત્યારે પણ તેણે કશો ભય ન દાખવ્યો. થોડા દિવસ પછી ખુરશી સાથે બાંધવામા આવી ત્યાં કોઈ ન રહ્યું, અને પેલા પ્રાણીઓ ત્યાં મૂકવામાં આવ્યા. તોયે તેને કશો ભય ન લાગ્યો. આ બધા પ્રયોગ પછી વોટસન એવા નિર્ણય પર આવ્યો છે કે બીજા બધા ભયો અનુભવો દ્વારા જન્મે છે. વોટસન પાવલોવ conditioned reblexes (અભિસંધિત પ્રતિક્ષેપ)ના સિદ્ધાંતને અનુસરે છે, અને તદ્અનુસાર એમ માને છે કે બાળકમાં ભય પણ અમુક વસ્તુ સાથે મૂળ જડાયેલો હોય છે. પાછળથી આ વસ્તુ દૂર થતાં પણ ભય કાયમ રહી જાય છે. જેમ કે બાળકના ખાવાના સમયે તમે તેને વઢ્યા હો, તો પછી ખોરાક સાથે ભય જડાઈ જવાનો પૂરો સંભવ રહે છે.

વેલેન્ટાઈન વોટસનના તમામ નિર્ણયો સાથે સંમત થતો નથી. તેનું કહેવું એવું છે કે વહેલી ઉમ્મરે ભયનું દર્શન ન થતું હોય, અને પાછળથી અનુભવે તે જાગે, તેનો અર્થ એવો નથી કે આવો ભય તેનામાં છે જ નહિ. બાળકમાં આવો ભય અંતર્ગત હોય-તે મોટું થાય ત્યારે આ વૃત્તિ પણ પુખ્ત બને, અને દર્શન દે.

લાગણીના સ્વરૂપ વિશે એચ. ઇ. તથા એમ. સી. જોન્સે પ્રયોગો કર્યા છે. પચાસ બાળકો અને નેવું મોટી વયના માણસોના સાપ વિશેના પ્રત્યાઘાતો તેમણે નોંધ્યા. બે વર્ષ સુધીના બાળકોએ કશો ભય દાખવ્યો નહીં. સાડાત્રણ વર્ષે જરા સંભાળપૂર્વકના ઇશારાઓ થયા. ચાર વર્ષે સાપથી દૂર રહેવાની વૃત્તિ દેખાઇ. એ પછીના વયવાળાઓએ તો ભય જ દેખાડ્યો. "બાળકનો વિકાસ થાય છે તેમ તેમ તેની બુદ્ધિ પાંગરે છે. પ્રૌઢ બને છે. તેનું જ્ઞાન અનુભવથી સમૃદ્ધ બને છે. નૂતન પદાર્થો નૂતન તથા અસ્વાભાવિક હોવાના જ્ઞાનના કારણે તેને આશ્ચર્યચકિત કરે છે."

આ પ્રયોગો નિર્ણાયક નથી લેખાયા. ગેસેલે વધારે સારા પ્રયોગો યોજ્યા છે. તેના પ્રયોગ પ્રમાણે "દશમે અઠવાડિયે બાળક એક પરિસ્થિતિનો સંપૂર્ણ સંમતિ સાથે સ્વીકાર કરશે. વીસમે અઠવાડિયે જરા અસહિષ્ણુતા, અસંતોષ દાખવવાનું, માથું ફેરવી લેવાનું શીખે છે: ૩૦મે અઠવાડિયે પરિસ્થિતિ તરફનો અણગમો અને અસહિષ્ણુતા રૂદન દ્વારા જેને આપણે અમુક ભય પણ લેખી શકીએ-વ્યક્ત કરે છે."

પોતાના જ બાળકો પરના પ્રયોગો દ્વારા વેલેન્ટાઇને સિદ્ધ કર્યું છે કે અવાજ સાથે પરિચય વધતા મૂળ ભય ઘટે છે.

વેલેન્ટાઇન અને જોન્સે એમ પણ બતાવ્યું છે કે બાળક અમુક ઉદ્દીપક તરફ જ જવાબ નથી વાળતું. પરન્તુ સમગ્ર પરિસ્થિતિ લક્ષ્યમાં લે છે. બાળકનો વિશ્વાસ મેળવનાર વડીલની હાજરી પ્રત્યાઘાતનો પ્રકાર અવશ્ય ફેરવે છે.

બાળકને ભય મુક્ત કરવા માટે જોન્સે પુનરભિસંધાનની પદ્ધતિ પ્રયોજી છે. તેમાં ભય જન્માવતા ઉદ્દીપક સાથે પ્રિય યા સંમત ઉદ્દીપકને જોડી દેવામાં આવે છે. બાળકને ભય પમાડનારું પ્રાણી ખાવાના સમયે પ્રથમ દૂરથી અને પછી નજીકથી બતાવવામાં આવે. બાળક તેનાથી તુરત જ પરિચીત થાય છે એ ભય નાબૂદ થતાં તેના જેવા અન્ય પદાર્થો માટેનો ભય પણ દૂર થાય છે.

### ગુસ્સો

ગુડનફ પીસતાળીસ માતાઓએ ઘરમાં બનતા ગુસ્સે ભરાવના પ્રસંગોની જે નોંધ રાખેલી તે પરથી કેટલાક અનુમાનો તારવ્યા છે. વારંવાર ગુસ્સે થવાના બે જાતના કારણો છે. એકને તે પ્રાકૃતિક-intrinsic કહે છે. બીજાને તે વિદેશીય extrinsic કહે છે. પ્રાકૃતિક કારણોમાં થાક, અપચો, અપૂરતી નિદ્રા આવે છે. વિદેશીયમાં અપરિચિત માનવીઓનું આગમન અજાણ્યા સ્થળોની મુલાકાત, નવું રમકડું, નવો ખોરાક કે નવો સાથીદાર વગેરે બાહ્ય વસ્તુઓ આપે છે, વય, બાળકનો વિકાસ, કુટુંબની પરિસ્થિતિ, કુટુંબનો સ્વભાવ પણ ગુસ્સા સાથે સંકળાયેલા છે. ત્રણથી ચાર વર્ષની વયમાં બાળકો સૌથી વધારે ગુસ્સો કરતા હોય છે.

### હાસ્ય અને રૂદન

જીવનના પ્રથમ વર્ષમાં પંદર બાળકોના હાસ્ય –પ્રત્યાઘાતોનો અભ્યાસ વોશબર્ને કર્યો છે. આઠમા અઠવાડિયા અગાઉ સ્મિત ફરકતું દેખાય છે. એક વર્ષના અંતે તો એ દેખાય જ છે–અને આ બધા દાખલાઓમાં સ્મિત એ સામાજિક પ્રત્યુત્તર જ હોય છે. ખડખડાટ હાસ્ય મોટી વયે શરૂ થાય છે. પહેલામાં પહેલો દાખલો સોળમે અઠવાડિએ મળ્યો છે. વોશબર્ને એક વાત એ પણ નોંધી છે કે વીસમા અઠવાડિયા સુધીમાં પ્રયોગકના સ્મિતથી બાળકમાં સ્મિત જગવી શકાય છે; પરન્તુ 'અજાણ્યાઓ'નું જ્ઞાન શરૂ થતા આવું સ્મિત જગવવાનું દુષ્કર બને છે.

### સામાજિક અને લાગણી વિષયક વિકાસ

બ્રિજીસે સામાજિક વ્યવહારનું બે વિભાગ હેઠળ પૃથક્કરણ કર્યું છે. એકમાં પૃથક્કરણ અન્ય બાળકો સાથેના વ્યવહારનું છે, જ્યારે બીજામાં મોટી વયના માણસો સાથેના વ્યવહારમાં અમુક વ્યવહાર બાળક કરતું હોય અને અમુકથી વંચિત રહેતું હોય તેને પ્રગતિની નિશાની લેખવામાં આવે છે.

લાગણી વિષયક પ્રકારો સોળ વિભાગો હેઠળ ચર્ચવામાં આવે છે: દુ:ખ અને આંસુ; ભય અને સાવધાની; ક્રોધ અને ચીડ; આનંદ અને સ્નેહ; ઉશ્કેરણી અને ઉત્તેજના.

પ્રયોગો અને સંશોધનના પરિણામે બ્રિજીસે લાગણીનો વિકાસ સિદ્ધાંત સર્જ્યો છે. માને છે કે મૂળમાં તો કશા ય ભેદભાવથી રહિત એવી લાગણી હોય છે–તેને તે ઉત્તેજના excitement કહે છે. કોક બળવાન ઉદ્દીપકના કારણે જ તે જાગી શકે છે. ટૂંક સમયમાં–એક જ દિવસમ ભિન્નકરણ શરૂ થાય છે–અને તેના બે પ્રકારો દુ:ખ અને આનંદ જેવા મળે છે. ધીરે ધીરે દુ:ખના ત્રણ વિભાગો–ભય, ક્રોધ અને ઇર્ષા–થાય છે; અને આનંદના બે વિભાગો પ્રસન્નતા અને સ્નેહ–થાય છે. આ બધી લાગણીઓ શાળામાં જવા બાળક ઉમ્મરલાયક થાય તે અગાઉની છે. પાછળથી અલબત્ત બાળપણમાં જ હર્ષ, આશા, શરમ, નિરાશા, ચિંતા કંટાળો, પીડા વગેરે લાગણીઓનો આવીર્ભાવ થાય છે. આ બધી લાગણીઓ છેક શિશુ વયમાં થયેલા અનુભવો પર આધાર રાખે છે.

"આ ઉપરથી એ સંભવિત છે કે લાગણીશીલ કે ઉત્તેજીત થતાં બાળકને વિવિધ અનુભવોની અનુકૂળતા પ્રાપ્ત થાય, અને રીતભાતમાં તથા પ્રેરકોના સંગઠનમાં યોગ્ય તાલીમ મળે તો તેનું વ્યક્તિત્વ સબળ અને અસરકારક નીવડે...આ જ બાળકને જો શિશુવયમાં દુ:ખી યા તો અતિ ઉત્તેજીત અનુભવ થાય, સંગઠન ધોરણે કશો રસ પેદા ન થાય, કાર્યકુશળતા ન આવે અને ઉપયોગી સમાજ વ્યવહાર શીખવવામાં ન આવે તો પાછલા વર્ષોમાં તેનો વિકાસ કુંઠિત અને જરાક ઉન્માદી રહેવાનો."

વડીલો સાથેના બાળકોના વ્યવહારમાં ત્રણ કક્ષાઓ જોઈ શકાય છે. પ્રથમ કક્ષામાં બાળક શાંત અને નિષ્ક્રિય હોય છે, અને વડીલો પર આધાર રાખતું હોય છે. બીજી કક્ષામાં વડિલોની અસર ખાળવા અને સ્વતંત્ર થવા મથે છે. બાળક બેથી અઢી વર્ષનું થાય છે ત્યારે આ કક્ષાની પરાકાષ્ટા આવે છે. ચાર અને પાંચ વર્ષની વચ્ચે આવતી કક્ષા આત્મવિશ્વાસની હોય છે. તેમાં બાળક વડીલોની સાથે મૈત્રીભર્યો સહકાર સાધે છે.

દરેક લાગણીના પાછા વિશિષ્ટ મુખાવિર્ભાવ હોય છે. આ મુખાવિર્ભાવ ઓળખવા અઘરા નથી.

લાગણીઓ અને ઇચ્છાઓના વિનિમયમાં તેનો ઉપયોગ છૂટથી થાય છે. બુહલર એમ કહે છે કે ત્રણ મહિનાનું બાળક પણ ઠપકાનો રમૂજથી જવાબ વાળે છે. શિક્ષક કે વડીલ કયા અવાજથી અને કેવી લાગણીથી વાત કરે છે, તેની અસર બાળક પર ખૂબ જ થાય છે.

બાળકો અને માનસવિજ્ઞાન અંગેના બીજા અનેક પ્રશ્નો સંશોધાયા છે. બુદ્ધિમાન અને નબળાં મગજના ખોટી રીતે ગોઠવાયેલા, કિશોર તથા પ્રાકૃત બાળકોના વિશિષ્ટ અભ્યાસો થયા છે. શાળા વિષયોના અભ્યાસથી આવતા થાકની તથા તેમાં સુધારાવધારા કર્યા પછી આવતા પરિણામની અસરો તપાસાઈ છે. શાળાના વિષયોની પણ આવી માનસશાસ્ત્રીય પરીક્ષા લેવાઈ છે. વાંચનમાં દાખલા તરીકે દૃષ્ટિવિસ્તારના માપ નોંધવામાં આવે છે. આંખના હલનચલન પર પ્રયોગો કરવામાં આવે છે. રેડિયો અને સિનેમાની બાળક પર થતી અસરો નોંધવા પ્રયાસો થાય છે. બાળમાનસના ઘણા ક્ષેત્રોમાં વિપુલ માહિતી આમ ઉપલબ્ધ છે. આપણે ત્યાં પણ બાળક અને બાળમાનસની પ્રતિષ્ઠા થવા માંડી છે. બાળમંદિરો સેંકડોની સંખ્યામાં ચાલે છે. તે સૌએ આ બધી માહિતી મેળવવા તથા આવા પ્રયોગો આપણે ત્યાં કરવા પ્રયાસ કરવો જોઈએ. બાળકના સમગ્ર વિકાસનો આદર્શ ત્યાં સુધી ફળીભૂત નહિ થાય.

આ લેખ અંગે વધુ માહિતી મેળવવા નીચે પુસ્તકોની એક યાદી આપી છે.


(૧) The Social and Emotional development—K. M. Bridges
(૨) From birth to maturity–C. Buhler.
(૩) The young Delinquent–C. Burt.
(૪) Pavlov and his school Y. R. Frolov
(૫) Anger in young children – F. L. Goolenough
(૬) Imagination in Early childhood – R. Griffiths
(૭) Gifted children: their nature and nurture– L. S. Hollingworth
(૮) The elimination of children's fears – M. C. Jones
(૯) Ehe emotions of young children – L. R. Marston
(૧૦) The child in primitive society N. Miller
(૧૧) Judgement and reasoning in child – J. Piget
(૧૨) The Language and Thought of child – J. Piget
(૧૩) Intellectual Growth in Young children – S. Issacs
(૧૪) The Growth of Mind – K. Koffka
(૧૫) Social Behaviour and child Personality – L. B. Murphy




## વર્ષે સોળવાર

હિંદુસ્તાનની મિલોમાં દર વર્ષે ૪ અબજ ૮૦ કરોડ વાર કાપડ પેદા થાય છે. તે ઉપરાંત બીજું બે અબજ વાર કાપડ હાથસાળો ઉપર તૈયાર થાય છે. આ રીતે કેટલાય વર્ષોથી સરેરાશ હિંદી જનને ફાળે વર્ષે ૧૬ વાર સુતરાઉ કાપડ આવે છે.

[ અનુસંધાન પૃષ્ઠ ૧૬ થી ચાલુ ]
લખલૂટ નફા પ્રાપ્ત કરવા ખાતર દેશનાં કરોડો પ્રજાજનોનાં હિત પ્રત્યે સદંતર આંખમીંચામણાં સેવે છે.

૨. દેશના કાપડ-ઉદ્યોગમાં આજે ૨,૦૦,૦૦૦ શાળો અને એક કરોડ સ્પિન્ડલ છે. લડાઈ પહેલાં દર વર્ષે ૪ અબજ ને ૨૦ કરોડ વાર કાપડ પેદા કરતો, અને પાંચેક લાખ કામદારો એમાં કામ કરતા. લડાઈ દરમિયાન ચાલેલી રાતપાળીઓને લીધે મજૂરોની સંખ્યા આજે વધીને સાત લાખે પહોંચી છે, પણ એના પ્રમાણમાં કાપડનું ઉત્પાદન નથી વધ્યું. લડાઇ દરમિયાન સરકારના સહકારથી ઉદ્યોગપતિઓને ગંજાવર નફો મળવા લાગ્યો તેથી તેઓ બેદરકાર, બિનકુશળ અને આળસુ બની ગયા. એમને મળતો નફો એટલો બધો મોટો હતો કે ઉદ્યોગના સંચાલનમાં ગમે તેટલી બિનઆવડત દાખવવા છતાં તેમને ખાસ કાંઈ નુકસાન થયું નહિ.

૩. લડાઈ પહેલાંનાં વર્ષોમાં આ દેશની પ્રજા કાપડ અને સૂતરની ખરીદી પાછળ દર વર્ષે ૭૨ કરોડ રૂપિયા ખરચતી એમાંથી મિલ-માલિકોને પાંચ કરોડ રૂપિયા નફાના મળતા. લડાઇ દરમિયાન કાપડના ભાવ કૂદકે ને ભૂસકે વધતા ચાલ્યા અને ૧૯૪૩ના મે માસમાં ટોચે પહોંચી ગયા. ૧૯૪૩ દરમિયાન પ્રજાએ કાપડ અને સૂતરની ખરીદી પાછળ ૪ અબજ ને ૮૦ કરોડ રૂપિયા—એટલે કે લડાઈ પહેલાના કરતાં ૬॥ ગણી રકમ ખરચવી પડી હતી. એમાંથી ૧ અબજ ને ૯ કરોડ નફાના હતા. સરકારે પ્રજાના હિત માટે સ્થાપેલું કહેવાતું 'ક્લોથ કંટ્રોલ બોર્ડ' તો પ્રજાને જેની સામે રક્ષણની જરૂર હતી તેવા મોટા ઉદ્યોગપતિઓનું જ બનેલું હતું, તેથી એ બૉર્ડની સ્થાપનાનું પરિણામ પ્રજાના શોષણને કાયદેસરનું અને પ્રામાણિકતાની સરકારી છાપવાળું બનાવવા સિવાય બીજું કાંઈ જ ન આવ્યું.

૪. સહુ જાણે છે તેમ લડાઈનાં વર્ષો દરમિયાન મિલ-માલિકોએ સરકારી કર ઉઘરાવનારા દલાલોનું જ કામ કર્યું છે અને પ્રજા પાસેથી પૈસામાંથી કરોડો રૂપિયા સરકારને કર રૂપે ભર્યા છે. આ રીતે, કાપડના ભાવ વધવા દેવામાં ઉદ્યોગપતિઓને અને સરકારને, બન્નેને લાભ થતો હતો. બ્રિટન, અમેરિકા, કેનેડા અને ઑસ્ટ્રેલિયા જેવા યુદ્ધમાં સીધી રીતે સંડોવાયેલા દેશોમાં પણ કાપડના ભાવોમાં ૩૦ ટકાથી વધુ વધારો નથી થયો.

૫. જે કાપડ-ઉદ્યોગમાં પચાસ કરોડ રૂપિયાની મૂડી રોકાયેલી છે,અને જેનાં મકાનો, યંત્રો વિ.ની કિંમત બીજા એક અબજ જેટલી ગણાવવામાં આવે છે, તેણે ૧૯૪૦-૪૬નાં સાત વર્ષો દરમિયાન પ્રજા પાસેથી ૧૯ અબજ ને ૩૪ કરોડ રૂપિયા વેચાણ વાટે મેળવ્યા છે, અને એમાંથી ૩ અબજ ને ૭૨ કરોડ રૂપિયાનો નફો કર્યો છે. આ રીતે પ્રજાએ મિલ-ઉદ્યોગમાં રોકાયેલી કુલ મૂડી કરતાં અનેકગણી રકમ કાપડ અને સૂતરની કિંમત દ્વારા ચૂકવી દીધી છે. તેથી દેશની ૪૨૦ મિલો ઉપર હવે પ્રજાની માલિકી નૈતિક અને આર્થિક દૃષ્ટિએ સ્થાપિત થઈ ચૂકી છે, મતલબ કે મિલ-ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ પ્રજાકીય સરકારે પહેલી તકે કરવું જોઈએ.

### અખબારોએ સારી પ્રસિદ્ધિ ન આપી.

આ નિવેદન કોઈ ચળવળખોર કે ધમાલિયા સામ્યવાદીએ કરેલું હોત તો તેની પ્રત્યે આંખ આડા કાન કરવાની ધૃષ્ટતા જવાબદાર વ્યક્તિઓ પણ કરી શકત. પરંતુ શ્રી ખંડુભાઈના બોલનું વજન એવું છે કે પ્રાંતની અને વચગાળાની પ્રજાકીય સરકાર મૂંગી બેસી રહી શકશે નહિ. શ્રી. ખંડુભાઇ મજૂર મહાજનના પ્રૌઢ કાર્યકર્તા છે એટલું જ નહિ પણ મુંબઈ ધારાસભાના અને બંધારણ સભાના સભ્ય છે. સરદારશ્રી ઉપરાંત વચગાળાની સરકારના અન્ય પ્રધાનો પણ એમને જાણે છે. એટલે પોતે ધાર્યું હોત તો શ્રી. ખંડુભાઇએ પડદા પાછળથી હિલચાલ શરૂ કરી હોત અને કાપડ-ઉદ્યોગના સંચાલનમાં કાંઈક ને કાંઈક ફેરફાર સરકારી મદદ વડે લાવી શક્યા હોત. પણ સાચો લોકશાસનવાદી સદા સરકાર સામે નહિ પણ પ્રજા સામે જુએ છે. સરકારને ભંભેરવાને બદલે એ પ્રજામતને કેળવે છે, માત્ર પોતાની લાગવગ વડે પ્રજાહિતનું કાર્ય કરાવી નાખવાને બદલે એ લોકોને સાચી વસ્તુસ્થિતિનું ભાન કરાવે છે અને પોતે માર્ગ ચીંધીને પ્રજાને આપમેળે ડગલાં ભરવા

રે છે. શ્રી. ખંડુભાઈએ લીધેલો માર્ગ ઘણો ઉચિત છે. અફસોસ માત્ર એટલો જ છે કે છાશવારે ને છાશવારે નીકળતી નવી નવી લિમિટેડ પેઢીઓનાં પ્રોસ્પેક્ટસથી આખાં ને આખાં પાનાં ભરનારાં આપણાં મોટા ભાગનાં છાપાંઓએ આ હિતકારી નિવેદનને યોગ્ય જાહેરાત નથી આપી. અખબારી-સ્વાતંત્ર્ય કાજે પરદેશી હકૂમત સામે લડનારાઓ શું એ જ સ્વાતંત્ર્યને જાહેરખબરવાળાઓને હાથે રૂંધાવા દેશે?

### મંદિરો ખોલાવવાની નરી ઘેલછા

મદ્રાસ પ્રાંતના હિંદુઓ ઘણા જ રૂઢિચુસ્ત મનાતા હોવા છતાં થોડા વખતથી ત્યાંના વિખ્યાત દેવમંદિરો ધામધૂમભેર વિધિપૂર્વક હરિજનો માટે ખુલ્લાં મુકાવા માંડ્યાં છે તે જોઈ ને મદ્રાસની પાછળ રહી જવાની બીતિવાળા બીજા પ્રાંતોના સુધારકોએ પણ હરિજન-મંદિર-પ્રવેશનો કાર્યક્રમ ઉત્સાહભેર ઉપાડી લીધો છે. અહીં વારવાર કહેવામાં આવ્યું છે કે મંદિર-પ્રવેશમાં સાચું અસ્પૃશ્યતાનિવારણ નથી, અને સાચો અંત્યજો-દ્ધાર પણ નથી. મંદિરોમાં ગયા વિના હરિજનો ટળવળતા નથી, મંદિરોમાં જવાથી એમને રોટલા અને લૂગડાં મળી જશે એવું અભણ ને અજ્ઞાની હરિજનો પણ માનતા નથી. હરિજનોના મંદિર-પ્રવેશ માટે મથનારા સવર્ણોમાં ઉત્સાહ ઘણો હશે, પણ ઉત્સાહ અને ડહાપણ એ બે ભિન્ન ભિન્ન વસ્તુઓ છે. જે મંદિરમાં હરિજનો કે માનવસમાજનો કોઈ પણ ભાગ પ્રવેશી ન શકતો હોય તેની સામે નજર સુદ્ધાં નાખે તેવા મૂરખ ભગવાન નથી.

એવાં મંદિરમાં જનાર ચાહે તેટલી ઉચ્ચ જ્ઞાતી કોમનો હોય, એ ટીલા-ટપકાના આત્મસંતોષ સિવાય બીજી કોઈ પ્રાપ્તિ કરી શકતો નથી. આવા મંદિરોમાં હરિજનોનો પ્રવેશ કરાવવા માટે જેહાદ ચલાવવી એ તો હરિજનોમાંના સાચા પ્રભુભક્તોનું અપમાન કરવા બરાબર છે.

### વડતાલ-મંદિરે અવધિ કરી

ગુજરાત પ્રાંત કોંગ્રેસ અને ગાંધીજીના અનુયાયી ગણાય છે. તેથી, તેના મંદિરોને જલદી ગાંધીજીને રીઝવવાનું ઘેલું કેટલાંકને લાગ્યું છે. આવી પ્રવૃત્તિથી અસ્પૃશ્યતાનિવારણના સાચા કાર્ય પ્રત્યે જાણ્યેઅજાણ્યે ઉદાસીનતા દાખવવાનું પ્રજાને ફાવી જાય છે, અને હરિજનો પણ પોતાના હક્કો માટે યોગ્ય દિશામાં લડવાને બદલે ઊંધે માર્ગે ચઢી જાય છે. તે ઉપરાંત હમણાં વડતાલમાં બન્યું તેમ, એ માર્ગે અણધાર્યા અને કઠોર આઘાતો વિના કારણે સહેવા પડતા હોય છે.

વડતાલના સ્વામીનારાયણના મંદિરમાં હરિજનોએ એક દિવસ ગાજતેવાજતે પ્રવેશ કર્યો તેથી મોટો આનંદોત્સવ હોય તેવું વાતાવરણ ઊભું કરવામાં આવ્યું. પણ ત્રીજે જ દિવસે એ મંદિરના મહંતે હરિજનોનાના સ્પર્શથી અપવિત્ર બનેલું મંદિર આખું ઉપરથી નીચે સુધી ધોવરાવી નાખ્યું અને સ્વામી-નારાયણના ભક્તોને ગામેગામ છાપેલા ચોપાનિયાં મોકલાવ્યાં કે, હરિજનોને અપાયેલી મંદિર-પ્રવેશની છૂટ પાછી ખેંચી લેવામાં આવી છે. કોઈ પણ મંદિરના પૂજારી સમાજના આટલા મોટા સમૂહનો આ રીતનો તેજોવધ કરી શકે તે ખરેખર શરમ-જનક છે. પણ તેને માટેની જવાબદારી આપણી જ છે. હવે તો ભૂલ્યા ત્યાંથી ફરી ગણવું રહ્યું. ફરી ફરીને વિનંતી કરીએ છીએ કે હરિજનો માટે મંદિર-પ્રવેશનું નામ પણ છોડી દેવું જોઈએ. એ મંદિરોમાં બધા બ્રાહ્મણો, બધા વણિકો કે અન્ય કોમના બધા લોકોએ જવા જેવું પણ કાંઈ રહ્યું નથી, એમાં નાહક હરિજનોને ધકેલીને નાહક દંભ અને પાખંડના ભોગ શીદ બનાવવા જોઈએ! વડતાલના ધર્મગુરુએ એવું જાહેર કર્યું કે, ખ્રિસ્તી પાદરીને તો અમે ના નથી પાડી, એ તો હરિજનોને જ ના પાડી! અવધિ લો એ કહેવાશે.

સાચું અસ્પૃશ્યતાનિવારણ તો હરિજનો માટે ગામના નળ-કૂવા-અવડાઓ ગામની નિશાળો, સરકારી કચેરીઓ, ઇસ્પિતાલો વિગેરે ખુલ્લાં મૂકવામાં રહેલું છે, હરિજનોને ઝાડું મારવા કે ચાળ ચલાવવા સિવાયનાં સમાજનાં બીજાં કાર્યોમાં સમાન દરજ્જે શામિલ કરવામાં રહેલું છે. અને સૌથી વિશેષ જરૂર તો જુદા હરિજનવાસો, જુદી હરિજનશાળાઓ

વગેરે કાઢી નાખવાની છે, અને ભંગીકામને સુઘડતા અને સ્વમાનપૂર્વક રોટલો રળવાનો તમામ કોમો માટે ખુલ્લો એવો એક રોજગાર બનાવવાની છે. કલોલ વગેરે સ્થળે હરિજનને બસમાં બેસવા જતાં માર પડે છે, વઢવાણની ટ્રામોમાં હરિજનો માટે જુદાં ખાનાં રખાયાં છે, એવા જુલમોને નાબૂદ કરવા જ જોર એકત્ર કરવું ઘટે.

## ઇન્ડિયન ન્યૂઝ પરેડ

વડી ધારાસભાની છેલ્લી બેઠક દરમિયાન પસાર થયેલી એક કાપની દરખાસ્તને પરિણામે 'ઇન્ડિયન ન્યૂઝ પરેડ' નામે નીકળતી સમાચાર-ફિલ્મોનો વિભાગ હિંદી સરકારને બંધ કરવો પડ્યો હતો. ને પછી એ આખો વિભાગ એક વેપારી પેઢીએ ખરીદી લઈને દેશભરના સિનેમાઓને આ જાતની ફિલ્મો પૂરી પાડવાનું ચાલુ રાખ્યું હતું. તાજેતરમાં એ પેઢીએ પણ આ કામ છોડી દીધું છે, અને પરિણામે હિંદુસ્તાનના સિનેમાઓમાં દેશના મહત્ત્વના બનાવો અંગેની ફિલ્મ દેખાવી બંધ થઇ છે. પેઢીએ પોતાનું કામકાજ બંધ કરતી વખતે બહાર પડેલા નિવેદનમાં એમ જણાવવામાં આવ્યું છે કે આવી સમાચાર-ફિલ્મોમાં આવતાં દૃશ્યોમાંના કેટલાંક એક કોમને નથી રુચતાં તો કેટલાંક બીજી કોમને નથી રુચતાં, માટે સિનેમા-માલિકો હવે એ ફિલ્મો ખરીદતા નથી.

આપણો દેશ આઝાદીને ઉંબરે આવીને ઊભો છે, ત્યારે આવી જાતની અસહિષ્ણુતા પ્રજાના તમામ વર્ગોમાંથી ખંખેરી નાખવાની કોશિશ હૃદયપૂર્વક થવી જોઈએ. આવી અસહિષ્ણુતા બતાવનારા અણસમજુ લોકો ઉપર જેમની લાગવગ પહોંચતી હોય તેમણે તેમને આ હીનમાર્ગેથી પાછા વાળવા જોઈએ. આ જાતની પછાત મનોદશાને જરા ય ઉત્તેજન ન આપવું જોઈએ. આમ તો આપણે ક્યાં જઈને અટકશું? બેશક, આ રાષ્ટ્રનું કે તેના કોઈ પણ એક વિભાગનું અપમાન થતું હોય તેવાં દૃશ્યો સિનેમાના પરદા ઉપર રજૂ થાય તે સાંખી શકાય નહિ. પરંતુ શ્રી ઝીણાને લગતું દૃશ્ય આવે તો રાષ્ટ્રવાદીઓને ન રુચે, અને કોંગ્રેસી નેતાનું દૃશ્ય આવે તો લીગવાદીઓને ન રુચે, એ તો કેમ કામ આવે? જે બનાવ બન્યો છે તે આપણી સમક્ષ રજૂ થાય છે. એ બનાવને આપણા ગમા-અણગમા સાથે શો સંબંધ છે? છાપાંમાં જે જે બનાવોને લગતા સમાચારો આવે છે તે બધા શું આપણી પસંદગીના હોય છે? જે બન્યું છે તે તો બનેલું જ છે. આપણે એવું દૃશ્ય જોવાની ના પાડીએ તો ગુમાવવાનું આપણે જ છે. રેતીમાં માથું ખોસીને દુનિયામાં કાંઈ બનતું જ નથી એવું મન મનાવનાર શાહમૃગની હાંસી કરનારા આપણે માનવીઓ એની નકલ રખે કરીએ.

અલબત્ત, આ ઇન્ડિયન ન્યૂઝ પરેડની ફિલ્મોમાં કેટલાય ધૂળ જેવા બનાવોનાં જે રેઢિયાળ દૃશ્યો આવતાં હતાં તેની ચર્ચા અત્યારે અસંબદ્ધ છે.

## ડૉ. વ્રજલાલ મેઘાણી-
## ની શુદ્ધ શહીદી

કોમી હુલ્લડે ગત વર્ષમાં ધારણ કરેલા રાક્ષસી સ્વરૂપની સામે માનવીની માનવતાએ કેટલાં ય મહિમાવંત દૃશ્યો રજૂ કર્યાં છે. અહીં કોઈએ આડા ઊભવા પહોંચીને કપાઈ જવું પસંદ કર્યું, તહીં કોઇએ છુરીના ભોગ બનેલાં નિર્દોષોનાં શબો ખેસવવા જઈને એ ઉઠાવવા દેવાની ના કહેનાર હત્યારાઓનાં ખંજર કલેજે પહેરી લીધાં, તો ત્રીજે ઠેકાણે કોઇક જાહેર હિતનાં ખાતાની પગારદાર નોકરી કરનારો પોતાના ચાકરી-સ્થાનેથી ખસ્યા વગર ખંજરબાજોને હાથે ભૂંડે હવાલે ખપી ગયો.

મુંબઈની શહેર સુધરાઈમાં ૨૫ વર્ષથી એકધારી નેકપાક નોકરી કરનારા ડૉ. વ્રજલાલ મેઘાણીનું તાજેતરનું આત્મસમર્પણ એ આ ત્રીજી કોટિમાં આવે છે. સુધરાઈ ખાતામાં પોતે ઇન્સ્પેક્ટર હતા, એની નોકરી મુંબઈના સૌથી ભયાનક ગણાતા મદનપુરા નામના મવાલી-ક્ષેત્રમાં હતી. એક સવારે પોતે નિત્યની માફક નોકરી પર ગયા, ખંજરબાજે દગલબાજીથી હુમલો કર્યો, ડૉ. મેઘાણીના ત્રણ સાથીઓ નાસી શક્યા, પણ પોતે ઘેરાઈ ગયા, નાસવું અતિમોડું બન્યું, નાસવાની વૃત્તિ યે નહોતી, 'લે ભાઈ માર!' એવું કહ્યું, મવાલીમાંના એકે એને પાછળથી પકડ્યા હતા, બીજાએ ખંજર હુલાવી દીધું, ડૉ. મેઘાણીના રહ્યાસહ્યા પ્રાણ હરિકિસનના ઑપરેશન-

પ્રોત્સાહન ભરપૂર. વાતાવરણ વચ્ચે શ્રી. નરેન્દ્રસિંહ મહીડાએ આવતા વર્ષથી મજકૂર પારિતોષિક રૂ. ૩૦૦નું હતું તે બેવડાવી રૂા. ૬૦૦ કર્યું છે, તે માટે તેમને ધન્યવાદ છે, આ પારિતોષિક એ કોઈ પણ એકાદ કીર્તિભૂખ્યા સત્તાનું સ્વેચ્છાચારી દાન નથી, પણ સંભાવિત સાહિત્ય સંસ્થાને હસ્તક સર્વાધિકાર સાથે સોંપાયેલું કાયમી ટ્રસ્ટ છે. શ્રી. નરેન્દ્રસિંહજી એ કારણે જ ધન્યવાદને પાત્ર છે.

મહીડા પારિતોષિકને રૂા. એક હજારની રકમ સુધી પહોંચાડવાનો કલામંડળની ઉમેદ છે. અને તેનો જરા જેટલો ઉલ્લેખ થતાં જ એક ગૃહસ્થે રૂા. ૫૦૦ તથા બીજાઓએ રૂા. ૧૦૦નો ફાળો વડોદરાના સમારંભમાં જાહેર કર્યો હતો.

**બંધુ-માસિક**
**સંસ્કૃતિને સ્વાગત**

ગુજરાત વિદ્યાસભામાંથી નિવૃત્ત થયેલા આપણા કવિ-સાક્ષર શ્રી. ઉમાશંકર જોશીએ 'સંસ્કૃતિ' નામનું જે નવું માસિક શરૂ કર્યું છે, તેને અમે સામયિકોના પ્રદેશમાં હર્ષભેર આવકાર દઈએ છીએ. ગુજરાતમાં અત્યારે જે સામયિકો ચાલે છે. તેમાંના કોઈ કોઈની આગલી ઉજળી કારકિર્દીનો અકાળે અંત આવી રહ્યો છે. કોઈકનાં અંગો પૂરા પ્રયત્ને પુષ્ટ થતાં નથી, કોઈ પોતાની ઉપયોગિતાને હારતાં પણ જણાય છે. આ સંજોગોમાં નવું સામયિક સદા સ્વાગતને પાત્ર છે. ઉપરાંત પ્રત્યેક સામયિકને એનું આગવું ક્ષેત્ર હોય છે, ધ્યેય હોય છે અને ન્યૂનાધિકતા હોય છે. દરેકને અમુક અમુક વિશિષ્ટતા પર જોર દેવાનું હોય છે. એથી કરીને પણ એક અનોખું વ્યક્તિત્વ ધરીને પ્રવેશ કરનાર 'સંસ્કૃતિ' માટે ગુજરાતમાં બહોળો અવકાશ છે. શ્રી ઉમાશંકરની વિચારપ્રતિભા તેમજ કવિસુલભ ઊર્મિતત્ત્વ, એ બેઉના સુભગ સમન્વય વડે સંસ્કૃતિ ખૂબ ખીલો અને કૃતાર્થ બનો, એવી શુભેચ્છા છે. એનો પહેલો અંક આપણાં અભિનંદનોને આપોઆપ માંગી લે છે.



## તાર-ટપાલ

હિંદી સરકારના તાર-ટપાલ ખાતાના આવક-ખર્ચના નીચે મુજબના આંકડા બહાર પડ્યા છેઃ

| | ૧૯૪૩-'૪૪ | ૧૯૪૪-'૪૫ |
|---|---|---|
| આવક | ૨૫,૧૬,૦૦,૦૦૦ | ૨૯,૩૮,૦૦,૦૦૦ |
| ખર્ચ | ૧૬,૧૪,૦૦,૦૦૦ | ૧૯,૧૪,૦૦,૦૦૦ |



## સૈન્ય વિખેરણી

૧૯૪૫ના ઓગસ્ટમાં યુદ્ધનો અંત આવ્યો ત્યારથી આજ સુધીમાં હિંદી સૈન્યમાંથી નીચે મુજબના અફસરો છુટા કરવામાં આવ્યા છેઃ—

લશ્કર—૧૯,૧૯૨ (૪૨૦૮ હિંદી+૧૪,૯૭૪ યુરોપિયનો).

નૌકાદળ—૧૬૦૨ (૫૫૭ હિંદી+૧૦૫૩ યુરોપિયનો ).

વિમાનીદળ—૨૪૦.

( વડી ધારાસભામાં સંરક્ષણમંત્રી શ્રી બલદેવસિંઘ )

# ગ્રંથ સમીક્ષા

અ. મ. રા.

## બે નવલકથાઓ

### ઉલ્કા

[ લે. વિ સ. ખાંડેકર; અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ; પ્રકા૦ આર. આર. શેઠની કં. મુંબઇ-૨; મૂલ્ય, સાડાચાર રૂપિયા. ]

'દોન ધ્રુવ' અને 'ક્રૌંચવધ' પછી પ્રસિદ્ધ મહારાષ્ટ્રીય સાહિત્યકાર ખાંડેકરની ગુજરાતીમાં ઉતરતી આ ત્રીજી કથા છે. આગલી બેઉ કૃતિઓ કરતાં વહેલી લખાયેલી આ કથા પોતાની વધુ વખણાયેલી અન્ય કૃતિઓ કરતાં લેખકને વધુ પ્રિય છે. એનું કારણ છે : આ કથાના પહેલા અક્ષર પડ્યા પહેલાં હૃદયને બેચેન બનાવી મૂકે એવું ક્ષોભક સંવેદન એમણે અનુભવ્યું છે, એટલે હૃદયના લોહીથી લખાયેલી પોતે એને ગણતા હોય તો તે સ્વાભાવિક છે.

એ સંવેદન કર્તાને થએલું સાધારણ મધ્યમવર્ગના નારીજીવન તથા દલિતવર્ગની ગુલામીના આંખ ખોલી દેનાર હૃદયમથન-સમાજદર્શને. એ ઉભયવિધ ગુલામીનું ચિત્ર આલેખી તેની સામે જગાડવાની સામાજિક ક્રાન્તિનો સંદેશ સુણાવવા આ કથાનું નિર્માણ થયું છે. કથાની ત્રીજી આવૃત્તિની એમની સુવિસ્તૃત પ્રસ્તાવના આ બધું આપણને જણાવે છે. સંસ્કારી કથાનાયિકા ઉલ્કાના લગ્નનો પ્રશ્ન એને તથા એના આદર્શભક્ત ભાવનાશાળી પિતા ભાઉસાહેબને કેવો મૂંઝવે છે ને કેવું વીતાડે છે, અને છેવટે ઉલ્કાને એક બીજવર જાગીરદાર સાથે પરણવું પડે છે એ બતાવીને, મધ્યમ વર્ગની કન્યાને સમાજની સ્ત્રી પ્રત્યેની દૃષ્ટિ તથા લગ્ન સંબંધી રૂઢિઓ કર્યાં નથી ત્યાં લગી કેવું વેઠવું પડવાનું, તેનું રા. ખાંડેકરે વાચકોને સચોટ ભાન કરાવ્યું છે. બ્રાહ્મણ અબ્રાહ્મણના ઝઘડા, કન્યાવહેવાર માટે નાના નાના ગોળ, જમાઈને પહેરામણી આપવાનો રિવાજ, દ્રવ્ય ને સલામ ભરતી દુનિયા, પુરુષ કરતાં સ્ત્રીનો ઊતરતો દરજ્જો—આ બધાં લક્ષણોથી યુક્ત મહારાષ્ટ્રીય સાધારણ મધ્યમ સમાજનું વાસ્તવચિત્ર કથામાં મજાનું ઊપસાવાયું છે. આવી સામાજિક પરિસ્થિતિ આગળ ભાઉસાહેબના આદર્શવાદને પરાજિત થતો કર્તાને બતાવવો પડ્યો છે.

સ્ત્રીની દુર્દશા ટીટાડવા સામાજિક ક્રાન્તિની જરૂર બતાવવા આમ એ પિતાપુત્રીનાં પાત્ર યોજ્યાં, તો દલિતોની ગુલામીના નિવારણ માટે ક્રાન્તિની જરૂર પ્રબોધવા ચંદ્રકાન્તનું પાત્રકર્તાએ સર્જ્યું છે. કથામાં પહેલી વાર નાના વિદ્યાર્થી તરીકે દેખાય છે ત્યારથી સ્વમાન દાખવી-અન્યાય સામે માથું ઊંચકતા કંગાલ હાલતમાં ઉછરેલ વિધવાપુત્ર ચંદ્રકાન્તને સ્વયંસ્ફૂર્તિથી આત્મવિકાસ સાધતા પ્રગતિશીલ આત્મા તરીકે આલેખી, સત્યાગ્રહી, શાંતિનિકેતનનો વિદ્યાર્થી, ક્રાંતિકારી શિક્ષક અને છેવટે મિલમજૂરો અને કિસાનોનો બેલી બનતો વર્ણવી કર્તાએ એ ઉદ્દેશ સાધ્યો છે. અન્યાયસંતપ્ત જનતાના ખોફનો ભોગ થઈ માર્યા ગએલા સ્વાર્થાંધ જાગીરદાર પતિના અવસાન બાદ ઉલ્કાને તેની સઘળી મિલકતનું ટ્રસ્ટ કરી આંબેગાવના ગરીબ ખેડૂતોને જમીનો અપાવવાનું કામ હાથ ધરતી આલેખીને પણ કર્તાએ આ જ ઉદ્દેશ સાધ્યો છે અને એ કથાનાયિકાના 'ઉલ્કા' નામને સાર્થ પણ કર્યું છે.

બીજી રીતે જોતાં, કથા, એના કમનસીબે નિષ્ફળતાને વરેલા ઉલ્કાના પ્રેમના પ્રયોગોની કથા પણ બની છે. સૌ પહેલાં ચંદ્રકાન્તના સંપર્કમાં આવી તેના પ્રત્યે આકર્ષાયેલી છતાં લગ્ન માટે તો ફોર્મના પુત્ર વસંત પર નજર માંડતાં શીખેલી ઉલ્કાને એમાં નિરાશ થવા વારી આવે છે, ત્યાં માણિકરાવ એને ભેટે છે; તો એમાંય આખરે એને મળે છે તો નિરાશા જ. હૃદયથી બે વ્યક્તિ પર શુદ્ધ પ્રેમ કરી ચૂકેલી અને તેમનો એવો પ્રેમ વાંછતી એ સૌભાગ્યકાંક્ષિણીને અન્તે પોતાનો સૌભાગ્યનાથ બનાવવો પડે છે આંબેગાંવના મોટી ઉંમરના જમીનદારને.

ચોવીસ પચીસ વરસની કોડભરી યૌવનાને ડોશી બનાવી દેતી આ બધી એની કર્મકથા છે. બંગાળી યુવતી કલ્પનાને મોંયેથી કથાન્તે જાણવા મળતો ચંદ્ર-

કાન્તનો પોતા માટેનો વિશુદ્ધ, ઊંડો ને સ્થાયી પ્રેમ જ વિધવા ઉલ્કાના ઉત્તરજીવનનું એક માત્ર આશ્વાસન બની રહેશે, એવી વાચકને ખાતરી કરાવીને કથા પૂરી થાય છે. ચંદ્રકાન્તના ઉલ્કા માટેના એ ભિન્નપ્રદર્શિયા, નિર્મળ અને દેહકામનાશૂન્ય પ્રેમનું નિરૂપણ આ કથાની એક સિદ્ધિ ગણાય. એ સાત્ત્વિક અહેતુક પ્રેમ આગળ દેહલાલસાના દાસ અને દ્રવ્યના કામી વસંત અને માણિકરાવનો પતંગિયાં જેવી અસ્થિર વૃત્તિવાળો, ઉલ્કાના દેહને જ વાંછતો પ્રેમ અને જમીનદારપતિ તરફથી ઉલ્કાને મળતો એવો જ પ્રેમ કેવો ક્ષુદ્ર અને ઝાંખો લાગે છે! સામાન્ય પુરુષ સ્ત્રીને કઇ દૃષ્ટિથી જુએ છે તેનું એમાંથી યથાર્થ દર્શન મળી રહે છે.

કથાની લખાવટ આકર્ષક છે. નાયિકા ઉલ્કા પોતાની આત્મકથા કહેતી હોય એવી એની યોજના છે. તેના પિતાની નોંધપોથીમાંથી ઉતારા આપવાનો તથા ચંદ્રકાન્તના પત્રો ટાંકવાનો લેખનપ્રયોગ સારો થયો છે, પાત્રાલેખન સાફ છે. ભાઉસાહેબ, ઉલ્કા, ઉલ્કાનાં કાકી, આધુનિક કેળવણીનાં સર્જનરૂપ વસંત ને માણિકરાવ, ચંદ્રકાન્ત, ચંદ્રકાન્તની મા, નીરા, ઉલ્કાનો જમીનદાર પતિ—સૌ નાનાંમોટાં પાત્રો સુરેખ દોરાયાં છે. ખાંડેકરનું કવિત્વ પણ કેટલાંક કાવ્યોમાં તેમ ચંદ્રકાંતના પત્રોમાંની વાર્તાનાં ચમક્યું છે, એકે કાવ્યોના ગુજરાતી ભાષાંતરમાં એ ચમકી શક્યું નથી. કૃતિનું ભાષાંતર સ્વચ્છ ગુજરાતીમાં કાળજીપૂર્વક થયું છે. અશુદ્ધિઓ અહીંતહીં નજરે પડે છે ખરી, પણ તે મુદ્રણદોષને આભારી હશે એમ માનીશું.

આવી કથાનું ગુજરાતી ભાષાંતર થયું તે ખોટું નથી થયું. બંગાળની કથાઓની જથ્થાબંધ આયાત કરતું ગુજરાત પોતાના સાખપડોશી પ્રાંતની કથાઓનો સ્વાદ ચાખે તે જરૂરનું છે. બંગાળી કથાઓની અને બંગાળી માનસની લાક્ષણિકતાઓ, જેનાથી આપણે હવે ઘણા પરિચિત થઈ ગયા છીએ, તેનાથી સ્વકીય રીતે વિશિષ્ઠ લાક્ષણિકતાવાળી મહારાષ્ટ્રીય કથાઓ અને મહારાષ્ટ્રીય માનસ ગુજરાતી વાચકોને અનોખો જ સ્વાદ આપશે, તે ઉપરાંત મહારાષ્ટ્રના જીવનનો સાચો પરિચય પણ કરાવશે, એ લાભ ઓછો છે!

## ભગવાન કૌટિલ્ય

[ લે. કનૈયાલાલ મુનશી; પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય ચાર રૂપિયા; ત્રીજી આવૃત્તિ]

શ્રી મુનશી હીરક મહોત્સવ ગ્રંથાવલિના ગ્રંથ નં. ૪ તરીકે આ નવલકથા પ્રગટ કરવામાં આવી છે. કથાનાયક નંદનિકંદક આચાર્ય વિષ્ણુગુપ્તના પ્રતાપી પાત્રની દીપ્તિથી સાદ્યંત અજવાળાતી અને ચબરાક ચંદ્રગુપ્તપ્રિયા મૈનાકી, દુષ્ટ નંદ, મેધા મુત્સદ્દી વક્રનાસ, શકટાલપુત્રી મુગ્ધાગૌરી, અને તેના હાથના ઉમેદવાર સેનાજીતનાં પાત્રો ચમકાવતી, કોશા અને સ્થૂલિભદ્રના જૈનાગમે પ્રસિદ્ધ કિસ્સાનેય અંદર વણતી, અને સૌથી સરસ તો નૈમિષારણ્ય અને ત્યાંના વિશુદ્ધ બ્રાહ્મણ સંસ્કાર ને વાતાવરણનું યાદ રહી જાય તેવું ચિત્ર દોરી આપતી 'ભગવાન કૌટિલ્ય'ની આ તો ત્રીજી આવૃત્તિ છે, એટલે તેના પર વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. એટલું જ કહેવું પ્રાપ્ત થાય છે કે આમાં તો નંદવિનાશની આચાર્ય વિષ્ણુગુપ્તની પ્રતિજ્ઞા પૂરતી જ કથા આવે છે. એ પ્રતિજ્ઞાની સિદ્ધિની કથાની અપેક્ષા આ કૃતિ જગાવે છે જ. આનો પ્રથમ સંકલ્પેલો બીજો ભાગ લખાયો, તો પણ 'વાર્તા તેથી કોઇ રીતે અધૂરી નથી' એવો મનમનામણો સંતોષ માણવાનું રા. મુનશીએ ભલે ધાર્યું હોય, મુનશીપ્રિય વાચકોએ તેમને આ વાત એટલેથી પતાવવા દેવી જોઇએ નહિ.



# ઊર્મિ અને નવરચના



માર્ચ ૧૯૪૭ : અંક બારમો

## આ અંકની સામગ્રી


| | |
|---|---|
| નર્મદાને તીરે | ઝવેરચંદ મેઘાણી |
| નર્મદાના વીરોએ સિંચેલું શિશુહૃદય | ધૂમકેતુ |
| પ્રથમ પ્રેમ | સુમથનાથ ઘોષ |
| જીવનની કેળવણી | રવિશંકર મહારાજ |
| કાળચક્ર | ઝવેરચંદ મેઘાણી |
| ત્વરાલેખન | રવિશંકર રાવળ |
| પાવક વાતાવરણ રચતું ગયું છે | દેશળજી પરમાર |
| નજીક જઈને જોયું જાણ્યું | મહેન્દ્ર મેઘાણી |
| ગીતા અને માયાવાદ | ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ |
| હું ઈશ્વર નથી.... | જિતુભાઈ પ્ર. મહેતા |
| સંવેદનાનું રસાયન | સ્વામી આનંદ |
| માનવતાની ગોખે | નરોત્તમ રતનશી ચાવડા |
| વિજ્ઞાનદર્શન | બંસી ગાંધી, પ્રા. જ. દે. ઓઝા, ડો. ન. સૂ. શાહ |
| ગ્રંથસમીક્ષા | અ. મ. રા. |


સંપાદક : ઈશ્વરલાલ મોહનલાલ દવે

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૬ : 'નવરચના' વર્ષ ૧૧ : અંક ૧૨

માર્ચ : ૧૯૪૭

ક્રમ ૧૪૨૬૦

×

| | | | |
|---|---|---|---|
| ૧ | નર્મદાને તીરે | ઝવેરચંદ મેઘાણી | ૭ |
| ૨ | વહેતાં પાણી | -માસિક નોંધ | ૧૧ |
| ૩ | કાળચક્ર | ઝવેરચંદ મેઘાણી | ૧૭ |
| ૪ | પરાજિતનો વિજય | „ | ૨૩ |
| ૫ | નર્મદના વીરાએ સિંચેલું શિશુહૃદય | ધૂમકેતુ | ૨૫ |
| ૬ | પ્રથમ પ્રેમ | સુમથનાથ ઘોષ<br>અનુ : રમણીક મેઘાણી | ૩૩ |
| ૭ | જીવનની કેળવણી | રવિશંકર મહારાજ | ૪૦ |
| ૮ | માનવતાની ગોખે | નરોત્તમ રતનશી ચાવડા | ૪૨ |
| ૯ | સ્વરાલેખન | રવિશંકર રાવળ | ૪૭ |
| ૧૦ | પાવક વાતાવરણ રચાઈ ગયું છે. | દેશળજી પરમાર | ૪૯ |
| ૧૧ | ગીતા અને મત્યાવાદ | ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ | ૫૬ |
| ૧૨ | હું ઈશ્વર નથી... | જિતુભાઈ પ્ર. મહેતા | ૫૮ |
| ૧૩ | સંવેદનાનું રસાયન | સ્વામી આનંદ | ૬૩ |
| ૧૪ | વિજ્ઞાનદર્શન | બંસી ગાંધી, જયંતિલાલ દે. ઓઝા, નરસિંહ મૂ. શાહ | ૬૭ |
| ૧૫ | નજીક જઈને જોયું જાણ્યું | મહેન્દ્ર મેઘાણી | ૭૧ |
| ૧૬ | ગ્રંથસમીક્ષા | અ. મ. રા. | ૮૦ |

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૭-૦-૦ : પરદેશમાં રૂ. ૧૦-૦-૦

છૂટક નકલ બાર આના

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

ભીમરાજ બીલ્ડિંગ, બીજે માળે, નવી હનુમાન ગલીના નાકે, ૪૦૫ કાલબાદેવી રસ્તો, મુંબઈ ૨.
ફ્રેરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ


બારીઓ લીલા
રંગની કરવી
જોઈએ







ઝવેરચંદ
મેઘાણી

લેખાંક : ૨
[ ગતાંકથી પૂરું ]

# નર્મદાને તીરે

'ઓ સામે દેખાય તે કબીરવડ.'

નર્મદાની ઉપરવાસ થોડે દૂર ઊભેલું એક ઝુંડ દેખાડવામાં આવ્યું, અને હાઈસ્કૂલમાં ભણતા તે કાળની કવિતા-પ્રવેશની એક કવિતાની પંક્તિ સાંભરી :

'ભુરો ભાસ્યો ઝાંખો.
'દૂરથી ધૂમસે પ્હાડ સરીખો.'

કબીર-વડ પરની એ કૃતિ નર્મદની છે, તેવું સ્મરણ નહોતું. કારણ કે ત્યારે વિદ્યાર્થીઓને સદ્ભાગ્યે કર્તાનો અલ્પ અને કૃતિનો જ વિશેષ પરિચય અપાતો. આજે ગંગા ઊલટી વહે છે. કૃતિના કરતાં તેના કર્તા વિશે વધુ પીંજણ કરાય છે.

આ કબીર-વડ : ગુજરાતની એક આગવી સંપત્તિ : ગુજરાતની ધરતીનો શણગાર, બલકે સંસ્કાર : તેને જુહારવા-વળતા પ્રભાતે નાવડીમાં નીકળ્યા. એ દા'ડાના મહેમાનને ડાહી ડમરી ને ગરીબ ગાય જેવી દેખાઈને રખે નર્મદા ખોટો જશ ખાટી જશે એવી કંઈક સમજણથી સાથીઓ બતાવે જતા હતા, કે જુઓ, નર્મદાએ કેટલી જમીનને ખૂંદી છૂંદી નાખી છે : જુઓ, અહીં આજે જ્યાં એણે પટ વિસ્તારી રેત પાથરી દીધી છે ત્યાં પાંચ જ વર્ષ પર હરિયાળી ખેતરાઉ જમીન હતી જુઓ, એક જ દાયકામાં એણે આ સેંકડો વીઘાં ધરતીને ખેદાનમેદાન કરી. હર સાલ એનાં ચોમાસાનાં તોફાન ચાલે, બેઉ કાંઠા બોળાઈ જાય, અને પછી પાણી ઊતરે ત્યારે જમીનના માલિકો જોવા નીકળે, કે આપણી કેટલી ભોંય ગઈ ને કેટલી રહી !

× × ×

પોતાનાં લખ્ખણ પરોણા કને ગવાઈ રહ્યાં છે એ તો નર્મદા અબોલ રહી સાંભળતી હતી; અને પળક પળક એવો મુલાયમ હલેસાં-સ્વર સાથીઓની ઘરવીતીમાં વિરામચિહ્નો મેલ્યે જતો હતો. પરોણાની સ્થિતિ સહેજ કઢંગી બનતી હતી. નર્મદાનું વાંકું બોલનારા તો સાચા, પણ એમને શી ખબર કે મહીને ઘેર જે ભયંકર ધમરોળ મચે છે તે : સરખામણીમાં તો નર્મદાનો ગૃહસંસાર ભદ્રિક બામણીના જેવો છે. વૃષભર કો બાપડીએ નથી પાડ્યાં ને ? અક્કેક ગામડાનાં પાંચસાત કૂડદાં પાડીને તો નથી

ગાઉઓના ગાઉઓ લગી પૃથ્વીનાં પેટાળ ફાડી નથી નાખતી ને? ખૂંદેલી ધરતીમાંય ફરી પાછી ધીરે ધીરે વાવેતર કરવા દે છે. રેતમાં આયળ કરેલો ખેડવાણ લોંય થોડે થોડે પૃથ્વીને પાછી સોપે છે.

× × ×

મસ્તીખોર તો જબરી, પણ મહી જેની વિકરાળ જરીકે નહિ. હજારો હાથીઓ જેટલાં બળજોર, છતાં કાંઠે કાંઠે ઈકડિયાનો ઝાડ વાવો એટલે એ કુમળાં ઝાડવાંનીય મરજાદ લોપે નહિ, ખોદાણ કરતી અટકીને ચૂપચાપ ચાલી જાય

એ કાંઠે વાવેલ નાનાં મોટાં ઝાડવાં મને સાથીઓએ બતાવ્યાં. ઈકડિયા, ફીણી ને વાંઝેલાનાં વૃક્ષો. પાણીમાં આ ઝાડ સડે નહિ. પ્રવાહ એને છોડી વેગળે ચાલ્યા કરે. જળની મહ શક્તિને પણ મરજાદ છે,–ઝીણાં કુમળાં ઝાડવાની નાનું તણખલું યે પાણીનાં વહેનને વાળી શકે છે. શક્તિની પ્રતિષ્ઠા પણ પાછી સૌંદર્ય વગરની નહિ પાણીની અડોઅડ લોખડ પર રાજગરો વવાય છે. નદી જાણે કે ફૂલ-સાટમનો કમખો પહેરે છે.

× × ×

સાથીમાંના ભાઈ શાંતારામ વૈદ્ય દરેક વનસ્પતિ બતાવી બતાવી એની ઓળખ આપતા આવે છે. એ દરેકના ગુણ તેમ જ સૌંદર્યની સાહિત્ય-સભરી ભાળ આપે છે, તેમ નાવિક છીતાભાઇ રસ્તે જળ–માણસની વાતો કરે છે જળમાણસ નામનાં જળચર; ચાર પગ, પૂછડી, નોળિયા જેવાં, દસણારનાં વૃંદમાં બહાર નીકળે, માછલાંનો ભક્ષ કરે. પણ આ જળચરો સમાજવાદી છે. એકે માછલું પકડ્યું હોય, તે ઊંચુ કરી આખી ટોળીને બતાવે, સૌને માટે એ સિગ્નલ, રેતના ભાઠા પર સૌ એકઠાં થઈ, કટકો કટકો વહેંચીને ખાય. આવી સમૂહજીવનની ભાવનાને કારણે જ એ જળચરને 'માણસ' પદ મળ્યું હશે ને? છતાં વિધિની વક્રતા કહેવાય, કે 'માણસ' શબ્દની સાથે તો એકલપેટાઈ અને વિચ્છેદભાવ લાગી ગયાં છે.

× × ×

આ જ શું કબીરવડ! જેને વિશે બહુ સાંભળ્યું હતું તે જ આ સંત–વૃક્ષ! અહીં તો વડ–ઘટાને બદલે આસોપાલવ અને સીસમનાં ઝાડવાંનું વધુ ઝુંડ છે. વડ પોતે તો પાંખો પડી ગયો છે. વડવાઈઓનું જટાજૂટ ક્યાં ગયું?

'એ તો એક મામલતદાર આવ્યા એમને લાગ્યું કે અંધિયાર થઈ ગયો છે, એટલે એણે કેક વડવાઈઓ કપાવી નાખી.'

'બીજું કારણ એ છે, કે કબીરવડને ઘટા–વિસ્તાર માટે વધુ જગ્યા નથી. એક બાજુ નર્મદા ધરતી ખોદી નાખે છે, બીજી ત્રણ તરફ ખેતરોનાં વાવેતર છે, એ પારકી જમીન પર વડને પથરાવા દેતા નથી.'

'પણ તો તો પડોશની ખેતરાઉ જમીન 'એક્વાયર' કરીને વડને વધવાની જોગવાઈ કરી આપવી જોઈએ. આ તો આપણું સંસ્કાર-ધન કહ્યું'.' મેં રોટીને ઉવેખી સંસ્કારની પારાયણ માંડી.

'એવું કોણ માને છે? અમે અતિથિઓને કબીરવડ દેખાડવા લઈ આવીએ છીએ તે દેખી લોકો હસે છે, ને કહે છે, કે એમાં તે શું જોવા બતાવવા જેવું છે!'

× × ×

વાત પણ સાચી છે. નર્મદાના કિનારા પર સેંકડો વર્ષ પૂર્વે એક લોકસંતે આવી, પ્રભાતે દાતણ કરી, દાતણની ચીર રોપી, તેમાંથી પ્રગટેલા આ મહાકાય સત્ત્વનો મહિમા અત્યારે તો એક ઘટા વચ્ચે પાકા બંધાયેલ એક દેવસ્થાનના નિષ્પ્રાણ પાષાણોમાં જ પરિણમ્યો છે. આસપાસ અઘોચર પડ્યું છે. બેસવાનું મન થાય તેટલી પણ સ્વચ્છતા નથી. અઘોરલીલાની યાદ આપતા આ ધામમાં લોકપ્રાણ ઠરે શી રીતે?

× ×

પણ કલ્પાંતનું કારણે ય શું છે? સંસ્કૃતિ તો એક જીવતું જાગતું સત્ત્વ છે. જૂના જર્જરિત ટીંબાનો ત્યાગ કરીને એ તો નવા ટીંબા તપતા કરે છે. સાથીઓએ વાત કરી કે, સોતેક કોસ ઉપરવાડે નારેશ્વર નામના તટધામ પર હમણાં એક રંગ અવધૂત નામના પુરુષે નવું તીર્થ ગાજતું કર્યું છે.

રંગ અવધૂત, એ મૂળ તો એક મહારાષ્ટ્રી જુવાન, પાંડુરંગ વળામે એનું નામ, ગુજરાત વિદ્યાપીઠના એ સ્નાતક, લગન લાગી તે રેવા–તટે બેસી ગયા છે; ત્યાં એણે નવું દેરું નથી ચણાવ્યું,–ને ધારું છું કે કોઈ ફંડફાળો કરી સેનેટોરિયમ ચાલુ નથી કર્યું; પણ બે નવી બાબતો કરી છેઃ એક તો ગુરુ દત્તાત્રેયના ભાવમાં રંગાયેલું એનું હૃદય ગુજરાતી ભાષામાં મીઠી કવિતા રચી રહ્યું છે, ને બીજું, એમણે લોકમેળો ચાલુ કર્યો છે.

× × ×

દસેક હજાર માણસો દર સાલ આ નવા મેળામાં હાજરી આપે છે અને થોડા દિવસ કાવ્યમય સમૂહજીવન ગાળે છે. કાવ્યમય એટલા માટે, કે સામૂહિક રસોડાનું સંચાલન કરતે કરતે યાત્રિકો પોતાના શ્રમઉદ્યમને રંગ અવધૂતની કવિતાના છંદે તાલે ગીતબંધ તાલબંધ બનાવે છે. નદીમાંથી પાણી લઈ આવતો યાત્રી રટતો હોય છે કેઃ—

'જય યોગીશ્વર દત્ત દયાળ;'
'તું જ એક જગમાં પ્રતિપાળ.

તો બીજો યાત્રિક રસોડે દાળના ચરુમાં કડછી ઘુમાવતો ગાતો હોય છે કેઃ—

'ઝોળી અન્નપૂર્ણા કર સાંહ્ય'
'શાંતિ કમંડલ કર સોહાય.'

આ રીતે મેળો રંગ અવધૂતનાં દત્તબાવની સ્તોત્રે ગાજતો હોય છે.

× × ×

કવિવર રવીન્દ્રનાથે વારંવાર કહ્યા કર્યું હતું, કે આ પૂતળાં બાવલાંનાં સ્મારકોમાં કંઈ સાર નથી, મેળા ભરો, રાષ્ટ્રપુરુષોની સાચી ખાંભીઓ રૂપે આપણા લોકમેળાઓની ઠેર ઠેર પ્રતિષ્ઠા કરો. પણ મેળાની પરંપરા ચલાવવી એ સુકર નથી, દોહ્યલું કામ છે. લોકહૃદય વહેમાળુ છે, શ્રદ્ધાળુ છે, ભગવાં લૂગડાં અને મૂંડો કે જટા જુએ ત્યાં ઢળી પડે છે, એ વાત પ્રમાણમાં સાચી છે છતાં, એટલામાત્રથી મેળા નીપજતા નથી કમિટીઓએ યોજેલાં પ્રદર્શનો, રમતગમતો, ઉપદેશમંડળો કે ગાયકોથી પણ મેળા નામને ચરિતાર્થ કરી આપે તેવું રસોલ્લાસિત લોકજીવન ઉછાળો મારતું નથી. જીવનનું કાવ્ય રગેરગમાં જનતાને તરબોળ કરી નાખે, એટલે કે લોકો નિઃસંકોચ મોકળા મનથી, જગબંધનોને વેગળાં મેલી, નિર્વ્યાજ પ્રકૃતિરૂપે રમમાણ બની ઊઠે, એવું મેળાનું લક્ષણ જે કોઈ બાંધી જાણે તેને જ સાચાં વંદનો છે. રંગ અવધૂતે ચલાવેલ મેળો કેવો હોય છે તેની મને ખબર નથી. પણ મેળો ચાલુ કરવો અને મેળાને કવિતાએ મઢી દેવો, એ કોઈક ઉચ્ચ સત્ત્વશીલતાના ધણીનું કામ છે એટલું તો કહી શકું.

× × ×

જેના ઉપર કબીરવડ ઊભો છે, તે જમીનને નર્મદાએ પૃથ્વી પાસેથી ઝૂંટવી લઈ, પાંચ માઈલનો ટાપુ બનાવી મૂક્યો છે. આ રસાળ ટાપુ પર તટવાસી ગામ નીકોરાનાં લોક ખેતી કરે છે. નર્મદાનું વહેન આ નીકોરાના ઊંચા કાંઠાને ઘસીને વહે છે. ખેડૂતો પોતાના બળદોને પાણી પર તરાવીને પાર લઈ જાય છે, ને પોતે નાવડીઓમાં બેટ પર પહોંચે છે. એકાદ નાવડી જો ચૂકી જાય, તો હલાકો બગડે. આ સ્થિતિએ લોકોને ચપળ

બનાવ્યાં છે. સભા સંમેલન ચુકાય, પણ નાવડી શે ચુકાય ?

એ પ્રભાતે નીકોરામાં એક સભા હતી. શ્રી. લોગીલાલ નામના એક રાષ્ટ્રસેવી સુરાન તબીબ અને એમનું સાથીમંડળ આ ગામડામાં એક હોસ્પિટલ ખોલતા હતા. માત્ર એ જ ઈન્ડોર દર્દીને રાખી શકાય તો પણ એ હોસ્પિટલ તો ખરું જ. એક ધૂળિયું મકાન, મહીં બે જ બિછાનાં, ગણ્યાંગાંઠ્યાં સાધનો, છતાં ઉત્સાહની અઢળક મૂડી. કવિને જેટલી વહાલી કવિતા, તેટલી જ વહાલી આ જુવાનોને જનસેવા. 'ગામડાંમાં જાઓ', 'ગામડાંમાં જાઓ !' એ સૂત્ર તો સર્વની જીભે રમે છે, પણ જઈને બેસનારાઓ જ જાણે છે, કે ગામડાંની હવા હૈયાંને કેવી ચિત્તવી નાખે છે. શહેરી રંગરાગ છોડી ગામડે નરી નીરસતા વચ્ચે બેસી જનારાંને કાળજાં કેટલાં કઠણ કરવાં પડે છે !

× × ×

જુવાનો કહે, કે કંઈક કહો. લોકોને શું કહું ? કહેવાનો અધિકાર શો ! કહ્યા વગર તો ચાલ્યું નહિ જે કહ્યું તેનો સાર એટલો જ હતો કે, દવાખાનાં તો ઘણાં થયાં, પણ રોગોએ હોડ માંડી છે નવાં દવાખાનાં જ્યાં લોકોને માટે સ્વચ્છતાના શિક્ષણનાં કેન્દ્રો ન બની શકે, તો ગજબ થશે સારવાર લેવા તો જનો ઝટ ઝટ આવશે, પણ ઘરોમાંથી સતત વહેતી મોરીઓ, રસ્તામાં ઠલવાતા ઉકરડા, કચરા અને પડોશીને આંગણે બેસી હગતાં બાળકો, એને રોકવા ટોકવા જશો ત્યારે લોકો કહેશે, 'કયાં કોઈના બાપનું છે!' એ લોકમાનસને પલટાવાશે, તો જ રુગ્ણાલયો સાર્થક થશે. અને આવી આરોગ્યદાત્રી નર્મદાને તીરે શું દવાખાનાની જરૂર પડે છે ? 'ઝલકાતું આવે બેડલું, મલકાતી આવે નાર...રે, મારી સાહેલીનું બેડલું.' એ ગીતોમાં થતું સૌંદર્ય-દર્શન શું કલ્પનામાત્ર બની ગયું ? આ નર્મદાનાં ઊંડાં જળમાં તરનારા માંદા કેમ પડે ? આંહીં તો ઓક્સ્ફર્ડ હાર્વર્ડ જેવી યુનિવર્સિટીઓની માફક, વર્ષનાં અમુક પર્વો પર નાવડી દોડાવવાની હરીફાઈઓ ખેલાવી જોઈએ, શુક્લતીર્થ, નીકોરા, ઝાડેશ્વર, વગેરે ગામોના નરનિરાળા વાવટા ફરકાવતી નાવડીઓની હરીફાઈ નિહાળવા ગુજરાત આખું હલકે એવું કંઈક કરો ને !

× × ×

'નીકોરા' નામની વ્યુત્પત્તિ પૂછી. ભારી રસભર્યો અર્થ જડ્યો. 'નીકોરા' એટલે નીક વરાહ. આંહીં થયો હતો વરાહ-અવતાર. 'નીક' એટલે કાદવમાં આળોટવું. આજે પણ આ નીકોરા તીર્થનું માહાત્મ્ય એ છે કે, યાત્રિકો કાંઠા પરથી આળોટતાં આળોટતાં નદીમાં પડી સ્નાન કરે.

× × ×

આવાં આશ્ચર્યો જગવતી, અને સમગ્ર તટ પર ઘૂમવા આવવાનું પ્રલોભન દેતી નર્મદાને બપોરે પ્રણમી વિદાય લીધી ત્યારથી આજ લગી સાથીઓએ રજૂ કરેલું એક ચિત્ર મનમાં રમે છે. કહે કે, ગંગા એકતટપાવની છે. જ્યારે નર્મદા તો ઉભયતટપાવની; એના બેઉ કાંઠાની સમગ્ર-પરિક્રમા કરવા માટે દૂર દૂરથી યાત્રિકો આવે છે, ને પૂરા બેઉ કિનારાની પરિક્રમા કરતાં એમને એક વર્ષ લાગે છે. પરિક્રમાકારથી પગમાં જોડા ન પહેરાય, બે જોડથી વધુ વસ્રો નહિ રખાય, એક જ ટંકનું ભાતું લેવાય, પછી તો ગામોગામ જે સદાવ્રત સાંપડે તે પર જ પેટગુજારો કરવાનું, અને હીંડયે જ જવાનું. માર્ગે જે કોઈ મળે તેને જુહાર કરવા માટે ઊંચે અવાજે પુકારવું, કે 'હર નર્મદે!'

સામો જુહાર બોલ ઊઠે :

'નર્મદે હર!'

જલદી ફિદા
થઈ જવાયું

મુસ્લિમ લીગના નેતા શ્રી. ઝીણા પાસેથી એક લક્ષણ તો આપણા રાષ્ટ્રનેતાઓએ ગ્રહણ કરવા લાયક છે. બ્રિટિશ સરકારની કોઈ પણ જાહેરાત પર–પછી ભલે એ જાહેરાત લીગના પક્ષમાં સો ટકા લાભ કરી આપનારી હોય,–એ માણસ કદાપિ ફિદા થઈને વરસી પડતા નથી. આપણા આગેવાનોમાં એથી ઊલટી આદત છે. લીગના છેલ્લા અસહકારી ઠરાવ પછી જે મડાગાંઠ હિંદી રાજકારણમાં પડી ગઈ છે તેના પર ધૂંઆંફૂંઆં થઈને વચગાળાની સરકારના તંત્રવાહકોએ પડકાર ફેંક્યો. તેના જવાબમાં બ્રિ. વડાપ્રધાન શ્રી. એટલીએ સાર્વભૌમ સરકાર તરફથી એક નિવેદન કર્યું છે. આ નિવેદન એટલું તો સંદિગ્ધ, અનેકાર્થી તેમજ ઇરાદાપૂર્વકની અસ્પષ્ટતાઓથી ભરેલું છે, કે એના વાચ્યાર્થ પર આફરીન બની જવું કે ગોકડી મારવી, એ એકસરખું જ ઉતાવળિયું પગલું કહેવાય. પં. જવાહરલાલે એ નિવેદનમાંથી તારવેલો શુભાશયી સંકલ્પ અને એને આપેલી ખુશખુશાલ અંજલિ, આ બન્ને સામા પક્ષના રતિભાર શુભ તત્ત્વને પણ મેરુ જેવડું માનવા મનાવવાની, સામાના કાર્ય પર પોતાના જ સદ્ગુણનું મિથ્યારોપણ કરવાની શુભાકાંક્ષી છતાં મુત્સદ્દીગીરીથી વેગળી અતિભલાઇ બતાવે છે. શ્રી. એટલીના સંદેશા પર ઇતબાર રાખી લંડન ગયા તેની યાતનાના ભોગ બનેલા જવાહર ભારી ભૂલકણા લાગે છે.

આપણી ઇચ્છાનો
મિથ્યા પડઘો

૧૯૪૮ના જૂન માસ સુધીમાં હિન્દને છોડી જવાની જાહેરાતમાં નિશ્ચયાત્મકતા છે, અને આપણે આજ સુધી જે એક મૂળભૂત બાબત માગી હતી તેનો લાજવાબ સ્વીકાર છે એ વાતની ના નહિ પાડી શકાય. એ સત્તાની ફેરબદલીને અત્યારથી જ અમલમાં મૂકવા માટે નવા વાઈસરૉયની નિમણૂક કરી છે, તે પણ સારી વાત છે. પસંદગી પામેલ પાત્રનું નામ પણ બેશક આશાસ્પદ છે. લૉર્ડ માઉન્ટબેટન જેવો વિશ્વયુદ્ધના વિજયમાં કીર્તિમાન બનેલો આદમી, રાજકારણના કૌટિલ્યમાં જેને પાવરધો ન કહી શકાય તેવો એ આદમી, ઉપરાંત પાછો રાજકુટુંબી આદમી, ફાટેલા જ્વાળામુખી જેવા આજના હિંદની વાઈસરૉયગીરી સ્વીકારી લ્યે, તેનો અર્થ જરૂર એમ થઇ શકે, કે એને હસ્તક આજની બ્રિટિશ સરકાર કંઇક ચોખ્ખું કામ પૂરી મજબૂતીથી કરાવવાની નેમ ધરાવે છે. પણ નવા વાઇસરૉય તો આંહીં આવીને કાં મુસ્લિમ લીગની સાન ઠેકાણે લાવશે અને કાં લીગને સરકારમાંથી રુખસદ દઇ દેશે એવો આ નિમણૂકનો અને લૉર્ડ વેવલની નિવૃત્તિનો અર્થ ઘટાવવામાં આપણે પોતે શું ઇચ્છીએ છીએ તેનો જ પડઘો પડી રહ્યો છે.

અર્થઘટાવ
અનિષ્ટ બનશે

૧૯૪૮ના જૂન દરમ્યાન અફરપણે સત્તા સોંપણી કરવાની આ નિવેદનમાં વાત છે, તો તેની સામે એ સોંપણી કોને કરવાની છે એ મુદ્દાની રજૂઆત તો ગજબ ગોટાળાભરી છે. કાં તો એ સત્તા સોંપણી મધ્યવર્તી સરકારને કરશું, કાં તો એ અમુક અમુક પ્રાંતોની સરકારોને સોંપશું, કાં તો અમુક પ્રદેશોને સોંપશું, અને નહિ તો પછી છેવટે 'અમને તે ટાણે જે કંઈ રીત હિન્દને હિતકર્તા લાગશે તે રીતે એ સત્તાની સોંપણી કરશું.' સત્તાસોંપણીના સંકલ્પનું કેવું વિશદ પ્રદર્શન!

અનેક માણસો, રાજનીતિના અનેક અભ્યાસીઓ, પ્રત્યેક કલમના પ્રત્યેક વાક્યનો, શબ્દનો કાનામાત્રા, હ્રસ્વઇ, દીર્ઘઇનો, તેમજ વિરામચિહ્નોનો અર્થ-ઘટાવ કરવામાં પડી ગયા છે. પોતાના નાના મોટા દરેક નિવેદનનો સાચો અર્થ તો બ્રિટિશ સત્તા પોતે જ એક સમજે છે, અને એ મનમાં છુપાયેલા અર્થને પોતે જે ટાણે જેવી જરૂર તે જોઇને જ બહાર પાડે છે, એ વાતનો આપણો અનુભવ એટલો બધો તો તાજો છે, કે અત્યારે અર્થઘટાવ કરવા આપણે કોઇએ બેસવું એ તો પ્રજા પ્રત્યેનું ગુનાહિત કાર્ય ગણાશે;

કારણ એથી ગેરસમજૂતીઓ થશે, જૂઠી આશાઓને વિપથગામી ગણતરીઓ જન્મશે.

**પ્રજાની સામે**
**પડેલું આહ્વાન**

એ બધું તો ઠીક, પણ આ નિવેદન આખરી છે એની કંઈ ખાતરી કે ખોળાધરી? કશી જ નહિ! પાંચ પંદર વર્ષે કોઈ નવી પરિસ્થિતિ જે મુસ્લિમ લીગ ઊભી કરી શકે તો નવું નિવેદન નીકળે, આજ પર્યંતનાં તમામ નિવેદનોની વચ્ચે સુસંગતતા અને ઠંડી નક્કરતા ઉકેલનારા પણ ત્રણ ફાંફાંમાં તો નીકળી પડ્યા છે. પં. જવાહર તો વળી એટલે સુધી જાય છે કે, આ નિવેદન તો હિંદી પ્રજાને માટે આહ્વાન સમાન છે, મતલબ કે હવે તો બ્રિ. સત્તાએ હિન્દ છોડી જવાની ચોક્કસ મુદત નાખી દીધી હોઈ, ઉકેલ લાવવાનો બોજો એમના શિર પરથી ઊતરીને હિન્દી પ્રજાની શુદ્ધબુદ્ધિ તેમજ એકસંપી પર આવી ઊભો રહે છે. માટે આપણે પોતેજ જો સમજણ પર ન આવી જઈએ તો પછી દોષ આપણા પર રહેશે. નિવેદનનું આવું દર્શન પણ ભાગ્યે જ મદદગાર બનશે. હિન્દની પ્રજા એકત્રિત બની છે એ તો બંધારણ સભામાં દીવા જેવો પ્રતીત બાબત છે. લીગ બહાર ઊભેલ છે કારણ કે તેના પોતાના જ કહેવા મુજબ તેઓ જેમનું પ્રતિનિધિત્વ કરે છે તે કોમને આ ભોમ સાથે કશી નિસ્બત નથી. નિવેદન આજે બહાર પડે છે ને વળતા પ્રભાતે શ્રી ઝીણા 'પાકીસ્તાન'ની રણઘોષણા ગજાવે છે. એવા પક્ષને અનુલક્ષીને શું આ નિવેદન પ્રજાસમસ્તને માટે આહ્વાનરૂપ બને છે! ૧૯૪૮ના જૂનમાં જો સાચેજ સત્તા સોંપવી છે, તો તે સોંપણી સર્વએ સ્વીકારેલી એવી બંધારણ સભાના ઘડેલા બંધારણ મુજબના તત્કાલીન શાસનને જ સોંપાવી જોઈએ. કેબિનેટ–મિશનની સર્વસ્વીકૃત યોજનાની ફલશ્રુતિ સમાન એ બંધારણ સભાને કોઈ ઈન્કારી જ કેમ શકે? શબ્દો, વચનો, શપથો, ઢંઢેરાઓ, કાંડાં કાપીને કરી આપેલા દસ્તાવેજો, એ બધામાં એક ટકો પણ પવિત્રતાનો છાંટો હોય, તો નવા નિવેદનમાં એમ કેમ કહી શકાય, કે છેલ્લી સત્તા-સોંપણી કાં આને કરશું, કાં તેને કરશું, કાં પેલાને, અથવા તો પછી અમને ઠીક લાગે તેને કરશું!

**નવા હાકેમનું**
**આચરણ નિહાળીએ**

નિવેદનમાં બંધારણસભાને વિઘાતક બને તેવા સ્પષ્ટ શબ્દો છે. એ સભાને રદ ઠરાવતી કોઈ કલમ એમાં નથી એમ માનીને રખે છેતરાઈએ. વચગાળાની સરકારમાં લીગના સભ્યોએ પેદા કરેલી કફોડીનો પણ કોઈ નિકાલ નથી. તેનો જવાબ બેશક એવો મળશે, કે એ નિકાલનો માર્ગ નવા વાઈસરોયને હસ્તક સોંપાવવાનું ખાનગી મંત્રણાઓમાં ઠર્યું હશે. આવો શુભાશય જો સંભવિત હોય, તો બીજો છેડે એમ પણ કેમ ન હોય, કે બ્રિટિશ સરકાર કોઈ પણ ઉપાયે સમય મેળવી લઈ પોતાના ઘરનો વહીવટ ઠેકાણે લાવવા માગે છે, ને આંતરરાષ્ટ્રીય દુનિયામાં કશીક ગૂંચ ઉકેલવા ઈચ્છે છે!

એક પ્રચંડ ઉલ્કાપાતના પર્યાયરૂપે હસ્તાંતર ઊભેલી મુસ્લિમ લીગનો મુકાબલો કરવાની આખુ વાઈસરોયની ના જ બ્રિ. સરકારને સતત મૂંઝવી રહી હતી એમ બહુ જોરથી બોલાય છે. સામે પક્ષે એમ પણ ઉઠાય છે, કે ભલા ભાઈ! લોર્ડ વેવલની નીતિપદ્ધતિમાં જો બ્રિ. સરકાર પ્રથમથી જ સંમત નહોતી, તો કેબિનેટ-મિશનની યોજનાના અમલના શ્રીગણેશ જ કેમ એમને હસ્તક કરાવ્યા? કરાવ્યા પછી પણ એક કરતાં વધુ કફોડીઓને શીદ ચાલુ રહેવા દીધી? સાચે જ શું લોર્ડ વેવલની અવળચંડાઈ દાખલ છે? કે પછી બ્રિ. સરકારની મુત્સદ્દીગીરીએ જ ચલાવેલી એ ચાલ છે?

મુદ્દાની વાત પર આવી જઈએ: આ નિવેદનના શબ્દાર્થ તેમજ ધ્વન્યાર્થ બન્ને તરફ જોતાં, એમાં હિન્દના પ્રશ્નના ઉકેલની તેમજ એ પ્રશ્નને વિશેષ જટિલ બનાવી મૂકવાની, બેધારી શક્યતા છે. એનું પારખું લોર્ડ માઉન્ટબેટનના આચરણથી જ પરખાશે. એ આચરણનો પરિચય થતાં સુધી મૌન ધારણ કરનાર રાજપુરુષ શાણો ગણાશે. આપણા અભિપ્રાયને અનુકૂળ એવા અર્થઘટન કરીને આફરીન રખે બનીએ. ૧૯૪૮ના જૂનમાં જો બ્રિટન પોતાને ઠીક પડે તેને–કોઈ પણ નૂરભાઈ, જમાલભાઈને–સત્તા સોંપીને ભલે હિન્દ ખાલી કરે. એ એક જ આચરણ એની શુભનિષ્ઠાને સિદ્ધ કરશે. ઝ.

### એશિયાઈ પરિષદનું સફળ પ્રયાણ

હિંદુસ્તાનનું એ સદ્‌ભાગ્ય છે કે આ માસના છેલ્લા અઠવાડિયામાં એનું આંગણું એશિયાઈ રાષ્ટ્રોનું મિલનસ્થાન બનવાનું છે. ૨૩ મી માર્ચથી તા. ૨ એપ્રિલ સુધી નવી દિલ્હીમાં મળનારી આંતર્‌–એશિયાઈ પરિષદમાં હાજર રહેવાના હિંદી નેતાઓનાં નિમંત્રણનો અત્યાર સુધીમાં વીસેક એશિયાઈ રાષ્ટ્રોએ સ્વીકાર કરેલો છે. દક્ષિણેથી સીલોન આવશે. પાડોશી બ્રહ્મદેશ અને બંધુરાષ્ટ્ર ચીન આવે તેમાં તો શી નવાઈ! ઈન્ડોનેશિયાના વડા પ્રધાન શ્રી. શહરીરે પોતે સોળ પ્રતિનિધિઓની આગેવાની લઈને આવવાનો અભિલાષ જાહેર કર્યો છે. ગોરું ઑસ્ટ્રેલિયા પણ, પોતાનું સાચું સ્થાન બ્રિટન–અમેરિકાની પાંખમાં નહિ પણ એશિયાનાં કરોડોની સાથે છે એ સમજવા માંડ્યું હોય તેમ, પ્રતિનિધિઓ મોકલવાનું છે. આઠ મહિનાથી આઝાદ બનેલા ફિલિપાઈન્સ અને આવતી કાલે આઝાદી હાંસલ કરનારા મલાયાથી મહેમાનો આવવાના છે. આપણા સાવ નિકટનાં પાડોશી નેપાળ, ભૂતાન અને અફઘાનિસ્તાન પણ આજ સુધીનું અતડાપણું અળગું કરીને મુક્ત હૃદયે આવશે. મંગોલિયાનું પ્રજાસત્તાક પણ હિમાચ્છાદિત પહાડોની વાટ કાપીને આવી પહોંચશે.

સામ્રાજ્યવાદીઓ અને તેમના સાથી કોમવાદીઓના હોશકોશ ઉડાડી નાખનારી સૌથી વધુ અગત્યની બીના તો એ છે કે પશ્ચિમ એશિયા (પશ્ચિમનું અંધ અનુકરણ કરીને આપણે એને 'મધ્ય પૂર્વ' નહિ કહીએ) પણ પૂર્વ એશિયાના જેટલા જ ઉત્સાહથી આ સંમેલનમાં ભળ્યું છે. ગયા ડિસેમ્બરમાં લંડનથી પાછા ફરતી વેળા રસ્તામાં પોતાની જ જન્મભૂમિની બદબોઈ કરતા આવેલા શ્રી. ઝીણાએ કૈરોમાં ઠીક ઠીક મુકામ કરીને આરબ–રાષ્ટ્રોને ખુલ્લેખુલ્લી અપીલ કરેલી કે, આ એશિયાઈ પરિષદમાં કોઈ ન જશો, એ તો હિંદુ સામ્રાજ્યવાદને આરબ–મુલકોમાં પ્રસરાવવાની ચાલબાજી છે! પણ આખરે તો ચાલબાજી જેવી હતી તેવી ન ચાલી, અને આરબ–લીગ, તુર્કી, પર્શિયા અને બીજા પશ્ચિમ એશિયાઈ મુલકોએ દર્પભેર આ પરિષદનું નિમંત્રણ સ્વીકાર્યું છે. આંતર્‌વિગ્રહમાં ઓરાયેલા પૅલેસ્ટાઈનથી યહૂદી યુનિવર્સિટી ને ઇજિપ્તની કૈરો યુનિવર્સિટી પણ પ્રતિનિધિઓ મોકલશે. **મ.**

### સાંસ્કૃતિક એકતા સાધવાનું ધ્યેય

આ પરિષદમાં રાજકારણને સીધું સ્થાન નથી, કારણ કે રાજકારણના તો રંગપલટા દેશેદેશમાં થયા કરવાના. પણ સહુ એશિયાઈ રાષ્ટ્રોની સંસ્કૃતિનાં જે ચિરંજીવ તત્ત્વો છે તેનો સુમેળ સાધવાનું આ પરિષદનું ધ્યેય છે. જગતના ઇતિહાસમાં પહેલી જ વાર આ વિરાટ ખંડનાં પ્રજાજનો આ રીતે મિત્રભાવે એકત્ર થઈને પોતાની સમાન રાજકીય આકાંક્ષાઓને કારણે વધુ નિકટતા અનુભવશે અને સમસ્ત એશિયાની સાંસ્કૃતિક એકતાનું, પંડિત જવાહરલાલ જેવા અનેકોનું, રૂડું સ્વપ્ન સિદ્ધ કરશે. પચીસ જ વર્ષમાં બબ્બે વાર મહાભયાનક વિશ્વયુદ્ધો સરજીને યુરોપે પોતાની બુદ્ધિનું, પોતાની પ્રગતિનું અને પોતાની સંસ્કૃતિનું દેવાળું ફૂંકી દીધું છે. વિશ્વનાં અબજો માનવીઓ હવે એશિયા આગેવાની લ્યે અને એમને સુખી તથા આબાદ જિંદગી ભણી દોરી જાય એમ ઝંખી રહ્યાં છે. એશિયાને શિરે વિધાતાએ સોંપેલી જવાબદારી એ અદા કરે એમાં જ જગતની આશા છે. એશિયાની જવાબદારીનો સારો એવો ફાળો હિંદુસ્તાનને ભાગે આવવાનો છે. માત્ર એશિયાનાં ગુલામો જ નહિ, આફ્રિકાની કચડાયેલી પ્રજાઓ જ નહિ, પણ અમેરિકામાં જેમ હબસીઓ છે તેમ જગતના જે જે દેશમાં પીડિતો પડ્યા છે તે સહુ હિંદુસ્તાન ભણી મીટ માંડી રહ્યાં છે. પોતાનો આ ઐતિહાસિક પાઠ હિંદુસ્તાન સફળતાપૂર્વક અને ગૌરવપૂર્વક ભજવશે એવી શ્રદ્ધા સહેજે જન્મે છે. કારણ કે સંકુચિત રાષ્ટ્રવાદને પાર કરીને આંતરરાષ્ટ્રીય બંધુતાને હૃદયપૂર્વક અપનાવનારા, અને સાથે સાથે કરોડોનું પીઠબળ ધરાવનારા આગેવાનો આજે એકમાત્ર એની ભૂમિમાં જ રહ્યા છે. **મ.**

### વિશ્વશાંતિનો સર્જનપ્રયોગ નવખલીમાં થાય છે

જગત આખું વિખવાદોથી ઘેરાઈ ગયું છે.

દેશ-દેશ વચ્ચેનાં વેરઝેરમાં હવે એક જ રાષ્ટ્રની જુદી જુદી પ્રજાઓ વચ્ચેના કલહોનો ઉમેરો થઈ રહ્યો છે. કોઈ દેશમાં એનાં કારણો આર્થિક છે, કોઈમાં રાજકારી છે, કોઈમાં ધાર્મિક છે. આવાં કારણોથી માનવજીવનની જે સુવાસ ઊડી જાય છે તેનું નુકસાન એમાં ખપી જનારાઓની ખોટ કરતાં ઘણું વધુ મોટું છે. જેમ એક દેશને બીજા દેશ ઉપરથી, એક પ્રજાને બીજી ઉપરથી, એક મઝહબને બીજા ઉપરથી, ઇન્સાનને ઇન્સાન ઉપરથી ઇતબાર ઊડી ગયો હોય તેવી દુનિયાને એટમ બૉમ્બથી શીદ બચાવવી જોઈએ ! માટે જ વિશ્વશાંતિનું સાચું સર્જન કરવાનો બળવાન પ્રયોગ નોઆખલીના ટચૂકડાં ગામડાંમાં ચાલી રહ્યો છે.

પોતાની અહિંસાને અંતિમ અગ્નિપરીક્ષામાં મૂકીને મહાત્માજીએ 'કરેંગે યા મરેંગે'ની અક્ષરશઃ સાચી હોડ બકી છે. એમનો, એમની અહિંસાનો વિજય થાય તેમાં જ હિંદની અને આખા જગતની સંહારમાંથી બચવાની એકમાત્ર આશા છે. ગર્જના કરતા સાવજોના ટોળાં વચ્ચે જઈને ઊભા રહેનારા ખ્રિસ્તી સંત ડેનિયલની યાદગાર તસ્વીરને ગાંધીજીએ આજે હૂબહૂ સજીવન કરી બતાવી છે. મ.

નિષ્ફળતાનો
નિ:શ્વાસ

નવખલીના અહિંસા-પ્રયોગને સફળતા મળી કે નિષ્ફળતા, એ કહેવું બલકે સમજવું વિકટ છે. અપહરણો પકડાયાં નથી, વટલાએલાં સર્વની સ્થિતિ સારી નથી. મહાત્માજીને કદમે કદમે મળેલાં આદર-માન કેટલા પ્રમાણમાં અંતરના હતાં, ને કેટલા પ્રમાણમાં એ 'લપ'ને કોઈ પણ વાતે વળાવી દેવાના પ્રેરિત નાટકરૂપ હતાં ? આજે હવે જ્યારે ગાંધીજી ત્યાંથી ન ખસવાનો નિરધાર જાહેર કરે છે કે તુરત એમને બળજબરીથી હાંકી કાઢવાની ગુલબાંગો ઊઠી છે. એટલું જ નહિ પણ ખુદ મહાત્માજીએ એકરાર કર્યો છે કે, અહીં તો બહુમતી કોમ લઘુમતી કોમની પ્રભુનામ-ધૂનને તો શું, તાળીઓને પણ સાંખવા તૈયાર નથી, માટે યોગ્ય વળતર મળે તો લઘુમતી કોમે આ પ્રદેશ છોડી જવા જેવું છે ! ગઈકાલ સુધી જેણે લોકોને બધો લાપ ત્યજી કોઈ પણ ભોગે વતનમાં ચોંટી રહેવાની વાતો કરી, તે જ પુરુષને આજે ઊઠીને નિષ્ફલતાનો એકરાર કરવો પડ્યો છે, પણ પાછળની વીતક-વાતો તો ભયંકર છે. ગાંધીજીના નોઆખલીમાં જ બેસી જવાના નિરધારને બંગાળની લીગ-સત્તા હવે નહિ સાંખી લ્યે. કદાચ રાજકોટ-પ્રકરણની પુનરાવૃત્તિ થાય. જી.

આપણું કામ
આપણા મહોલ્લામાં

'સમયરંગ' મથાળા હેઠળની 'સંસ્કૃતિ' માસિકની તંત્રીનોંધ, મહાત્માજીની ધર્મયાત્રાને પ્રસંગે આપણી શી ફરજ હોઇ શકે, તે બાબત લખે છે કે—

'આપણે આત્મવીરોનાં આવાં ગુણગાન જ ગાઇશું ? એમની કસોટીના પ્રસંગો હળવા બને અથવા બિલકુલ જ ન આવે એનો આપણી ઉપર જ શું હીકડીક આધાર નથી ?

'આપણે બીજી જાન્યુઆરીથી આજસુધી ગાંધીજી જોડે સવારના આઠથી સાડાનવ મનોયાત્રા કરવાનો પણ પ્રયત્ન કરી જોયો ? આત્મપરીક્ષણ માટે એક જ પ્રશ્ન વિચારીએ : આપણે જે કોમના હોઈએ તેથી અન્ય કોમના માણસોમાં, આપણે જેને હૃદયના ઉમળકાથી ચાહતા હોઈએ એવા આપણને મિત્રો છે ? કેટલા છે ? હૃદયની સાંકડી પાળો વિસ્તારવાનો આ અવસર નથી ?'

મહાત્માજી પણ આપણી પાસે એટલું જ માગે છે. લાગણીના આવેશમાં આવી જઈને કે પ્રતિષ્ઠાના મોહમાં લલચાઈ જઈને એમની પાછળ નોઆખલી ચાલ્યા જવાની કોઈએ જરૂર નથી. જે થોડાં ઘણાં ત્યાં ગયેલાં છે તેઓ પણ ગાંધીજી ત્યાંથી પાછા ફરે તે પછી જીવનભર ત્યાં સેવાકાર્ય કરવા તૈયાર છે ! એવા ખુદ ગાંધીજીના સવાલનો એમાંથી કોઈ હકારમાં જવાબ આપી શક્યું નથી. એ કામ અતિ આકરું છે. બધા એ માથે લ્યે તેવું ગાંધીજી માગતા નથી. એ તો માગે છે કે આપણે જ્યાં વસીએ છીએ તે પ્રદેશમાં, તે શહેરમાં, તે મહોલ્લામાં આપણે એકબીજી કોમો ઉપર ઇતબાર રાખીએ અને સંપીને રહીએ. કોમવાદના પ્રચારકોને છૂટો હાથ મળી રહ્યો છે તેમ કહીને હાથ જોડીને આપણે બેસી રહેવાનું નથી. સાચો કોમવાદ

તો આપણી અંદર જ સૂતો પડચો છે. બહારનો અંધાર તો બિચારો એને જગાડી જ શકે છે—જન્માવી શકતો નથી. મ.

## મેલા હેતુ માટે સારાં સાધનો

સાધન અને સાધ્ય વચ્ચે કેવો સંબંધ હોવો જોઈએ તેની ચર્ચા અનેક દેશના વિદ્વાનો લાંબા કાળથી કરતા આવ્યા છે. આખર જતાં તો ચાહે તેવી તત્ત્વનિષ્ઠ ચર્ચાના ફળનો કયાસ જગતમાં બનતા બનાવો પરથી કાઢવો રહે છે. ૧૯૪૨ના ઑગસ્ટમાં આપણે જોયું તેમ પવિત્રમાં પવિત્ર ધ્યેયને હાંસલ કરવા ખાતર અમુક દરજ્જે હલકાં સાધનોનો ઉપયોગ પણ આપણે કર્યો હતો. એમાં આપણને કેટલે અંશે સફળતા વરી, અથવા તો એ સફળતા આપણાં સાધનોમાંના ઉન્નત તત્ત્વોને આભારી હતી કે અન્યને, તેની ચર્ચામાં ઊતરવાની જરૂર નથી. પણ એટલું નિર્વિવાદ છે કે ઉન્નત ધ્યેય માટે ચાહ્ય તેવાં સારાં–નરસાં સાધનો વાપરવામાં કાંઈ જ ખોટું નથી એવી એક માન્યતા આ દેશમાં ૧૯૪૨ પછી પ્રબલ સ્વરૂપે ફરી વળી છે. પંજાબમાંની લીગની ચળવળ એનાં એ જ—૧૯૪૨નાં—સાધનોનો એક મલિન હેતુ માટે જે રીતે આજે ઉપયોગ કરી રહી છે તેમાંથી સાધન–સાધ્યની ચર્ચાના રસિકોને ઘણું વિચારવા જેવું મળી રહે છે. મ.

## મુસ્લિમ સ્ત્રીશક્તિ પ્રકટ થઈ છે

પંજાબની લીગ–ચળવળમાંથી એક જે યાદગાર તસવીર હિંદુસ્તાનને નિહાળવા મળી છે, તે છે પરદાનશીન મુસ્લિમ ઓરતોની જાહેર રસ્તા ઉપરની કૂચ અને સત્તા સામે ઊંચા મસ્તકે ઊભા થવાની એમની તાકાત. હિંદુસ્તાનની નારી સામી છાતીએ ટીઅર-ગેસ ઝીલતી હોય—ભલે '૪૨ના મુંબઈ–અમદાવાદમાં કે '૪૭ના લાહોરમાં—એ જોઈને કોને મગરૂબી ન થાય? ગમે તેવી પાપલીલામાંથી પણ કાંઈક મંગલ પ્રકટતું હોય છે, તેમ આજે ગેરમાર્ગે દોરવાયેલી મુસ્લિમ મા–બહેનોની શક્તિ પણ એક દિવસ જરૂર એમના બુરખાની બહાર નીકળી એમને કોમવાદનું વિષ પાનારા આગેવાનોથી અળગી ખસી જશે, કોમકોમ વચ્ચેની મહોબ્બતની ગાંઠ બાંધવામાં પોતાના ફરજંદો–ભાઈઓ–ની સમોવડી બનશે એમનાથી ય સવાઈ બનશે એવી આશા જરૂર રાખી શકાય. મ.

## 'વફાદારો' કહીને કેમ ચલાવાય?

મધ્યસ્થ ધારાસભામાં પ્રશ્નોત્તરી દરમિયાન અમેરિકામાંના હિંદી પ્રચારખાતાનો થોડોક ઉલ્લેખ થયો છે. એમાંથી ઊભી થતી નીતિના પ્રશ્નની અગત્ય માત્ર એ જ ખાતા પૂરતી નહિ પણ મધ્યસ્થ તથા પ્રાંતિક તમામ પ્રજાકીય સરકારો માટેની છે. એ તો જાણીતી વાત છે કે છેલ્લાં કેટલાં ય વર્ષો દરમિયાન અમેરિકામાંના બ્રિટિશ એલચીખાતાની મદદ વડે અને આજે હિંદ પાછા ફરી રહેલા શ્રી ગિરજાશંકર બાજપાઈની આગેવાની નીચે અમેરિકામાંના હિંદી પ્રચારખાતાના યુરોપિયન અને કોમવાદી દેશી અમલદારોએ આ રાષ્ટ્રની ભયંકર બદબોઈ કરવી ચલુ રાખી છે. ગાંધીજીને જાપાનપક્ષી, કોંગ્રેસને ફાસિસ્ટ અને વતનપ્રેમી લડવૈયાઓને દુનિયાની નજરમાં પાંચમી કતારિયા ગણાવવા માટે આ આખા ખાતાનાં માનવીઓએ સતત પરિશ્રમ લીધો છે. એમ કરીને એમણે પોતાની જાતને સાચા અર્થમાં દેશદ્રોહી સાબિત કરી છે. પરદેશી સરકારની નોકરી કરવી એ એક વાત છે, અને દેખીબૂઝીને પોતાની શક્તિ માતૃભૂમિને કલંકિત બનાવવામાં વાપરવી તે બીજી વાત છે. 'માફ કરો ને ભૂલી જાવ'ની નીતિમાં પણ એનો સમાવેશ થઈ શકે નહિ.

અમેરિકામાંના એ પ્રચારખાતાના માણસો હવે બદલવામાં આવશે કે નહિ? તેવા સવાલનો જવાબ સરદાર વલ્લભભાઈએ એમ આપ્યો છે કે, એ માણસોએ ભૂતકાળની સરકારની વફાદારીથી સેવા કરેલી તેમ આજની સરકારની પણ કરશે—મતલબ કે એમને સ્થાને નવી નિમણૂકો કરવાનો હાલમાં ઇરાદો નથી. આ જવાબને મધ્યસ્થ ધારાસભાના સભ્યોની માફક બીજાઓ પણ ભલે હસાહસથી આવકારે, પણ એ વાત માત્ર હસી કાઢવા જેવી નથી. 'નેશનલ હેરાલ્ડે' લખ્યું છે તેમ—

'આ નિવેદનમાં એક મહત્વની ચર્ચાનાં

બીજ સમાયેલાં છે—શું આજની રાષ્ટ્રવાદી સરકારે અને ભવિષ્યની આઝાદ હિંદની સરકારે માત્ર, અથવા મુખ્યત્વે, અંગ્રેજોની સ્વેચ્છાએ સેવા કરનારા આ સનદી નોકરો પાસેથી જ કામ લેવાનું છે? આ સવાલનો પ્રામાણિકતાથી, વિચારપૂર્વક અને હિંદી પ્રજાને સંતોષ થાય તે રીતે જવાબ આપવો જોઈએ.'

સરદાર વલ્લભભાઈ જેવા સુજ્ઞ આગેવાનને મોઢેથી વફાદારીની આ વાત સાંભળનારને સ્તબ્ધ કરી દે તેવી છે. વફાદારીથી તો હિંદી સૈનિકોએ ક્યાં અંગ્રેજોની સેવા નહોતી કરી! છતા એમને મન જે વફાદાર હતા તેને આપણે ભાડૂતી 'મર્સીનરીઝ' કહેલા. આજ આપણાથી ઊઠીને એમ કેમ કહેવાય કે, અમે તો વફાદારીથી સંતોષ માનશું. અંગ્રેજોની જેમણે વર્ષો સુધી ગુલામી કરેલી છે તેઓમાંના બહુ ઓછા માણસો આ રાષ્ટ્રની પ્રજાકીય સરકારની પણ વફાદારીથી સેવા કરશે. પણ ધારો કે એ કરે, તો પણ આપણે એવી વફાદારી હરગીઝ ન ખપે. આપણે વફાદારી નહિ પણ ભાવના જોઈએ. આપણે કૂતરાં નહિ પણ માનવી જોઈએ છે. મ.

## નવા લોહીની ભરતી જરૂરી છે

મધ્યસ્થ અને પ્રાંતીય પ્રજાકીય સરકારો હેઠળનાં બીજાં તમામ ખાતાં અંગે પણ આ જ વાત કહેવાની રહે છે, પરદેશખાતું પંડિત જવાહરલાલના હાથમાં હોય તે પૂરતું નથી. એમની નીચેના એલચીઓ પણ શ્રી. અસફઅલી જેવા જોઈએ, અને એ એલચીખાતાના માણસો પણ 'વફાદાર' માંહેલા નહિ પણ વતનપ્રેમીઓ જોઈએ. શ્રી અમુક કે શ્રી તમુક પ્રધાન બન્યા તે પૂરતું નથી, એમના હાથ નીચેનાં ખાતાંના વડાઓથી માંડીને નીચે સુધીના અમલદારો પણ બદલાવા જોઈએ. ૧૯૪૨–૪૩ દરમિયાન સિતમ ગુજારનારાઓ કે લડાઈના ૭ વર્ષો દરમિયાન લાંચ-રુશ્વતથી રુંવે રુંવે સડી ગયેલાઓ તો શક્ય હોય તેટલા પ્રમાણમાં જવા જ જોઈએ

અહીં અગાઉ લખાયું છે, અને ફરી લખીએ છીએ કે, આખા અમલદારી તંત્રમાં નવા લોહીની ભરતી થવી જોઈએ. જેમનામાં ચોક્કસ વિધાયક (પોઝિટીવ) ભાવનાઓ નથી તે સ્વરાજતંત્રનો ભાર નહિ ઉપાડી શકે, કન્ટ્રોલનો સુવહીવટ એ નહિ કરી શકે, રુશ્વતખોરીથી અળગા એ નહિ રહી શકે, નફાખોરો-કાળાં બજારિયાઓને એ નહિ પકડી શકે, મક્કમ, અને છતાં તોમવાદથી રહિત, એ નહિ બની શકે; ગવર્નરને બદલે એ બેર સાહેબને કદાચ સલામ કરશે, પણ પ્રજાની સેવા એ નહિ કરી શકે, પ્રજા અને પ્રધાનો વચ્ચે એ જીવતી ધબકતી કડી નહિ બની શકે. મ.

## 'નથી મળતા' એ તો બહાનું છે.

કોઈ એમ ન કહે કે આવા માણસો આપણા દેશમાં જલદી મળતા નથી. નેતાજીએ આખી આરઝી હકૂમત અને આખી આઝાદ ફોજ આ દેશનાં મલની-ઓમાંથી, અહીંના જ જુવાનો અને યુવતીઓમાંથી ઊભી કરી હતી, અને આખરી દિન સુધી એના તંત્રનું નમૂનેદાર સંચાલન કરી બતાવ્યું હતું. જુવાનોની રગેરગમાં તેઓ ગરમ લોહી પેદા કરી શક્યા, તો બીજાઓ પણ કરી શકે. લોહિયાળા સંગ્રામમાં એક વસ્તુ થઈ શકી અને અહિંસક યુદ્ધમાં એ ન થઈ શકે, એવો પરાજય કોઈ યોદ્ધો નહિ સ્વીકારે. દેશભરની પ્રજાકીય સરકારોની એ ફરજ છે કે, દેશપ્રેમી કાર્યકર્તાઓની એક આખી હારમાળાને સરકારી તંત્રમાં ભરતી કરે.

આ દેશમાં હિંસક ક્રાંતિ થઈ હોત તો સેંકડો અમલદારો એમાં સાફ થઈ ગયા હોત અને વિજેતા પ્રજાસેનામાંથી એનું સ્થાન લેનારા જુવાનો ટપોટપ આગળ આવ્યા હોત. આપણા સંજોગો જુદા છે અને એ જીવતા રહ્યા છે, તેથી એમને સત્તાસ્થાને પણ ચાલુ રાખવાનું કોઈ કારણ નથી. વાત દીવા જેવી સાફ છે. મ.

## કાળાં બજારના નિરાકરણનો માર્ગ

આચાર્ય કૃપાલાનીએ એક ભાષણમાં કાળાં બજારીઆ અને નફાખોર વેપારીઓનો બહિષ્કાર

[ અનુસંધાન પૃષ્ઠ ૮૩ ]

# કાળચક્ર

ઝવેરચંદ મેઘાણી

## પ્રકરણ પંદરમું

### 'ભૂતખાનામાં હું ક્યાં આવી પડી!'

બહારનાં બારણાં ઉઘાડાં જ રાખોને!'

રવેશમાંથી નીચે રસ્તા પર નજર કર્યા પછી બેઠકમાં આવીને મનોહરલાલે ઘાટીને એ સૂચના આપી; અને પત્નીને કહે કે, 'ચાલો, ચા નાસ્તો તો ઇન્સ્પેક્ટર-વાર સાથે બેસી કરીએ.'

'આવી પહોંચી પોલીસ?' માણેકબહેનના ચિત્તમાં હલબલાટ થયો તે અછતો ન રહી શક્યો. એમણે જરા વધુ વ્યાકુળતા બતાવતાં વિમળાને કહ્યું: 'ઘેલી! હું તો ચાલી! આવું ધાર્યું જ નહોતું. ઘરમાં કોણ રહેશે? આમને કોણ સાંભળશે? તું બેન, આંહીં રહીશ ને? મુંઝાઈને ચાલી નહિ જાને? જલદી કર બેન, હું નાહી લઉં, ને કોઈક મારું બિસ્તર કાઢો.'

મનોહરલાલે ધીરેથી ઊભા થઈ, પત્નીનું બાવડું પકડી, ખુરસી તરફ ધકેલતાં ધકેલતાં હસીને કહ્યું: 'કશી ઉતાવળ નથી એ બધી વાતોની. ચાલો, પહેલું કામ પહેલું પતાવો. બિસ્તરમાં તો દાંતીઓ કાંસકી, સ્નો, તેલ, કંકુની શીશી, વગેરે બધું હું જાતે જ ભરાવીને પાછળ મોકલીશ. હું જ સુપરવાઇઝ કરીશ ને!'

પછી ધીરેથી વિમળાને મનોહરલાલે સૂચના દીધી: 'પેલી રિવોલ્વર—સમજ્યાને!—નાની બંદૂકડી, મારા સૂવાના ખંડમાં ટેબલ પર પડી છે ને, તે રસોડામાં લઈ જઈ લોટના ડબામાં દાટી દો.'

ત્યાં તો ચહાની ટ્રે લાવનાર ઘાટીએ શાંતથી સંભળાવ્યું: 'તો મીં ઠેવલેલા આહે—હો! ઠેવલેલા આહે.'

આમ કહેતાં કહેતાં એ અદ્ભૂત લાગતા માણસે, ગુજરાતીઓ જે છટાથી નકાર ભણવામાં માથું આડું હલાવતા હોય છે, તે છટાથી હકારમાં એનો મોટો તોલો હલાવ્યો.

'બ...રૂ–રા!' (એટલે કે વારુ!) મનોહરલાલે જરાપણ સંક્ષુબ્ધ બન્યા વગર, નહાવાનું પાણી કાઢ્યું છે એમ કોઈ કહે અને જે રીતે જવાબ આપે તે રીતે ઘાટીના આ કાર્યને અનુમોદન આપ્યું, ત્યારે માણેકબેન અને વિમળા, એ બેઉ તો આ શેઠ–નોકર વચ્ચેનો વ્યવહાર દેખી સૂનસામ ઊભાં થઈ રહ્યાં.

રિવોલ્વર! લાઇસન્સ વગરની રિવોલ્વર! અને આજે સવારને પહોર ટેબલ પર! તે પણ પાછી રામાએ ઠેકાણે મૂકી! વધુ આશ્ચર્યને બહલાવવાની વેળા નહોતી. બારણે ઘંટડી વાગી. પણ દ્વાર તો ખુલ્લું જ હતું, ને એ દ્વારની આગળ જ બેઠકનો ખંડ હતો.

ત્રણેક યુનિફોર્મધારી સિપાહીઓને બહાર રહેવા દઈ પોલીસ સબ–ઇન્સ્પેક્ટરે અંદર પ્રવેશતાં કહ્યું કે, 'કાં, ચા પીવા આવું કે શેઠ સાહેબ?'

'આવો સાહેબ, તમારી જ રાહ જોઈએ છીએ,' મનોહરલાલે જેમ બેઠા હતા તેમજ બેસી રહીને નિમંત્રણ આપ્યું.

'ઓહો! આ ઘરમાં તો હું પહેલી જ વાર આવું છું.' એમ કહેતા કહેતા પોલીસ અધિકારીએ ઘરની અંદર જરા આગળ કદમો માંડ્યા, એટલે મનોહરલાલે ઊઠીને, હાથમાં ચહાનાં કપ–રકાબી સાથે અફસર પાસે જઈ કહ્યું: 'અગાઉ અહીં નથી આવ્યા? ચાલો ચાલો, મકાન બતાવું.'

મનોહરલાલે મહેમાનને ઓરડા પછી ઓરડામાં, રવેશમાં, બાથરૂમોમાં પણ, અને રસોડામાં સુદ્ધાં, સાથે લીધા. દરેક સ્થળ, આલમારી, ટાંકું, ભીંત–કબાટ, બતાવતે બતાવતે એણે કહ્યું: 'આમાંની કેટલીયે સગવડો મારે ખરચે જ મારે કરાવવી પડી છે. ઘરધણી તો મખ્ખીચૂસ છે. આ જુઓ, મેં એને કહ્યું કે અહીં બળતણ રાખવાનો મેડો નાખી શકાય તેવી જગ્યા છે ઊંચે. પણ એ કહે કે પૈસા નથી! મારે મોટાં મોટાં પીપમાં કોલસા રાખવા પડતાં.' આમ કહી પીપો ખોલીને બતાવ્યાં, પછી કહે કે, 'ઉપરે મારે ખર્ચે, મારે મેડો કરાવી લેવો પડ્યો.'

ઘરધણી ઘર બતાવતો હતો, ને પોલીસ અમલદાર એની કન્યાનું વેવિશાળ કરવાને માટે કેમ જાણે આવ્યો હોય એવા રસથી દરેક ખૂણો ખાંચરો, પલંગ, કબાટ, ટાંકું ને મેડો જોતો હતો. બેઉ જાણતા હતા કે જોવાનું ને દેખાડવાનું પ્રયોજન જુદું જ હતું. પણ પોલીસ અમલદારની તો પ્રામાણિક માન્યતા હતી, કે મનોહરલાલ શેઠ પોતાનો બ્લૉક અને પોતાની શાનદાર રહેણીની ઢબ બતાવવાને સાચેસાચ ઉતેજાર હતા એણે હજુ પણ વિશેષ ખૂણા ખાંચરા જોતે જોતે તારીફ વહાવી : 'આ આખું ક... બિલ્ડિંગ એક સાક્ષાત ભૂતખાનું છે. ફક્ત એક આ તમારો બ્લૉક સ્વર્ગીય લાગ્યો. માણેકબેન તો વારંવાર મળે, આજ તો થયું કે આપને મળું.'

'સારું કર્યું. આવો દીવાનખાનામાં. ચા તો પીઓ. હું મિલમાથી નવરો થાઉં જ નહિ, એટલે ભાગ્યે જ મારા મિસિસના જેવા સોશ્યલ સંબંધો બાંધી શકું છું. મને એવી ફુરસદ પણ નથી. બાકી તો એમનામાં હું આવી જ રહું છું ને! આજે જ જુઓને, બજારોમાં ઉથલપાથલ થાય છે, ને મારો ટેલીફોન જ બોટકાઈ ગયો હતો. તમે ભાઈ સાહેબ, આ ધરપકડો હજુ જરા વહેલી કરી હોત તો શું ખોટું હતું!'

'શું કરીએ સાહેબ! કમબખ્ત ગુલામી...પાપી પેટ પડ્યું છે ને...બાકી તો હવે 'સ્વરાજ' થઇ જાય એટલે અમારે કાળા હાથ કરવા મટે...'

એવાં એવા સલૂણાં સુંવાળા વાક્યો વાપરતે વાપરતે અધિકારી ચા પીવા બેઠા ત્યાં તો માણેકબહેન બાજુમાંથી આવ્યાં, ને બોલ્યાં, 'કાં, હું તૈયાર છું.'

'પણ હું તૈયાર નથી ને?' અધિકારીએ નવાઈ ઉપજાવી; એની નજર તો બીજે જ બધે ઘૂમતી હતી. ઊંચે ખીંતીઓ પરનાં કપડાં, અને નીચે પગરખાંની જોડીઓ પર એની આંખો હતી. પછી શાંતિથી એણે પૂછ્યું : 'પેલા ભાઈ ક્યાં ગયા?'

'કોણ વળી!'

'પેલા સુધાકર.'

'કોની વાત કરો છો?' મનોહરલાલે ચકિત બનીને પૂછ્યું.

'એક વિદ્યાર્થી અહીં રહેતા હતા ને તેની.'

'અરે હા.' માણેકબહેનને યાદ આવ્યું, કે એ ભાઈ તો આગલી રાતે ઘરમાં પાછા જ ફર્યા નહોતા. એમણે કહ્યું, 'કેમ? એમનું વળી શું છે?'

'બીજું તો શું હોય? વૉરન્ટ.' અમલદારે ગજવામાંથી કાગળ કાઢ્યા; ને નામો વાંચ્યાં; 'સુધાકર, રાજમોહન, શર્મા, ઉર્ફે હીરાલાલ.'

'આ નામનું તો કોઇ નહોતું,' માણેકબહેને કહ્યું : 'તમે ઘર ભૂલ્યા લાગો છો!'

'હાં–હાં એમજ ત્યારે તો. કંઈક ગલતી થઇ હશે. વારુ. ત્યારે માફ કરશો. હું જઇશ.'

'કેમ? મને નથી લઈ જવાની?'

'વૉરંટ નથી, એટલે દિલગીર.'

'અરે પ્રભુ!' મનોહરલાલે નિઃશ્વાસ નાખ્યો.

'કેમ સાહેબ?' અધિકારી હસ્યા.

'આશા હતી કે મારે વર્ષ બે વર્ષ સાડીઓનું ખરચ બચશે.'

'એવું ફોગટ બોલો ના,– ગૉડ ફર્બીડ (પ્રભુ એવું ના કરે.) સાડીઓનો આપની મિલમાં ક્યા દુકાળ છે?' એમ કહીને એ અધિકારી ઊઠ્યો ને બોલ્યો : 'વોરન્ટ કાઢનાર પણ બેવકૂફોના સરદારો મળ્યા છે. મકાનનો નંબર જ ખોટો મૂક્યો! માફ કરજો.'

'પણ મને આ વખતે કેમ લાભ નથી મળતો?' માણેકબહેનને આ કૌતુક અકળ બન્યું.

'તમે તો હવે ક્યાં લિસ્ટ પર રહ્યાં છો! નામ નીકળી ગયું છે. મોજ કરોને બાઇસાહેબ! સારું થયું તે તમે આમાંથી નીકળી ગયાં. મનોહરલાલ શેઠ તો સરકારના માનીતા કહેવાય. કારખાનેદારોને તો અમારે સંભાળી લેવાના છે. તમને લઇ જઇએ એટલે મનોહરલાલ શેઠનું મગજ કામ કરી શકે નહિ, સરકારને એ પરવડે નહિ. લ્યો સાહેબજી!'

બારણાં તરફ જતાં જતાં એણે એક ઓરડામાં સંકોડાઈને ઊભેલી વિમળાને નજરમાં લીધી; મનોહરલાલ તરફ ફરીને કહ્યું : 'કોઇ મહેમાન જણાય છે!'

'હા, તમારી ગણતરી બહાર તો અમારા ઘરમાં કોઈ હોઇ શકે જ નહિને!'

' માણેકબહેનના આ કટાક્ષથી અમલદાર હસ્યો. ને બોલ્યો : ' નહિ, નહિ, એટલાં સખ્ત ન બનો. હું તો આ ઘરનો સ્નેહી માણસ છું. તમારી દીકરીઓને તો હું રોજ સ્કૂલને રસ્તે મળું. મને એ 'કાકાજી' કહી બોલાવે, હું બચ્ચાં કહી ખબર પૂછું, પણ આ તો નવો ચહેરો જોયો એટલે સહેજ !'

'વાહ! વાહ!' કહેતા મનોહરલાલે એમને બારણા બહાર મૂકતાં મૂકતાં જરા ટમકું મૂક્યું; 'નેતાઓની રાઉન્ડ-અપ પણ તમે ભારી કુનેહથી કરી. શું થાય પણ બીજું ? અત્યારે કોંગ્રેસે આવું નહોતું કરવું જોઈતું. દુશ્મનોના હાથમાં રમી ગઈ કોંગ્રેસ.'

' દરેક સમજદાર માણસ એમ જ કહે છે. પણ એમ તો સાહેબ, સરકાર પણ એ જ લાગની છે. નાક દાબશું તો જ મોં ખોલશે.'

' લાંબું ચાલશે આ બધું ! તમે શું ધારો છો ?'

' અરે, પ્રભુ પ્રભુ કરો શેઠ ! પંદર દિવસમાં તો સરકારને નાકે દમ આવી જવાનો. 'કરેંગે મરેંગે' એ સ્લોગનથી જ ટાંટિયા ધ્રૂજી ગયા છે ને ! ક્રિપ્સ ગયો, પણ ખુદ ચર્ચિલને આવ્યો સમજોને !'

' અમેરિકા દબાણ કરશે કે ?'

' કરશે શું ! રુઝવેલ્ટે ચોખ્ખું કહી દીધું જણાય છે.'

' કે ?'

' કે હિંદનું પતાવો, નહિતર અમેરિકા લડાઈમાંથી જ હટી જશે.'

' પણ ચર્ચિલ ઠરે શું ? તમારું પતાવવું જોઈએ કોંગ્રેસે ?'

' અમારું ?'

' મુસ્લીમ લીગનું.'

' હા-હા-હા-હા-' અધિકારી હસી પડ્યો : ' અમારે ને લીગને શી નિસ્બત ? હું મુસલમાન છું તેથી શું લીગનો થઈ ગયો ? હરિ હરિ કરો સાહેબ ! લ્યો જે ! જે !'

એમ બોલતો, હવેલીએ હિંડોળાનાં દર્શને દોડતા હિન્દુને પણ આંટી દે તેવી અદાથી હાથ જોડીને એ અધિકારી દાદર ઉતરતો પેલા પોલીસોને કહે કે ' હવે ચલોને ભાઈ ! કયા ખડે હો. જલદી ચલો, ટેલીફોન કરે, કુછ ગલતી હો ગઈ હૈ. કમબખ્ત વારંટ નિકાલને વાલે ભી મેરે પાંઉકી જૂતી કે લાયક હૈ.'

ઘરમાં આવીને મનોહરલાલ પત્નીની સામે જોઈ રહ્યો. માણેકબહેન શરૂમાં જેમ સમતા ખોઈ બેઠાં હતાં, તેમ અત્યારે કંઈક નિરાશ હતાં. પતિએ પૂછ્યું: ' આ કોને માટેનું વોરન્ટ ? એ નામો કોનાં હતાં ?'

' કંઈ ખબર ન પડી.'

' બકોરભાઈ તો નહિ હોય ?'

' શી વાત કરો છો ? મોંએથી માખ ઉડાડવાના તો વેતા છે નહિ.'

માણેકબહેન જેના નામ પર આમ કહી હસ્યાં તે બકોરભાઈ, એટલે એમના ઘરમાં રહેતાં પેલા ત્રણ ચાર જણ માંહેલો એક ભણેલો, વેદિયો, પૂરું બોલવાની ય ત્રેવડ વિનાનો એક પ્રૌઢ માણસ. એ પોલીસના કાળા-પત્રકમાં હોઈ શકે નહિ ! પત્ની હસી એટલે પતિએ વાત પડતી મૂકી.

' જુઓ,' માણેકબહેને હર્ષ દેખાડ્યો: ' પોલીસવાળા પણ માને છે, કે આ લડત લાંબી ચાલે તેમ નથી.'

' તું નહિ સમજી શકે.' એટલું જ બોલીને પતિ અટકી ગયો.

પડોશીઓ મનોહરલાલને ઘેર પોલીસ આવીને ચાલ્યા ગયાનું જાણ્યા પછી પોતપોતાના બ્લોકનાં બારણાં ઉઘાડી ધીરે ધીરે, કોઈ જોતું તો નથી ને એની તકેદારી રાખી, ડોકિયું કરવા આવ્યા, અને એક જ પ્રશ્ન કરવા લાગ્યાં: ' કેમ, કંઈ ખબર પડી ? નેતાઓને ક્યાં લઈ ગયા ? કદાચ દેશની બહાર જ ઉપાડી જશે; કોઈક ટાપુ પર રાખશે; સા......ઠાર તો નહિ મારે ને ? પણ જામી ગઈ બરાબરની. ગામો સળગાવવા મંડ્યા છે. મિલમજૂરો જંગ જમાવી દેશે. એ ધાટા જ સરકારને પહોંચશે. સાચા મરણિયા તો એ જ છે. કાંઈ ખોવા રોવાનું નહિ ના !'

દિવસ ચડતો ગયો. સૂર્ય તપતો ગયો. આગલી રાતની પ્રકૃતિનાં વાદળાં વિખરાતાં ગયાં, તેમ તેમ ૯ મી ઓગસ્ટનું રુદ્ર-રૂપ પ્રકાશતું આવ્યું. ગ્રામો, કોલેજો ને કારખાનાં, પાળ તૂટે ને તળાવો રેલે તેમ

રાજમાર્ગો પર ઠલવાતાં ગયાં. શિવાજી પાર્કે નારીઓની સમરવીરતાનો જે ઇતિહાસ આલેખ્યો એનાં મુંબઈમાં યશોગાન ગવાયાં. ધ્વજવંદનને અશક્ય બનાવવા માટે અશ્રુવાયુ છોડનારી પોલીસ-બંદૂકો બોડી પડી. શિવાજી પાર્કની ચારે ફરતી ઇમારતોની ઊંચી ઊંચી બારીઓ ગોખો ઝરૂખાઓ પરથી પાણીમાં ભિંજાવેલાં કપડાંનો મેઘ વરસ્યો. અશ્રુવાયુએ ગૂંગળાતી ગુજરાતણોએ, આ પાણીમાં બોળેલા રૂમાલો વડે આંખો ટાઢી કરીને ઉઘાડી,—સામે લહેરાતો હતો, શિવાજી પાર્ક પરનો ત્રિરંગી ઝંડો.

વિમળાની આંખો આવું કશું દેખતી નહોતી. એની નજરને રૂંધીને પેલો પોલીસ અધિકારીનો પડછાયો રાત્રિદિન લાંબો ટૂંકો થતો હતો. એણે મને કેમ નજરમાં લીધી? એ નજરના સાણસા વચ્ચે હું શા માટે ચગદાઈ ગયા જેવી બની ગઈ છું? આ માણેકબહેન તો મને અહીં એકલી મેલીને બહાર કોણ જાણે ક્યાં ચાલ્યા જાય છે. વહેલાં મોડાં ફાવે ત્યારે પાછાં આવે છે. પેલાં ત્રણ ચાર જણાં, જે અહીં સૂતાં, ચર્ચાના તડાકા મારતા, ને બેવકૂફ વેદિયા જેવા જણાતા, તે ક્યાં ગાયબ બની ગયા?

અને બીજી આ શી વિચિત્રતા, કે હવે હરરોજ પરોઢિયે 'દૂધ લેજો બાઈ!' એવી બૂમ મારીને દૂધવાળો ટોકરી બજાવે છે, સારે શાટીને સૂતો રાખીને મનોહરલાલ પોતે દૂધ લઈ લેવા ઊઠે છે! દૂધવાળાની સાથે ગુસપુસ વાતો શું કરી લે છે! એમના વાર્તાલાપના બોલ સમજાતા નથી.

પાંચમે દહાડે રાતે વળી કોઇક નવો પોલીસવાળો સાર્જન્ટના પોશાકમાં આવ્યો હતો. તેને મનોહરલાલે છેક બેડ-રૂમમાં લઈ જઈ વાતો કરી. હમણાં હમણાં તો મનોહરલાલ, ટાણે કટાણે આવી, બારણા પર ઊભી રહેતી પિત્તળનાં વાસણ વેચવા આવનારી કોઇક ઓની જોડે, કોઇક પસ્તી ખરીદવા કે કોથળા ખરીદવાની ફેરી કરનારાઓની સાથે પણ વાતો કરે છે. વિમળાના કાન પર એ વાતોનાં વિચિત્ર શબ્દ-ઝૂંમખાં અફળાય છે. શાંગ્યાતૂટયા શબ્દો વડે પતી જતી આ વાતચીતનો એક ઇસારો પણ મનોહરલાલ કોઈ ઘરનાં માણસ જોડે કરતા નથી, અને રેડિયો પર પેલો સાઇગોનનો સમય થતાં કદી ચૂકતા નથી. દુનિયા આખી જાણે કે આ ઘરમાં કોઈક ભેદભરમભરી વાતોને સ્વરૂપે ઘૂમરાઈ રહી છે.

એક વાર તો વિમળાએ જોયું, કે રાતે પોલીસ સાર્જન્ટને વેશે આવનાર માણસને મનોહરલાલે કશુંક ચાવી જેવું આપ્યું; અને કહ્યું, કે 'જૂના સ્ટોર-રૂમમાં.'

આ ગુપ્ત ક્રિયાઓને બાદ કરીને વિમળા જોતી હતી, તો મનોહરલાલ અન્ય આવનારાઓની જોડે રૂ અને કાપડનાં બજારો જ ચર્ચતા, સોનાના, રૂપાના ચડતા ઊતરતા ભાવો છાપામાં વાંચતા, ટેલીફોનો કરતા તેમાં પણ બજારોમાંથી અમૂક માલનો આટલો કે તેટલો જથ્થો ખરીદવા વેચવાનો જ વિષય હતો. સામેથી કોઈક કશું પૂછતું હોય અને તેના જવાબમાં જ પોતે કહેતા હોય કે—

'એમાં કંઈ માલ નથી. પાણીમાં ભેંસ બેસી જાય તેમ બધી ચળવળ બેસી જવાની છે. છોકરમત માંડી છે સૌએ! લ્યો, ઑગસ્ટની તા. ૮ મીની અર્ધરાત સુધી સંત પુરુષે એમ જ કહ્યા કર્યું, કે સૌ પોતપોતાને ફાવે તેમ કરજો! અને હવે પાછા છાપામાં ચેલકાઓ ચીતરવા મંડ્યા છે, કે અહિંસક રહીને પૂલો તોડજો, પાટા ઉખેડજો, તાર ટપાલ રૂંધજો... અ...હિં...સ...ક રહીને કરજો! છે ને અક્કલનાં પડીકાં! હા-હા-હા-હા—દેશનાં વ્યાપાર ઉદ્યોગોને ભડાકામાંથી ખટવવાનું ને ઊભા કરી દેવાનું ખરું ટાણું છે, ત્યારે જ આ મોંકાણ માંડી. જવા દો ને સાપ! જવા દો હવે. નિરાંતે જેલોમાં બેસી કાંતતાં કાંતતાં ને ખજુર પોપૈયાં ખાતાં ખાતાં સૂઝે આ બધું. આપણું વેપારીઓનું આ કામ નથી. અત્યારે તો રળવાનો વખત છે.'

અને ફરી પાછા મનહરલાલ રેડિયોનો કાંટો ફેરવતા સમાધિગ્રસ્ત બની જતા. એના એ જ આંક પર એનો કાંટો ઠરતો: બર્લિન સ્ટેશન, ટોકિયો સ્ટેશન, સાઇગોન સ્ટેશન ને સિંગાપૂર સ્ટેશનઃ મશીન-ગનમાથી તડ-તડાટી થતી હોય એવી એ સ્ટેશનોની આકાશવાણી છૂટતી: જોશીલી જબાન એવો ભાવ પેદા કરતી કે જાણે બ્રિટનની છાતી પર કાંઈક બંદૂકોની ધાણી ફૂટી રહી છે.

એકાએક સાઇગોન પરથી એક સ્વર સંભળાયો 'મારું નામ ગુલઝાર. મારા બાપનું નામ કાસમ. અમે

દેસાઈ વોરાઃ મારું ગામ કાઠિયાવાડમાં ખેરાળી. દગલબાજ સુવરના બચ્ચા રંગરૂટવાળાએ મને ફસાવીને ફોજમાં ધકેલ્યો. આજ હું આઝાદ છું. અય મુસલમીનો ને હિંદુઓ! એક બનો. વતનને માટે મરી ફીટો. અમે તો અહીં આઝાદીનો સ્વાદ ચાખ્યો છે. મારાં તમામ સગાંને સુખી ગુલઝારના સલામ આલેકુમ. મારી ઓરત હૂર......'

ટેં-ટેં-ટેં-ટં એવા કોઇ વિચિત્ર અવાજે એકાએક આ બયાનને દબાવી દીધી. પણ વિમળાના નજીકના ખંડના બારણા પાછળ એકાગ્ર બનીને સાંભળતા બે કાનને માટે આટલું બસ થઈ પડયું. રાત્રિએ એ પોતાની બા પર કાગળ લખવા બેસી ગઇ. એમાં સૂચના હતી, કે હુરબાઇને છાનીમાની ઘેર બોલાવીને આ સમાચાર સંભળાવજે.

તે દિવસનો રેડિયો સાંભળ્યા પછી વિમળાનો મિજાજ બદલી ગયો. અજાણ્યા, ઉગ્ર, ભેદી, અને એકાએક પોતાને ઘેરી વળેલા મુંબઈ આવ્યા પછીના બનાવોએ એને જે ગૂંગળાટ કરાવ્યો હતો તેનાથી એ પર ચાલી ગઈ. માણસની જિંદગીની અંધારગલીને પેલે પાર મોકળો પ્રદેશ જ્યારે એકાએક આવી પહોંચે છે, ત્યારે રોમહર્ષણ થાય છે. વિમળાના અંતરમાં નવી પુલક ઊપડી ગઈ. મનોહરલાલને તો આ સીંગાપોર-રેડિયોના સમાચારનું વિશિષ્ટ રહસ્ય જાણીતું નહોતું. અને માણેકબહેન ખાદીની ફેરી તેમજ ફંડ ફાળાની વ્યવસ્થામાં રાત સુધી બહાર બજારોમાં એટલાં ગરકાવ હતાં, કે વિમળામાં એમણે ઘેર આવીને નિહાળેલું પ્રફુલ્લિતકર પરિવર્તન દેખી છૂપી ધરપત વળવા ઉપરાંત વધુ કંઈ રસ પડયો નહિ. ઘેર આવીને એ ફક્ત એટલું જ જોઇ લેતાં, કે વિમળાને, છોકરાં સતાવતાં તો નહોતાં ને? પણ છોકરાં તો વિમળાની સાથે જ સૂતાં ને સાથે જ ઊઠતાં. નાનો બાબો પણ બાનું નામ લેતો નહોતો. મનોહરલાલનાં ખાનપાન, કપડાં, નાવણ દાતણ વગેરેનું ઝીણામાં ઝીણું જતન થતું હતું. ઓછાબોલા મનોહરલાલ અને લજ્જાળુ વિમળા વચ્ચે અમસ્થો યે વાણીવ્યવહાર નહોતો થતો, ઉપરાંત પોતાની કોઈ પણ ખાંસિયતને સાધન સામગ્રી વિના રહેવું નહોતું પડતું એટલે મનોહરલાલના હોઠ વિમળા પ્રત્યે મૂંગા રહેતા. આંખો પર તો એ આકાશી રંગનાં ચશ્માં ચડાવતા, ને એને ઊંચે જોવાની ભાગ્યે જ ટેવ હતી.

માણેકબહેન રાતે આવે ત્યારે ઘર્ણુંખરું તો ગળાનો ઘૂઘરો ખખડાવીને, લોથપોથ થઈ સોફા પર પડતાં પડતાં આવું આવું કંઈક બોલેઃ—

'આજ તો બસો તાકા ઊપડી ગયા. આજ તો પહોંચી ગઇ બરજોરજી શેઠને બંગલે. બડા પક્કા! કહે કે ખાદીને તો હું અડકું પણ નહિ, એક તસુ પણ લેવસ નહિ; પણ છેવટે તો બાપડા પાણી પાણી થઈ ગયા, પચીસ તાકા લઇ લીધા. હરિજન ફાળામાં પણ પહેલાં તો ગરમ ગરમ થઈ કંઈક ઉકળાટ મચાવ્યા, પછી રૂપિયા સો ભરી દીધા.'

વળી કોઇ બીજી રાતે—

'આજ તો મીર માર્યો. સર દેસાઈને બંગલે પહોંચી ગઈ. પક્કા સામ્રાજ્યવાદી. પણ મેં કહ્યું કે સાહેબ, હું તો તમારી દીકરી બનીને આવી છું. તમારા રાજકીય વિચારો ગમે તે હોય, પણ શું દીકરીને ખાલી હાથે પાછી વાળશો? પછી તો ગળી ગયા, ને દસ તાકા ખાદી લીધી, હરિજન ફાળામાં રૂપિયા બસો ને એક દીધા. મને કહે કે જોજે હો, સેમેટિજની ચળવળમાં વાપરતી નહિ...'

પત્નીનાં આવાં આવાં, આત્મગૌરવનાં ને આત્મતૃપ્તિનાં ગાણાં સાંભળતો પતિ રંગીન ચશ્માંની પાછળ પોતાની આંખોમાં કેવા કેવા રંગોને રમાડી રહ્યો છે તેની માણેકબેનને શી જાણ હતી! નીચે જોઇને, ધોતિયાનો છૂટો છેડો ખભા પર નાખીને એ તો હં-હં-હં-હં એવા હોંકારા દેતો દીવાનખાનામાં આંટા મારતો હતો. અને માણેકબેન પોતે હરિજનવાસમાં જઈ બાળકોને મીઠાઈ વહેંચી આવ્યાં તેનો છેલ્લો અહેવાલ આપવા લાગ્યાં ત્યારે પછી બગાસાં ખાવા મંડયો, પણ એણે સાંભળી લીધો.

'શું કંટાળી ગયા?' પત્ની હસી પડીઃ 'મન તો કયાંઇક, સરકારના કોઇક નવા ખરીદી-ઓર્ડરમાં જ ભમતું હશે.'

'હા-હા-ઠીક યાદ કર્યું. આજે જ એક નવો ઓર્ડર મળ્યો છે. ને મારે મિનલપુર જવું પડશે કાલે.'

'કેમ?'

'ત્યાંની મીલમાં એ કાપડનું રંગાટ-કામ કરવાનું

છે. મારે એ ફક્ષરની મેળવણી બતાવવા જવું પડશે. જર્મન ફક્ષર મળતા નથી, ને આ જરા મુશ્કેલ કામ છે.'

'મને તો એમ થાય છે, કે આવાં સરકારનાં લડાઈના કામમાં હાથ કાળા કરતાં તો હમણે કંપનીમાંથી નીકળી જાઓ.'

'એ તો પછી કાળા હાથને સાફ કરી નાખશે.'

'ના, ના, આ કાળો રંગ તો, તમે જર્મનીનું સાયન્સ શીખી આવ્યા છો છતાં પણ નહિ ઊપડે.'

મનોહરલાલ કાપડ રંગાટનું રસાયણ-જ્ઞાન જર્મની જઈ મેળવી લાવ્યા હતા.

મનોહરલાલ કંઈ બોલ્યા નહિ એટલે માણેકબહેને હસતે હસતે કહ્યું: 'જ્યાં જાઉં છું ત્યાં લોકો એજ મેણુ મારે છે, કે દેશસેવા કરવા નીકળતા પહેલાં પતિ પાસે તો દેશદ્રોહનું કામ છોડાવો!'

'તે છોડાવોને શક્ત હોય તો.'

'શક્તિ તો બધી જ અહીં હાર કબૂલી દયે છે.'

'ત્યારે તો હું લાચાર!'

'પણ હું એમ કહું છું, કે તમારા અરધી આની ભાગ માટે કંપનીને સાડા પંદર આનાની લૂંટ કરવામાં શીદ મદદ કરો છો?'

'હં-'

'શું હં-હં કરો છો!'

'કરો દલીલ. સુધારો મને. હું ક્યાં મોંએ ડૂચો મારું છું?'

'કાળમીંઢ છો કાળમીંઢ!'

'તમે તો જળ છો ને! પાણી તો મોટા કાળમીંઢ પહાડોને ય ભેદી શકે.'

આવા ઉડાઉ જવાબો આપીને એણે પત્નીને ચૂપ કરી દીધી. પણ એની મનોગત વાત એ પ્રકટ ન કરી શક્યો, વળતા પ્રભાતે એ મિનલપુર જવા ઊપડી ગયો.

વિમળા એક વાર એકલી હતી. છોકરાં સિનેમા જોવા અને માણેકબહેન રચનાત્મક પ્રવૃત્તિ કરવા ગયા હતા. સંધ્યાનો કાળ હતો. સરકારી હુકમ પ્રમાણે અંધાર-પટ નગરીને બિહામણી બનાવી હતી. ઝાંખા માર્ગ-દીવા માથા પર ઢાંકણુ ઓઢી જઈ, ભયભીત ગુનેગારોની પેઠે, ભોંય તરફ જ જોતા હતા. આજુબાજુ કે ઊંચે નજર ન કરવાની એમને કડક આજ્ઞા હતી. ઘરની અંદરની બત્તીઓ પર પણ પરદા હતા. બારીઓ પર અંધારીઓ ઢાળી દેવાઈ હતી. વિમળા રસોડામાં રાંધણું કરતી કરતી મનમાં મુંઝાતી હતી, કે શું જાપાની વિમાનો એકાદ નાનકડો દીવો દેખીને યે મુંબઈ પર તૂટી પડે તેવી બીક સાચી હશે! કે સરકારે લોકોમાં ડર થરથરાટી ભરી-દેવા જ આ કરામતો કરી હશે!

બરાબર એ વખતે, બારણા પર ટકોરી વાગી, વાગી નહિ, પણ જાણે કે ચીસ પાડી ઊઠી. આવો ઘંટડી-સ્વર વિમળાએ આટલા દિવસોમાં કદી સાંભળ્યો ન હતો. ઘાટી બહાર ગયો હતો. એણે બારણું ખોલ્યું, ને એક માનવાકાર અંદર દાખલ થયો. વિમળા હેબતાઈ ગઈ. બૂમ પણ એના કંઠમાંથી ન નીકળી શકી.

મોઢાનું જડબું જેનું તૂટી ગયેલું, માંસનો લોચો બહાર નીકળી પડેલો, શરીરે લોહીલોહાણ ચહેરો, ફેલ્ટ હેટ વડે અરધો ઢાંકેલો, કોટ પાટલૂનનો લેબાસ, એવો એક માણસ અંદર આવ્યો. વિમળા છેટે હટી ગઈ. આવનારે મજબૂત રીતે કમાડ વાસ્યું.

'અહીં કોઈ નથી.' વિમળાનું મોઢું માંડ ઊઘડ્યું.

'મારી પાછળ પોલીસ છે, મને છુપાવો.' બિહામણો આકાર માંડ માંડ બોલ્યો.

'પણ અહીં નહિ, કોઈ નથી.'

'હું ઘરનો જ છું. હું-હું—વિમળાબહેન, હું ભીમજી.' ફરીથી એ મહામહેનતે આટલા શબ્દો બોલી, આ ઘરમાં પોતે કેટલો બધો પરિચિત અને રજેરજનો જાણકાર હતો તેની પ્રતીતિ આપતો આ માણસ—પોતે જુવાન છે કે પ્રૌઢ એટલી પણ ઓળખાણ આપી શકે તે પૂર્વે, આ મકાનના એક અંધારિયા અગોચર જાજા મેડા પર ચડી, કોલસાની ગુણીઓ અને દેરદારનાં ખોખાંના ભંગારની નીચે છુપાઈ ગયો.

હજુ પણ દિગ્મૂઢ ઊભેલી વિમળાએ, કોણ જાણે કેવી યે યંત્રવત્ મનોવસ્થાને વશ બની, એ મેડા પાસેની સીડી ઉપાડી લીધી. અને બીજા એક ખંડમાં લઈ જઈ ઊંચી અભરાઈ પર માંડી, પોતે ઉપર ચડી યંત્રવત્ મેલ-મૂક કરવા લાગી. સુભાગ્યે ઘરનો ઘાટી કઢી કરવા માટે દહીં ખરીદવા બહાર ગયો હતો તેની ગેરહાજરીમાં આ બધું બની ગયું.

[ અનુસંધાન પૃષ્ઠ ૬૨ ]

**કોયડો : ૧૨૩૪ + ૭૧૩ [ ૧૨૩૪ + ૭૦૦ + ૧૦+૩ ]**




| કોરું સુરોબાન. | ૧૨૩૪ ગોઠવો | ૧૨૩૪+૭૦૦ | ૧૨૩૪+૭૦૦+૧૦ | ૧૨૩૪+૭૦૦+૧૦+૩ |
|---|---|---|---|---|
| | (૧ મણકો ૧૦૦૦નો<br>૨ મણકા ૧૦૦ના<br>૩ મણકા ૧૦ ના<br>૪ મણકા ૧ ના) | (૧૦૦ની હારમાં ૭ મણકા ઉમેરો) | (૧૦ની હારમાં ૧ મણકો ઉમેરો) | (૧ની હારમાં ૫ ઉમેરો અને બે બાદ કરો) |

# પરાજિતનો વિજય

ટોકીઓમાં અમેરિકન સૈનિકોના પ્યારા અર્નીં પાઈલના નામનું એક નાટયગૃહ છે. થોડા વખત પહેલાં ત્યાં બે માનવીઓ વચ્ચે એક હોડ બકાઈ હતી. એ બેમાંથી એક પુરાણી સંસ્કૃતિનો પ્રતિનિધિ હતો, બીજો આધુનિક યંત્રયુગનો; એક હતો પરાજિત જાપાની પ્રજાનો પ્રતિનિધિ, અને બીજો હતો વિજેતા અમેરિકનોનો પ્રતિનિધિ; એકનું નામ કિયોશી માત્સુઝાકી, બીજાનું થોમસ વૂડ.

બન્ને હરીફો બાવીસ-બાવીસ વરસના જુવાનો હતા. બન્ને વર્ષોના અનુભવી હિસાબનીસ કારકૂનો હતા—એક જાપાનીસ સરકારનો નોકર અને બીજો અમેરિકન સરકારનો. એ બે વચ્ચેની હરીફાઈ ગણિતના કોયડાઓ ઝડપભેર ઉકેલવાની હતી. એ કોયડાઓના ઉકેલ માટે બન્નેએ પોતપોતાની સંસ્કૃતિનાં પ્રતીકસમાં નિરનિરાળાં સાધનોની સહાય લીધી હતી. કિયોશીના સાધનનું નામ છે 'સુરોબાન' ( જુઓ ચિત્ર ). થોમસનું સાધન અમેરિકન 'કેલક્યુલેટિંગ મશીન' (ગણતરી-યંત્ર) ને નામે ઓળખાય છે.

આપણી બાળશાળાઓમાં બાળકો જેનાથી ગણતાં (અને રમતાં) હોય છે તેના જેવું મણકાવાળું જાપાનીઓનું આ 'સુરોબાન' ઇસુની પૂર્વે હજારો વર્ષ પર શોધાયેલું. અત્યારે આખા ચીન અને જાપાનમાં એ વપરાય છે. નાની-મોટી વેપારી પેઢીઓના કે જાપાનની બેન્કોના કરોડોના હિસાબ ગણવા માટે આ સાદા સુરોબાનનો ઉપયોગ થાય છે. ચાલ તેની મોટી રકમના સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર આ સુરોબાન ઉપર જાપાનીઓ અને ચીનાઓ આંખના પલકારામાં કરી નાખે છે. પ્રત્યેક ચીનાઈ અને જાપાનીસ બાળકને નાનપણથી જ નિશાળોમાં એની તાલીમ અપાય છે. પરિણામે મોટપણે અઘરા હિસાબો પણ એ સહેલાઈથી ઉકેલી શકે છે. ( આવા હિસાબો કરવા માટેની તાલીમ આપણાં બાળકોને આંક અને લેખાં મારફત અપાય છે. ) કિયોશી પણ નાનપણથી 'સુરોબાન' વાપરતાં શીખેલો, અને સાત વરસ સુધી 'સુરોબાન'નો ઝડપી ઉપયોગ કરવાની ખાસ તાલીમ એણે મેળવેલી.

'કેલક્યુલેટિંગ મશીન' આજે અમેરિકામાં ઠેર ઠેર વપરાય છે. આપણા દેશમાં પણ બેન્કો અને મોટી મોટી પેઢીઓ એ વાપરતી થઈ છે. એમાં માણસને મગજ ચલાવવું પડતું નથી. યંત્ર ઉપર એ આંકડા ગોઠવી દઈને પછી કળ દબાવે એટલે યંત્ર એની મેળે સરવાળા -બાદબાકી વગેરે કરી નાખે છે. જેના ઉપયોગમાં માણસને શરીરનાં અંગોનો તેમજ મગજનો ઓછામાં ઓછો ઉપયોગ કરવો પડે તેવી નિતનવી શોધો કરે જવાની અમેરિકાની યંત્રપ્રેમી લગનીનું એ એક પરિણામ છે. થોમસે આ યંત્ર વાપરવાનો ચાર વર્ષનો

અનુભવ મેળવ્યો હતો.

લડાઈ પહેલાં કિયોશીનું 'સુરોબાન' બાર-ચૌદ આનામાં મળતું. થોમસનું વીજળીક યંત્ર ૨૫૦૦ રૂપિયાની કિંમતનું છે.

૨૮૦૦ અમેરિકન સૈનિકોથી પ્રેક્ષકોની બેઠકો ચિક્કાર ભરાઈ ગઈ હતી. સરવાળાનો એક, બાદબાકીનો એક, ગુણાકારનો એક, ભાગાકારનો એક અને એ ચારેયના મિશ્રણવાળો એક એમ પાંચ જુદી જુદી જાતના કોયડાઓ આ બે હરીફ સમક્ષ, એક પછી એક, મૂકવામાં આવ્યા એક પછી એક કોયડાનો ઉકેલ લાવવામાં કિયોશી જ દર વખતે પહેલો આવ્યો. માત્ર એક ગુણાકારમાં થોમસનું યંત્ર એની આગળ નીકળી ગયું. કિયોશીના 'સુરોબાન' ઉપર બાકીનો દરેક દાખલો થોમસના યંત્ર કરતાં સરેરાશ ત્રીસ સેકંડ વહેલો થઈ રહેતો હતો. એકંદરે એણે ભૂલો પણ ઓછી કરી હતી.

છેલ્લો કોયડો પૂરો થયો અને વિજયી કિયોશીને ૨૮૦૦ અમેરિકન સૈનિકોએ તાળીઓના ગંભીર ગડગડાટથી વધાવી લીધો.



## ખુલાસો

લંડનમાં દૂધ ત્રણ આને રતલ મળે છે, મુંબઈમાં તેર આને.

વધારાના દસ આનાનું કારણ એ છે કે લંડનની ગટરમાં પણ નથી હોતાં તેવા જંતુઓ મુંબઈના દૂધમાં ભેળવવામાં આવે છે.



## સૈન્યમાંથી છૂટેલા

૧૯૪૫ના ઑગસ્ટમાં યુદ્ધ પૂરું થયું ત્યારથી ૧૯૪૬ની આખર સુધીમાં હિંદી સૈન્યમાંથી કુલ ૧૨,૫૨,૭૬૫ માણસોને છૂટા કરવામાં આવ્યા છે. તેમાંથી સૈન્યના જુદા જુદા વિભાગ વાર છૂટા થએલાઓના આંકડા નીચે મુજબ છે—

લશ્કર : ૧૨,૧૫,૧૩૭ પુરુષો અને સ્ત્રીઓ. ( આમાંના ૨૧,૦૧૨ હિંદી તથા બ્રિટિશ અફસરો હતા અને ૩૨,૦૧૩ હિંદી લશ્કરમાં કામ કરતા બ્રિટિશ સૈનિકો હતા. )

નૌકાદળ : ૧૬,૭૯૨ નાવિકો, ૧૭૨૭ અફસરો અને ૬૮૯ સ્ત્રીઓ.

વિમાનીદળ : ૬૦૪૮ વિમાનીઓ, ૨૩૪ અફસરો, ૮૪ યાંત્રિક કારીગરો અને ૯૦૫૪ અનામત વિમાનીઓ.

## સોએ એક

આપણા દેશની વસ્તીના દર સો માણસોએ એક રક્તપિત્તના રોગથી પિડાય છે. આ પીડિતોની સેવા આજે ગાંત્ર ખ્રિસ્તી ધર્મપ્રચારકો જ સેવા કરતા આવ્યા છે.

## ગુલામોનું વહાણવટું

હિંદુસ્તાનના વિદેશ સાથેના અને પોતાના જ કિનારા પરના દરિયાઈ વેપારનો અનુક્રમે માત્ર બે અને પચીસ ટકા જેટલો જ હિસ્સો હિંદી જહાજોના હાથમાં છે. દરિયાઈ વેપાર અને સફર પાછળ હિંદુસ્તાન દર વર્ષે ૫૭ કરોડ રૂપિયા ખરચે છે, પણ તેમાંથી હિંદી જહાજી પેઢીઓને ફાળે પૂરા ૭ કરોડ પણ નથી આવતા. બાકીના બધા પરદેશી પેઢીઓ ઓહિયા કરી જાય છે.



જીવનપંથ : ગતાંકથી ચાલુ થયેલી આત્મકથા

# નર્મદના વીરોએ સિંચેલું શિશુહૃદય

ધૂમકેતુ

પણ જે અણઉકેલ્યા કોયડાની વાત કરી તે કોયડો તો—આજ પણ જે 'સ્લેટ' ક્યાંક સાચવીને મૂકી રાખેલી છે, તે 'સ્લેટ' ઉપર છે. એ મનોવિશ્લેષણ હજી પણ પૂરેપૂરું સમજણમાં આવી શક્યું નથી કે એ શી રીતે થતું કે શા માટે થતું કે કઈ પરિસ્થિતિમાંથી એનો જન્મ શક્ય હતો. એ 'સ્લેટ' ઉપરનો કોયડો આ પ્રમાણે છે. એ 'સ્લેટ' ઉપર ભારતવર્ષના નકશા જેવી રેખાઓ દોરીને પછી એમાં હિંદુસ્તાનના તમામ પરાક્રમી રાજાઓને એકી સાથે, જાણે રંગભૂમિ ઉપર મૂક્યા હોય, અને તેમની વચ્ચે સંધિ, વિગ્રહ, વાટાઘાટો, સૈન્યરચના અને સામ્રાજ્યસ્થાપનાના પ્રશ્નો ઊભા થતા હોય તેમ, એ પાટીને ભોંય ઉપર મૂકીને, એ નકશામાં પેન ફેરવતાં ફેરવતાં હું, ક્યારેક તો બાર વાગે જમીને બેસી જતો, તે છેક સાંજે ૭ સાડા ૭ સુધી, એ 'મનમાં પરણવું ને મનમાં રાંડવું' એવું કાલ્પનિક સૃષ્ટિનું કામ ચલાવ્યા જ કરતો! એમાં જયસિંહ સિદ્ધરાજ પૃથ્વીરાજ સામે જતો, પૃથ્વીરાજ ને શિવાજી વળી ભેગા થતા, પૃથ્વીરાજ, શિવાજી, પ્રતાપ, સિદ્ધરાજ, બાજીરાવ, અકબર, અશોક સૌ યુરપ ઉપર સવારી લઈ જતા, ગજની સામે ભીમદેવ બાણાવળી ગાજતો અને એની મદદે બાજીરાવ જઈ ચડતો, ક્યારેક કોઈ મહાભારતનો યોદ્ધો પણ એમાં આવી પડતો, ને એમ ને એમ એ મનશ્ચક્ર ચાલ્યા જ કરતું. ક્યારેક ક્યારેક તો સાંભરે છે કે, પંદર પંદર દિવસ એવી સતત રાજરમત ચાલ્યા જ કરે. સંભવિત છે કે નર્મદના રાજ્યરંગમાંથી આ કલ્પના જાગી ઊઠી હોય. આવી રીતે અનેક વીર પુરુષોની એકી સાથે પૃથ્વીમાં પરિષદ ભરવાનું કવિ ન્હાનાલાલની 'વિશ્વગીતા'માં છે. આવી સ્થિતિ હોય ત્યારે આ પાત્રો હરહમેશ મારી સાથે ફર્યા કરતાં ને હું એમની સાથે ફર્યા કરતો! જ્ઞાનતંતુની આ ક્રિયા કામ કરી રહી હોય, ત્યારે બીજું કોઈ કામ આવી પડે, તો ઉશ્કેરાઈ જવાનો મારો તે વખતનો સ્વભાવ આજ પણ નિર્બળતા રૂપે હજી રહી ગયો છે. અને એમાંથી ઘણી વખત ગેરસમજણ પણ ઉત્પન્ન થાય છે, આ નબળાઈ મારામાં ન હોય—એમ ઘણી વખત લાગી આવે છે! પણ માણસ પોતાની પ્રકૃતિનો ગુલામ છે ને સ્વામી તો એ ઘણા ઘણા પ્રયત્ને થઈ શકે છે. આ પાત્રો વિષે મારા મનમાં પાછો પક્ષપાત હતો. પૃથ્વીરાજનો પરાજય સહન થતો જ નહિ. મહાભારતના અર્જુન કરતાં કર્ણ મને વધારે પ્રિય—અને એ જ જાણે મારો ભેરૂ! પરશુરામને તો હું રામચંદ્રની સામે પણ હારવા દઉં નહિ. અને યુરપના એકચક્રી સ્વામી નરકેસરી નેપોલિયન સામે થવા માટે તો ભારતવર્ષના ઇતિહાસમાંથી ગુપ્તવંશી સમુદ્રગુપ્તને મારે સજીવન કરીને એ સદીમાં મૂકવો પડતો! કોઈ કોઈ વખત પરશુરામનો સ્વાંગ તો હું પોતે જ ધારી લેતો; અને બીજો તો કોણ સામો જોદ્ધો જુદ્ધ કરવા આવવાનો હતો, પણ વાડામાં ઊભેલા આંકડાને કે તલબાવળિયાને લાકડી લઈને કે તીર લઈને ઝૂઝ્યા કરતો, અને એમને 'આંકડારાજા' ને 'તલબાવળિયારાજા' એમ મનમાં ગણતો. એવી ઘેલી ક્રિયામાં જે રસાનંદ અનુભવાતો તે પાછળથી પુસ્તકિયા લખાણમાં રૂપાંતર પામ્યો હશે! પુસ્તક લખવું એ એક પ્રકારની ઘેલી ક્રિયા તો છે જ, જોકે ઘણા એને ડાહી માને છે!

પરશુરામ વિષેના મારા આ પક્ષપાતનું જે થોડુંઘણું મનોવિશ્લેષણ હું કરી શકું છું તે આ પ્રમાણે છેઃ હું જ્ઞાતિએ બ્રાહ્મણ. બ્રાહ્મણત્વનું અભિમાન એ સ્વભાવમાં રહેલું સ્થાયી તત્ત્વ. શિશુ અવસ્થા—એટલે વીરની પૂજા કરવાનો સ્વાભાવિક રસ; નર્મદના વાચને આ કલ્પનાને ઉત્તેજન આપ્યું હોય; અને એક કૌટુમ્બિક પરિસ્થિતિ, મારાં માતાપિતાના કલહ વખતે હું હમેશાં માતાની પડખે ઊભો રહેતો—

એ પરિસ્થિતિ, પણ આમાં બીજાંકુર રૂપે કામ કરતી હોય. પરંતુ એ જે હોય તે—પરશુરામ, વિશ્વામિત્ર, નેપોલિયન, એ સઘળા જ માગ દોરતા હતા અને એમનો હું દોસ્ત હતો. મને સાંભરે છે કે નેપોલિયનનો પરાજય થાય છે એ વિભાગ હું વાંચી જ શકતો નહિ. એવી જ રીતે ગ્રાહડાની ત્રીજી વિગ્રહમાં આનંદરાવ પવાર, સદાશિવરાવ ભાઉ, જંકોજી સિંધિયા કે વિશ્વાસરાવ—એમને રણભૂમિમાં પડેલા વાંચીને જે ઉદાસી વ્યાપી જતી—એ બીજું તો શું કરે ? સાંજની મારી વાળુની ખીચડીનો સ્વાદ બગાડી જતી ! આ ઘેલછાને દૂર કરવાનો મેં પ્રયત્ન કર્યો નથી એમ નથી, પણ એને દૂર કરવા જતાં એ બમણા વેગથી મારી પાછળ ધસે છે ! આવી ઘેલછામાંથી હજી હું નવરો થઈ શક્યો નથી એ તો એક પછી એક આવતી સોલકીઓની ભૂલાવળ જ બતાવી દે છે !

પરંતુ તે સમેની આ આખી મનઃસૃષ્ટિ ક્યારે અને શી રીતે સરી ગઈ અને એમાં બીજી સૃષ્ટિ શી રીતે આવી ચડી—એ સઘળી અટપટી મનોભૂમિનો ખ્યાલ યોગ્ય સ્થાને અપાતો રહેશે. આંહીં અત્યારે તો, આટલું વિષયાંતર કર્યું છે, તે એટલું જણાવવા માટે જ કે, આ વીરપુરુષોની પેઠે જ એમનાં જીવનચરિત્રો આપનાર કવિ નર્મદનું આકર્ષણ પણ મને શિશુવયથી જ થયેલું. આજ જે 'નર્મગદ્ય'ને મેં સાચવી રાખ્યું છે, એના ઉપર પાણકોરાનું પૂંઠું છે. એ કાંતેલું મારી માનું છે. એક રૂપિયાનું બાવીસ શેર સૂતર કાંતવાનો એ જમાનો. મારી મા દિવસરાત જ્યારે નવરાં પડે ત્યારે પોતાનો રેંટિયો ચલાવે અને એમના ખોળામાં માથું મૂકીને પડેલો હું, માથે ઓઢીને સૂતો સૂતો, કવિ નર્મદની સાથે એણે સ્થેલી આ ઇતિહાસસૃષ્ટિમાં ફરવા નીકળી પડું ! નર્મદ સાથે થયેલી પ્રીતિ એ પણ ત્યારની. આજે તો એ કવિને આપણા કનૈયાલાલ મુનશીએ ઘણી ઘણી રીતે પ્રસિદ્ધિ અપાવી છે—છતાં મને તો હજી પણ લાગે છે કે એનું એક જીવનચરિત્ર મારી ઉપર ઋણની પેઠે લટક્યા કરે છે અને વહેલેમોડે એ ઋણ વાળ્યે જ છૂટકો છે.

પણ આંહીં આ બધી વાત આડકથારૂપે થઈ ગઈ. કાલક્રમ પ્રમાણે એ જ્યારે આવશે ત્યારે એનો વધારે સ્પષ્ટ ખ્યાલ પ્રગટ કરાશે.

આ એકલી ઐતિહાસિક સૃષ્ટિ જ મારી આસપાસ ફર્યા કરતી હોત તો મને લાગે છે મારું શરીર કાંઈક તો જાડું થાત ! પણ એક બીજી સૃષ્ટિ પણ સાથે સાથે કામ કરી રહી હતી. મીડલ્ટન મરી—પોતાની જીવનકથા–'Between Two Worlds'માં એક વાક્ય આપે છે તે પ્રમાણે-But this dream world had little to do with the day dreaming of which I was often guilty'–એક અનોખી જેવી જાગૃત સુષુપ્ત અવસ્થા પણ આવતી જતી રહેતી. અને તે હતી, કવિતાની સૃષ્ટિ ! જેવી રીતે નાનાં છોકરાં ઘીસોડાંના વેલાનાં કુંભારણાંની ખીટીનો રસ લીધા વિના રહી શકતાં નથી, તેમ કોઈ પણ લેખક પોતાની એક અવસ્થામાં તો કવિતા કર્યા વિના રહી શકતો જ નથી. મેં પણ અનેક કવિતાઓ લખવાનો અપરાધ કર્યો છે, અને અનેક લખીને ફાડી નાખવાનો દોષ પણ કર્યો છે. એ કવિતાસૃષ્ટિ પણ ક્યારે સરી ગઈ તે આજે સંભારવું પડે તેમ છે.

પણ 'જીવનપંથ'નો પ્રવાસ જેમ જેમ આગળ વધશે તેમ તેમ યથાસ્થાને અને યથાસમયે આ વસ્તુઓનો નિર્દેશ આવી જશે.

[ ૨ ]

## કેરાળા—ગાયકવાડનું : ત્યાંનું ભાભાકુટુંબ :

આંહીં કહેલું વીરપુર ગામ એ મારું જન્મસ્થાન. પરંતુ વીરપુરની પહેલાં જે સ્થળનાં સંસ્મરણો સચવાઈ રહ્યાં છે, વાર્તાલાપ દ્વારા, તે કેરાળા–અમરસરા ભાયાણી પાસેનું, ગાયકવાડી રાજનું એક ગામડું, એ અમારું મૂળ રહેઠાણ હતું. શ્રી. મેઘાણી મૂળ આ બગસરાના.

એ કેરાળામાં એક કુટુંબ રહેતું–ભાભા કુટુંબ. એ કુટુંબના બે વડીલો રતનજીભાભા અને જીવરામ ભાભા–ને જમાનાનું અસલી રૂપ પ્રગટ કરતા આજ પણ મનોમય આંખની સામે નજરે તરી આવે છે.

જીવરામ બાપા અને રતનજી બાપા કેરાળા છોડીને વીરપુરમાં આવ્યા એ સઘળો ઇતિહાસ તો કેવળ વડીલો સાથેની વાતચિતમાંથી જ મેં સંઘરી લીધેલો છે.

મારા પિતા, જીવરામ બાપાની એક વાત કહેતા, તે તે જમાનાનું સાચું રૂપ પ્રગટ કરે છે. એ જમાનો એટલે ગાયકવાડ સરકાર ખંડેરાવ મહારાજનો જમાનો. તે સમે કાઠિયાવાડના માનસમાં બે વ્યક્તિઓ માટે અદ્વિતીય માન હતું. એક વડોદરાના મહારાજ ખંડેરાવ ગાયકવાડ. બીજા જામનગરના વિભાજી જામ—'જામ વિભો.' ત્રીજું કોઈ એમની સાથે ભાગ પડાવે તો તે જસદણના આલા ખાચર.

ગાયકવાડ ખંડેરાવ વિષે મારા પિતા ઘણી વાતો કહેતા. મહારાજ ખંડેરાવ ગાયકવાડે એક વખત એવી આજ્ઞા કરેલી કે ગાયકવાડનાં તમામ ગામડાંમાં જે કોઈ બ્રાહ્મણ કુટુંબ હોય તે સૌને ઘરદીઠ રૂપિયા દસ દાન આપવું! આખા રાજ્યને માટે આ હુકમ કર્યાનું મારા પિતાએ કહેલું એમ મને યાદ છે. આ હુકમનું પાલન પણ થયેલું અને એ પ્રમાણે દાન અપાયેલું. મહારાજને મલ્લકુસ્તીનો એટલો શોખ કે કોઈ પણ જુવાનડો શરીરસંપત્તિ બતાવે તો મહારાજ ઘેલાઘેલા. એવા એક કેરાળાના જુવાનને મહારાજે નવાજી નાખ્યાની વાત પણ થાતી હતી. લોકકલ્પના પોતપોતાની કિંવદંતી ગોઠવી કાઢે છે એટલે એમાં કેટલું સાચું ને કેટલું ખોટું એ ભગવાન જાણે. પણ કેરાળાના કોઈ કુટુંબને અધિકારીઓને હાથે અન્યાય થયેલો એ સાચું. એનો એક જુવાનડો વડોદરા પહોંચી ગયો એ પણ સાચું. મહારાજ ખંડેરાવને મળવાના તો ઘણા પ્રયત્નો કર્યા, પણ એ સફળ થયા નહિ. છેવટે કોઈ વ્યાયામપ્રયોગમાં એણે બતાવેલી વીરતાથી મહારાજનો ભેટો થયો ને એને ન્યાય મળ્યો.

એવી જ વાતો જામ વિભા વિષે પણ ચાલતી. એક રબારી અલકમલકની વાતો કરતો. બે નાડાવા આમ પણ જાય ને બે નાડાવા આમ પણ જાય. એણે વિભાજામને નજરોનજર નિહાળેલા. લોકકલ્પનાને ચમત્કાર વિના તો કોઈ વાતમાં રસ આવે નહિ. ટેઉપહોરે બેઠા હોઈએ ત્યારે એ હાંકતોઃ 'મારા સમ—ભાઈ! મેં નજરોનજર નિહાળેલું, તે! વિભા જામની માનતા હાલે. સવાલાખ કોરીનું દનરોજે દાન કરે, પછી તો એ મોંમાં દાતણ લ્યે. એવો કોઈ સતજુગી મહા પવિતર જીવ! ઊઠતાંવેંત વિભાજામને ઘોડો તૈયાર જોઈએ. ઘોડા ઉપર ખડિયો માંડ્યો હોય. ખડિયો કોરીથી તો ફાટફાટ થાતો હોય. પછી એ સવારી ઊપડે. રસ્તે જે મળે, સાધુ સંત, બાવા બ્રાહ્મણ, ભગત ભિખારી, મોમણ મીર, ફકીર, તમામને મૂઠી ભરીને કોરી આપતા જાય.* કોરીઓ ખૂટે ત્યારે ઘોડો પાછો ફરે. અને ત્યાર પછી તો જામ વિભો મોંમાં દાતણ નાખે! આવી સતની આરાધના! પછી એની માનતા નો હાલે?'

એમટના નરકેસરી નેપોલિયનમાં વાંચેલું કે નેપોલિયન કયે રસ્તે ગયો છે તે જાણવા માટે, ઘોડાગાડીમાં બેઠાં બેઠાં ચાલતી ગાડીએ નેપોલિયને જે કામ ઉકેલ્યાં હોય, ને નકામા કાગળિયાં ફેંકી દીધાં હોય એ નિરખવાની પેરીસવાસીઓને ટેવ હતી!

---

*આંહીં એક અત્યંત સુંદર જર્મન નવલિકા યાદ આવે છે. એક જર્મન કાઉન્ટને એવી ટેવ હતી કે પોતે ઘોડેસવારી કરતો સવારમા નીકળે, ત્યારે રસ્તામાં વૃદ્ધ અપંગ અશક્ત જે કોઈ મળે, તેને સિક્કો આપતો જાય! એની એવી નામના થઈ ગયેલી. એટલે એને ફરવાને રસ્તે અપંગ વૃદ્ધ અશક્તના ટોળાં પણ જામે. એક વખત એવું બન્યું કે કાઉન્ટ તો, આ સૌને સિક્કા આપતો, પોતાને માર્ગે ચાલ્યો જતો હતો, પણ કોઈ દિવસ નહિ ને આજે, એણે અચાનક પાછા ફરીને જોયું તો એક લંગડો ભિખારી, જેને એણે લંગડો માનીને સિક્કો આપેલો, તે ઝડપથી દોડી રહેલો એની નજરે પડ્યો! કાંઈ ન હોય તેમ કાઉન્ટે તો દૃષ્ટિ પાછી ફેરવી લીધી. પણ પેલા ભિખારીએ કાઉન્ટની દૃષ્ટિને નીરખી હતી અને તે સ્તબ્ધ થઈ ગયો હતો. એક ક્ષણ તો એ એમ ઊભો રહ્યો, પણ પછી પોતાના તમામ બળથી કાઉન્ટને પકડી પાડવા માટે એની પાછળ દોડ્યો. શ્વાસ માય નહિ ને એણે કાઉન્ટને પકડી પાડ્યો. આશ્ચર્યમાંથી મુક્ત થાય તે પહેલાં કાઉન્ટે એના માર્ગમાં આડે ઊભેલા ભિખારીને જોયો. ભિખારી ગદ્‌ગદ્ કંઠે બોલી રહ્યો હતોઃ 'મારા દાતા! મારા ભગવાન! મેં તમને છેતરેલ છે. પણ હું દોડતો આવ્યો છું એક યાચના કરવા માટે. મારી આ અમાનુષી છેતરપીંડીથી તમારા હૃદયને આઘાત લાગે ને રખે કરો અપંગો પોતાનો આશ્રય ગુમાવી બેસે, એ બીકથી હું દોડતો આવ્યો છું! મારે એક જ પ્રાર્થના કરવાની છે. "તમારા હૃદયમાંનું દયાનું ઝરણું મારી આ ઠગબાજીને પરિણામે, સુકાવા દેતા નહિ! મારી આટલી આ છેલ્લી પ્રાર્થના સ્વીકારો!'

કાઉન્ટે સ્મિત કરીને એને રત્ન આપી. પણ પછી એ લંગડો કોઈ દિવસ ત્યાં દેખાયો નહિ!

કદાચ જામવિભાને માર્ગે એ પ્રમાણે લોકો વેરાયથી કોરીઓ જોતા હશે. જામવિભા વિષેની તમામ વાતોને ભેગી કરી લેવામાં આવે તો એમાંથી તે જમાનાનો એક રસમય અને આપણા ગુણદોષોનું હૂબહૂ વર્ણન કરતો અર્ધઇતિહાસ મળી આવે! આ રબારી હાકતો તે પ્રમાણે, જામવિભાની માનતા હોય. કોઈ બાળને આકું આવ્યું હોય તો જામવિભો સાંભરતો. એને ધરવા માટે નાળિયેર આવતું. જામ માથું નમાવતો. નાળિયેર ધરાતું. ને સત એવું કે નાળિયેરનાં તરત બે ફાડા થઈ જતાં!

લોકઅભિરુચિને અસામાન્ય ચમત્કાર વિના કોઈ વ્યક્તિનું મહત્ત્વ સમજાતું નથી એનું આ એક ઉદાહરણ છે.

અને આપણા આ જમાનામાં પણ, કરોળિયાની જાળમાં ગાંધીજીનું નામ ગુંથાયાની લોકકલ્પનાને, પોતાના સ્વાર્થ માટે ઉત્તેજન આપનારા રાજદ્વારી પુરુષો ક્યાં પડ્યા નથી કે આ અજ્ઞાનનો આપણે દુખધોખો કરીએ?

ખંડેરાવ મહારાજનો એ જમાનો—એટલે કાઠિયાવાડમાં હજી અક્ષરજ્ઞાનના પણ ગણેશ માંડેલા નહિ. કોઈ માણસ કાનામાત્રવાળા અક્ષરો લખે તો પણ એની ગણના 'વેદવાન'માં થાય. સાધારણ રીતે બોડિયા અક્ષરથી જ વ્યવહાર ચાલતો. મારા દાદાની નામાપોથીમાં એવા બોડિયા અક્ષર જ મળે છે. પણ મારા પિતાએ એ જમાનામાં ત્રણ ચોપડીનું જ્ઞાન મેળવેલું, અને બોડિયા અક્ષરને દેશવટો આપેલો. એટલી મૂડી ઉપર તો આખા ગામમાં એ 'વેદવાન' ગણાતા અને 'ભાભા'ના વેદવાન છોકરા લેખે એમને પ્રતિષ્ઠા મળતી!

એક વખત કોઈ ગાયકવાડી અમલદાર કેરાળામાં આવેલો. એમને મારા પિતાનો આટલો અક્ષરપરિચય અને સશક્ત શરીર ગમી ગયાં. એણે મારા પિતાને અને કાકાને કહ્યું: 'છોકરાવ! આવી જાવ નોકરીમાં. જમાદારી હમણાં આપું. અને વહેલેમોડે ફોજદાર થઈ જશો!'

પણ એ જમાનો હજી તો નોકરીને તુચ્છ માનનારો હતો. દાદા—જાડાબાપાની સલાહ પૂછી. જેમણે જીવનભર દરરોજ સવારમાં ભગવાન ચંદ્રમૌલીશ્વરને જલઅભિષેક કરવામાં, બ્રાહ્મણત્વની અવધિ નીરખી હતી, એમને આ વાત ભયંકર વિનિપાત સમી લાગી. કેરાળાની પાસે જ ચારણની પીપળી નામે નાનકડું ગામડું છે. કેરાળા ગાયકવાડનું, પણ પીપળી ચારણની એ જૂનાગઢનું. આ પીપળીમાં ચારણ દરબાર. મારા બાપા—પિતાથી મોટાભાઈ—મૂળજીબાપા, આ ચારણ દરબાર પાસે કારભારું કરતા. કારભારામાં બીજું તો શું? ગાયકવાડી કેરાળા ગામ સાથે, પીપળીના ચારણને, સીમાડાની હંમેશની તકરાર રહેતી—એટલે બન્ને ગામડાંના સ્વયંનિર્મિત મોટેરાઓ વારવાર ભેગા થાતા, અને એમાં એ જમાનાના દાદમાદ પ્રમાણે, લાકડી, તલવાર, ભાલા, કુહાડા દેખા દેતા. પીપળી અને કેરાળાની વચ્ચેનો એ નાનકડો પ્રશ્ન, રશિયા અને પોલાંડની પૃથ્વી જેટલો જ મહત્ત્વનો થઈ પડતો. અને એમાં તો નાક જાવાની ને જશ ખોવાની મધ્યકાલીન રજપૂતવટ આવતી! મૂળજીબાપાને કામદાર લેખે રણભૂમિ ઉપર હાજર રહેવું પડતું. જાડાબાપાએ મોટા છોકરાનો આ વિનિપાત દુઃખભરેલા હૃદયે નીરખ્યો હતો, ત્યાં તો નાનો પણ એ પંથે પળવાની વાત લાવ્યો, એ એમનાથી સહન થયું નહિ. એમણે ઉકળતા દિલે કહ્યું: 'અલ્યા છોકરાવ! આ તમને સપાઈડા થાવાનું કોણે સુઝાડ્યું? બ્રાહ્મણનો છોકરો હાથમાં બંધુકડી લેશે ત્યારે તો ધરતી રસ તાળ જાશે! આપણે એ સપાઈવેડા કરવા નથી. આપણો ધરમ બ્રાહ્મણનો. સવારના પહોરમાં આ કેરાળાનો વેકરો ભલો ને શંકરડાડાનું મંદિર ભલું! બે લોટા પાણી ત્યાં રેડી આવો, એટલે દિ આખો ભર્યો ભર્યો! આપણે એ જમાદારું કે ફોજદારું જોતું નથી!'

જીવરામબાપાની આ વાત એ જમાનાની આબેહૂબ છબી બતાવે છે. પણ જીવરામ બાપાનો જમાનો બદલી રહ્યો છે એ મારા પિતા જાણી ગયા હતા. તેમણે દલીલ કરી.

'પણ બાપા! આ તો ગાયકવાડ સરકારની નોકરી એમાંથી કોક દી ફોજદાર થવાશે! ને ગામ આખું સલામ ભરશે!' જીવરામબાપાનો પિત્તો ગયો:

'અલ્યા ! તું. ઊઠીને, ભાભા કુટુંબનો છોકરો, આખા ગામની સલામની વાતું કરે છે ? તને ખબર છે તારી આબરૂ બ્રાહ્મણ લેખે કેટલી વધારે છે ? ભાભા કુટુંબનો છોકરો, લહેને ઘોડિયામાં એક દોઢ મહિનાનો પડ્યો હોય, એંશી વરસની કણબીતી ડોશી એની લાજ મરજાદ કરતી ત્યાંથી નીકળે છે ! અને તને સલામુંનો મોહ થયો ? ગામ આખું તને બે હાથ જોડે છે એ શું ઓછું છે ? સાવરકુંડલા જઈને ભાઈ ! તારું બ્રાહ્મણનું કર્મકાંડ શીખી આવ. આપણો ઉદ્ધાર બ્રાહ્મણીયાધરમમાં. સપાઈધરમમાં પડવું હોય તો આ ત્રણ તાંતણા તોડી નાખો !'

એ વખતે સાવરકુંડલા બ્રાહ્મણધર્મનો દીપક જાળવી રાખનારું મથક ગણાતું, ત્યાં જઈને ભાગવત ભણી લેવાની ઇચ્છાએ, કેરાળામાંથી મારા પિતા—અને એમના કાકાના દીકરાઓ, એમ ચાર છ જુવાનડાઓએ પ્રવાસ કર્યો જણાય છે. પણ યુગનો મહત્ત્વાકાંક્ષી પવન થોડોઘણો તો, કેરાળા જેવા છેક ખૂણે પડેલા સ્થાનને પણ, સ્પર્શી ગયો હતો. એટલે સાવરકુંડલામાં રહીને થોડુંઘણું કર્મકાંડી સંસ્કૃત તો મારા પિતા શીખ્યા, પણ એમને આ બ્રાહ્મણધર્મના સર્વતોમુખી વિજયટંકાર વિષે હવે શંકા પડી ગઈ હતી, એટલે ત્યાંથી પછી જામનગરની વાટ પકડી. છોટી કાશી લેખે જામનગરની એ વખતે પ્રસિદ્ધિ એ આકર્ષણ તો ખરું જ; પણ વિખ્યાત ઝંડુભટ્ટજીના અંતેવાસી બની, વૈદવિદ્યાનો પરિચય મેળવી લેવાની ઇચ્છા વધારે બળવાન હતી. ઘણા જુવાનો એ વખતે કાઠિયાવાડને ખૂણે ખૂણેથી ઝંડુભટ્ટજી તરફ આકર્ષાતા. ભટ્ટજીનું વ્યક્તિત્વ અદ્ભુત મનાતું, ને એ રીતે મારા પિતાએ પણ જામનગરનો પંથ લીધો. ઝંડુભટ્ટજીના અંતેવાસી લેખે એમણે વૈદવિદ્યાનો ઠીક ગણાય એવો પરિચય મેળવ્યો હતો. એ ઝંડુભટ્ટજી વિષે મારા પિતા અનેક વાતો કહેતા. તેમાં એક વાત કહેલી તે આજ પણ યાદ આવે છે. ભટ્ટજી વિદ્યાર્થીઓને કહેતા કે જ્યાં સુધી શરીરરચનાનો પ્રત્યક્ષ પરિચય ન મળે ત્યાં સુધી વૈદવિદ્યા અપૂર્ણ ગણાય. તે વખતે આજની જેમ માણસના મુડદાં સસ્તાં નહિ હોય અને જમાનો અનુકૂળ નહિ હોય, એટલે ભટ્ટજી પોતાના વૈદકવિદ્યાર્થીઓને, ઢેઢ અને ચમાર ઢોર ચીરે ત્યારે ત્યાં હાજર રહીને બધું નિરીક્ષણ કરવાની સૂચના આપતા. ભટ્ટજીની રજવાડામાં ઘણી પ્રતિષ્ઠા હતી ને એમને બેસવા માટે મીઆનો આવતો. જેતપુર દરબાર સુરગવાળા, વીરપુર દરબાર સુરસિંહજી, પોરબંદર રાણા વિક્રમાજીત અને જૂનાગઢના યુવરાજ છોટુમિયાં એ તમામની ઝંડુભટ્ટજી પ્રત્યે શ્રદ્ધા હતી. અને સૌ સંકટ સમયે એમને યાદ કરતા. વીરપુર ઠાકોર સુરસિંહજીની દવા કરવા માટે ભટ્ટજી વીરપુર આવેલા તે વખતે મારા પિતા ગુરુભક્તિથી એમની સેવા કરવા માટે ચાર માસ જેટલો સમય તેમની પાસે પણ રહેલા.

વૈદવિદ્યા જીવનભર મારા પિતાની પ્રિય વિદ્યા રહી. પણ એનો ધંધાદારી ઉપયોગ તો એમણે કોઈ દિવસ કર્યો ન હતો, પણ અનેક કુટુંબોને એમની શક્તિ ઉપર શ્રદ્ધા હતી. અને એમણે અવારનવાર પોતાની એ વિદ્યાનો ઉપયોગ કરી દેખાડ્યો હતો. આજે જે વસ્તુ વૈજ્ઞાનિક રીતે 'વિટામીન' જાળવનારી ગણાય છે તે વસ્તુ આજથી વર્ષો પહેલાં એમણે અમારા ઘરમાં ચાલુ કરી હતી તે આ જામનગરના પ્રવાસને પરિણામે. એમણે મોગરી, મૂળા, મેથી અને પાકા ટમેટાંને કાચાં ને કાચાં ખાવાની, આજથી લગભગ ચાલીસ પીસ્તાળીશ વર્ષ પહેલાં સૌને સલાહ આપેલી ! એવી જ રીતે, આજે તો હાસ્યાસ્પદ લાગે, પણ તે વખતે તો એ મહાન પરાક્રમ ગણાય એવી બે વસ્તુઓ—લસણ અને ડુંગળી—એમનો ઉપયોગ અમારા ઘરમાં એમણે શરૂ કરાવ્યો હતો. એમના આ નાસ્તિકવાદનો ઉગ્ર સામનો ઘરમાં સૌએ વારંવાર કર્યો હશે, પણ એમણે તો લોકાચાર જળવાય એટલું ધ્યાન રાખીને, આ પદાર્થોનો લાભ ઉઠાવવાની પ્રણાલિકા ચાલુ કરી દીધી હતી. મને બરાબર સાંભરે છે કે આજે હિંદુના ઘર પાસે ઈંડાનાં ખોખાં પડ્યાં હોય તો જેવું કુતૂહલ લોકોમાં પ્રગટે છે, એવું કુતૂહલ પ્રગટાવવાનું એ વખતે ડુંગળીના ફોતરામાં સામર્થ્ય હતું ! અને એને પરિણામે એ ફોતરાંઓને અંધારું પડ્યે જમીનમાં દાટી આવવાનું કામ મને સોંપાતું. પણ ફોતરાં તમામ તોફાની હોય છે અને ડુંગળીનાં ફોતરાં વધારે તોફાની હોય છે ! પવન એમનો ભેરુ છે. અને જરા

જેટલી ભૂલ કરો તો આ ફોતરાં, આજના જમાનાના વર્તમાનપત્રની ચાર કે પાંચ 'એમ'માં પ્રગટ થયેલી જાહેરાતની પેઠે, તમને જાહેર કરી દે છે ! એટલે એ દાટેલાં ફોતરાંની, બીજે દિવસે સવારમાં જ વહેલો ઊઠીને હું હાજરી લઈ આવતો—કોઈ રડ્યું ખડ્યું તોફાની વૃત્તિવાળું ફોતરું ઊડતું ઊડતું પાડોશીને ત્યાં પ્રભાતફેરી કરવા પહોંચી જાય તો !

તો તો પછી રામ'કાણી ગ્હી જાય નાં ? આખું ગામ આ અબ્રહ્મણ્ય કર્મને માટે હાલ પાડી નાખે !

ક્યાં એ ડુંગળી–લસણથી ડરનારો જમાનો અને ક્યાં આજનો ઈંડાને શાકાહારમાં ગણાવનારો આપણો જમાનો ! પ્રજાજીવનમાં ચાલીસપચાસ વર્ષ કેટલો બધો ફેરફાર કરી નાખે છે !

મારા પિતા અને એમના કાકાના દીકરા ભાઈ બન્ને સાવરકુંડલા ભણવા ગયા તેમાં બીજું પણ કારણ હતું. એ વખતે સાવરકુંડલામાં પાઠશાળામાં ભણવા જનાર વિદ્યાર્થીને સીધું મળતું. મારા પિતા– અને કાકા દેવકૃષ્ણ—બન્ને જણા સાવરકુંડલાથી પછી ઝંડુભટ્ટજી પાસે જામનગર ગયા હતા. ભટ્ટજી ભારે સ્વમાની અને ઉદારાત્મા હતા. જામ વિભાની પાસે પણ એ હાથ લાંબો ન કરે એટલી એમની પ્રતિજ્ઞા હતી. અને છતાં જો કોઈ દર્દી આવી ચડે, એની દવા—દર્દનું રહસ્ય મેળવી લેવાની ખાતર પણ કરતા. અને એમાં ગરીબ દર્દીને તો પોતાના ખર્ચે નિભાવતા પણ ખરા ! અને વિદ્યાર્થીઓને પણ રાજમાંથી સીધું અપાવતા.

પણ જેવા ઝંડુભટ્ટજી સ્વમાની હતા એવા જ જામ વિભા વિવેકી જાણકાર હતા. ચાર છ મહિને વિશ્વાસપાત્ર સાધનો દ્વારા તપાસ કરાવી લે કે ભટ્ટજી ઉપર કેટલુંક દેવું થયું છે ? અને પછી એક દિવસ એ તમામ દેવું પોતે ભરપાઈ કરાવી દે ! ભટ્ટજી જ્યારે હાથ ઉપર રકમ આવે ને વાણિયા વેપારીને પાછી દેવા જાય, ત્યારે તો એમને ખબર પડે કે દેવું ભરાઈ ગયું છે !

એ જમાનાનું આ એક સુરેખ ચિત્ર છે. એને પોતાના ગુણદોષ નથી એમ નથી, પણ યુગના પવન સાથે સુમેળ રાખીને એમાંથી શી રીતે એક નવીન-ચિત્ર સર્જન કરવું એ કોયડો એટલો તો અઘરો હતો અને પરદેશી અત્યંત વિચિક્ષણ રાજસત્તાની જમાવટને લીધે એવો અટપટો થઈ ગયો હતો કે એમાંનાં તમામ શુભ તત્ત્વો વેડફાઈ ગયાં—અને અશુભ તત્ત્વો ઘણા જ મોટા રૂપમાં બહાર આવ્યાં.

કદાચ આપણી આજની પ્રજા પાસે એ જ પ્રશ્ન નથી ? આપણું જે મૂળધન છે એને કેમ સમજવું અને દુનિયાનું જે પ્રગતિધન છે એને કેમ આંહીં લાવવું ?

જામનગરના આ પ્રવાસ પછી હાલાર તરફનું આકર્ષણ થયેલું જણાય છે. એમાં બીજાં પણ કારણ હશે. પણ મુખ્ય કારણ તો યજમાનનાં ગામડાં—ઉમરાળી, હડમતાળા, ચરખડી, ધોળીધાર, ધોરાજી, ગોંડલ, ગોમટા, ફરેણી એક બાજુ પડી જતાં હતાં એ હતું. અને બ્રાહ્મણો પ્રત્યે આજના જેટલી સુધરેલી રાષ્ટ્રીય અસ્પૃશ્યતા હજી અસ્તિત્વમાં આવી ન હતી !

આ વિષય ઉપર એક નવું દૃષ્ટિબિંદુ રજૂ કરી શકાય. અંગ્રેજ બચ્ચો તો ડાહ્યો હતો; એણે રાજ નાનાફડનવીસ જેવા પાસેથી પડાવ્યું હતું. એને હિંદુસ્તાનનો બ્રાહ્મણ ભયંકર રીતે બુદ્ધિશાળી લાગે એ સ્વાભાવિક હતું. એણે તો આજે રોપ્યો છે તેવો વર્ગવિગ્રહનો રણસ્તંભ રોપાવવાનો યત્ન કર્યો. એણે બીજાઓને કહ્યું કે હિંદનું પતન થયું, કારણ કે બ્રાહ્મણો તમારા ઉપર અધિકાર જમાવીને બેઠા હતા ! અને પછી સૌએ એ પોપટમંત્ર પેઠે પઢયે જ રાખ્યું. એની ઐતિહાસિક ભૂમિકા સમજવાની, સામાજિક અધઃપતનનાં વલણો તપાસવાની, મૂળમાં ઊંડા ઊતરવાની અન્વેષણ પદ્ધતિ તો મળે નહિ, એટલે એમણે ગોખાવ્યું તે સૌએ ગોખ્યું કે હિંદના પતનમાં ને પ્રજાકીય વિનિપાતમાં બ્રાહ્મણો મુખ્ય કારણરૂપ હતા ! આજે એણે એ જ પ્રમાણે એક વર્ગને બીજા વર્ગ સામે ઉશ્કેરીને નથી ઠસાવ્યું કે તમે પાછળ રહ્યા કારણ કે પેલા દુષ્ટો આગળ વધી ગયા છે ?

અંગ્રેજોની રાજનીતિનો આ વિજય ડંકો છેલ્લાં સેંકડો વર્ષોથી ચાલ્યો આવે છે. અને હજી પણ એની એ રાજનીતિ જ સફળ થતી આવે છે.

બ્રાહ્મણોને હજી ઠીક આજીવિકા યજમાનો આપતા રહેતા, એટલે યજમાનનાં આ ગામડાંઓને સાચવવાં

હોય તો કેરાળા એક ખૂણામાં પડી જાતું હતું. રેલ્વેનું સાધન નહિ. ખડિયા ખલે ભરાવીને ત્રીસ ત્રીસ માઈલ ચાલવું એ જીવરામબાપાને હવે ભારે પડતું. એમની ઉમ્મર પણ થઈ હતી. શરીર એમનું ભારે પડછંદ, ઊંચું, અને ઘણામાં ઘણો શ્રમ લેવાને કસાયેલું હતું. છતાં હવે એમને જરાક આળોટવાની જરૂરિયાત જણાતી હતી. વળી મોટા છોકરાએ બ્રાહ્મણત્વનું લીલામ કર્યું એ પણ એમના જેવા નિત્ય ભેરખાધારીને ગમ્યું લાગતું નથી.

એટલે કેરાળાથી ભાભાકુટુંબના ત્રણ છોકરાઓએ વીરપુરનો પંથ લીધો. એક મારા પિતા, અને બીજા એમના કાકાના દીકરા બે ભાઈઓ.

આ વીરપુર ગામ આજે એટલું પ્રસિદ્ધ નથી, પણ એક વખત લાલાલજપતરાય ને તિલકમહારાજના જમાનામાં, કહેવાય છે કે, અંગ્રેજસરકારની કાળી કે વાદળી, જે કાંઈ ચોપડી એના રાજકીય ખાતામાં રખાતી હોય, એમાં નામે ચડવાનું માન, આ ભાગ્યે જ અઢારસો ઓગણીસસો માણસની વસ્તીવાળા વીરપુરને મળ્યું હતું. એના અત્યારના ઠાકોરના પ્રપિતામહ—સુરસિંહજી ઠાકોર—સુરાજી—અનેક રીતે મધ્યયુગના ગુણદોષપૂર્ણ સામર્થ્ય ધરાવતા હતા. તે વખતે પ્રસિદ્ધ થતા 'સત્યવક્તા'ના ગ્રાહકોને પહેલી કે પછી દશમી ભેટ લેખે, એ પત્રે, ઠાકોર સુરસિંહજીની એક છબી ભેટ આપી હતી. સુરસિંહજી ઠાકોર માથા ઉપર ચકરખતી જેવી પાઘડી રાખતા. ઈદોરશાહીનો એ સુધારેલો વધારેલો આકાર હતો. ટીપુ સુલતાનની પાઘડીને જો આગળ લેવામાં આવે—ત્રિકોણના બિંદુની જેમ—તો એ આકાર બને. એક હજાર ને એક રાજા બેઠા હોય તો એમાં પણ એ પોતાની ચકરખતી પાઘડીથી તરત એકલા તરી આવતા!

ઠાકોર સુરાજીને ત્રીજા વર્ગનો અધિકાર હતો. બાર ગામ હતાં. અને આશરે એકલાખની ઉપજ હતી. પણ ભલભલા રાજાઓમાં ન મળે એ એમનામાં હતું. એનો આત્મા પરદેશી શાસન સાથે કોઈ રીતે મેળ લેતો ન હતો. દેખીતી રીતે તો એવડું નાનકડું રાજ, રાજકોટના એક પોલિટિકલએજંટની ચિઠ્ઠી આવે ત્યાં નરમઘેંશ થઈ જાય—ને ઠાકોર સુરાજી તો પાછા રહ્યા પણ જરા હાથ છૂટા, એટલે નિત્યના દેવાદાર. એટલે બીજું તો શું કરવાનું હતું? પણ ઠાકોરનામાં—બીજા કોઈનામાં ન મળે એવી ભૂમિપ્રીતિ હતી. અને કેટલાક પ્રકારની સામાજીક ધાર્મિક સુધારણાનો એમને શોખ હતો. સુરસિંહજી ઠાકોર, કહેવાતું કે, જુવાનીમાં તો અસલ રજપૂતી રંગ ધારીને ફરતા. મનદુઃખે થોડો વખત ગામડાં ભાંગવામાં પણ એમનો હાથ હોવાનો શક પડયો હતો એમ સંભળાતું ને ઘણું કરીને એ કારણે—છ સાત વર્ષ જેલમાં પણ રહેલા એમ લોકકંઠમાં અર્ધી સાચીખોટી વાત ચાલતી. પણ જે વખતે ભાભાકુટુંબના આ ત્રણ છોકરાઓ આહીં રહેવા આવ્યા ત્યારે તો ઠાકોરસાહેબની પ્રતિષ્ઠા એક રાજવી તરીકે જામી ગઈ હતી. અને ગઈ ગુજરીને કોઈ સંભારતું પણ ન હતું.

ઠાકોર સુરસિંહજીને આ ત્રણ નવા આવેલા પરદેશીઓમાં કાંઈક વિચિત્રતા લાગી હશે. એમણે તો ગામ વચાળે કે ગામના પાસે, મોનલવાવના દરવાજે કે એવે કોઈ સ્થળે, એમને જમીન આપવાનો આગ્રહ રાખેલો. પણ જીવરામબાપાનું તો એક જ મહાન વ્રત હતું: 'બ્રાહ્મણને બંધન નહિ! કોઈની નોકરી નહિ. અને વસ્તીનો વાસ નહિ!'

'અમે છેક છેવાડે સારા બાપુ! ખળાવાડ પાસે પડે, બહાર આવવું જવું ઠીક પડે, ગામગમતરે જવું હોય તો અમને દરવાજાનું સફતનું બંધન થાય! બહાર હોઈએ તો નદી કૂવે નાઈને ઘર ભેગા!'

રતનજી—એમના નાનાભાઈ સાથે હતા, એમનો પણ એ જ મત.

એ પ્રમાણે વીરપુર જેવા માત્ર અઢારસોની વસ્તીના ગામમાં છેક છેવાડે—જ્યાં કોઈની વસ્તી જ મળે નહિ, ત્યાં મારા પિતાએ, પિતામહે, અને સાથે આવેલા રતનજીબાપાના બે દીકરા—દામોદરકાકા અને દેવકૃષ્ણકાકાએ નવાં માટીનાં મકાન શરૂ કર્યાં. એ વખતે વિક્રમસંવત ૧૯૪૩ની સાલ હતી.

[ ૩ ]

'કાં જલ્લા કાં અલ્લા 'વાણું ભગતનું વીરપુર

આ વીરપુર ગામમાં ઇસ્વીસન અઢારસો બાશું

[૧૮૯૨]ના ડિસેમ્બરની બારમી તારીખે મારો જન્મ થયો. તે વખતે વિક્રમસંવત ૧૯૪૯ના માગશર વદી ૯ અને સોમવાર હતો. એક કોઢ જેવું ઘર હતું તેમાં ગાયભેંશ વાછરડાં બંધાતાં, ખડ પણ રહેતું ને સંસારમાં નવો પ્રવેશ પામનાર માટે આતિથ્ય ગૃહ પણ એ જ હતું. નાનપણમાં મારી આંખો એટલી નબળી હતી કે કદાચ એમાંથી ખોડ આવી જાશે એવો ભય લાગતો હતો. પણ એવી કુદરતને વશ કરવાનો સંકલ્પ કર્યો હોય તેમ મારી માએ, સતત, વર્ષોનાં વર્ષો સુધી, કાસાંજણુ—કાંસાની મેશ કરી કરીને, એને સવાર ને સાંજ નિયમિત રીતે આંખમાં આંજવાનું વ્રત જ જાણે લીધું! મને બરાબર સાંભરે છે કે ગુજરાતી સાતમી ચોપડીમાં હું આવ્યો ત્યાં સુધી તો આંજણ વિનાની આંખ રહેતી જ નહિ! આને લીધે હો કે ગમે તેમ પણ મને ત્યાર પછી આંખનો ઓછામાં ઓછો વ્યાધિ થયો છે.

આ સમયનું મારું જૂનામાં જૂનું સ્મરણ ગુજરાતી ત્રીજી—ચોથી ચોપડીનું મને યાદ છે. હાથમાં દફતર અને પાટી લઈને નિશાળે જવા નીકળું ત્યારે એ લાંબી શેરીના નાકા સુધી કૂતરાઓ સાથે વળાવવા આવતા. એક ધોળિયો કરીને કૂતરો હતો એ અમારો સૌનો ખાસ માનીતો હતો. ઘર છેક છેવાડું—અને જીવરામ બાપાએ તો યજમાન સાચવવા માટે થઈને વીરપુર વસાવેલું, પણ મારા પિતાને એ વૃત્તિમાં આવી રહેલ ફેરફારના પડઘા સંભળાતા હતા, એટલે એમણે તો પોતાની પાસેની ચારસો સાડાચારસોની નાની સરખી મૂડી ઉપર ઘરેણાં ઉપર પૈસા ધીરવાનો વ્યાજવટાવનો ધંધો ગામમાં શરૂ કર્યો હતો. પાસે પૈસા નહિ, છતાં એમણે શરૂ કરેલા આ શાહીધંધાને લીધે, થોડા વખતમાં આખા ગામમાં એમની શાખ શાહુકાર તરીકેની શરૂ થઈ ગઈ. એનું એક પરિણામ એ આવ્યું કે આ તદ્દન છેવાડા ઘરને જાળવવા માટે નાની મોટી એક કૂતરાની સેના જ અમારે આંગણે પડીપાથરી રહેતી.

એ સેનામાં ધોળિયો સેનાનાયક હતો. એના જેવો આજ્ઞાંકિત, વિશ્વાસપાત્ર અને સમજુ કૂતરો કોઈ નહિ. ધોળિયો, બાવળો, ટીકડી, રૂકમૈયો અને સસલો—એવી પાંચ ૭ કૂતરાની 'સેના તો અમે ફરવા નીકળીએ ત્યારે પણ સાથે રહેતી. આમાંથી પછી બાવળાને રદબાતલ કરવામાં આવ્યો હતો એણે લડાઈમાં એક આંખ ગુમાવી હતી, એટલે એ કાણો થઈ ગયો હતો. અને 'કાણિયા નર કોક સાધુ' એ લોકવાયકા માણસો માટે છે પણ આ બાવળાએ કોણ જાણે કેમ એ સાચી કરી બતાવી! કાણિયો ન હતો ત્યાં સુધી બાવળો સાધુ હતો. પણ કાણિયો થયા પછી એ અસાધુ બની ગયો. એ પાસેની ખાટ બાઈ સુમલડોશીના ફળીમાં પણ બેસતો. સુમલડોશીની એક ભીંત અમારા ફળીમાં પડતી. અને બન્નેના વાડા વચ્ચે તો માત્ર વંડી હતી. એક વખત એવું બન્યું કે મધરાતે એક નાનાસરખા કુરકુરિયાના કરુણ આક્રંદથી અમારું ફળી આખું જાગી ઊઠ્યું!

તાજી વિયાયેલી ટીપુડીના નાનકડા કુરકુરિયાને ઉઠાવવા માટે કોઈ જંગલી જાનવર આવી પહોંચ્યું હતું.

હોહા થઈ ગઈ. ચારે તરફથી લાકડીઓ લઈને અમે સૌ ફળીમાં આવ્યા. ટીપુડી જોસથી ભસી રહી હતી. ધોળિયાએ આક્રમણ કરનારને વંડી પાસે સપડાવ્યો હતો, પણ પેલો ઘાસલેટિયો દીવો કાંઈ કામનો ન હતો અને એક ફાનસ હતું તે મેડા ઉપર પડ્યું હતું. પ્રકાશના અભાવે આક્રમણ કરનાર જાનવર કોણ છે તેનો પત્તો લાગતો ન હતો. કોઈ જંગલી 'નારડો' આવ્યો લાગે છે એ અનુમાને સૌ સાવધાનતાથી આગળ વધી રહ્યા હતા.

એટલામાં ફાનસ આવ્યું અને ઓત્‌તારીની—સુમલડોશીની વંડી પાસે પહોંચીને, એને ઠેકવા માટે મથતો કાણિયો બાવળો નજરે પડ્યો.

ધોળિયાએ એને પકડી પાડ્યો હતો. એટલે છેવટે એને તો કુરકુરિયું છોડીને ભાગી જવું પડ્યું. પણ ત્યાર પછી એ કાણિયા બાવળાને સેનામાંથી રદબાતલ કરવામાં આવ્યો હતો. કૂતરાની સેના શેરીના નાકા સુધી વળાવીને પાછી ફરે એટલે મારો નિશાળ તરફનો પ્રવાસ ચાલુ થાય.

એમાં પહેલો વિરામ આવે દરબારી વાડે. ત્યાં દરબારની ગાયો ભેંશો રહેતી. એનો ઘણુંખૂંટ, અને પાડો એ બન્ને જોવા જેવી જોડ હતી.

મોટાં મા સાહેબની એક હાથણી જેવી ભેંશ

પણ ત્યાં બંધાતી. એ પણ જોતાં ન ધરાઈએ એવી જબરજસ્ત હતી. ટંકે દૂધ મણ પોણો આપતી. તે બે રબારી દોવા માટે વારા ફરતી બેસતા ત્યારે દોવાતી. આ મોટાં મા સાહેબને જાનવરનો શોખ હતો. લોકકંઠમાંથી મળેલી એમની એક વાત યાદ આવે છે: દરબારગઢમાં ભેંશો એમની હાજરીમાં દોવાતી. પોતે દોણી ઢાળીને દૂર બેસતાં. એક ભેંશને, રબારી, બપોરે રેઢે દોહી લેતા લાગે છે, એવી એમને શંકા ગયેલી. એટલે ભેંશને ઘેર રાખીને સાંજે પોતાની હાજરીમાં રબારીને દોવા બેસાર્યો.

રબારીએ દોહી લઈને બોઘરું બતાવ્યું તો દૂધ ઊલટાનું હમેશ કરતાં ઓછું!

'અલ્યા આમ કેમ? આંચળમાં રાખ્યું લાગે છે!'

'ગરીબપરવર! ભેંશની જાત, હું શું જાણું? ઘેર બાંધી એટલે આવમાં ચડાવી ગઈ!'

રબારીએ સાચક થાવા માટે પોતાની યુક્તિ ગોઠવી હતી. દોતાં દોતાં બરૂની બે ઝીણી ભૂંગળી મોંમાં રાખેલી. દૂધ દોતો જાય ને પીતો જાય. ખાસ્સો સાતશેરનો ખાડો પાડી દીધો.

નિશાળે જતાં બંધ ઝાંપાની જાળીમાંથી ગાયો ભેંશો વાછરડાં પાડરડાં એમને જોવાનું શરૂ થાય. ખબર તો હોય જ કે માસ્તર પહેલવહેલાં ગણિતના દાખલા લખાવે છે. અને ગણિત સાથે ત્યારથી જ બીમાબારું. એટલે જે કાંઈ વખત વીતે એ હોય તો મેળમાં જ! પણ એટલામાં બને એવું કે કાં મા—અથવા તો ભાભી—કોઈ ને કોઈ મીનલવાવે પાણી ભરવા માટે નીકળે, અને એમનો રસ્તો ત્યાંથી જાય એટલે પછી મીનલવાવના દરવાજા ઉપર બેસતી નિશાળ સુધી એ સાથે આવે, અને જેમ રબારીને ઢોરની સોંપણી થાય, તેમ છેક માસ્તરની ખુરશી સુધી જઈને નિશાળમાં મારી સોંપણી થઈ જાય.

એ સોંપણી થઈ ગઈ એટલે તો પછી કોઈ છટકબારી મળે નહિ. અગિયાર વાગ્યા સુધીનો ઘંટ વાગે ત્યાં સુધી નિશાળમાં રહ્યા વિના છુટકો નહિ.

પણ એટલું છતાં આ નિશાળ તદ્દન અરસિક ન હતી. નિશાળની નીચે જ જેલ હતી. અને ત્યાં દરવાજે સિપાઈઓની ચોકી રહેતી. એટલે નિશાળ ઉપરથી કેદીઓ જોવા મળે—ને સિપાઈઓની પણ ઝાંખી થાય. છતાં ગણિતનો ભયંકર વિષય, ક્લાસમાં એ પહેલો જ વિષય— એટલે 'નિશાળમાંથી નીસરી જવું પાંસરું ઘેર' એ લીટીનું તો અક્ષરશઃ પાલન થતું, પણ ઘેરથી નીકળીને નિશાળે જતાં એ ભુલાઈ જતું!

એવામાં એક જબરજસ્ત ફેરફાર થયો. ગુજરાતી નિશાળમાં નીચલા ધોરણમાં તો છેલ્લો જે વિષય હોય તેમાં તમારો જ્યાં નંબર આવે એ નંબર હાજરીપત્રકમાં નોંધાય— અને આખા મહિનાના એ નંબરના સરવાળા પ્રમાણે બીજા મહિનાનું 'કેટલોગ' તૈયાર થાય. એ વખતે એવો રિવાજ હતો. એ 'કેટલોગ' છેલ્લી તારીખે સાંજે ગણાતું હોય ત્યારે ધારાસભાના બજેટની જેટલી આતુરતાથી આજે સટોડિયા રાહ જુએ છે, એના કરતાં હજારગણી વધારે આતુરતાથી, છોકરાઓ પોતાના નવા અનુક્રમની રાહ જોતા હોય! પણ આપણા રામને તો એક ખાતરી જ હોય કે ત્રીસ છોકરાના વર્ગમાં, આપણો અઠ્ઠાવીશની ઉપર નહિ હોય ને ત્રીસની નીચે તો નહિ જ હોય! એટલે છોકરાઓ તો છેલ્લી તારીખે સાંજના સાત આઠ વાગ્યા સુધી રોકાઈને, માસ્તરને સરવાળા ગણવામાં મદદ કરીને પણ, પોતાનો નવો અનુક્રમ મેળવવા તલપાપડ રહેતા, ત્યારે એક જ જણ એમાં સ્થિતપ્રજ્ઞની દશા અનુભવતો; અને તે હું!

પણ આ સ્થિતપ્રજ્ઞની દશા અચાનક જ ફરી ગઈ. છેલ્લો વિષય, અત્યારસુધી આંકનો રહેતો એને બદલે નવા માસ્તરે ઇતિહાસનો રાખ્યો.

આ નવો માસ્તર ભારે ક્રાન્તિકારી નીવડ્યો. એણે આંકને બદલે ઇતિહાસને છેલ્લો વિષય ઠરાવ્યો. અને એક નવી પ્રથા પણ દાખલ કરી. છોકરાઓ અંદર અંદર સવાલો પૂછે એવી. એમાં જે જવાબ ન આપી શકે એનો નંબર, સવાલ પૂછનાર, જવાબ આપીને લઈ જાય. છેલ્લા નંબરે પહેલા નંબરને સવાલ પૂછ્યો હોય અને પહેલો નંબર એનો જવાબ ન આપી શકે, તો એ છેલ્લો જઈને બેસે, ને છેલ્લો નંબર પહેલો આવી જાય!

આ નવીન પ્રથાએ કેટલાકને ભારે અકળામણમાં મૂકયા. કેટલાકને એમાં રમૂજ પડી ઘણાને સમજણ ન પડી. પણ મારા જેવા થોડાકને એમાંથી નવીન દિશા પણ જડી.

મેં તો ઘેર જઇને ખાંખાંખોળાં શરૂ કર્યાં. ઘરમાં જે જે પુસ્તકો હતાં તે ફેંદ્યાં. 'કાણ્ના થોડા'ની વાર્તા નીકળી. 'મેનાં પોપટની વાત' નીકળી. 'ગુલબંકાવલી'નું ગુલાબી પૂંઠું તો હજી આજ પણ નજરે પડે છે, એ પણ નીકળ્યું. 'સુંદર કામદાર'ની વાત જડી. પણ એક પુસ્તક મળ્યું અને એણે જાણે નવું જ માર્ગદર્શન આપ્યું. એ પુસ્તક હતું ખુડખુડિયા અને બારોટ કૃત ગુજરાતના ઇતિહાસનું, ઉરમાન અચલ ખુડખુડિયા રાજકોટ ટ્રેનીંગ કોલેજમાં ડ્રોઇંગ માસ્તર હતા. એમણે અને બારોટે આ ઇતિહાસમાં હાસી હાંસીને હળીકતો ભરી હતી.

તમામ છોકરાઓ પાસે રમણભાઇનો ગુજરાતનો ઇતિહાસ હતો. માસ્તર એમાંથી શીખવતા. છોકરાઓ એમાંથી કડકડાટ બોલી જતા. આ ઇતિહાસની કોઇને ખબર ન હતી. મેં એ ઇતિહાસ ઘેર વાંચવા માંડયો.

બીજે દિવસે—ક્રાન્તિકારી પ્રથાના પહેલે જ દિવસે—છેલ્લા વિષય તરીકે ઇતિહાસ લેવાયો. અને ત્યાર પછી સવાલોની પરંપરા ઊપડી.

નિયમ પ્રમાણે આપણા રામનો છેલ્લો નંબર હતો. પણ પેલા ઇતિહાસમાંથી જે અમોઘ શસ્ત્ર મળ્યાં હતાં તે વગર વિચારે ફેંકી દેવાનાં ન હતાં. એમાં તો મહારથી કર્ણના કુંડળ જેવી અભેદ્ય રમત હતી. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ છોકરાઓને રસ પડતો ગયો. નંબર ખોનારા મૂંઝાતા હતા, તો નંબર મેળવનારા ખુશ પણ થતા હતા.

એમ કરતાં કરતાં નિશાળ છૂટવાને ભાગ્યે જ પાંચ મિનિટનો સમય બતાવતી, રેતશીશી જે સામે જ ટિંગાતી હતી, તેના ઉપર દષ્ટિ પડી. અમોઘ શસ્ત્ર ફેંકવાનો ખરેખરો વખત હવે આવ્યો હતો. ફરીને જ્યારે મારો વારો આવ્યો કે તરત ઊભા થઇને મેં નંબર પહેલાને જ પ્રશ્ન પૂછયો:

'ભીમ બાણાવળીની રાણીઓનાં નામ શું ?'

'રાણી ઉદયમતી' પહેલા નંબરે ચટ્ ઉત્તર આપ્યો. અને તે તરત વિજયભેર બેસી ગયો.

'ખોટું. રાણી ઉદયમતી અને બકુલાદેવી!'

પણ રમણભાઇના ઇતિહાસમાં બકુલાદેવીનું નામ મળે નહિ. એટલે તકરાર શરૂ થઈ. તકરાર માસ્તર સાંભળી રહ્યા હતા.

એક છોકરો થોડુંઘણું બહારનું વાચન કરે છે એ જોઇને એમને આનંદ થયો.

'બકુલા—વાણિયણ—ભીમદેવની રાણી હતી, એ બરાબર છે. નંબર છેલ્લો, પહેલો આવે. પહેલો, છેલ્લો જાય!'

એકદમ ત્રીસમે નંબરેથી મળેલા એ પહેલા નંબરે મને જે આનંદ આપ્યો તે અવર્ણનીય હતો. પણ પેટમાં ધડક ધડક ધડાકા થઇ રહ્યા હતા. નંબર પહેલો મળ્યો ખરો—પણ એ ટકાવી શકાશે! સામે ટાંગેલી રેતીશીશી ઉપર દષ્ટિ કરી. રેતી પૂરી થાય ને અગિયારના ટકોરા પડે તો રંગ રહી જાય!

પણ જે માણસ છેલ્લે નંબરેથી પહેલો આવ્યો, એને આરામ મળવા દે એવો એ કલાસ ન હતો. પહેલા નંબર ઉપર તરત એક પછી એક ઇતિહાસના સવાલોની ઝડી જ વરસવા માંડી! મારે તો ઉભે પગે જવાબ ઉપર જવાબ આપવાના આવ્યા!

એમ કરતાં કરતાં મારી પાસે જ બેઠેલા બીજા નંબરનો વારો આવ્યો. એને તો પહેલા નંબર સિવાય બીજા કોઇને પ્રશ્ન પૂછવાપણું હતું નહિ. એણે પ્રશ્ન પૂછયો. જવાબ મળી ગયો. રંગ રહી ગયો.

પણ સામેની રેતશીશી હજી જરાક રેતી દેખાડી રહી હતી. એટલી પૂરી થાય તો જંગ જીતી જવાય. કોઈ દિવસ નહિ ને આજે આ રેતીને પણ કોણ જાણે શું થયું હતું તે જલદી જલદી મેહમાંથી સરી જતી ન હતી!

અને એટલામાં તો છેલ્લો નંબર ખડે પગે તરત ઊભો પણ થઈ ગયો હતો.

'પહેલો નંબર—' એણે વિજયથી પડકાર કર્યો અને તરત સવાલ મૂકયો: 'પૃથ્વીરાજની માનું—'

પણ 'નામ' એ શબ્દ એના મોમાંથી બહાર નીકળે તે પહેલાં, બાજી પ્રભુ દેશપાંડેએ સાંભળી હતી એવી, નિરાંતનો દમ આપનારી તોપગર્જના જેવી ઘંટની ગર્જના સંભળાઈ. રેતી પૂરી થઈ ન થઇ ને નિશાળને છૂટવાના વખતની તો બરાબર ચોકી રાખનાર કોઇ છોકરાએ, હેડમાસ્તરના આંખના ઇશારે, ટન ટન ટન ટન કરતો છૂટીનો ઘંટ વગાડી દીધો હતો!

નીચેથી પોલીસચોકી ઉપરથી અગિયારના ટકોરા પણ વાગવા માંડયા. નિશાળમાં ધડાધડ પાટીઓ ને દફતરોનો અવાજ થઇ રહ્યો. નાની નિશાળના બીજા ઘંટ પણ ધણેણી ઊઠયા. રેતીની શીશી ફેરવાઇ ગઈ. એકડિયાનો આખો વર્ગ તો નિશાળ ઉપરથી ઊતરવાનાં અરધાં પગથિયાં ઊતરી ચૂક્યો હતો!

રંગ રહી ગયો. સવાલ સવાલને ઠેકાણે રહ્યા. નંબર પુરાવા માંડયા. તે દિવસે પુરાયલા નંબર એકે જે આનંદસમાધિ આપી હશે એની આજે તો કેવળ કલ્પના જ કરવી રહી.

પણ ત્યાર પછી ઘેર જઈને તો ઇતિહાસનાં જેટલાં મળ્યાં એટલાં નાનાં મોટાં પુસ્તકો વાંચવા માંડયાં.

પરંતુ આ તો એક જ વિષયની વાત થઈ. લેખાં ઊભાં હોય, 'અગીઆરી અગીઆરી એકત્રીશસો' રાહ જોતાં હોય, પાંતી હોય, ભયંકર એવું લાલરાંકરતું નાનું ગણિત હોય—એમાં કયાંય આપણો પત્તો લાગે તેમ ન હતો. એટલે નિશાળના જેટલા દિવસ પડે એટલા દિવસ શી રીતે પાડવા એ એક જ યુક્તિ ઉપર ધ્યાન કેન્દ્રસ્થ થાતું!

અને એને માટે એ વખતે જે જે સાધનોનો ઉપયોગ કર્યો હતો એ તમામ સાધનો તો આજે સ્મરણમાં ચડવાં મુશ્કેલ છે. પણ એમાંનું એક પ્રિય સાધન—'Sun bath –' 'સૂર્યસ્નાન'નું હતું.

એ સૂર્યસ્નાનનો મહિમા નીચે પ્રમાણે છે.

એ વખતે પ્રાથમિક શાળાઓનાં સવારબપોરનાં દશ્યો જોવા જેવાં હતાં. એક બાજૂથી ચારપાંચ છોકરા કોઈ ને ટીંગાટોળી કરી લાવતા હોય, તો બીજી બાજુ, ઢોરને હાંકવા માટે હોય તેમ કોઈ મા, પોતાના છોકરાને સોટીથી હાંકતી હાંકતી આવતી હોય! કયાંય માસ્તર કોઈ તોફાની છોકરાને ઉપાડી લાવવા માટે એક સેના જેટલા વિદ્યાર્થીઓ લઇને જતા હોય, તો બીજી બાજુ ભેંકડા તાણતા છોકરાને ધૂળમાં ખેંચીને કોઇ ને કોઇ વીર સેનાપતિ લાવી રહ્યો હોય. આ પ્રમાણે જે છોકરા અનિયમિત રહેતા એમને ગમે તે રીતે નિશાળ ભેગા કરવાની અનેક યુદ્ધરચનાઓ અસ્તિત્વમાં હતી. આજે જેમ રાજદ્વારી પુરુષો અપમાન થાય તો માંદગીની રજા ઉપર ઊતરવાનું અમોઘ શસ્ત્ર વાપરે છે તેમ નિશાળમાંથી પણ ગેરહાજર રહેવા માટે એ જ અમોઘ શસ્ત્ર કામનું હતું. એટલે બપોરે લગભગ બે અઢીવાગે છોકરાઓ બોલાવવા આવે તે પહેલાં, ગમે તે રીતે શરીર ઉનું દેખાય ને તાવ લાગે એવું કાંઈક કરવાનું!

સૂર્યસ્નાન એને માટે સર્વોત્તમ સાધન હતું. બાર એક વાગ્યે જમીને તડકે બેસી જવાનું, તે બપોરનો નિશાળ શરૂ થયાનો ઘંટ સંભળાય ત્યાં સુધી બેઠા રહેવાનું. બોલાવવા આવનારા છોકરાઓ શેરીના પ્રવેશદ્વારે પ્રવેશ કરે કે તરત જ, ખાટલો અગાઉથી ઢાળી રાખ્યો હોય તેમાં, ગોદડું ઓઢીને સૂઈ જવાનું. છોકરાઓ આવે, ગોદડામાંથી માંડ માંડ જાગ્યા હોઇએ એવી રીતે આપણે મોં બહાર લાવીએ, 'આજ તો તાવ આવ્યો છે' એમ કહીને ગોદડાબહાર હાથ કાઢીએ, એને ઉનો ઉનો હાથ જોઈને છોકરાઓ રવાના થાય.

છોકરાઓ હજી તો શેરીને નાકે પણ ન પહોંચ્યા હોય તે પહેલાં ગોદડું ફેંકીને તરત હું ઊભો થઈ જતો. કૂતરો ધોળિયો, આ સઘળા કરતુકનો પોતે જાણકાર હોય તેમ, જીભ કાઢતો સામે ઊભો જ હોય.

અને તરત એ આખી સેના સાથે બેલાડિયાની પાટ, હેમઢો, બિહામણીનો પુલ, કનુભાની વાડી—એ સઘળાં સ્થાનો રાહ જોઇ રહ્યાં હોય, ત્યાં રખડપટ્ટીમાં ઉપડવાનું.

અલબત્ત આમ કાવતરામાં પહેલેથી માને મેળવી લેવાં પડતાં. પણ એ તો ગમે તેમ કરીને ગોઠવી શકાતું.

પણ આ નિશાળ પ્રત્યેની અનભિરુચિએ બીજા અનેક ક્ષેત્રોમાં મને રસ લેતો કરી મૂકયો હતો. એમાંનું એક ક્ષેત્ર તે ભેંશો ચારવાનું.

[ચાલુ]

# પ્રથમ પ્રેમ

શ્રી. સુમથનાથ ઘોષ
અનુવાદક : રમણીક મેઘાણી

દક્ષિણ તરફનો થોડોક પ્રદેશ જ ત્યારે મોગલોના અધિકારમાં આવ્યો હતો. સમ્રાટ શાહજહાંએ એના શાસન માટે ઔરંગઝેબને ત્યાં મોકલ્યો હતો. એ લડાઈમાં જેવો દુર્જેય વીર હતો તેવો જ રાજનીતિમાં ચતુર હતો. બાળપણથી જ રાજ્યો જીતવાના વિચારોમાં એની છાતી ફુલાઈ જતી—કલ્પનામાં એ વિશાળ સામ્રાજ્યનું સુખસ્વપ્ન જોતો. ગમે તેટલી વિપત્તિઓ ને વિઘ્નો આવે, ચાહે તેવો કાંટાળો ને વાંકો-ચૂંકો પથ હોય, છતાં પોતાનાં સ્વપ્નોને સિદ્ધ કરવા એ માર્ગે આગળ વધવામાં એ પાછી પાની ન કરતો. પિતાનો આદેશ મળતાં જ એ સૈન્ય—સામંતો સાથે દક્ષિણ તરફ ચાલી નીકળ્યો.

મીર ખલિલ ત્યારે બુરહાનપુરનો સુબેદાર હતો. એ ઔરંગઝેબનો માસો થતો. દક્ષિણ જતાં માર્ગમાં માસીને મળતા જવું એમ ઔરંગઝેબે નક્કી કર્યું.

ઉપરાઉપરી ઘણા દિવસની મુસાફરીના થાક પછી એક દિવસ સહુને આરામનો મળ્યો. તંબુઓ પછી તંબુઓની કતાર ખડી થઈ ગઈ હાથી, ઘોડા, ઊંટ, પગપાળા સૈનિકો ને સામન્તો આદિથી વૃક્ષોથી જંગલ ને પહાડનો તળેટી પ્રદેશ છવાઈ ગયો.

પગમાં મખમલની મોજડી, માથે હીરા-મોતી જડિત મુગટ ને સર્વાંગે શુભ્ર શ્વેત રેશમ ને મસલિનનો પોશાક. જુવાન એકલો ચાલ્યો જતો હતો માસીને મળવા, બુરહાનપુરથી ત્રણેક માઈલ દૂર ઝૈનાબાદ.

તાપી નદીને કાંઠે કુંજકાનન ઘેર્યો, શ્વેત આરસનો પ્રાસાદ ત્યારે સૂર્યાસ્તના શાંત વાતાવરણમાં પોતાનું રૂપ નિહાળતો વિસ્મિત બની ઊભો હતો; ને એની પાછળ અરિસામાં પડતાં પ્રતિબિમ્બની જેમ દેખાતો હતો વૃક્ષોનો કાળો પડછાયો અને પશ્ચિમ આકાશની રતુમડી પાર્શ્વભૂ.

એ સૌંદર્યમાં ઔરંગઝેબ જાણે ગરક થઈ ગયો. પ્રાસાદવાળા બગીચામાં પ્રવેશી વાંકી ચૂંકી કેડીએ ધીરે ડગલે એ આગળ વધવા લાગ્યો. સૂર્યાસ્ત પહેલાના ધીમા પ્રકાશની શાન્ત રમણીયતા ત્યારે આસમાનમાં, પૃથ્વી પર, હવામાં ચારે બાજુ છવાઈ હતી.

એકાએક એની નજર સામે આકાશમાંથી જાણે એક નક્ષત્ર નીચે ધરતી પર ખરી પડ્યું. એનાં હૃદયનું રુધિર નાચી ઊઠ્યું. એનું હૈયું ડોલી ઊઠ્યું.

ચમકીને એણે જોયું તો એનાથી થોડેક જ દૂર એક કિશોરી ઊભી છે, જેની આંખમાં મૃગલીની ચંચળ દૃષ્ટિ છે ને જેના અંગેઅંગમાં વિદ્યુતની જ્યોત છે. ફળભારે નમેલી એક આમ્રશાખાને એક હાથે પકડી રાખી બીજે હાથે એ પોતે નહોતી પહોંચી શકતી એટલે ઊંચેનું એક આમ્રફળ પાડવા મથતી હતી એની નીલ ઓઢણી માથા પરથી સરકી નીચે ધૂળમાં રોળાતી હતી, ને એના અંગની એકેએક મૃદુરેખા એનાં સૂક્ષ્મ દેહાવરણને ભેદીને આન્દોલિત થઈ ઊઠી હતી.

વારંવારના પ્રયત્ન પછી પણ તે એ ફળ પાડવામાં ફાવતી નહોતી.

વિસ્મિત નજરે પલકારો યે કર્યા વિના ઔરંગઝેબ એ અતીવ સૌન્દર્ય નિહાળતો ત્યાં જ ઊભો રહ્યો. ને પછી બિલ્લીપગે એની પાછળ જઈ પોતાનો હાથ લંબાવી પેલું ફળ તોડી એણે એ કિશોરીના હાથમાં મૂક્યું.

કિશોરીએ ચમકીને જોયું તો એક સુંદર યુવાન એની સામે ઊભો ઊભો હસતો હતો. યુવાનની વેશ-ભુષા જોઈ કદાચ એ એને ઓળખી યે ગઈ, છતાં એ કંઈ ન બોલી. ઊલટાની પોતાની ધનુષ જેવી ભ્રમર અણગમો દર્શાવતી હોય તે રીતે તાણી થોડી વાર એ એની તરફ જોઈ જ રહી, ને પછી એણે પેલું ફળ યુવાનને છુટ્ટું માર્યું.

ઔરંગઝેબ સ્તબ્ધ બન્યો. સમ્રાટ શાહજહાંના વિશ્વવિજયી પુત્ર સામે આવી ધૃષ્ટતા બીજા કોઈએ બતાવી હોત તો કોણ જાણે શનું શું યે થઈ જાત! પણ અહીં એણે કંઈ ન કરતાં માત્ર એ કિશોરીની ઓઢણીનો એક છેડો પકડી પૂછ્યું—"શા માટે એ ફળ તમે ફેંકી દીધું?"

કિશોરી અજબ રીતે ભમ્મર ખેંચીને બોલી, 'તમે શા માટે એ તોડી દીધું? હું મારી મેળે જ એ તોડી લેત. તમારું દીધું એ ફળ મારે ન ખપે."

એનો એ સાદ એવો તો મીઠો હતો કે એનાં તિરસ્કારના સાદે પણ ઔરંગઝેબ મુગ્ધ બની ગયો. છતાં પોતાના અવાજમાં માંડ માંડ ગુસ્સો આણતાં એણે કહ્યું, "જાણે છે હું કોણ છું? હું—હું ઔરંગઝેબ છું."

કિશોરીનું મોં હવે રાતું બન્યું. જાણે એણે પોતાને આફતમાં જોઈ, છતાં એકવાર કટાક્ષપૂર્ણ નેત્રે ઔરંગઝેબ તરફ જોઈ, ઝટકો મારી ઓઢણી છોડાવી, પાલવ સરખો કરતી કરતી એ પ્રાસાદમાં ભાગી ગઈ.

ઔરંગઝેબને થયું, જાણે હમણાં જ એની સામે સપ્તરંગી એક અતીવ સુંદર દશ્ય ભજવાઈ ગયું. એ સપ્તરંગી સૌન્દર્યવતી દૂર હવે નથી, પણ એ રંગની માયા એની આંખમાં રહી ગઈ છે, એ નીલપરીના મધુકંઠની સુરાવલ હજુયે જાણે આ પુષ્પિતવાટિકાના વૃક્ષેવૃક્ષ ને શાખાએ શાખામાં ગૂંજી રહી છે.

રૂપ–નશાએ ઘેરાતો ઘેરાતો એ પ્રાસાદમાં પાછો ફર્યો.

સમ્રાટ શાહજહાંનો પુત્ર ઔરંગઝેબ આ પહેલાં અનેક સુંદર સુંદર સ્ત્રીઓનાં સંસર્ગમાં આવ્યો હતો. પરંતુ તેમાંની કોઈ એનાં અંતરના ઊંડાણમાં અંકિત થઈ શકી નહોતી. શરદની આછી વાદળી–વર્ષાની જેમ એનાં હૃદયાકાશમાં એ બધી આવેલી ને પાછી વહી ગયેલી. પરંતુ આ કિશોરીના રૂપ પર એ મુગ્ધ બન્યો હતો. એને થયું જાણે સહસ્ર કવિઓની કલ્પના એનાં–એ કિશોરીનાં અંગેઅંગમાં–રેખાએ રેખામાં એકીસાથે આવિર્ભૂત થઈ ઊઠી છે. યુગ–યુગાન્તર થયાં પુરુષ જેના વિરહમાં માત્ર ઊંડા ઊંડા નિસાસા મૂકી રહ્યો છે–એ કલ્પલતાને કોઈ જાણે સ્વપ્ન–લોકમાંથી અહીં મૃત્યુલોકમાં ખેંચી લાવ્યું છે. એ જુવાન હતો. એનું લોહી ધમધમી ઊઠયું. વધુ વખત એ શાન્ત બેસી રહી ન શક્યો.

કુશળ ખબર પૂછ્યા બાદ એણે માસીને પૂછ્યું કે, 'હમણાં જ મેં જે છોકરીને આપણા બગીચામાં જોઈ એ કોણ છે?'

છોકરીનું થોડુંક વર્ણન જાણી માસીએ કહ્યું કે, "એ તમારા માસાની બાંદીની પુત્રી હીરા છે."

"હું એનાં રૂપ પર મુગ્ધ થયો છું. મારે એ છોકરી જોઈએ છે," ઔરંગઝેબે કહ્યું.

માસીનું મોં સૂકું બની ગયું. આ શાહજાદાના હાથમાંથી કોઇ કદીયે છટકી શકતું નહિ તે એ જાણતી, અને એનો ખાવિંદ મીર ખલીલ પણ સારો માણસ ન હતો ઔરંગઝેબને એ સારી નજરે ન જોતો, તેથી એણે ઔરંગઝેબને એ છોકરી વિષે વધુ પૂછપરછ કરવા ના પાડી.

માસીને વધુ કંઇજ પૂછયા કર્યા વિના એ પોતાની શિબિરમાં પાછો તો ફર્યો, છતાં એનું મન તો પેલી કિશોરીની પાછળ જ હતું. રૂપવતી સ્ત્રીઓનો એને અભાવ નહતો, તેમ જ બાંદીઓની પણ એને ખોટ ન હતી, છતાં હીરાને જોયા પછી એને લાગ્યું કે એ બધીનું કંઈ મૂલ્ય જ નથી, એ તમામનો, અંતરનો થનગનતો પ્રાણ એનાં અંતઃપુરમાં પ્રવેશતાંની સાથે–સાથ જ જાણે ઉડી ગયો છે. લાકડાની પૂતળીઓને શણગારીને પોતે જાણે મનને થાપ આપવાનો વૃથા પ્રયત્ન જ કરતો હતો. સામ્રાજ્યવિસ્તારના જે સ્વપ્ને, વિજયગર્વનાં જે સ્વપ્ને એને પિતા તરફથી 'વિશ્વ-વિજયી'નું બિરુદ અપાવ્યું હતું, એ સ્વપ્ન પણ આજે એને અર્થવિહોણું લાગ્યું. એક અદના એવી બાંદી-પુત્રીના અભાવે જગત આખું આજે એને રસ–રંગ–રૂપ વિહોણું–સૂકુંભઠ લાગવા માંડયું

કેમે કર્યા શાંત ન બની શકતાં એણે મંત્રી શાયસ્તખાંને બોલાવી પેટછૂટી વાત કરી.

શાયસ્તખાંએ સલાહ આપી કે ખાસ જરૂરી કામના બહાને મીર ખલીલને દૂર દેશાવર મોકલી હીરાબાઈને પકડી પોતાના અંતઃપુરમાં બંદી બનાવવી.

આ સલાહ સાંભળી ઔરંગઝેબના આનંદનો પાર ન રહ્યો. શાયસ્તખાંની સલાહ મુજબ એણે તુરત જ ખાસ કામ કાઢી મીર ખલીલને દૂર દેશાવર મોકલ્યો.

મીર ખલીલ પાછો આવ્યો ત્યારે તેણે બધી વાત જાણી. પરંતુ પ્રગટપણે ઔરંગઝેબની શત્રુતા વહોરી લેવાની હિંમત એનામાં નહોતી. એથી ભારેલા

અગ્નિની જેમ ક્રોધથી એ અંદરોઅંદર બળી મરવા લાગ્યો.

આ બાજુ હીરાબાઈનું હૃદય જીતવા, એનો પ્રેમ પ્રાપ્ત કરવા ઔરંગઝેબ પાગલ બન્યો હતો. જીવનમા પહેલી જ વાર આ વખતે એનામાં સ્ત્રીહૃદયને જીતવાની ઇચ્છા જાગી હતી. આજ સુધી કદીયે એણે કોઇ સ્ત્રી પાસે પ્રેમ-યાચના નહોતી કરી. પણ હીરાબાઇને જોતાં જ ન જાણે શાને એની ચાહના આટલી પ્રબળ થઈ ઊઠી હતી. જ્યારે એથી ઊલટું હીરાબાઈ જાણે પાષાણી પ્રતિમા બની હતી. કેટ-કેટલીયે સ્ત્રીઓ જ્યારે ઔરંગઝેબના એક પ્રસન્ન સ્મિત માટે પોતાનું સર્વસ્વ એના પર વારી જવા તૈયાર હતી, ત્યારે આ તરુણી બાંદી-પુત્રીનું મન જાણે કંઇક જુદું જ ઇચ્છતું હતું; એ કોઈ પણ રીતે સમ્રાટપુત્ર દ્વારા પકડાવા ઇચ્છતી નહિ.

બગીચાનાં સારામાં સારાં ફળ હીરાબાઇને ત્યાં જતાં મણિ-મુક્તાની પેટીમાંથી સહુથી મૂલ્યવાન રત્નો-અલંકારો તેને ત્યાં પહોંચાડવામાં આવતા. એક નારીહૃદયને જીતવા ઔરંગઝેબ શક્ય એટલું બધુંયે કરી ચૂક્યો હતો, છતાં એ હૃદય જીતવું એને માટે દુઃસાધ્ય જ રહ્યું.

અંતઃપુરવાસી અન્ય સ્ત્રીઓ આ એક છોતાં જેવડી છોકરીની આટલી હિંમત જોઇ અવાક્ બની જતી. ઔરંગઝેબ પણ ક્યારેક ક્યારેક રોષિત બનીને કહેતો કે, "જાણે છે, હું ધારું તો હમણાં જ તને જીવતી ને જીવતી કૂતરાને મોએ નખાવી શકું એમ છું."

ને ત્યારે હીરાબાઇ એકીટશે એની સામે જોઇ રહી કહેતી કે-"જાણું છું, મારો આ દેહ તમારા બાહુબળની શક્તિનો સ્વીકાર કરવા બંધાયેલો છે એ જાણું છુ, જનાબ! પણ મનને તો બાહુબળથી નથી જીતી શકાતું ને? એ તો ભિક્ષા આપવાની ચીજ છે."

ને ત્યારે ઔરંગઝેબ નિષ્ફળ કામનાના અસહ્ય દાહે ઉદાસ-જડ બની જતો.

આખરે એક દિવસ એણે હાથ જોડીને કહ્યું, "હીરા, હું તને સાચેસાચું ચાહું છું. તું શું કોઇ પણ રીતે મારો વિશ્વાસ નહિ કરે?"

"આ પહેલાં બીજી કેટલી હતભાગિનીઓને બરાબર આ જ બોલ બોલીને ભોળવી છે સમ્રાટ?" હીરાબાઇએ પૂછ્યું.

"આ પહેલા? ના, ના, કોઇ એકાદીને યે નહિ. સાચું માનજે હીરા, જીવનમાં બીજી કોઇને યે મેં કદી ચાહી નથી. મારા ચરણોમાં પોતાનું રૂપ-યૌવન વિસર્જન કરીને અનેક જીવતરને ધન્ય માણ્યું છે, પણ મેં એ કોઇને કદીયે ચાહી નથી."

"તો ખ્યાલ રાખજો સમ્રાટ, કે જે અનેક એ રીતે પોતાનું રૂપ-યૌવન તમારે ચરણે ધરીને-તમારી કામાગ્નિનું ઇંધન બની છે, તેઓમાંની એક હું નથી."

"એ જાણું છું, ને એથી જ આ ઔરંગઝેબ આજે ભિખારી બની તારી પાસે હાથ લંબાવી ઊભો છે. જીવનમા જે કદીયે નથી કર્યું તે આજે કરું છુ ને તે ફક્ત તારે ખાતર જ. હીરા, વિશ્વાસ રાખજે કે હું તને મારા સમસ્ત અંતરથી પ્રાણપણે ચાહું છું. જો તારા હૃદયમાં સ્થાન નહિ મળે તો મારું જીવતર નકામું થશે."

"રાજા મહારાજાઓનો પ્રેમ માત્ર મોઢાનો જ હોય છે. મધમાખી જેમ ફૂલે ફૂલે મધ ચૂસતી ફરતી ફરે છે, તેમ તેઓ એક પછી એક સ્ત્રીઓને ભોગવતા ફરે છે. તેઓ વિશ્વાસઘાતી હોય છે. ખાસ કરીને તમારા જેવા કઠોર હૃદયીને સ્ત્રીના કોમળ હૃદયનું કંઈ મૂલ્ય નથી."

હીરાબાઈનો એક હાથ પકડી વ્યાકુળ બની એ બોલી ઊઠ્યો, "હીરા, પાષાણી પર્વત પર શું નિર્ઝરણીને સ્થાન નથી? મરૂભૂમિ શું કદીયે વર્ષાનું સ્વપ્ન ન જોઈ શકે? એક વાર જરા સરખી રીતે મારા તરફ જો. મારો અવિશ્વાસ ન કર, હું તને ચાહું છું; સાચું કહું છું કે હું તારા માટે બધું જ વિસર્જન કરી શકીશ,—રાજ્ય, અર્થ, સિંહાસનની આશા, મને કહીશ તે—મારો પ્રાણ પણ."

એનાં મોં પર તરત હાથ મૂકી, હીરાબાઈ બોલી, "રહેવા દો રહેવા દો બહુ મોટી વાતો કરીને નાહકના સત્યભ્રષ્ટ ન બનતા."

"વિશ્વાસ નથી આવતો? તું મારી કસોટી કરી શકે છે." ઔરંગઝેબ બોલ્યો.

વિદ્યુતરેખા શું જરાક હસીને તુરત જ અંદર જઈ એક પાત્રમાં સુરા લાવી ઔરંગઝેબના મોં પાસે ધરીને બોલી–" લો, પી જાવ શાહજાદા ! "

" કેવું સત્યાનાશ ? આ શું સુરા ? "

પળવારમાં ઔરંગઝેબનું મોં પડી ગયું. જે સુરાને એ નાનપણથી જ ધિક્કારતો આવ્યો છે, જેને માત્ર કુરાન કે ધર્મની મનાઈને કારણે જ નહિ, પણ એ ચીજ માનવીને અમાનવી બનાવી મૂકે છે. એવી સમજણથી જે અંતરથી ધિક્કારતો આવ્યો છે, એ સુરાનું પાન કરવું પડશે ?

એની વિહ્વળ દૃષ્ટિ તરફ થોડી વાર જોઈ રહીને હીરાબાઈએ કહ્યું, " આ હું જાણતી હતી શાહજાદા ! "

ને પછી સુરા-પાત્રને આઘું મૂકી એ બોલી, " તમારા પ્રેમની કિંમત હવે તો તમે સમજી શક્યા ને ? "

" પણ આ તો મેં ખુદાના શપથ લઈ છોડી દીધેલ છે હીરા ! કઈ રીતે હું એ ચીજનો સ્પર્શ કરું ? અને એને માટે તો પવિત્ર કુરાનમાં પણ મનાઈ ફરમાવાઈ છે."

નિષ્ઠુર વિજયગર્વથી દમામભર્યા સાદે હીરાબાઈ બોલી. "હું ક્યાં તમને એ માટે ફરજ પાડું છું ? તમારે એની શી જરૂર છે ? હું હમણાં જ એ ફેંકી દઉં છું—"

એ જ પળે ઓચિંતી કોણ જાણે શાથી હીરાબાઈની ઓઢણી નીચે સરી ગઈ. બીજી જ પળે એણે એ સંભાળીને શરીરે વીંટાળી તો લીધી, પણ એ એક પળમાં જાણે સહસ્ર દીવાઓનો પ્રકાશ એના ઉઘાડા બેઉ હાથ અને ખભા પર ઝળહળી ઊઠ્યો. એ રૂપ, અને એ અસાધારણ લાવણ્યને જોતાં ઔરંગઝેબ જાણે ભાન ભૂલ્યો, તુરત જ હીરાબાઈના બેઉ હાથ જોરથી ઝાલી એ બોલ્યો, " હીરા, મારી સ્થિતિ જોઈ મારા પર રહેમ કર. તું જે કંઈ માગીશ એ બધું આપીશ. માત્ર આ એક આદેશ પાછો ખેંચી લે."

લાલ કમળના જેવી જીભને સહેજ કચરતાં હીરાબાઈ બોલી: " શું કહ્યું જનાબ ! તમને આદેશ, અને એ પણ મારો ? ના, એટલું બધું ગજું મારું નથી. યાદ કરો, કસોટી કરી જોવાની વાત આપે જ કહી હતી. "

ત્યારે સમ્રાટ પુત્રના માથામાં આગ જલતી હતી. આ હીરાબાઈના રૂપવહ્નિમાં એણે ઝંપલાવવું જ પડશે. એનાં હૃદયમાં એનું જુવાનીનું રાતું રુધિર ત્યારે ધમધમી ઊઠ્યું હતું. બીજી પણ થોડીક પળો એ સ્વપ્નલોકવાસિની શી આ કિશોરી પ્રત્યે વિહ્વળ દૃષ્ટિએ જોઈ રહ્યો, ને પછી એણે પોતે જ ઊઠીને પેલું—લાલ-સુરારૂપી સાક્ષાત સર્વનાશનું પાત્ર મોં તરફ ઊંચું ધર્યું.

સહસા, હીરાબાઈની બેઉ આંખો હીરાથી ચમકી, સળગી ઊઠી. એની જીતનો ગર્વ, પ્રેમનો ગર્વ આખરે શું સાર્થક થયો ?

જે સત્યવક્તા પુરુષે કહી યે સુરાનો સ્પર્શ સુદ્ધાં યે નહિ કરું એવી પ્રતિજ્ઞા કરેલી, એના જ હોઠની તદ્દન નજીક આવ્યું હતું એ સુરાપાત્ર. ઔરંગઝેબે એક વાર આંખો મીંચી, પરંતુ બંધ આંખોના અંધકારમાં સહસ્ર વિદ્યુતશિખાશી જલી ઊઠી એક કિશોરીની મૂર્તિ. હવે એ સ્થિર રહી ન શક્યો. પૂરેપૂરી તાકાત વાપરી એણે એ સુરા-પાત્રને હજુ યે જરા વધુ નજીક લીધું.

પરંતુ એ પાત્ર એના હોઠને અડે તે પહેલાં જ હીરાબાઈનું વિદ્યુતની ઝડપે એનાં હાથ પર ઝાટકો, ને પેલું સુરાપાત્ર એણે દૂર ફગાવી દીધું.

ઔરંગઝેબે ચમકીને જોયું, તો હીરાબાઈ ઘૂંટણિયાભર એની સામે બેસી એનું અભિવાદન કરતી હતી. હવે એની આંખમાં પેલી અસહ્ય જવાળા નહોતી. કાળી ભ્રમર, જેવી એની બેઉ આંખો ત્યારે સ્નેહથી સ્નિગ્ધ થઈ ઊઠી હતી.

" આ શું હીરા ? " ઔરંગઝેબે પૂછ્યું.

નીચું જોઈ જઈ હીરાબાઈ બોલી: " હું પરાજય પામી છું, શાહજાદા ! "

અને એ પાતળી દેહલતાને પોતાના હૈયાસરસી ચાંપતા ઔરંગઝેબ બોલ્યો: " ત્યારે હવે તો પકડાઈ ગઈ ને ! "

પ્રથમ પ્રણયના આવેશમાં ત્યારે હીરાબાઈની આંખો મીંચાઈ ગઈ. ઔરંગઝેબના હૈયા ઉપર માથું ઢાળી ધીમે સાદે એ બોલી: " હું તમારી જ બાંદી છું, શાહજાદા ! " *

---

*માસિર-ઉલ-ઉમરા અનુસાર આ મિલન પછી થોડા સમયમાં જ હીરાબાઈનું અવસાન થયેલું. ઔરંગઝેબે અઢળક ખર્ચે એનું સમાધિ-મંદિર તૈયાર ... ઇતિ હાસકારો કહે છે કે ઔરંગઝેબના પ્રણયકથા જાણવા મળે છે.

# જીવનની કેળવણી

રવિશંકર મહારાજ

એક દિવસ વસો નજીકના ગામે ગયો હતો ત્યાંથી મોટર–ખટારામાં નડિયાદ જવાનું થયું સવારે હું ગયો ત્યારે ખટારો ભરાઈ ગયો હતો મેં મારી જગ્યા એમાં લીધી

અંદર બેઠો. મારી આજુબાજુમાં કેટલાક મોટા વાળવાળા, પહોળા લેંઘાવાળા, સ્વચ્છ અને અક્કડ કપડાં પહેરેલા જુવાનીઆ બેઠા હતા. પાટીદારના સારા ગણાતા ઘરની સ્ત્રીઓ પણ હતી

મોટર ચાલી ગામડાંના તૂટેલા રસ્તા ઉપર આચકા ખાતી જતી હતી એક બીજાને અથડાતા હતા આવી સ્થિતિમાંય બીડીની તલપવાળા બીડી કેમ છોડી શકે? એક ખેડુ ભાઈએ બીડી કાઢી દીવાસળીની એક સળી ચેતવી. એ ઓલવાઈ ગઈ બીજી સળગાવી એ તૂટી ગઈ ત્રીજી ને ચોથી કાઢી હવામાં એ પણ ઓલવાઈ ગઈ અથડાઅથડીમાં દીવાસળી બિચારી શું કરે! આમ થોડીક દીવાસળી બગાડી ત્યારે બીડી માંડ સળગી.

આ સામાન્ય ખેડૂત જેવા માણસમાંથી પણ આ કરકસરની ટેવ કેમ ગઈ હશે તે મને સમજાયું નહિ એને કાંઈ વિચાર નહિ આવ્યો હોય? આટલી દીવાસળીઓ બગડતી જોઈને હું અકળાયો

મેં એ ભાઈને કહ્યું, 'આ મોટર ચાલે છે એટલી વાર થોભી જાવ તો? હમણા આ ઊભી રહેશે. દીવાસળીના ભાવ હમણાં તો ત્રણગણા થઈ ગયા' છે અને એટલા પૈસા ખરચતાં પણ દેખાતી નથી આટલા પવનમાં બીડીનો તણખો ઊડીને પડે તો કોઈનું કપડું બાળી મૂકે. એમાં તમને શો ફાયદો?'

આમ હું મારા મનનો ઊભરો કાઢતો હતો ત્યા સામે બેઠેલી, સુખી જણાતી આધેડ બાઈ બોલી ઊઠી:

'આ ડોસા તો ખરા છે આ બાપડાએ બે દીવાસળી બાળી, એમા તો જાણે કેટલુંય કહી નાખ્યું? કોકને આટલું કહે છે તો ઘેર કેટલું કહેતો હશે? બીની ડરીને ખાવાય નહિ દેતો હોય મારે ઘેર પણ આવો ડોસો છે. તે પૂરું શાંતિથી ખાવાય દેતો નથી. હું તો તેમને ખવડાવીને બહાર મોકલી દઉં છું પછી અમે નિરાતે ખાવા બેસીએ છીએ એ હોય તો ટકટક કરે ને!'

'મારે ઘેર તો બધાય છે, પણ તમારે ઘેર છોકરો છે?'

'હા,' બાઈ બોલી

'એને પરણાવ્યો છે? ઘેર વહુ છે? આજે તમે ઘરમાંથી ડોસાને બહાર કાઢો છો પણ તમે ઘરડા થશો ત્યારે તમારા છોકરા કે છોકરાની વહુ તમને ઘર બહાર નહિ કાઢે?'

"હા, પણ વહુને ચૂલા સુધી પેસવા દઉં તો ને!"

"તમે ના કહેશો તોય પેસશે અને ત્યારે તમારી સ્થિતિ એવી જ થશે"

આ બધી વાત તો હું કરતો હતો પણ મારા મનમા વિચારો આવતા હતા. આ બાઈના દિલમાં આવા ભાવ કેમ થતા હશે! સ્ત્રીઓ તો કરકસરની અને પ્રેમની મૂર્તિ કહેવાય છે તે તો ઘરનું રક્ષણ કરે ઘરમાં જરાય બગાડ થવા ન દે, અને થાય તો સહન ન કરે. એટલે તો કહેવત પડેલી છે કે 'બાપના રાજમાં ન સમાય તે આના રેંટિયામાં સમાય.'

એ જો રજેરજની દરકાર ન રાખે તો ઘરમાં સમાય કેમ ?

આ વિચાર કરતાં મારી પડખે બેઠેલા ફક્કડ જુવાનીઆઓને જોઈ થયું કે આ બધાનું મૂળ આપણો ખોટો ઉછેર છે. જીવનની કેળવણી તરફ આપણે જે બેદરકારી સેવી છે તેનું આ પરિણામ છે. આજે તો પાઈ પાઈની ફિકર કરનાર કરકસરિયો કંજૂસમાં ખપે છે, અને બેપરવાઈથી પૈસા બગાડનાર ઉદારમાં ખપે છે. આજે તો કૉલેજમાં ગરીબ વિદ્યાર્થીઓને તાલેવંતની નકલ કરવી પડે છે, નહિતર એ ગામડીઓ અને લોટમ ગણાય છે. આનું પરિણામ સમાજના નીચલા થર સુધી આવ્યું છે.

જીવનનો આ ઉછેર અને કેળવણી આપણે બદલ્યે જ છૂટકો. એ ક્યારે કરીશું ? આજથી જ એની શરૂઆત નહિ કરીએ તો કદાચ આપણો નાશ થશે.



## વર્ષે સોળવાર

હિંદુસ્તાનની મિલોમાં દર વર્ષે ૪ અબજ ૮૦ કરોડ વાર કાપડ પેદા થાય છે. તે ઉપરાંત બીજું બે અબજ વાર કાપડ હાથશાળો ઉપર તૈયાર થાય છે. આ રીતે કેટલાંયે વર્ષોથી સરેરાશ હિંદી જનને ફાળે વર્ષે ૧૬ વાર સુતરાઉ કાપડ આવે છે.



## સિનેમાવાદ

| દેશ | વસ્તી | સિનેમા |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૧૩ કરોડ | ૨૦૦૦૦ |
| રશિયા | ૧૭ કરોડ | ૬૮૦૦ |
| જર્મની | ૪ કરોડ | ૫૧૦૦ |
| ફ્રાંસ | ૪ કરોડ | ૪૦૦૦ |
| સ્પેઇન | ૨॥ કરોડ | ૩૨૦૦ |
| ચેકોસ્લોવેકીઆ | ૧॥ કરોડ | ૨૦૦૦ |
| હિંદુસ્તાન | ૪૦ કરોડ | ૧૫૦૦ |

૧૯૪૪–૪૫ના વર્ષ દરમિયાન હિંદુસ્તાનમાં સિનેમા જોનારાઓએ ૧૧ કરોડ રૂપિયાનો ખર્ચ કરેલો. તેમાંથી પોણો કરોડ રૂપિયા પરદેશી ફિલ્મોના વિક્રેતાઓને ફાળે ગયા હતા.

## વધુ ઝેર પીઓ !

૧૯૨૮–૨૯ દરમિયાન હિંદુસ્તાનમાં ૪ કરોડ ૮૮ લાખ રતલ ચા વપરાઈ હતી; ૧૯૪૫–૪૬ દરમિયાન ૧૩ કરોડ રતલ વપરાઈ છે.

આ તો દેશની વસ્તીના માથા દીઠ બાર મહિને સરેરાશ પોણો રતલ જેટલું જ ઝેર થતું હોઇને ચાના બગીચાવાળાઓએ ચાનું વેચાણ વધારવા માટે જંગી પ્રચારકાર્ય શરૂ કર્યું છે.



# માનવતાની ગોખે

નરોત્તમ રતનશી ચાવડા

'લૂંટો, દેખો યે ધીરેન મજુમદાર કા ઘર હૈ'

કોમી હુલ્લડના એક તોફાની ટોળાંના મુખીએ ઉશ્કેરણી આપી. અને ટોળું જબરદસ્તીથી એક પ્રખ્યાત ગલી પર આવેલ આલિશાન મકાનનાં બારણાં તોડી અંદર જવા આગળ ધસ્યું.

'દૂર હટો, નહી તો બેકાર જાન ગવાઓગે,' એમ કહી ધીરેથી મજુમદારે બીજા ઝરૂખામાંથી બે ગોળીઓ ટોળા ઉપર તાકી. ટોળું જેમ એક માણસ મર્યા તેમ વધારે ઉશ્કેરાયું. જોરજોરથી કિકિયારીઓ પાડી ધાવો બોલવા માંડયો. બારણું તૂટું તૂટું થઈ રહ્યું હતું, અને ટોળું હમણા કે અબઘડી ઘરમાં પ્રવેશસે એમ લાગતુ હતું, ધીરેન મજુમદાર પણ કોઈ ઉપાય ન જડતાં એક એક ગોળીઓ ચડાવતો ગયો અને છોડતો ગયો. બારણાંની બહાર ઘાયલોની સંખ્યા ધીરે ધીરે વધતી ચાલી, અને બારણું ઘડીભર ને માટે જેવું હતુ તેવું જ મૂકી ટોળું હતાશ થઇ વિખરાઈ જવાની તૈયારી કરતુ હતું.

ટોળાની અનિશ્ચિત સ્થિતિ જોઈ ધીરેન મજુમદાર પણ જોશમા આવી ગયો, અને ટોળાને વિખરાઈ જવા જોર જોરથી બૂમો પાડવા માંડયો, અને સાથોસાથ ડરાવવા પણ લાગ્યો કે જો ટોળું નહિં વિખરાય તો તેને હજી વધારે ગોળીઓ છોડવાની ફરજ પડશે. ધીરેન મજુમદાર બીજે ઝરૂખેથી કયારેક નમ્રસ્વરે ટોળાંને વિખરાઇ જવા વિનંતિ પણ કરતો અને બીજા બેચાર શબ્દો કહી સમજાવવા પ્રયત્ન કરતો હતો.

મોઢું જોર હતું પણ હાથ ઢીલા પડી ગયા હતા. મન અંદર ઢચુપચુ થઈ રહ્યું હતું. તેની લાખોની સંપત્તિ ઘડી ભરે માટે લૂંટાવાની અણી પર હોય તેમ લાગ્યું. તેનાં આવેલાં મહેમાન અને ૩૦ માણસોનું જબરું કુટુંબ બારી પાછળથી મજુમદારનાં મોઢા તરફ તાકીને એક હાથમાં શ્વાસ લઇને ઊભું હતું. બધાંનાં મોઢાં કાળાં પડી ગયાં હતાં. હવે શું કરવું અને ટોળાના હુમલાથી કયા છુપાવું, તેની તૈયારી કરી રહ્યા હતા.

મજુમદારની બંદૂકમાં હવે એક જ ગોળી રહી હતી. અને ટોળું વિખરાઈ જવા તૈયારી કરતું હતું. પણ પહેલા મજલાથી નોકરચાકર જે ગુસપુસ કરતા હતા, અને વાતો કરતા હતા તે નીચે બેઠેલ ડ્રાઈવર મહમદને ખબર પડી.

મહમદ આજ ૨૦ વર્ષનો મજુમદારનો જૂનો ડ્રાઈવર હતો. મજુમદાર તેને વફાદાર ગણતા અને વિશ્વાસ પણ કરતા. પણ આજે કોણ જાણે તેને શું સૂઝયું કે તેનું શરીર આલીશાન મકાન બહાર બારીમાંથી ૨૦ મુડદાં ગોળાથી પડેલ જોઈ તપી ગયું હતું, ખૂન ગરમ થઈ ગયું હતું, અને નિમકહરામી કરવા તલપી રહ્યું હતું. ૨૦ મુડદાંનાં ઢગલામાં કંઇક મુસલમાન ગુંડાઓ પણ હતા. અને અંતે મહમદ પોતાની નીચતા બતાવીને જ રહ્યો. તેણે બારીમાંથી ટોળાંને ઇશારો કરી દીધો કે હવે બંદૂકમાં ગોળી નથી, ધસારો કરો.

ધીરેન મજુમદારની છેલ્લી ગોળી ટોળા ઉપર છૂટી અને તેને ઝરૂખા પરથી ભાગી જવું પડયું. ટોળું બારણું તોડી ઘરમાં પ્રવેશવા માંડયું. નોકરચાકર તો કયારના છુપાઇ ગયા હતા. તેથી ટોળું સીધું મજુમદારનાં કુટુંબ પર ત્રાટકયું અને લૂંટમા મશગૂલ બની ગયું. જેનાથી બન્યું તે છુપાઈ જવા મંડયા, અને જે હાથ આવ્યા તેના પર અત્યાચાર શરૂ થયો.

પણ એટલું સારું થયું જે મજુમદારે લાલ થાણા પર કરેલ ટેલીફોનથી પોલીસની મદદ આવી પહોચી હતી, અને ટોળાના બદમાશ માણસો માલ લૂટી ભાગી જાય તે પહેલા માલ બરબાદ થયો હતો અને મજુમદારનું કુટુંબ ભિખારી બનતાં બચી ગયું હતું. આલિશાન મકાનને ફરી એક વાર બીજા મકાનોની હરોળમાં ગાજતાવાજતા ઊભવાની તક મળી હતી.

આ બધું ધીરેન મજુમદારના દીકરા દિલીપ મજુમદારે નહાવાના રૂમમાથી આજ વર્ષો પહેલાં છુપાઈને જોયું હતું.

પણ મજમુદાર પોતે જીવતા હતા ત્યાં સુધી તેમણે આ કિસ્સો બન્યા બાદ પોતાનું વલણ બદલી

નાખ્યું હતું. પોતાનાં ગામમાં મુસલમાન નોકરોને દિવસોદિવસ વિદાય દેવા માંડી હતી. કલકત્તાનાં ઘરમાંથી પણ ડ્રાઈવરો અને બીજા મુસલમાન નોકરોને છૂટી દેવા માંડી અને હિન્દુ નોકરોની ભરતી થવા માંડી. તે મરણ પામ્યા ત્યાં સુધી એ જ તેમના મનમાં થઈ ગયું હતું કે મુસલમાન નોકરોથી ક્યારેક દગો થાય છે. અને આ વાત તેમણે તેમના કુટુંબનાં દરેકની નસેનસમાં ઉતારી દીધી હતી.

મહમદ ડ્રાઈવરને છૂટી દીધા બાદ પણ તેનો દીકરો યુસુફ અને દિલીપ મજુમદાર બંને સાથી હતા તે કદી છૂટી શકયા નહિ. દિલીપ મજુમદાર કૉલેજમાં ભણતો ત્યારે પણ યુસુફ રોજ એકાદબે વાર મજુમદારને ઘેર આવી જતો, બંને કલાકો સુધી વાતો કરતા ઉપલા માળા ઉપર બેસતા અને સિનેમા વગેરે પણ સાથે જ જોવા જતા. દિલીપ મજુમદારને ભણવા કયાંય કલકત્તાથી બહાર જવાનું હતું જ નહિ, તેથી આ દોસ્તીમાં ખલેલ પડવાને બદલે દિવસો-દિવસ વધવા માંડી હતી.

આ વાત પિતા ધીરેન મજુમદારને પસંદ ન હતી. તેમ જ તેમની સ્ત્રીને પણ. તે તેના દીકરાને ક્યારેક સમજાવતી અને કહેતીઃ 'બેટા, તું માનતો નથી પણ કોઈક દિવસ અમને સંભારીશ.'

પિતાની હયાતીમાં દિલીપ મજુમદાર પરણ્યો અને તેની સ્ત્રી અરુણાદેવી આવતા પહેલા તેમના પિતા મરણ પામ્યા હતા. દિલીપ મજુમદાર ઘરનો માલિક બન્યો હતો. હવે તેની બા ઘરની બધી બાબતોમાં માથું મારતી, પણ દિલીપનાં બહારનાં જીવનમાં ડોકિયાં કરતી નહિ. તેની માને સંતોષ હતો કે તેના પતિ ગયા બાદ બહારનો કારભાર સારી રીતે ચાલી રહ્યો છે. પણ તેને એક વાત ખૂંચતી કે તેમને ત્યાં આવતો યુસુફ તેમના ઘરમાં દિવસોદિવસ પતિના ગયા બાદ ઘરનાં માણસ જેવો બની જવા લાગ્યો છે. તે વહુ અરુણાદેવીને દિલીપકુમારને સમજાવવા કહેતી અને અરુણાદેવી- પ્રસંગ પડતાં દિલીપ સામે એ જ વાત ઉચ્ચારતી.

સાંજનો ટાઈમ હતો, માળાની ઉપર છત પર ઢાકા જિલ્લાથી આવેલ સગાંસંબંધી સાથે ખાવાનું હતું. યુસુફ ખાણાની બધી તૈયારી કરતો હતો. દિલીપનો મોટો દીકરો અને નાનો દીકરો તેની પાસે 'દાદા, દાદા' કહીને, તેની આજુબાજુ વિંટાતા હતા. યુસુફ તેને ઘડી ગોદમાં, તો ઘડી બચ્ચીઓથી નવરાવતો કામમાં મશગૂલ હતો. આ ઠીક નથી લાગતું અને આ ઠીક છે, એવા અનેક તર્કવિતર્કો બાદ બધું ઠીકઠાક કર્યું, અને સજાવ્યું. બધા આવ્યા અને બેઠા. અરુણા-દેવી એક પછી એક બધી ચીજો પીરસતી ગઈ. યુસુફ, મજુમદારને પડખે તેના બાળકોને ગોદમાં બેસાડી સગાંસંબંધીમાં કોને 'કાકા' અને કોને 'મામા' કહેવું વગેરે સમજાવતો હતો. બધું તૈયાર થઇ ગયું હતું. ખાવાની શરૂઆત થવી જોઈએ. પણ કોઈ શરૂઆત કરતું-ન હતું. દિલીપ કંઈ સમજી શકયો નહિ. બધા ચૂપચાપ બેઠા છે. 'આમ શા માટે થયું' તે દિલીપ સમજે તે પહેલાં અરુણાદેવીએ તેના કાનમાં કંઈક કહ્યું, અને દિલીપનું મોઢું કાળું પડી ગયું. 'પણ એ બને કેમ?' અંતે દિલીપે કહ્યું. થોડી વાર કંઈ પણ બોલી શકયો નહિ.

'યુસુફ દાદા, અરુણાદેવી બીજું નાનું ટેબલ લાવે છે ત્યાં ખાવાનું લેશો તો વાંધો નહિ ના?' દિલીપ મજુમદારે કહ્યું.

'ના, મને કંઈ વાંધો નથી' યુસુફે કહ્યું. યુસુફ સમજી ગયો કે હું મુસલમાન છું તેથી આ લોકો એક ટેબલ પર મને ખાવા દેવા માગતા નથી. અને દિલીપ મજુમદાર પણ સમજી ગયો કે, આ તો તેનાં સગાંસંબંધીઓની કેવળ ઇર્ષા વૃત્તિ જ છે. તેઓ બીજે ઠેકાણે ક્રિશ્ચિયન, યુરોપિયન, તથા બીજા બધાની સાથે ભોજન લે છે.

'માઠું તો નથી લાગતું ના, યુસુફદાદા?'.

'ના દિલીપબાબુ, મને તેવું કંઈ નથી.' યુસુફે જવાબ દીધો.

રાત્રે જ્યારે બધા બેઠા બેઠા વાતોના તડાકા ઉડા-વતા હતા, ત્યારે દિલીપને મુસલમાન દોસ્તને માટે તેની માએ, સ્ત્રીએ, અને સગાંસંબંધીએ ઘણું કહ્યું. દિલીપકુમાર બધાંનું સાંભળતો, હા, હા, કરતો. પણ યુસુફ પર તે અવિશ્વાસ કરી શકતો નહિ. યુસુફ તેને

કોઈક રોજ વિપત્તિમાં લાવી મૂકશે, એવી કલ્પના પણ કરી શકતો નહિ.

તેની સ્ત્રી વારંવાર કોમી વાતોથી ઉશ્કેરાઈ તેના પતિને કહેતી: 'અમને એક દિવસ બધાને રખડતા કરવા છે? આ લોકોનો વિશ્વાસ શું? નથી જોતા શું? અને નથી સાંભળતા વાતો શું?' પણ દિલીપને આ વાતોની કંઈ અસર થતી નહિ. દોસ્તી આગળ વધતી ચાલી. યુસુફ બરાબર દિલીપને ત્યાં આવતો. દિલીપનાં બાળકો સાંજસવારે યુસુફને મળતાં અને તેની આતુરતાથી રાહ જોતાં. ઘરની દરેક બાબત યુસુફદાદા આવે ત્યારે કરતા અને તેના વાંસા પર ચઢી બેસી 'દાદા, દાદા' કહી ધૂમ મચાવી દેતા. કોઈક રોજ યુસુફ ન આવે તો તેઓ ક્યાંય સુધી માળા ઉપરથી જોતા અને રાહ જોઈ થાકયા બાદ નિરાશ થઈ દીવાનખાનામાં બેઠાં બેઠાં 'આ યુસુફ દાદા આવ્યા' કહીને એક બીજાને છેતરવાની રમત આદરતા. યુસુફને ઘરના નોકરચાકર પણ આવી રીતે દિલીપનાં પ્રિય બની જતાં ચાહતા નહિ. અને વારંવાર મોટી બા અને વહુના કાનમાં ન કહેવાનું કહેતા. ક્યારેક વાતો કરતા, 'બાપે તો ઠોકર ખાધી અને ચેત્યા, પણ આ છોકરાનાં રાજમાં તો બધું ઊંધું છે.'

ક્યારેક યુસુફઅલી આવતો અને દિલીપ સાથે દીવાનખાનામાં કલાકો સુધી વાતો અને ઠઠ્ઠા-મશ્કરી બાદ ઊઠતો. નાસ્તા-પાણી અને ખાવાનું પણ થતું. અને તેના ગયા બાદ દિલીપની બા આસ્તેથી બોલાવીને કહેતી: 'બેટા, તારા બાપાનો રસ્તો તેં મૂક્યો છે, જ્યાં અતિ સારું નહિ.'

આ વાતાવરણ દિવસોદિવસ ઉગ્ર થતું ચાલ્યું. અરુણાદેવીના કાન ભંભેરાતા, અને તેથી તે પતિનો બહુ જ સામનો કરતી હતી ત્યાં ૧૫ ઓગસ્ટની દંગાની અફવાઓ સંભળાવા મંડી-અને ૧૬મીએ ઓચિંતું કોમી હુલ્લડ ફાટી નીકળ્યું.

ગલીમા સાગે જ મુસલમાન ગુંડાઓનાં ટોળાનાં ટોળાં દેખાવા લાગ્યાં હતાં શહેરમા બધે અંધાધૂધી વ્યાપી ગઇ હતી. વર્ષોની જૂની મુસલમાન લત્તાની હિન્દુ હોટલો લુંટાવા લાગી હતી. હિંદુ કોલેજીઅનો પ્રત્યે થયેલા અત્યાચારો સાંભળી મને હાથ રહેતાં ન હતાં. આગ અને લૂંટ, મારો અને કાપો, સિવાય બીજું કંઈ દેખાતું ન હતું. દિલીપનું ઘર આખું બેબાકળું બન્યું હતું. ચિંતાતુર નોકરો અને કુટુંબનું શું કરવું તે સૂઝતું ન હતું. ઘર આખામાં શોકની છાયા છવાઇ ગઇ હતી. દિલીપ બધાને સુરક્ષિત સ્થાને પહોંચાડવા માટે ચિંતાતુર હતો.

આજ દીવાનખાનામાં બહારથી દિલીપ આવ્યો ત્યારથી જ તેની સ્ત્રી, છોકરાં, મા અને દરેક નોકરો એકત્રિત થયાં હતાં. અને શું કરવું તે માટે પોતપોતાના વિચારો કહેતા હતા. ચહેરાઓ પડી ગયા હતા. બાળકો ગમગીન હતા. નોકરો ચિંતાતુર હતા; અને મા, ડોશી 'કાલીમા, જે કરશે તે ઠીક કરશે' કહેતી નાના બાળકને લઈ ઊભી હતી.

ત્યાં યુસુફ આવ્યો અને ઉદાસ ચહેરે દિલીપના પડખે ઊભો રહ્યો. છોકરા પણ પોતાની બાને મૂકી યુસુફ પાસે જઈ ઊભાં. થોડી વાર બધા ચૂપ હતા. યુસુફ શાન્ત બેઠો હતો, પણ અરુણાદેવીને આ શાન્તિ અસહ્ય હતી, તેથી કહ્યું:

'કેમ યુસુફભાઈ, તમારે અમારા ઘરને શું ભીખ માગતું કરવું છે? તમારે શું અમારી કતલ કરાવવી છે? અમને શું આંખો નથી કે બહાર કેવા અત્યાચાર થઈ રહ્યાં છે?'

દિલીપે સાંભળ્યું, માત્ર કંઈ બોલ્યો નહિ. યુસુફને આ શબ્દો અસહ્ય હતા, છતાં કંઇ બોલ્યો નહિ. થોડી વાર બધા ચૂપ રહ્યા, અને યુસુફે કહ્યું:

'દીદી, હું તમને કેમ વિશ્વાસ કરાવું કે હું તેમ કરી શકું નહિ.'

'નહીં તમારે અહીં હવેથી આવવું નહિ. હું આ દિલીપકુમાર તરફથી કહું છું કે તમે આ કુટુંબની સહીસલામતી અને વિશ્વાસ માટે અહીં ફરી આવશો નહિ' અરુણાદેવીએ કહ્યું.

'સાચુ છે, યુસુફભાઈ, તમારા અહીં આવવાથી અમને બધાને ભય છે, તમારે અહીં ન જ આવવું જોઇએ.' વૃદ્ધ રસોઇયાએ કહ્યું.

યુસુફે દિલીપકુમાર તરફ જોયું. દિલીપકુમાર નીચે

મોઢું ઘાલી બેઠો હતો અને ઊંડા વિચારમાં હતો. છોકરાં યુસુફ પાસે ગમગીન ચહેરે તેના પિતા તરફ જોઈ રહ્યા હતા.

— 'દિલીપબાબુ હું જાઉં છું, ખુદા તમારું ભલું કરે.' કહી યુસુફ ઊઠ્યો અને ધીમે પગલે રૂમમાંથી બહાર જવા મંડ્યો. દિલીપે યુસુફને જતાં જોયો પણ કંઇ બોલવાની હિંમત કરી નહિ, અને થોડી વાર સુધી કોઈ કંઇ બોલ્યું નહિ. યુસુફ બીજા રૂમમાંથી પસાર થતી વખતે ટાંગેલી બંદૂક ઉપાડતો ગયો. થોડી વાર પછી દિલીપે ઊંચું મોઢું કરીને જોયું તો છોકરાં બંને બહાર ઝરૂખામાંથી યુસુફને જતાં જોઈ રહ્યા હતાં, અને મોટો દીકરો 'યુસુફ દાદા, સલામ, તમે કેમ ચાલ્યા જાવ છો?' કહેતો સંભળાયો.

જે થવાનું હતું તે કલકત્તામાં આવા એક ઘરના શોકથી કે ચિંતાથી બંધ થવાનું ન હતું. તે બનતું ગયું અને વિકસ્યું. જે આજ અમુક વર્ષો પહેલાં પોતાની હયાતમાં દિલીપકુમારે જે પ્રસંગ એક ઓરડીમાંથી છુપાઇને જોયો હતો તે જ પ્રસંગ ફરીથી ખડો થશે તેમ લાગવા મંડ્યું. યુસુફ આવી રીતે ગયો તેને માટે ન તો આનન્દ હતો, ન તો શોક. નોકરો લાઠી, બરછી વગેરે ગોતી ગોતીને ઠીક કરવા મંડ્યા. સ્ત્રીઓ ને માટે પણ છુપાઇ રહેવાનો એક ઓરડો ઠીક થયો. અને દિલીપ મજુમદાર પણ જરૂરત પડે બાપાની બંદૂક ઝરૂખામાંથી......તેમ વિચારતો હતો.

તા. ૧૬ અને ૧૭ની રાતના ન કોઇ સૂતું હતું ન તો કોઇએ પેટભરી ખાધું હતું. કાચાંહિયાં જેમ ટાઈમ જતો હતો તેમ બેચાળું અને દ્રવિત થતાં ચાલ્યાં હતાં. હૃદયનું રોવું, આંસુઓનું પડવું, અને શું થશે એ ચિંતા એ જીવનના આત્માને રૂંધી રહ્યો હતો. બારીમાંથી દેખાતા દશ્યો હૃદયને કમ્પાવનારાં હતાં, અફવાઓ વધારે ભયભીત કરતી હતી. દિલીપકુમાર કોઈ લોરી મળી જતાં સહીસલામત જગ્યાએ પહોંચી જવા પ્રયત્ન કરતો હતો. ટેલીફોનવ્યવહાર બંધ હતો. કદાચ યુસુફ કરી શકે પણ તે અત્યારે ત્યાં ન હતો.

તા. ૧૮ના દિવસના બાર વાગે એક ગુંડાઓનું ટોળું આવ્યું અને દરવાજા પર ધક્કાધૂમી કરવા મંડ્યું, ટોળાના કેટલાક માણસો મકાનનાં પૂર્વ ભાગમાં પેટ્રોલથી આગ લગાડી રહ્યા હતા. કેટલાક નીચેની બે ખડકી ભાંગવામાં પડ્યા હતા, અને કેટલાક દરવાજાને ઉખાડી પાડવા પ્રયત્ન કરવા મંડ્યા.

દિલીપ બધાની સાથે ભોજન કરી રહ્યો હતો, ત્યાં નોકરે આવીને ખબર દીધી કે, "બાબુ, ગુંડાઓ હમણાં ઘરમાં ઘુસી આવશે" બધાએ ખાવાનું મૂકી દીધું. સ્ત્રીઓ ક્યાંક છુપાઈ ગઈ, નોકરો તૈયારી કરવા મંડ્યા, અને દિલીપ બેબાકળો બની પોતાના પિતાની બંદૂક લેવા દોડ્યો, બંદૂકને ન જોઈ તે ગભરાયો, અને ઝરૂખા આગળ આવી નીચે નજર ફેંકી.

જોયું તો તેના પૂર્વ ભાગમાં આગ જોર પકડી રહી હતી. અને ટોળું બારણું ખેરવી અંદર ઘૂસવાની તૈયારીમાં હતું. ત્યાં તેની નજર કુવાડા મારતી વ્યક્તિ પર ગઇ. તે યુસુફ હતો, અને પહેલા માળની ચઢવાની સીડી કાપી નાખતો હતો કે જેથી નીચેથી કોઈ ઉપર ન આવી શકે.

આવી રીતે બચવાનો ઉપાય મળી જતાં નોકરો યુસુફને મદદે આવ્યા અને સીડીને ગુન્ડાઓ ઘૂસે તે પહેલાં ફગવી દીધી હતી. હવે યુસુફ કેવલ ઝરૂખામાં બેઠો ધસી આવતાં ટોળાં ઉપર ગોળી છોડી રહ્યો હતો.

હુલ્લડના ગુંડાઓ ચોકમાં ઘૂસ્યા અને ગોળીઓના શિકાર થવા લાગ્યા. કંઈ ઉપર ચઢવાનો ઉપાય નહતો તેથી પડેલ સીડીમાં આગ લગાવવા પ્રયત્ન કરવા મંડ્યા.

યુસુફે જોયું કે, જો આગ લાગે તો આખું ઘર ભયમાં છે, તેથી આગ લગાવનાર ન દેખાતાં સંતાઈ રહેલ જગ્યાથી બહાર આવ્યો અને ગોળી ચલાવી આગ લગાવનારને ઉથલાવી પાડ્યો.

નાના ચોકમાં ગુંડાઓનું કંઈ પણ ન ચાલતાં રોષે ભરાણા હતા. અને યુસુફને ગોળી છોડતો જોઈ તેમના ગુસ્સાનો પાર રહ્યો નહતો. અને યુસુફને "કાફર" કહી ગાળો દેતા હતા, અને હવે યુસુફ પણ ટોળું ન વધે તે ભયમાં ને ભયમાં પોતાના શરીરની પરવા વગર ગોળી છોડ્યે જતો હતો.

થોડી વાર આમ ચાલ્યા બાદ નાના ચોકમાંથી ગુંડાઓ ગભરાઇને ભાગી ગયા હતા. છેવટે ત્રણ જણા મરણિયા થઇ યુસુફ સામે છૂટા છુરાનો ઘા કરી રહ્યા હતા. આમાં ત્રણ વાર ઘા યુસુફને જોરથી વાગ્યા ને ને યુસુફ ઝરૂખામાં પડી ગયો.

"યુસુફ" ઉપલા ઝરૂખામાથી યુસુફને પડતો જોઇ દિલીપની ચીસ નીકળી ગઈ.

નીચે આવીને દિલીપે જોયું કે યુસુફ પડી ગયો છે, અને મરણિયા થઇ લડતા બે ગુંડાઓને ગોળી વાગતા પડી ગયા છે, અને એક ભાગી છૂટયો છે. તેના આંગણામાં અને મકાનના પૂર્વ ભાગમાં આગ જોર પકડી રહી છે.

નોકરો યુસુફને ઘરની અંદર લઇ ગયા, અને સારવારમાં લાગી ગયા, ત્યાં મિલિટરીની સહાયતા આવી પહોંચી હતી, અને બંબાવાળાઓ આગ બુઝાવવા લાગી ગયા હતા.

દિલીપકુમાર બધાને આજ સહિસલામત જગ્યાએ તેડી ગયો, અને ત્યાં પોતે અને અરુણાદેવી યુસુફની સેવા કરી રહ્યા છે. અરુણાદેવી તોફાન કરતાં બાલકોને વારંવાર ચૂપ કરી રહી હતી, અને યુસુફ પર પંખો નાખી રહી છે: અરુણાદેવી યુસુફના ચહેરા તરફ અહેશાનની નજરે વારંવાર જુએ છે; અને બેઠી છે.

યુસુફ તેમને મદદ કરવાની ચાહનાથી નજદીકની જગ્યામા બે રોજ કંઇ પણ ખાધા વિના ભૂખે પેટે રહ્યો હતો.

તે સંભાળી અરુણાદેવી રડી ઊઠે છે અને પાલવથી આંસુ લૂછે છે, યુસુફ એકાએક ઊઠી પડે છે અને કહે છે.

'દીદી, આ શું તમારી આંખમાં આંસુ ?'

'તમે મને માફી નહીં આપો યુસુફ દાદા ?' અરુણાદેવીએ રોતાં રોતાં કહ્યું.

'શેની દીદી' યુસુફે આશ્ચર્યથી પૂછ્યું.

'તમે ઘાયલ થયા'

'નહીં દીદી, એ શું કહો છો ? તમે ભૂલો છો. જુદી જુદી પ્રકૃતિનાં માણસો જેમ હિન્દુમા છે તેમ જ મુસલમાનમાં.

જેમ મુસલમાનમાં વિશ્વાસઘાતી હોય છે તેમ જ હિન્દુઓમાં. ગુન્ડાઓ ઉભય જાતિમાં છે. તેથી હિન્દુ કે મુસલમાન જાતિએ કોઈ કોઇને દોષ દેવો ન જ ઘટે.

એ મુઠ્ઠીભર નાપાકો માટે બને જાતિ વઢીને ખાખ થાય એ તો ભારતભૂમિનાં કોઈ પણ પુત્ર ન જ ઇચ્છે."

અરુણાદેવીની આંખમાંથી વધારે ને વધારે આંસુ વહી રહ્યાં હતાં, બાળકો ઊભા ઊભા જોતા હતા, અને સમીસાંજે દીવાના અજવાળામા એ આંસુ વધારે ને વધારે ચમકી ઊઠતા હતા.*

* એક સાચા કિસ્સા ઉપરથી.



## રશિયન મતદારો

સોવિયેટ સંઘનાં જુદા જુદા પ્રજાસત્તાકોની વડી ધારાસભાઓની ફરી ઉપર ઓફ્રોની ચૂંટણી આ ફેબ્રુઆરીમાં થઇ તેમાં કુલ મતદારોના ૯૯·૯૫ ટકાએ–૫,૯૩,૪૧,૯૨૮ માણસોએ પોતાના મત નોંધાવ્યા હતા.



# ત્વરાલેખન (સ્કેચિંગ)



રવિશંકર રાવળ

૧૯૦૪ના અરસામાં રૂસો જાપાન યુદ્ધ પૂરું અને જાપાને વિરાટ રશિયાને નમાવીને યુરોપની પ્રજાની આંખ ઉઘાડી [illegible]પી હતી કે પૂર્વના પ્રદેશો શક્તિ અને સાહસમાં કોઈ રીતે ઊતરે એમ નથી. જાપાનની આ અભિનવ જાગૃતિનો અભ્યાસ કરવા અનેક પ્રવાસીઓ ત્યાં આકર્ષાતા. તે પૈકી સ્વામી ભૂપાનંદ કરીને એક તેજસ્વી સંન્યાસી ત્યાં તાજા જઈ આવેલા ભાવનગર રાજ્યના મહેમાન થયા હતા.



એ વખતે અમારા મિત્ર અને મુરબ્બી શ્રી. હીરાલાલ પંડ્યા ખેતીવાડીના અભ્યાસ માટે અમેરિકા જવાની તૈયારીઓ કરતા હતા અને પ્રવાસની માહિતી મેળવતા હતા. તેમણે આ સ્વામીજીને મળવા જવાનું ઠરાવ્યું ત્યારે મને પણ સાથે લીધો.

સ્વામીજી શ્રી. વિવેકાનંદના જેવા જુસ્સાવાળા હતા. તેમની વાતમાં પ્રેરણા અને ચમક હતી. ભારતના જુવાનોએ હવે જાપાનનો દાખલો લઈ વિદ્યા, બુદ્ધિ, વિજ્ઞાન, સાહસ અને સ્વાર્પણના મંત્રો સાધવા જોઈએ. મારી કલાભિરુચિનો તેમને શ્રી. પંડ્યાએ પરિચય આપ્યો એટલે તેમણે ઉત્સાહથી કહ્યું: "જાપાનમાં દરેક જણ કલાકાર હોય એવું લાગે છે. દરેક વિદ્યાર્થી કે તરુણ ખિસ્સામાં એક નાની નોંધપોથી રાખે છે અને પોતાના વિષયને લગતી માહિતી કે ચિત્ર ગમે તે વખતે અને ગમે ત્યાં હોય તો પણ તુરત ટપકાવી લે છે." એ વાતે મારા મન પર ચોટ કરી અને તે પછી હું પણ ખિસ્સામાં નાની નોટબુક રાખતો થઈ ગયો અને આજ સુધી એ રીત ચાલુ રાખી છે. બહુ મોડે ખબર પડી કે આવી રીતે નોંધ કરવાનો રિવાજ યુરોપના સર્વ કલાકારો પાળે છે. મુંબઈની ચિત્રશાળામાં દાખલ થયો ત્યારે મને નવાઈ લાગી કે મારા વર્ગમાં મારા સિવાય કોઈએ નિયમિત નોંધો રાખી ન હતી.



હવે ત્યાં આવી સ્કેચબુકો રાખવાની ભલામણ થાય છે અને વિદ્યાર્થીના અભ્યાસની તપાસમાં તેને મહત્ત્વનું સ્થાન આપવામાં આવે છે. આ સ્કેચબુકો (ત્વરિત નોંધો) ચિત્રકારને પોતાને આવતા ખ્યાલો અને નજરે પડતી અવનવી ચિત્રસામગ્રીનો સંગ્રહ કરવાનું અજોડ સાધન છે. તે ઘણી વાર મનમાં ઊઠતા તરંગોના કાચા આલેખન કરી રાખે છે અને તેમાંથી કોઈ વાર અજબ નવનિર્માણ કરે છે. અનેક વાર તેને અણધાર્યા પ્રસંગો પાત્રો કે પદાર્થો મળી જાય છે અને જીવનની અમૂલ્ય તવારીખ બની જાય છે. કળાકારોના તૈયાર ચિત્રો કરતાંય આ નોંધનું મહત્ત્વ વધારે ગણાય છે અને બધા કલાકારો તેને બહુ મોંઘું ધન માની સાચવે છે. કોઈ એક માતા







આગગી રમતા બાળકની નોંધો ઉપરથી કળાકાર રાફેયનાં ચિત્રો સરજાય છે પોતાના ગામડિયા મહેમાનોની સાથે વાત કરતો લીયોનાર્દો અદ્ભુત પાત્ર વૈવિધ્ય આલેખે છે. દશ્ય ચિત્રકાર ટર્નર નિસર્ગની નોંધ કરતો કરતો રોજના વીસ માઈલ પગે ચાલી નાખે છે અને ઓવરકોટના બે ખિસ્સા ભરેલી અસંખ્ય નોંધો પરથી કુદરતના વિરલ અને ચમત્કારિક દશ્યો ઉપજાવે છે.

મહાન કલાકારોને ય આવી નોંધોની જરૂર હોય છે તો સામાન્ય માણસને પોતાના અવલોકનો અને અનુભવોની ચિત્રનોંધો કરતાં આવડે તો એ કેટલુ અમોલુ સાધન બને



સ્કેચ કરનારની દૃષ્ટિ વેધક અને તીવ્ર બને છે. સ્મૃતિ સચોટ અને વિગતપૂર્ણ થાય છે અણધારી રીતે કોઇ ને કોઈ પ્રસંગમાંથી તે લાભ ઉઠાવી શકે છે ઘણી વાર સ્ટેશન પર ટ્રેનની વાટ જોતા ઉતારુઓ ચિત્રકારને નવાં પાત્રો અને વેષભૂષાના રૂપો પૂરાં પાડે છે



પાત્રોનાં આલેખન કરવા પૂરતો સમય ન મળે તો પછીથી પણ અનુભવે અને અભ્યાસે તેમના સ્મૃતિ ચિત્રો થઈ શકે છે યુરોપના ચિત્ર-વર્ગોમા આ બાબતનો ખાસ અભ્યાસ કરવામાં આવે છે તેને વિદ્યુતલેખન (Lightening Sketches) એટલે વીજળીના ચમકારાની માફક ચિત્ર ઝડપી લેવાનું કહે છે વેગથી જતી ટ્રેનમાથી કોઈ દશ્યરચના ઉપાડી લઈ મનથી આલેખવી, નજર આગળથી પસાર થઈ જતું માનવી કે જાનવરનો ભાવ વેગ કે સ્વરૂપ સ્મૃતિ બળે ઝડપી લેવુ આ બધા માટે સાધના અને પ્રયોગ જરૂરના છે

પાર્લામેંટની લોબીમા સ્કેચ કરવાની મનાઈ થઈ ત્યારે ઇંગ્લંડના પ્રસિદ્ધ કાર્ટૂનિસ્ટ સર હેરી ફર્નીસે વાત કરતો જાય અને ખિસ્સામાં હાથ નાખી કાગળ પર રાજદ્વારી પુરુષોની તસવીરો ખેચતો જાય એવી ટેવ પાડી હતી.



સાધારણ ચિત્રવિદ્યાર્થી ઊંચી અભિલાષા રાખી મહેનત કરે તો ત્વરા ચિત્રોની શક્તિ તેને પણ સુસાધ્ય બનશે પણ એ બે વર્ષોની જ તાલીમ નહિ પણ જીવનભરની ઉપાસના બનવી જોઈએ તેના માટે ખાસ સમય કે મહેનત જરૂરનાં નથી ખિસ્સામાં નોટ કે થોડા કોરા કાગળ હોય અને નકામી પડતી ક્ષણોએ તે પેનસિલ કે કલમ ચલાવવા સજાગ્રત હોય તો ગમે તેવા લીટાથી શરૂ કરી તે ચોક્કસ આકૃતિ દોરવાની ભૂમિકા પ્રાપ્ત કરી શકશે.



મે ઘણી વાર મોટર ઉપડવાની તૈયારી હોય તેવે વખતે ત્વરિત નોંધો લીધી છે ચાલતા નાટકે નાટકની મજા અને આલેખનની ઝડપ સાચવી છે ભણતો ત્યારે મારી ગણિત કે ઇતિહાસની, નોંધમા ખૂણે શિક્ષક કે વિદ્યાર્થી મિત્રોનાં મોઢાં પાડ્યાં છે

એ બધાના ફળ સ્વરૂપે સંખ્યાબંધ ચોપડીઓ ભરાઇ ગઈ તેમાથી ઘણાયે લેખો સચિત્ર થયા છે અને અહીં આપેલા નાના ત્વરિત ચિત્રો પણ એવી ફુરસદે નકામી જતી ક્ષણોનો સહજ બનેલો સંગ્રહ છે *

* 'રેખાચિંતન' નામના ભારતી સાહિત્યસંઘ લિ૦ તરફથી પ્રગટ થનારા પુસ્તકમાંથી.

કરાચીનું હિંદી સાહિત્ય સંમેલન

# પાવક વાતાવરણ રચતું ગયું છે

દેશળજી પરમાર

પરમપ્રિય ભાઈ,

તમારો આજ્ઞાપત્ર આજે મળ્યું. અખિલ ભારતીય હિંદી સાહિત્ય સંમેલનની ૩૪મી બેઠક ગઈ નાતાલમાં અત્રે મળી ગઈ તેનો વિગતવાર અહેવાલ ગુજરાતના પ્રતિનિધિ થવાના બદલામાં મારે વિગતવાર મોકલવો. પણ મેળો વિખરાઈ ગયો ને પંખેરુ સ્વસ્થ આકાશમાં ગેબ થયાં ત્યારે હવે એક સાહિત્યકાર તરીકે એ સ્મરણોને તાજાં કરી ચિત્તના સુનકારને સમૃદ્ધ કરવા જેટલા પ્રાણ કે તેની પ્રેરણા મારા સરખા અકવિમાં ક્યાંથી હોય? એમ છતાં 'ગુરુણામ્ આજ્ઞા અવિચારણીયા' ગણીને શિરસાવંદ્ય કરું છું. પરંતુ નાતાલ દરમ્યાન અહીં અર્થશાસ્ત્ર સંમેલન તથા સ્કાઉટ મેલા વગેરેથી કરાચી શહેર મધપૂડા માફક વિશિષ્ટ પ્રવૃત્તિઓથી ગુંજી-ગણગણી ઊઠ્યું હતું. એક માણસનું એક શરીર એવી એક પ્રવૃત્તિના કાર્યક્રમથી વાજ આવી જાય એવું હતું.

હું પોતે એકલા હિંદી સંમેલનને જ વફાદાર રહ્યો હતો, તો પણ રંજન કાર્યક્રમોના ઉજાગરાઓએ અને સવાર-બપોર-સાંજ-રાતની ભરચક પરિષદોના ક્રમે મને તનમનથી અને દોડાદોડીનાં ટ્રામભાડાંએ ધનથી પણ, થકાવી નાખ્યો હતો! કેટલીક બેઠકો તો બબ્બે-ત્રણત્રણ કલાક મોડી થતી; કેમ કે એક લાંબી બેઠક બીજીને ધકેલતી અને બીજી ત્રીજીને ધકેલતી!

## નગરીનું વાતાવરણ

હિંદી સંમેલનની તૈયારી તો અહીંની રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ ત્રણેક માસથી કરવા લાગી હતી; પણ છેવટ લગી 'નાણાંનાં બહુ ન મળે ઠેકાણાં' જેવું રહ્યું. મુખ્ય કાર્યકરોને ફાળો ઉઘરાવવો પડ્યો ત્યાં જ વહાણું થઈ ગયું અને મોટી મોટી સમિતિઓ રચાઈ છતાં મનવાંચ્છિત ધારણા પાર પડી નહીં. ભારતની પ્રાંતપ્રાંતની ભાષા, એમાંનું સાહિત્ય, એમના સાહિત્યકારો, એ સૌનું જ્ઞાનપ્રદ પ્રદર્શન માંડી વાળવું પડેલું અને તેના સ્થાને નૃત્ય, ગીત અને વિજ્ઞાનું મનોરંજન કલાદર્શન ગોઠવવું પડ્યું! રાષ્ટ્રભાષા પ્રચારની આવી જામેલી સંસ્થાના કાર્યને કરાચી જેવા શહેરમાં ફાંફાં મારવાં પડે અને 'સૌનું તે કોઈનું નહીં' જેવી હાલત ભોગવવી પડે તો બીજી જાહેર જીવનની ગૌણ પ્રવૃત્તિઓની શી વલે? અહીંની સિંધ સરકારને તો હિંદી સંમેલન સાથે સ્નાનસૂતકનો સંબંધ નહીં એમાં નવાઈ પામવા જેવું નથી. પણ કોઈક પ્રતિનિધિ પંખીડું મારા કાનમાં કહી ગયું કે ભાઈ! અહીં તમારે તો પ્રમાણમાં સારું છે, પણ જો કોંગ્રેસી સરકાર હોત તો હિંદુસ્તાનીના મોહમાં અંજાઈને આ જૂની શોકયને બે ચાર ખાસડાં ચોડી દેત!...શાન્તમ્ પાપમ્...શાન્તમ્ પાપમ્...બીજા પ્રાંતોથી દૂર છું એટલે હું જાણી શક્યો નથી કે કોંગ્રેસી સરકાર ત્યાં હિંદીને માનપૂર્વક બોલાવે છે કે નહીં. એ જે હો તે પણ શું એક જ ભાષાવેલીની ભિન્નભિન્ન શાખાશૈલીઓ ન જ હોય? હોય એ અનિચ્છનીય? બારબાર ગાઉએ નહીં ને પચાસ પચાસ ગાઉએ બોલી બદલાતી હોય તો હિંદમાં એક જ ભાષાની બે શૈલીઓ પોતપોતાની પ્રકૃતિએ ફાલેફૂલે, એ અસ્વાભાવિક શા માટે? પણ મારે આ પ્રશ્નોના જવાબ જોઈતા નથી. માત્ર વિચારપ્રેરક દૃષ્ટિબિંદુ રજૂ કરું છું.

## મિયાં-બીબી રાજી

બીજું બધું તો ઠીક પણ અમને તો હિંદી સંમેલન નિમિત્ત અડવાડિયાની રજાનો લાભ મળ્યો; કારણ કે અખિલ ભારતના પ્રતિનિધિ બંધુઓને રહેવા કરવાની અને જમવા વગેરેની અનુકૂળતા શાળાઓ સિવાય બીજે થાય પણ ક્યાં? સંમેલનને સદ્ભાગ્યે આપણી ગુજરાતી હાઈસ્કૂલોનું જૂથ જોડાજોડ જ આવેલું છે. એ સૌમાં વિભાગવાર ઉતારા થયા. ઉતારાના ફર્નિચરમાં કાથીના વાણવાળી એક ખાટલી અને તે નરસિંહ મહેતાની ગાડી જેવી ક્ષણભંગુર પણ સતના આધારે ટકી રહેલી! સંમેલનની અગાઉ બે દિવસે સાંજના સમે 'અજાતશત્રુ' નાટકનું રિહર્સલ જોતા હતા ત્યારે એ ખાટલી ઉપર સિંધી

તંદુરસ્તીની લાલી ભરેલા કેટલાક જુવાન વિદ્યાર્થીઓ બેઠા. બીચારી રેશનિંગના જમાનામાં જન્મેલી ખાટલીનું શું ગજું ! એક તરફ દેવી વાસવી વિરક્ત રાજા બિંબીસારના, ઉદ્ધત રાણી છલના પ્રત્યેના ક્રોધને શમાવી રહી હતી ત્યાં જ ખાટલીએ દગો દીધો ! રંગમાં ભંગ પડ્યો અને નાટકના સૂત્રધારરૂપ શ્રી. ભગવાનદાસ નિમ્બાર્ક ઉર્ફે રાજા બિંબીસારનો ભૂભંગ થયો !...આવા અખિલભારત વ્યવસાયમાં ગમે એવડો મોટો યજમાન પણ ધાર્યો થઈ જાય ત્યાં અહીંની સ્થાનિક સમિતિ ભાવપૂરી ને કાર્યશૂરી રહે તો પણ મર્યાદિત સાધનોને કારણે અધૂરી રહી જાય એમાં દોષ કાઢવાપણું ન હોય. અને સમિતિના ન્યાય ખાતર કહેવું જ જોઈએ કે વાણીવ્યવસ્થા અને ભોજનવ્યવસ્થા સારી રીતે જળવાઈ હતી; તેમ જ આવેલાં મહેમાનોએ—જેઓમાં કેટલીક બહેનો પણ હતી—એમણે ઉદાર દિલથી વ્યવસ્થા સંબંધમાં એકંદર રીતે સંતોષ પ્રગટ કર્યો હતો. બહારના ૫૦૦ જેટલા પ્રતિનિધિઓ પૈકી ૨૦૦–૨૫૦ની હાજરી પણ સોહામણી જણાતી હતી. બીજી રીતે પણ ઉત્તર હિંદુસ્તાનના આ 'હિંદી' મહેમાનોની પ્રકૃતિ સિંધની પ્રકૃતિને મળતી આવતી હતી એટલે 'મિયાં–બીબી રાજી' જેવું રહ્યું એ બહુ સારું થયું. જો કોઈ સુરતી સહેલાણી લાલા હોત તો રેશનિંગ કાળને ભૂલી 'મારે આમ ને મારે તો તેમ જોઈએ' એવું કહ્યું હોત !...અને એ પણ કરાચીનાં સદ્ભાગ્ય છે. યુદ્ધપૂર્વમાં, યુદ્ધ દરમ્યાનનાં ને યુદ્ધોત્તર કે બ્રિટિશ છ વર્ષની છત્રછાયાને લીધે અનાજ–પાણી બનેની નહીં તો અનાજ પૂરતી છત રહી છે. એનું બીજું કારણ એ પણ હોય કે સિંધ હિંદનો Exporting Province છે.

### સૌ ભાદરે ભેળા

તા. ૨૪ ડિસેમ્બરથી પ્રતિનિધિઓ આવવા લાગ્યા. સંમેલનની મોટરલોરીની અવરજવર સ્ટેશને શરૂ થઈ. તા. ૨૬મીએ સંસ્કૃત પરિષદ અને સંમેલનનું ઉદ્ઘાટન હતું એટલે કેટલાક પ્રતિનિધિઓએ જાણ્યે કે અજાણ્યે તા. ૨૭મીએ હાજરી પૂરવાનું રાખેલું લાગ્યું. તા. ૨૫મીએ સંમેલનના પ્રમુખ શ્રી. વિયોગી હરિ પધાર્યા ત્યારે બે સ્વાગત પ્રમુખોમાંથી એક પણ હાજર ન મળે ! બનેલું એમ કે એઓ પ્રમુખશ્રીને લેવા આગળના સદર (કેમ્પ) સ્ટેશને ગયેલા; પણ કોણ જાણે પ્રમુખશ્રી ઊતર્યા નહીં કે એમને ઉતાર્યા નહીં ! પણ સીટી સ્ટેશને શ્રી. શારદામંદિરના સેવાદલના સ્વયંસેવકો હાજર હતા એટલે પ્રમુખશ્રીને સત્કારનો વિયોગ બહુ ખૂચ્યો નહીં. અને પછી તો 'ભાદરે સૌ ભેળા' થઈ ગયા. પણ આવી ટાયલી વાતો લખીને તમને કંટાળો ન ચડાવું. તમે કહેશો કે આ સંમેલનનો પૂર્વરંગ પૂરો થનો નથી તો તેના મધ્યરંગનું અને અંતરંગનું શું સમજવું ? પણ તમે એની ખાસ ચિંતા કરશો જ નહીં; કેમ કે જે રંગ તો ભારે જામ્યો હતો; પણ હું એમાં પૂરો રંગાયેલો જ નથી અને વધુમાં, હવે તો એ રંગ પણ ફિક્કો પડી ઊડી જવા જેવો થયો છે.

### અજગરની કાયા જેવાં

મને પ્રથમ અને મહદ્ આશ્ચર્ય તો એ થયું કે હિંદી ભાષા વિષયમાં પ્રાંત પ્રાંતના આટલા આટલા ભાષાભક્તો દર્શનપૂજનાર્થે આટલી આટલી રેલ્વે ફી અને સમયશક્તિ ખર્ચી કરાચી જેવા હિંદના અતિ-પશ્ચિમ છેડા સુધી પહોંચવાની હિંમત કરી શક્યા ! મારા જેવા જડ આળસુને તો ધક્કો મારીને બહાર કાઢે તો પણ પાછો ઘરમાં ભરાવાનું કર્યા વગર ન જ રહે ! અને તેમાં વળી કરાચીની ઠંડી !—જોકે એટલું ઠીક હતું કે અહીં શિયાળું 'Blitz' બન્યું નહીં; નહીંતર સાહિત્ય સંમેલન પ્રસંગે એક સાહિત્યકારને અહીંની શરદીએ ઉપાડી લીધેલા અને બીજાઓને હિમકડું અનુભવ કરાવેલો, તેમ...પણ ન કરે નારાયણ: અને નારાયણે હજુ ય એવું કર્યું નથી ! ઉત્તર હિંદીઓની તબિયત પણ એકંદર સારી લાગી. મને એની ખાતરી સંમેલનમાં મંડપમાં જ થઈ ગઈ. તા. ૨૬મીની રાતના સૂરી સમાગમની મિજલસમાં જેમ સિંધી ભાષકોએ અને ગાયકોએ મંડપને મહારાગે ગજાવી મૂક્યો હતો તેમ સમેલનની ખુલ્લી બેઠકોમાં વક્તાઓએ અને ભાષણવાચકોએ જે ઘોર નાદ કરેલા અને લાઉડસ્પીકરોએ તો મણા જ ન રહેવા ન દીધી અને મારા જેવા દેહદુર્બળના તો કાનના ઢોલ તૂટી

ગયા જેવા થઈ ગયા! આટલો પ્રાણ અને આટલી નાદશક્તિ મેં ગુજરાતના કોઈ ભાષાપ્રેમી સાહિત્યકારની જાણી નથી: વળી ભાષણો પણ ખાસાં મજાનાં લાંબા-લચ...અજગરની કાયા જેમ ઘસડાતાં ને ઢસડાતાં ચાલ્યાં જાય અને પ્રગતિ જુઓ તો મંદી! એક તો ભારેખમ શૈલી, એમાં વળી બાળબોધ લિપિ, વજનદાર સાદનું જોરશોર અને લાંબુ-લપસીંદર: તોબા ભગવાન.

## તરી આવતી ત્રિપુટી

આગંતુક મહાજનોમાં સૌથી જુદી તરી આવે એવી ત્રણ વ્યક્તિઓ પૈકી એક તો આ હિંદી-સંસ્થાના જનક અને પાલક શ્રી. ટંડનજી. આ ધારાશાસ્ત્રી બંધારણપ્રિય મહાજનનું વ્યક્તિત્વ તો હિંદવ્યાપી છે. આમ એમનું ગાંધીજીના જેવું ભાવનાશીલ, ધીર અને પ્રભુત્વભર્યું જીવન; પરંતુ ટંડનજીની તેજદાર તીણી ને ચકોર આંખ એમને રાજનયના ખેલાડી તરીકે પ્રગટ કરી દેતી હતી. એમને જોઇ મને અમુક અંશે સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ સહેજે યાદ આવી ગયા. એવું જ પણ બૌદ્ધવસ્ત્રોમાં ઢંકાયેલું પ્રખર છતાં પ્રશાન્ત વ્યક્તિત્વ નિહાળ્યું, બૌદ્ધ ભિખ્ખુ શ્રી આનંદ કૌશલ્યાનંદજીનું: અત્યંત મંદ ને ધીર સ્વરની પણ પ્રભાવશીલ એમની વાણી બહુ તર્કબદ્ધ ને અસર પાડનારી હતી. વ્રતી-તપસ્વી છતાં સાહિત્યરસના સૂક્ષ્મ ભોગી અને પ્રબુદ્ધ કર્મયોગી. ટંડનજી કરતાં પણ એમનું આકર્ષણ મને વધારે ખેંચી શક્યું. અને ત્રીજા શ્રી. વિયોગી હરિ. એક વારના રાષ્ટ્રગીતોના કવિ, 'સંત-વાણી'ના સંપાદક અને વર્તમાનના રચનાત્મક યોજનાના રાષ્ટ્રકાર્યકર. એમના ભાષણમાં સંતવાણીનાં અવતરણો સાથે કલ્પનાની છાંટ હોવા છતાં કોણ જાણે કેમ એમના વક્તૃત્વમાં મને કૃત્રિમતા નહીં તો બુદ્ધિવાદી-પ્રાધાન્ય વિશેષ લાગ્યું! કદાચ બહુ સ્પષ્ટ ઉચ્ચારની ચીવટથી ચીપીચીપીને બોલ્યા અને બહુ વાર સુધી બહુ લાંબું બોલ્યા એથી એવો આભાસ થયો હોય: કેમ કે બીજી રીતે એમના સૌજન્યની સુવાસ હતી...પરંતુ ગાંધીજીના ભક્ત અનુયાયીઓમાં કવિશ્રીની ભાષામાં કહું તો જે 'ગોખલિયાપણું' દેખાઇ આવે છે તેનો કંઇક અંશ સંમેલનના પ્રમુખશ્રીમાં પણ મને કળાઈ ગયો. આ તો વગર પરિચયનો પહેલી નજરનો લેભાગુ સંસ્કાર છે એટલે એ ખોટો પણ હોઇ શકે છે; એટલે કે હું પ્રમુખ મહાશયને લેશમાત્ર અન્યાય કરવા માગતો નથી. બીજા યે વિદ્વાન અતિથિઓ હશે. પરંતુ અપરિચિતપણાના પડળ નીચે હોવાથી હું બહુ વિશેષ જોઈ જાણી શક્યો નથી. માત્ર બંગાળના સુખ્યાત વિદ્વાન ડો. સુનીતિકુમાર ચેટર્જીનો નામનિર્દેશ કરી શકું છું.

## ઓળખની તક નહિ

તમને જરૂર એમ લાગશે કે આ હીરાને ઘોઘે મોકલ્યો અને એ જઇ આવ્યો અને ખોઘા જેવો પાછો આવ્યો! પણ શું કરું? લાચાર છું કે નાટકનાં પાત્રો જેમ અહીં પણ સૌનાં નામ કે વિધાન એમના પાઠ પરથી અને આડકતરાં સંબોધનો પરથી જ મેળવી લેવાનાં હતાં. કોઇએ 'પરસ્પર ઓળખ'ની કે શ્રુ. લેખક મિલનની જેમ 'આપ ઓળખ'ની તક ગોઠવી નહીં અને પરિણામે સ્નેહીમિત્ર સંબંધીઓએ મળીને આનંદમંગલ કર્યાં; પણ મારા જેવા અજાણ અને પછાત આદમીઓ તો 'Alone unfriended અને શહેરના અજાણ્યા હોવાથી દુર્ભાગ્યે melancholy slow જેવો રહીને પાછા ગયા હોય તો એ છેક અશક્ય નથી. શ્રી મુનશી દંપતીની આતુર રાહ જોવાતી હતી કેમ કે શ્રીમતી લીલાવતીબેન મહિલા પરિષદનાં અધ્યક્ષ થવાનાં હતાં અને શ્રીમાન મુનશી સ્થાયી સમિતિ તથા વિષય નિર્વાચિની વગેરેમાં હોય એ સ્વાભાવિક છે: પણ એ દંપતી પૈકી 'જાયા' કે 'પતિ' એમાંથી કોઈ પણ 'એર સર્વિસ' ચાલુ હોવા છતાં આવ્યું નહીં. સંમેલનમાં ન આવી શકવાનું કારણ તો રામ જાણે. મારા જેવા પ્રાકૃત જનને એ જાણવાનો અધિકાર પણ હોય ખરો?......પણ મને કંઇક ખટકે છે તે તો સંમેલનના 'સ્વાગતાધ્યક્ષ' જેવા 'પ્રોમાસ્ટિક'—ગિરનારના પથરા જેવા શબ્દો.

## હિંદીની ગતિહીનતા

કદાચ આ સંસ્કૃત-મોહ હિંદીના પેરખ્ખાહોને હિંદુસ્તાની સામે મોરચો જમાવવા પ્રેરતો તો નહીં હોય! એવી શંકા મનમાં ઊઠે છે. જોકે 'રામ બાદશાહ' અને 'સીતા બેગમ'ના પ્રયોગો કંઇક કર્ણકટુ અને વધુ તો અર્થકટુ લાગે છે. મૂળે ઉર્દૂ

અને હિંદી ભાષાભાષીઓની સંસ્કૃતિઓ ભિન્ન તો ખરી જ—ભિન્ન લિપિઓ જેટલી જ; પણ એ બે વચ્ચે અમુક ભાષામેળ થયો તો છે એ દેખીતી બાબત છે. હવે સવાલ એટલો છે કે એકમેકના સાથે-લાગા આ સંસાર વ્યવહારના જીવનમાં એક ભાષાનો વધુ સુમેળ કેવી રીતે બેસાડવો. ખરું પૂછો તો હિંદી ભાષાના સઘળા સુગુણોનો હું ખૂબ ચાહક છું. છતાં મને એ વધુ પડતી ઔપચારિક, જાડ્યના અંશવાળી, કંઈક સ્થગિત સ્થિતિમાં થીના ઘી માફક જામી ગયેલી અને ભારેખમ શૈલીની લાગ્યા કરી છે; અને એમ પણ લાગતું રહ્યું છે કે એને ઉર્દૂની થોડી આંચ આપી હોય તો જાડ્યાંશ જાય ને પ્રવાહિતા તથા હળવાપણું વધે. જેમ જીવનમાં તેમ ભાષામા આપણે સ્થિતિ અને ગતિ બન્ને જોઈએ. એકલી સ્થિતિ નહીં ને એકલી ગતિ નહીં અથવા એકને ભોગે બીજી નહીં. સ્થિતિમાં ગતિ અને ગતિમાં સ્થિતિ હોય અને એ રીતે જો પ્રગતિ સધાતી હોય તો એ પ્રશસ્ય વસ્તુ છે. એટલે આ બે static અને dynamic તત્ત્વોની અથડામણ અનિવાર્ય બને છે. સ્થિતિચુસ્તો ગતિમાન રહે અને ગતિચુસ્તો સ્થિતિમાન રહે તો અથડામણમાંથી કુદરતી સુમેળ જાગે. પણ આપણે સુમેળ કરતાં અથડામણનો આગ્રહ વધુ સેવીએ તો...અને તેથી જ આપણો અસ્વસ્થ સંસાર ચાલે પડતો જ નથી ને ? પણ તમને આટલા ઊંડા પાણીમાં ન ઉતારું. વસ્તુતઃ હું પણ એટલા ઊંડા પાણીમાં ઊતરી શકું એવો 'મરજીવો' થઈ શક્યો નથી.

### સંસ્કૃતનું સ્થાનમાન

તમે સંમેલનનો વિગતવાર અહેવાલ માગો છો પણ એ અશક્યવત્ છે. સપ્તાહની એ પારાયણ ક્ષુદ્ર નારાયણ પણ પૂરી કરી ન શકે. મારી આગળ આ સંમેલનના વિસ્તૃત કાર્યક્રમની નકલ આ રહી, પણ એ તો રોમાંચ કરાવે તેના કરતાં ત્રાસો આપી દે એવી છે. તા. ૨૬મીની સવારે સંસ્કૃત પરિષદથી સંમેલનના શ્રીગણેશ સ્થપાયા એ ઠેક સમુચિત હતું; કારણ, કે સુપુત્રી હિંદીના મહોત્સવમાં સંસ્કૃતા માતા-મહીનું સ્થાનમાન અવ્વલ દરજ્જાનું હોય જ. સ્વાગત મંત્રીશ્રીએ અને પ્રમુખશ્રી ઓંકારાનંદજીએ સંસ્કૃતમાં પ્રવચનો કર્યાં. સભામાં મોટેરાં કરતાં વિદ્યાર્થી ભાઈ-બહેનોની સંખ્યા મોટી હતી; અને મારા જેવા સંસ્કૃતના સ્નાતકને સંસ્કૃત-પ્રવચન 'અર્ધારાધ્ય' નીવડ્યું, ત્યાં બીજાઓને દુર્બોધ નહીં નીવડ્યું હોય એમ કેમ કહેવાય ? સંસ્કૃતવાણી આમ વર્તમાન કૌતુક અને ભૂતના ગૌરવનું એક 'મહદાશ્ચર્ય' બની રહી. પણ એટલામાં તો હિંદી શરૂ થયું ને અમારે કોઠે ટાઢક વળી. સિંધ ઋષિઓના આદિવાસનો પ્રદેશ હોઈ આર્યસંસ્કૃતિનું કેન્દ્ર: પરંતુ પ્રતિહાસે એને આજે 'કૉસ્મોપોલિટન' તથા 'કૉમ્યુનલ' બળોનું વિકેન્દ્ર બનાવી દીધું છે એ તો જાહેર બાબત છે. એમ છતાં 'ભાંગ્યું તો ય ભરૂચ'ના ન્યાયે ગુજરાત-કાઠિયાવાડના પ્રમાણમાં સિંધમાં ઘણી બધી સંસ્કૃતશાળાઓ છે. ખુદ સંસ્કૃત એસોસિયેશનમાં આપણા ગુજરાતી વિદ્વાન પ્રાધ્યાપક શ્રી ડોલરરાય માંકડ ખૂબ રસ લે છે. સંસ્કૃત પરિષદમાં શ્રી માંકડે પ્રસ્તાવ રજૂ કર્યો કે સંસ્કૃતશિક્ષણની જૂની પદ્ધતિ જૂના ઢાળામાં ઢળેલી અને સંકીર્ણ છે અને છતાં તેનાં શુભ લક્ષણો પણ છે. વ્યાકરણજ્ઞાન તથા મુખપાઠ. શાળાપાઠશાળામાં ચાલતા સંસ્કૃત શિક્ષણની તો કોઈ શિષ્ટ કે વિશિષ્ટ પદ્ધતિ છે નહીં. જે છે તે અશિષ્ટ છે. એમ છતાં એમાં ઐતિહાસિક અને તુલનાત્મક દૃષ્ટિનો સદ્ગુણ છે. જો આ ઉભય પદ્ધતિઓના અવગુણ છોડીને ગુણોનો સમન્વય કરીને એક શિષ્ટ પદ્ધતિ ઘડવામાં આવે તો તે ઇચ્છવાજોગ જરૂર છે. અન્ય ભાષકોએ એક વા અન્ય પક્ષે ભાષણો કર્યાં અને છેવટ પ્રસ્તાવ પસાર થયો ...પણ તેનો અમલ કોણ ક્યારે ને કેમ કરશે એ તો ભાવિના ગર્ભમાં રહે છે !......એમ છતાં શ્રી માંકડના પ્રસ્તાવની ઉપયોગિતા સ્વયંસિદ્ધ છે.

### અસ્વિકસ્યું ગુજરાતી જીવન

આરંભથરાંની માફક મેં વિગતવાર નોંધ લેવાનું શરૂ કર્યું...પણ અહીંનાં ગુજરાતી દૈનિકો ફક્ત 'ન્યુસપેપર' હોઈ તેમ જ કાગળબંધી ને કાગળતંગીને લીધે વિગતવાર સમાચાર પણ પૂરા આપી ન શકે અને 'પ્રજાબંધુ' કે 'ભારતી' જેવાં વિચારશીલ સાપ્તાહિકો ન મળે તો પછી માસિકની તો વાત જ શી કરવી ? એટલે નિરુપાયે આ 'પ્રેમનો શ્રમ'

( Love's Labour ) પડતો મૂકવો પડયો. અહીં ગુજરાત–કાઠિયાવાડ વસ્યું છે પણ જાહેરજીવનમાં અધવિકસ્યું રહ્યું છે. મધ્યમવર્ગ અને મજૂરવર્ગ સંસ્કૃતિની નજરે પછાત રહ્યા છે અને એટલે 'પત્રકારત્વ' પણ પછાત જેવું તે કહેવું છે. પ્રમાણમાં અંગ્રેજી પત્રકારત્વ આગળ પડતું છે. અધૂરામાં પૂરું સિંધ સરકારમાં લીગી પ્રધાનમંડળની ખેલખાલા અને એનાં ક્યારેક સીધાં ને ક્યારેક આડકતરાં પગલાં ! ખહુવરણું કરાચી આજે વધુમાં વધુ કોમવાદી વિષવાળું છે. એનું કિસ્મત કદાચ ખુદાતાલા નહીં જાણતો હોય !

### સૂફી સમાગમ

તા. ૨૬મીની રાતે સૂફી સમાગમ થયો. મેં કલાક દોઢ કલાકનો સમાગમ કર્યો પણ તે સૂફીઓનો નહીં. જોરશોરપૂર્વક સિંધ અને સિંધી ભાષાનો મહિમા સાંભળ્યો. પછીથી સિંધના રાષ્ટ્રકવિ 'દુખાયલ' ('દુખાયલ' તખલ્લુસ કેમ રાખ્યું હશે એની મને ખબર નથી – કદાચ એ ભાઈ વિધુર તો નહીં હોય !) તથા શ્રી. રામપંજવાનીનાં સિંધી ગીત સાંભળ્યાં. એમાંના નાટકીય ગઝલી ઢાળ મને ન ગમ્યા; પરંતુ સમાગમની સિંધી સજાવટ તથા આપણી કથાભટ્ટજીની માણ જેવો માટીકુંભ અને એક સિંધી વાદ્ય સંસ્કૃતિનાં પ્રતીક તરીકે વિશેષ આકર્ષક બન્યાં. પછી તો હું પક્કો સૂફી નહીં એટલે 'માઝમ રાત' સામે ટકી શક્યો નહીં.

### રાંધનારીને ભાગે

અહીં એક વાત નોંધવી જરૂરી છે, સિંધે સંમેલનમાં સારો સાથસહકાર આપ્યો તે સાથે સિંધ–સિંધી મહિમા પણ ઠીક પ્રમાણમાં વધાર્યો. એ આવશ્યક પણ હતું. પરંતુ સંમેલનમાં મોટા ભાગનો સહકાર અને સાધનો તથા કાર્યકરોની મદદ તો ગુજરાતીઓની હતી. ગુજરાતીઓમાં પણ શ્રી શારદામંદિરની ખાસ કરીને વ્યવસ્થા, કલા, સ્વયંસેવક દલ, રંજન કાર્યક્રમો વગેરેમાં શારદામંદિર જ અગ્રણી હતું; એમ છતાં 'ભોજનવિભાગના વ્યવસ્થાપક શ્રી. મૂળજીભાઈ સિવાય બીજી શાળાઓનો સામાન્ય રીતે કે શારદામંદિરનો ખાસ આભારદર્શન થયાની અને જાણ નથી. એ થયું હશે, અથવા થવાનું હશે, તો પણ એટલું તો હું જાણસમજણપૂર્વક કહી શકું છું કે ગુજરાતી સંસ્કૃતિનું ખાસ દર્શન સંમેલનમાં હતું નહીં. 'રાંધનારીને ભાગે ધુમાડો' નહીં તો એવું જ્હતું તો રહેલું. આમાં ગુજરાતી પ્રકૃતિનું આળસ હતું કે 'આત્મવિલોપન'નો એનો સહજગુણ હતો એ તો હું ચોક્કસપણે કહી શકતો નથી; પણ એક ગુજરાતી તરીકે મને જે લાગ્યું છે તે કહું છું.

### નાટયપ્રયોગ

તા. ૨૭મીની મહિલા પરિષદ મારા જેવા માટે પડદા પરિષદ હતી...પણ બપોરના ખુલ્લા અધિવેશનમાં સંમેલન પ્રમુખ શ્રી. વિયોગી હરિની પિછાણ સાંભળી અને પછી પ્રમુખશ્રીનું ભાષણ સાંભળ્યું. ભાષણ છપાયેલું હતું એમ છતાં અમે શ્રવણની 'આકરી કસોટી'માં પાર પડ્યા. પણ પછી 'દર્શન પરિષદ'નું દર્શન કરવાની હામ રહી નહીં. રાતના આઠ બજ્યે માસ બે માસની પૂરી જહેમત પછી તૈયાર થયેલું 'અજાતશત્રુ' ભજવાયું. હિંદી સંમેલનની સાફલ્યદષ્ટિએ સરસમાં સરસ અંગ આ હતું એમ હું માનું છું. પણ 'માઈક'ની તંગી અને ભેળસેળિયા શ્રોતાવર્ગે નાટયની અરધી મજાને મારી નાખી એમ કહું તો ખોટું નથી. છલના રાણી તરીકે શ્રીમતી બહેન ચિત્રા મહેતાનો ભાવાભિનય અને એથી યે સવિશેષ વાસવી તરીકે કુમારી તરલિકાબેન માંકડનું સુમધુર ને શાન્તગરવું વ્યક્તિત્વ તથા આરક્તાવિરક્ત બિમ્બીસાર તરીકે પીઢ અનુભવી શ્રી. ભગવાનદાસ નિમ્બાર્કનું સૂક્ષ્મ માનસ-દર્શન અત્યંત મનોહર હતાં એમ કહેવું જોઈએ.

### વિવેચના સાંભળી નહિ

પરંતુ જોનાર વર્ગમાં કેટલીક 'વેજા' ભળેલી હતી તે પાત્ર અને નાટયના ગૌરવને ચિચિયારીની મશ્કરીમાં પલટાવવાનો ભગીરથ પણ અફળ પ્રયત્ન કરતી હતી. લાડુભટ્ટ ઠીક ઝળક્યા હતા. પાત્રોનો મોટો ભાગ શ્રી શારદામંદિરના શિક્ષકો તેમ જ ભૂતવર્તમાન વિદ્યાર્થી ભાઈબહેનોનો બનેલો હતો. ખૂબી અને નવાઈ તો એ હતી અને એ છે કે 'અજાતશત્રુ' નાટક શ્રી. જયશંકર 'પ્રસાદ' રચિત છે એટલું યે બહુ ઓછાં જાણતાં હશે. જાણતા હશે તેમને નાટ્ય-

કલાની ગમ કેટલી હશે એ ખુદા માલૂમ! મૂળ નાટકને ટૂંકાવવા છતાં તેને અભંગપણે સળંગ કલાકૃતિ તરીકે પાર કરનાર શ્રી. નિમ્બાર્કને કોઈ અંજલિ મળી નહીં કે નાટ્યની રજૂઆત પર કંઈ ટીકા-વિવેચના પણ સાંભળી નહીં: એટલે સાહિત્યના અભ્યાસનો જે ડોળ આપણે કરીએ છીએ તે સપાટી પૂરતો હોવાની સાબિતી મને તો વધુ પ્રતીત થઈ. ખેર.

### વાડાઓમાં પેટાવાડા

તા. ૨૮મી સવારે ઊડવાની હોંશ કે ભાષણો સાંભળવાના હોશ રહ્યાં ન હતાં; અને હોશ કે હોંશ આવે તે માટે એ આખો દિવસ 'વેકયુમ' તરીકે કાઢવાની જરૂર હતી. જેમાં શ્રી. ડોલરરાય માંકડ 'સ્વા-ગ-તા-ધ્ય-ક્ષ' હતા એ સાહિત્યપરિષદ આમ અનિચ્છાએ કે પ્રચ્છાએ અશક્તિપૂર્વક તજી, બપોરનું ખુલ્લું અધિવેશન તજ્યું અને તા. ૨૯ની રાતના રસભર કલાપ્રદર્શન માટે સજ્જ થયા. કરાચી બહુ-પ્રજાનું પચરંગી શહેર છે. એના હિંદીઓમાં ત્રણ મોટા તફા. મુસલમાન, સિંધી, અને ગુજરાતી. એમની વચ્ચે સરસાઈ ને હરીફાઈ સ્વાભાવિક છે; પરંતુ તફાઓમાં પેટાવાડા, પેટાવાડાની પેટાવાડ... ગુજરાતીઓમાં પણ પેટાગુચ્છો. દરેક વ્યક્તિને આપ-જાહેરાતનો મોહ; એટલે વ્યક્તિદીઠ નાનાં નાનાં ગુચ્છ. સંગઠનથી એકરૂપે સૌ કામ કરવાનું તો મહા-ગુજરાતના આ શહેરમાં પણ ગુજરાતીઓને હજુ સૂઝતું નથી એકરાગ અને એકમેળ આજના હિંદની પૂરી જરૂર છે અને એની જ તંગી! ક્યાંક તો એક વ્યક્તિ સંસ્થા બનીને ચાલે રણમાં તો એરંડો મહાવૃક્ષ બનીને મહાલી શકે. આ છે રાષ્ટ્રીય દૌર્બલ્યનું અંગ. 'દરેકને પોતાની છરી ધસવાની.'

### કલા-પ્રદર્શનમાં ફિલ્મગીતો

પણ હવે કલા-પ્રદર્શનનો પડદો ઊપડે છે. સંયોજક શ્રી. બળદેવકુમાર અને મંત્રી શ્રી. અમૃતલાલ દોશી. શ્રી. દોશી શારદામંદિરના સંગીત-અધ્યાપક છે. કલા-કારનું જ્ઞાન અને પ્રભુતા એમની પાસે છે અને છતાં એમનામાં કંઈક તત્ત્વ ખૂટે છે; પરંતુ આમાં બહેનોનાં નૃત્ય સારાં હતાં, ફિલ્મગાયનો અસ્થાને હતાં; અને સૌથી સરસ તો સિંધના એક વાજિંત્રને અસલ સિંધી માફક બજાવ્યું! એ હતું શરણાઈને મળતું. પણ સામાન્ય આમજનતામાં ખરા અજવૈયા પડ્યા છે એનું એ દ્યોતક હતું. એવાઓની ખરી કદર બેન્ડની ધમાલ વચ્ચે થતી નથી એ દુખનો વિષય છે. અંતે એ કળાનો વારસદાર કોઈ રહેશે નહીં અને વાદ્ય એના કલાકારની રાહ જોતું રહી જશે — જેમ આપણા 'રેંટિયા'નું થયું હતું તેમ.

### બુદ્ધિનો મૂડીવાદ

કલાપ્રદર્શન જેવા 'અમીરી' હજ્જમના કાર્ય-ક્રમોએ મને અનેક વાર 'દિગ્મૂઢ' બનાવી દીધો છે. કલાના ભક્ત તરીકે એ આનંદ પ્રમોદ આપે છે ખરા; પણ એક અદના હિંદી તરીકે મને એ ખૂંચે છે ખાસ. ઘણી વાર મને એમાં 'બુર્ઝવા' વર્ગની ગંધ આવે છે. આપણે ઉચ્ચ વર્ગને વધુ વધુ ઉન્નત લક્ષ જઈએ છીએ પણ કરોડો જેટલી સંખ્યાના વિશાળ આમસમુદાયનું શું? એમના શ્રમિત ને દુખિત જીવનમાં સમજ, શક્તિ, સમય અને ધનનું નામ ન મળે! જે પ્રજા આટલી પડેલી છે તેને ઊઠીને ઊભું થવું હોય તો આ પ્રકારના પ્રયોગો કેટલા મદદગાર થશે? કેટલોક પંડિતવર્ગ 'બુદ્ધિના મૂડીવાદ'માં માને છે. એ માન્યતા સાચી હોય તોપણ યુગને સહાયક કેટલી? આવો લોચન-મનનો ઝઘડો ચાલ્યા કરે છે અને કોઈ નિર્ણય ઉપર હું આવી શક્યો નથી. આ કાર્યક્રમમાં મારા માટે રંજન હતું અને રંજ ન હતો એમ કહી શકતો નથી. આત્માની પ્રફુલ્લ કલાપાંખ-ડીઓની સુવાસ લે એટલો સ્વતંત્ર સુખી અને જ્ઞાની હિંદ થાય ત્યારે ખરો. પણ ત્યાં સુધી સૂડી વચ્ચે સોપારી જેવી દશા રહેવાની જ. દુખનું કારણ તો એ છે કે લોકડિયા અને શહેરીઓ આઘા ને આઘા જતા જાય છે.... પણ એ બાબતની વિચારણા અત્રે અસ્થાને હોઈ જતી કરું.

### કવિ-સંમેલન

કલા-પ્રદર્શન પછી તરત જ સ્ટેજ ઉપર હિંદી કવિસંમેલન થયું. પ્રમુખ ભગન્ત શ્રી. આનંદ કૌશલ્યાનંદજીએ કાર્યવાહી કૌશલપૂર્વક ચલાવી. હિંદી કવિપ્રમુખો રેશનિંગ લેવા કોલસાની દુકાને જતા હોય તેમ હારબંધ 'ક્યુ' ( Queue )માં ગોઠવાઈ ઊભા

હતા, એક એક કૃતિ વાંચી કે ગાઈ જતા હતા. એ કૃતિઓ 'સભારંજની' ક્વૉલિટીની હતી. કેટલીક વ્યક્તિગત ઉદ્‌ગાર જેવી હતી. બધી સામાન્ય હતી. કેટલીક હસમુખી ને હસામણી હતી. કેટલીક કલ્પનાની છાંટવાળી હતી. પરંતુ કોઈમાં નવી કવિતાની ચમક–ઝલક મને જણાઈ નહીં. આ રૂઢ પાટા ઉપર આજસુધી જે રીતે હિંદી કવિતા/ગાડી ચાલી રહી છે એવી જ એ હતી. કદાચ મોટા અને સાચા કવિઓ તો આવ્યા જ નહીં હોય એમ માનું છું. કેટલાક ઊગતા અને મધ્યમ કક્ષાના કવિઓ હશે. કવિ તરીકેનું વ્યક્તિત્વ તો મેં દેખ્યું નહીં...એમ છતાં એકંદર મેળે કાર્યક્રમ નીરસ ને હતો તો સરસ પણ ન નીવડ્યો એમ કહેવું બરાબર છે. પછી તો કડક ઠંડીમાં ત્રણ બજ્યે ઘેર લોથપોથ હાલતમાં સૂઈ ગયો.

**નગરભ્રમણ**

તા. ૩૦મીનું નગરભ્રમણ અમે અમારી રીતે કર્યું. કાર્યક્રમની પત્રિકા કેટલાંક જોવા જેવાં સ્થળોની યાદી આપે છે. અહીંનું હવાબંદર કદાચ આખા ભારતના ગૌરવરૂપ છે. મનોરાના ટાપુની સહેલગાહ વહાણ યા લોંચમાં લેવા જેવી છે. ગાંધીબાગમાં પશુપક્ષીને ફૂલોનું પ્રદર્શન દર્શનીય છે. મલીરમાં કુદરતના ગામપ્રદેશની મોજ મળે એમ છે. ડ્રિગ રોડનો હવાઈ અડ્ડો કે મારીપુરની મીઠાખાણ, ડમલોટીનું જલાગાર કે હલેજીનું તળાવ મેં પણ હજુ જોયાં નથી. રામકૃષ્ણ મિશનમાં સ્વામી શ્રી રંગનાથાનંદજી ગીતા અને ઉપનિષદની રવિવારી પ્રવચનાવલિ ચલાવે છે. કરાચીનો જિજ્ઞાસુ વર્ગ એના પર આફ્રીન છે. શ્રીરંગનાથાનંદજી વયે ને દેખાવે બહુ નાના છતાં બહુ જ્ઞાની છે. ખૂબ પરમાર્થી સાધુ છે. એમનું વ્યક્તિત્વ કરાચીની દરેક સારી પ્રવૃત્તિમાં ઝળકી ઊઠ્યું છે. કરાચી બહારનામું 'મેહન જો દડો'તો પ્રખ્યાત છે જ.

**ખુદા ખેર કરે !**

હવે આ પત્ર અતિલાંબો થાય છે એટલે બીજી પરક કરવી પડતી મૂકું. પરિષદ પ્રમુખનાં ભાષણો તો છપાયેલાં છે અને તેની નકલો મેળવી શકાય તેમ છે. જોકે એમાં રહેલું તત્ત્વ જ સંમેલનનો પ્રાણરસ છે. પણ એ મહાજન–જ્ઞાનાનુભવાર્ણવ ડોળવાની ધૃષ્ટતા હું અત્ર શી રીતે કરી શકું. એ ભાષણો અને આ આછોઅધૂરો પત્ર વાંચ્યા બાદ તમને પરિષદમાં આવ્યા જેટલો સંતોષ પ્રાપ્ત થાય તો સારું. બાકી કહેવા જેવું સારું ઘણું બાકી રહી જાય છે; કેટલીક અંતરંગ પરિસ્થિતિઓ પણ સમજવા જેવી રહી જાય છે. પરંતુ આખા સંમેલનનો ભાર અસહ્ય ભારે પડે એવો છે ને અપચો થઈ જવનો સંભવ છે. બાકી તમે વિવિધ વ્યક્તિઓના મેળાપ કરી શકત અને ગુજરાતના વ્યક્તિત્વને આગળપડતું કરીને શોભાવત, નવાજૂના મિત્રોને મળવાનો આનંદ મેળવત–એ તો રહ્યું તે રહ્યું. એકંદરે કરાચીની નાતાલનો આ રાષ્ટ્રીય યજ્ઞ સાંગોપાંગ ઊતર્યો અને પાવક વાતાવરણ રચતો ગયો છે એ તો ચોક્કસ: અને એ પણ ચોક્કસ કે આટલેથી સિંધપ્રદેશ ઋષિઓનો દેશ બની જનાર નથી. અહીંનું કોમી વાતાવરણ વધુ જોરદાર છે એ તો તમે રોજિંદાં છાપાંમાંથી પણ જાણી શકતા હશો. અને જો ગાસડાંપોટલાં બાંધીને ઊપડવાનું થશે તો મારા સરખાને ગુજરાત કયે ખૂણે સંઘરશે એની ફિકર થયા જ કરે છે ખુદાખેર કરે.

શારદામંદિર
કરાચી : તા. ૯–૧–'૪૭

સ્નેહાધીન તમારો
હે. પ.

## સિનેમાઘેલાં

દર અઠવાડિયે દુનિયાનાં ૨૩ ૧/૨ કરોડ માણસો સિનેમા જોવા જાય છે. એમાંના ૧૦ કરોડ તો એકલા અમેરિકનો જ હોય છે. દુનિયાની કુલ વસ્તી બે અબજની છે. એમાં અમેરિકનો તેર કરોડ છે.

# ગીતા અને માયાવાદ

ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

ગીતામાં માયાવાદનું* પ્રતિપાદન છે કે કેમ એ પ્રશ્ન ઘણો ચર્ચાયેલો છે. શાંકરવેદાન્તમાં જગતને 'મિથ્યા' કહેલું છે ત્યાં 'મિથ્યા' એટલે જેની હસ્તી જ નથી એવું, એવો ખોટો અર્થ કરીને શંકરના માયાવાદ પર પ્રહારો કરવામાં આવ્યા છે. શાંકરમતમાં, સર્વથા અસત્ અર્થાત હસ્તી વિનાનું કે અવિદ્યમાન એ અર્થમાં 'મિથ્યા' નહીં પણ 'તુચ્છ' શબ્દ વપરાય છે.[1] શંકર જગતને અવિદ્યમાન નથી ગણતા, પણ અનિત્ય ને નાશવંત માને છે. એ અર્થમાં જગતની હસ્તી સાપેક્ષ છે; અર્થાત તેને દેશકાળ આદિની મર્યાદાઓ લાગેલી છે. કારણરૂપ બ્રહ્મથી વ્યતિરિક્ત એવી કાર્યરૂપ જગતની હસ્તી નથી. તેમાં સત્‌ની સાથે અસત્‌નું મિશ્રણ છે. આ સાપેક્ષતા ( રિલેટીવીટી ) તે માયા. બ્રહ્મ અથવા નિરપેક્ષ તત્ત્વ એક ને અદ્વિતીય છે. તેમાંથી દ્વૈતની ઉત્પત્તિ તે માયા. દ્વૈત એટલે જ માયા.[2] શંકર આ અર્થમાં જ માયાવાદ માને છે, એમ બતાવનારાં નિ:શંક વચનો તેમના લખાણોમાંથી આપી શકાય એવાં છે. માયાવાદનો અર્થ અસદ્વાદ કરવાથી શંકરને ન્યાય થતો નથી.[3] શંકરના મત અનુસાર જગતની હસ્તી વ્યાવહારિક (અનરીઅલ) છે, પ્રાતિભાસિક (ઇલ્યુઝરી) નથી.[4] 'સત્' અને 'અસત્' શબ્દો જગત પરત્વે જ્યાં વપરાયા છે ત્યાં ઘણી જગાએ સત્‌નો અર્થ નિર્વિકાર, અને અસત્‌નો અર્થ સવિકાર, છે એમ ફરી ફરીને કહેવામાં આવ્યું છે. બ્રહ્મ અથવા ઈશ્વરની, સવિકાર જગત ઉત્પન્ન કરવાની, જે શક્તિ તે માયા, એવો માયાનો એક બીજો અર્થ છે.[5] તે જગતનું ઉપાદાનકારણ પણ છે. એ અર્થમાં સાંખ્યની ત્રિગુણાત્મક પ્રકૃતિ તે જ માયા છે.

બ્રહ્મનું રૂપાન્તર અથવા તેનો પરિવર્ત કે પરિણામ તે જગત, એમ એક મત માને છે. અવિકારી બ્રહ્મનું રૂપાન્તર થતું નથી; તે પોતે જ નિર્વિકાર રહીને જગતરૂપે દેખાય છે; પણ એ દર્શનમાં બ્રહ્મનું સમગ્ર દર્શન થતું નથી; તેના ઉપર વિવિધ વિકારોરૂપી વેષ્ટન હોવાથી તે અધૂરું દેખાય છે; એમ બીજો મત માને છે. પહેલો મત પરિણામવાદી, તે બીજો વિવર્તવાદી છે. વિવર્તવાદ એટલે જ માયાવાદ. જગતના રૂપમાં બ્રહ્મનું પોતાનું જ, પણ અધૂરું, દર્શન તે વિવર્ત છે. પણ જગતને 'ભ્રાન્તિ' કેમ કહેવામાં આવે છે? શાંકરવેદાન્તમાં 'ભ્રાન્તિ' શબ્દનો અર્થ અપૂર્ણ જ્ઞાન છે. ભ્રાન્તિના મૂળમાં સત્યનો આધાર (આસ્પદ) તો હોય જ છે. રજ્જુસર્પની ભ્રાન્તિમાં, કંઈક પદાર્થ 'છે' એટલું જ્ઞાન તો સાચું હોય છે; પણ રજ્જુની જગાએ સર્પ દેખાય છે એટલી ભૂલ. આમ ભ્રાન્તિ તે અંશજ્ઞાન છે.[6] અંશજ્ઞાનને પૂર્ણજ્ઞાન માનવું તે અધ્યાસ; ને અધ્યાસ તે જ અવિદ્યા.

જગતમાં જે કંઈ જ્ઞાન અથવા પ્રતીતિ થાય છે તેમાં દર્શન તો બ્રહ્મનું જ થાય છે.[7] પણ જે વેષ્ટનને લીધે એ જ્ઞાન અધૂરું થાય છે તે વેષ્ટન અથવા પડદો, તે માયા કે અવિદ્યા છે. 'અજ્ઞાન વડે જ્ઞાન ઢંકાઈ ગયેલું છે.'[8] નામરૂપનું આવરણ તે માયા.

જગતમાં બધે દ્વન્દ્વો જ ભરેલાં છે. આ દ્વન્દ્વો તે માયા. બીજા શબ્દમાં, ત્રૈગુણ્ય તે માયા. આ અર્થમાં માયાવાદનું પ્રતિપાદન ગીતામાં છે જ. એ દ્વન્દ્વોમાંથી કે ગુણોના પાશમાંથી છૂટી નિર્દ્વન્દ્વ ગુણાતીત થવાનું ગીતા કહે છે ત્યારે તે માયાને તરી જવાનું જ કહે છે.

જગતની હસ્તી પારમાર્થિક—અર્થાત નિત્ય, નિર્વિકાર, ને સદા એકરૂપે ટકનારી—છે, એવું ભારતીય તત્ત્વજ્ઞાનના કોઈ પણ દર્શને માન્યું નથી. જગતની હસ્તીને પરમ સત્ય માને છે એક ચાર્વાક, જેને જગતમાં ચેતનમાત્ર વિના બીજું કંઇ કરવું નથી. એવાને તો 'નરાધમ' કહી ગીતાએ સ્પષ્ટપણે તેનો

---

* રાધાકૃષ્ણનના 'ઇંડિયન ફિલોસૉફી' વૉ. ૧, પ્રકરણ ૯નો શ્રી. ચંદ્રશંકરે કરેલો ગુજરાતી અનુવાદ થોડા વખતમાં 'ગીતાદર્શન' એ નામે વોરા ઍન્ડ કંપની (મુંબઇ) તરફથી પ્રસિદ્ધ થવાનો છે. તેમાં ઉમેરેલાં 'અનુવાદકનાં ટિપ્પણો'માંથી એક અહીં આપ્યું છે.— સં.

નિષેધ કર્યો છે.[૯] જેણે જેણે મોક્ષ અથવા આત્મદર્શન કે ઈશ્વરપ્રાપ્તિનો ઉપદેશ કર્યો છે તે દરેકને કોઈ ને કોઈ રીતે જગતની હસ્તી સાપેક્ષ માનવી પડી છે. 'મોક્ષનો ઉપદેશ એટલા માટે છે કે એમાં સાચું સુખ મળે છે. સંસારમાં સુખ મળે છે; પણ સાચું સુખ નહિ, સુખાભાસ મળે છે."[૧૦] સુખનો આ આભાસ તે માયા. (ગીતામાં કહ્યું છે કે બ્રહ્મ વસ્તુતાએ અવિભક્ત છે, પણ વિભક્ત હોય એવો આભાસ થાય છે.[૧૧] આ આભાસ તે માયા.) 'નિરતિશય, અક્ષય, અનપેક્ષ, અનન્ત સુખ'[૧૨] તે મોક્ષાવસ્થા-વૈરાગ્યનો ઉપદેશ ભારતનાં સર્વ દર્શનોએ આપેલો છે. એ ઉપદેશમાં સ્પષ્ટ નહીં તો ગર્ભિત રીતે પણ જગતની હસ્તી આપેક્ષિક માનેલી છે અર્થાત્ માયાવાદનો સ્વીકાર કરેલો જ છે. વલ્લભે કહ્યું છે: "માયાવાદનું પ્રતિપાદન વૈરાગ્યની ભાવના પેદા કરવા માટે કરેલું છે."[૧૩] એ કથનને ઉલટાવીને કહી શકાય કે જ્યાં જ્યાં વૈરાગ્ય કે અનાસક્તિની ભાવનાનો ઉપદેશ છે ત્યાં બધે ગર્ભિત રીતે માયાવાદનો સ્વીકાર છે જ. જેણે જેણે, કાન્ટની પેઠે, વ્યાવહારિક સત્ય (phenomenon) ની તળે પારમાર્થિક સત્ય (noumenon) માન્યું છે તેણે માયાવાદ માન્યો છે. એવાં વચન કેટલાક વૈજ્ઞાનિકોએ પણ ઉચ્ચાર્યાં છે.[૧૪] આનું કારણ એ છે કે માયા એ વાદ નથી. પણ વાસ્તવિક હકીકત છે;[૧૫] ને તેનો સ્વીકાર કર્યા વિના છૂટકો નથી, કેમ કે આપણે એના રાજ્યમાં જ રહીએ છીએ. દ્વૈત, દ્વન્દ્વ, નાનાત્વ, વિવિધતા, સાપેક્ષતા એ જ માયા છે; અને એ અર્થમાં, કંઈક સાહસ કરીને, એમ પણ કહી શકાય કે સ્યાદ્વાદ એ માયાવાદનો જ પર્યાય છે. માણસ જેમ જગતમાં દિગંબર વિચરી શકતો નથી, તેને વસ્ત્રો ધારણ કરવાં જ પડે છે, તેમ પરમ તત્ત્વ પણ ગુણો અથવા વિશેષોરૂપી વસ્ત્ર ધારણ કરીને જ જગતનાં ચર્મચક્ષુને દેખા દે છે. આ ગુણો, વિશેષો કે વસ્ત્રો તે માયા છે. એટલે એમ કહી શકાય કે જે સ્વસ્વરૂપે દિગંબર છે તે જ જગતના વ્યવહારમાં શ્વેતાંબર અથવા પીતાંબર છે. અને એમ પણ કહી શકાય કે 'સગુણ બ્રહ્મ' અને 'માયાશબલ બ્રહ્મ' એમાં ભેદ શબ્દનો છે; અર્થ તો એક જ છે. વળી બૌદ્ધોની 'સંવૃત્તિ' તે પણ માયા છે.[૧૬]

ગીતામાં શું કે બીજા કોઈ ગ્રન્થમાં શું, 'માયા' શબ્દ ક્યાં ક્યાં ને ક્યા ક્યા અર્થમાં આવેલો છે, તે તપાસવાની પ્રચલિત પદ્ધતિ ઘણા વિદ્વાનોએ સ્વીકારેલી છે; અને તે આ પ્રશ્ન પર ઘણો પ્રકાશ પાડે છે. તે ઉપરાંત, 'માયા' શબ્દ વાપર્યા વિના એ વિષયનો નિર્દેશ કરેલો છે કે કેમ એ પણ જોવું ઘટે છે, એમ બીજા કેટલાક વિદ્વાનોએ કહ્યું છે દરેક શબ્દની પાછળ ડોકિયું કરી તેમાં રહેલો ભાવ તપાસી જોવો જોઈએ, એ પાઠ ગીતા આપણને શીખવે છે. એટલે ટૂંકામાં એમ કહી શકાય કે જગત અવિદ્યમાન છે. શૂન્ય છે, અસત્ય છે, કેવળ મનની કલ્પેલી રચના છે એવો માયાવાદનો ખોટો ને ભડકામણો અર્થ કરીએ, તો એવો માયાવાદ ગીતામાં નથી. પણ જગતની હસ્તી સાપેક્ષ છે, અને એ સાપેક્ષમાં પણ પગલે પગલે પેલું નિરપેક્ષ તત્ત્વ જ ચમકે છે; ઠેરઠેર એની વિભૂતિઓ જ ભરેલી છે;[૧૭] 'જ્યાં જ્યાં મારી નજર ઠરે યાદી ભરી ત્યાં આપની';[૧૮] એવો માયાવાદનો ખરો અર્થ કરીએ, તો તે અર્થમાં માયાવાદનો સ્વીકાર ગીતાએ કરેલો જ છે. એ માયાને માણસ તરી જાય એ જ મોક્ષ અથવા નિરપેક્ષ સુખ કે આનન્દની પરમાવસ્થા છે.

---

૧. દાસગુપ્તઃ 'એ હિસ્ટરી ઑફ ઇન્ડિયન ફિલૉસૉફી' વૉ. ૧. પૃ. ૬૪૩.

૨. मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थत. । गौडपादः माण्डूक्यकारिका १;१७.

૩. "આ મત, જે જીવનને એક કરુણ હાંસીરૂપ માને છે, તે જો ખરો માનીએ, તો આપણને પ્રતીત થતા જગત વિષેનાં શંકરના ઘણાં વચનો નિરર્થક બની જાય છે; અને, માયાવાદનો એવો અર્થ કરવાથી, શાસ્ત્રવચનોના અર્થો ઘટાવવાના એકેએક સંગીન નિયમનો ભંગ થાય છે."—રાધાકૃષ્ણનઃ 'ઇંડિયન ફિલૉસૉફી' વૉ. ૨, પૃ. ૫૮૧. સરખાવો દાસગુપ્તઃ 'ઇન્ડિયન આઇડિયાલીઝમ' પૃ. ૧૮૦; તથા હીરાલાલ હલદરઃ 'કૉંટેંપોરરી ઇંડિયન ફિલૉસૉફી', પૃ. ૨૧૯.

૪ રાધાકૃષ્ણનઃ 'ઇંડિયન ફિલૉસૉફી' વૉ. ૨,પૃ. ૫૮૩.

૫. प्रकृतिरीश्वरस्य विकारकारणशक्तिस्त्रिगुणात्मिका माया । गीता-शंकरभाष्य १३;२०.

(વિકારો ઉત્પન્ન કરવાની ઈશ્વરની શક્તિ—અર્થાત્ ત્રણ ગુણવાળી માયા—તે પ્રકૃતિ)

૬. સરખાવો પ્લેટોનાં 'નોયેજ' અને 'ઓપાનિયન', તથા જૈન મતના 'સકલાદેશ' અને 'વિકલાદેશ'.

૭. प्रतिबोधविदितम् । केनोपनिषत् २;४. एकेनैव सर्वेनानुगतेन सर्वत्र सत्प्रतीति ।

(એ એક સત્પદાર્થ જ જગતના સર્વ પદાર્થોના આધારરૂપે રહેલો હોવાથી, જગતમાં સર્વત્ર એ સત્પદાર્થનું જ દર્શન થાય છે)

૮. अज्ञानेनावृते ज्ञानम् । गीता पृ. १५.

૯. गीता १६;८–२०.

૧૦. સુખલાલજી : तत्वार्थसूत्र–ગુજરાતી વ્યાખ્યા, પૃ ૭

૧૧ अविभक्त विभक्तेषु विभक्तमिव च स्थितम् । गीता १३;१६.

૧૨. स्याद्वादमञ्जरी ८.

૧૩. मायिकत्वं पुराणेषु वैराग्यार्थमुदीर्यते। तत्त्वदीपनिबन्ध्-शास्त्रार्थप्रकरण, श्लोक ८९.

૧૪ "આ ભૌતિક જગત તે એના કરતા ઊંડે રહેલા સત્પદાર્થનો આભાસ અથવા વિવર્ત છે. એ સત્પદાર્થ હજુ આપણા ચર્મચક્ષુને અગોચર છે; અને વૈજ્ઞાનિક મર્યાદાવાળી ચક્ષુ વડે તેનુ માત્ર ઝાખુ ઝાખું દર્શન થઇ શકે છે."—જે એસ હોલડેન : 'મિકેનીઝમ, લાઇફ એન્ડ પર્સનાલીટી', પૃ. ૧૦૪. વળી, એ. એસ. એડિંગ્ટન : 'ફિલ્ડ્સ, ટાઇમ એન્ડ ગ્રેવીટેશન', પૃ ૨૦૦–૧.

૧૫ વિવેકાનંદ : 'જ્ઞાનયોગ', પૃ. ૪૦.

૧૬. દાસગુપ્ત : 'ઇ. ફિ' વૉ. ૧, પૃ. ૪૨૮.

૧૭. मायाविभूतय इमा. कुरुश्चिमाज । भागवत २; ७; ३९. (એની શક્તિઓ ઘણી છે; અને આ બધી એની માયાવિભૂતિઓ છે.)

૧૮ કલાપી.



## બ્રિટન અને બાઇસિકલ

બ્રિટનમા આજે દર મિનિટે ૧૫૦ બાઇસિકલો પેદા થાય છે ૧૯૩૮ના વર્ષે દરમિયાન બ્રિટનમા ૬,૫૦,૦૦૦ બાઇસિકલો બનેલી; આજે, ૧૯૪૬ના પહેલા દસ મહિનામાજ, એ આંકડો વધીને ૧૩,૬૦,૦૦૦ ઉપર પહોચી ગયો છે આ વધેલા ઉત્પાદનમાથી ૬૦ ટકા જેટલી બાઇસિકલોની નિકાસ કરવામા આવી છે.

# હું ઈશ્વર નથી એનો

મારું નામ મોરારજી દેસાઇ નથી હું બાળાસાહેબ ખેર નથી. ઈ તો ઓલે જનમ પૂન કર્યાં હોય તો દેશની સેવા કરવાનો વારો આવે. દેશ શું, મારા એક દિલનેય હું સાચવી જાણતો નથી.

મારે ઘેર સર પરશોત્તમદાસ આવ્યા નથી મારે ત્યા તો પોલીસ પધારેલ છે. આપણને કોઇએ હારતોરા માટે નોતર્યા નથી. આપણને તો ગળાની અંદર કોંક વાર દોરડું પડ્યું છે. ને અમને જેલભેગા કર્યા છે. તોય મારા દીકરાઓએ મારું નામ પાડ્યું છે. ભગત.

હું નકરો નાલાયક. કહો એટલા મારી નાલાયકીના નમૂનાઓ આપું. ઈ બધાનો અટાણે તો મારે પસ્તાવો થાય છે. પેલેથી જ હું આકરીક હાલનારો. બીજા માણસુંનો તો દેહ વટલાયો હશે, મારો તો આતમો વટલાયો.

તે દી મને કેમ કોઇએ ટપાર્યો નૈ હોય! એલા હા! એક ગતે મને મારા આતમાએ ઠેશ મારી દીધી'તી. ઈ સંધુય સાંભરે છે. ઇ રાતે હું ગામના તળાવે ગ્યો. ગરમી હતી એટલે હું તો ફાળિયું પહેરી ધૂબાંગ દઇને પાણીમાં પડ્યો. બેક ટાઢો તો થાઉં. પણ હું ટાઢો પડ્યો નૈ.

ગામના ઈ મોટાને મેં મારી લાકડીએ જગ રમાડ્યો. ને એના માથામાંથી તો લોહીની ધાર હાલી નીકળી. મને દાઝ ચડી'તી. મારા લાંઇબંધની જુવાન બહેનનો ઈ મોટાએ અટકચાળો કર્યો ને બાપશાપ! મારી આંખમા રાતા પીળાં આવી ગ્યાં. મોટા એના ઘરનો. કમાણી કરી ગામમાં આવ્યો'તો તે દાદાગીરી કરવા માટે?

ઈ માર ખાઈ ને હાલતો થયો. એક વેણ મોઢામાંથી કાઢ્યું નૈ. ઈ રીતે મને માગ આતમાએ ઠેશ મારી એલા અનાડી! શીદને લોહી કાઢ્યું. ને હું તળાવમા પડ્યો.

ઈ મોટા હાલ્યો તો ગ્યો.- એણે ગામના ચહાગાંઠીઆવાળાને પોતાનો કરી લીધો. એક દી હું દુકાને ગ્યો. ચા માગી. દુકાનવાળાએ ગાળ કાઢી. તોય હું મૂંગો રહ્યો. મેં ફરી ચા માગી. એણે પછી તો એવી ગાળ કાઢી કે મારી છાતીમાં આગનું ચક્કર ફરવા મંડ્યું. મારી મા ને મારી બહેન સામે ગાળ!

# અફસોસ છે

જિતુભાઈ પ્ર. મહેતા

હું ઊભો થયો. મેં દુકાનદારને છૂંદી નાખ્યો. એવું આવી બન્યું. એ ઢગલો થઇ ગયો. દુકાનવાળો મરી ગયો. ને હું સડેડાટ ખોરડે પુગ્યો.

ઘૂંજામાં કાંઈ નો'તું. ખોરડામાં મારા બાપુ હતા. મારી બા હતી. ગોખલાની અંદર 'ઈ નોટું રાખતા. એના પર હાથ ફેરવી હું તો હાલ્યો. ગ્યો ટેશણે. ને કઢાવી મુંબઇની ટિકટ.

પછીની વાત સંભારવામાં સાર નથી. હું સાવેસાવ વટલાયો. ઈમાં આંખફરક ચલાવતા-ચાંપશી શેઠ સાથે મારે કામ પડયું. ને હું એમની આગળ કામ કરવા માંડયો.

આપણે ચોરણો કાઢી નાખ્યો. લગાવી દીધું, પાટલૂન. આ ભાઈ પછી તો દાદા તરીકે હરવાફરવા લાગ્યા.

આપણે ફતનદેવાળિયા. પૈસાનો ધા કરનારા. ક્યાં રીતસર રળવા આ'તા ! ઠાંઠચપાટ ઘણું જીત્યો.

મુંબઈમાં હું ફરું ને ઘણી વાર ચોપાટીની રેતીમાં સભા મળી હોય. ત્યાં જાઉં જ ને. કાંઇ સારો શબ્દ સાંભળીને મન સારું થઈ જાય તો ! તો પંચાત થાય તો પાછા ખાવાના વાંધા પડે.

મને એમ થાય કે આ મોટા મોટા માણસો આખો દી ભાષણું કરે છે તે એને રળવાનો વખત ક્યારે મળતો હશે ? રોટીપાણીની ચિંતા એમને નૈ હોય ? નાનકડા મગજમાં બીજા વિચારો કેમ ગળે ?

એક સાંજે તો હું હાલી હાલીને લોથ થૈ ગ્યો'તો. ત્યાં તો ચોપાટીની રેતી ઉપર ભાષણ કરનારા ભાઈની મોટર નીકળી. મારી વહાલુડી ! વીજળીની જેમ મોટર હાલી ગઈ. ઈ તો એમ જ હોય ને ! દેશ આખાનું કાર્ય કરવું ઈ કાંઇ ખાઇ જવાનું કામ છે ?

ચાંપસી શેઠનું કામ આગળ વધ્યું. હું એનો અડ્ડો સાચવવા મંડયો. આંકફરક રમવા કોણ આવતા'તા ? ભાઈશાબ ! નામ પૂછશો મા. શું કરે ! ઊંચા વરણને રૂપિયા ફેંકતા જુવે ને ? ઈમાં વાંક રૂપિયાનો.

એક વાર એક આબરૂદાર સ્ત્રી દુકાને આવી. થન ઉપર ઈ બાઇએ પચાસ રૂપિયા મૂકી દીધા ! ને ઇ રાતે થન આવી. આબરૂવાળી ઇ સ્ત્રી એવા માણસો હારે આવવા માંડી ને એક દી મેં ઇને સંભળાવ્યું. ભલાં બાઇ, તમારું આ કામ નથી હોં !

એટલું બોલીને ઈ બાઇની મોટરની અંદર બેઠેલાઓને હું સહેજ પંપાળી આવ્યો. એકાદી ઠાંઠચપાટ થઈ ગઈ. ઇ એના સગાઓ હતા ! હું ભોંઠો પડી ગયો. નાહક મેં એમને હલાવ્યા.

હવે તો ચાંપશી શેઠની મારા ઉપર એટલી મેરબાની થઇ કે મને ઈ એમની હારે સી. સી. આઈ. માં કો'ક વાર લઈ જવા માંડ્યા. મારા જેવો નકરો નાલાયક ! આ સારામાં સારી માણસોની ટોળીમાં શીદ હોય !

મને આંહી ઘામ થવા માંડયો. ચાંપશી શેઠને મેં કીધું: ભાઇ, આપણે આંહીં સારા ન લાગીએ ! ...ને આમ બોલી અમે બહાર નીકળીએ છીએ ત્યાં તો ચોપાટી વાળા ઓલ્યા ભાષણું કરનારા આવ્યા. હું ખુશ થયો. ઇ બિચારા દેશની ચાકરી કરી થાકી જાય તે ઘડીક મન બહેલાવે ને ! અમને ઇ સારું ન લાગે ! આમારાં કામાં વરવાં ને !

એક સાંજે ચાંપશી શેઠ હસતા હસતા આવ્યા. મને કઇ દીધું કે ભગત ! તૈયાર થાજે. આપણે વિમાનમાં દિલ્હી જવાનું છે. દિલ્હીને હવે પાછું વિમાનમાં ?

ખરેરાટ કરતા વિમાનમાં ઉપડયા. હું હારે હતો એટલે વૈકુંઠ માણ્યું આ વિમાન નો'તું આપણને એવા આશીરવાદ કોણ આપે કે વિમાન પડે ને તરત જ ફેંસલો થઇ જાય ?

વાદળાં દેખીને મારું મન મારા ગામમાં દોડી ગ્યું. મારું તો સૌએ સનાન કરી નાખ્યું હશે જ. મને ઓલ્યા ચદાવાળાએ ગાળ દીધી ન હોત તો ! તો હું કાંક માણસમાં હોત, પણ હવે શું થાય ? મારા મગજને ફાટી પડવાની જ ટેવ.

ચાંપશી શેઠને એમનું કામ હતું એટલે દિલ્હીમાં ઈ આંટા મારવા લાગ્યા. ને એક દી અમે બિરલાનું મંદિર જોવા ગયા. વાહ વાહ ! શું મંદિર ! અક્કલ કામ ન કરે ! બિરલા કેવા ઉમદામાં ઉમદા માણસ હતા ! ઇ દેવમંદિર બંધાવતા. દેશની બરદાસ્ત કરતા. મારા જેવા બદમાશની જીભ ઉપર તો એવા ભલા માણસનું નામ પણ હું મેલું તો મને પાપ લાગે.

પાછા મુંબઈ આવ્યા. એક બૂરું કામ ચાંપશી શેઠે અમને સોંપ્યું. એ મારામારી મને પસંદ નો'તી પણ શું કરું? મે એ પતાવ્યું. મારી હારમાં કામ કરનારાઓ કોક દી મને કે'તા કે એલા ભગત! આ પ્યાલીઉ જેવી ખાપડીઉં દેખીને તારી છાતીમાં કોઈ ચક્કર ફરતું નથી?

હું એને કે'તો : ના તો. કે મારા ગામમાં એક એવી હતી. એને દેખીને ગુલાબી ચક્કરો છાતીમાં ફર્યા કરતા પણ ઈ તો ત્યાં ને હું અહીંયા. ઈ વાતુંનેય વરસો થઈ ગ્યાં. ઈ કોણ જાણે ક્યાં હશે? હું નકરો નાલાયક!

ઓલી શું? રીઝ કહો છો ને! મુંબઈની ઈ રીઝ હોટેલમાં અમે બેઠા'તા. મારા ગૂંજામાં ચાંપશી શેઠના દસ હજાર રૂપિયા હતા. એમાંથી એક રૂપિયો વાપરવાવાળો હું નૈ! ઈ સારું લાગે? ઈ કેટલા સારા કે મારા જેવા બદમાશના હાથમાં આટલી રકમ સુવાંગ સોંપી દે. ન મળે એની ચિઠ્ઠીચપાટી. ઈ તો જીવની વાત. કેટલા સારા માણસ!

રીઝમાંથી અમે કોલાબા ઉપર ફરવા નીકળ્યા. મારી હારે ધનજી હતો. એણે મને મોટરમાં લીધો. ધનજી મુંબઈનો દાદો હતો પણ તમને સાચું કઉં છું કે મને ઈ નકામો લાગતો. અમારે થોડી દોસ્તી હતી. અમે બહાર નીકળ્યા. અમારી પાછળ એક મોટર આવતી'તી, મને કાંઈ ખબર પડી નહિ. કોલમાં આવતાની સાથે મારા પર મોટરમાં જ માર પડ્યો. હું ભાન ગુમાવી બેઠો. કોલબાના દરિયાની અંદર મને હડસેલી દીધો. એ વખતે હું ભાનમાં આવતો હતો. હું સાવ ભાનમાં આવી ગ્યો. તોય હું પડી રહ્યો. દરિયાનું પાણી મારા ઉપર પછડાવા લાગ્યું. ધનજી બોલ્યો 'ભગતને સલામ છે'. ધનજીની ટોળીએ માની લીધું કે હું ખતમ થઈ ગયો હતો. ને દરિયો મને તાણી જવાનો હતો.

શ્વાસ રોકીને હું પાણીનો ઠંડ રોકી રહ્યો. પછી હું એકલો પડ્યો. અને હું ઊઠીને ચાલતો થયો.

મારી છાતીમાં ધનજીના નામનું ભયંકર ચક્કર ફરતું'તું. દાંતવાળું એ ચક્કર હતું. જઈને પીસી નાખીશ, ધનજીને સાબદોને સાંગરો.

ચાંપશી શેઠના અડ્ડા પર ગ્યો તો ખરો. પણ મારે માટે કોઈએ ચૂં કે ચાં કરવાનું નથી એમ કઈ દીધું. ને મારા માણસોએ ધનજીની ટોળીને એવી વાત જણાવી દીધી કે ભગતનો પત્તો નથી. દિમાઈ ગ્યો લાગે છ. ધનજી એ વાત સાંભળી અંદરથી હસવા લાગ્યો.

એક રાતે વરસાદ વરસતો'તો. મુંબઈનો વરસાદ અનાડી! આવે ત્યારે બધો એકહારે. મે પૈસેથી તપાસ કરાવી'તી. ધનજી એની ટોળીની હારે એના ઓરડામાં જ હતો.

મારા દસ હજાર રૂપિયાની ઈ મોજું માણતો'તો. મને તો એના પાછના બારણાંની બરાબર ખબર હતી. ચૂપચાપ હું ઈ ઠેકાણે પુગી ગ્યો. ત્યાં ઊભેલા માણસે મને જોઈને આંખો ફાડી. ઈ કાંઈ વેણ કાઢી જ ન શક્યો. એટલે એને ધક્કો મારી, એ જે પાછલું બારણું સાચવવા બેઠો હતો એ બારણાને ધક્કો મારી હું અંદર ગ્યો. ધનજીની આંખની બરાબર સામે.

ધનજીના હોશકોશ ઊડી ગયા. ભગત તમે? ભગત, માફ કરો મારા બાપ! મને મારશો મા, ભગત!

મુંબઈનો આ દાદો? દીકરા મારાને ટાઢ આવી ગઈ આટલામાં? ચોળી નાખું ધનજીડાને. ને કોણ જાણે શા માટે મારા આતમાએ મને ટપાર્યો. એલા એને મારીને શું કરીશ? એમાં શું બળ્યું છે?

ધનજીને મે જવા દીધો. એનો મને પસ્તાવો રહી ગ્યો નથી. મારા જેવા બદમાશને એણે મારી નાખ્યો હોત તોય જગતનું શું બૂરું થવાનું હતું?

ચોપાટી ઉપર સભા મળતી'તી. ઈ લોકોના નસીબ ચકચકતાં હતા! અને આ ભગત, ભગત તો નકરો નાલાયક.

ચાંપશી શેઠના અડ્ડામાં છાપાંઓના તો થોકડાના થોકડા. ગને ઝાઝું વાંચતા આવડે નૈ પણ થોડું તો આવડે. ને હું આજનું છાપું આજ જ જોઉં એવું નૈ.

અરે આ મીઠાંના મીઠાં ને એની પહેલા એકડો! આવડું મોટું આ શું? આ તો ફાળો હતો દેશ માટે. આ શેઠીઆઓ એમનો ભવ સુધારતા હતા. ખોબે ભરીને રૂપિયા ભરતા'તા. સારા માણસો સારાં કામ કરે.

ઇ કાંઇ અમસ્તા કમાયા હશે? આ અમ જેવાનો રૂપિયો મેલો. એમનો તો ઊજળો ઝાકળ. મને એક વાર થયું કે હુંય કૂંડમાં રૂપિયા ભરું પણ મારો તો આત્મા વટલાયેલો. મારો પૈસો એમાં હોય?

આ ધનજીએ તો હદ કરી! ...એક ગલીમાં હું જતો તો ત્યાં કોઈ બીજા માણસ ઉપર છરી ચાલી. એ તો મારો દોસ્ત યાકુબ! એને કોણ મારી ગયું? હું તો યાકુબની આગળ ગયો. ત્યાં તો પોલીસને બીજા ટોપાવાળા આવી પુગ્યા ને મને પકડી ગયા. આ કામો કરનારો ધનજી જ.

આમાં હું ધનજીને માથે વાંક મેલતો નથી. એનામાં બીજી ત્રેવડ ક્યાં છે? આ મુંબઈ એટલે આખો મલક. આ આખા મલકમાં ફર્યો. ધરાઈ ધરાઇને ફર્યો છું.

મને એમ થયું કે આ દુનિયાને ખૂબ ધોઇ ધોઇને વાળીને સાફસૂફ કરી દેવી જુવે. દુનિયાના આતમાને ઊટકવાની જરૂર છે. આ શું સાળું? શું બોલવું એનીય મને બરાબર સૂઝ પડતી નથી. આ તે કાંઇ દુનિયા છે?

મને અફસોસ થાય છે કે હું ખુદા નથી. હું ઇશ્વર હોત તો આમ ન થવા દેત. આવો વહેવાર ન ચાલવા દેત.

મુંબઇની ઈ ટોપલીઓ. કચરો ભરવાની ટોપલીઓ. ગલીના નાકા પરના ઇ ઢગલા. એમાં સુક્કાં પાનનો કચરો, કાગળનો કચરો, શીંદરીનાં ફાટેલાં છોતાં. ઇમાં એક બાળક. નાનું નૈ. મોટું. પાંચ છ વરસનું. શીદને એ કચરામાં ગ્યું? કેમ મરી ગ્યું?

ખરેખર, મને અફસોસ થાય છે કે હું, એક બદમાશ છું. મને અફસોસ થાય છે કે હું ભગવાન નથી. નહિતર આમ હોય?

કદાચ મને ફાંસીય મળે. નવો કાયદો થયો છે ને? હું કાયદામાં ઝડપાયો છું. મને માણસની છરી વાગી નથી. કાયદાની છરી વાગી છે. કાંઈ ને.

મને મોતની સજા મળે તોય વાંધો નથી. મેં તો મારું મન મારી સાથેના કેદી આગળ ઠાલવ્યું છે. એને તો લખતાંય આવડે છે... ને ઇ તો મારી વાતો ટપ ટપ ઉતારી લ્યે છે.

આજે એ કેદીય જાય છે. જેલ છોડી જાય છે. હવે તો હું વાત કરવામાંથીય જવાનો! હું રાહ જોઉં છું, મને ફાંસી મળશે?

મારી કીધેલી વાત એ કેદી બહાર જઇને કાગળ પર મેલે તો ઈમાં કાંઇ ભૂલ લાગે તો ઈ મારી હશે હોં કે! એની નૈ...મારા ગામના ઇ ચાના દુકાનવાળાએ માબેન સામી ગાળ મને ન દીધી હોત તો! હું ઉતાવળીઓ– હું હરામી... આજે મારી છાતીમાં પસ્તાવાનું ટાઢું ચક્કર ફરે છે.

હું નકરો નાલાયક...



## ન્યૂઝપ્રિન્ટ ભક્ષક

અમેરિકાનાં દૈનિક અખબારોએ ૧૯૪૯ના નવેમ્બરમાં ૨,૯૧,૫૧૭ ટન ન્યૂઝપ્રિન્ટ કાગળનો ઉપયોગ કરેલો. બાર મહિના પૂર્વેના નવેમ્બર દરમિયાન ૨,૩૬,૦૯૦ ટન કાગળ વપરાયેલો. અમેરિકામાં બધી જાતનાં છાપાંઓએ મળીને ૧૯૪૯ના નવેમ્બર દરમિયાન ૪,૧૦,૫૮૭ ટન ન્યૂઝપ્રિન્ટ વાપરેલો.

દુનિયાના કુલ ન્યૂઝપ્રિન્ટનો ૨/૩ ભાગ એકલાં અમેરિકાનાં છાપાં હજમ કરી જાય છે. અમેરિકાની સાડા તેર કરોડની વસ્તીમાં માથા દીઠ દર વરસે સરેરાશ ૬૦ રતલ ન્યૂઝપ્રિન્ટ વપરાય છે.

[ અનુસંધાન પૃષ્ઠ ૨૨ થી ચાલુ ]

ખીમજી!—વિમળાના હૃદય-ધબકાર સહેજ થંભ્યા, યાદદાસ્તનાં ડોળાણ ઓસર્યાં, અને એણે ખીમજીને ઓળખ્યો. મિલની ઓફીસનો આ કારકૂન માણેક-બહેનને ઘેર સીધું-સામાન ખરીદીને મૂકવા આવતો હતો કોઈ કોઈ વાર. એ અડબૂથ જેવો માણસ આ સાહેબલોકના પોશાકમાં શા માટે? એનું જડબું કોઈ વિચિત્ર જખ્મે ચૂંથાયેલું કેમ! એની મોટી મૂછો ક્યાં ગઈ? કયું ઘોર કૃત્ય કરીને, ક્યાંથી નાસી છૂટ્યો હશે? પોલીસ એની પાછળ શા માટે પડી હશે? મેંદડી ચડી જાય એવી ઝડપ ને સ્ફૂર્તિથી એ જખ્મી માણસ મેડા પર ચડી ગયો હતો! આ બધી શી ભૈરવ-લીલા ચાલી રહી છે? આ આખું ઘર, આ શહેર, આ સમગ્ર દેશ ને દુનિયા, કેમ કોઈ કાવતરાંનાં કાળ-ઠેકાણાં બની ગયાં છે? હું આમાં ક્યાંથી આવી પડી?—નાસીને, ઉપલે મજલેથી નીચે કુદકો મારીને ઝટ ટ્રેનમાં બેસીને પોતાના ગામ ભેળી થઈ જવા એ તલસી ઊઠી.

પાછું કંઈક યાદ આવ્યું. બારણે જઈ બીજો આગળિયો પણ બીડી દીધો, સીડી ઉપાડી, પેલા મેડાને લગાડી, પાણીનો લોટો ભર્યો, સીડી પર ચડી, મેડે સાદ કર્યો, 'ભાઈ, પાણી પીવું છે?'

સામેથી હાથ લંબાયો. લોટો એ હાથે લીધો. પીને પાછો આપ્યો. અવાજ પણ થયો: 'હજુ જોઈએ...'

ફરી મોટો લોટો ભરીને એ ઉપર ચડી. પીનારના કંઠના ઘટકારા એને કાને પડતા હતા. 'હા...શ! મા!' એવો મૂંગો સ્વર સંભળાયો.

ફરી એણે સીડી ઓરડામાં ખેસવી લીધી.

છોકરાં સિનેમા જોઈને આવ્યાં, અને માણેકબેન પણ તે પછી આવ્યાં. એમની સાથે પેલો દરવાન ભૈયો હતો કે જેને વિમળાએ પોતે દેશમાંથી આવેલી તે પ્રભાતે દીઠો હતો, ને તે પછી પણ જ્યારે જ્યારે પોતે નીચે ગઈ ત્યારે નીચેને દરવાજે ઉભેલો, અગર માણેકબેન કેટલીકવાર બહાર જઈ ઉપર આવેલાં ત્યારે ત્યારે માણેકબેનનો ખરીદીનો સામાન લઈ ઉપર આવેલો દીઠો હતો. આ રાત્રિયે એણે અંદર આવી, સામાનનાં પડીકાં દીવાનખાનામાં મૂકી, પછી એણે હાથની તાળી પડી.

'કેમ, ભૈયાજી!' માણેકબેનને આ વિચિત્ર ચેષ્ટાએ ચમકાવ્યાં.

'ના, કંઈ નહિ બેન! એ તો હું ખીમજીને લેવા આવ્યો છું.'

શુદ્ધ ગુજરાતી ભાષાપ્રયોગ! સ્વરમાં પણ પરિવર્તન! આ શું? ભૈયો દરવાન સામે ઊભો ઊભો હસી રહ્યો છે અને પછવાડેના મેડા પર બિલાડીના જેવા ખડખડાટ સંભળાય છે. છુપાયેલો આદમી, ચૂંથાઈ ગયેલ જડબે નીચે ઉતરે છે; એના દિદાર દેખી માણેકબેન સડક થઈ જાય છે.

'અમે જઈએ છીએ.' ભૈયા દરવાને શુદ્ધ સંસ્કારી ગુજરાતીમાં સંભળાવ્યું. 'હવે આ ઘર સલામત નથી. બોમ્બ બનાવતાં ખીમજીની બપોરે આ દશા બની છે. ને એની પાછળ પડેલી પોલીસને મેં જુદે રસ્તે વળાવી છે. પણ હવે હું જાઉં છું. કાલ સવારથી તમે મને નહિ જુઓ, જોઈને ચીડાવાનું નહિ રહે, ફરી કદાચ નહિ મળાએ.'

'પણ, તમે...તમે...કોણ?'

'પિછાનનો આ સમય નથી. હતો તો જાસૂસ, પણ સરકારનો નહિ. અહીં હવે નહિ રહેવાય. પોલીસે રાક્ષસ-લીલા આદરી દીધી છે. ગઈ કાલે સાંજે, શામળાપુર સ્ટેશને, પંદર છોકરાઓને ખેતરમાં બેસારીને ઠંડે કલેજે ઠાર માર્યાં છે. પાણી પાણી પોકારતા જુવાનોને પાણી નથી દીધું, જઈશું બેન.'

એમ બોલી, દૂર ઊભેલા ઘાટી પ્રત્યે આંગળી ચીંધી, ઉમેર્યું: 'એનો ડર રાખશો નહિ. અમારો માયલો જ છે.'

પેલા ખીમજી નામે ઓળખાયેલ માણસને લઈ આ ભેદી પુરુષ, વધુ કંઈ બોલ્યા વિના નીચે ઊતરી ગયો. (અપૂર્ણ)

❋

# સંવેદનાનું રસાયન

સ્વામી આનંદ

[મુંબઈમાં જેમનું તાજેતરમાં ખૂન થયું તે ડૉ. વ્રજલાલ મેઘાણીએ રચેલા 'આળાં હૈયાં' નામના નવલિકા સંગ્રહ પર સ્વામી આનંદે કરેલું સુંદર સંક્ષિપ્ત અવલોકન 'પ્રબુદ્ધ જૈન'ના સૌજન્યથી અત્રે આપીએ છીએ. સંપાદક]

દાક્તર મેઘાણીની ટૂંકી વાર્તાઓ "પ્રબુદ્ધ જૈન"ની કટારોમાં આવતી તે હું ઘણા રસપૂર્વક લગભગ હંમેશાં વાંચતો. હવે એ વાર્તાઓનો સંગ્રહ પુસ્તકાકારે ગુજરાતી વાચકવર્ગ સમક્ષ મૂકીને "પ્રબુદ્ધ જૈન"ના સંચાલકો વધુ વિશાળ એવા ગુજરાતી જનસમાજની સંગીન સેવા કરે છે એવું મારું માનવું છે.

વરસે દહાડે ત્રણચાર કરોડનું કારભારું કરનાર મુંબઈનું શહેરસુધરાઈ તંત્ર હિંદુસ્તાનનાં મોટામાં મોટાં રજવાડાંઓની બરોબરી કરે એવડું મોટું ગણાય. આવડાં વિશાળ તંત્રમાં એક અદના દાક્તરનો દરજ્જો એ તાતાગજવેલના અગડબંબ કારખાનામાં એક ટપકા જેવડા સ્ક્રુ કે ચક્કરદાંતા કરતાં મોટો ન ગણાય. અને છતાં એવા એક અદૃશ્ય તંત્રના નિયમન તળે હાલતાચાલતા ને માલિકે નીમેલું કામ બજાવી આપતા કલાગરા દાંતા વચ્ચે અને ધબકતું માનવ હૈયું લઈને પોતાની નોકરી બજાવવા નીકળનાર માનવી વચ્ચેનો તફાવત દેખીતો છે. વિવેકાનંદ કહેતા કે લોખંડી સલેપાટ પર દોડયે જતા એન્જિન કરતાં એ પાટા પર ચાલી જતી નાનીશી ઈયળ કે ગોકળગાય વધુ મોટી છે. કારણ એને પોતાની એવી સ્વયંભૂ પ્રેરણા અને ઇચ્છાશક્તિ છે, તેની મદદથી આ આવડું શું જંતુ એન્જિનનો અવાજ સાંભળતાં વેંત પાટા પરથી ખસી ઊતરી જઈને પોતાની જાતને બચાવી લે છે; જ્યારે હજાર ઘોડાબળને જોરે દોડયું જતું એન્જિન એ જ પાટે સામેથી આવતી બીજી ટ્રેન જોયા પછી પણ પોતાને કે પોતાને આશરે રહેલાં બીજાઓને ભયાનક અકસ્માતથી બચાવી શકશે નહિ. માનવીનો દરજ્જો ઇયળથી જેટલો ઊંચો તેટલી તેની ઇચ્છાશક્તિ વધુ સામર્થ્યભરી, વધુ ફળદાયી અને પોતાને માટે તેમ જ પોતાની આસપાસનાં સૌને માટે વધુ કલ્યાણકારી કે અકલ્યાણકારી.

સાયન્સે સાંકડી કરી મૂકેલ આજની દુનિયામાં સજ્જન તેમ જ શિરજોર પ્રજાઓ અને વર્ગો વચ્ચેનો કલહ તીવ્રતમ થઈ ઊઠયો છે. મૂઠીભર શસ્ત્રસજ્જ ભક્ષકોનાં મતલબી સંગઠનો હેઠળ લાખો-કરોડો લાચારો દિવસરાત પરસેવા પાડી પોતાનાં લોહી સૂકવે છે. સંસ્કૃતિ, કાયદો, સુલેહશાંતિ અને વ્યવસ્થાની વ્યાખ્યાઓ ભક્ષ્ય-ભક્ષક માટે જુદી જુદી છે. સબળાં-નબળાંની ઠેલમઠેલ વચ્ચે સંસાર આખો એક વિશાળ યુદ્ધ-છાવણી બની ગયો છે.

આવા આ કારમા ક્રાંતિકાળ વચ્ચે ગણ્યાગાંઠયા ત્યાગી તપસ્વી દૃષ્ટાઓનાં તપોબળને પ્રતાપે આપણા જમાનાની નવી સ્લોગન (મુક્તિમંત્ર)નો જન્મ થયો. એ મંત્ર છે શૂદ્રપૂજા, શ્રમજીવીઓની પૂજાપ્રતિષ્ઠા. આજના ઋષિઓએ સમસ્ત સંસારની મંગલ અને કલ્યાણકારી શક્તિનો ઉગમ આ એક જ સ્થાને જોયો અને આ કાળના તમામ વિસંવાદોના એકમાત્ર તરણોપાય રૂપે સમાજવ્યવસ્થામાં સૌથી નીચા ને હળવા લોહીના ગણાયેલા એ તિરસ્કૃત અને હડધૂત વર્ગોની નવેસર પ્રાણપ્રતિષ્ઠા કરવા સંસારને હાકલ કરી. આ મંત્રની સંસારશક્તિએ આજે દુનિયાની તમામ દલિત પીડિત પ્રજાઓને તેમ જ જનસમુદાયોને સંગઠિત કરવાનું બીડું ઝડપ્યું છે. એ મંત્રની અસર તળે સંસારના સાહિત્યોમાં એક નવો જ સૂર સંભળાવા લાગ્યો છે. એ સૂરની ધૂને મોટા મોટા માનવસમાજોને અસ્વસ્થ કરી મૂક્યા છે. કળાનો પ્રાણ એ જ સૂરમાં પોતાનું દર્દ આજે વ્યક્ત કરી રહ્યો છે. એ સૂર છે સંસારને અંધારખૂણે જહેમતો ખેડતાં અને મૂગાં આંસુ સારતાં અસંખ્ય દીનદુખિયાં દલિત શોષિત-વંચિતોનાં દુઃખો પ્રત્યેની સંવેદના અને એમની બંધનમુક્તિની, એમની આઝાદી અને પ્રતિષ્ઠાની આ ઝંખના. એ દેશ, કોમ, ધર્મ, ન્યાતજાત તમામ ભેદો અને રાષ્ટ્રો તેમ જ

પ્રજાઓના સરહદસીમાડા ભૂંસી નાખ્યા છે એકેએક સંવેદનશીલ માનવના આતમતાર એણે આજે ઝણઝણાવી મૂક્યા છે. એ વેદના અને એ કલ્પનાવિહોણી કવિતા પર આજે સમાજ ડોલતો નથી. એના વિનાનું સાહિત્ય આજે અલૂણું, પછાતકોટિનું અને પ્રગતિવિહોણું ગણાવા લાગ્યું છે

આવી સંવેદનાથી છવોઈ ગયેલું હૈયું લઈને દા. મેઘાણી અલબેલી મુંબઈ નગરીના રસ્તા પર ને ગલીકુચીઓને નાકે, ક્યાંક કચરાપટ્ટીના પીપો કે ગટરમૂતરડીઓને ખૂણે તો ક્યાંક લગભગ એ જ બેઅદબ સ્થાનોની ગંદકીને શરમાવે એવી બદબો અને સડામાં સબડતા ઉજળિયાત સમાજ વચ્ચે, ફર્યા છે અને શહેર આખાની ગટર, ગંદકી ને મેલકચરા સાફ કરનારાં મેલનાં જંતુઓની જોડે જંતુ જેવું જીવન ગાળનારાં દીન માનવીઓના જીવનના જે સાર અંશોને સેંકડો હજારો વટેમાર્ગુંઓ-સાક્ષીઓ કે સાથીઓએ રોજ રોજ આંખ સામે ભજવાતા છતાં છતી આંખે જોયા ન જોયા કર્યા એને દા. મેઘાણીએ અંતરની આહ સાથે ઉપાડી લીધા છે અને તેમાંથી દરકોઈના હૈયાને હલાવનારું રસાયણ નીપજાવ્યું છે

ક્યાંક કોઈ તાલેવંતે કોથળીને જોરે સુધરાઈ અમલદારો પાસે ધરાર તોડાવેલ ઝૂપડાંઓમાંથી નિરાધાર નીકળીને ઝાડ તળે પડેલા શ્રમજીવીઓ વચ્ચે તો ક્યાંક અનાથ પરાયા બાળકને ઉછેરવા ખાતર બકરી પાળીને સુધરાઈ કાનૂનનું ઉલ્લંઘન કરનાર જઈફ જઈનાબીની ગેરકાનૂની દલીલ કટાણું મોંએ સાંભળનારી અને તે પાછળ રહેલી નૈતિક અપીલ તરફ સદંતર દુર્લક્ષ કરવાની પોતાની ફરજ સમજનારી અદાલત, આગળ, ક્યાંક કોઈ નિરાધાર અબળા ઉપર સમાજને નિષ્ઠુર હાથે ગુજરતા કરપીણ જુલમોના સાક્ષી થવા તો ક્યાંક ન્યાતજાતના ભેદોને મેલની જેમ ખંખેરીને ધંધાના સાથીની શોકાતુર માનો સગો દીકરો બની મરનારનું તર્પણ કરનાર અને શ્રાદ્ધના પિંડ દઈ તે પહોંચ્યાની ખાતરી માતાની પાસેથી મેળવનાર અદના શ્રમજીવીનું ઓળખાણ કરાવવા દા. મેઘાણી વાચકને લઈ જાય છે.

મરહૂમ ભગિની નિવેદિતાએ બરમી પ્રજાના જીવન અને ભાવનાઓનો ઊંડો અભ્યાસ કરનાર એક નામાંકિત સંવેદનશીલ અંગ્રેજ લેખકની સાહિત્ય કૃતિને ગૌરવપૂર્વક ઉદ્દેશીને એક વાર લખેલું કે એક પરાયી પ્રજાના જીવનની ભાવનાઓ અને સુખદુખની લાગણીઓ જોડે આવડી આત્મીયતાથી ઓતપ્રોત થઈ જનાર હૈયાનો માણસ પેદા કરવો એ એક પ્રજાને માટે મોટા મહાયુદ્ધમાં મળનારી લશ્કરી જીત કરતા વધુ મોટો વિજય અને મગરૂરીનો વિષય છે પણ એ લખાયા પછી વીતેલા છેલ્લા ત્રણ ચાર દાયકાઓ દરમિયાન સંસારમાં પ્રજાકીય દ્વેષ, હરીફાઈ અને વેરઝેરનો પારો ઊનટો એટનો તો ઊંચો ચડ્યો છે, અને તેમાંય આપણે ત્યાં તો ઘરગથ્થુ કોમી કજીઆ અને સામાજિક અન્યાયોથી પ્રજા એટલી તો ત્રાસી ઊઠી છે કે સંવેદનશીલ કલમથી લખાયેલું જેવું તેવું સાહિત્ય પણ અત્યારે અનેક બળ્યાંઝળ્યાં હૈયાંને ચંદન લેપની ગરજ સારે એમ છે

અસંખ્ય આળાં હૈયાંની અને તેવાં હૈયાંવાળા માનવીઓના બનેલા સમાજના ભીતર દિવસરાત ધૂંધવાતી કારમી વેદનાઓને આટલી સંવેદનાપૂર્વક રજૂ કરવી એ કોરા ફિલસૂફ (stoic) કે વહેવારપટુની વૃત્તિને અસાધ્ય વસ્તુ છે તટસ્થવૃત્તિનું સમતોલન સાચવીને કે સમાજના દર્પણ બનીને સમાજના નાના મોટા રૂડાંભૂંડાં પાનું ચિત્ર રજૂ કરનાર સિદ્ધહસ્ત સાહિત્યકારનો કાર્યપ્રદેશ પણ જુદો છે નર્યો નરદમ વાસ્તવવાદ પણ અહીં નિષ્ફળ નીવડે છે એ રજૂઆત તો માગી લે છે 'સો લાખન મેં એક' એવા કોઈ પ્રેષિત કે દીક્ષિતની ધગશ, ધાલાવેની ને અજંપો અંગ્રેજ ગ્રંથકાર સીલીએ એના ઈશુચરિતની રજૂઆતમાં એક સ્થળે એવા કોરા ફિલસૂફ અને પેગમ્બર વચ્ચેનો ભેદ બહુ માર્મિક રીતે સમજાવ્યો છે

'જડ ભરતની જાતના જોગી જે જગમાંહ્યજી
ઇંદ્રિય મનની ઉપરે રહે શત્રુ સદાયજી'

એવા નર્યા જતિ જોગી કે સાંખ્યવાદીઓ સંસારની વેદનાઓને સૃષ્ટિનિયંતા ઈશ્વરના અધિકારપ્રદેશનો વિષય ગણીને તે પ્રત્યે જ્ઞાનપૂર્વકની ઉદાસીનતા સેવે છે જ્યારે પ્રેષિત પેગમ્બર પોતાને થયેલ સત્યદર્શનની સંસારને લહાણી કરવા ઉમ્મર આખી અજંપો સેવે છે 'બહુજન હિતાય, બહુજન સુખાય' પ્રજાઓના હિત અને સુખને અર્થે વસમી જહેમતો ખેડે છે

અને દેશ, દુનિયા તેમ જ પોતાના તમામ સમકાલીનોને વાવંટોળ કે વાવાઝોડાની થપાટો સાથે દ્રુતગતિએ પોતાની સાથે ઘસડી જાય છે. દા. ત. સોક્રેટીસ, પ્લેટો જેવા જ્ઞાનીઓ પોતપોતાના કાળની દુનિયાના નભોમંડળમાં પોતાના જ્ઞાનભંડાર તથા ડહાપણનો સૌમ્ય પ્રકાશ પાડી આથમ્યા કે અમર થયા, ત્યારે બુદ્ધ, ઈશુ મહંમદ અને તેમનામાં પોતાનાં ઇમાન મૂકનાર મરજીવા પ્રેષિતો અને વિશ્વાસીઓએ સમકાલીન દુનિયાને એકથી બીજા છેડા લગી ઢંઢોળી, વલોવી, ઉથલાવી પાડી લાખોના સમુદાયોને બેચેન કરી મૂક્યા અને અસંખ્ય સ્ત્રી પુરુષોની જિંદગીઓનાં લક્ષ્ય ને સુકાન ફેરવી નાંખી સંસારના જીવનવહેવારમાં મહાન ક્રાંતિઓના જુવાળ આણ્યા. આ વસમી માળાના છેલ્લા મેરુમણિ ગાંધીજીએ પણ આપણી આજની દુનિયા જોડે એવી જ વર્તણૂક ચલાવી એના આપણે સૌ સાહેદ છીએ. આવો પેગમ્બર કે પ્રેષિત પાપભારે લદાયેલી પૃથ્વી ઉપર ઈશ્વરી સ્વર્ગરાજ્ય ઉતારવાનું પોતાનું સ્વપ્ન સિદ્ધ કરવાની લગનમાં દિવસરાત જંપતો નથી, ને કોઈને જંપવા દેતો નથી. આ અજંપાને સીલીએ Enthusiasm of Humanity (માનવતાની ધાલાવેલી) એવું નામ આપ્યું છે.× ગીતાકારે એજ વસ્તુને 'લોકસંગ્રહ' કહી છે.

આવી ધગશની ચિનગારીથી દાઝીને તેનો અજંપો વેઠતા માણસ પાસેથી તટસ્થ દર્શન કે રજૂઆતની અપેક્ષા રાખવી નકામી હોય છે. એ કંઈ ડાહ્યુંજમણું કશું ન જોતાં આંખે પાટો બાંધીને ન્યાય તોળવા બેસનારો ન્યાયાધીશ કે કેસ સાંભળવા અદાલતમાં આવેલો પ્રેક્ષક નથી. એ તો ખુલ્લો પક્ષકાર છે, ફરિયાદી છે. પોતાનો કેસ અગવડભર્યા અને ચોંકાવનારા સાક્ષીપુરાવા ને દાખલાદલીલો સાથે રજૂ કરે છે. થયેલ અન્યાય સામે જીવ તોડી તોડીને ન્યાય માગે છે. અદાલતના અમલદારોથી માંડીને સાક્ષી અપરાધી ને પ્રેક્ષક વર્ગ સુધી સૌ કોઈને તે અસ્વસ્થ કરી મૂકે છે. ખુદ ન્યાયાધીશને પણ વેળાકવેળા 'ઉપલી અદાલત'ની યાદ અપાવી સંકડામણમાં મૂકે છે. ભલા ભૂપનીં પતગજ રાખ્યા વગર વલોવાતે હૈયે કડવું સત્ય સંભળાવે છે. ઈશુ ઉપદેશનાં અનેક વસમાં ધગધગતા તેજાબસમાં વચનો તેની આ ધાલાવેલીને આભારી છે. કબીર તુકારામ આદિ આપણે ત્યાંના સંતોએ પણ એવી જ નિર્ભીક વાણીમાં સમકાલીન સમાજને પોતાના સંદેશ સંભળાવ્યા છે.

આવો પ્રેષિત પેગમ્બરની અદાથી પોતાનું કામ ઉપાડે છે. ને એવી જ ધગશ ધાલાવેલીથી એનો અમલ કરવા પાછળ અંત લગી તે તૂટી મરે છે. એ જ રીતે આજના જમાનાનું સાચું સાહિત્યસર્જન કરનારો સાહિત્યપ્રણેતા કે કવિ હરકોઈ દેશમાં કે સમાજમાં આજે આવી જ ધગશથી પ્રેરાયેલો ને દીક્ષિત માનસવાળો જોવામાં આવશે

"આળાં હૈયાં"ને રજૂ કરનાર પ્રસ્તુત કથાઓના પ્રણેતા દા. મેઘાણી નર્યા પ્રેક્ષક, તટસ્થ વિવેચક અગર તો કેવળ 'કળાને ખાતર કળા'ની ઉપાસના કરનારા નિર્લેપ સાહિત્યકાર નથી, પણ અવ્વલથી આખર લગીના પક્ષકાર છે. પોતે સાહિત્યક્ષેત્રના વ્યવસાયી નથી, પણ ભાવના અને ભાષાવૈભવ તો આખા મેઘાણીકુળનો જન્મગત વારસો છે એ બિનાની એક વધુ સાબિતી પ્રસ્તુત કથાકૃતિઓ દ્વારા તેમણે પૂરી પાડી છે. આ વારસાગત પૂંજીમાં પોતાના સ્વાધ્યાય કે વ્યાસંગથી તેમણે કેટલો ઉમેરો કર્યો છે એ તો હું નથી જાણતો, પણ જીવન્ત માનવસંપર્કથી અનેક આળાં હૈયાંની મૂંગી વેદનાઓને વાચા આપીને તેમણે એ વારસાને દીપાવ્યો છે અને અનેકગણો સમૃદ્ધ કર્યો છે એમાં શક નથી. વાર્તા, સંવાદ, કટાક્ષ એમ પેરે પેરે કરીને તેમની તમામ વસ્તુસંકલના એક જ ધ્રુવબિન્દુની દિશા પકડે છે. કારમી છતાં આજના આપણા સમાજજીવનમાં સામાન્ય થઈ પડેલી હોવાથી નાની–નજીવી લાગતી બિનાઓ અને ઘટનાઓને એક સૂક્ષ્મ અવલોકનકારની અદાથી પકડી લઈને તેમાંથી કથાકાર ખાસા કૌશલ્યપૂર્વક કરુણ તેટલાં જ રોમાંચકારી કથાનકો ઊભાં કરે છે ને અનેક આળાં હૈયાંના ઊના આહ–નિઃશ્વાસથી વાંચનારના અંતરને હલાવી મૂકે છે.

આવી જ કોઈ ને કોઈ ઘટનાઓ અને વેદનાઓને

× જુઓ પ્રો. સીલી પ્રણીત Ecce Homo માંનું Enthusiasm of Humanity શીર્ષક પ્રકરણ.

સરવાળે સંસારની ક્રાંતિઓ જન્મી છે એમ આપણે જાણીએ છીએ. મીસીસ સ્ટોના 'અંકલ ટોમની કુટિરે' અમેરિકન ક્રાંતિ નજીક આણી ને નીગ્રો જાતની ગુનામીની બેડીઓ તોડવામાં સંગીન ફાળો આપ્યો એ જાણીતી બિના છે. એ જ રીતે પોતાની કલાકૃતિ દ્વારા જર્મન ક્રાંતિમાં ફાળો આપનાર એક બાઇનું દોરેલ ચિત્ર ઘણા વર્ષોની વાત પર કોઈ અંગ્રેજી માસિકમાં ઉધ્ધૃત થયેલ મેં જોયેલું. ખગ્રાસ સૂર્ય-ગ્રહણની વેળા જેવા વિષાદમય અભદ્ર અંધાર પાર્શ્વ-ભૂમિ વચ્ચે એક હળ ખેતરમાં ચાસ કાઢી રહ્યું છે; ઘોડાની જગાએ બે માનવી જૂત્યાં છે, એક પુરુષ અને બીજી સ્ત્રી. ચિત્રમાં પુરુષ પશ્ચાદ્ ભાગે તે સ્ત્રી સંમુખે દેખાડ્યા છે. પશુસ્થાને જૂનેલ બે માનવી—અને પાછળ હાંકનાર ત્રીજું માનવી એમ ત્રણે પર કોઈ ભયાનક ઓથારના ઓળા સમો અંધારમય વિષાદ છવાયેલ છે. પણ ચિત્ર જોતાંવંત સૌથી પ્રમુખપણે તો દેખાય છે. ઢોરની ઢબે ઝૂસરે જૂનેલ અને કષ્ટભારે બેવડ વળી ગયેલ સ્ત્રીની લગભગ ફાટીને લોહીના ટશિયા આવી ગયેલ ડાબી આંખ. એક બે દાયકા એ ચિત્ર જોયાને વીત્યા હશે, પણ વિખ-વેદનાના ઓળા નીંગળતા એ ચિત્રમાં આખી પ્રજાની એક આખા જમાનાની—વેદનાને સામટી ઠાલવતી પેલી આંખ હું કદી ભૂલી શક્યો નથી ચિત્ર તળે કે બીજે ક્યાંક એવું પણ વાંચ્યાનું મને સ્મરણ છે કે જર્મન-ક્રાંતિમા આ ચિત્રે પૂરેલ હિસ્સો મિસીસ સ્ટોના 'અંકલ ટોમ્સ કેબિન' જેવો જ કંઈક હતો. એ એક જ આંખમાંથી જર્મન ક્રાંતિ ઝરી હતી. આપણે ત્યાના આજના ક્રાંતિકાળને જુદે તબક્કે રચાયેલા 'ઘણ રે બોલે ને એરણ સાંભળે', 'દિલડાના ડુંગરામાં દાવાનળ લાગિયા', 'હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ' વગેરે કાવ્યો અગર તો આઝાદ હિંદ ફોજનું 'કદમ કદમ બઢાયે જા' વાળું આપણું છેલ્લામાં છેલ્લું રાષ્ટ્રગીત આપણે ત્યાંની ક્રાંતિની લડતોમાં સમયે સમયે તેવો જ ફાળો પૂરનાર પ્રતિભાની પ્રસાદી છે.

ડા. મેઘાણીને તેમ જ પ્રકાશક સંસ્થાને આ વાર્તા-સંગ્રહ પુસ્તક રૂપે ગુજરાતી વાચકવર્ગને આપવા બદલ હું ઉમળકાભર્યા અભિનંદન આપું છું. વાર્તારૂપે રજૂ થતા આવા ચિત્રો હંમેશાં સાંગોપાંગ વાસ્તવદર્શી હોય છે એમ કોઈ ન માને. માનવી ભાવનાઓનાં ભીતર વલોવાતા અને ધૂંધવાતા જ્વાળામુખીના ઉદ્રેક અને ઝંઝાવાતોની વેદનાઓના સૂચક માત્ર હોય છે. એ વેદનાનાં તોલમાપ ન તો કાછિયાને ત્રાજવે તોળાય, ન મારવાડી બજારને કાંટે. એનાં મૂલ તો જેને વીતી હોય તે જાણે, કાં જાણે જેનાં અંતર-કપાટ આ વાર્તાઓના લેખકની જેમ સહાનુભૂતિનાં અશ્રુબિન્દુથી ભીંજાઈને ભીના થયાં હોય ને સંવેદનાના રસાયણથી રસાયાં હોય.

---

**આળાં હૈયાં**: લેખક: ડૉ. વૃજલાલ મેઘાણી: પ્રાપ્તિ-સ્થાન: ભારતી સાહિત્ય સંઘ લિ.; પો. બો. ૯૭૮, મુંબઈ. કિંમત રૂ. ત્રણ.



## દર એકરે ૧૧॥ મણ

આપણા દેશમાં દર વર્ષે પંદર લાખ ટન અનાજની ખેંચ પડે છે. ૧૯૫૧ સુધીમાં દેશની વસ્તી એટલી બધી વધી જશે કે આ વાર્ષિક ખાધનો આંકડો સિત્તેર લાખ ટન સુધી પહોંચશે. આ આફતમાંથી ઊગરવાનો ઇલાજ એ છે કે અત્યારે આપણી જમીન દર એકરે ૧૦ મણ અનાજ આપે છે તેને બદલે તેમાંથી ૧૧॥ મણ અનાજ પેદા કરવું

# વિજ્ઞાનદર્શન

શ્રી. બંસી ગાંધી બી. एससी.
પ્રો. જયંતીલાલ દે. ઓઝા, एम. एससी.
ડૉ. નરસિંહ મૂ. શાહ, एम. एससी., पीएच. डी.

## ૧૯૪૭ની વૈજ્ઞાનિક જયંતીઓ

વિજ્ઞાનના ઇતિહાસમાં મહાન શોધો અને તેના શોધકો અદ્વિતીય સ્થાન ભોગવે છે. એ શોધો કેવા સંજોગોમાં થઈ, તેમાં શી મુશ્કેલીઓ આવી ઈત્યાદિ સમજવા આ શોધો અને તેના શોધકોની જયંતીઓ ઊજવવાનો રિવાજ થઈ ગયો છે. આવી જયંતીઓની ઉજવણી ઊગતી પ્રજાને પ્રેરણા આપે છે અને આધુનિક પ્રગતિની પશ્ચાદભૂમિકા સમજવામાં મદદ કરે છે. આ સાલની આવી જયંતીઓનો ખ્યાલ આપવા આ ટૂંકી નોંધ તૈયાર કરી છે.

આ સાલની મોટામાં મોટી જયંતી એડીસનની છે. અમેરિકાના વૈજ્ઞાનિક વર્તુલો આની ઉજવણી માટે મોટી તૈયારીઓ કરી રહ્યા છે. મહાન શોધક થોમસ આલ્વા એડીસન (૧૮૪૭-૧૯૩૧) અમેરિકાની ઓહીઓ મીલાનમાં જન્મ્યો હતો. એડીસનના કુટુંબમાં તેના પૂર્વજોએ વિજ્ઞાનના ક્ષેત્રમાં કાંઈ કામ કર્યું હોય એવું લાગતું નથી. એટલે એડીસન આવો મહાન વિજ્ઞાની નીવડશે એવું કોઈને ન લાગે. એડીસનનું કાર્ય વિપુલ છે. તેમાં વ્યાવહારિક ઉપયોગિતા તરી આવે છે. મેન્લોપાર્ક પ્રયોગશાળા તેની પ્રવૃત્તિનું કેન્દ્ર હતું. તેના નામ પર એક હજાર શોધોના પેટન્ટ છે.

એડીસનની બાલ્યાવસ્થામાં તારને લગતાં વીજળીક એન્જિનીયરિંગના ક્ષેત્રમાં વૈજ્ઞાનિકો ખૂબ રસ લેતા. આમાં ઈંગ્લંડનો વિલ્યમ એડવર્ડ આયરટન (૧૮૪૭-૧૯૦૮), રશિયાનો પોલ જેબ્લોશકોફ (૧૮૪૭-૧૮૯૪) અને ઈંગ્લંડનો સર એલેકઝાંડર બ્લેકી કેનેડી (૧૮૪૭-૧૯૨૮) અગ્રે આવે છે.

આયરટને વીજળીના ઘણા સંચાઓ શોધી કાઢયા હતા, અને વૈજ્ઞાનિક કેળવણી આપવાની પ્રણાલી શરૂ કરાવી હતી. લંડનની સેંટ્રલ ટેકનિકલ કૉલેજનું સુકાન ઘણા વર્ષો સુધી તેના હાથમાં હતું.

જેબ્લોશકોફ તારખાતામાં નોકર હતો. ચોવીસ વર્ષની ઉંમરે મોસ્કોકુર્ક તાર વિભાગનો નિયામક હતો. પણ વીજળી વડે દીવા કરવાની સગવડો પરત્વે સંશોધન કરવા તેણે એ નોકરી છોડી દીધી હતી. તેણે વીજળી 'મીણબત્તી' બનાવી હતી અને તેનો પેટન્ટ લીધો હતો.

૧૮૭૬-૧૮૭૮ના અરસામાં આ 'મીણબત્તીઓ' જાહેર સ્થળોમાં પ્રકાશ કરવા ખૂબ વપરાતી. પણ એડીસનના વીજળીગોળા આગળ 'મીણબત્તી' પડી ભાંગી.

બિચારો જેબ્લોશકોફ ભગ્નહૃદયે ગરીબાઈમાં સબડી મૃત્યુ પામ્યો. સર-કેનેડી બુદ્ધિશાળી એન્જિનીયર હતો. પચ્ચીસ વર્ષ સુધી તેણે પ્રોફેસર તરીકે કામ કર્યું હતું અને આ વિષયમાં પ્રયોગ કરવા પ્રથમ પ્રયોગશાળા તેણે કાઢી હતી. ઇજનેરીની બધી શાખાઓમાં તેની સલાહ પ્રમાણભૂત ગણાતી. કેનેડીના સમકાલીન સર એડવીન રે લેન્કેસ્ટર (૧૮૪૭-૧૯૨૯) સુવિખ્યાત પ્રાણીશાસ્ત્રી હતા, અને બ્રિટિશ મ્યુઝિયમના પ્રાણીવિભાગના નિયામક હતા.

આ ઉપરાંત, એક સો વર્ષ પૂર્વે જન્મેલા નીચેના વિજ્ઞાનીઓનો ઉલ્લેખ કરીએ:

થોમસ એન્ડ્રુઝ (૧૮૪૭-૧૯૦૭): વિલ્યમ ફ્રેની (૧૮૪૭-૧૮૮૭) અને જેઇમ્સ લીન્ડસે (અર્લ બાલ્કારેસ) (૧૮૪૭-૧૯૧૩) આ બધા બ્રિટિશ છે. એન્ડ્રુઝ શેફીલ્ડમાં લોઢાના કારખાનામાં હતો અને ધાતુઓના ગુણો અને રચનામાં સંશોધન કરતો. ફ્રેની વહાણ બાંધવા માટે પ્રયોગિક તળાવ બાંધવામાં સૌ પ્રથમ હતો. લીન્ડસેની ઉદાર સખાવતને લીધે એડીનબરોની શાહી વેધશાળાની હસ્તી છે.

૧૮૪૭માં થયેલા વૈજ્ઞાનિકોના મૃત્યુની નોંધ ટૂંકી છે. ૧૮૪૬ના હિસાબે વિજ્ઞાને ૧૮૪૭માં થોડાક જ વૈજ્ઞાનિકોને ગુમાવ્યા છે. કુદરતને સહકારી એલેક્ઝાંડ્રે બ્રોન્ગનીઆર્ટ (૧૭૭૦-૧૮૪૭) ના મૃત્યુને લીધે

ભૂસ્તરવિદ્યાને ખૂબ ખોટ પડી હતી. આ ઉપરાંત, એક સામાન્ય ખેડૂતનો છોકરો જેઈમ્સ મેક કુલાચ બુદ્ધિબળે વિજ્ઞાનમાં આગળ વધ્યો અને પ્રકાશના સિદ્ધાંત પર સંશોધન કર્યું અને ડબ્લીનમાં પ્રોફેસર થયો. ૩૮ વર્ષની વયે ૧૮૪૭માં આત્મહત્યા કરી.

લોઢાના ભસ્તર સંબંધી અગત્યની શોધો કરનાર ડેવીડ મુશેર (૧૭૭૨–૧૮૪૭) પણ આજથી સો વર્ષ પૂર્વે મૃત્યુ પામ્યો. ફ્રેંચ એન્જિનીયર જેક–ઓવી–લેમ્બ્યારડીએ (૧૭૪૭–૯૭) નદીઓ અને બંદરોને લગતું સારું કામ કર્યું હતું. પૂલો બાંધ્યા હતા અને ઇમારતી લાકડા પર પ્રયોગો કરતો હતો. આ વર્ષે તેની જન્મની દ્વિશતાબ્દી આવે છે.

ડેનીસ પાપીનના જન્મની આ વર્ષે ત્રિશતાબ્દી આવે છે અને માર્ટેન ટ્રીવાલ્ડના મૃત્યુની દ્વિશતાબ્દી પણ ઓગસ્ટમા આવે છે. આ બંને વિજ્ઞાનીઓના નામો વિજ્ઞાનનો કીર્તિવંતો યુગ યાદ કરાવે છે. હાઇગેન્સ, ન્યૂટન, બોર્ઇલ, લીબ્નીઝ અને હૂકનું સંશોધન જે વખતમાં થયું તે મહત્તાપૂર્ણ યુગની સ્મૃતિઓ જાગે છે.

આ અરસામાં લંડનમાં રોયલ સોસાયટી, પારિસ અને બર્લિનમાં એકેડેમીઓ અસ્તિત્વમાં આવી હતી. પાપીન ફ્રેંચ વૈજ્ઞાનિક હતો: ૧૬૪૭માં જન્મ્યો હતો અને ૧૭૧૨ માં મૃત્યુ પામ્યો. ટ્રીવાલ્ડ સ્વીડનનો વતની હતો અને ૧૭૪૭માં મૃત્યુ પામ્યો.

પાપીન 'ડાયજેસ્ટર' (કૂકર)ની શોધ માટે મશહૂર છે. આ કૂકરથી તેણે રાંધીને રોયલ સોસાયટીના ફેલોને જમાડયા હતા. રોયલ સ્વીડીશ એકેડેમીના ૭ સ્થાપકોમાંનો એક ટ્રીવાલ્ડ હતો. સ્વીડનની ખાણોમાં વપરાતા હવાપંપ કરવા એન્જિનોની રચના તેને આભારી છે.

બેરોમીટરની શોધ માટે મશહૂર ટોરીસેલીના જન્મની ત્રિશતાબ્દી ૧૯૦૮માં ઉજવાઈ હતી. આ વર્ષે તેના મૃત્યુની ત્રિશતાબ્દી આવે છે.

કોપરનીકસના સમકાલીન જોહાનશોનરના મૃત્યુની ચતુ શતાબ્દી પણ આ વર્ષે આવે છે.

મહત્તાપૂર્ણ શોધોની જયંતીઓમાં નેપ્ચુન(વરુણ)ને શોધ.થા'સો વર્ષ થઇ ગયાં.

## વિજ્ઞાન પરિષદના વિભાગો
## વિભાગીય પ્રમુખોના ભાષણોનો સાર

ગયા અંકમાં વિજ્ઞાન પરિષદની દિલ્હી બેઠકની સામાન્ય કાર્યવહીનો અહેવાલ અમે આપી ગયા. પરંતુ પરિષદનું વૈજ્ઞાનિક કાર્ય વિભાગોવાર ચાલે છે. વિજ્ઞાનની જુદી જુદી શાખાઓમાં રસ લેતા વૈજ્ઞાનિકો વિષયવાર તેર વિભાગોમાં વહેંચાઇ જાય છે, અને પોતપોતાના વિષય પરત્વે ચર્ચા કરે છે, નિબંધો વાંચે છે અને વિચારવિનિમય કરે છે. દરેક વિભાગને ચૂંટાયેલો પ્રમુખ હોય છે. વિભાગીય પ્રમુખનું ભાષણ તેના વિષયને લગતું હોય છે તેમાં વિજ્ઞાનની એ શાખાના પ્રદેશમાં અગત્યના પરિણામો રજૂ કરેલા હોય છે યા તો તે પરત્વે હિંદની પરિસ્થિતિ શું છે તેની આલોચના હોય છે. વિભાગોમાં વંચાતા લેખો કે નિબંધો સંબંધી અહીંઆ વિશેષ ઉલ્લેખ કરવાનું ધાર્યું નથી, કારણ કે વિભાગોમાં ચર્ચાતા પુષ્કળ નિબંધોમાં કોનો ઉલ્લેખ કરવો યા ન કરવો એ મુશ્કેલ છે.

વિભાગીય પ્રમુખોના આંકડાશાસ્ત્ર વિભાગના પ્રમુખ પ્રોફેસર આર. સી. બોઝના ભાષણોનો વિષય "પ્રયોગોની યોજના" હતો. તેમાં તેમણે આંકડાશાસ્ત્રના અભ્યાસમાં યોજનાને લગતાં વણઉકેલ્યા પ્રશ્નોની ગણિતશાસ્ત્રીની દૃષ્ટિએ ચર્ચા કરી હતી. આંકડાશાસ્ત્ર ઊગતું વિજ્ઞાન છે. અન્ય વિજ્ઞાન–શાખાઓની સરખામણીમાં તેને બાળક ગણી શકાય, છતાં માનવહિતની પ્રગતિ માટે તેની શકયતાઓ પુષ્કળ છે. મૂળભૂત વિજ્ઞાનોમા સંશોધન માટે આંકડાશાસ્ત્ર એક બુનિયાદી હથિયાર પૂરું પાડે છે અને સંશોધન માટે પદ્ધતિશાસ્ત્ર બને છે. સમાજ–વિજ્ઞાનના ક્ષેત્રમાં તેના વ્યવહારુ ઉપયોગો અનેક છે. હિંદુસ્તાનમાં આંકડાશાસ્ત્રીઓને ખૂબ કાર્ય માટે અવકાશ છે.

ભૌતિક વિજ્ઞાન વિભાગના પ્રમુખ ડૉ. કે. બેનરજી 'અણુરચનામાં અવ્યવસ્થા' પર બોલ્યા હતા, ક્ષ–કિરણોની મદદ વડે સ્ફટિક પદાર્થોની અણુરચના તપાસતાં જે કેટલાક વણઉકેલ્યા પરિણામો આવ્યા છે તે સંબંધી પોતાના મંતવ્યો રજૂ કર્યાં હતા. રસાયન વિભાગના પ્રમુખ ડૉ. પી. કે. બોઝે

'પ્લાસ્ટિક પદાર્થો' પર સમાલોચના કરી હતી અને આ દેશમાં તે પરત્વે શી શક્યતાઓ છે તે સંબંધી વિચારો રજૂ કર્યા હતા.

ભૂગોળ અને ભૂસ્તર વિભાગના પ્રમુખ બેંગ્લોર કોલેજના પ્રિન્સિપાલ અને પ્રોફેસર સી. એસ. પીચમુથુએ' 'માઇસોર રાજ્યમાં ધારવાર શિલાઓને લગતા અમુક દૃષ્ટિબિંદુઓ' પર પોતાના અભ્યાસપૂર્ણ વિચારો રજૂ કર્યા હતા. આ વિષય ખૂબ આકર્ષક છે, કારણ કે ભૂસ્તરીય ઇતિહાસના પ્રારંભ સાથે આ શિલાઓને સંબંધ છે. પ્રોફેસર પીચમુથુ આ વિષયમાં ઘણાં વર્ષોથી સંશોધન કરે છે. ધારવાર શિલાઓને લગતાં આપણા જ્ઞાનમાં પ્રગતિ થઈ શકી નથી, તેનું કારણ એ છે કે અત્યાર સુધી એવી માન્યતા પ્રવર્તે છે કે આ શિલાઓના અંગ આગ્નેય છે. બીજું, તેમાં અશ્મીભૂત અવશેષોનો તૂટો છે. પરંતુ આ કાંઇ વિઘ્ન નથી. "વિજ્ઞાનમાં પ્રગતિ એક ઈંટ પર બીજી મૂકીને થાય છે: માત્ર હવાઈ મહેલો બાંધીને નહીં."

પ્રાણીવિદ્યા વિભાગના પ્રમુખ ડૉ. જી. ડી. ભાલેરાવ ઇઝતનગર વેટરીનરી રિસર્ચ ઇન્સ્ટીટ્યુટના ઓફિસર છે. તેમનો વિષય "હિંદમાં કૃમિશાસ્ત્રની પરિસ્થિતિ" ની તપાસને લગતો હતો. મનુષ્ય, જનાવર અને વનસ્પતિઓને અસર કરતાં જુદા જુદા કરમિયાઓને લગતું જે કામ હિંદમાં થયું છે તેનો ખ્યાલ આપવા તેમણે પ્રયત્ન કર્યો હતો. છેલ્લાં પચ્ચીસ વર્ષોથી તેઓ આ સંશોધન કર્યે જાય છે. આવા કરમિયાઓને જુદા જુદા પ્રાણીઓના પેટ, આંતરડા, મૂત્રાશયમાંથી જુદા પાડી તેમનો સવિસ્તર અભ્યાસ કરી તેણે તેમનું વર્ગીકરણ કર્યું છે. આવા કીડાઓથી અનેક દર્દો પેદા થાય છે. તે અટકાવવા વપરાતી દવાઓ કૃમિઘ્ન તરીકે ઓળખાય છે; આમાં સાન્ટોનીન જાણીતું છે. પણ આ કામ માટે ઉપયોગી એવાં બીજાં ઔષધો તૈયાર કરવા અખતરા ચાલે છે અને તે માટે આપણા દેશમાં ખૂબ સંશોધનને અવકાશ છે. આ આખોય વિષય પ્રજાકીય તંદુરસ્તીને લગતો છે એટલું જ નહીં, દેશના પશુધનની સંભાળ માટે પણ એટલો જ ઉપયોગી છે.

પુરાતત્ત્વ અને નૃવંશશાસ્ત્રવિભાગના પ્રમુખ શ્રીમતી ઈરાવતી કર્વે હતાં, તેઓ પૂનાની કર્વે યુનિવર્સિટીના મહામાત્ર હતા; હાલમાં ડેક્કન કોલેજ સંશોધન ઇન્સ્ટીટ્યુટમાં સમાજશાસ્ત્રના પ્રોફેસર તરીકે કામ કરે છે. તેમણે ગુજરાતના પ્રાગ્–ઐતિહાસિક કાળના અવશેષો પર સંશોધન કર્યું છે. તેમણે 'હિંદમાં નૃવંશશાસ્ત્રના અભ્યાસને લગતાં કેટલાક પ્રશ્નો પર પોતાનું ભાષણ વાંચ્યું હતું. હિંદની ઉત્તર–પશ્ચિમ અને ઉત્તર–પૂર્વ સરહદો વાટે આ દેશમાં સહેલાઇથી સૌ કોઈને પ્રવેશ મળ્યો છે. બાકીની ત્રણે તરફ દેશ ફરતો સમુદ્ર આવેલો છે. આ સમુદ્ર વાટે કોઈ માનવી યા પ્રાણી પ્રવેશ્યું હોય એવો ઉલ્લેખ જડતો નથી. દક્ષિણ પ્રવેશ દ્વાર વાટે આફ્રિકા, ઓસ્ટ્રેલિયા કે ઇન્ડોનેશિયામાંથી આપણા દેશમાં કોઈ આવ્યાનો ઉલ્લેખ નથી, હિંદમાં એક વાર આવ્યા પછી સૌ કોઈ તેમાં સમાઇ જતું. તેનાં બારણાં પ્રવેશ માટે ઉઘાડાં હતાં, પણ નીકળી જવા માટે બંધ થઈ જતાં. આ મહાન પ્રદેશમાં જૂની અને નવી આવનારી વસ્તીના અંગો વચ્ચે સાંસ્કારિક સમીકરણ ચાલ્યા કરતું. પરંતુ દેશની અમુક ભૌગોલિક વિશેષતાઓ અને સાંસ્કારિક વૃત્તિઓએ અમુક ચોક્કસ રીતે તેમાં ભાગ ભજવ્યો છે. યુરોપ અને પશ્ચિમ એશિયામાં જે સામાજિક રીતો ચાલી હતી તેનાથી આ સાવ જુદી પડી જાય છે. પ્રથમ, પૂર્વ અને પશ્ચિમ કિનારા સાથે જોડાયેલો દ્વિપકલ્પી હિંદનો ઉચ્ચભાગ: બીજું, સહ્યાદ્રિ, સાતપુડા, વિંધ્યાચલ અને બસ્તાર પર્વતોના જંગલોવાળા પ્રદેશો. આ પ્રદેશો હિંદની મધ્યમાં એક કોટ રૂપે આવેલા છે. અને છેવટે, ગંગા–જમનાના રેતીયા પ્રદેશો, જેની પૂર્વે પૂર્વબંગાળાના જંગલો, ઉત્તરે હિમાલય અને પશ્ચિમે સિંધ અને રજપુતાનાના રણ પ્રદેશો આવેલા છે. આ ત્રણે વિભાગો આજે પણ હિંદના ત્રણ સંસ્કારિક વિભાગો છે. આ ત્રણ વિભાગોને જોડતાં માર્ગોનો અભ્યાસ જાતિશાસ્ત્રના અભ્યાસીને ખૂબ ઉપયોગી છે, વિંધ્યપ્રદેશમાં નળરાજા દમયંતીને ત્રણ માર્ગો દર્શાવે છે એનું વર્ણન મહાભારતમાં આવે છે: એક ઉત્તરમાં મહાકોશલ તરફ, બીજો વિદર્ભ તરફ અને ત્રીજો પયોષ્ણી નદી (આજે તાપી નદી) વાટે પશ્ચિમ સમુદ્ર અને દક્ષિણ તરફ જવાનો. આ માર્ગો યુગો

સુધી એ પ્રમાણે રહ્યા છે. આ જ માર્ગે અલ્લાઉદ્દીન ખિલજી ઉત્તરમાંથી દક્ષિણમાં ગયો. એ જ માર્ગે મરાઠા લશ્કરો નાગપુર થઈને બંગાળામાં ઊતર્યા અને એ જ માર્ગે અજંટા અને ઇલોરાની પ્રાચીન બુદ્ધ ગુફાઓ આવેલી છે. આપણા સંસ્કારિક ઇતિહાસના અભ્યાસમાં, તાજેતરમાં ગુજરાતના સાબરમતીના પ્રદેશમાંથી જડી આવેલા જૂના અવશેષો પરથી એવી આશા બંધાય છે કે માનવજાતિની સંસ્કૃતિના શરૂઆતની એક સળંગ કડી આપણને હિંદમાંથી મળી આવે.

કૃષિવિજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી એન. એલ. દત્ત હતા. તેઓ કોઇમ્બતુરમાં શેરડી સંશોધન સ્ટેશનના સરકારી નિષ્ણાત છે. તેમણે 'હિંદમાં શેરડી' પર અભ્યાસપૂર્ણ આલોચના કરી. આપણા દેશમાં ખાંડનો ઉદ્યોગ બીજે નંબરે આવે છે. આ ઉદ્યોગને ખેતીની સાથે ગાઢ સંબંધ છે અને ખાસ કરીને શેરડીની ખેતી સાથે. આશરે બે કરોડ ખેડૂતો આના પર નભે છે. આજે દેશમાં ૧૫૦ ખાંડના કારખાના છે અને શેરડીના પાકનો ૨૫ ટકા ભાગ તેમાં વપરાય છે. બાકીનામાંથી મોટે ભાગે ગોળ બનાવવામાં આવે છે. શેરડીની સુધારણા અર્થે કોઇમ્બતુરમાં થયેલ સંશોધનના પરિણામો તેમણે વર્ણવ્યા હતા. સંયુક્ત પ્રાંતો સિવાય બીજા બધા પ્રાંતોમાં શેરડીની ખીલવણીનું કાર્ય હજી બાલ્યાવસ્થામાં છે. ખાંડના ઉદ્યોગની અભિવૃદ્ધિ અર્થે આજે બે વસ્તુ જરૂરની છેઃ (૧) એકર દીઠ શેરડીની પેદાશમાં વધારો, અને (૨) ખાંડ બનાવ્યા પછી જે કચરો (molasses) રહે તેનો ફાયદાકારક ઉપયોગ. આપણા દેશમાં આ બંને વસ્તુઓ હજી શરૂઆતની સ્થિતિમાં છે.

× × ×

## નેશનલ પ્લેનિંગ–રાષ્ટ્રીય નિયોજન

આ વખતે પરિષદમાં રાષ્ટ્રીય નિયોજન પર એક મહત્તાપૂર્ણ ચર્ચા ગોઠવવામાં આવી હતી તેમાં પ્રો૦ મેઘનાદ શહાએ 'રશિયાના નિયોજન' પ્રો૦ જે. એન. મુકર્જીએ 'જમીનની માવજણી' સર જે.સી. ઘોષે 'ઔદ્યોગિક નિયોજન', ડૉ. વાડિયાએ 'હિંદની ખનીજ સંપત્તિ', બાબુ રાજેન્દ્રપ્રસાદે 'હિંદના ૪૦ કરોડના ખોરાકનો પ્રશ્ન', ઇંગ્લંડના સર આર્થર ફ્લેમીંગે "કેળવાયેલા વૈજ્ઞાનિકો (technical personall) મેળવવાનો પ્રશ્ન' અને પ્રો૦ ડડલી સ્ટેમ્પે 'જમીનને યોગ્ય ઉપયોગમાં લેવાની તપાસ' એ વિષયો ચર્ચ્યા હતા, પંડિત જવાહરલાલે 'રાષ્ટ્રીય નિયોજન'ના ધ્યેયો શું હોવા જોઇએ તે વિષે ચર્ચા કરી હતી. હિંદના ચાલીસ કરોડને પૂરતું ખાવાનું, કપડાં, રહેવાનાં ઘરો ઉપરાંત તેમને જોઈતી બીજી જરૂરિયાતો પૂરી પાડવી એ નિયોજનનું ધ્યેય હોવું જોઇએ. ઔદ્યોગિક માલ મોટા પ્રમાણમાં પેદા કરી બીજા દેશો પર લાદવાનો રાષ્ટ્રીય નિયોજનનો હેતુ ન હોવો જોઈએ. કોઈ પણ નિયોજનની રૂપરેખા આંકતાં પહેલાં દેશની આજે શું સ્થિતિ છે અને તેની જરૂરિયાતો શું છે તે વિષે સઘળી માહિતી ભેગી કરવી જોઇએ એમ તેમણે જણાવ્યું હતું.

ફાર્માસ્યુટિકલ પરિષદ આ અરસામાં દિલ્હીમાં ભરાઇ હતી. તેના તરફથી 'મેલેરિયા નિવારક ઔષધો' પર સંયુક્ત ચર્ચા રાખવામાં આવી હતી.



## ત્રિવિધ લોકશાહી

બ્રિટનમાં રાજકીય લોકશાહી છે, પણ સામાજિક કે આર્થિક લોકશાહી નથી.
અમેરિકામાં રાજકીય અને સામાજિક લોકશાહી છે. પરંતુ આર્થિક લોકશાહી નથી.
રશિયામાં સામાજિક લોકશાહી છે, આર્થિક લોકશાહી લાવી એ પ્રગતિ કરી રહ્યું છે,
પણ ત્યાં રાજકીય લોકશાહી નથી.

હેરોલ્ડ લાસ્કી.

## બંધારણ-સભાની બીજી બેઠકનાં સંસ્મરણો

# નજીક જઈને જોયું જાણ્યું

મહેન્દ્ર મેઘાણી

"બ્રહ્માંડ તૂટી પડે તો પણ બંધારણસભા તો મળવાની જ છે", એવા સરદાર વલ્લભભાઈના મહા-નિર્ધારના 'મિનિયેચર'—વામનસ્વરૂપ—સમો મનસૂબો મનમાં ઘડતો ઘડતો હું અમદાવાદની ગાડીમાં બેઠો કે; 'ગાડીના પાટા ઊખડી જાય તો વિમાને ચઢીને પણ બંધારણસભામાં તો જઈશ, જઈશ ને જઈશ જ. ભલે પત્રકાર તરીકેનો પાસ ન મળ્યો હોય; હું તો દિલ્હીને સ્ટેશનેથી બેગ-બિસ્તરો લઈને સીધો બંધારણ-સભાને દરવાજે જ જઈ ને ઊભો રહીશ; મને રોકશે તો કહીશ કે "પત્રકાર છું;" પાસ માગશે તો કહીશ કે, "પાસ નથી. પાસ શેનો વળી? હું ઠેઠ કાઠિયાવાડથી આવું છું. મને જલદી અંદર જવા દો. મારા વાચકો મારા અહેવાલની વાટ જોતા હશે". તે છતાં રોકશે તો ત્યાં જ અડ્ડો જમાવીશ, ત્રાગું કરીશ, સાંજે બેઠક પૂરી થશે ને સભ્યો બહાર નીકળશે ત્યારે આપણા પ્રાંતમાંથી ચૂંટાયેલા સભ્યો પાસે દાદ માગીશ. હા, આપણા કાનજીભાઈ દેસાઈ છે, ખંડુભાઈ દેસાઈ છે, હંસાબેન મહેતા છે, અરે ખુદ મુનશીજી છે ને! પછી શું વાંધો છે! ભલેને એમાંથી કોઈ મને ઓળખતું ન હોય. હું ગુજરાતી છું, અને એ બધા ગુજરાતના પ્રતિનિધિઓ છે તેટલું ઓછું છે?

*

વિમાને ચઢીને હું દિલ્હી પહોંચ્યો, અને બંધારણ-સભાને દરવાજે પણ પહોંચ્યો. મુંબઈ-અમદાવાદના સ્નેહીઓએ આપેલી શિખામણ મુજબ બિસ્તરો એક હોટલમાં મૂકીને રૂઆબભેર સભાખંડને બારણે પહોંચ્યો ત્યારે, લશ્કરમાંથી છૂટા થયા. બાદ બંધારણ-સભાના પહેરેગીર બનેલા વૉચ એન્ડ વૉર્ડના અમલ-દારે એથીય વધુ રૂઆબભેર, પૂછ્યું, 'પાસ?' પૂછનારનો અવાજ એની અણીદાર મૂછો જેવો કરડાકીભર્યો હતો, એનું કલેજું ઠંડું હતું, એની કમર ઉપર રિવોલ્વર લટકતી હતી, એની આંખો જાણે કે પોપચાં-પાંપણ વિનાની હતી. એ અમલદાર હતો હિંદી, પણ વિદેશી સત્તાના બીબામાં ઢળીને એની મૂર્તિ ઘડાઈ હતી તે સ્પષ્ટ દેખાયું. મારા દેશની બંધારણસભાનો અહેવાલ મારા પ્રાંતવાસીઓ માટે લેવા હું, આવતી કાલના આઝાદ હિંદનો નાગરિક, અહીં આવ્યો હોવા છતાં આ માણસ મને રોકતો કેમ હશે તે મને ઘડીભર ન સમજાયું. પણ ઘડીભર જ. ઘડી પછી મારી નજરમાં જાણે કે ક્ષ-કિરણની શક્તિ પ્રવેશી હોય અને માણસની કમર પર લટકતા ચામડાના પાકીટની અંદરની રિવોલ્વર, અને એ રિવોલ્વરની અંદર રહેલી ગોળીઓ મને દેખાતી હોય તેવું લાગ્યું. અને તરત જ હું સમજી ગયો.

*

ઝપાટાબંધ દાદરા ઊતરીને હું બંધારણસભાની કચેરી ભણી ચાલ્યો. થોડી પૂછપરછ પછી અગણિત ઑફિસ-ઓરડાઓની ભૂલભુલામણીમાંથી માર્ગ સૂઝ્યો અને મેં કચેરીમાં પ્રવેશ કર્યો. સરકારી તુમારશાહી અને અમલદારી બેપરવાહી અંગે હું ઠીક ઠીક માહિતગાર બની ચૂકેલો હતો. પરંતુ બંધારણસભામાં તો સર્વોચ્ચ રાષ્ટ્રનેતાઓએ પ્રવેશ કર્યો હોવાથી એની કચેરીમાં ઉપરથી નીચે સુધીના સહુ અમલદારો-કાર-કૂનો પટાવાળાઓને પણ એવા જ નવલોહીઆ ઉત્સાહથી સ્ફૂર્તિભર્યા અને ફટાફટ કામનો નિકાલ કરનારા મેં કલ્પેલા. પરંતુ નજરે જે જોયું તે તો સરકારી અમલદારશાહીની લાપરવાહીના જગતથી કાંઈ જુદું નહોતું.

એ ઑફિસમાં બે-પાંચ કારકુનો ટેબલ ઉપર ચઢીને કે ખુરશી ઉપર નિરાંતથી પગ લંબાવીને ટોળટપ્પાં મારતા હતા અને એમના બે-ત્રણ ઉપરીઓ 'જી હાં, બાબુજી,' 'નહીં નહીં જનાબ,' 'ક્યોં નહિ સરદારજી?' વગેરે ટીકા કરતાં કરતાં કોની બદલી ક્યાં થઈ, કોને ક્યા ખાતામાં બઢતી મળી, કોની ક્યાં નિમણૂંક થઈ વગેરેની મોકળી ચર્ચા કરતા હતા.'

મેં જઈને કહ્યું કે, 'હું પત્રકાર છું, અમુક છાપાના

પ્રતિનિધિ તરીકે આવ્યો છું, અને મારે જલદી મારો પાસ જોઈએ છે, કારણ કે બેઠક શરૂ થઈ ચૂકી છે.'

બેઠક શરૂ થઈ ગઈ છે તો તેમાં મારે દિલ્હી લૂંટાઈ જવાનું હોય તેવી ઉતાવળ શી હોવી જોઈએ તે ન સમજતા હોય તેમ એક ઉપરીએ આખેથી ચશ્માં ઉતારીને મારી સામે જોયું અને ધીરેથી મને બેસવાનું કહ્યું હું પરાણે બેઠો તે પછી એણે આખી હકીકત નવેસરથી પૂછી હું એને કોઈ સહેલા પલાખાનો જવાબ દેતો હોઉં તેવી અદાથી અગાઉનું વાક્ય ફરીથી કડકડાટ બોલી ગયો. અને પછી, એણે જોવા ન માગ્યો છતાં, મારો પ્રતિનિધિ તરીકેનો દરજ્જો જાહેર કરતો મારા છાપાના તંત્રીની સહીવાળો કાગળ મેં એની સામે ધર્યો.

મિનિટ પછી મિનિટ વીતતી જતી હતી અને મારો જીવ કળીએ કળીએ કપાતો હતો. જે બેઠક નજરે નિહાળવા હું આટલે દૂરથી આવ્યો હતો, તેમાં પળવાર પણ મોડા પહોંચવું એ મારું આવ્યું—ન આવ્યું, કરવા બરોબર હતું.

મેં ધરેલા કાગળ સામે ઉપરીએ નજર કરી. પણ, એની આસપાસ પડેલા એટલા બધા કાગળોથી એને એ કાંઈ જૂદો ન લાગ્યો હોય—અથવા તો સાવ કોરોધાકોર લાગ્યો હોય—તેમ લેશ પણ કૌતુક વિના તેણે એ હાથમાં લીધો. પ્રથમ તો એમણે એની ઉપર નીચેથી ઉપર સુધી એક ઊડતો દૃષ્ટિપાત કરી જોયો પછી, કામળમાં કાંઈક સુપાત્રતા લાગી હોય તેમ—એમણે ચશ્માં ચઢાવ્યાં, અને ટાઈપ કરેલા અક્ષરો મહામુસીબતે ઉકલતા હોય તે રીતે એ વાચ્યો. એમની નજર આખરે કાગળને છેડે પહોંચી અને મેં નિરાતનો શ્વાસ લીધો કે, હવે તો હમણા જ એ ટેબલના ખાનામાંથી પાસ કાઢશે, અને હજી તો જવાહરલાલે પાંચ વાક્ય પણ પૂરાં નહિ કર્યાં હોય ત્યાં હું સભાખં[illegible] ઈશ.

પણ ઉપરી [illegible] .ણીને આરામથી પૂછ્યું [illegible] પાસ મળેલો ? [illegible]

દિવસે અમે એમને એક એક્સપ્રેસ જવાબી તાર કરીને અમારા છાપાના પ્રતિનિધિ માટે પાસ મળી શકશે કે નહિ તેનું પૂછાણ કરેલું, તેમ તે જ દિવસે વિમાની ટપાલમાં મોકલેલા એક કાગળ દ્વારા એ હકીકતનું વિસ્તારપૂર્વક સમર્થન કરેલું, પરંતુ અમારા તારનો કાંઈ જવાબ મળ્યો નહિ અને બેઠક શરૂ થવા પછી દસ દિવસે એમની ઓફિસમાથી જવાબ મળેલો કે: 'દિલગીર છીએ; જગ્યા નથી; પાસ નહિ મળી શકે; જવાબી તારના પૈસા પાછા મોકલીએ છીએ.' એટલે પછી આ બેઠક વખતે કરેલી અરજીના જવાબની રાહ જોયા વિના હું આવી પહોંચ્યો છું.

મારા જવાબમાંથી જાણે એને આખી વાતનો તાળો મળી ગયો હોય તેમ તેણે કહ્યું: 'બસ ત્યારે, તમને ગઈ બેઠકમાં પાસ ન મળ્યો હોવાથી આ બેઠક વખતે પણ આપી શકાય નહિ.' થોડીવાર સુધી સમજાવટ કરી જોઈ, પણ વ્યર્થ.

જવાહરલાલના ભાષણને અંતે તાળીઓના ગડગડાટ થતા હોય તેવા પડઘા મારા કાનમાં પડ્યા, અને હું આકળો બનીને બહાર નીકળ્યો.

જાણે હું કોઈ પરાજય પામ્યો હોઉં તેવી મને લાગણી ઘેરી વળી. બંધારણસભાનો અહેવાલ લીધા વિના મારે પાછું ફરવું પડશે એવી કોઈ બીતિથી મેં એ નિરાશા નહોતી અનુભવી. મારા મનમા બે પરસ્પર વિરોધી લાગણીઓ વચ્ચે યુદ્ધ ચાલતું હતું અને તેમાંની એકનો, મારી પ્રિય ભાવનાનો, પરાજય થયો હોવાથી હું નિરાશ બન્યો હતો.

વાત એમ બની હતી કે અમદાવાદથી દિલ્હી આવવા હું નીકળવાનો હતો ત્યારે મારે કોઈ કારણસર મુંબઈ જવું પડેલું. પછી વિમાનમાર્ગે મુંબઈથી દિલ્હી આવતી વખતે દુનિયાદારીના વિશેષ અનુભવી એક ડાહ્યા વડીલે પૂછ્યું હતું કે, બંધારણસભાનો પાસ મળ્યો છે ? મેં જવાબમાં ના પાડી, પરંતુ સ્ટેશનથી બિસ્તરો લઈને સીધા સભાગૃહ ઉપર પહોં[illegible] અને ત્રાગું કરવા સુધીના મારા ઉપર[illegible] [illegible]નારથી એમને કહી સભળાવેલા પણ [illegible] એવા વિચિત્ર ખ્યાલોની હાંસી

સિવાય બીજું કાંઈ થઈ શકયું નહિ અને અત્યંત આગ્રહ કરીને એમણે મારી સાથે, સંકટ સમયની સાંકળસમી, એક પ્રતિષ્ઠિત મુરબ્બીની ભલામણ લેતા જવાનું કહેલું. એ મુજબ નવી દિલ્હીના એક અગ્રણી પત્રકાર શ્રી શ—ઉપર મને પત્રકારનો પાસ મેળવી આપવાની ભલામણનો તાર છેક છેલ્લી રાતે મોડે મોડે કરાવીને હું મુંબઈથી નીકળેલો. પણ મન સાથે મેં ગાંઠ વાળેલી કે મારે કોઈની ય લાગવગ વિના, માત્ર મારા પ્રતિનિધિ-દરજ્જાના અધિકારની રૂઈએ, બંધારણસભામાં પ્રવેશ મેળવવો જોઈએ.

નવી દિલ્હીની ટાઢ કરતાં ય ટાઢીબોળ એની અમલદારશાહીએ આ ' વટ ' ભાંગી નાખ્યો, અને બંધારણસભાનો અહેવાલ મેળવવાના મોહમાં આખરે મેં પેલી લાગવગ વટાવવાનો નિર્ણય કર્યો. મને નિરાશા થઈ તે આ વટ ભાંગ્યો તેની; અધિકાર હાર્યો અને લાગવગ જીતી ગઈ તેની.

*

તરત જ મેં શ્રી શ–ની શોધખોળ માંડી. બીજી એક ઑફિસમાં હું, એક છેલ્લા પ્રયત્ન લેખે, હજીય મારા 'અધિકાર'નાં રોદણાં રોતો હતો ત્યાં અકસ્માત જ તેઓ ભેટી ગયા. મેં એમને મારી ઓળખાણ આપી. અને મુંબઈના તારમાં જેનો ઉલ્લેખ થયેલો તે હું પોતે જ એમ જણાવીને મારે પાસ મેળવવો છે તેમ કહ્યું. પાસ તો એમણે એ જ મિનિટમાં મેળવી આપ્યો, પણ કહ્યું કે પત્રકારોની બેઠકો ઓછી છે અને પાસ માગનારાઓ ઘણા છે, તેથી કોઈ અઠવાડિકને અમે પાસ આપતાં જ નથી. મેં કહ્યું કે, અમારું અઠવાડિક વાંચનારાં ગામડાંનાં માણસો પાસે બીજું કોઈ છાપું પહોંચતું નથી હોતું એટલે એમને મન તો અમારું અઠવાડિક દૈનિકના જેટલી જ અગત્યનું છે. એમને મારી સાથે દલીલ કરવાનો વખત નહોતો, પણ મારા લાભની દૃષ્ટિએ જ એમણે શિખામણ આપી કે, 'હવેથી તમારે કોઈ અઠવાડિક માટે અહેવાલ લખવો હોય તો પણ કોઈક દૈનિકના નામનો પાસ મેળવી લેશો તો કાંઈ મુશ્કેલી નહિ પડે. બાકી તો દિલ્હીમાં સાચા કે ખોટા નિયમો એકવાર ઘડાઈ જાય એટલે પછી એને અપવાદરૂપે પણ તોડી શકાતા નથી. અહીંની રસમ બદલાતી નથી.'

એમનો આભાર માનીને હું રવાના થયો.

*

પાસ લઈને હું સભાગૃહને બારણે ફરી પહોંચ્યો ત્યારે પહેરેગીર અમલદારે જેટલા રૂઆબભેર મને પહેલી વખતે અંદર જતો રોકેલો તેટલા જ રૂઆબભેર આ વેળા, મારા પાસની પોતાના રજિસ્ટરમાં નોંધ કર્યા બાદ, અંદર જવા દીધો. આપણા દેશનો અમલદાર એટલે નર્યા રૂઆબની મૂર્તિ. તમને એ ધક્કો મારીને બહાર કાઢે તેમાં તો રૂઆબ ખરો, પણ આવકાર આપીને અંદર બોલાવે તેમાં પણ રૂઆબ! શિસ્ત અને રૂઆબ, એ બે જુદી વસ્તુઓ છે. શિસ્તમાં સૌજન્યનો સમાવેશ થાય છે.

પત્રકારો માટે ૬૨-૬૨ બેઠકોની બે ગેલેરીઓ હતી. તેમાંની એકમાં હું દાખલ થયો ત્યારે મારું મન શરમ અનુભવી રહ્યું હતું, કારણ કે મારા છાપાના હજારો વાંચકોના પ્રતિનિધિ તરીકે મને અહીં સ્થાન મળ્યું નહોતું. અહીં મને બેઠક મળી હતી કારણ કે મારી પાસે હતી લા-ગ-વ-ગ.

મારી બેઠક ઉપર બેઠાં બેઠાં મેં નીચે નજર નાખી. એક વિશાળ ગોળ ખંડમાં સભ્યો બેઠાં હતાં. અને અહીં ઉપર પાંચ જુદી જુદી ગેલેરીઓ હતી—બે પત્રકારોની ને ત્રણ પ્રેક્ષકોની. પ્રેક્ષકો માટેની બેઠકો અડધોઅડધ જેટલી ખાલી હતી. નીચે બ્રિટિશ હિંદનાં કુલ ૨૯૬ સભ્યોમાંથી લીગનાં ૭૩ બાદ કરતાં પણ બીજી ઘણી બેઠકો ખાલી હતી. કુલ હાજર સભ્યો ૧૫૦ જેટલા હશે.

પત્રકારોની બેઠકો ઉપર પણ મેં નજર ફેરવી જોઈ. મને કહેવામાં આવ્યું હતું કે પત્રકારો માટે બેઠકો ઘણી ઓછી છે અને ઉમેદવારો બહુ વધારે છે. પણ અરધોઅરધ બેઠકો તો ખાલી હતી! એમ કેમ હશે?

પહેલા દિવસની કાર્યવાહી પૂરી થઈ અને એકસો ને ચોવીસેય પત્રકારોની બેઠક ઉપર હું ફરી વળ્યો. દરેક ઉપર તે જેને અપાઈ હતી તે છાપાનું નામ

પ્રતિનિધિ તરીકે આવ્યો છું અને મારે જલદી મારો પાસ જોઈએ છે, કારણ કે બેઠક શરૂ થઈ ચૂકી છે'

બેઠક શરૂ થઈ ગઈ છે તો તેમાં મારે દિલ્હી લૂટાઈ જવાનું હોય તેવી ઉતાવળ શી હોવી જોઈએ તે ન સમજ્યા હોય તેમ એક ઉપરીએ આંખેથી ચશ્માં ઉતારીને મારી સામે જોયું અને ધીરેથી મને બેસવાનું કહ્યું હું પરાણે બેઠો તે પછી એણે આખી હકીકત નવેસરથી પૂછી હું એને કેઈ સહેલા પનાખાનો જવાબ દેતો હોઉં તેવી અદાથી અગાઉનું વાક્ય ફરીથી કડકડાટ બોલી ગયો અને પછી, એણે જોવા ન માગ્યો છતાં, મારો પ્રતિનિધિ તરીકેનો દરજ્જો જાહેર કરતો મારા છાપાના તંત્રીની સહીવાળો કાગળ મેં એની સામે ધર્યો

મિનિટ પછી મિનિટ વીતતી જતી હતી અને મારો જીવ કળીએ કળીએ કપાતો હતો જે બેઠક નજરે નિહાળવા હું આટલે દૂરથી આવ્યો હતો, તેમાં પળવાર પણ મોડા પહોંચવું એ મારું આવ્યું—ન આવ્યું, કરવા બરોબર હતું

મેં ધરેલા કાગળ સામે ઉપરીએ નજર કરી પણ, એની આસપાસ પડેલા એટલા બધા કાગળોથી એને એ કાંઈ જૂદો ન લાગ્યો હોય—અથવા તો સાવ કોરોધાકોર લાગ્યો હોય—તેમ લેશ પણ કૌતુક વિના તેણે એ હાથમાં લીધો પ્રથમ તો એમણે એની ઉપર નીચેથી ઉપર સુધી એક ઊડતો દૃષ્ટિપાત કરી જોયો પછી, કાગળમાં કાંઈક સુપાત્રતા લાગી હોય તેમ—એમણે ચશ્માં ચઢાવ્યા, અને ટાઈપ કરેલા અક્ષરો મહામુશ્કીલીએ ઉકલતા હોય તે રીતે એ વાંચ્યો એમની નજર આખરે કાગળને છેડે પહોંચી અને મેં નિરાતનો શ્વાસ લીધો કે, હવે તો હમણાં જ એ ટેબલના ખાનામાંથી પાસ કાઢશે, અને હજી તો જવાહરલાલે પાંચ વાક્ય પણ પૂરાં નહિ કર્યાં હોય ત્યાં હું સભાખંડમાં પહોંચી જઈશ

પણ ઉપરી સાહેબે તો ખુરશીમાં લંબાવીને આરામથી પૂછ્યું કે, 'આગલી બેઠક વખતે તમને પાસ મળેલો?'

મારા હૃદયનો ઊભરો ઠાલવવાની તક મળી હોય તેમ મેં એમને સમજાવ્યું કે ગઈ બેઠક અગાઉ પાંચ દિવસે અમે એમને એક એક્સપ્રેસ જવાબી તાર કરીને અમારા છાપાના પ્રતિનિધિ માટે પાસ મળી શકશે કે નહિ તેનું પૂછાણ કરેલું તેમ તે જ દિવસે વિમાની ટપાલમાં મોકલેલા એક કાગળ દ્વારા એ હકીકતનું વિસ્તારપૂર્વક સમર્થન કરેલું પરંતુ અમારા તારનો કાંઈ જવાબ મળ્યો નહિ અને બેઠક શરૂ થયા પછી દસ દિવસે એમની ઑફિસમાંથી જવાબ મળેલો કે 'દિલગીર છીએ, જગ્યા નથી, પાસ નહિ મળી શકે, જવાબી તારના પૈસા પાછા મોકલીએ છીએ' એટલે પછી આ બેઠક વખતે કરેલી અરજીના જવાબની રાહ જોયા વિના હું આવી પહોંચ્યો છું

મારા જવાબમાંથી જાણે એને આખી વાતનો તાળો મળી ગયો હોય તેમ તેણે કહ્યું બસ ત્યારે, તમને ગઈ બેઠકમાં પાસ ન મળ્યો હોવાથી આ બેઠક વખતે પણ આપી શકાય નહિ' થોડીવાર સુધી સમજાવટ કરી જોઈ, પણ વ્યર્થ

જવાહરલાલના ભાષણને અંતે તાળીઓના ગડગડાટ થયા હોય તેવા પડઘા મારા કાનમાં પડ્યા, અને હું આકળો બનીને બહાર નીકળ્યો

જાણે હું કોઈ પરાજય પામ્યો હોઉં તેવી મને લાગણી ઘેરી વળી બધાંગ્યુસભાનો અહેવાલ લીધા વિના મારે પાછું ફરવું પડશે એવી કોઈ ભીતિથી મેં એ નિરાશા નહોતી અનુભવી મારા મનમાં બે પરસ્પર વિરોધી લાગણીઓ વચ્ચે યુદ્ધ ચાલતું હતું અને તેમાંની એકનો, મારી પ્રિય ભાવનાનો પરાજય થયો હોવાથી હું નિરાશ બન્યો હતો

વાત એમ બની હતી કે અમદાવાદથી દિલ્હી આવવા હું નીકળવાનો હતો ત્યારે મારે કેઈ કારણસર મુંબઈ જવું પડેલું પછી વિમાનમાર્ગે મુંબઈથી દિલ્હી આવતી વખતે દુનિયાદારીના વિશેષ અનુભવી એક ડાહ્યા વડીલે પૂછ્યું હતું કે, બધા ણુસભાનો પાસ મળ્યો છે? મેં જવાબમાં ના પાડી, પરંતુ સ્ટેશનથી બિસ્તરો લઈને સીધા સભાગૃહ ઉપર પહોંચવાના અને ચાલુ કરવા સુધીના મારા ઉપર-કલા '*' મનોરથો એમને મેં સાંભળાવેલા પણ એમની વેપારીબુદ્ધિથી એવા વિચિત્ર ખ્યાલોની હાંસી

સિવાય બીજું કાંઈ થઈ શક્યું નહિ અને અત્યંત આગ્રહ કરીને એમણે મારી સાથે, સંકટ સમયની સાંકળસમી, એક પ્રતિષ્ઠિત મુરબ્બીની ભલામણ લેતા જવાનું કહેલું. એ મુજબ નવી દિલ્હીના એક અગ્રણી પત્રકાર શ્રી શ—ઉપર મને પત્રકારનો પાસ મેળવી આપવાની ભલામણનો તાર છેક છેલ્લી રાતે મોડે મોડે કરાવીને હું મુંબઈથી નીકળેલો. પણ મન સાથે મેં ગાંઠ વાળેલી કે મારે કોઈની ય લાગવગ વિના, માત્ર મારા પ્રતિનિધિ-દરજ્જાના અધિકારની રુઇએ, બંધારણસભામાં પ્રવેશ મેળવવો જોઇએ.

નવી દિલ્હીની ટાઢ કરતાં ય ટાઢીગોળ એની અમલદારશાહીએ આ ' વટ ' ભાંગી નાખ્યો, અને બંધારણસભાનો અહેવાલ મેળવવાના મોહમાં આખરે મેં પેલી લાગવગ વટાવવાનો નિર્ણય કર્યો. મને નિરાશા થઈ તે આ વટ ભાંગ્યો તેની; અધિકાર હાર્યો અને લાગવગ જીતી ગઈ તેની.

*

તરત જ મેં શ્રી શ–ની શોધખોળ માંડી. બીજી એક ઓફિસમાં હું, એક છેલ્લા પ્રયત્ન લેખે, હજીય મારા 'અધિકાર'નાં રોદણાં રોતો હતો ત્યાં અકસ્માત જ તેઓ ભેટી ગયા. મેં એમને મારી ઓળખાણ આપી. અને મુંબઈના તારમાં જેનો ઉલ્લેખ થયેલો તે હું પોતે જ એમ જણાવીને મારે પાસ મેળવવો છે તેમ કહ્યું. પાસ તો એમણે બે જ મિનિટમાં મેળવી આપ્યો, પણ કહ્યું કે પત્રકારોની બેઠકો ઓછી છે અને પાસ માગનારાઓ ઘણા છે, તેથી કોઈ અઠવાડિકને અમે પાસ આપતાં જ નથી. મેં કહ્યું કે, અમારું અઠવાડિક વાંચનારાં ગામડાંનાં માણસો પાસે બીજું કોઈ છાપું પહોંચતું નથી હોતું એટલે એમને મન તો અમારું અઠવાડિક દૈનિકના જેટલી જ અગત્યનું છે. એમને મારી સાથે દલીલ કરવાનો વખત નહોતો, પણ મારા લાભની દૃષ્ટિએ જ એમણે શિખામણ આપી કે, 'હવેથી તમારે કોઈ અઠવાડિક માટે અહેવાલ લખવો હોય તો પણ કોઈક દૈનિકના નામનો પાસ મેળવી લેશો તો કાંઈ મુશ્કેલી નહિ પડે. બાકી તો દિલ્હીમાં સાચા કે ખોટા નિયમો એકવાર ઘડાઈ જાય એટલે પછી એને અપવાદરૂપે પણ તોડી શકાતા નથી. અહીંની રસમ બદલાતી નથી.'

એમનો આભાર માનીને હું રવાના થયો.

*

પાસ લઈને હું સભાગૃહને બારણે ફરી પહોંચ્યો ત્યારે પહેરેગીર અમલદારે જેટલા રૂઆબભેર મને પહેલી વખતે અંદર જતો રોકેલો તેટલા જ રૂઆબભેર આ વેળા, મારા પાસની પોતાના રજિસ્ટરમાં નોંધ કર્યા બાદ, અંદર જવા દીધો. આપણા દેશનો અમલદાર એટલે નર્યા રૂઆબની મૂર્તિ. તમને એ ધક્કો મારીને બહાર કાઢે તેમાં તો રૂઆબ ખરો, પણ આવકાર આપીને અંદર બોલાવે તેમાં પણ રૂઆબ! શિસ્ત અને રૂઆબ, એ બે જુદી વસ્તુઓ છે. શિસ્તમાં સૌજન્યનો સમાવેશ થાય છે.

પત્રકારો માટે ૬૧-૬૧ બેઠકોની બે ગેલેરીઓ હતી. તેમાંની એકમાં હું દાખલ થયો ત્યારે મારું મન શરમ અનુભવી રહ્યું હતું, કારણ કે મારા છાપાના હજારો વાંચકોના પ્રતિનિધિ તરીકે મને અહીં સ્થાન મળ્યું નહોતું. અહીં મને બેઠક મળી હતી કારણ કે મારી પાસે હતી લા-ગ-વ-ગ.

મારી બેઠક ઉપર બેઠાં બેઠાં મેં નીચે નજર નાખી. એક વિશાળ ગોળ ખંડમાં સભ્યો બેઠાં હતાં. અને અહીં ઉપર પાંચ જુદી જુદી ગેલેરીઓ હતી—બે પત્રકારોની ને ત્રણ પ્રેક્ષકોની. પ્રેક્ષકો માટેની બેઠકો અડધોઅડધ જેટલી ખાલી હતી. નીચે બ્રિટિશ હિંદનાં કુલ ૨૯૬ સભ્યોમાંથી લીગનાં ૭૩ બાદ કરતાં પણ બીજી ઘણી બેઠકો ખાલી હતી. કુલ હાજર સભ્યો ૧૫૦ જેટલા હશે.

પત્રકારોની બેઠકો ઉપર પણ મેં નજર ફેરવી જોઈ. મને કહેવામાં આવ્યું હતું કે પત્રકારો માટે બેઠકો ઘણી ઓછી છે અને ઉમેદવારો બહુ વધારે છે. પણ અરધોઅરધ બેઠકો તો ખાલી હતી! એમ કેમ હશે?

પહેલા દિવસની કાર્યવાહી પૂરી થઈ અને એકસો ને એકત્રીસેય પત્રકારોની બેઠક ઉપર હું ફરી વળ્યો. દરેક ઉપર તે જેને અપાઈ હતી તે છાપાનું નામ

લખેલું હતું. એમાં ત્રીસેક નામ તો પરદેશી છાપાં, સામયિકો અને રેડિયો કંપનીઓનાં હતાં. એ ત્રીસમાંથી ૨૫–૨૬ જગ્યાઓ તો રોજ ખાલી પડી રહેતી હતી. એમાં 'ન્યૂયોર્ક ટાઈમ્સ'ને લંડનના 'ટાઈમ્સ' જેવાં દૈનિકો હતાં, 'અમેરિકન એસોસિયેટેડ પ્રેસ', રશિયાની 'ટાસ' અને ચીનની 'સેન્ટ્રલ ન્યૂઝ એજન્સી' જેવી સમાચાર-સંસ્થાઓનાં નામ હતાં, 'પિક્ચર પોસ્ટ', 'ટાઈમ' અને 'લાઈફ' જેવાં અઠવાડિકો હતાં, 'મેગેઝિન ડાયજેસ્ટ' નામનું એક માસિક હતું અને એક અમેરિકન રેડિયો કંપનીનું નામ પણ હતું.

મને થયું કે, આપણા દેશનું બંધારણ ઘડનારી સભામાં આપણાં છાપાંઓને હકની જગ્યા મળતી નથી અને આ બધાં પરદેશી દૈનિકોથી માસિક સુધીનાઓને કેમ મળે છે? પરદેશીઓની શેહમાં આપણે શા માટે આટલા બધા અંજાઈ જઈએ છીએ?

*

આ બધાં પરદેશી છાપાંના પ્રતિનિધિઓમાંથી ૩–૪ ને બાદ કરતાં બીજા બધા હમેશાં ગેરહાજર રહેતા હતા તેમાં એમનો દોષ નથી. હિંદુસ્તાનની બંધારણસભાની રોજબરોજની કાર્યવાહીની ઝીણી ઝીણી વિગતોમાં એમને રસ ન હોઈ શકે એ દેખીતું જ છે. ફ્રાંસની કે ચીનની બંધારણસભાની બેઠકમાં મને પત્રકાર તરીકેનો પાસ મળ્યો હોય ને રોજ હું તેનો લાભ ન લેતો હોઉં તો એ મારો વાંક શી રીતે ગણાય? એ જ રીતે આ પરદેશીઓ તો મિયાંગ જવાહરલાલ કે એવા કોઈ બીજા આગેવાન કાંઈ અગત્યનું ભાષણ કરવાના હોય ત્યારે હાજર રહે. તે પછી એમને ને સભાને શી લેવાદેવા! દોષ તો એમને પાસ દેનારાઓનો કહેવાય. એમની એ ૨૫–૨૬ બેઠકો માગ જોતા કેટલાયના હક્ક ડૂલ કરીને જ અપાઈ હશે! અને એ બેઠકોનો 'લાભ ન અમે લઈ શક્યા, ન એમણે લીધો!'

*

ગુજરાતી છાપાંઓના બીજા કોઈ ખાસ પ્રતિનિધિ મુંબઈ કે ગુજરાતથી આવેલા નહોતા. એક શ્રી. મૃદુલા-બેન 'ગુજરાત સમાચાર'ના પ્રતિનિધિ તરીકે પત્રકારોની ગૅલેરીમાં આવીને બેસતા હતાં. અંગ્રેજી અઠવાડિકોમાં 'ફોરમ', 'બ્લિટ્ઝ', 'ઈન્ડિયન ફાઈનેન્સ', 'કૉમર્સ ઍન્ડ ઈન્ડસ્ટ્રી' વગેરેને પાસ મળેલા હતા. ત્યારે દેશી ભાષાનાં અઠવાડિકોને શા માટે નહિ? અંગ્રેજી છાપાં વધુ વાચાળ હોય છે અને દેશી ભાષાનાં છાપાં કાંઈક અંશે શરમાળ હોય છે એટલા માટે!

*

પ્રાંતીય ધારાસભાની મેં જોયેલી બેઠક અને આ બંધારણસભા વચ્ચેનો એક તફાવત મને ઘણો મહત્ત્વનો લાગ્યો. કોઈ ધારાસભામાં ન હોય તેવી 'હોમોજિનિટી' (એકસૂત્રતા) આ બંધારણસભામાં દેખાતી હતી. ધારાસભાઓમાં વાતાવરણ હંમેશાં પક્ષાપક્ષીથી ભર્યું હોય છે, કારણ કે પશ્ચિમની લોકશાહીના અંધ અનુકરણને પરિણામે આપણે ત્યાં એવી માન્યતા જડ ઘાલી ગઈ છે કે વિરોધપક્ષનું કાર્ય દરેક નાનીમોટી બાબતમાં સત્તાસ્થાને બેઠેલા પક્ષનો સાચોખોટો વિરોધ કરતા રહેવાનું હોય છે. અહીં એવો ઉપરછલ્લો વિધિસરનો વિરોધ તો નહોતો, પણ આંતરિક કે અપ્રકટ મતભેદો પણ ન રહ્યા હોય તેવું શુદ્ધ વાતાવરણ હતું. સાગરતીરે પડેલાં શંખછીપલાં જેવાં જૂજવા રંગનાં માનવીઓ અહીં હતાં, કોઈ નિર્મળ શ્વેતસ્વરૂપે હતાં તો કોઈ દોરંગાં પણ હતાં; પરંતુ સ્વતંત્રતાના ઊગતા સૂરજના તેજમાં એ તમામ એક જ રંગનાં દેખાતાં હતાં. ઉપરાંત એક જ લોક-સાગરની કૂખેથી એ જનમ્યાં હોય તેની સ્પષ્ટ છાપ એમના સમદર્શનમાંથી ઊઠતી હતી.

એનો અર્થ એ નહિ કે ત્યાં વિવિધતા નહોતી; એનો અર્થ એ પણ નહિ કે ત્યાં વિચારભેદ નહોતા. વિવિધતા અને વિચારભેદ તો જેટલાં ચાલીસ કરોડ વચ્ચે પડયા છે તેનાથી જરાય ઓછાં આ એમનાં પ્રતિનિધિઓમાં કેમ હોઈ શકે? પણ ધરતીની વિવિધતા ઉપર ગગનની નીલપ જેમ સર્વત્ર ફરી વળેલી છે તેમ એક અને અખંડિત રાષ્ટ્રના હિતની સર્વોપરીતા એમની ચોપાસ મહેકી રહી હતી. પશ્ચિમના 'સિમ્ફની ઑરકેસ્ટ્રા'ની માફક વિધવિધ વાજીંત્રો અને ભિન્નભિન્ન સુરાવલિઓ વચ્ચેથી અહીં પણ એક જ મહાગીતના ઘોષ ઊઠતા હતા.

અલબત્ત આવું પરિણામ નિપજાવી શકવા માટે

પાદ્‌ પાછળ ઘણું 'રીહર્સલ' કરવા પડતાં હશે અને એમાંથી બસૂરાપણું કાઢી નાખવા માટે આગેવાનોને ઘણી મહેનત કરવી પડતી હશે.

*

એટલે જ બંધારણસભાની બેઠક વારેવારે બંધબારણે અથવા તો અવિધિસરની રીતે મળતી રહેતી હતી. બંધબારણે મળેલી આવી એક બેઠકને ઘણાની માફક હું પણ ગેરવાજબી ગણું છું. એ હતી બંધારણસભાનું અંદાજપત્ર ચર્ચવાની બેઠક. તા. ૨૨ મીએ શ્રી. ગાડગિલે ( મુંબઈ ) બંધારણસભાનું સન ૧૯૪૬-૪૭નું અને ૧૯૪૭-૪૮નું અનુક્રમે રૂ. ૧૭,૮૩,૦૦૦નું અને રૂ. ૪૫,૪૩,૦૦૦નું અંદાજપત્ર રજૂ કર્યું. આ અંદાજપત્ર ઉપર સામ્યવાદી સભ્ય શ્રી. સોમનાથ લાહોરીએ અમુક કાપની દરખાસ્તો મૂકી હતી તેનો નેતાઓ શું જવાબ આપશે અને ત્રાહિતને પણ વધુ પડતી લાગે તેવી અમુક ખર્ચની રકમોનો શો બચાવ કરશે તે જાણવા હું આતુર હતો. પણ જાહેરમાં કાંઈ ચૂંથણાં ન ચૂંથાય તે હેતુથી સભાએ બંધબારણે એ અંદાજપત્ર પર ચર્ચા કરવાનું નક્કી કર્યું અને પ્રેક્ષકોને તથા અમારે પત્રકારોને બહાર નીકળવું પડ્યું.

બંધારણસભા અંગે થતું ખર્ચ આજની મધ્યસ્થ સરકાર ભોગવે છે. એ મધ્યસ્થ સરકારનાં કરોડો રૂપિયાનાં અંદાજપત્રો પણ ધારાસભાની ખુલ્લી બેઠકમાં ચર્ચાય છે, એની ટીકાઓ થાય છે. એમાં કાપની દરખાસ્તો મુકાય છે અને એની ખુલ્લા દિલથી છણાવટ થાય છે, તો પછી આવા થોડાક લાખના મામૂલી અંદાજપત્ર ઉપર આવો ઢાંકપિછોડો શાને ?

૧૯૪૭-૪૮ના અંદાજપત્રમાં ત્રણ મુખ્ય રકમો ત્રીસેક અમલદારોના પગાર (૪,૯૩,૦૦૦), કચેરીના બીજા ૨૮૫ જેટલા નોકરોના પગાર (૩,૬૩,૦૦૦) અને બંધારણસભાના સભ્યોનાં ભથ્થાં અને પુરસ્કાર (૩૬,૨૩,૦૦૦)ની છે. સામ્યવાદી શ્રી લાહોરીની માફક બીજા પણ કેટલાક સભ્યોએ અમલદારોના (માસિક ૪૦૦૦ સુધી પહોંચતા) પગારો ઓછા કરવાના અને કારકૂનો વગેરેના પગારો વધારવાના મતના હતા. પણ એમને એવો ઉત્તર દેવાયો કે એ નોકરો-અમલદારોને મધ્યસ્થ સરકારની નોકરી છોડાવીને આ સ્થાને મૂકવામાં આવ્યા છે, તેથી એમની મૂળ જગ્યા ઉપર એમને મળતા પગારના ધોરણમાં ફેરફાર થઈ શકે નહિ. પણ પંડિત જવાહરલાલે હમણાં જ મધ્યસ્થ ધારાસભામાં જાહેર કર્યું તેમ મધ્યસ્થ સરકાર અને બંધારણસભા વચ્ચે કાંઈ જ સંબંધ નથી તો પછી પગારનાં મૂળ સરકારી ધોરણોને વળગી રહેવાનું કોઈ કારણ નથી.

તે ઉપરાંત દરેક સભ્યને અપાતા રોજના રૂ. ૪૫ના ભથ્થા સામે તો રાષ્ટ્રપતિ કૃપાલાનીજી અને બીજા આગેવાનોએ પણ વિરોધ દર્શાવેલો. હિંદુસ્તાન જેવા ગરીબ દેશ માટે આ રકમ ઘણી મોટી છે એમ કહીને તેને ઘટાડીને રૂ. ૩૦ કરાવવી એવી દરખાસ્ત એમણે ગુપ્ત બેઠકમાં મૂકી હતી. પણ મોટા ભાગના સભ્યોને ગળે એ ન ઊતરી ! —

*

બંધારણસભાના સભ્યો માટે નવી દિલ્હીમાં રહેવા-જમવાની બાદશાહી વ્યવસ્થા બંધારણ-ગૃહ (કૉન્સ્ટીટ્યૂશન હાઉસ) નામે ઓળખાતી એક વિશાળ ઇમારતમાં કરવામાં આવી હતી. યુદ્ધકાળ દરમિયાન અમેરિકન લશ્કરી અફસરોના રહેઠાણ માટે એ મકાન બંધાયેલું. તેમાં દરેક સભ્યને અલગ ઓરડો, રાચરચીલું, ઓરડે-ઓરડે ટેલીફોન, નોકરો વગેરેની અમીરી સગવડો આપવામાં આવી છે. એમને માટે ભાતભાતની વાનગીઓવાળાં દેશી (માંસાહારી અને બિન-માંસાહારી) તથા પરદેશી (માંસાહારી અને બિન-માંસાહારી) ચાર પ્રકારનાં ભોજનો ટંકે ટંકે થાય છે. અલબત્ત, ભોજન દેશી કે પરદેશી ગમે તે પ્રકારનું હોય, એને ઈન્સાફ તો ટેબલ-ખુરશીઓ ઉપર અને છરી-કાંટા-ચમચા વડે જ અપાય છે !

આ બંધારણગૃહમાં ગોઠવાયેલા ચોવીસ આમંત્રિતોના એક રાત્રિભોજનમાં શામિલ થવાનો મોકો મને મળ્યો હતો તેથી જાતઅનુભવે હું કહી શકું તેમ છું કે એ ભોજન લાખોપતિઓના કે રાજા-મહારાજાઓના ભોજન કરતાં બહુ ઊતરતું નહિ હોય. દેશ ઉપર હજી ય અન્નસંકટ ઝઝૂમી રહ્યું છે, એટલું જ નહિ પણ, ખુદ દિલ્હીના ગરીબો ઘઉંની કારમી અછત

અનુભવી રહ્યા છે ત્યારે એવા કરોડો કંગાલોના પ્રતિનિધિઓથી આવું અમીરી ખાણું કેમ લઈ શકાય તે પ્રશ્ન એ ભોજનના મીઠા કોળિયા લેતી વખતે મનમાં ઊઠ્યા વિના રહે નહિ. ખાસ તો મને તે જ બપોરે મળેલો દિલ્હીનો એક ટાંગાવાળો સાંભરતો હતો. ટાંગા ઊભા રાખવાના એક સ્ટેન્ડ ઉપર બપોરના બે વાગે થોડા ટાંગા ઊભા હતા. એમાંનો એક ટાંગાવાળો પસ્તીના મેલા કાગળમાં વીંટેલો ઘઉંનો જાડો રોટલો લૂખો ચાવતો હતો. ગરીબ કાઠિયાવાડમાં પણ ખેડૂતોને રોટલા સાથે ગોળનું દડબું કે મરચાની શીંગ મળી રહેતી હોવાથી મારાથી એને પૂછાઈ ગયું હતું કે, 'રોટી કે સાથ ઔર કુછ નહીં ખાતે હો?'

એણે જવાબ આપેલો કે, 'હમ તો સિર્ફ રોટી પર ભી ગુજારા કર લેં, મગર પેટ ભર રોટી પાવે ઉતના અનાજ ભી કહાં મિલતા હૈ?'

*

આપણા રાષ્ટ્રનેતાઓને આટલી નજીકથી, આટલી શાંતિથી અને આટલા સૌમ્ય સ્વરૂપે જોવાનો મોકો મને પહેલીવાર મળ્યો. ત્યારે જ ખબર પડી કે એમની સાચી સૂરત કેવી છે. છાપાંમાં એમની જે છબીઓ આવે છે તેમાંની મોટા ભાગની તો એક દાયકા પૂર્વેની હશે એમ આ નેતાઓને જોઈને લાગ્યું. તાજી છબીઓમાં પણ, કોણ જાણે કેમ, આ નેતાઓના મુખ પરની તાજગી અને તેજસ્વિતા કે એમના મરોડદાર અવયવો કદી સાચા સ્વરૂપે દેખાયા નહોતા. પંડિત પંત અને શ્રી રવિશંકર શુક્લ જેવા વૃદ્ધોના ચહેરા ઉપર પણ જે તેજ હતું તે તેમની વડાપ્રધાનો તરીકેના અથાગ પરિશ્રમથી ઉપસ્થિત થયેલે કેમ અમકતું હશે? કે પછી, સોનું તો તાપથી સોહામણું બને તેમ, એ પરિશ્રમના પરિણામ રૂપે જ આ તેજ પ્રસર્યું હશે? શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતને વૈધવ્યની છાયા આડે પણ તંદુરસ્ત અને સોહામણું વદન કરમાવા દીધું નથી. રાજકુમારી અમૃતકૌરની ઉંમર વધી ગઈ હોવા છતાં એમની ચાલમાં યુવતીના જેટલી જ નમણાઈ અને ચપળતા ભરી છે. ફોરવર્ડ બ્લોકવાળા શ્રી કામટનાં દાઢીમૂછ એમના કદાવર દેહને મિયાંણાનું સ્વરૂપ આપી રહ્યાં હતાં. બંગાળના અને ખાસ કરીને આસામના પ્રતિનિધિઓ કાંઈક અંશે હતોત્સાહ જણાતા હતા, તેનું કારણ તો સહેજે સમજી શકાય તેવું છે. રાજાજીની તબિયત સારી ન રહેતી હોય તેવું લાગ્યું. મૌલાના આઝાદ સભાની બેઠક ચાલુ હોય તે દરમિયાન પ્રસંગોપાત પોતાના કેળવણી-ખાતાના દફતરમાં આંટો મારી આવતા હતા. આપણા વડાપ્રધાન શ્રી ખેરનું સદા તાજું સ્મિત દૂધ જેવા સફેદ દાંતની બત્રીસી વચ્ચે મલકાઈને સૌને રીઝવતું હતું. પંડિત જવાહરલાલનું વદન એમના તરવરાટની આરપાર થઈને સૂકાયેલું લાગતું હતું. વૈશાખમાં ખેડેલા ખેતર જેવી રેખાઓના રૂપમાં વ્યગ્રતા એની ઉપર અંકાઈ ગઈ છે. શ્રી પટ્ટાભી સિતારામૈયા હાલતાં ને ચાલતાં 'ફેધર્સ એન્ડ સ્ટોન્સ' (પીંછાં અને પથરા)નાં અખૂટ ખજાનાની લહાણ પરિચિતો-અપરિચિતો વચ્ચે કર્યે જતા હતા. કેટલા ય સભ્યોના દાદીમાની અવસ્થાએ પહોંચેલા સરોજિનાદેવી નિયમિત હાજર રહેતાં અને પોતાને શિરે આવેલી પવિત્ર ફરજનું સંપૂર્ણપણે પાલન કરતાં. શ્રી જયરામદાસ દોલતરામને મોઢેથી સિંધી ભાષા અને લોકસાહિત્ય વિશે બે-ચાર નાની નાની વાતો સાંભળી અને ફરી પ્રતીતિ થઈ કે આપણા શ્રેષ્ઠ આગેવાનોનું જીવન ગુલામ દેશના રાજકારણે હરી ન લીધું હોત તો સાંસ્કૃતિક-સાહિત્યિક પ્રવૃત્તિઓને એ કેટલી બધી પ્રતિભાવંતી બનાવી શક્યા હોત. પ્રાંતપ્રાંતના લોકસાહિત્યનો હિંદુસ્તાની અથવા અંગ્રેજીમાં અનુવાદ થઈ શકે તો આપણે અલગ અલગ પ્રાંતવાસીઓ એકબીજાથી કેટલા નિકટ છીએ અને એક જ અમોલા ભૂતકાળના વારસદાર ભાંડુઓ છીએ તેનો પૂરો ખ્યાલ આવે.

*

આ વખતની બેઠકમાં સૌથી મહત્વની ગેરહાજરી બિહારમાં શાંતિ અને કોમી ઐક્યની સ્થાપના કરવા ગયેલા સરહદના ગાંધીની હતી. મહાત્માજી તો મહિનાઓથી નોઆખલી ગયા હોવાથી આ બંધારણસભાને પ્રત્યક્ષરૂપે એમના આશીર્વાદ મળી શક્યા નથી. પણ તેઓ જાણે ઉપરની એક ગેલેરીમાં બેસીને સભાની કાર્યવહી નિરખતા હોય તેટલી આમન્યાપૂર્વક લગભગ બધા સભ્યો વર્તતા હતા. અલબત્ત, રાજેન્દ્રબાબુ જે

ગૌરવભરી રીતે પ્રમુખપદ શોભાવતા હતા તેની પણ સભ્યો ઉપર ઘણી અસર પડતી હશે. આ સભાગૃહ મૂળ મધ્યસ્થ ધારાસભાના પુસ્તકાલય તરીકે વપરાતું ત્યારે એની દીવાલો ઉપર સોનેરી ફ્રેમમાં મઢેલાં જુદા જુદા વાઈસરોયોનાં મોટાં તૈલચિત્રો ટિંગાતાં હતાં. પણ હવે એ ફ્રેમ ખાલી પડી છે. એક પ્રત્રકારનું એવું સૂચન હતું કે એમાંની એક ફ્રેમમાં ગાંધીજીની છબી મૂકવી જોઈતી હતી. મને એવી છબીની જરૂર લાગી નથી. બાબુ રાજેન્દ્રપ્રસાદ વિચાર, વાણી અને વર્તનમાં ગાંધીજીને એટલા બધા મળતા આવે છે કે એમને ગાંધીજીની જીવતી છબી કહી શકાય. સહુ સભ્યો પણ એમની પ્રત્યે એટલા સન્માનથી જુએ છે.

તે ઉપરાંત, મુસ્લિમ લીગના બિરાદરો પણ હાજર નથી એ વાત હું વારે વારે વીસરી જતો હતો. પણ સભ્યોએ એ વાત ઘડીકેય વિસારી નહોતી. સભાના દરેક ઠરાવમાં, એના હાર્દમાં તેમજ તેના શબ્દ કલેવરમાં મુસ્લિમ લીગના મંતવ્યને બને તેટલું સમાવવાના, એમના દૃષ્ટિબિંદુને ખ્યાલમાં રાખીને તેમાં સુધારાવધારા કરવાના હૃદયપૂર્વકના પ્રયાસો કરવામાં આવ્યા છે. ચાહે તેના પવિત્ર સોગંદ ખાઈને પણ હું એ કહેવા તૈયાર છું કે બંધારણસભા માત્ર કોંગ્રેસી તમાશો નથી. આખી બંધારણસભા કોંગ્રેસના રાષ્ટ્રવાદના-રંગે રંગાયેલી હોત તો એ જુદી જ હોત, અને મારા જેવા કરોડોને એણે હજી વધુ માયા લગાડી હોત. પણ આજે તો વસ્તુસ્થિતિ જે છે તે હું અહીં રજૂ કરું છું, કે શુદ્ધ કોંગ્રેસી દૃષ્ટિબિંદુ સાથે સુમેળ ન ખાય તેવી અનેક બાબતો આ સભાની કાર્યવાહીમાં નજરે પડી છે. એ સારું થયું છે કે નરસું, તે અભિપ્રાયનો વિષય છે. પણ હકીકત તો એ છે જ. આપણા રાષ્ટ્રનું સંપૂર્ણ પ્રતિનિધિત્વ એમાં રજૂ થયેલું મને દેખાયું છે—રાષ્ટ્રનાં સુતત્વો અને મલિન તત્વો, બન્નેની એમાં મેળવણી થયેલી છે. અને મુસ્લિમ લીગના સભ્યો હાજર નથી છતાં દરેક બાબતમાં એમના દૃષ્ટિબિંદુને અપનાવવામાં સભા એટલી હદ સુધી જઈ ચૂકી છે કે એમની હાજરીથી તેઓ આથી વિશેષ કાંઈ મેળવી શક્યા હોત કે કેમ તેની મને શંકા છે. જેમ વચગાળાની સરકારમાં તેમ બંધારણસભામાં આવીને પણ લીગને ડગલે ને પગલે જો કજીઆ જ કરવા હોય તો તો એ બહાર રહે તેમાં સભાને લાભ છે; અને લીગને એમાં કાંઈ નુકશાન નથી કારણ કે અહીં, કોંગ્રેસની અંદર તેમજ બહાર એમના દૃષ્ટિબિંદુનો ખ્યાલ રાખનારા અનેક સભ્યો છે.

પોતાના વિચારોને ભોગે પણ લીગ અને બીજાઓ પ્રત્યે કોંગ્રેસ જે ભલમનસાઈ દાખવી રહી છે તેનો બહુ જ ગેરલાભ લેવાતો હોય તેવો એક પ્રસંગ બન્યો ત્યારે ઘણા સભ્યો ખળભળી ઊઠયા હતા. પંડિત જવાહરલાલના ઠરાવ ઉપરનો સુધારો પાછો ખેંચી લેવાની શ્રી મુકુંદરાવ જયકરની જાહેરાતને તાળીઓથી વધાવી લેનારી સભાએ જ, બે મિનિટ પછી જ્યારે જોયું કે શ્રી જયકર તો હજી નવી ગૂંચવણો ઊભી કરે તેવી બે-ચાર વાતો કહેવા માગે છે ત્યારે એમને બોલતા બંધ કરવાની માગણી કરતા અનેક સભ્યો એમની બેઠકોમાં ઊભા થઈ ગયા હતા. સહુની વતી પંડિત પંતે શ્રી જયકરને વધુ ન બોલવા દેવાની માગણી રજૂ કરી ત્યારે વિચારની દૃઢતાને ભાષાની મુલાયમીમાં કેટલી હદ સુધી મઢી શકાય છે તેનો એક દાખલો મને મળ્યો.

*

ઠરાવ પરની ચર્ચા સમેટતાં જવાહરલાલના હૃદયના ઊંડાણમાંથી નીકળતા શબ્દોને આખી સભા મુગ્ધ બનીને સાંભળી રહી હતીઃ ડિસેમ્બરની બેઠકમાં ઠરાવ રજૂ કરતી વખતે એમણે જે ભાષણ કરેલું તે વખતે કોઈ સભ્યની પાંપણ કોરી રહી શકી નહિ જ હોય તેમ આ ભાષણ સાંભળતાં ખાતરી થઈ. લાખ્ખો સામાન્ય જનોની મેદનીને આંજી નાખવી એ સહેલું છે, પણ વર્ષોના અનુભવે રીઢા બનેલા આવા સો-બસો શિક્ષિતોને મંત્રમુગ્ધ બનાવવા તે ઘણું આકરું છે. જવાહરલાલ એટલા બધા ઊર્મિલ ગણાય છે કે આમ શબ્દેશબ્દ તોળીને બોલવામાં એમને કેટલો સંયમ પાળવો પડયો હશે તે કલ્પી શકાય તેવું છે. ગુસ્સાના ધોધપ્રવાહને આમ અંતરમાં જ સમાવી શકનારની ભીતર કેવી વજ્ર જેવી હશે! જબ્બર મોટી ગાડીને માઈલો સુધી ખેંચી જતી વરાળને પોતાના પેટમાં જ સમાવી શકનાર એન્જિનનું બોઈલર પણ કેવું મજબૂત હોય છે!

પણ બધા-જ સભ્યો પંડિત જવાહરલાલ જેટલો સંયમ પાળી શક્યા નહોતા. બંધારણસભાએ નીમેલી

જુદી જુદી સમિતિઓ ઉપર, 'ફલાણી કોમને આટલી બેઠક મળી તો મારી કોમને કેમ ઓછી મળી ?' એવું કહેનારા હરિજનોના, આદિવાસીઓના અને ખ્રિસ્તીઓના કેટલાક પ્રતિનિધિઓ નીકળી આવ્યા હતા. કોમવાદનું જે વિષ બ્રિટિશ સરકારે એમને આપણા રાજકારણદ્વારા વર્ષોથી પાયું છે તેની અસરમાંથી એ મુક્ત થઈ શક્યા નહોતા. બંધારણ સભા દ્વારા આવી રહેલી મુક્તિની હવા હજી એમનાં ગૂંગળાયેલાં—ચિમળાયેલા ફેફસાંમાં પ્રવેશી શકી નહોતી. પોતાની કોમની એક-બે બેઠકો વધુ મેળવવાથી સરવાળે તો કશો ફેરફ પડનાર નથી. એ જાણવા છતાં આવો દાવો આગળ ધરાતો હતો, કારણ કે કોમને રીઝવવી હતી. આવી સંકુચિતતાનું અંતિમ કક્ષાનું ઉદાહરણ બિહારના સ્વતંત્ર આદિવાસી સભ્ય શ્રી જયપાલસિંહે આપ્યું. અગાઉ મેં એમનું નામ સુદ્ધાં કદી સાંભળ્યું નહોતું, પણ એમના આ પ્રથમ પરિચયે જ આશ્ચર્ય થયું કે આવી સામાન્ય કક્ષાના ને આટલા સંકુચિત માણસ આ બંધારણસભામાં ક્યાંથી આવી પહોંચ્યા હશે ?, પાછળથી શ્રી સિનાગમૈયાના એક લેખમાં આ શ્રી જયપાલસિંહની ડીગ્રીઓ અને એમણે શોભાવેલી ખુરશીઓની એક લાંબી યાદી વાંચી ત્યારે વળી એ આશ્ચર્ય વધ્યું.

આવી કોમી સંકુચિતતા કોંગ્રેસના કોઈ સભ્યમાં નહોતી એવું પણ નથી. દાખલા તરીકે આસામના કોંગ્રેસી પ્રધાન શ્રી. ડીસુઝાએ પણ ઊભા થઈને અમુક સમિતિ ઉપર પોતાની ખ્રિસ્તી કોમને ઓછી બેઠકો મળી છે એવી ફરિયાદ કરી ત્યારે હું તો સ્તબ્ધ જ થઈ ગયેલો. ચૂંટણીઓમાંથી કોમવાદને કાઢવામાં એક દિવસની પણ ઢીલ થાય છે તેમાં આપણાં સારાં સારાં માણસોને પણ એ હળાહળ સ્પર્શી જવાનો કેટલો ભય રહેલો છે તે આ બનાવે દેખાડ્યું. આ બાબતમાં ચારે ય શીખ-સભ્યોએ એક પણ કોમીસૂર કાઢ્યો નહોતો, તે ઘણા હર્ષની બાબત છે.

*

બંધારણસભામાંથી હું એક એવી પણ અસર લઈને પાછો ફર્યો છું કે આપણા રાષ્ટ્રના પહેલી હરોળના આગેવાનો અને બીજી હરોળના નેતાઓ વચ્ચે શક્તિ અને પ્રતિભાનું ઘણું મોટું અંતર રહેલું છે. એનું એક પરિણામ એ આવ્યું છે કે એના એ જવાહર, સરદાર, રાજેન્દ્રબાબુ, મૌલાના, કૃપાલાની, અને પંતને માથે અનેક પ્રકારની જવાબદારીઓ લદાઈ રહી છે. રૂપિયે બારઆની પણ એમનું સ્થાન લઈ શકે એવા શક્તિશાળી બીજા નેતાઓ જો આપણી વચ્ચે હોત તો કાર્યબોજનું કેટલુંક વિકેન્દ્રીકરણ થઈ શક્યું હોત. સાંકળની માફક ગણ્ટ્રની તાકાતનું પણ એની સબળી નહિ પણ સૌથી નબળી કડીમાંથી નીકળે છે. એટલે આપણે ત્યાં આગેવાનોની એક અખંડિત હારમાળા કેમ ઊભી થઇ શકી નથી એ પ્રશ્ન ઘણાને મૂંઝવે છે. કેટલાક એમ માને છે કે આપણા ટોચના આગેવાનોની સરમુખત્યારી ઢબે કામ લેવાની કાર્યપદ્ધતિ આને માટે જવાબદાર છે.

*

આગેવાનોના સ્વભાવની આ ખામી અંગે તો હું કાંઈ કહી શકું તેમ નથી. પરંતુ, એમની આસપાસ ઊભી કરવામાં આવેલી મહત્તાની દીવાલોમાંની એક ઝીણી તીરાડ વાટે, એમના લાગણીતંત્રનું લગીરેક દર્શન કરવાનો પ્રસંગ મને સાંપડ્યો હતો.

શનિવારે બંધારણસભાની બેઠક પૂરી થઇ ત્યારે પંડિત જવાહરલાલના 'ડિસ્કવરી ઑફ ઈન્ડીઆ' ની નવી આવૃત્તિ ખરીદીને એની ઉપર એમના હસ્તાક્ષર લેવા હું એમની કચેરીમાં ગયો. હું ગયો ત્યારે લશ્કરમાંથી છૂટેલા અને 'વિદેશખાતામાં ભરતી થવાથી પરીક્ષા પસાર કરી ચૂકેલા દસેક જુવાનો ત્યાં ઊભા હતા. જવાહરલાલ કામમાં હતા તેથી દસની સાથે અગિયારમો હું પણ ઊભો રહ્યો. લશ્કરી પોષાક પહેરેલા એ દસમાંથી કોણ હિંદુ ને કોણ મુસલમાન હશે, કોણ-મરાઠી, પંજાબી કે બંગાળી હશે તે કહેવું મુશ્કેલ હતું. એ નર્યા હિંદીઓ જ હતા. એમાંના એક સાથે વિદેશખાતા અંગે વાતો કરતા કરતાં મેં પૂછ્યું કે 'તમે કયા દેશમાં આપણા એલચીખાતામાં જવું પસંદ કરશો ?'

એણે જવાબ દીધો: 'અહીં તો લશ્કરના જેવું છે. દુનિયાના જે કોઈ મુલકમાં મને મોકલે ત્યાં જવા મારે તૈયાર જ રહેવું જોઈએ.'

'તે છતાં;' મેં વાત મુકી નહિ, ધારો કે તમારી ઉપર પસંદગી છોડવામાં આવે તો તમે કયા દેશમાં જવાનું પસંદ કરો ?'

'તો તો પછી અમેરિકા જ જાઉં ને !' એણે હસીને કહ્યું.

'તમારા બીજા સાથીઓની ઇચ્છા શી હશે ?'

'મોટા ભાગનાની ઇચ્છા અમેરિકા કે રશિયા જવાની જ હશે'.

ત્યાં તો અંગત મંત્રી આવ્યા અને એમણે વિનયપૂર્વક એ બધાને કહ્યું કે, 'પંડિતજી અત્યારે તો બહુ કામમાં છે. તમે બધા સાંજના આવી શકશો ?'

સાંજના પાછા આવવાનું નક્કી કરીને એ બધા, મોજથી વિદાય થયા છતાં હું ખસ્યો નહિ એટલે મંત્રીની નજર થોડી વારે મારી ઉપર પડી. મેં કહ્યું કે, 'મારે અરધી મિનિટનું જ કામ છે. ફક્ત આ પુસ્તક ઉપર એમના હસ્તાક્ષર લેવા છે.'

મંત્રી કહે કે, 'પંડિતજી બહુ કામમાં છે, છતાં લાવો પુસ્તક, હું સહી કરાવી દઉં'

મેં નમ્રતાથી ના પાડી અને કહ્યું કે, 'હું ઘણે દૂરથી આવું છું માટે જાતે જ એમની પાસે જઈને હસ્તાક્ષર લેવાની મને હોંશ છે.'

મંત્રીને પણ ઘણું કામ હતું એટલે વાતનો ત્યાં અંત આવ્યો અને હું પંડિતજીના ઓરડાની બહાર ઊભો જ રહ્યો.

થોડીવારે જવાહરલાલ મંત્રીને બોલાવવા જાતે બહાર આવ્યા. એ તક ઝડપીને મેં પુસ્તક એમની સામે ધરી દીધું અને હસ્તાક્ષરની માગણી કરી. એમણે મને અંદર બોલાવ્યો અને અંગ્રેજીમાં સહી કરી દીધી. સહી કરાવવા મેં એમની સમક્ષ પુસ્તક ધર્યું ત્યારે મારાથી સહેજે અર્પણ-પત્રિકાવાળું પાનું ઊઘડી ગયેલું. એની ઉપર લખેલું હતું: "To my Colleagues and Co-prisoners in the Ahmadnagar Fort Prison Camp." (અહમદનગરના કિલ્લાની જેલમાંના મારા સાથીઓ અને સહકારાવાસીઓને.) છાપેલા પુસ્તકનું એ પાનું પણ જવાહરલાલના હૃદયને મારે જાણે કોઈ પવિત્ર આત્મીયતા ધરાવતું હોય તેમ, 'યહાં તો કૈસે હો સકતા હૈ !' કહીને એમણે પાનું બદલી નાખ્યું અને પછી સહી કરી.

*

એ જ સાંજે બાબુ રાજેન્દ્રપ્રસાદની તાજી જ બહાર પડેલી હિંદી આત્મકથા લઈને એમને બંગલે એમના હસ્તાક્ષર લેવા ગયો. રાજેન્દ્રબાબુનો બંગલો જેટલી જગ્યા રોકે છે તેથી દસગણી જગ્યામાં એમનું ફળિયું છે. આ વિશાળ ચોગાનમાં લીલા ઘાસનાં મેદાનો છે. ફૂલના ક્યારા છે, અને શાકભાજી પણ વાવેલા છે. 'આત્મકથા'ના છેલ્લા પ્રકરણમાં રાજેન્દ્રબાબુએ લખ્યું છે તેમ પોતાના ખપ પૂરતી શાકભાજી બધી તેઓ આ બગીચામાં જ પકાવી લે છે. પણ બટેટા તો ઘણા વધારે વાવેલાં છે.

વચમાં ગુલાબની કલમો અને ચોપાસ બટેટાના છોડ વાવેલા છે. રાજેન્દ્રબાબુના મકાનના ઓરડા મોટા મોટા છે, પણ ઓરડાની સંખ્યા ઓછી છે, તેથી સંકડાશ પડતી હશે. મકાનની પાછળ એક તંબુ ઊભો કરેલો છે. હમણાં જ બિહારથી એમના કુટુંબનાં સ્ત્રી-બાળકો આવ્યા છે એ બધા સાથે ત્યાં બેસીને રાજેન્દ્રબાબુ વાતો કરતા હતા. તંબુમાંથી બંગલામાં આવ્યા ત્યારે હું હસ્તાક્ષર લેવા ગયો. મને ખુરસી ઉપર બેસાડ્યો, નામ પૂછ્યું, મારા છાપાનું નામ પૂછ્યું, હસ્તાક્ષર શા માટે લેવા છે એ પૂછ્યું. મેં કહ્યું કે, 'બંધારણસભાની બીજી બેઠક અને તેના પ્રમુખની કાંઈક સ્મૃતિ તો મારે મારી સાથે ઘેર લઈ જવી જોઈએને ?' હસીને એમણે હિંદીમાં સહી કરી દીધી.

રાજેન્દ્રબાબુ પાસે હું બે મિનિટ બેઠો તે દરમિયાન તેમને દમનો દુઃખાવો બહુ હતો તેથી ખૂબ જ હાંફતા હતા. છતાં એમના મોઢા ઉપર કષ્ટનાં ચિહ્નો દેખાતાં નહોતાં. વચગાળાની સરકારમાં સૌથી વિશેષ આકરા કામવાળો ખોરાક અને ખેતીનો વિભાગ એમના હાથમાં છે. એમાં વળી બંધારણસભાના પ્રમુખપદનો બોજો પણ એમને ઉપાડવો પડ્યો છે. દેશસેવાની ધગશ માનવદેહ પાસે આ ઉંમરે પણ આટલું કષ્ટ વહાવી શકે છે તેનું આ દૃશ્ય જુવાનોને માટે કેટલું પ્રેરણાદાયી છે !

મને થયું કે, આ માનવી તે લોહીમાંસનાં છે કે લોખંડનાં ?

એનો જવાબ લાગે છે તેટલો સહેલો નથી.

*

જુદી જુદી સમિતિઓ ઉપર, 'ફલાણી કોમને આટલી બેઠક મળી તો મારી કોમને કેમ ઓછી મળી ?' એવું કહેનારા હરિજનોના, આદિવાસીઓના અને ખ્રિસ્તીઓના કેટલાક પ્રતિનિધિઓ નીકળી આવ્યા હતા. કોમવાદનું જે વિષ બ્રિટિશ સરકારે એમને આપણા રાજકારણદ્વારા વર્ષોથી પાયું છે તેની અસરમાંથી એ મુક્ત થઈ શક્યા નહોતા. બંધારણ સભા દ્વારા આવી મહેલી મુક્તિની હવા હજી એમનાં ગૂંગળાયેલાં–ચિમળાયેલાં ફેફસાંમાં પ્રવેશી શકી નહોતી. પોતાની કોમની એક–બે બેઠકો વધુ મેળવવાથી સરવાળે તો કશો ફેરફ પડનાર નથી, એ જાણવા છતાં આવો હાસ્ય આગ્રહ ધરાતો હતો, કારણ કે કોમને રીઝવવી હતી. આવી સંકુચિતતાનું અંતિમ કક્ષાનું ઉદાહરણ બિહારનાં સ્વતંત્ર આદિવાસી સભ્ય શ્રી જયપાલસિંઘે આપ્યું. અગાઉ મેં એમનું નામ સુદ્ધાં કદી સાંભળ્યું નહોતું, પણ એમના આ પ્રથમ પરિચયે જ આશ્ચર્ય થયું કે આવી સામાન્ય કક્ષાના ને આટલા સંકુચિત માણસ આ બંધારણસભામાં ક્યાંથી આવી પહોંચ્યા હશે ?, પાછળથી શ્રી સિતારામૈયાના એક લેખમાં આ શ્રી જયપાલસિંઘની ડીગ્રીઓ અને એમણે શોભાવેલી ખુરશીઓની એક લાંબી યાદી વાંચી ત્યારે વળી એ આશ્ચર્ય વધ્યું.

આવી કોમી સંકુચિતતા કોંગ્રેસના કોઈ સભ્યમાં નહોતી એવું પણ નથી. દાખલા તરીકે આસામના કોંગ્રેસી પ્રધાન શ્રી. ડીસુઝાએ પણ ઊભા થઈને અમુક સમિતિ ઉપર પોતાની ખ્રિસ્તી કોમને ઓછી બેઠકો મળી છે એવી ફરિયાદ કરી ત્યારે હું તો સ્તબ્ધ જ થઈ ગયેલો. ચૂંટણીઓમાંથી કોમવાદને કાઢવામાં એક દિવસની પણ ઢીલ થાય છે તેમાં આપણાં સારાં સારાં માણસોને પણ એ હળાહળ સ્પર્શી જવાનો કેટલો ભય રહેલો છે તે આ બનાવે દેખાડ્યું. આ બાબતમાં મારે ય શીખ–સભ્યોએ એક પણ કોમીસૂર કાઢ્યો નહોતો, તે ઘણા હર્ષની બાબત છે.

*

બંધારણસભામાંથી હું એક એવી પણ અસર લઈને પાછો ફર્યો છું કે આપણા રાષ્ટ્રના પહેલી હરોળના આગેવાનો અને બીજી હરોળના નેતાઓ વચ્ચે શક્તિ અને પ્રતિભાનું ઘણું મોટું અંતર રહેલું છે. એનું એક પરિણામ એ આવ્યું છે કે એના એ જવાહર, સરદાર, રાજેન્દ્રબાબુ, મૌલાના, કૃપાલાની, અને પંતને માથે અનેક પ્રકારની જવાબદારીઓ લદાઈ રહી છે. રૂપિયે બારઆની પણ એમનું સ્થાન લઈ શકે એવા શક્તિશાળી બીજા નેતાઓ જો આપણી વચ્ચે હોત તો કાર્યબોજનું કેટલુંક વિકેન્દ્રીકરણ થઈ શક્યું હોત. સાંકળની માફક રાષ્ટ્રની તાકાતનું પણ એની સબળી નહિ પણ સૌથી નબળી કડીમાંથી નીકળે છે. એટલે આપણે ત્યાં આગેવાનોની એક અખંડિત હારમાળા કેમ ઊભી થઇ શકી નથી એ પ્રશ્ન ઘણાને મૂંઝવે છે. કેટલાક એમ માને છે કે આપણા ટોચના આગેવાનોની સરમુખત્યારી ઢબે કામ લેવાની કાર્યપદ્ધતિ આને માટે જવાબદાર છે.

*

આગેવાનોના સ્વભાવની આ ખામી અંગે તો હું કંઈ કહી શકું તેમ નથી. પરંતુ, એમની આસપાસ ઊભી કરવામાં આવેલી મહત્તાની દીવાલોમાંની એક ઝીણી તીરાડ વાટે, એમના લાગણીતંત્રનું લગીરેક દર્શન કરવાનો પ્રસંગ મને સાંપડ્યો હતો.

શનિવારે બંધારણસભાની બેઠક પૂરી થઇ ત્યારે પંડિત જવાહરલાલના 'ડિસ્કવરી ઑફ ઈન્ડીઆ' ની નવી આવૃત્તિ ખરીદીને એની ઉપર એમના હસ્તાક્ષર લેવા હું એમની કચેરીમાં ગયો. હું ગયો ત્યારે લશ્કરમાંથી છૂટેલા અને 'વિદેશખાતામાં ભરતી થવાથી પરીક્ષા પસાર કરી ચૂકેલા દસેક જુવાનો ત્યાં ઊભા હતા. જવાહરલાલ કામમાં હતા તેથી દશની સાથે અગિયારમો હું પણ ઊભો રહ્યો. લશ્કરી પોષાક પહેરેલા એ દસમાંથી કોણ હિંદુ ને કોણ મુસલમાન હશે, કોણ-મરાઠી, પંજાબી કે બંગાળી હશે તે કહેવું મુશ્કેલ હતું. એ બધાં હિંદીઓજ હતા. એમાંના એક સાથે વિદેશખાતા અંગે વાતો કરતાં કરતાં મેં પૂછ્યું કે 'તમે કયા દેશમાં આપણા એલચીખાતામાં જવું પસંદ કરશો ?'

એણે જવાબ દીધોઃ 'અહીં તો લશ્કરના જેવું છે. દુનિયાના જે કોઈ મુલકમાં મને મોકલે ત્યાં જવા મારે તૈયાર જ રહેવું જોઈએ.'

'છે છતાં,' મેં વાત મુકી નહિ, 'ધારો કે તમારી ઉપર પસંદગી છોડવામાં આવે તો તમે કયા દેશમાં જવાનું પસંદ કરો ?'

'તો તો પછી અમેરિકા જ જાઉં ને!' એણે હસીને કહ્યું.

'તમારા બીજા સાથીઓની ઇચ્છા શી હશે?'

'મોટા ભાગનાની ઇચ્છા અમેરિકા કે રશિયા જવાની જ હશે'.

ત્યાં તો અંગત મંત્રી આવ્યા અને એમણે વિનયપૂર્વક એ બધાને કહ્યું કે, 'પંડિતજી અત્યારે તો બહુ કામમાં છે. તમે બધા સાંજના આવી શકશો?'

સાંજના પાછા આવવાનું નક્કી કરીને એ બધા, મોજથી વિદાય થયા છતાં હું ખસ્યો નહિ એટલે મંત્રીની નજર થોડી વારે મારી ઉપર પડી. મેં કહ્યું કે, 'મારે અરધી મિનિટનું જ કામ છે. ફક્ત આ પુસ્તક ઉપર એમના હસ્તાક્ષર લેવા છે.'

મંત્રી કહે કે, 'પંડિતજી બહુ કામમાં છે, છતાં લાવો પુસ્તક, હું સહી કરાવી દઉં'

મેં નમ્રતાથી ના પાડી અને કહ્યું કે, 'હું ઘણે દૂરથી આવું છું માટે જાતે જ એમની પાસે જઈને હસ્તાક્ષર લેવાની મને હોંશ છે.'

મંત્રીને પણ ઘણું કામ હતું એટલે વાતનો ત્યાં અંત આવ્યો અને હું પંડિતજીના ઓરડાની બહાર ઉભો જ રહ્યો.

થોડીવારે જવાહરલાલ મંત્રીને બોલાવવા જાતે બહાર આવ્યા. એ તક ઝડપીને મેં પુસ્તક એમની સામે ધરી દીધું અને હસ્તાક્ષરની માગણી કરી. એમણે મને અંદર બોલાવ્યો અને અંગ્રેજીમાં સહી કરી દીધી. સહી કરાવવા મેં એમની સમક્ષ પુસ્તક ધર્યું ત્યારે મારાથી સહેજે અર્પણ-પત્રિકાવાળું પાનું ઊઘડી ગયેલું. એની ઉપર લખેલું હતું: "To my Colleagues and Co-prisoners in the Ahmadnagar Fort Prison Camp." (અહમદનગરના કિલ્લાની જેલમાંના મારા સાથીઓ અને સહકારાવાસીઓને.) છાપેલા પુસ્તકનું એ પાનું પણ જવાહરલાલના હૃદયને માટે જાણે કોઈ પવિત્ર આત્મીયતા ધરાવતું હોય તેમ, 'યહાં તો કૈસે હો સકતા હૈ?' કહીને એમણે પાનું બદલી નાખ્યું અને પછી સહી કરી.

*

એ જ સાંજે બાબુ રાજેન્દ્રપ્રસાદની તાજી જ બહાર પડેલી હિંદી આત્મકથા લઈને એમને બંગલે એમના હસ્તાક્ષર લેવા ગયો. રાજેન્દ્રબાબુનો બંગલો જેટલી જગ્યા રોકે છે તેથી દસગણી જગ્યામાં એમનું ફળિયું છે. આ વિશાળ ચોગાનમાં લીલા ઘાસનાં મેદાનો છે. ફૂલના ક્યારા છે, અને શાકભાજી પણ વાવેલા છે. 'આત્મકથા'ના છેલ્લા પ્રકરણમાં રાજેન્દ્ર-બાબુએ લખ્યું છે તેમ પોતાના ખપ પૂરતી શાકભાજી બધી તેઓ આ બગીચામાં જ પકાવી લ્યે છે. પણ બટેટા તો ઘણા વધારે વાવેલાં છે.

વચમાં ગુલાબની કલમો અને ચોપાસ બટેટાના છોડ વાવેલા છે. રાજેન્દ્રબાબુના મકાનના ઓરડા મોટા મોટા છે, પણ ઓરડાની સંખ્યા ઓછી છે, તેથી સંકડાશ પડતી હશે. મકાનની પાછળ એક તંબુ ઊભો કરેલો છે. હમણાં જ બિહારથી એમના કુટુંબનાં સ્ત્રી-બાળકો આવ્યા છે એ બધા સાથે ત્યાં બેસીને રાજેન-બાબુ વાતો કરતા હતા. તંબુમાંથી બંગલામાં આવ્યા ત્યારે હું હસ્તાક્ષર લેવા ગયો. મને ખુરશી ઉપર બેસાડયો, નામ પૂછ્યું, મારા છાપાનું નામ પૂછ્યું, હસ્તાક્ષર શા માટે લેવા છે એ પૂછ્યું. મેં કહ્યું કે, 'બંધારણસભાની બીજી બેઠક અને તેના પ્રમુખની કાંઈક સ્મૃતિ તો મારે મારી સાથે ઘેર લઈ જવી જોઈએને?' હસીને એમણે હિંદીમાં સહી કરી દીધી.

રાજેનબાબુ પાસે હું બે મિનિટ બેઠો તે દરમિયાન તેમને દમનો દુઃખાવો ચાલુ હતો તેથી ખૂબ જ હાંફતા હતા. છતાં એમના મોઢા ઉપર કષ્ટનાં ચિહ્નો દેખાતાં નહોતાં. વચગાળાની સરકારમાં સૌથી વિશેષ આકરા કામવાળો ખોરાક અને ખેતીનો વિભાગ એમના હાથમાં છે. એમાં વળી બંધારણસભાના પ્રમુખપદનો બોજો પણ એમને ઉઠાવવો પડયો છે. દેશસેવાની ધગશ માનવદેહ પાસે આ ઉંમરે પણ આટલું કષ્ટ વેઠાવી શકે છે તેનું આ દૃશ્ય જુવાનોને માટે કેટલું પ્રેરણાદાયી છે!

મને થયું કે, આ માનવી તે લોહીમાંસના છે કે લોખંડના?

એનો જવાબ લાગે છે તેટલો સહેલો નથી.

# ગ્રંથ સમીક્ષા

અ. મ. રા.

## વાસ્તવદર્શી નવલકથા

### મન્વંતર

[ લે. તારાશંકર બંદોપાધ્યાય; અનુવાદક, રમણીક મેઘાણી: પ્રાપ્તિસ્થાન, ભારતી સાહિત્ય સંઘ, મુંબઈ–અમદાવાદ; મૂલ્ય સાડાચાર રૂપિયા. ]

પ્રથમ પંક્તિના આધુનિક બંગાળી વાસ્તવદર્શી સાહિત્યકાર રા. તારાશંકર બંદોપાધ્યાયની પ્રસિદ્ધ કૃતિનો આ ગુજરાતી અનુવાદ છે. મૂળ કથાની બંગાળીમાં ઘણી આવૃત્તિઓ થઈ છે, તેમજ કેટલીક પ્રાન્તીય ભાષાઓમાં અને અંગ્રેજીમાં પણ એનાં ભાષાંતર થયાં છે, એ હકીકત એની લોકપ્રિયતા બતાવે છે.

કથાનાં વિષય–વાતાવરણ પૂરા થયેલા વિશ્વયુદ્ધનાં છે. આ વિશ્વયુદ્ધ વિશે લેખકની માન્યતા જાણવા જેવી છે. એમની એ માન્યતાએ જ કથાનો નામકરણ સંસ્કાર કરી આપ્યો છે. એ કહે છે: ' આ વિશ્વવ્યાપી યુદ્ધ માનવસમાજમાં મહામન્વંતર છે ' ( પૃ. ૩૭૬ ). કુરુક્ષેત્રના યુદ્ધે, તેમ જ પહેલા વિશ્વવિગ્રહે માનવીને મુક્તિ સંપડાવી નહિ. આ વિશ્વયુદ્ધ એ સંપડાવે અને પછી જે વૈષમ્યવિહીન સમાજરચના આદરાય તેના, એટલે કે નવી દુનિયાના, નવવિધાનમાં વિશ્વની અન્ય પ્રજાઓ ભલે પોતપોતાની વિશિષ્ટ સિદ્ધિઓ જોતરે પણ ભારત તો ' અંતરલોકનું વિજ્ઞાન, જીવન માટે પ્રેમ, જીવંત માત્ર માટે આદર, સત્ય માટે આગ્રહ મોહમુક્ત કલ્યાણદૃષ્ટિ, અસત્ય સામે અહિંસક અણનમ દૃઢતા'નો મહાત્મા ગાંધીના આચરણ અને રવીન્દ્રનાથના કથનમાં અભિવ્યક્ત થતો પોતાનો ચિરંતન સંદેશ ભેટ ધરે, એવી આશા લેખકે સેવી છે. પોતાની એ આશાને ઉચ્ચાર આપવાનો આ કથા દ્વારા એમણે પ્રયત્ન કર્યો છે.

કથાવસ્તુ માટે આથી એમણે પાર્શ્વ–પશ્ચાદ્-ભૂમિકા યુદ્ધ સમયની યોજી છે. પરિણામે, તેંતાળીસનો દુર્ભાગી બંગાળની કારમી પરેશાનીનું સજીવ વાસ્તવચિત્ર કથામાં આપણને મળ્યું છે. નીચલા મધ્યમવર્ગ અને નોકરિયાતોની દશા, નફાખોરી, કાળાં બજાર, અન્નસંકટ, ભૂખમરો, જાપાની હવાઈ આક્રમણો એ સહુનું આલેખન તત્કાલીન વાતાવરણને આપણી સમક્ષ તાદૃશતાથી ફરી ધબકતું કરી મૂકે છે. યુદ્ધની થપાટ આપણા દેશમાં ખરી તો વાગેલી બંગાળને. એના પ્રત્યક્ષ અનુભવનો થોડોક સ્વાદ પણ આસામને ને એને જ ચાખવો પડેલો, એટલે આવું યુદ્ધચિત્ર હિંદમાં તો બંગાળમાંથી જ આવે એમ હતું. તે આ બંગાળી કથામાં આવ્યું છે. કથા લખાયેલી છે પણ તેંતાળીસની સાલમાં, શસ્યશ્યામલા બંગભૂમિ એ બધી યાતનામાંથી પસાર થઈ રહી હતી તે વેળા. સંવેદનશીલ લેખકે એ ગરમાગરમ વાતાવરણ જ પોતાની આ કથામાં એમ ને એમ ભરી દીધું છે.

પણ લેખકને માત્ર એવું પરિસ્થિતિચિત્ર જ દોરવું નહોતું. 'રાષ્ટ્રની વર્તમાન પરિસ્થિતિની પશ્ચાદ્–ભૂ ઊપર બંગાળના આ યુગના નૂતન–આદર્શ–અનુપ્રાણિત યુવકયુવતીઓનાં જીવન વિશે લખવાની, એમની કલ્પના હતી. બેકાબાકી મૂડીદારમાનસના ઓછાયામાં ઊછરેલો પણ આ યુદ્ધના મહામન્વંતરની અને જીવનવિગ્રહની ઝપેટમાં આવેલો સુખમય ચક્રવર્તીનો ભાવનાશાળી પ્રપૌત્ર કથાનાયક કાનાઈ, કાનાઈને ચાહતી તેજસ્વી કૉલેજકન્યા નીલા, કાનાઈ, ગીતા, નીલા, નેપી એ સૌ ઘરહીણાઓને આશરો આપતો. મસ્તરામ જેવો ભાવનાશાળી પત્રકાર વિજયદા, કુટુંબ ને ખાવાપીવાની સગવડો ભૂલી એક માત્ર સમિતિના કામમાં જ મચ્યો રહેતો અને બોંબમારો તથા ભૂખ્યાંઓની વહારે ગમે તે ઘડીએ દોડી જતો જનસેવા સમિતિનો સભ્ય અને ઉત્સાહી કાર્યકર નેપી—આ સૌ જુવાન પાત્રો આધુનિક બંગાળનાં જુવાનોનું માનસ રજૂ કરી તેમનું પ્રતિબિંબ જ આ કથામાં ધરાવે છે. એમનું પાત્રાલેખન હેતુલક્ષી વાતાવરણકથા કે પરિસ્થિતિચિત્ર જેવી મહદંશે બની ગયેલી આ કથામાં પાત્રનિરૂપણની દૃષ્ટિએ ધ્યાન ખેંચે એવું બન્યું છે. નેપી તો ઘણા વાચકોના દિલમાં વસી જશે.

કથામાં પ્રણયકથા વણી લઈને એને યથાશક્તિ

રસિક બનાવવાનો પણ પ્રયાસ કર્તાએ કરેલો છે. નાયકનાયિકા કાનાઈ–નીલાની પ્રણયકથાનું નિરૂપણ કેટલેક અંશે જાણીતી બંગાળી રીતે થયું છે. એમના વિકસતા પ્રણયના સાફલ્યની ઘડી પરસ્પરની ગેરસમજથી ઠીક વિલંબાય છે.

કથાની હેતુલક્ષિતા અછની રહેતી નથી. કથામાં બેકાબાઉ મૂડીદારોનાં માનસનું અને યુદ્ધ વેળાની મૂડીદારોની નફાખોરીનું ચિત્રણ બરાબર કરાવાયું છે. કર્તાએ કથાનાયક કાનાઈને ઘસાઈ ગયેલા મૂડીદાર કુટુંબનો અવશેષ બનાવી તેને જીવન વિષદમાંથી અને મૂડીદારોના પરિચયમાંથી પસાર કરાવી આખરે તેને કોમરેડ બનાવ્યો છે. તેની સાથે પ્રેમના જતરે સંધાતી નીલાને પણ 'કોમરેડ' કહી સંબોધતો તેને બતાવ્યો છે. વાંચો આ :

વિજયદા લખવાનું પૂરું કરીને બોલ્યા : 'કાનાઈભાઈ, હવે કામે વળગી જા. નીલા બાઈ, કોમરેડ સાથે તું યે કામે લાગી જા.'

* * *

નીલા હવે બોલી: 'બોલો શું કરું ? કામ કહો.'

'કામ ઘણાં છે. લોકોને આ મન્વંતરની મહાઆફતમાંથી પાર કરવા જ પડશે.'

વિજયદાએ બત્તીની સ્વીચ બંધ કરી. દિવસનું અજવાળું થઈ ચૂક્યું છે. (કથાની છેલ્લી લીટીઓ)

હૃદયમિલનની–પ્રણયસાફલ્યની–ઘડીએ નાયકનાયિકાને વિજયદાનો આ આદેશ મળે છે, 'કોમરેડ'પણાની ગંભીર દીક્ષા મળે છે ! 'દિવસનું અજવાળું થઈ ચૂક્યું હતું.' એ છેલ્લું વાક્ય પણ અર્થવંતુ છે આવાં યુવકયુવતીઓ જે ભાવનાથી પ્રેરાઈ 'લોક'ની આફત દૂર કરવા ને તેમની સેવા કરવા તૈયાર થાય છે તે ભાવનાના–ક્રાન્તિના અજવાળાનો ઉદય થઈ ચૂક્યો છે એમ પણ કર્તાને સૂચવવું છે. ગાંધીજી ઉપવાસની કડક અગ્નિપરીક્ષામાંથી' સલામત પાર આવ્યા એ સમાચારે પ્રેરેલો પૃ. ૩૭૬થી ૩૭૯ સુધીમાં વર્ણવાતો વિજયદાનો ભાવના ને લાગણીના ઉદ્રેકથી છલકાતો લેખ તો કર્તાની ભાવનાનો મનોરમ ઉદ્‌ગાર છે. એનો પરિચય આ કથાની સમીક્ષાના બીજા પરિચ્છેદમાં આપી દીધો છે.

ખંડોપાખ્યાયની ભાષા અને શૈલી આકર્ષક અને ચમકદાર છે. સુખમય ચક્રવર્તિના વિદ્યમાન વંશજોની હાલતનું ચિત્ર એનો એક સરસ નમૂનો છે.

અત્યાર સુધી આપણે ત્યાં આવેલી બંગાળી નવલકથાઓ મુખ્યત્વે લાગણીપ્રધાન પ્રેમકથાઓ જ હતી. આ કથા ઉપરનાં લક્ષણોને લીધે જુદી તરી આવે છે. આથી, શરદબાબુની કૃતિઓ ખલાસ કર્યા પછી જે તે બંગાળી લેખક–લેખિકાની કથાઓ ગુજરાતીમાં ઘસડી લાવવા અનુવાદકો અને પ્રકાશકોની પ્રવૃત્તિથી કંટાળવા માંડેલા વિવેકી સાહિત્યરસિકો આ કથાના અનુવાદથી તો અપ્રસન્ન નહિ જ થાય.

## ચાર ચરિત્રો

### શ્રી. જમનાલાલજી

[ લે૦ ઘનશ્યામદાસ બીરલા; અનુ૦ કરીમભાઈ વોરા; પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય, ૭ આના. ]

૪૮ પાનાંની આ સુલિખિત પુસ્તિકા સ્વ. જમનાલાલ બજાજની ચરિત્રિકા છે. ચરિત્રિકા ય ન કહો અને 'જમનાલાલજીનો જીવનપરિમલ કે જીવનપરિચય' એવું નામ એને આપશો તોય ચાલશે. રૂઢ રીતે લખાતાં આવાં પુસ્તકો કરતાં પોતાની લખાવટને કારણે આ પુસ્તિકા જુદી પડે છે. જમનાલજીના પોતાના પ્રથમ અને અંતિમ દર્શનનાં સ્મરણોથી પ્રારંભ કરી શ્રી. બીરલાએ તેમના વ્યક્તિલક્ષણો અને સાદાઈ, ધનની–નિસ્પૃહતા તથા સતત ઉદ્યોગપરાયણતા જેવા તેમના ગુણોનો પરિચય કરાવી, તેમના રાજકારણપ્રવેશનો ઇતિહાસ અને તેમણે લડેલા નાગપુર જયપુરના સત્યાગ્રહો તથા જીવનના અંત લગી ચાલેલી તેમની રચનાત્મક પ્રવૃત્તિઓ વિશે સંક્ષેપમાં પણ સુરેખ રીતે માહિતી આપી છે. પુસ્તિકાનો અન્ત જમનાલાલજીના ચિતારોહણના દશ્ય અને તે વેળાના પોતાના સંવેદનના સ્મરણાલેખથી કર્તા લાવ્યા છે. સત્તર વરસના જમનાલાલજીએ પોતાના દત્તક પિતામહ બછરાજજી પર લખેલો–એમની ધન પ્રત્યેની ઉદાસીનતા, પ્રભુશ્રદ્ધા અને નિર્મળ નિર્વૈર અંતઃકરણ દાખવતો–જે પત્ર કર્તાએ અંદર આખો ઉતાર્યો છે

તે જમનાબાઈજીના અંતર સત્વનું સુંદર દર્શન કરાવનાર સાધન છે, તેમ જ આ લઘુપુસ્તિકાનું એક આકર્ષણ છે. રા. ધીરુભા પાસે શૈલી છે, બનાવોને રજૂ કરવાની નિરૂપણકળા છે, સવિવેક હૃદય છે, ધર્મશાસ્ત્ર પુરાણોનો સારો પરિચય છે, મર્મગામી દૃષ્ટિ છે અને અંતરની ધાર્મિકતા છે એની ખાત્રી પણ આ પુસ્તિકા વાચકોને આપશે.

## નાનસેન

[ લે. મૂળશંકર ભટ્ટ; પ્રકા. ગ્રામદક્ષિણામૂર્તિ, આંબલા; વિક્રેતા, ભારતી સાહિત્ય સંઘ લિ.–મુંબઈ : અમદાવાદ; મૂલ્ય સવા રૂપિયો. ]

તરુણ વિદ્યાર્થીઓના વાચકવર્ગને ભૌગોલિક માહિતી આપવા સાથે પ્રવાસશોખ અને સાહસપ્રિયતાનો ચેપ લગાડે એવી ગ્રામદક્ષિણામૂર્તિ પ્રકાશને શરૂ કરેલી પ્રવાસકથાઓની માળાના આ મણકામાં જગવિખ્યાત નોર્વેજીયન પ્રાણીશાસ્ત્રી અને સાહસિક પ્રવાસી નાનસેનના જીવન અને જીવનકાર્યનો પરિચય સરળ કિશોરભોગ્ય શૈલીમાં આપવામાં આવ્યો છે. તરુણ નાનસેનનો સાહસપ્રેમ ને ભ્રમણ, પ્રાણીશાસ્ત્રનો એનો પ્રત્યક્ષ અભ્યાસ, ગ્રીનલેંડના એક છેડાથી બીજા છેડા સુધીનો તેણે કરેલો બરફ પરનો વિકટ પ્રવાસ, ઉત્તર ધ્રુવના હિમાચ્છાદિત પ્રદેશમાં પુરોગામી સાહસિકો કરતાં ખૂબ ઊંડે સુધી તેણે કરેલું પ્રવાસખેડાણ, પહેલા વિશ્વયુદ્ધમાં ખુવાર થયેલા રાષ્ટ્રોના લોકોની રાહતમાં એણે આપેલો સ્મરણીય ફાળો, તેને મળેલું શાંતિ માટેનું નોબેલ પારિતોષિક—તેના જીવનના આ સર્વ મહત્ત્વના બનાવો વિશે અનેક અંગ્રેજી પુસ્તકોને આધારે લેખકે અહીં પ્રમાણભૂત માહિતી રજૂ કરી છે. નાનસેન સાહસવીર જ હતો, ગ્રીનલેંડ અને ઉત્તર ધ્રુવના પ્રદેશોનો પ્રવાસ ખેડવા ઉપરાંત તે પ્રદેશોની ભૌગોલિક માહિતી તથા એસ્કીમોના જીવનનો પ્રમાણભૂત પરિચય, પ્રત્યક્ષ અનુભવ ને અવલોકનને આધારે જગતને આપનાર ભૂગોળશાસ્ત્રી જ ન હતો, એ એક ભાવનાશાળી માનવતાપ્રેમી સંવેદનશીલ સજ્જન અને સંસ્કારી લેખક પણ હતો એમ, ગ્રીનલેંડમાં ખ્રિસ્તી સંસ્કૃતિએ ઘૂસી એસ્કીમોની મૂળ સંસ્કૃતિના કરેલા વિનાશ પર ઊંડો જઈને એણે જે દર્દભરી ચીસ નાખી છે એ, તથા પહેલા વિશ્વવિગ્રહ અને તેણે સરજેલી પરિસ્થિતિ પર એણે જે ઉદ્ગારો કાઢ્યા છે એના આ પુસ્તકમાં આપેલા ઉતારા બતાવી આપે છે. તરુણો ને જુવાનોના હાથમાં વાર્તાઓ ને નવલકથાઓને બદલે આવાં જ પુસ્તકો મૂકવાં જોઈએ, પુસ્તકમાં ખટકે છે એક જ નાની વાત; અને તે ચરિત્રનાયકની એક પણ છબીનો અભાવ. આવાં પુસ્તકોમાં ચરિત્રવિષય વ્યક્તિવિશેષનો એક ફોટો તો અવશ્ય મૂકવો જોઈએ. બીજી આવૃત્તિવેળા આ ઊણપ સમાગઈ જશે એવી આશા રાખીએ.

## આપણા ગાંધીજી

[ લે. પુરાતન બુચ; પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય એક રૂપિયો. ]

## આપણાં કસ્તૂરબા

[ લે. પુરાતન બુચ; હંસ પ્રકાશન, અમદાવાદ; મૂલ્ય પંદર આના. ]

બેઉ લઘુપુસ્તકોના કર્તા રા. પુરાતન બુચ ગાંધીજી અને કસ્તૂરબાના નિકટના સંપર્કમાં આવી ચૂકેલા ભાવનાશાળી રાષ્ટ્રસેવક છે. આમ હોવાથી આપણા રાષ્ટ્રવિધાયક અને તેમનાં સાધ્વી પત્નીના જીવનની વાતો લખવાના એ વિશિષ્ટ રીતે અધિકારી છે. બાળકો અને પ્રૌઢ ઉંમરનાં અલ્પશિક્ષિતોના હાથમાં ગાંધીજી ને કસ્તૂરબાના જીવનપરિચાયક પ્રસંગો મૂકવાને કારણે બેઉ પુસ્તકો લખાયાં છે. અને તેથી શૈલી ને ભાષા તે વર્ગોને ગમ્ય ને રુચિકર થાય તેવાં રાખવામાં આવ્યાં છે. ચરિત્રવિષય બને વ્યક્તિઓના બાહ્યાભ્યંતર જીવન, ઘડતર, ભાવનાઓ ને જીવનકાર્યનો તેમનાં જીવનમાંથી લાક્ષણિક પ્રસંગો નિરૂપતાં જેઠ સારો ખ્યાલ આપવામાં લેખક સફળ થયા છે એમ ખુશીથી કહી શકાશે.

❋

[ અનુસંધાન પૃષ્ઠ ૧૬ થી ચાલુ ]

કેરવાની પ્રજાને અપીલ કરી છે તેની સાથે સહુ કોઈ સંમત થશે. શ્રી મોરારજીએ અમદાવાદમાં કહ્યું છે તેમ જરાક કોઈ વસ્તુ ન મળી, જરાક અગવડ પડી કે તરત કાળાં બજારમાં દોડયા જવાની આદત આપણે કેંદી નાખવી જોઈએ. જે વસ્તુ ન મળે તેના વિના થોડા દિવસ ચલાવી લેવું જોઈએ. થોડીક અગવડ વેઠીને પણ નફાખોર વેપારીઓને હંફાવવા જોઈએ. (દાખલા તરીકે, અત્યારે ગોળની અછતની અને એનાં કાળાં બજારની બૂમ ચારેકોરથી સંભળાય છે, અને ૨૦-૨૫ રૂપિયાના ભાવ આપીને પણ લોકો ગોળ ખરીદી રહ્યા છે. ગોળ એવો પદાર્થ નથી કે જેના વિના આપણે થોડા દિવસ ચલાવી ન શકીએ.) તે ઉપરાંત, કાળાં બજાર એક હલકટ પ્રવૃતિ છે એ બીના આપણા વાણી-વર્તનમાં દૃષ્ટિગોચર થવી જોઈએ. સમાજ-જીવનમાં એને પ્રતિષ્ઠા ન મળવી જોઈએ. એનાં દાન-સખાવત હરામ ગણાવાં જોઈએ. મ.

**પ્રધાનોના પ્રયત્નો પ્રતીતિકર નથી.**

બીજી બાજુ, પ્રજાકીય સરકારથી 'કાળાં બજારીઆનો બહિષ્કાર કરો' એટલું કહીને બેસી ન રહેવાય. પ્રજા જો એટલી બધી હદે જાગ્રત હોત તો આજ છ-છ વર્ષોથી કાળાં બજાર જામ્યાં ન હોત. સત્તાપલટાની સાથે જ રાતોરાત પ્રજામાનસનો પલટો થતો નથી. કાળા બજારીઆઓ સાથે કડક હાથે કામ લેવામાં સરકાર કશી કમીના નથી રાખતી તેવી સજ્જડ પ્રતીતિ પ્રજાને એણે કરાવવી જોઈએ. મુંબઈ સરકારના માહિતી-ખાતા તરફથી છૂરીના હુમલાનો ભોગ થઈ પડનારાઓની સંખ્યા બતાવતી યાદીઓ જે નિયમિતતાથી થોડા વખત પૂર્વે બહાર પડતી હતી તે મુજબ નફાખોરોને શિરે લટકતી કાયદાની તલવારનો ભોગ એમનામાંથી રોજરોજ કેટલા થઈ રહ્યા છે તે બાબતની યાદીઓ બહાર પડવી જોઈએ.

તેલ, દીવાસળી વગેરેની તંગી અંગે અમદાવાદમાં અને બીજે કકળાટ થયો તે પછી ધીમેધીમે શ્રી ખેર કે શ્રી દિનકરરાવ દેસાઈએ નિવેદનો અને ભાષણો દ્વારા વસ્તુસ્થિતિની જે ચોખવટ કરી તેમાંથી પ્રજાના મનનું ઠીક ઠીક સમાધાન કરી શકે તેવી ઘણી હકીકત બહાર આવી છે. પણ આવી ચોખવટ પ્રજા કકળાટ કરે ત્યાર બાદ આશ્વાસનરૂપે નહિ, પરંતુ તંગીની એંધાણીઓ દેખાવા માંડે તે જ ઘડીએ ચેતવણીરૂપે કરવી જોઈએ. અલબત્ત, આમ દરેક બાબતની ચોખવટ કરવા પ્રધાનોથી બેસી શકાય નહિ એટલો મોટો કામનો બોજો એમને શિરે પડેલો છે. એ કામ જિલ્લાના અને તાલુકાના અધિકારીઓનું છે. પોતાના વર્તન દ્વારા દિન પ્રતિદિન આ અધિકારીઓએ પ્રજા સમક્ષ પ્રજાકીય સરકારનું અસ્તિત્વ વાજબી ઠરાવવાનું છે. એટલે, ફરી ફરીને પાછો મૂળ સવાલ આવીને ઊભો રહે છે કે, અમલદારી તંત્રમાં નવા પ્રાણ પુરાવા જોઈએ. નવા અમલદારો આવે ત્યાં સુધી પણ પ્રજાએ સહન કર્યા જ કરવું જોઈએ એવું નથી. ફક્ત કૉંગ્રેસના જ નહિ પણ અન્ય સર્વ સહકારવાદી પક્ષોના કાર્યકર્તાઓ સાથે પ્રધાનમંડળનો સતત અને નિકટનો સંપર્ક રહેતો હોય તો તેઓ પણ પ્રજા અને પ્રધાનો વચ્ચેની એક કડી બની શકે. મ.

**જુસ્સાને તોડતો વર્ગભેદ**

વડા પ્રધાન શ્રી ખેરે અમદાવાદની પ્રજાને મેણું માર્યું કે, આઝાદી માટે મરવા તૈયાર થનારાઓ તેલ-ગોળની તંગી પણ થોડા દિવસ સુધી ન સહી શકે? જરૂર સહી શકે. માનવીના હાથ બહારના સંજોગોથી જે મુસીબતો ઊભી થઈ હોય તે પ્રધાનો અને પ્રજાએ સાથે મળીને પાર પાડયે જ છૂટકો છે. દેશમાં અનાજની જે તંગી છે તે જોતાં કોઈ પણ સમજુ માણસ પરદેશથી મળેલું, સડેલું સુદ્ધાં કોઈ પણ જાતનું અનાજ ખાવાની ના ન પાડી શકે. એ જ રીતે તેલ, ગોળ ઇત્યાદિનું બની શકે. પણ પ્રથમ પ્રજાને એ પ્રતીતિ થવી જોઈએ કે તંગીનો સામનો કરવામાં રાય ને રંક સહુ સરખાં જ છે. બ્રિટનમાં આજે કોલસાની જે તંગી પડી છે તેની સામે એ આખું રાષ્ટ્ર એક જ કુટુંબનાં સંતાનોની માફક હિંમતપૂર્વક ઝઝૂમી રહ્યું છે અને મુસીબતોને સરખે

